વેદાન્ત વિષય પર અભિરૂચી ધરાવનાર જીજ્ઞાસુ સજ્જનોને આ પુસ્તક ભેટ તરીકે આપવામાં આવશે. મંગાવનારે નીચેને સરનામે બુકપોસ્ટ તથા રજીસ્ટર ખર્ચના રૂ. ૦–૧૨–૦ મોકલવા સાથે પોતાનું પુરેપુરૂં સરનામુ લખવું.

પહેલાંની બે આવૃત્તિ વખતે જે ગૃહસ્થોને આ પુસ્તક મળ્યું હોય તેઓ આ વખત કૃપા કરી મંગાવશે નહિ એવી આશા છે.

છોટુલાલ લલ્લુભાઇ,
મેસર્સ પેસ્તનજી છોટુલાલની કુાં૦,
પાદશાહ આયર્ન માર્ટ,
કરનાક બંદર, મુંબઇ નં. ૩.








# विदेहमुक्त लल्लुभाई गोवर्धनदासनुं जीवनचरित्र.

( ચાર ભાગમાં. )

स जातो येन जातेन याति वंशः समुन्नतिम ।

भर्तृहरि.

પ્રકાશક—

**ચંદુલાલ લલ્લુભાઈ.**

માતુશ્રી દેવકોરબા.



**અવસાન**

શ્રાવણ વદ અગીઆરસ સંવત ૧૯૮૯,
ગુરૂવાર તા ૧૭મી ઓગષ્ટ સને ૧૯૩૩

श्री गणेशाय नमः

# પહેલી આવૃત્તિની ભૂમિકા.

यस्य पुत्रो न वै विद्वान् न शूरो न च धार्मिकः ।
अप्रकाशं कुलं तस्य नष्टचंद्रेव शर्वरी ॥
एकेनापि सुपुत्रेण जायमानेन सत्कुलम् ।
शशिना चैव गगनं सर्वदैवोज्ज्वलीकृतम् ॥

**અર્થ**:—જેને વિદ્વાન, શૂર, ધાર્મિક પુત્ર નથી તેનું કુળ ચંદ્રમા વિનાની રાત્રીની પેઠે પ્રકાશ રહિત રહે છે. એક પણ સારો પુત્ર થાય તો કુળ સારૂં કહેવાય છે; ચંદ્રમા જેમ ગગનને તેમ પુત્ર કુળને સદા પ્રકાશિત રાખે છે.

વૈ.દાદાજી ગોવર્ધનદાસ ભક્તિપરાયણ અને પુણ્યશાળી હોવાથી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પોતાના પુત્રોના સંબંધમાં પૂર્ણ ભાગ્યશાળી નીવડયા હતા. એમને ત્રણ પુત્ર રત્નો હતાં, તેમાં સૌથી નાના મારા પિતાશ્રી લલ્લુભાઈ હતા. એઓના વિદેહમુક્ત થયા બાદ તેમનાં લખાણો વાંચી જોતાં મારા ચિત્તમાં એવો સંકલ્પ ઊઠયો કે આમાંનાં ઘણાં ખરાં જીર્ણ થઈ ગયેલાં હોવાથી અને છૂટાં છવાયાં પડી રહેવાથી ગમે ત્યાં અટવાઈ જઈ નાશ થઈ જશે; પણ જો તે સર્વ એકત્ર કરી પુસ્તકના આકારમાં છપાવવામાં આવે તો તેનો સારો ઉપયોગ થઈ શકે. મુખ્યત્વે કરી જે કુટુંબમાં પોતે જન્મ્યા તે કુટુંબનાં સ્ત્રી પુરુષોને અને નવી થનારી પ્રજાને, એમનું જીવનચરિત્ર લખાય તો તે દૃષ્ટિ આગળ સદા ખડું રહી, તેમનું અનુકરણ, તથા થોડે ઘણે અંશે તેમની સ્થિતિ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવાનું સાધન બને એ નિઃસંશય છે.

મારો પોતાનો તો આ ગ્રંથ પ્રસિદ્ધ કરવામાં મોટો સ્વાર્થ રહેલો છે; તે એ કે જ્ઞાન સંપાદન કરી વડિલશ્રી જેવી સ્થિતિએ પહોંચવાની મને ઘણી ઉત્કંઠા છે; તે કામમાં આ ગ્રંથ મને અમૂલ્ય થઈ પડશે એમ હું માનું છું; માટે ઘણાજ ઉત્સાહ અને ખંતથી, પણ અલ્પ અનુભવ પ્રમાણે, એ કાર્ય મેં કર્યું છે, એનો લાભ અંતર્યામી મને આપશે એવી આશા રાખું તો તે સ્વાભાવિક ગણાય.

વાંચનારમાંથી કેટલાંકને આ પુસ્તકમાં અતિશયોક્તિનો દોષ માલમ પડે, તો તેમણે એટલી વાત ધ્યાનમાં લેવી, કે એક પુત્ર પિતાનું જીવનચરિત્ર લખે ત્યારે પુત્રને સ્વાભાવિક રીતે પિતા ઉપર પૂજ્યભાવ હોય, અને તેથી તેમને ઈશ્વરતુલ્ય માની તેમના ગુણાનુવાદ ગાય, તેમાં કાંઈ અતિશયોક્તિ નથી. બીજાઓને કદાચ તેમ ન ભાસે, પણ પુત્રની વાત તો જુદી છે. કેટલાંકના

મનમાં એવો પણ વિચાર આવે કે, જીવનચરિત્ર હમેશાં ત્રાહિત કોઈ પુરુષે લખવું જોઈએ, તે પ્રમાણે આ જીવનચરિત્રના સંબંધમાં પણ થવું જોઈતું હતું. મારા વિચાર પ્રમાણે તો જે પુરુષનું જીવનચરિત્ર લખવાનું હોય તે કુટુંબના કોઈને હાથે, અથવા નિકટના કોઈ મિત્રને હાથે લખાવું જોઈએ, કારણકે ચરિત્રનાયક સાથે કુટુંબીઓ જેટલા સંબંધમાં આવ્યા હોય છે. તેટલા ત્રાહિત પુરુષો આવેલા હોતા નથી; અને તે કારણથી કુટુંબીઓ અથવા મિત્રો જેટલી સારી રીતે એ કાર્ય કરે, તેટલી સારી રીતે ત્રાહિત પુરુષો કદિ કરી શકે નહિ. ઘણાં ખરાં જીવનચરિત્રોમાં ચરિત્રનાયકના વિચારો વાંચનારની સમક્ષ લખનારના વિચારોની સાથે સંમેલન કરી મૂકવામાં આવ્યા હોય છે, તે યોગ્ય કહેવાય કે નહિ એ બદલ મને શંકા છે. મારી સમજ પ્રમાણે તો લખનારે ચરિત્રનાયક સંબંધની સર્વ હકીકત વાંચનાર સમક્ષ મૂકવી, અને તે ઉપર વિચારો બાંધવાનું કામ વાંચનારને સોંપવું

આપણા લોકોમાં મહાન્ પુરુષોનાં જીવનચરિત્રો લખવાનો ઝાઝો પ્રચાર નથી, તેથી ઘણાં જીવનચરિત્રો જેવાં લખાવાં જોઈએ તેવાં લખાતાં નથી. તેનું કારણ એ કે, લખનારને પૂરેપૂરાં સાધનો મળી શકતાં નથી. આપણામાંના મોટા ભાગને રોજનિશી વગેરે રાખી પોતાના જીવન દરમ્યાનના નાના મોટા પ્રસંગો અંગ્રેજ લોકોની માફક નોંધી રાખવાની ટેવ નહિ હોવાથી, તથા પત્રો વગેરેનો પણ સંગ્રહ રાખવામાં આવતો નથી, તેથી પાછળથી જીવનચરિત્ર લખનારને સર્વ માહિતી મેળવવી ઘણી મુશ્કેલ થઈ પડે છે; અને જે કાંઈ પરદ્વારા મળે તે યથાર્થ છે કે નહિ તે બદલ શંકાજ રહે છે. આ સર્વ અડચણો પિતાશ્રીનું જીવનચરિત્ર લખવામાં મને પણ નડી છે; કારણ કે એમનો સ્વભાવ એવો હતો કે કોઈની આગળ પણ પોતા વિષે બનતા સુધી વાત ન કરતા; કેમકે એમ કરવામાં આત્મપ્રશંસા, જે એમને બીલકુલ પસંદ ન હતી, તેની દોષાપત્તિ થઈ પડે. કુટુંબીઓ સાથે પણ બહુજ થોડો સંબંધ રાખતા. તેથી તેમને પણ એમના સંબંધની બહુજ થોડી હકીકતની માહિતી રહેતી. સમજણા થયા પછી જે કાંઈ થોડી ઘણી હકીકત હું તથા અમારા ભાઈઓ પોતાના અવલોકનથી મેળવી શકયા તેજ આ ગ્રંથની સામગ્રીઓ તૈયાર કરવામાં મુખ્ય પાયો કહીએ તો ચાલે. એમના કોઈ ખાસ એવા મિત્ર પણ નહોતા, કે જેઓ એમના સંબંધની સર્વ હકીકતથી વાકેફ હોય. આ કારણોને લીધે આ પુસ્તક તૈયાર કરવામાં મને ઘણી અડચણો નડી છે તે છતાં આ પુસ્તક લખાયું છે તેમાં ઘણી ખરી હકીકત પિતાશ્રીના જુના મિત્રો તરફથી મેળવી છે. તેમ કેટલીક મને યાદ હતી તે લખી છે; કેટલીક એમનાં જુનાં કાગળીયાં ઉપરથી મેળવી છે, જો કે એમનાં કાગળીયાંનો સંગ્રહ ઘણો જૂજ છે. બીલકુલ નથી એમ કહીએ તોપણ ચાલે; અને કેટલીક બીજાઓને મોઢે સાંભળેલી લખી છે, તેથી કદાચ કોઈ ઠેકાણે મારાથી કાંઇ હેરફેર લખાઇ ગયું હોય, તો વાચકવર્ગ તે

બદલ મને ક્ષમા કરી, ખરી હકીકત જે તેમને માલમ હોય તે લખી મોકલવાની કૃપા કરશે, તો તેમનો આભાર માની આ પુસ્તકની બીજી આવૃત્તિ કાઢવાનો કદાચ આગળ ઉપર પ્રસંગ આવે, તો તે સમયે તે સુધારી લેવાનો હું પ્રયત્ન કરીશ. આ પુસ્તક તો એક સ્મરણ નોંધ જેવું છે; કોઈ પણ રીતે સર્વ માહિતીથી સંપૂર્ણ નથી. પિતાશ્રી સંબંધી વિશેષ હકીકત મેળવવા સાધનરુપ થઈ પડે એ પણ આ પુસ્તક બહાર પાડવાનો એક ઉદ્દેશ છે.

સંભવિત છે, કે આ પુસ્તક વાંચતાં પિતાશ્રીના જુના મિત્રો અને તેમના સંબંધમાં આવેલા બીજા ગૃહસ્થોને કેટલીક નવી માહિતી સ્વાભાવિક રીતે યાદ આવે, જે પૂછવાથી કાંઈ પણ આધાર વગર યાદ આવી શકતી નથી; તેવી જો તે સમયે નોંધ કરી, તે ગૃહસ્થો પુસ્તક સંપૂર્ણ વાંચી રહ્યા પછી, મને કૃપા કરી લખી મોકલશે, તો તેમનો મારા પર મોટો ઉપકાર થશે. બને ત્યાંસુધી નાની મોટી સર્વ માહિતી પિતાશ્રી સંબંધી મેળવી, સંગ્રહ કરવાનો મારો વિચાર છે; તેમાં મુખ્યત્વે કરી એમને મુખેથી વખતો વખત જે અનુભવનાં વાક્યો જ્ઞાન વિષયનાં નીકળતાં, તેના સંગ્રહની તો મને ખાસ જરૂર છે, માટે જેમનાથી બની શકે તેઓએ કૃપા કરી આ કાર્યમાં મને સહાય કરવી એવી મારી પ્રાર્થના છે.

આ પુસ્તક જોઈ જવામાં, વખતો વખત અમૂલ્ય સૂચનાઓ આપવામાં અને 'પ્રુફો' તપાસવામાં રા. સા. ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રીજીએ પોતાની નાદુરસ્ત પ્રકૃતિ હોવા છતાં, જે સહાય કરી છે, તે બદલ તેમનો અમે સર્વ કુટુંબીઓ આ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

પિતાશ્રી વૃદ્ધાવસ્થાને પામતાં વાર વિદેહમુક્ત થયા. આવા પિતાના પુત્રપર મોટા ઉપકાર થાય છે. સેવા કરી પુત્ર કંઈક અંશે તેનું ઋણ ફેડી શકે છે. પ્રારબ્ધહીનતાને લીધે, મને પિતાશ્રીનું ઋણ ફેડવાનો પ્રસંગ આવ્યો નથી; ફક્ત એકજ વાત મારા હાથમાં રહી છે, તે એ કે જેમ પરમાત્માના ઉપકારો વાળવાને જગત્ શક્તિમાન ન હોવાથી, તેની સ્મૃતિભક્તિ કરે છે, તેમ પિતાશ્રીનું ઋણ વાળવાને હું અશક્ત હોવાથી, તેમની તથા બીજા વડીલોની સ્મૃતિભક્તિ આ સંગ્રહદ્વારા કરવી એટલુંજ મેં કર્યું છે. એટલું પણ મારાથી ન થાય તો મારૂં જીવતર ફોગટ સમજું છું. માટે મારો અનુભવ અલ્પ છતાં આ ચરિત્ર મેં પ્રગટ કર્યું છે.

આજે અષાડી પૂર્ણિમાને દિવસે આ ગ્રંથનો આ છેવટનો ભાગ સ્વાભાવિક રીતે પૂરો થાય છે; આજે સર્વ કોઈ ગુરુનું પૂજન કરે છે, તેમ હું પણ વડિલોરુપી ગુરુઓની પૂજા કરી, તેમનું અહર્નિશ ચિંતન અંતરમાં રહે એવી અભિલાષા રાખી સમાપ્ત કરૂં છું.

**અમદાવાદ.**
અષાઢી પૂર્ણિમા, સવત ૧૯૬૧;
તા. ૧૬ મી જુલાઈ ૧૯૦૫.

**ચંદુલાલ લલ્લુભાઈ.**

# બીજી આવૃત્તિની ભૂમિકા.

આ પુસ્તકની બીજી આવૃત્તિ આજ અઢાર વર્ષે બહાર પડે છે. પ્રથમ આવૃત્તિની નકલો મિત્રમંડળમાં વહેંચાઈ જવાથી, આ બીજી આવૃત્તિ કાઢવાની આવશ્યક્તા જણાઈ છે, કારણ કે ચોતરફથી આ પુસ્તકની માગણી ઘણા લોકો કરી રહ્યા છે. પ્રથમ આવૃત્તિમાં ચાર ભાગ હતાઃ પહેલા ભાગમાં વ્યવહારિક, અધિકાર, અને ધાર્મિક વૃત્તાંત, સ્વ. બાળકૃષ્ણ ખાનોલકરનો પત્ર તથા સ્વ. માધવરાવ સરાફનો પત્ર, અને સ્વામીશ્રી પ્રકાશાનંદજીના લેખો વગેરે હતા, બીજા ભાગમાં પિતાશ્રીના બનાવેલા છૂટક ગદ્યપદ્ય લેખો હતા, ત્રીજા ભાગમાં વર્તમાનપત્રોના લેખો હતા, અને ચોથા ભાગમાં પિતાશ્રીનું અંગ્રેજીમાં જીવનચરિત્ર હતું; પણ આ આવૃત્તિમાં નીચે પ્રમાણે ફેરફાર કરવામાં આવ્યા છે.

**પ્રથમ ભાગઃ**—આ ભાગમાં પહેલા વિષયથી બારમા વિષય સુધી વ્યવહારિક વૃત્તાંત, તેરમા વિષયથી ત્રીસમા વિષય સુધી અધિકાર વૃત્તાંત, એકત્રીસમા વિષયથી પચાસમા વિષય સુધી ધાર્મિક વૃત્તાંત, એમ પહેલી આવૃત્તિમાં હતું; પરંતુ આ બીજી આવૃત્તિમાં વ્યવહારિક વૃત્તાંત, અધિકાર વૃત્તાંત, તથા ધાર્મિક વૃત્તાંત એમ ત્રણે જુદાં ન લખતાં, એકત્ર કરીને ફક્ત વ્યવહારિક આદિ વૃત્તાંત લખેલું છે, તથા પચાસ વિષયોને બદલે અડતાળીસ વિષયો લખેલા છે. સ્વ. બાળકૃષ્ણ ખાનોલકરનો પત્ર તથા સ્વ. માધવરાવ સરાફનો પત્ર બીજા ભાગમાં રાખેલા છે.

**દ્વિતીય ભાગઃ**—આમાં ચિત્તમાં સંકલ્પ ઊઠતાં કોઈ કોઈ વખત ‘પેન્સીલ’ વગેરેથી પિતાશ્રીએ ગદ્યપદ્યમાં કાંઈ લખી મૂકેલું તેમાંનાં કેટલાંક કાગળીયાંનો સંગ્રહ છે. પિતાશ્રીની લોકપ્રિયતા સંબંધી લેખ તથા વર્તમાન પત્રના ઉતારા, તેઓના પોતાના કેટલાક જરૂરી અંગ્રેજી લેખો ગુજરાતી ભાષાંતર સહિત, અવસાન પછીના વર્ત્તમાનપત્રોના જરૂરી ઉતારા, તથા પહેલી આવૃત્તિના ચોથા ભાગમાંથી કેપ્ટન સ્ટુઅર્ટ પ્રિન્સ, તથા પહેલા ભાગમાંથી સ્વ. બાળકૃષ્ણ ખાનોલકર તથા સ્વ. માધવરાવ સરાફના પત્રો દાખલ કરેલા છે. પહેલી આવૃત્તિના બીજા અને ત્રીજા ભાગોનો આ નવી આવૃત્તિમાં થોડા ફેરફાર સાથે દ્વિતીય ભાગમાં સમાવેશ કરેલો છે.

**તૃતીય ભાગઃ**—હાલનો ત્રીજો ભાગ પહેલી આવૃત્તિમાં નહોતો. ભાઈ માણેકલાલ ચુનીલાલ સુતરિયાએ, પિતાશ્રી કથા કરતા તે વખતે જે જે નોંધ લીધેલી ને ‘બોધામૃત’ નામના પુસ્તકમાં પ્રસિદ્ધ કરેલી, ને પાછળથી

"અન્તિમ જ્ઞાનવાણી" નામના પુસ્તકમાં બીજી વાર બહાર પાડેલી, તે આ ભાગમાં લેવામાં આવી છે.

**ચતુર્થ ભાગઃ**—પહેલી આવૃત્તિનો ચોથો ભાગ જે અંગ્રેજીમાં જીવન-ચરિત્રરુપે હતો તે તથા કેટલાક યુરોપીઅન અમલદારો સાથે ચાલેલો પત્ર વ્યવહાર તેમ જ અવસાન પછીના દિલાસા પત્રો, વગેરે કાઢી નાખી, તેમાંથી કેટલાક જરૂરી લેખો તથા પત્રો બીજા ભાગમાં દાખલ કરેલા છે; અને આ નવી આવૃત્તિમાં સ્વામીશ્રી પ્રકાશાનંદજીના જે લેખો પહેલી આવૃત્તિમાં પહેલા ભાગમાં હતા, તે થોડા વિસ્તારથી ચતુર્થ ભાગરૂપે આપેલા છે.

બીજી આવૃત્તિ સુધારવામાં અને વિષયો ગોઠવવામાં ભાઈ બહેચરલાલ ત્રિકમજી પટેલે તથા છપાવવા અને 'પ્રુફો' તપાસવામાં ભાઈ ચુનીલાલ મોતી-લાલ શ્રૉફ બી. એ. એ જે મદદ કરી છે, તે બદલ તેમનો આભાર માનું છું.

આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ મંગાવનારને ટપાલ ખર્ચ આપ્યા સિવાય મોકલવામાં આવતી હતી, પરંતુ કેટલાક મિત્રોની ખાસ સૂચનાથી આ આવૃત્તિ મંગાવનારને રજીસ્ટર સહિત ટપાલ ખર્ચના દશ આના મોકલવાથી ભેટ તરીકે મોકલી આપવાની ગોઠવણ કરવામાં આવી છે.

ઘ૦ ૧૨૬, દારપારામ મહેતાનો ખાંચો,
ગોપીપુરા—સુરત.
અષાડી પૂર્ણિમા, સવંત ૧૯૭૯;
તા. ૨૭ મી જુલાઈ સને ૧૯૨૩.

ચંદુલાલ લલ્લુભાઈ.

---

# ત્રીજી આવૃત્તિની ભૂમિકા.

બીજી આવૃત્તિની બે હજાર પ્રતો થોડી મુદતમાં ખપી જવાથી અને વાચકવર્ગ તરફથી દિનપ્રતિદિન વધારે માગણી થવાથી, આ ત્રીજી આવૃત્તિ બહાર પાડવાની જરૂર પડી છે. આ આવૃત્તિમાં નીચે મૂજબ સુધારો કરવામાં આવ્યો છેઃ—

**પ્રથમ ભાગ**:—આ ભાગમાં પિતાશ્રીનું પૂરેપૂરૂં જીવનવૃત્તાંત આપવામાં આવ્યું છે. તેઓશ્રીના જીવનના ત્રણ ભાગ કરી દરેક ભાગનું વિસ્તારથી વર્ણન વ્ય-વહારિક વૃત્તાંત, અધિકાર વૃત્તાંત અને ધાર્મિક વૃત્તાંત, એ પ્રમાણે ત્રણ પેટા ભાગમાં કીધું છે. બીજી આવૃત્તિમાં આ બધું એકઠું આપ્યું હતું, તેથી બરાબર ક્રમ સચવાયો નહોતો. પિતાશ્રીની બેલગામથી સુરત બદલી થઈ ત્યારે તેમના માનમાં થયેલા મેળાવડાઓનો હેવાલ બીજી આવૃત્તિમાં બીજા ભાગમાં લીધો હતો, તે આ ભાગમાં અધિકાર વૃત્તાંતમાં યોગ્ય સ્થળે મૂકવામાં આવ્યો છે.

**દ્વિતીય ભાગ**:–આ ભાગમાં અનુક્રમમાં ફેરફાર કરવામાં આવ્યો છે અને થોડો વધારો પણ કર્યો છે. આ ભાગમાં આપેલી હકીકતના બે પેટા ભાગ પાડયા છે. પહેલામાં પિતાશ્રીના અવસાન સંબંધી વર્તમાન પત્રોમાં આવેલા લેખો, મિત્રો તથા અમલદાર વર્ગ તરફથી આવેલા દિલાસા પત્રો, તથા સ્વ. ભાઈ ખાનોલકર અને સ્વ. ભાઈ માધવરાવ સરાફના પત્રો લેવામાં આવ્યા છે. પહેલા ભાગને અન્તે પિતાશ્રીના અવસાનની હકીકત આવેલી છે, એટલે તેનો પાછળજ અવસાનને લગતા લેખો તથા પત્રો આવવાજ જોઈએ, માટે આ ક્રમ રાખ્યો છે. સ્વ. ભાઈ ખાનોલકર અને સ્વ. ભાઈ સરાફના લેખો જેમાં પિતાશ્રીના બોધનું ટાંચણ છે, તે તે ગૃહસ્થોના દિલાસા પત્ર સાથે આવેલા એટલે અહીંઆ લીધાં છે. અમલદાર વર્ગ તરફથી આવેલા દિલાસાપત્રો બીજી આવૃત્તમાં લીધા નહોતા તે અત્રે ગુજરાતી તરજુમા સાથે દાખલ કર્યા છે. બીજા પેટા ભાગમાં પિતાશ્રીએ તરુણાવસ્થામાં લખેલા લેખો, ભાઈ નવનીતલાલ પર લખેલા ધર્મ સંબંધી પત્રો, એઓશ્રીનો મુદ્રાલેખ, વચનામૃતો, તથા પંચીકરણપટની સમજુત અને એમણે પોતે લખેલાં છુટક છુટક પદો, વિકલ્પ તથા શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્ર ગુજરાતી તરજુમા સાથે આપવામાં આવ્યાં છે. શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્ર બીજી આવૃત્તિના બીજા ભાગમાંથી કાઢી નાખ્યું હતું તે અહીંઆ ફરીથી લીધું છે.

આ પ્રમાણે પિતાશ્રીના જીવનની સંપૂર્ણ હકીકત બે ભાગમાં પૂરી થાય છે. પત્રો, લેખો, વગેરે ઉતારારુપ હોવાથી તે નાનાં ટાઈપમાં છાપવામાં આવ્યા છે.

**તૃતીય ભાગ**:–આ ભાગમાં ભાઈ માણેકલાલ ચુનીલાલ સુતરિયાએ લખેલા '**વિદેહમુક્ત લલ્લુભાઈ ગોવર્ધનદાસની અન્તિમ જ્ઞાનવાણી**' નામના પુસ્તકમાંની બધી હકીકત કાંઈ પણ ફેરફાર કર્યા સિવાય લીધી છે.

**ચતુર્થ ભાગ**:–આ ભાગમાં સ્વામીશ્રી પ્રકાશાનંદજીના લેખો છે. કેટલાક વિષયો લખતાં લખતાં અધુરા રહ્યા હતા તે આ આવૃત્તિમાં તેમણે પૂરા કર્યા છે, અને કેટલાક વિષયો પ્રથમ રદ કર્યા હતા તેમાંથી ચાર વિષયો તેમણે દાખલ કર્યા છે.

આ આવૃત્તિ છપાવવા તથા 'પ્રુફ' તપાસવામાં રા. રા. જયચંદભાઈ કુબેરદાસ દલાલ. બી. એ. એ જે અમૂલ્ય મદદ કરી છે તે માટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

૧૨૬, કીરપારામ મહેતાનો ખાંચો, ગોપીપૂરા, **સુરત**.<br>અષાડી પૂર્ણિમા, સંવત ૧૯૮૧;<br>તા. ૬ ઠી જુલાઇ સને ૧૯૨૫.

**ચંદુલાલ લલ્લુભાઈ ગોવર્ધનદાસ.**

## કુટુંબ વૃક્ષ



લાલ શાહીથી લખેલાં નામોવાળાં હાલ હયાત નથી.

A 5354-Lakshmi Art, Bombay, 8.

# વૈકુંઠવાસી ગોવર્ધનદાસ સેવકરામ મુનીમના હયાત કુટુંબીઓનું ઓળખાણ.

વૈ. પરમાનંદ ગોવર્ધનદાસના હાલમાં બે પુત્રો અને બે પુત્રીઓ હયાત છે.

જ્યેષ્ઠ પુત્ર ભાઈ ચીમનલાલ (નાનુભાઇ) હાલમાં દાદરમાં રહે છે, અને પરેલમાં બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વેના લોકો સુપ્રિન્ટેન્ડન્ટની ઓફીસમાં સેકન્ડ કલાર્કના ઓદ્ધા ઉપર હતા. તેઓ પંચાવન વર્ષની ઉમ્મર થતાં નોકરીમાંથી મુકત થયા છે. તેમને એક પુત્ર અને એક પુત્રી છે.

બીજા પુત્ર ભાઈ ઠાકોરદાસ હાલમાં સોલીસીટર છે, અને મુંબઈમાં રહી ઠાકોરદાસ એન્ડ દરૂ સોલીસીટરોની ફર્મના મુખ્ય ભાગીદાર છે; એમની ઓફીસ નં. ૪૦-૪૨ જાફરી બીલ્ડીંગ, નાનાભાઇ લેન, હોર્નબી રોડ, કોટ, મુંબઈ નં. ૧ માં છે. એમને હાલમાં ચાર પુત્રો અને ત્રણ પુત્રીઓ છે.

વિ. ગુલાબદાસ ગોવર્ધનદાસના હાલમાં ત્રણ પુત્રો અને બે પુત્રીઓ હયાત છે.

જ્યેષ્ઠ પુત્ર ભાઈ ચુનીલાલ "ધી યુનીવર્સલ ફીલ્મ પીકચર્સ કોરપોરેશન ઓફ અમેરીકા" ના હિંદુસ્તાન અને બરમા ખાતેના મુખ્ય એજંટ છે. એમને એક પુત્ર અને બે પુત્રીઓ છે.

બીજા પુત્ર ભાઈ નગીનદાસ રેલ્વે ખાતામાં કોલાબા ઉપર ગેસ સુપરિન્ટેન્ડન્ટના હેડકલાર્ક છે.

ત્રીજા પુત્ર ભાઈ મોતીભાઇ મેસર્સ બી. પી. નારીએળવાળા, મીલ સ્ટોર્સ સપ્લાયર્સ, ૧૨૪, કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઈ નં. ૧ પર આવેલી કંપનીમાં ભાગીદાર છે. એમને ત્રણ પુત્રો અને એક પુત્રી છે.

વિ. લલ્લુભાઈ ગોવર્ધનદાસના હાલમાં ત્રણ પુત્રો અને એક પુત્રી હયાત છે.

ચંદુલાલ (આ ગ્રંથના પસિદ્ધકર્ત્તા) જ્યેષ્ઠ પુત્ર છે. સુરતમાં કસ્ટમખાતામાં સર કારકૂનના ઓદ્ધા પર છે. તેઓ હાલમાં સુરત રહે છે. તેમને બે પુત્રો અને બે પુત્રીઓ છે.

તેમના નાના ભાઈ છોટુલાલ લોખંડના વ્યાપારી છે, અને મુંબઈ નં. ૩ કર્નાક બંદર ઉપર મેસર્સ પેસ્તનજી છોટુલાલની કંપનીના ભાગીદાર છે. એઓ મુંબઈની પાસે શીવમાં રહે છે.

સહુથી નાના ભાઈ માણેકલાલ છે. એઓ હાલમાં સરકારી નોકરીમાં થાણા સબ ડીવીઝનમાં સોલ્ટ ખાતાના સુપરીન્ટેન્ડન્ટના ઓદ્ધા પર છે. એમને હાલમાં એક પુત્ર અને એક પુત્રી છે. એઓ રાવ બહાદુર અને જે. પી. છે.

# અનુક્રમણિકા.

## પ્રથમ ભાગ.

## દ્વિતીય ભાગ.

**લેખસંગ્રહ.** 

---

## તૃતીય ભાગ.



### अंतिम ज्ञानवाणी.

## ચતુર્થ ભાગ.

# શુદ્ધિપત્રક.

સૂચના:–આ શુદ્ધિપત્રક પ્રમાણે ભૂલો સુધારી પુસ્તક વાંચવું.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | ૬ | वंश्थ | वंश्य |
| ૧૩ | ૧૫ | Personel | Personal |
| ૧૮ | ૪ | નિરાભિમાનતા | નિરભિમાનતા |
| ૨૪ | ૨૨ | એમને | એમણે |
| ૫૨ | ૨૯ | નિષ્યપક્ષપાતી | નિષ્પક્ષપાતી |
| ૫૪ | ૧૮ | દુખવતાં | દુઃખવતાં |
| ૫૬ | ૧૭ | તરરૂથી | તરફથી |
| ૬૪ | ૨૨ | યુંક્તિ | યુક્તિ |
| ૭૩ | ૧૭ | ગુલાભાઇ | ગુલાબભાઇ |
| ૭૬ | ૨૭ | નર્વિકાર | નિર્વિકાર |
| ૭૭ | ૧ | તિલટ | તિલક |
| ૭૮ | ૩ | સામાર્થ્ય | સામર્થ્ય |
| ૭૮ | ૧૮ | ગુલાબાઇ | ગુલાબભાઇ |
| ૭૯ | ૧૮ | કાાકજી | કાકાજી |
| ૯૩ | ૧ | તા | તો |
| ૧૦૦ | ૨૧ | અકાંતવાસ | એકાંતવાસ |
| ૧૦૨ | ૧ | તનો | તેનો |
| ૧૦૮ | ૨૪ | Industy | Industry |
| ૧૦૯ | ૧૧ | Interasts | Interests |
| ૧૧૬ | ૨૫ | resolusion | resolution |
| ૧૨૧ | ૬ | આપણે | આપણને |
| ૧૨૧ | ૭ | આપણે | આપણને |
| ૧૨૨ | ૧૪ | વ્રિકલ્પ | વિકલ્પ |
| ૧૨૫ | ૨૨ | ત્રાજું | ત્રીજું |
| ૧૨૬ | ૧૩ | જાઇએ | જોઇએ. |
| ૧૪૫ | ૨૪ | qnality | quality |
| ૧૪૫ | ૨૯ | instinet | instinct |
| ૧૪૮ | ૧૬ | gentleman | gentlemen |

| | | | |
|---|---|---|---|
| ૧૫૨ | ૧૮ | nccessity | necessity |
| ૧૫૩ | ૨૪ | કૂત્યોમાં | કૃત્યોમાં |
| ૧૫૬ | ૧૧ | numberd | numbered |
| ૧૫૭ | ૭ | ત | તે |
| ૧૫૮ | ૨૭ | feeels | feels |
| ૧૬૦ | ૧૦ | appeariug | appearing |
| ૧૬૦ | ૨૪ | inseperable | inseparable |
| ૧૬૧ | ૫ | Thereforo | Therefore |
| ૧૬૭ | ૯ | વાયુ ઈદ્રિય વડે | વાયુ ઇન્દ્રિય વડે |
| ૧૭૨ | ૧૦ | अश्रित | आश्रित |
| ૧૯૦ | ૨૦ | ઠેકલાકને | કેટલાકને |
| ૨૦૮ | ૧૫ | કહેવાવ જ | કહેવાય જ |
| ૨૧૦ | ૨૮ | ભોગઅદિકમાં | ભોગાદિકમાં |
| ૨૨૫ | ૪ | હાના | હાની |
| ૨૩૪ | ૧૯ | વળા | વળી |
| ૨૩૯ | ૧૬ | રાત્રા | રાત્રી |
| ૨૫૫ | ૨૩ | વહા | વહી |
| ૨૫૮ | ૧ | સજાતાય | સજાતીય |
| ૨૬૪ | ૧૬ | સાક્ષત્કાર | સાક્ષાત્કાર |
| ૨૬૭ | ૧ | ઉઠવેદાદિ | ઉઠવેઠાદિ |
| ૨૭૨ | ૧૯ | જાઇએ | જોઇએ |
| ૨૭૩ | ૮ | વિશ્વપારસ્પાન્ર | વિશ્વપરિસ્પન્દ |
| ૨૭૭ | ૧૫ | કહેડાવવાનો | કહેવડાવવાનો |
| ૨૭૯ | ૨૧ | દ્વષથી | દ્વેષથી |
| ૨૭૯ | ૨૨ | પરતંપ | પરંતપ |
| ૨૯૪ | ૨૨ | જેણે ઘર પ્રમાણે | ઘર પ્રમાણે |
| ૨૯૯ | ૧૫ | નિર્વણીય | નિર્વર્ણીય |
| ૩૦૨ | ૧૬ | योगवासिष्ठम् | योगवासिष्ठम् |
| ૩૦૫ | ૧૧ | અખડપણુ | અખંડપણું |
| ૩૦૬ | ૬ | Imposter | Impostor |
| ૩૦૭ | ૨૧ | પસ | પાસ |
| ૩૧૨ | ૧૪ | સમાન્ય | સામાન્ય |
| ૩૧૪ | ૩૧ | અત્મસત્તાનું | આત્મસત્તાનું |
| ૩૧૫ | ૫ | નિવિકલ્પ | નિર્વિકલ્પ |

| | | | |
|---|---|---|---|
| ૩૧૯ | ૨૩ | જાઇએ | જોઇએ |
| ૩૨૦ | ૨૪ | वित्तषणायाश्च | वित्तैषणायाश्च |
| ૩૨૨ | ૨૭ | ચત્યનું | ચૈત્યનું |
| ૩૨૬ | ૧૦ | જીવનમુ | જીવનમુક્ત |
| ૩૨૬ | ૧૦ | સંસારમાંકત | સંસારમાં |
| ૩૨૭ | ૩ | ब्रह्मौवस्ति | ब्रह्मैवास्ति |
| ૩૩૩ | ૩ | અને र | અને त्वं |
| ૩૩૫ | ૧૯ | અનત્ત | અનન્ત |
| ૩૪૨ | ૧૧ | બીજ | બીજ |
| ૩૪૫ | ૧૮ | મારી " ઇચ્છા | " મારી ઇચ્છા |
| ૩૫૦ | ૨૦ | વિવેક—બુદ્ધિ | વિવેકબુદ્ધિ |
| ૩૬૧ | ૨૫ | શાસ્ત્રભ્યાસ | શાસ્ત્રાભ્યાસ |
| ૩૬૩ | ૧૬ | પોનાને | પોતાને |
| ૩૬૯ | ૧૭ | પુરુષાથ | પુરુષાર્થ |
| ૩૭૦ | ૧૯ | હત, | હતા, |
| ૩૭૫ | ૨૪ | દેવકાય | દેવકાર્ય |
| ૩૭૬ | ૨૪ | શુભેચ્છાને | શુભેચ્છકોને |
| ૩૮૩ | ૫ | ભણવું." | ભણવું. |
| ૩૮૫ | ૧ | બ્રાહ્યણ | બ્રાહ્મણ |
| ૩૯૧ | ૯ | શ્રાત | શ્રુતિ |
| ૩૯૧ | ૩૦ | મકાર | મૂકાર |
| ૩૯૩ | ૧૩ | मिद | मिदं |
| ૪૦૫ | ૨૨ | શ્રતિ | શ્રુતિ |
| ૪૦૮ | ૧ | આવરણય | આવરણ |
| ૪૦૮ | ૧૨ | બ્રહ્યવિદ્યા | બ્રહ્મવિદ્યા |
| ૪૧૩ | ૮ | ताम्थां | ताभ्यां |
| ૪૧૮ | ૧૧ | સ્ત્રી | શ્રી |
| ૪૧૮ | ૧૭ | ધાઢા | ધાડા |
| ૪૨૦ | ૧૩ | गृंहंद्वारि | गृहद्वारि |
| ૪૨૨ | ૨૬ | વખ્યતે | વખતે |
| ૪૨૪ | ૩૨ | મહરાજ | મહારાજ |
| ૪૨૬ | ૧૧ | અથ | અર્થ |
| ૪૨૮ | ૭ | પ્રાહ્યશૌચ | બાહ્યશૌચ |

| | | | |
|---|---|---|---|
| ૪૨૮ | ૮ | દ્વેષાદિદ્વં | દ્વેષાદિદ્વંદ્વ |
| ૪૨૮ | ૧૬ | मष्टाङ्मं | मष्टाङ्गं |
| ૪૩૧ | ૨૮ | પ્રકરનાં | પ્રકારના |
| ૪૩૨ | ૧૪ | પ્રવૃત્તિવા | પ્રવૃત્તિથી |
| ૪૩૨ | ૩૧ | दृष्टवै | दृष्टवैव |
| ૪૩૫ | ૨૧ | અધૈર્થ | અધૈર્ય |
| ૪૪૧ | ૧૧ | અંત્યંત | અત્યંત |
| ૪૪૨ | ૧૯ | ડિસ્ટ્રિકકટ | ડિસ્ટ્રિકટ |
| ૪૫૮ | ૨૪ | સ્વામિશ્રા | સ્વામિશ્રી |
| ૪૬૧ | ૧૪ | જાણવા | જાણવું |
| ૪૬૬ | ૨ | રાજા | રાજા |
| ૪૭૪ | ૬ | વિધ્ના | વિઘ્નો |
| ૪૭૫ | ૨૭ | સૂક્ષ્મદશી | સૂક્ષ્મદર્શી |
| ૪૭૬ | ૧૧ | શાસ્રકારોએ | શાસ્ત્રકારોએ |
| ૪૭૮ | ૨૦ | અશ્રત | અશ્રુત |
| ૪૮૪ | ૨ | બ્રાહ્મણના | બ્રાહ્મણના |
| ૪૯૪ | ૨૬ | સઘળા | સઘળી |
| ૫૦૭ | ૭ | અહકાર | અહંકાર |
| ૫૦૯ | ૪ | निप्फल | निष्फलं |
| ૫૧૨ | ૧૭ | ટિકટિ | ટિકિટ |
| ૫૨૪ | ૨૩ | मल्लाभेऽवि | मल्लाभेऽपि |
| ૫૩૪ | ૩૦ | जन्मरण | जन्ममरण |
| ૫૩૯ | ૮ | યાલે | ચાલે |
| ૫૪૦ | ૧૩ | गुह्य पुरा | गुह्यं पुरा |
| ૫૪૦ | ૧૮ | વરાગ્ય | વૈરાગ્ય |
| ૫૪૪ | ૨૦ | પકી | પૈકી |
| ૫૪૮ | ૧૩ | તયારી | તૈયારી |
| ૫૭૦ | ૧૭ | ગુરુશ્રા | ગુરુશ્રી |

# વધારાનું શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૧૯૫ | ૭ | न पापं न पूण्यं<br>न च सुख दुःखं | न पुण्यं न पापं<br>न सौख्यं न दुःखं |
| ૨૨૮ | ૩૦ | पूर्णात् | पूर्णस्य |
| ,, | ,, | एव शिष्यते | एवावशिष्यते |
| ૨૩૨ | ૨૫ | पूर्णात् | पूर्णस्य |
| ૩૫૧ | ૧૮ | કારણ | ચિન્હ |
| ૩૮૫ | ૧૬ | व्योम्नि | व्योमन् |
| ૪૨૬ | ૨૪ | सुश्रूषा | शुश्रूषा |
| ૪૩૦ | ૬ | વિરાડ્ | વિરાટ્ |
| ૪૪૦ | ૧૪ | હરિચંદ્ર | હરિશ્ચંદ્ર |
| ૪૪૫ | ૨૬ | મહાધીશ | મઠાધીશ |
| ૪૫૦ | ૮ | પછી મેં કહ્યું કે<br>" આગ્રહથી | પછી મે કહ્યું કે "હું ધીમે ધીમે છોડવા માગું છું." ગુરુશ્રીએ કહ્યું કે " આગ્રહથી |
| ૪૬૨ | ૩૧ | નિર્ગુણ ઇંદ્રાદિ | નિર્ગુણ અથવા સગુણ ઇંદ્રાદિ |
| ૫૦૭ | ૨૬ | બાલાક | બલાક |
| ૫૦૯ | ૭ | પ્રભા | પ્રમા |



तत्सत् परमात्मने नमः

# विदेहमुक्त लल्लुभाई गोवर्धनदासनुं जीवनचरित्र.

## प्रथम भाग.

## व्यवहारिक वृत्तांत.

### ૧. પૂજ્ય દાદાજી ગોવર્ધનદાસ.



પૂજ્ય ગોવર્ધનદાસજીનો જન્મ સુરતમાં સંવત ૧૮૬૩ની સાલમાં વૈશ્યકૂળમાં, વીશાપોરવાડ જ્ઞાતિમાં, અમ્બરીષ ગોત્રમાં થયો હતો. એમના સંબંધમાં વૃદ્ધો તરફથી નીચે પ્રમાણે હકીકત સાંભળવામાં આવી છે.

પૂ. ગોવર્ધનદાસજીના પિતા સેવકરામ અને તેમનાં માતુશ્રી ગુજરી ગયાં તે સમયે એમની ઉમ્મર આશરે પાંચ સાત વર્ષની હતી. કુટુંબની કોઈ વૃદ્ધ સ્ત્રીએ એમને ઉછેરી મોટા કર્યા. તે માજી ઘરનું સર્વ કામકાજ એમની પાસે કરાવતાં; કોઇ કોઇ વખત વાસણો પણ માંજવાં પડતાં હતાં. એક સમયે ડોસીએ એમને નળિયાં ચાળવા છાપરા ઉપર ચઢાવ્યા. તે રા. દામોદરદાસના પિતા લલ્લુભાઇનાં મા પડોશમાં રહેતાં હતાં, તેમણે જોયું અને કહેવા લાગ્યાં કે, ગોવર્ધનદાસના કુટુંબમાં દર વર્ષે ગોત્રજની પૂજા કરવાનો રિવાજ છે, તે કોઈ કરનાર ન હોવાથી, હાલમાં થઇ શકતી નથી, તેથી આ છોકરાને આ પ્રમાણે દુઃખ સહન કરવું પડે છે. આ હકીકત સ્વ. દયાળદાસજીના સાંભળવામાં આવી, તે ઉપરથી તેમણે ગોવર્ધનદાસજીને પોતાની પાસે રાખ્યા અને પૂજા શરૂ કરાવી. તે દિવસથી દિનપ્રતિદિન એમની ચઢતી થવા લાગી.

સ્વ. દયાળદાસજી તે સમયે શેઠ આત્મારામ ભૂખણની પેઢીમાં સુરતમાં મુખ્ય મુનીમ હતાં. એમણે ગોવર્ધનદાસજીને પોતાની સાથે દુકાને લઇ જઇ હિસાબ કિતાબ શીખવી દુકાનના કામકાજથી વાકેફ કીધા, અને પછી સ્વતંત્ર રીતે વડોદરાની પેઢીમાં મુનીમ તરીકે એમની નિમણૂક કરી. ત્યાંથી પોતે નાશક અને પુના ખાતેની પેઢીઓ ઉપર પણું નિમાયા હતા.

જેમણે દાદાજી ગોવર્ધનદાસને જોયા હતા તેઓ કહે છે કે, એમના શરીરનો રંગ ગોર, કદ ઉંચું અને પાતળું હતું. મોઢું જરા લાંબું અને તેજસ્વી લાગતું હતું. એમની આકૃતિ સર્વ રીતે સ્વ. કાકાજી ગુલાબદાસને મળતી આવતી હતી, અને તેમની પેઠે કાને વાળ પણ હતા; તેમજ પગના અંગુઠાનો ભાગ પણ એમની પેઠેજ અંદર પડતો હતો. એમનો સ્વભાવ હસમુખો અને બહુજ દયાળુ હતો. રોજ પોતે મંદિરે દર્શન કરવા જતા અને ઘરમાં ઠાકોરસેવા રાખતા.

પોતે નાશકની પેઢીમાં હતા, તે સમયે વાર તહેવારે હમેશાં શ્રી ગોદાવરીમાં સ્નાને જતા. એક વખત સ્નાન કરતાં પગ લપસવાથી કુંડમાં પડયા અને બુડતા હતા, એટલામાં ગોર અંબારામ કિનારાપર સંધ્યા કરતા હતા તેમણે જોયા, અને તાબડતોબ કૂદકો મારી બહાર કાઢયા; તે ઉપરથી પોતે ખુશી થઇ ગોરને શાલજોડી બક્ષીસ આપી. નાશકમાં પેઢી હતી તે શેરી હજુ "હુંડીવાળાની આળી" તરીકે ઓળખાય છે.

મુ. ગોવર્ધનદાસજી શ્રદ્ધાળુ તેમ ટેકીલા પણ ઘણા હતા. એક સમયે પોતે સુરતમાં ગોત્રજની પૂજા કરવા બેઠેલા, ત્યારે રાજકોરમા (દયાળદાસજીનાં પત્ની) એક તુળશીની સોને મઢેલી અને બીજી મોતીની એમ બે કંઠીઓ પહેરાવવા આવ્યાં, તે ઉપરથી પોતે કહ્યું કે "ના, હાલમાં હું નહિ પહેરૂં, મને મળશે ત્યારે કરાવી પહેરીશ, માટે પાછી લઈ જાઓ; તમારો ઘણો આગ્રહ છે તો તુળશીની કંઠી રાખું છું."

જ્યાં જ્યાં પોતે જતા ત્યાં ત્યાં ઘણીજ શાિયતથી રહેતા અને દુકાનનો માનમરતબો જાળવતા.

પોતે પુનાની દુકાન જે આદિતવાર પેઠમાં હતી ત્યાં મુનીમ હતા, તે વખતે રાજ્ય તરફથી લેણદેણ શા. આત્મારામ ભૂખણની પેઢી મારફત થતું; સુરતના જોશી નરોત્તમ આદિતરામ પણ તેજ સમયે દુકાનમાં નોકર હતા. બ્રાહ્મણોને દક્ષિણા આપવા સારૂ એક સમયે પેશ્વાએ રૂા. ૨૦૦) ના અઢીકા મંગાવ્યા. દુકાનમાં તે વખતે તેટલા હાજર નહોતા. ના તો કહેવાય નહિ તેથી મુ. ગોવર્ધનદાસજીએ કહેવડાવ્યું કે "જાઓ, હું તમારી પાછળજ લઇને આવું છું." આઠ આઠ આના તૈયાર હતા તે લઈ દરબારમાં ગયા અને પેશ્વાને કહ્યું, કે "મહારાજ પૈસા તૈયાર છે, શી દક્ષિણા આપવી છે?" પેશ્વાએ અઢીકો અઢીકો આપવા કહ્યું, ત્યારે પોતે ઉત્તર આપ્યો કે "આપના મરતબા પ્રમાણે બબે પૈસાની બ્રાહ્મણોને દક્ષિણા હોય નહિ; ઓછામાં ઓછા આઠ આઠ આના તો આપવાજ જોઇએ." પેશ્વાએ હસીને કહ્યું, "ઠીક છે." તે ઉપરથી પોતાની સાથે લાવેલી થેલીઓમાંથી કાઢી આઠ આઠ આના દક્ષિણા આપી,

અને રૂ. ૨૦૦) ને બદલે રૂ. ૩૨૦૦) બ્રાહ્મણોને અપાયા. આ પ્રમાણે કાર્યદક્ષ હોઈ સમયસૂચકતાથી પોતે વર્ત્તતા.

મુ. ગોવનર્ધનદાસજીના પ્રથમ પુત્ર પરમાનંદદાસજીનો જન્મ સંવત ૧૮૮૮ ના વૈશાખ સુદ ૧૨ ને દિવસે થયો. એઓ ૧૧ વર્ષના થયા ત્યાંસુધી બીજી કાંઇ સંતતી નહિ થવાથી આશા છોડી હતી. એટલામાં ગોવર્ધનદાસજી ઘણા બિમાર પડયા. કોઈ અગ્નિહોત્રી મહાત્મા પુરુષની દવા કરતા હતા; પણ તેઓ ખલી ભસ્મ સિવાય દવામાં બીજું કાંઇ આપતા નહિ. પોતે તે શ્રદ્ધા પૂર્વક લેતા જતા. ધીમે ધીમે તબિયત સુધરતી ચાલી. એક સમયે મહાત્મા એમના ઉપર ઘણાજ પ્રસન્ન થયા અને આશીર્વાદ આપ્યો. કે, "જા હજુ તને બીજા બે પુત્રો થશે, અને તે દૈવી સંપત્તિવાળા મહાજ્ઞાની અને કુળનો ઉદ્ધાર કરનારા નીકળશે." ઇશ્વરકૃપાથી મહાત્માની વાણી ફળી.

મુ. કાકાજી ગુલાબભાઇનો જન્મ ત્યાર બાદ સંવત ૧૯૦૦ ના ભાદરવા સુદ ૧૨ ને દિવસે થયો. ચાર વર્ષ પછી સંવત ૧૯૦૪ ના ફાગણ સુદ ૫ ને દિવસે બપોરના એક અને બેની વચ્ચે પિતાશ્રી **લલ્લુભાઇનો** જન્મ શ્રી ગીતાજીમાં કહ્યા પ્રમાણે, शुचीनां श्रीमता गेहे योगभ्रष्टोऽभिजायते ( યોગભ્રષ્ટ પવિત્ર એવા શ્રીમાનને ઘેર જન્મે છે) સુરતમાં ગોપીપુરા કીરપારામ મહેતાના ખાંચામાં આવેલા અમારા જૂના ઘરમાં ભોંયતળીયે વચલા ખંડમાં થયો.

આ પ્રમાણે ત્રણ પુત્રોને મૂકી દાદાજી ગોવર્ધનદાસ ૫૫ વર્ષની ઉમ્મરે સંવત ૧૯૧૮ ના મહા વદ ૯ ને દિવસે સ્વર્ગસ્થ થયા. તે સમયે મુ. પરમાનંદદાસની ઉમ્મર ૩૦ વર્ષની, મુ. કાકાજી ગુલાબદાસની ઉમ્મર ૧૮ વર્ષની, અને પિતાશ્રીની ઉમ્મર ૧૪ વર્ષની હતી.



## ૨. પિતાશ્રીની જન્મકુંડલી.

श्री गणेशाय नमः श्री गुरुभ्यो नमः श्रीं सरस्वत्यै नमः स्वस्ति श्रीमन्नृपविक्रमार्कसमयातीत सवंत्सर १९०४ श्रीमन्नृपशालिवाहनकृते शाके १७६९, व्यतीते काले शुभकारी फाल्गुनमासे शुक्लपक्षे ४ घटचः ६ पलानि १२ परं ५ जन्मतिथौ गुरुवासरे भरणी घटचः ५३ पलानि २६ जन्मनक्षत्रे ऐंद्र घटचः २१ पलानि ११ जन्मयोगे तात्कालिके बवकरणे मेषराशिस्थिते चंद्रे कुंभराशिसक्रांतेर्गतांशाः २७ कला २९ विकला ९ स्थिते सूर्ये एवमादि पंचांगशुद्धावत्र दिने श्रीसूर्योदयात् गत घटचः १७ पलानि २८ समये वणिक पोरवाड ज्ञातीय शाह श्री ५ गोवर्धनभाई गृहे उभयकुलाभिनदिनी भार्या गिरिजाकुक्षे पुत्ररत्न अजीजनत् तस्याभिधानम् लल्लुभाई इति प्रतिष्ठितम्.




| सू. | चं. | ल. |
|---|---|---|
| १० | ० | २ |
| २७ | १८ | २३ |
| ३५ | ६ | ३ |
| ५ | ५८ | ५८ |

## ॥ अथ लग्नफलम्. ॥

भोगी वदान्यो बहुपुत्रमित्रः सुगूढमंत्रः सधनः सुशीलः ॥
तस्य स्थितिः स्यान्नृपसंनिधाने लग्ने भवेन्नु मिथुनाभिधाने ॥ १ ॥
नवमभावगतः किल भास्करो विविधसौख्यसमागमकारकः ॥
धनविलाससुखी मनुजो भवेत् विजयतां जयतां खलु धर्मणा ॥ २ ॥
निजवंशस्थगणैः शुद्धं पूज्यं लाभस्थितः शशी कुरुते ॥
जातं प्रति प्रधान क्षितितनयगृहे महादिसम् ॥ ३ ॥
व्ययभवनवृषभे पुरुषं करोति महाहठप्रायम् ॥
व्ययकारकं द्विदार धरणिसुतः सेवकं तिक्तम् ॥ ४ ॥
गजतुरगान्वितदेहं करोति शशिजः सुरेज्यवर्गस्थः ॥
पुरुष शास्त्रबिशालं कालसमः समरे रिपूणाम् ॥ ५ ॥
सुरगुरुर्यदि जन्मनि लग्नगो सकलसौख्यपथः पुरुषो भवेत् ॥
विजयतां जनपूजनतां गुणैर्भवति रोगविहीनशरीरताम् ॥ ६ ॥
भृगुसुते यदि मृत्युगते नरः खलुजनः सुजनाधिपपूजितः ॥
अरिदरिद्रविपीडितपीडितः स्वजनबंधजने न व्रजेत्सुखम् ॥ ७ ॥
भाग्योदय म्लेच्छजनैः समागमं धर्मस्य वृद्धिश्च महोदयंच ॥
लोकानुरागी किल मित्रयुक्तो प्राप्नोति जंतुर्नवमे शनौ चेत् ॥ ८ ॥
सुखगते रविचंद्रविमर्दने सुखविनाशनतां मनुजो लभेत् ॥
स्वजनिता सुत मित्र सुखं न्यसेत् न लभते लभतेच महाभयम् ॥ ९ ॥

જ્યોતિષ શાસ્ત્રના ઉપલા આધારો પરથી જણાય છે કે, તીર્થરુપ પૂર્વ જન્મના સંસ્કારવશાત્ શરીરે સુખી ને કાંતિવાન, પુત્ર મિત્રના સુખવાળા, તેમ માતૃપિતૃ સુખહીન, રાજમાન્ય ને લોકપૂજિત, ધાર્મિક ને ઉદાર જન્મવા જોઇએ.

---

## ૩ બાલ્યાવસ્થા.

પિતાશ્રીની બાલ્યાવસ્થા સંબંધીનો લેખીત દાખલો અંગ્રેજીમાં સ્વહસ્તે લખેલો મળી આવે છે તે નીચે પ્રમાણે છેઃ-

" It is said that I was born at Surat in Gujarat on Falgun " Shudh 5th Samvat 1904, corresponding to 12th March 1848.

" It is said, that my mother whose name was Girjabai " died when I was two years old. It is needless to say that " I have no recollection of her at all.

" The earliest period of my life of which I have recollection, " is the time, I was with my father at Baroda where he was " the head of the branch of the celebrated banking firm of Surat, " styled Atmaram Bhukhandas. This was between Samvat 1908- " 11 ( A. D. 1852-5 ).

" At Baroda, I was very much liked and fondled by the " clerks and servants of the firm, who were lodged and boarded " in a decent style, in the bank's house, at the bank's expenses. " I was called by them 'Sarkar', and every night after the " bank's business was closed, they would make me sit, on a " raised seat improvised as a throne, and some of them would " assume the role of councillers and clerks, forming a royal " court by which orders were issued for internal administration " and external operations, and grants were made through my " mouth of villages, lands and wealth, to individuals who had " earned the royal favour, and punishments were awarded to " those who had offended against the King or the State."

ભાષાન્તરઃ—

" એવું કહેવાય છે કે મારો જન્મ ગુજરાત જીલ્લામાં સુરત શહેરમાં સંવત ૧૯૦૪ "ના ફાગણ શુદ ૫ સને ૧૮૪૮ તા. ૧૨ મી માર્ચને દિવસે થયો હતો.

"એવું કહેવાય છે કે મારી માતુશ્રીનું નામ ગીરજાબાઈ હતું અને મને બે વરસનો
"મૂકી એઓ દેવલોક પામ્યાં હતાં, તેથી એમનું સ્મરણ હાલમાં મને કાંઇ નથી એ કહે-
"વાની કાંઇ જરૂર નથી.

"મારી બાલ્યાવસ્થાનું મને હાલમાં જે કાંઇ સ્મરણ છે તે એજ કે, હું વડોદરામાં
"મારા પિતાશ્રી સાથે સંવત ૧૯૦૮ થી ૧૯૧૧ (સને ૧૮૫૨ થી ૫૫) સુધીમાં હતો.
"એઓ તે વખતે શા. આત્મારામ ભૂખણની પ્રખ્યાત પેઢીના મુનીમ હતા.

"વડોદરામાં પેઢીના ગુમાસ્તા અને નોકર લોકો જેમનો પેઢીનાજ મકાનમાં
"પેઢીનાજ ખરચે ઘણી સારી રીતે રહેવાનો અને ખાવાપીવાનો બંદોબસ્ત કરવામાં
"આવતો, તે લોકો મને ઘણોજ ચાહતા હતા અને રમાડતા હતા. મને તેઓ
"સરકારના નામથી બોલાવતા હતા, અને રોજ રાતના પેઢીનું કામ પૂરૂ
"થયા પછી મારે સારૂં ઉંચી, રાજ્યાસન જેવી બેઠક બનાવી બેસાડતા હતા. કેટલાક
"મારા કારભારીઓ અને કેટલાક મારા કારકુનો બની દરબારનું રૂપ આપતા; તેઓ અંત-
"રના તથા બહારના પ્રદેશની વ્યવસ્થા સંબંધી હુકમો છોડતા અને મારે મુખથી રાજ્યની
"મહેરબાની મેળવનારાઓને ગામ, જાગીરો અને દ્રવ્ય અપાવતા અને રાજાના તથા રાજ્યના
"ગુન્હેગાર ઠરતા તેમને શિક્ષા કરાવતા."

આ સમયે શા, આત્મારામ ભૂખણની પેઢી વડોદરામાં કુબેર ભાઇચંદની શેરીમાં ઘડિઆળી પોળમાં હતી.



## ૪. વિવાહ અને લગ્ન.

તે સમયના રિવાજ પ્રમાણે પિતાશ્રીનો વિવાહ આશરે આઠ નવ વર્ષની ઉમ્મરે ભરૂચના મંદિરના અધિકારી શા. ગોવર્ધનદાસની પુત્રી દેવકોરબાઇ સાથે થયો હતો.

લગ્ન સુરતમાં થયાં તે વેળા પિતાશ્રીની ઉમ્મર આશરે ૧૨-૧૩ વર્ષની હતી. શા. ગોવર્ધનદાસ અધિકારી ભરૂચથી લગ્ન સારૂ સુરત આવ્યા હતા અને તેમણે વાડીફળિયામાં સ્વ. કરસનજી નાનાભાઇ દેશાઈના મકાનમાં ઉતારો લીધો હતો. લગ્ન ઘણીજ ધામધૂમથી થયાં હતાં. અને વરઘોડો ગોપીપુરામાં આવેલા અમારા જૂના ઘરમાંથી નીકળ્યો હતો.

અસલના લોકોમાં પોતાનાં પુત્ર પુત્રીઓનાં લગ્ન જલદી કરી દેવાની સ્વાભાવિક રીતે ઘણી હોંશ રહેતી. તે મુજબ પિતાશ્રીનાં લગ્ન પણ બાલ્યાવસ્થામાંજ થયાં હતાં. દાદાજી ગોવર્ધનદાસની વૃદ્ધાવસ્થા થઇ હતી તેથી મનમાં એવી ઉમેદ હતી કે આપણા દેખતાં છેલ્લા પુત્રનાં લગ્ન થઇ જાય તો સારૂં, એમ ધારી ઉતાવળે કરી દીધાં હતાં.



## ૫. વિદ્યાભ્યાસ.

પિતાશ્રીએ પ્રથમ પોતાનો વિદ્યાભ્યાસ સને ૧૮૫૭–૫૮ માં સુરત સગરામપરામાં સ્વ. રતનશંકર મહેતાજીની નિશાળે શરૂ કર્યો. પોતે તે સમયે બીજા વર્ગમાં હતા અને ફક્ત આઠેક મહિના આ નિશાળમાં રહ્યા હોય એમ જણાય છે. આ નિશાળમાં દાખલ થયા પહેલાં વડોદરામાં દુકાનના ગુમાસ્તાઓ પાસે ખાનગી રીતે કાંઇ શીખ્યા હતા તેથી સુરતની નિશાળમાં બીજા વર્ગમાં દાખલ થયા હતા.

ત્યારબાદ પોતે પોતાના પિતા સાથે પુને ગયા, અને ત્યાં મરાઠી અને અંગ્રેજીનો અભ્યાસ આશરે ૧૨–૧૩ વર્ષની ઉમ્મર થતાં સુધી કર્યો.

આ સમયે ( સંવત્ ૧૯૧૮ માં ) એમના પિતાશ્રી માંદા પડવાથી સુરત આવ્યા, અને તેમની સાથે પોતે આવી સુરત હાઇસ્કુલમાં બહેસ્તનશીન એદલજી મનજીભાઈના હાથ નીચે સેકંડ કલાસમાં દાખલ થયા; પછી ફસ્ટ કલાસમાં સ્વ. નંદશંકર તુળજાશંકર માસ્તરના હાથ નીચે અભ્યાસ પુરો કરી, સને ૧૮૬૩ ની સાલમાં મેટ્રીકયુલેશનની પરીક્ષામાં પહેલેજ વર્ષે પસાર થયા.

વિદ્યાભ્યાસમાં ચાલાક અને ઉમંગી હોઇને જ્ઞાન સંપાદન કરવાની એમને ઘણી હોંશ હતી, તેથી મેટ્રીકયુલેશન પસાર કર્યા પછી પોતે મુંબઇની એલ્ફિન્સ્ટન્ કૉલેજમાં દાખલ થયા. ઉંચા પ્રકારની કેળવણીથી તેમની સ્વાભાવિક તીવ્ર બુદ્ધિ અને વિચાર કરવાની શક્તિને જે મદદ મળત તેનું પરિણામ અલબત શ્રેષ્ટજ આવત, પણ વિધાતાએ તેમને યુનિવર્સિટિનું શિક્ષણ આપવા નિર્માણ કર્યું નહોતું, કારણકે છ મહિના થયા નહિ, એટલામાં વડીલ બંધુની આજ્ઞાથી કૉલેજ છોડી સુરત નોકરીની તજવીજ કરવા પાછા આવવું પડયું. અભ્યાસ આગળ વધારવાની પોતાને ઘણી ઉગ્ર ઉત્કંઠા હતી, તેથી કૉલેજ છોડતાં પોતાના મનને ઘણું કષ્ટ થયું તો ખરૂં, પરંતુ વડીલ બંધુ જેમને પોતે પિતા તરીકે ગણતા હતા, તેમની ઇચ્છાનુસાર વર્તવુંજ જોઇએ, એટલે બીજો રસ્તો નહોતો. નોકરી મેળવવાને ઝાંઝાં ફાંફાં મારવાં પડયાં નહિ. તા. ૩ જી મે સને ૧૮૬૪ ને દિવસે, એટલે સુરત આવ્યા પછી થોડા દિવસમાંજ નોકરી મળી.

## ૬. રમત ગમતનો શોખ.

નિશાળમાં પિતાજી ઘણાજ ચાલાક અને આગળ પડતા ગણાતા. રાઃ દામુભાઇ વગેરે મિત્રો સાથે હાલમાં અમારૂં નવું ઘર ગોપીપરામાં છે, તેને ભોંયતળિએ રમતા. ગીલ્લીદંડા દડીમાર, પતંગ ઉડાવવાં, વગેરે રમતોનો એમને શોખ હતો, તેમ કસરત પણ કરતા અને શિયાળામાં રોજ સવારે વહેલા ઉઠી દૂધ પી ફરવા જતા.

એમને તરૂણાવસ્થામાં સેતરંજ, દશાવતાર પાનાં અને સોગટાં રમવાનો શોખ હતો. મુંબઈમાં સ્વ. રૂપશા, સ્વ. દયાચંદ વગેરે મિત્રો સાથે રોજ રાતના સોગટાંબાજી રમતા, અને રવિવાર તથા તહેવારને દિવસે મિત્રમંડળ સહિત દરિયાકિનારે ચાલી, અથવા બોટમાં બેસી તુરંબા, ઉરણ, વગેરે બંદરો તરફ જતા, અને રવિવારનો તથા તહેવારનો દિવસ રહી પાછા આવતા.

આ અવસ્થામાં પોતાને નાટક બનાવવાનો અને ભજવવાનો શોખ પણ હતો. પોતે એક કલબ સ્થાપન કરી હતી, અને તેનું નામ " Debonaugure Club " ( French name meaning of good augury or omen ) "ડૅબૉનૉ-ગ્યુર કલબ" આપ્યું હતું. એ કલબના અર્ધા સભાસદો નાટક જોતા અને બાકીના ભજવતા હતા. આ વખતે એમણે "સુખલાલ અને ગુલાબ" નામનું નાટક રચ્યું હતું અને તે ભજવાયલું પણ હતું. ખાનગી રીતે નાટકો ભજવતા; બહાર પડેલા નહિ.

## ૭. મિત્રમંડળ.

બાલ્યાવસ્થામાં રા. દામોદરદાસ લલ્લુભાઈ, સ્વ. ઇચ્છુભાઇ પટવા, નિશાળમાં બહેસ્તનશીન અરદેશર અને સ્વ. નારણદાસ નંદલાલ વગેરે મિત્રો હતા.

તરૂણાવસ્થામાં રા. દામોદરદાસ, સ્વ. ઇચ્છાશંકર જેઠાભાઈ, સ્વ. માણેકલાલ ગોવર્ધનદાસ, સ્વ. કસનદાસ, સ્વ. ભીમભાઇ કીરપારામ, સ્વ. ચુનીલાલ માણેક-લાલ, સ્વ. નગીનદાસ માણેકલાલ, સ્વ. રણછોડજી કસનજી, સ્વ. રૂદરજી ગાંડા-ભાઈ, સ્વ. રૂપશા, સ્વ. દયાચંદ, સ્વ. ભોળાનાથ વિગેરે ઘણા મિત્રો હતા.

## ૮. બંધુપ્રીતિ અને કુટુંબનો સંપ

વડીલ ગોવર્ધનદાસજી ગુજરી ગયા તે સમયે પિતાશ્રીની ઉમ્મર ફક્ત ૧૪ વર્ષની હતી, તેથી એમના વડીલ બંધુ પરમાનંદદાસજીએ પુત્રની પેઠે પિતાશ્રીનું સંરક્ષણ કરી, વિદ્યાભ્યાસ પૂરો કરાવી એમને ઠેકાણે પાડયા હતા. આ કારણથી પિતાશ્રી હમેશાં એમને પિતાતુલ્ય ગણી એમના ઉપર પૂજ્યભાવ રાખતા, અને તેજ કારણને લીધે અમે પરમાનંદદાસજીને દાદાજી કહી બોલાવતા.

વચલા બંધુ ગુલાબભાઇની અને પિતાશ્રીની ઉમ્મરમાં ફક્ત ચાર વર્ષનોજ અંતર હતો, તેથી બન્ને જણા સખ્ય ભાવે વર્તતા, અને એક બીજા ઉપર પ્રીતિ પણ અત્યંત રાખતા; બન્ને ભાઇઓ મોટાભાઇની ઘણીજ આમન્યા રા-ખતા, અને તેમનાથી ડરતા પણ ઘણા. ગુલાબભાઇને પિતાશ્રી " નાનાભાઇ " કહી બોલાવતા, અને વડીલ ભાઈ પરમાનંદદાસજીને " મોટાભાઇ " કહેતા.

દાદાજીને હુકકો પીવાની ટેવ હતી, તે જોઈ કાકાજી અને પિતાશ્રીને પણ તે ટેવ પડેલી; તેથી તે બન્ને જણા સુરતના ઘરના દિવાનખાનામાં બેસી હુક્કો

પીતા હતા; એટલામાં દાદાજી ત્યાં આવી પહોંચ્યા, તે જોઇ હુક્કાની ચલમ તાબડતોબ ગોખલામાં ઉંધી વાળી દીધી. દાદાજીએ બન્ને ભાઇઓને ઘણો ઠપકો આપ્યો, અને તેજ દિવસથી પોતે પણ હુક્કો પીવાની આદત છોડી દીધી; તે જોઇ બન્ને ભાઇઓએ પણ તેજ પ્રમાણે કર્યું. દરેક જાતનું દુર્વ્યસન સંગતિથી અને અનુકરણથી શિખાય છે, તેમાં બાલ્યાવસ્થામાં સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ ખીલેલી હોતી નથી, તે સમયે અનુકરણની શક્તિ ઘણી તીવ્ર હોય છે, તેથી સારા નરસા જે બનાવો પોતાની આસપાસ બને છે તેની છાપ કોમળ વયના બાળકો ઉપર તુરતાતુરતજ બેસી જાય છે. બાળકો કેવા ઉછરશે તેનો આધાર કુટુંબના વડીલ પુરૂષોના આચરણ પર મોટે ભાગે રહે છે. દાદાજી પરમાનંદદાસ આ વચનની સત્યતા સમજતા હતા તેથી પોતાના નાનાભાઇઓને દાખલો બેસાડવા સારૂ પોતે પણ ઘણા વર્ષની પડેલી આદત છોડી દીધી; તેની સાથે વડીલ તરીકે પોતાના કાબુનો કેવો ઉપયોગ તેઓ કરતા, તે આ નાના બનાવ ઉપરથી જણાઇ આવે છે. અહા! નાનાભાઇઓ પોતાના વડીલ બંધુ તરફ અસલ કેટલી માનની લાગણીથી જોતા હતા!

કાકાજી ગુલાબદાસ સને ૧૮૬૮ ના જાનેવારી કે ફેબ્રુઆરી મહિનામાં મુંબઇ ગયા અને પિતાશ્રી સને ૧૮૭૨ ના એપ્રિલ માહનામાં મુંબઇ ગયા; ત્યાં સુધી ત્રણે ભાઇઓ સુરતમાં એક જ ઘરમાં સલાહસંપથી રહેતા હતા અને એકત્ર ખર્ચ ચાલતો. ત્રણે ભાઇઓના પગારના રૂપિયા પણ ચોપડામાં જમા થયેલા છે. અસલની ઘરની રીત રયાસત પ્રમાણે રહેતા અને વ્યવહાર પણ તેજ મુજબ કરતા. દિવાળી ઉપર ત્રણે ભાઇઓની નોકરીના સંબંધમાં આવેલા સિપાઇ વગેરેને બહોણી અને ભટ બ્રાહ્મણ વગેરેને દક્ષિણા આપવામાં આવતી તથા સગાંવહાલાંઓમાં બેન, માસી, ફોઇ વગેરેનો યોગ્ય સત્કાર કરવામાં આવતો.

અસલ આગગાડી નહોતી ત્યારે મુસાફરી કરવાનું ઘણું મુશ્કેલ થઇ પડતું હતું. શા. આત્મારામ ભૂખણની પેઢીની શાખા પુને હતી ત્યાં સ્વ. ગોવર્ધનદાસજી મુનીમ તરીકે રહેતા, અને કામ પ્રસંગે દાદાજી પરમાનંદદાસને પણ પુને જવું પડતું હતું, તે વખતે સુરતથી મુંબઈ સુધી આગબોટમાં, મુંબઈમાં ભાયખલાના સ્ટેશનથી ખપોલી સુધી ઘોડાના ટાંગામાં, અને ખંડાળાથી પુના સુધી આગગાડીમાં જતા. આવે પ્રસંગે શેઠના તરફથી અને સ્નેહીઓ તરફથી વિદાયગિરી મળતી; પુનેથી પાછા આવતી વખત પણ લાગતા વળગતા તરફથી સારી વિદાયગિરી થતી.

કાકાજી ઉપર લખ્યા પ્રમાણે સને ૧૮૬૮ નીજ સાલમાં નોકરી પર મુંબઇ ગયા, અને સને ૧૮૭૦ ની સાલમાં પિતાશ્રી પોરબંદરના રાણા સાહેબના

શિક્ષકની જગા મળવાનો કાંઈ સંભવ હોવાથી, ત્યાં ગયા. દાદાજી સુરતમાં એકલા પડી ગયા, તેથી એમના મનમાં સહેજ ખોટું લાગ્યું, અને તે વિચારો પોતાના પત્રોમાં કાકાજીને જણાવેલા, તે પિતાશ્રી પોરબંદરથી પાછા મુંબાઈ આવ્યા ત્યારે તેમના વાંચવામાં આવ્યા, તે ઉપરથી પોતે મુ. દાદાજીને નીચે પ્રમાણેનો પત્ર લખ્યો હતો:—

"મુબઇ તા. ૧૮ મી મે સને ૧૮૭૦.

"મુરબ્બી મોટાભાઇ,

"ઇશ્વરકૃપાથી અને આપના આશીર્વાદથી હું અત્રે આજરોજ સુખરૂપ સાંજના ૪ "વાગે પહોંચ્યો છું. ગોપાળ તથા મણીશંકરને હાલ પોરબંદર રાખ્યા છે; તેમજ મારો "ઘણો ખરો સામાન પણ ત્યાંજ છે. હજુ શી રીતે કરવું તેનો કંઇ નિશ્ચય થયો નથી, "પણ પ્રેમચંદભાઇને મારે વિષે મનમાં ઘણી કાળજી લાગેલી એવું એઓના મારા ઉપર "આગળ આવેલા કાગળ ઉપરથી તથા આજની મુલાકાતથી જણાય છે. કર્નલ આન્ડરસન "તથા લીલાધર પણ અત્રે મારી સાથેજ આવ્યા છે, એટલે એ બધાના સમાગમથી શી "રીતનો વિચાર થાય છે તે જણાતા સુધી, મારે અત્રે રહેવું પડશે, અને "ત્યાંસુધી આપના ચરણના દર્શનનો લાભ મળવામા વિલંબ થયેથી હું અત્યંત "દિલગીર છું.

"નાનાભાઇ ઉપર આપના આવેલા કાગળો ઉપરથી જણાય છે કે, મારા તમામ "કાગળો આપને પહોંચી ચુકયા છે, એટલે તેમાંની સઘળી હકીકતથી વાકેફ તો થયા "હશોજ. એ સિવાયની કેટલીએક હકીકતનો તો રૂબરૂ મળેથી ખુલાસો થશે. અત્રે નાના-"ભાઇની હરેક કામમાં સલાહ લેવાનો પ્રસંગ પણ છેજ, એટલે મારા તરફથી કંઇ પણ "પ્રતિકૂળ બંધનમાં આવવાની ધાસ્તી નથી. પણ એજ કાગળો ઉપરથી તથા નાનાભાઇની "મુખજુબાનીથી સાભળેલી હકીકતથી જણાય છે, કે આપના મનમાં ફક્ત મારે વિષે, "એટલું જ નહિ, પણ અમારે બન્નેને વિષે કંઇક વિક્ષેપ આવેલો છે, એ ઘણીજ અફસો-"સની વાત છે. એથી મને ઘણી ચિંતા ઉત્પન્ન થઇ છે, તેથી એ વિષેનો ખુલાસો કર્યા "વગર મને જંપ ન વળવાથી, અત્યારે રાતના અગિયાર વાગતે આ હકીકત લખું છું. "તે જેવા સાફ દિલથી આપનું લખાણ થયેલું છે, તેજ પ્રમાણે આ મારા તરફથી નિર્મળ "મનથી મારા અંતઃકરણનો ખુલાસો કરૂં છું, એવું સમજી, એ ઉપર ગોર થવો જોઇએ, "અને તેમાં મારી અલ્પ બુદ્ધિ તથા અનુભવથી કંઇ દોષ થાય તો કૃપાદૃષ્ટિએ માફ કરી, "તે બાબત આપનો અભિપ્રાય જણાવશો.

"આપણાં એક બીજાનાં દિલ કેવા છે તે સમજવાની ઇશ્વરે આપણને અક્કલ બક્ષેલી "છે તે ઉપરથી આપણે એટલું ગુમાન રાખી શકીએ છીએ કે જેવી આપણા વચ્ચે સાફ-"દિલી ઇશ્વરકૃપાથી છે, તેવી કવચિતજ હશે; અને અમારા અથવા મારા દિલની તો ખરે "એવીજ ખાત્રી છે, કે અમારે વિષે આપની ફિકર પોતાના તન તથા જાન કરતાં પણ "જાદે છે; પણ દુનિયામાં કોઇ પણ માણસ સંપૂર્ણ નથી. સઘળામાં ગુણ અને દોષ રહેલા "છે, તેમજ કુટુંબમાં નાના પ્રકારની પ્રકૃતિનાં માણસો હોય છે, તેઓના ગુણદોષ પણ

" જુદા જુદા હોય છે, માટે એમાં અક્કલવંત અને સમજુ પુરૂષનું કામ એટલુંજ છે કે,
" એકદિલી રહેવાને માટે પોતાની કેટલીક પ્રકૃતિ છોડી, બીજાની પ્રકૃતિને યોગ્ય દરજ્જે
" અનુસરી વર્તવું જોઇએ. સારાંશ કે, હરેક માણુસને દુનિયામાં રહેવાને માટે કેટલીક ખામોશ
" રાખવાની જરૂરજ છે. દૃષ્ટાંત કે સરીયામ રસ્તો વાપરવાનો સઘળાનો સરખો હક છતાં,
" પગે ચાલનારાએ ગાડીઘોડા જવાનો માર્ગ રાખી બાજુએજ ચાલવું જોઇએ. તે વખત
" એમ ન કહેવું જોઇએ, કે મારો પણ બીજાના જેટલોજ હક છે, માટે હું મરજીમાં આવશે
" ત્યાં ચાલીશ, અને તેમ કરવાને તેને કાયદાથી બંધન ન હોય, તો પણ તેમ કર્યેથી તેને
" નુકસાન પહોચે છે, માટે એવી હજારો બાબતોમા ઘણા લોકોની સગવડને માટે દરેક
" માણુસે પોતાનો કુદરતી હક તથા જુસ્સો બજાવવામા, ખામોશ રાખવાની ફરજ છે. એમ
" ન હોય, અને સઘળા માણુસોની સ્વતંત્રતા સરખીજ છે, એવો જો સઘળા વિચાર રાખે,
" તો દુનિયાનો પ્રવાહ જેવો શાંતપણે નિર્ગમે છે તેવો ચાલેજ નહિ. મોટી અને મશ-
" હુર બાબતો સિવાય નાની એટલે કે ઘરસંસારી બાબતમાં પણ એ પ્રમાણે સમજી વર્તવાનું
" માણુસને પોતાની અક્કલ પ્રમાણે સુઝે છે. અક્કલ છતાં પણ પોતાના મનોવિકારને યોગ્ય
" હદમા રાખવાની શક્તિના પ્રમાણમાં લાભ થાય છે. આ બધું આપને જણાવવાની કંઇ
" જરૂર નથી, પણ એ ઉપરથી મારે એટલું દર્શાવવાની મતલબ છે કે ઇશ્વરે આપણને એટલું
" વિચારવાની બુદ્ધિ બક્ષેલી છે, અને તેથી આપણા દિલ નિર્મળ છે, તથા કુટુંબમાં આપણે
" એકલા નથી, તેથી સઘળાજ એવો વિચાર કરી શકે એવા હોય એ વાત અસંભવિત છે.
" તથાપિ તેમ થવાની કોશેશ થયા છતાં પણ મુરાદ હાસલ ન થાય તો તેનો બીજે રસ્તે
" ઘટતો ઇલાજ લેવો જોઇએ. આથી આપને રોશન થશે, કે મારી મતલબ કેવળ સંસારાદિ
" ખટપટ ઉપર નહિ, પણ સૃષ્ટિના નિયમ ઉપર વિચાર રાખી લખવાની છે, અને એથી
" કોઇ વખત પણ મારા દિલમા કોઇને વિષે માઠો વિચાર આવતો નથી, અને ઇશ્વર પાસે
" એટલીજ વિનંતિ છે, કે એવો વિચાર કદિ પણ આવે નહિ. પણ આ નિયમની વર્તણુ-
" કનો લોક ગમે તેમ અર્થ કરે, તો તેની ઘણી દરકાર રાખવા જેવું નથી, અને અલબત
" ઘણાના આગ્રહ ઉપરાંત ફક્ત એક શુકનને માટે મારે જવાનું થયું, તેથી કેટલાકને આપને
" સારૂં ન લાગે એવું બોલવાનો પ્રસંગ મળ્યો છે, પણ એથી આપના મનને આટલી બેદિલી
" અને વહેમ આવેલો જોઇ, મને તાજુબીની સાથે ઘણીજ દિલગીરી ઉત્પન્ન થઇ છે. તે
" ઉપરથી મેં એવો નિશ્ચય કર્યો છે, કે બહાર ગમે તેવો ફાયદો હોય તો તે ઉપર નજર
" નહિ રાખતાં, હાલ મારી અસલ નોકરી ઉપર આવી સુરતમાં રહેવાથી, આપના મનમાથી
" ઉદ્વેગ નીકળી શકતો હશે, તો તેમ કરવાને ફક્ત આપના શુકનની રાહ જોઉં છું; માટે
" હાલના ફાયદા ઉપર કંઇ પણ નજર ન કરતા, આપના ખરા અંતઃકરણનો વિચાર જણા-
" વતા સુધી, હું અત્રે કોઇપણ બંધનમાં આવનાર નથી; માટે બેધડક મને કોઇપણ રીતે
" માઠું લાગવાની ફિકર ન રાખતાં, આપનો સાફ દિલનો વિચાર મને કૃપા કરી તાકીદે
" જણાવવો. હું દિલગીર છું, કે આપને આટલી બધી મનમાં અસર થયાની મને અત્યાર
" સુધી ખબર નહોતી, અને જતાં અવ્વલ એ વિષેનો જરા પણ ઇશારો મારા જાણવામા
" આવ્યો હોત. તો હું કદિ જવાનો વિચાર રાખતજ નહિ. આપને યાદ હશે કે,
" પહેલાં વડોદરે જવાનો વિચાર કર્ટાસની સાથે દુશ્મનાઇ થયા છતાં પણ મોકુફ રાખ્યો હતો.
" બાકી બહાર ફરવાને માટે તો મારો અસલથીજ શોખ છે, એ કંઇ આપને અજાણ્યું નથી.

"વળી ખરચખુટણને વિષે નાનાભાઇના ઉપર જરા સખ્ત તાણો મારેલો છે, તેનાથી
"તેઓના મનમાં ઘણી અસર થયેલી છે. પરંતુ એમ લખવાનો આપને શું સબબ હશે તે
"કંઇ સમજાતું નથી. એમ લખવાથી આપે અમને નીચું જોવા જેવું કર્યું છે. શું અમે
"એવા કૃતઘ્ન છીએ કે જેણે અમને બાલ્યાવસ્થાથી પાલણપોષણ કરી મોટા કર્યા, અને
"સારી યશકીર્તિ મેળવવાને પ્રાપ્ત કર્યા, તેને પોતાની તન અને મનની વેઠના ફળનો ઉપભોગ
"લેવાનો ઇશ્વરે વખત આપ્યો છે તે વખતે, અમે અમારી ફરજ બજાવ્યા વગર રહીશું?
"અથવા પૂરતી રીતે ફરજ બજાવવાને ઇશ્વર શક્તિમાન નહિ કરે, તોપણ કુતરાને રોટલો
"નાખ્યો હોય તો તે મગી સમજીને ખાય છે, તો તેના કરતાં પણ નીચ બુદ્ધિના અમે
"થઇશું? વાસ્તે એ વિચાર આપના મનમાં એક ક્ષણભર પણ રાખવો નહિ, અને એટલી
"ખાત્રી રાખવી કે, જ્યાં સુધી આ દેહ છે ત્યાં સુધી આપની સેવા બજાવ્યા વગર રહેવાના
"નથી; કેમકે પિતા માતા વગેરે જે કંઇ કહો તે સઘળું આપને લેખીએ છીએ. ઇશ્વરે
"આપણને એવા નિરાધાર નથી રાખ્યા, કે કોઇ વખતે આપણને અડચણ પડશે; માટે
"જ્યારે હવે દુનિયાદારીમાં આગળ પડવાને આપના આશીર્વાદથી અમને લાયક કર્યા છે, તો
"હવે પૈસા વગેરેની કાળજીથી આપે બિલકૂલ વિરક્ત થવું જોઇએ. હાલ ગમે તેવી સ્થિતિમાં
"છીએ, તોપણ અમારી એવી ખાત્રેશ છે કે, હાલમાં નોકરીનું કામ ઘણું વેઠનું થઇ પડયું
"હોય, તો તેની બિલકૂલ દરકાર રાખવી નહિ, અને નિવૃત્ત મને બેસી અમને એટલો
"આશીર્વાદ આપવો કે અમે અમારી ફરજ બજાવવામાં દિનપ્રતિદિન વધારે શક્તિ-
"વાન્ થઇએ.

"લી. આજ્ઞાંકિત સેવક, લલ્લુભાઇ ગોવર્ધનદાસ."

ઉપલો પત્ર લખ્યા પછી પિતાશ્રી સુરત આવેલા, અને પછી સને ૧૮૭૨ ના એપ્રિલ મહિનામાં મુંબઈ નોકરી મળવાથી ત્યાં ગયા હતા.

મુંબઇમાં મુ. કાકાજી અને પિતાશ્રી બન્ને સાથે એકજ ઘરમાં રહેતા. મુ. કાકાજી એકલા મુંબઈ આવ્યા તે સમયે દાદરમાં, અને પછી થોડો વખત સ્વ. તુળશીદાસના ઘરમાં (ભીંડી બજારમાં) રહ્યા હતા, પછીથી બન્ને ભાઈઓ ભુલેશ્વર કબુતરખાના આગળ લાલભાઈ સુખડીયાના ઘરમાં, અને છેવટ ધીરજલાલ વકીલના કાવસજી પટેલના રસ્તાપર આવેલા ઘરમાં રહ્યા હતા. આ પ્રમાણે સને ૧૮૮૦ ની સાલ સુધી રહ્યા પછી ચોમાસામાં પિતાશ્રીને કસ્ટમ કમિશ્નર સાથે પુને જવું પડતું, તેથી ત્યાંજ કાયમનું ઘર કર્યું.

મુ. દાદાજીને સર્વથી થોડો પગાર મળતો, પણ પિતાશ્રી કોઇપણ વાતે તેમને ન્યુનતા પડવા દેતા નહિ, તેમજ હંમેશા તેમની સાથે સામેલ રહી કુટુંબનો માનમર્તબો જળવાવતા.

મુ. કાકાજી ઘણાજ ટેકીલા સ્વભાવના હતા, અને બનતા સુધી પિતાશ્રીને પોતાના વ્યવહાર કાર્યમાં વચમાં પડવા દેતા નહિ. પણ દરેક રીતે પોતાનું વડીલપણું જાળવી રાખવાનો પ્રયત્ન કરતા. ઘણી વખત પિતાશ્રી કહેતા કે,

" નાનાભાઈની ટેક તો જબરી છે, અમે સાથે મુસાફરી કરીએ તોપણ પોતે મને ટીકીટના પૈસા સુદ્ધાં ન આપવા દે, પણ તાબડતોબ પોતાના ખિસ્સામાં હાથ ઘાલે."

આ પ્રમાણે છેવટ સુધી ત્રણે ભાઇઓમાં એવી રીતનો સંપ રહ્યા કે, તેવો ભાગ્યેજ કોઈપણ કુટુંબમાં હોય છે. અમને પણ વારંવાર સંપ જાળવી રાખવા ઉપદેશ કરતા. આ સંબંધે ભાઇ છોટુભાઇ ઉપર નીચે મુજબ પત્ર લખ્યો હતો:-

" Belgaum, 14th May 1897.

" DEAR CHHOTULAL,

* * * *

" But you must remember that you are destined to continue " to be the manager of the head-quarter house, which every member " of the family has a right to fall back upon, when occasion re- " quires; and you can do credit to that position only in one way, " that is, by learning to act the part of an agreeable host. To " that end, you must be large-hearted, sympathetic, cheerful, and " sociable. You must be prepared to make personel sacrifice in " order to make others happy.

" In this way alone, you will be able to fulfil the duties " which we all expect of you, and than which, there is no other " duty more sacred, or important, and you ought to be thankful " that Providence has made it possible for you to perform these " duties towards your parents, brothers, sisters, and other kins- " men. About your business, don't be always brooding over it. " Brooding makes mind-weak; think of it till you are actually " engaged in it; forget it at other times. At home identify your- " self with social duties. Be merry, and try to make each one " merry. Be light-hearted and cheerful, so that your presence " and talk ought to drive away gloom from the minds of those, " who may come in contact with you. Have fixed hours for " every thing you have to do, and take care to observe them.

" YOURS, LOVINGLY,

(Sd.) LALLUBHAI."

ભાષાંતરઃ—

" બેલગામ, તા. ૧૪ મી મે સને ૧૮૯૭.

" ચિ. ભાઇ છોટુલાલ,

× × × × × ×

" પરંતુ તમારે યાદ રાખવું જોઇએ કે મૂળ ઘરની વ્યવસ્થા કરવાનું કામ તમારેજ ચાલુ " રાખવાનું છે. એ ઘર પાસે જો જરૂર પડે તો આશ્રય માગવાનો કુટુમ્બની હરેક વ્યક્તિનો " સંપૂર્ણ હક છે, અને તે સ્થાનને તમે એકજ રીતે શોભાવી શકો, તે એ કે તમારે " મળતાવડા ગૃહસ્થીનો સ્વભાવ શીખી લેવો. એ માટે તમારે ઉદાર દિલ રાખવું. ઉત્સાહી, " આનંદી, અને મળતાવડા રહેવું. બીજાને સુખી કરવા તમારી જાતનો ભોગ આપવા " તૈયાર રહેવું.

" માત્ર આ માર્ગેજ તમારી તરફથી જે ફરજની અમે બધા આશા રાખીએ છીએ " તે ફરજ સંપૂર્ણ રીતે તમે બજાવી શકશો. એ કરતાં બીજો કોઇપણ ધર્મ વધુ પવિત્ર " નથી—વધુ અગત્યનો નથી, અને તમારા નસીબમાં માતા, પિતા, ભાઇઓ, બ્હેનો, ને બીજાં " સગાંવહાલાંની તરફ આ રીતની સેવા કરવાનું લખ્યું, તે માટે શ્રી પ્રભુનો તમારે આભાર " માનવાનો છે. તમારા ધંધા માટે તમારે હમેંશા ચિન્તા કરતા રહેવું નહિ. સંકલ્પો મનને " નબળું બનાવે છે. જ્યાંસુધી કાર્યમાં પડયા હોઇએ ત્યાંસુધી તેનો વિચાર કરવો. અન્ય " સમયે તેને ભૂલી જવું. ઘરમાં સંસારની ફરજો સાથે એકરૂપ બનો. જાતે આનંદી સ્વભાવ " રાખો, અને બીજા હરેકને આનંદી બનાવો. હૃદય કુમળું રાખો, ને ખુશ મિજાજી રહો. " તમારા સંબંધમાં જે જે આવે તેમના મનમાંથી ગ્લાનીને દૂર કરી દો. તમારે જે કરવાનું " હોય તેને માટે સમય મુકરર કરી રાખો, અને તે પ્રમાણે કર્યા જાઓ.

" લિ. લલ્લુભાઇના આશિષ્."

મારી બદલી પ્રથમ અમદાવાદ થઇ, અને પછી નાનુભાઈ (મુ. પરમાનંદદાસજીના જ્યેષ્ટ પુત્ર ચીમનલાલ) ની બદલી રતલામથી અમદાવાદ થઇ. પ્રથમ અમને એમ લાગ્યું, કે હું રહેતો હતો તે મકાન બંને કુટુંબોને સાથે રહેવાને પુરતું નહોતું, તેથી નાનુભાઇ સારૂ બીજા મકાનની ગોઠવણ કરી, ત્યાં એઓ રહ્યા, તે સમયે પિતાશ્રીએ નાનુભાઈના ઉપર નીચે પ્રમાણેનો પત્ર લખ્યો હતોઃ—

" બેલગામ, તા. ૧૦ આગષ્ટ ૧૯૦૨.

" ચિ. નાનુભાઇ,

" તમારો તથા ચંદુભાઇનો સ્નેહ જુદા રહેવા છતાં એક જેવો રહ્યો તો જુદા રહેવાથી " કાંઇ લાંછન નથી. એક ઠેકાણે રહેવાથી અણબનાવનાં અનેક ક્ષુલ્લક કારણો ઉત્પન્ન થાય છે, " ને આગળ જતાં મોટાં સ્વરૂપ ધારણ કરે છે.

* * * *

" લિ. લલ્લુભાઇના આશિષ્."

આસરે મહિનોએક નાનુભાઇ જુદા રહ્યા બાદ અમને એવું લાગ્યું કે હું રહેતો હતો તેજ મકાનમાં બંનેનો સમાવેશ થઇ શકશે, તે ઉપરથી અમે બંને સાથેજ રહેવાનો વિચાર કરી, પિતાશ્રીને લખી જણાવ્યું. તેના જવાબમાં એઓએ મને અંગ્રેજીમાં કાગળ લખ્યો હતો તેનું આ ભાષાંતર છેઃ—

"બેલગામ, તા. ૭ મી સપ્ટેમ્બર સને ૧૯૦૨.

"ચિ. ચંદુભાઈ,

"નાનુભાઇ સાથે તમે જે ગોઠવણ કરી છે તે હું પસંદ કરૂં છું, અને એમના કાગળ "ઉપરથી પણ જણાય છે કે તે એમણે પણ ઘણીજ હોંસથી કબુલ રાખી છે, અને હું "ઇચ્છું છું કે તમે બન્ને જણા હળીમળીને અને સુખથી રહેશો, અને તમારા નાના ભાઇઓમાં "એક ઉત્તમ દાખલો બેસાડશો.

* * * *

"લિ. લલ્લુભાઇના આશિષ્."

બીજા એક અંગ્રેજી પત્રમાં પણ ઉપલા વિચારને મળતોજ વિચાર બતાવ્યો છે. તેનું ભાષાન્તર નીચે મુજબઃ–

"બેલગામ, તા. ૩૦ મી આગષ્ટ સને ૧૯૦૨.

"ચિ. ચંદુભાઇ,

"નાનુભાઇ તમારી સાથે રહેવા આવ્યા એ જાણી હું ખુશી થયો છું. "હું આશા રાખું છું, કે એ ગોઠવણથી તમારા બન્નેની પ્રીતિમાં વધારો થઇ તે "મજબૂત થશે.

* * * *

"લિ. લલ્લુભાઇના આશિષ્."

મુરબ્બીઓના આશિર્વાદથી આવોજ સંપ અમારા સર્વે ભાઈઓમાં કાયમ રહે એવી ઇશ્વર પ્રત્યે મારી નમ્ર પ્રાર્થના છે.

## ૯. ઉદારવૃત્તિ.

પિતાશ્રીમાં ઉદારતા વિશેષ હતી. એકલા કુટુંબ, મિત્રો, ન્યાતિલા પ્રત્યેજ ઉદારતા બતાવતા એવું નહિ, પણ ન્યાતજાતનો ભેદ રાખ્યા સિવાય, હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી વગેરે કોઈ પણ એમની પાસે આવતું તો તેને સંતોષી વિદાય કરતા. એમને બારણે આવેલું બનતાં સુધી કોઇ પણ પાછું જતું નહિ. પોતે કોઈ દિવસ પણ પોતાનો ખાનગી હિસાબ રાખતા નહિ, અને તેને લીધે કોઇ પાસે કાંઈ લેવાની રકમ હોય તો તેનું એમને સ્મરણ રહેતું નહિ, અને કોઇ વખત કોઇને કાંઈ ધીરતા તો તે રકમ પાછી આવવાનીજ નથી એ વિચારે આપતા; તે બદલ પરોક્ષ રીતે પણ તેની ઉઘરાણી કરતા નહિ.

ભાઈઓની તથા પોતાની સંતતિમાં જરા પણ ફરક રાખ્યા સિવાય, સર્વનાં લગ્ન કાર્યો વગેરે સારી ધામધૂમથી કરતા. કુટુંબના કોઇને પણ જરા દુભાવવા દેતા નહિ, તેમજ ન્યૂનતા પણ ન આવવા દેતા. પ્રથમથીજ મારો

હાથ ઘણો છુટો હોવાને લીધે, પગાર ઉપરાંત ખરચ કરવાની મને જરૂર પડતી, અને દર મહિને પિતાશ્રીને મદદ મોકલવી પડતી, પણ કોઈ દિવસ તે બાબત એમણે આનાકાની કરી નથી, અથવા મારી પાસે હિસાબ માગ્યો નથી; કારણ કે એમને ખાત્રી હતી કે, મારા કુટુંબનું કોઈ પણ માણસ ખોટે માર્ગે પૈસા ખરચશે નહિ.

ન્યાતનાં તેમજ મિત્રોનાં ઘણાં કુટુંબોને પોતે મદદ કરતા. અર્થાત્ પોતાની કમાણીનો મોટો ભાગ આવીજ રીતે બીજાઓને મદદ કરવામાં આખી જીંદગી દરમ્યાન પોતે વાપર્યો છે. કોઈ વિદ્યાર્થીઓને સ્કુલફી, કોઇને ચોપડીઓ, કોઇને વસ્ત્રો, એ પ્રમાણે આપતા હતા. સાધુ સંતોનો પણ સારો સત્કાર કરતા, અને તે એવી રીતે કે કોઇના જાણવામાં પણ આવે નહિ.

એક વખત એવું બન્યું કે કૈલાસવાસી વ્યાસ મહારાજ (હરજીવન જોશી) જેઓએ એમને પ્રથમજ વેદાંતમાં પ્રવેશ કરાવ્યો હતો, તેઓ મુંબઈથી પોતાના નાના પુત્ર ગણપતરામનાં લગ્ન કરવા મહુવે જતા હતા. તેમની આર્થિક સ્થિતિ બહુ સારી નહોતી, તોપણ એઓ કદી યાચના કરતા નહિ. પિતાશ્રીની તેઓ રજા લેવા આવ્યા તે વખત પોતે પૂછયું કે "આપનામાં લગ્નમાં શું ખર્ચ આશરે થાય છે?" એમણે ઉત્તર આપ્યો, "અમારી ગરીબાઇના પ્રમાણમાં આશરે રૂા. ૫૦૦) થશે." પોતે કાંઈ બોલ્યા નહિ. વ્યાસ મહારાજ મહુવે પોહોંચતાની વાર પિતાશ્રી તરફથી એમને રૂા. ૭૦૦) નું રજીષ્ટર મળી ગયું.

બીજો દાખલો એવો બનેલો કે અમારી ન્યાતના અમૃતલાલ તાસવાળા જેઓને પિતાશ્રી વગેરે "લાલાજી" કહી બોલાવતા, તેમણે સટ્ટામાં પુષ્કળ પૈસો ગુમાવ્યો અને કફોડી સ્થિતિમાં આવી પડયા. સ્વ. ઇચ્છાશંકર જેઠાભાઈ સાથે એઓ પિતાશ્રી પાસે પૂને ગયા અને કાંઈ રકમની માગણી કરી. પિતાશ્રી પાસે તે વખત કાંઈ શિલક નહોતી તેથી સ્વ. ભીમભાઇ કાકા પાસે રૂા. ૩૦૦૦) મંગાવી કાંઇ પણ લખાવ્યા સિવાય આપ્યા. એ વાતને ઘણો વખત થઈ ગયો અને લાલાજીની સ્થિતિ સુધરવાને બદલે બગડતી ચાલી. ભીમભાઇ કાકાની બદલી ત્યારબાદ સુરત ટ્રેઝરી ઓફીસર તરિકે થઈ, અને એક વખત મુ. દાદાજીને તેમણે આ હકીકત સંબંધમાં પૂછયું. મુ. દાદાજીએ જવાબ આપ્યો કે હું એ બાબતમાં કાંઈ જાણતો નથી. દાદાજીએ પિતાશ્રીને લખીને પૂછાવ્યું. તેમણે ટુંકાણમાં હકીકત લખી મોકલી. ભીમભાઈ કાકાના રૂપિઆ તો પિતાશ્રીએ ક્યારનાએ વ્યાજ સાથે આપી દીધેલા, તોપણ ભીમભાઈ કાકાએ અને મુ. દાદાજીએ અમૃતભાઈનું ઘર લખાવી લીધું અને તેમને ઘર ખાલી કરવા કહ્યું. પિતાશ્રીએ મુ. દાદાજીને લખ્યું કે "એઓ ક્યાં જઇ રહેશે?" ત્યારે

દાદાજીએ લખ્યું કે એમના જુના ઘરમાં. પિતાશ્રીએ તે ઘર રિપેર કરાવવા સારૂ રૂા. ૬૦૦ અમૃતભાઈ ઉપર મોકલી આપ્યા અને પછી તેઓ તેમાં ગયા. કેટલેક વર્ષે અમૃતભાઇ વાળું ઘર અમે વેચ્યું તો રૂા. ૧૧૦૦) ફક્ત આવ્યા.

હેન સાહેબ સુરતમાં અસલ હેલ્થ ઓફીસર હતા. તેમનાં મડમ એઓ ગુજરી ગયા બાદ સુરતમાં રહેતાં હતાં. તેઓ હંમેશાં પિતાશ્રી ઉપર મદદના કાગળો લખતાં અને પિતાશ્રી મોકલી આપતા, કારણ કે હેન સાહેબ તેમના મિત્ર થતા હતા.

બેલગામથી પોતાની બદલી સુરત થઇ તે વખત સ્ટેશન પર એક બ્રાહ્મણ દોડતો આવ્યો અને કહેવા લાગ્યો, " મહારાજ આપ તો જાઓ છો; હવે મારી છોકરીના લગ્નનો ખર્ચ કોણ આપશે ? " પિતાશ્રીએ પૂછયું. " શું ખર્ચ થશે ? " બ્રાહ્મણે કહ્યું, " આશરે રૂા. ૩૦૦) " પિતાશ્રીની પાસે આબારાવજી ઉભા હતા તેમને પિતાશ્રીએ કહ્યું, " આ બ્રાહ્મણને રૂા. ૩૦૦) લગ્ન સારૂ આપી દેજો; હું સુરત જઈ મોકલી આપીશ. "

આવા તો અનેક દાખલાઓ પિતાશ્રીના જીવનમાં બન્યા હતા.



## ૧૦. સાદાઈ.

" પિતાશ્રી એક વખત કહેતા કે " હું મુંબઈમાં પ્રથમ પ્રિચર્ડ સાહેબના હાથ નીચે આવ્યો, ત્યારે બૂટ, મોજાં, વગેરે પહેરી કચેરીમાં જતો હતો; એક વખતે પ્રિચર્ડ સાહેબે મારી સામે પગથી માથા સુધી ધારી ધારીને જોઈ કહ્યું કે, " You will look better in your native dress, Mr. Lallubhai (લલ્લુભાઈ, તમે તમારા દેશી પોશાકમાં વધારે સારા દેખાશો ). તે દિવસથી મેં બૂટ, મોજાં કાઢી નાખ્યાં, અને ફક્ત સાદા પોશાકમાં રહેવા માંડયું. " સ્પેશ્યલ ડ્યુટીપર અને ડેપ્યુટી કલેકટરની જગાપર સ્વતંત્ર ઓદ્ધાપર ગયા પછી, પોતાને બૂટ, મોજાં પહેરવાની જરૂર પડી, પણ પોતાની સુરતી પાઘડી, કસવાળો આલપાકાનો ડગલો અને ધોતીયું તો કાયમ રાખ્યાં. આખી ઉમ્મર એમણે દક્ષિણમાં કાઢી, તોપણ સુરતી પાઘડી તો બદલીજ નહિ. ખાનદેશમાં પોતે હતા તે વખતે ટાંગો ઉંધો પડવાથી એમના ડાબા હાથને નુકસાન થયું હતું, અને તે વળતો નહોતો, તેથી કસ બાંધવાને બીજા માણસની હમેંશા જરૂર પડવા લાગી, માટે બેલગામ આવ્યા પછી કસને બદલે બોરિઆંના ડગલા કરાવવાની જરૂર પડી. આ પ્રમાણે પિતાશ્રીની સર્વ રીતભાત ઘણીજ સાદી હતી.

ઘરમાં કે મુસાફરીમાં પોતાનાં કપડાંની સંભાળ રાખવાનું કામ કોઇને સોંપતા નહિ. ઘરસામાન બાંધવાનું કામ પણ પોતેજ કરી લેતા. મોટા ઓહ્દા પર હોવા છતાં, એવી બાબતોમાં તેમને બિલકૂલ આળસ આવતું નહિ.

## ૧૧. નિરાભિમાનતા.

પિતાશ્રીમાં અભિમાનનો અંશ પણ નહોતો. સર્વની સાથે બહુજ નરમાશથી વર્તતા. નાનાં છોકરાં સાથે રમવા પણ મંડી પડતા. આવી રીતનો એમનો સ્વભાવ હોવા છતાં પણ, એમનો ચહેરો અને વર્ત્તન એવાં ગંભીર હતાં કે કોઇને પણ એમની પાસે જતાં ડર લાગે, અને ઘણીજ મુશ્કેલીથી જે કહેવું હોય તે કહે.

## ૧૨. સમભાવ.

પોતાના તથા પારકાના એવી જુદાઇ તો એમનામાં બિલકૂલ હતીજ નહિ. સર્વેમાં સમભાવ રાખી પોતાનું વર્ત્તન કર્યાં જતા.

નાના કે મોટા, ગરીબ કે પૈસાદાર, જે કોઇ પરોણા એમને ત્યાં આવતા, તેમનો એક સરખી રીતે પ્રેમપૂર્વક સત્કાર કરતા. પરોણાઓની હાજતો પૂરી પાડવામાં પોતે જાતે દેખરેખ રાખતા, અને દરેકને પૂછતા કે તમારી સગવડ બરાબર થઇ છે કે નહિ.

# अधिकार वृत्तांत.

## ૧. નોકરીની વિગત.



પ્રથમ મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કર્યા પહેલાં, પોતે સુરત કલેકટર સાહેબની કચેરીમાં મુ. દાદાજી પેમુભાઇની જગોએ ૧૪ વર્ષની ઉમ્મરે તા. ૨૫ મી અકટોબરથી તા. ૨૩ મી ડીસેંબર સને ૧૮૬૨ સુધી બે મહિના, રૂા. ૧૨ ના પગારથી કારકુન તરીકે કામ કર્યું હતું.

ત્યારબાદ સને ૧૮૬૩ માં મેટ્રીક્યુલેશન પરીક્ષા પસાર કર્યા પછી, સુરત હાઇસ્કૂલમાં મદદનીશ શિક્ષક તરીકે રૂા. ૨૫ ના પગારથી તા. ૩ જી મે સને ૧૮૬૪ થી રહ્યા.

ત્યાંથી તા. ૧ લી ઑગસ્ટ સને ૧૮૬૪ ને દિવસે, સુરત હરિપુરા બ્રાંચ સ્કૂલમાં રૂા. ૩૫ ના પગારથી બદલી થઇ.

તા. ૧૬ મી જાનેવારી સને ૧૮૬૫ ને દિવસે સુરત ગોપીપુરા બ્રાંચ સ્કૂલના હેડ માસ્તરની જગા, હાઈસ્કૂલના તે વખતના હેડમાસ્તર મિ. રૂનનની ભલામણથી, મિ. ઈ. આ. હાવર્ડ, ડિરેક્ટર ઓફ પબ્લીક ઈન્સ્ટ્રકશન સાહેબે આપી. અહિંઆં પિતાશ્રીને રૂા. ૬૦ નો પગાર મળતો. તે સમયે એમની સાથે બીજા શિક્ષકોમાં સ્વ. વિઘ્નહરરામ, સ્વ. કલ્યાણજી અને બ. ન. બમનજી વગેરે હતા; અને મી. ટી. બી. કર્ટિસ સાહેબ ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર હતા. પિતાશ્રી તે વખતે યુવાન હોઈ ઘણા સ્વતંત્ર સ્વભાવના હોવાથી ઉપરીની દરકાર રાખ્યા સિવાય પોતાનોજ કક્કો ખરો કરવાનો પ્રયત્ન કરતા હતા, એથી ઈન્સ્પેક્ટર સાહેબ સાથે એમને મતફેર થવા લાગ્યો. આનું પરિણામ છેવટ એ આવ્યું કે, તા. ૧ લી મે સને ૧૮૬૬ ને દિવસે ગોપીપુરા બ્રાંચ સ્કૂલના હેડમાસ્તરનો અખ્ત્યાર પહેલા મદદનીશ શિક્ષક સ્વ. થેલાભાઇ ઠાકોરદાસને સોંપી હાઇસ્કૂલમાં સાતમા શિક્ષકની જગોએ રૂા. ૪૦ ના પગારથી (રૂા. ૨૦ ઓછા) પિતાશ્રીને જવું પડયું. ત્યાંથી તા. ૧૮ મી જુન સને ૧૮૬૬ ને દિવસે નોકરીનું રાજીનામું આપ્યું. તે વખતે હાઇસ્કિલના હેડમાસ્તર મિ. એફ. ડબલ્યુ. વિલ્સન હતા.

તા. ૧૯ મી જુન સને ૧૮૬૬ ના દિવસથી સુરત મિશન સ્કૂલમાં રેવરંડ મિ. ડિકસનના હાથ નીચે મદદનીશ શિક્ષક તરિકે રૂા. ૫૦ ના પગારથી રહ્યા. ડિકસન સાહેબનો પિતાશ્રીના સંબંધમાં ઘણોજ ઉંચો મત હતો, તેથી એઓએ બીજાઓને એમના ગુણો વિષે ઘણોજ સારો અભિપ્રાય બતાવ્યો હતો. આ જગાનું તા. ૧૪ મી ડીસેંબર સને ૧૮૬૬ ને રોજ રાજીનામું આપ્યું. ત્યાંથી ખેડા કલેકટરના લોકલફંડ ખાતાના હેડ કલાર્ક તરીકે કામ કરી, તા. ૮ મી એપ્રિલ સને ૧૮૬૭ ને રોજ સુરત અને ભરૂચના લાઇસિન્સ ટેકસ કલેકટરના શિરસ્તેદાર તરીકે રૂા. ૩૫ ના પગારથી નિમાયા.

આ જગા ઉપરથી રૂા. ૭૦ ના પગારે સુરત મ્યુનિસિપાલિટીમાં તા. ૨૫ મી જાનેવારી સને ૧૮૬૮ થી નિમાયા. આ વખતે સેક્રેટરી સ્વ. પાંડુરંગ બાળકૃષ્ણ હતા. તેમનો એમને વિષે ઘણોજ ઉંચો મત હતો. શિકારપુરમાં એક જગા ખાલી હતી, તે મેળવવા પિતાશ્રીએ અરજી કરેલી તે વખતે સ્વ. પાંડુરંગે ઘણુંજ સારૂં સર્ટિફિકેટ આપ્યું હતું. આશરે સવા ચાર વર્ષ સુરત મ્યુનિસિપાલિટીમાં એમણે નોકરી કરી. તે સંબંધમાં સ્વ. રણછોડજી કસનજીએ નીચે પ્રમાણે લખી મોકલ્યું હતું:—

"સને ૧૮૬૭-૬૮ માં સુરત જીલ્લામાં આસિસ્ટંટ કલેકટર તરીકે મિ. એ. ડી. ફેરી
"હતા, અને એઓ મ્યુનિસિપાલિટીના ચેરમેનનું કામ પણ કરતા હતા. તે વખતે મ્યુનિસિ-
"પાલિટીનું હિસાબી કામ જોઇએ તેવી રીતે ચાલતું નહોતું, તે ઉપરથી પોતે લલ્લુભાઇને
"મદદનીશ સેક્રેટરીની જગાએ નિમ્યા. સેક્રેટરી તે વખતે સ્વ. પાંડુરંગ નામના મુંબઇના પરભુ
"હતા, તેઓ પણ લલ્લુભાઇનું કામકાજ જોઇ ઘણાજ ખુશી થતા, અને પોતાના કામમાં પણ ઘણી
"ખરી એમની મદદ લેતા હતા. લલ્લુભાઇએ થોડા વખતમાં હિસાબી કામની પદ્ધતિમાં ફેરફાર કરી
"સર્વ ઘોટાળો કાઢી નાખી કામકાજ સરળ કરી નાખ્યું. સર્વ સભાસદો પણ એમના કામથી
"ઘણાજ રાજી રહેતા, એટલુંજ નહિ, પણ સુરતના કલેકટર મિ. (પાછળથી) સર. ટી.
"સી. હોપ પણ ઘણાજ રાજી રહેતા, અને એમને સારૂ ઘણોજ ઉંચો અભિપ્રાય
"ધરાવતા. એટલામા મિ. (પાછળથી) સર ચાર્લસ પ્રિચર્ડ સોલ્ટ કલેકટરના ઓદ્ધા ઉપર
"સને ૧૮૭૨ ના એપ્રિલ માસમાં નિમાયા, તેમના હેડકલાર્કની જગા સારૂ કોઇ લાયક,
"હોશિયાર, અને પ્રમાણિક માણસ જોઇતો હતો, તે ઉપરથી પોતે હોપ સાહેબને લખી
"એ વિષે પુછાવ્યું, અને તેમણે એ જગા સારૂ લલ્લુભાઇની ભલામણ કરી. (સ્વ.
"વીરપ્રસાદની પણ ભલામણ કરેલી પણ એઓ ગએલા નહિ.)"

પોતે મ્યુનિસિપાલિટીમાં હતા તે દરમ્યાન મુંબઈથી સર ટી. સી. હોપનો તા. ૧૦-૧૨-૭૧ નો લખેલો પત્ર પિતાશ્રી પર આવ્યો, તેમાં લખ્યું હતું કે, સોલ્ટ કલેકટરના હેડ કલાર્કની રૂા. ૧૫૦ ની જગા ખાલી છે, તે સારૂ તાકીદે અરજી કરવી. હોપ સાહેબની ભલામણને લીધે તે પ્રમાણે કરવાથી તાબડતોબ પિતાશ્રીને તે જગા મળી, અને તા. ૨૦ મી એપ્રિલ સને ૧૮૭૨ ને દિવસે મુંબઈ જઈ રજુ થયા. ત્યારથી એમની નોકરી પેન્શનમાં ગણાવા લાગી. ત્યાર પહેલાંની એકંદર ૭ વર્ષ ૧૧ મહિના અને ૧૬ દિવસની નોકરી, તુટક તુટક હોવાથી, પેન્શનમાં ગણાઈ નહિ. તે સમયે સોલ્ટ કલેકટર તરીકે મિ. પ્રિચર્ડ (પાછળથી સર ચાર્લસ પ્રિચર્ડ) હતા. તેઓ ઘણાજ સખ્ત અમલદાર કહેવાતા. પિતાશ્રીની ઉમ્મર ફક્ત ૨૪ વર્ષની હતી, કામ પણ સઘળું નવુંજ હતું, તે છતાં ઘણીજ મહેનત અને હોંશીઆરીથી થોડા વખતમાં એમણે સાહેબની મરજી સંપાદન કરી લીધી, અને કામકાજથી વાકેફ થઇ ગયા. આ સંબંધમાં સ્વ. રણછોડજી કસનજીએ નીચે પ્રમાણે લખી મોકલ્યું હતું:—

"રા. લલ્લુભાઇ સોલ્ટ કલેકટરના હેડકલાર્ક તરીકે આવ્યા, તે વખતે કચેરીમાં
"અંગ્રેજી શાખામાં રા. બળવંતરાવ કીર્ત્તને વગેરે દક્ષણી કલાર્કો હતા, તેઓ મનમાં એમ
"સમજવા લાગ્યા કે, આ તદ્દન નવા બીજા ખાતામાંથી આવ્યા છે, માટે એમને આ
"ખાતાની માહિતી શી અને કામ શું કરી શકશે? એમ ટીકા કરી દ્વેષ રાખવા લાગ્યા,
"અને જોઇતી માહિતી આપતા નહિ; પણ પોતે ઘણા હોંશીઆર અને બાહોશ, તેથી
"આગલું દફતર જોઇ બીજા કોઇની પણ મદદ લીધા સિવાય સ્વતંત્ર રીતે સર્વ કામ

" કરવા લાગ્યા. તે ઉપરથી એમના હાથ નીચેના ક્લાર્કો ઘણાજ આશ્ચર્ય પામ્યા, અને
" ધીમે ધીમે આધીન થઇ એમની આજ્ઞાનુસાર વર્ત્તવા લાગ્યા. તેથી તે લોકોના ઉપર
" મહેરબાની રાખી રફતે રફતે તેમનું બહેતર કરતા ગયા. તેમાંના જે કોઇ હાલમાં હયાત
" છે તે એમને જરા પણ ભૂલતા નથી. એમના વખતમાં માધવરાવ
" સોમજી ચિટનિસ હતા, અને રા. રૂદરજી ગાંડાભાઇ ગુજરાતી ચિટનિસની
" જગાએ હતા. માધવરાવ પ્રથમ તો તમારા પિતાશ્રી સાથે ખુલ્લા
" દિલથી વર્ત્તતા નહોતા, પણ એમનું શ્રેષ્ઠ અને નિષ્પક્ષપાત કામ જોઇ, પાછળથી ઘણી
" સારી રીતે એખલાસથી વર્ત્તવા લાગ્યા. રા. રૂદરજીભાઇ તો પ્રથમથીજ ઘણી પ્રીતિથી
" વર્તતા હતા, અને પોતાનાથી બની શકે તેટલી સર્વ કામની માહિતી પણ એમને
" આપતા હતા, તેથી લલ્લુભાઇ એમના ઉપર ઘણાજ ખુશ રહેતા, અને એમનું બહેતર
" પણ થોડી મુદતમાં કર્યું હતું.

" આ સમયે પ્રિચર્ડ સાહેબે મીઠા ખાતામાં ઘણુંજ મહત્વનું કામ ઉપાડયું હતું.
" અમદાવાદ જીલ્લામાં રણના કુડધા ( અણવરપુર ) સુધીના સર્વે મીઠાના અગરો કમી કરી
" ફક્ત પાટડી ( ખારાઘોડા ) નો અગર કાયમ રાખ્યો. સરહદ કયાંથી કયાંસુધી બેસાડવી
" તે નક્કી કીધુ. એ સિવાય ગોઘા, ધંધુકા, જંબુસર, આમોદ, વાગરા, હાંસોટ, ઓરપાડ,
" ચોર્યાસી, મરોલી, વલસાડ, વગેરે જગાના મીઠાના અગરો બંધ કર્યા. તે સર્વ નવી
" વ્યવસ્થા કરવામાં પ્રિચર્ડ સાહેબને લલ્લુભાઇએ ઘણીજ મદદ કરી હતી."

આ સર્વ કામથી પ્રિચર્ડ સાહેબે પૂર્ણ પ્રસન્ન થઈ તા. ૨૩ મી ઑકટોબર સને ૧૮૭૫ ને રોજ ચીફ એકાઉંટ ઓફિસમાં હેડ એકાઉંટંટની રૂા. ૨૦૦ ના પગારની પિતાશ્રીને જગા આપી. પોર્ટ ફંડમાંથી રૂા. ૨૫ નું એમને એલાવન્સ પણ મળતું.

આ જગાએથી પોતે આસિસ્ટંટ કલેકટરના ઓદ્ધાને સારૂ લાયક થવાને લોવર સ્ટેન્ડર્ડ પરીક્ષા માન સાથે તા. ૨૯ મી જાનેવારી સને ૧૮૭૪ ને દિવસે પસાર કરી. તેજ વર્ષમાં તા. ૩૦ મી એપ્રિલે હાયર સ્ટેન્ડર્ડ પરીક્ષા પણ ઉંચે નંબરે પસાર કરી.

તા. ૨૮ મી એપ્રિલ સને ૧૮૭૮ ને દિવસે પોતે આકિટંગ સુપરન્યુમરરી આસિસ્ટંટ કલેકટરનો ચાર્જ લીધો. આ જગાનો પગાર રૂા. ૨૧૦ અને રૂા. ૯૦ એલાવન્સના મળી, એકંદર રૂા. ૩૦૦ મળતા. આ એલાવન્સ તા. ૭ મી મે સને ૧૮૭૮ થી શરૂ થયું હતું.

તા. ૨૩ મી મે સને ૧૮૭૮ ને દિવસે પાછા પોતે હેડ એકાઉંટંટની જગોએ આવ્યા. આ વખતે રૂા. ૨૧૦ પગારના અને રૂા. ૨૫ એલાવન્સ મળતું.

તા. ૮ મી ઑગસ્ટ સને ૧૮૭૮ ને દિવસે રૂા. ૨૧૦ ના પગારથી કલેકટર ઓફ સોલ્ટ રેવન્યુના નેટીવ આસિસ્ટંટ તરીકે એમની નિમણુક થઇ.

તા. ૧૬ મી સપટેંબર સને ૧૮૭૮ ને દિવસે પાછા સુપરન્યુમરરી આસિસ્ટંટ કલેકટર નિમાયા, અને તા. ૧૭ મી ડીસેંબર ૧૮૭૮ ને દિવસે હેડ એકાઉંટંટની જગાએ પાછા આવ્યા. ઉપર લખેલી જગાઓનો પગાર પિતાશ્રીને મળતો, પણ કામ તો પોતે હેડ એકાઉંટંટનુંજ કરતા.

હેડ એકાઉંટંટની જગોએ હતા, તે દરમ્યાન સર્વે સાહેબ લોકો એમના કામકાજથી ઘણાજ રાજી થયા હતા, અને તે લોકોએ સરકારી રીતે પણ એ સંબંધમાં પોતપોતાનો અભિપ્રાય લખી જણાવ્યો હતો.

પ્રિચર્ડ સાહેબ આ અરસામાં કમિશ્નર ઑફ્ કસ્ટમ્સ થયા, અને સરકારમાં લખાણ કરી પોતાના હાથ નીચે પર્સનલ આસિસ્ટંટની નવી જગા માગી. સરકારે તેની મંજુરી આપી. તે ઉપરથી પોતે તે જગાપર તા. ૧૨ મી એપ્રિલ સને ૧૮૭૯ ને રોજ પિતાશ્રીની નિમણુક કરી. આ જગાનો પગાર રૂા. ૩૫૦ અને રૂા. ૧૫ તંબુના ભથ્થાના હતા. હેડ એકાઉંટંટની જગાનો ચાર્જ છોડી આ નવી જગાપર રજુ થતાંજ હિંદુસ્તાન સરકારનું લખાણ આવ્યું કે, સ્ટેટ સેક્રેટરીની મંજુરી સિવાય આ જગાપર કોઇને પણ નીમી શકાય નહિ. પ્રિચર્ડ સાહેબ તે વખતે વિલાયત રજા ઉપર ગયેલા હતા. પ્રાટ સાહેબ કમિશ્નર હતા, અને મી. એ. ડી. કેરી સોલ્ટ કલેકટર હતા. પિતાશ્રી ખરી ગુંચવણમાં આવી પડયા. પોતાની હેડ એકાઉંટંટની જગાએ બહારથી બીજા કોઇ ગૃહસ્થને ( નારાયણ ભીખાજીને ) લાવ્યા હતા, તેથી પિતાશ્રીથી તે જગાએ પાછા પણ જઇ શકાયું નહિ. આ ઉપરથી કમિશ્નર સાહેબે કેરી સાહેબને તાર કરી પિતાશ્રીને આસિસ્ટંટ કલેકટરની અથવા બીજી કોઈ જગા ઉપર નીમવાનું કહ્યું. કેરી સાહેબે તાબડતોબ એમને રૂા. ૩૦૦ ના પગારની સિનિયર ઇન્સ્પેકટર દમણ ફ્રૉંટિયરની જગા તા. ૧૮ મી જુલાઇ સને ૧૮૭૯ થી આપી; પણ આ સર્વે ઘોટાળાને લીધે બીજાઓને હરકત કરવા કરતાં પોતે હકની ત્રણ મહિનાની રજા માગી લીધી, અને પ્રિચર્ડ સાહેબને પત્રદ્વારા આ સર્વ હકીકત નિવેદન કરી. તેથી સાહેબે જાતે લંડનમાં ઇંડિઆ ઑફિસમાં જઇ, તાબડતોબ એ જગાની મંજુરી મેળવી. તે દરમ્યાન તા. ૧૬ મી ઑગસ્ટ સને ૧૮૭૯ થી પિતાશ્રીને રૂા. ૩૦૦ ના પગારથી ત્રીજી પાયરીના આસિસ્ટંટ કલેકટર નીમ્યા, અને કામ પર્સનલ આસિસ્ટંટનું કરવાનું ઠરાવ્યું તેથી પોતે રજા ઉપરથી પાછા ફરી તે ઓદ્ધાનો ચાર્જ લીધો. ત્યારબાદ તા. ૧૩ મી ફેબ્રુઆરી સને ૧૮૮૦ ને દિવસે વિલાયતથી મંજુરી આવી, તે દિવસથી એમને પર્સનલ આસિસ્ટંટના ઓદ્ધાની રૂએ રૂા. ૩૫૦ પગાર, રૂા. ૧૫૦ કાયમનું મુસાફરી ભથ્થું, અને રૂા. ૧૫ તંબુના મળવા લાગ્યા; અને દર વર્ષે રૂા. ૩૫ નો વધારો થવા લાગ્યો. આ પ્રમાણે વધતાં વધતાં તા. ૧ લી માર્ચ સને ૧૮૮૬ ને દિવસે એમનો રૂા. ૫૬૦ નો પગાર થયો.

વડોદરા રાજ્યની અને અંગ્રેજ સરકારની સરહદપર આવેલી દારૂની દુકાનો સંબંધી બંદોબસ્ત કરવાને કમિશ્નર સાહેબની ભલામણથી એમને સરકારે સ્પેશ્યલ ડયુટીપર તા. ૧૬ મી જાનેવારી સને ૧૮૮૭ થી નીમ્યા. આ વખતે એમને પગારના રૂા. ૫૬૦, ડેપ્યુટેશન એલાવન્સ રૂા. ૧૧૨, મુસાફરી ભથ્થું રૂા. ૧૫૦, અને રૂા. ૧૫ તંબુના મળી રૂા. ૮૧૭ મળતા.

આ કામ ઘણીજ કાબેલિયતથી કીધું, તેને લીધે સરકાર તરફથી એમને ઘણીજ શાબાશી આપવામાં આવી.

તા. ૧ લી માર્ચ સને ૧૮૮૭ ના દિવસથી પગાર રૂા. ૬૦૦ થયો. એટલે એમને એકંદર રૂા. ૮૫૭ મળવા લાગ્યા. સ્પેશ્યલ ડયુટીની મુદત પૂરી થયાથી તા. ૧૬ મી જુલાઈ સને ૧૮૮૭ ને દિવસે પોતે પાછા પર્સનલ આસિસ્ટંટની જગાએ આવ્યા.

તા. ૧ લી નવેમ્બર સને ૧૮૮૭ ના દિવસથી પાછા સ્પેશ્યલ ડયુટીપર નિમાયા, અને એમને રૂા. ૮૫૭ નો પગાર મળવા લાગ્યો. આ વખતે વડોદરા રાજ્ય તરફથી પિતાશ્રી સાથે કામ કરવા સારૂ સ્વર્ગવાસી દી. બા. મણીભાઈ જશભાઈની નિમણુક થઈ હતી, તેથી પિતાશ્રી અને એઓ બન્ને સાથે ફરતા.

આ સમયે સ્વ. દી. બા. લક્ષ્મણરાવ જગન્નાથ અને સ્વ. દી. બા. મણીભાઇ જશભાઇએ શ્રીમંત ગાયકવાડ સરકાર સાથે વિચાર કરી, એમને વડોદરા રાજ્યમાં સ્પેશ્યલ એકસાઇઝ ઓફીસર તરીકે નીમવા મરજી બતાવી, અને રૂા. ૮૦૦ નો પગાર અને રૂા. ૨૦૦ કાયમનું ભથ્થું મળી રૂા. ૧૦૦૦ આપવા કહ્યું, પણ પિતાશ્રીએ તે વાત કબુલ કરી નહિ, અને ઉત્તર દીધો કે "રૂા. ૧૨૦૦ ના પગાર કરતાં ઓછે હું આવીશ નહિ, અને તે પણ સરકાર તરફથી માગણી કરી લો તો." આવી રીતે વાંધો આવવાથી વાત પડતી રહી, અને તેની દરકાર પણ પોતે કરી નહિ. સ્પેશ્યલ ડયુટીપર હતા તે દરમ્યાનજ, એમને મળતા પગારમાં આગળ જતાં વધારો થાય એવા હેતુથી સરકારે બીજી પાયરીના ડેપ્યુટી કલેકટર તા. ૩ જી મે સને ૧૮૮૯ થી એમને નીમ્યા. આ પ્રમાણે બીજા ખાતાના માણસની એકદમ ઉપલા ગ્રેડમાં નિમણુક થવાથી નીચેના ડેપ્યુટી કલેકટરોમાં ઘણો અણગમો ફેલાયો, અને તેઓનાં મન કચવાયાં. આ સમયે પિતાશ્રીને કાયમનો પગાર રૂા. ૬૦૦ મળતો હતો, તે છતાં સ્ટેટ સેક્રેટરીના ઠરાવનો અર્થ એકાઉંટંટ જનરલની ઓફિસમાં કાંઈ જુદી રીતે થવાથી એમને રૂા. ૫૦૦ ના ગ્રેડમાં ડેપ્યુટી કલેકટર તરીકે નીમ્યા. આ બાબત ઘણું લખાણ ચાલતાં છેવટ રૂા. ૬૦૦ માં એમને મૂકવામાં આવ્યા. સ્પેશ્યલ ડયુટીનું કામ ખલાસ થવાથી હૈદ્રાબાદમાં સ્પેશ્યલ ડયુટીપર પિતાશ્રીને

મોકલવાનું કમિશ્નર મિ. મુરે ઠરાવેલું, પણ મિ. પ્રિચર્ડ તે વખત કૌન્સિલમાં હતા, તેમણે એ કામ પર કેરી સાહેબને નીમવાની મરજી જણાવ્યાથી પ્રિચર્ડ સાહેબનીજ સલાહથી પિતાશ્રીની તા. ૨૮ મી ઑગસ્ટ સને ૧૮૮૯ ને દિવસે ડિસ્ટ્રિકટ ડેપ્યુટી કલેકટર તરીકે સોલાપુર નિમણુક થઈ. આ સમયે મિ. પ્રિચર્ડે કહ્યું કે "દેશી રાજ્યોમાં સારા એડમિનિસ્ટ્રેટરોની ઘણી જરૂર છે, માટે તમારે થોડો મુલ્કી ખાતાનો પણ અનુભવ મેળવવો જોઇએ." આવી રીતે તદ્દન નવુંજ કામ એકદમ હાથમાં લેવું પડયું. આ વખતે રૂા. ૬૦૦ પગાર, રૂા. ૭૫ મુસાફરી ભથ્થું અને રૂા. ૧૧ તંબુના મળતા.

પ્રથમ મેજીસ્ટ્રેટની ત્રીજા વર્ગની સત્તા આપી, પણ થોડા જ વખતમાં એમની હોંશિયારી અને લાયકાત જોઇ સરકારે એકદમ પહેલા વર્ગની સત્તા તા. ૨૪ મી એપ્રિલ સને ૧૮૯૦ થી, અને સમરી પાવર પણ એજ વર્ષમાં તા. ૩૦ મી ડિસેંબરથી આપી.

શોલાપુરથી નાશિક હજુર ડેપ્યુટી કલેકટર તરીકે બદલી થવાથી, તા. ૧૨ મી નવેંબર સને ૧૮૮૯ ને દિવસે તે જગાનો ચાર્જ લીધો.

ડેપ્યુટી કલેકટરની લાઈનમાં પિતાશ્રીને મૂકયા હતા, પણ મુલ્કી ખાતાની લોવર અને હાયર સ્ટેંડર્ડ પરીક્ષાઓમાંથી સરકારે એમને ખાસ મુક્ત કર્યા હતા. શોલાપુર હતા તે વખતે મરાઠીની પરીક્ષા તા. ૧૦ મી જુલાઈ ૧૮૮૯ ને રોજ પોતે પસાર કરી.

એકાઉંટંટ જનરલે નાશિકમાં પિતાશ્રી હતા તે સમયે પરીક્ષા આપ્યા સિવાય એમનાથી હજુર ડેપ્યુટીનું કામ કરી શકાય નહિ, એવો કેટલોક વાંધો ઉઠાવવાથી ઘણું લખાણ ચાલ્યું, અને આખરે એકાઉંટ પેપરમાં એમને પસાર થવું એવું સરકારે ઠરાવ્યાથી તે પ્રમાણે એઓ પરીક્ષામાં બેઠા અને તા. ૧૦ મી નવેંબર ૧૮૯૦ ને રોજ પસાર થયા.

તા. ૨૮ મી એપ્રિલ સને ૧૮૯૨ થી પોતે બીજા ગ્રેડમાં એટલે રૂા. ૭૦૦ માં સબપ્રોટેમ નિમાયા, અને તા. ૧ લી એપ્રિલ સને ૧૮૯૩ થી કાયમ નિમાયા.

નાશિકથી ખાનદેશના ડિસ્ટ્રિકટ ડેપ્યુટી કલેકટર તરીકે બદલી થઈ, અને તા. ૩૦ મી ઑગસ્ટ સને ૧૮૯૫ ને રોજ ચાર્જ લીધો. ત્યાં ગયા પછી પોતે નાનુભાઈ ઉપર એ સંબંધી નીચેનો પત્ર લખ્યો હતો:—

"ધુળિયા તા. ૧૬ મી સપ્ટેંબર ૧૮૯૫.

"ચિ. નાનુભાઇ,

"* * * હું અહિંઆ ગયા મહિનાની તા. ૨૯ મીએ આવ્યો. તા. ૩૦ "મીએ ચાર્જ લીધો. ચાળીસગામ, પાચોરા, અને જામનેર, એ ત્રણ તાલુકાઓ મારા તા- "બામાં છે. ચાળીસગામ અને પાચોરામાંથી રેલ્વે જાય છે, અને જામનેર પણ તેને લગતોજ "તાલુકો છે. સઘળા તાલુકાઓ હવા પાણીમાં સારા ગણાય છે. અજંટા અને એરો- "ળાની પ્રસિદ્ધ ગુફાઓ મારી સરહદથી ચાર પાંચ માઇલને છેટે છે. ગીરણા નદી બે તાલુ- "કાની વચમાંથી વહે છે, તેમાં બારે માસ પાણી રહે છે. ગામમાં સારૂં ઘર ન મળવાથી "કચેરીની પાસે સરકારી બંગલો છે, તેમાં મુકામ રાખ્યો છે. * * * તંબુઓ તથા "ટાંગાની ગોઠવણ થઇ ચુકી છે. "લિ. લલ્લુભાઇના આશિષ."

આ જગાપર પગારના રૂા. ૭૦૦, મુસાફરી ભથ્થું રૂા. ૭૫, અને તંબુના રૂા. ૧૧ મળતા. એક સમયે અજંટાની ગુફા જોઈ પાછા વળતાં, ટાંગો રસ્તામાં ઉંધો પડવાથી પોતાનો ડાબો હાથ મોચવાઈ ગયો, તે ઉપરથી એક મહિના સુધી પોતાથી ડિસ્ટ્રિકટમાં ફરી શકાયું નહિ. કલેકટર સાહેબ મિ. એ. કયુ- મીન હતા, તેઓ એમને ઘણા ચાહતા હતા, અને વારંવાર પત્ર લખી ખબર પૂછતા રહેતા. હાથમાં દરદ થતું તે મહિના એક પછી મટી ગયું, પણ હાથ વળી શકતો નહિ. છેવટ સુધી એ ખોડ એમને રહી ગઇ. આ કારણથી પોતે કમિશનર મિ. સ્પેન્સને લખી કોઈ બેઠી જગાએ બદલી કરવા વિનતિ કરી. તાબડતોબ એમણે બેલગામના હજુર ડેપ્યુટી કલેકટર તરીકે બદલી કરી. પોતે તા. ૧૬ મી જુલાઇ સને ૧૮૯૬ ને દિવસે તે જગાનો ચાર્જ લીધો.

તા. ૧ લી એપ્રિલ સને ૧૮૯૮ થી પહેલા વર્ગના ડેપ્યુટી કલેકટર થયા, અને એમને રૂા. ૮૦૦ પગાર મળવા લાગ્યો.

બેલગામ આવ્યા પછી પોતે કાનડી ભાષાની પરીક્ષા તા. ૧ લી એપ્રિલ સને ૧૮૯૯ ને રોજ પસાર કરી.

આ વખતે મુંબઈમાં ઇંપ્રુવમેન્ટ ટ્રસ્ટ ખાતામાં અપીલો ચૂકવવા કલેકટર તરીકે મિ. જહાંગીર ડોસાભાઇ ફરામજી કડાકાની નિમણુક થઈ. તેમના આસિ- સ્ટંટ તરીકે પિતાશ્રીને રૂા. ૮૦૦ ના પગારથી નીમવાની સરકારે ઇચ્છા બતાવી, પણ પોતે ઉપકાર સાથે ના લખી જણાવ્યું કે, વધારાના બીજા કલેકટર તરીકે મને નીમવાની ઇચ્છા હોય, તો હું આવવા ખુશી છું, પણ આસિસ્ટંટ તરીકે આવવા મારી મરજી નથી.

એવું પણ સાંભળવામાં આવ્યું છે કે, ઇંદોર સંસ્થાન તરફથી દિવાન સારૂ કોઇ હોંશિયાર માણસની સરકારમાં માગણી થયેલી, તે ઉપરથી સરકારે એમનું

નામ આપ્યું હતું, પણ ત્યાં એડમિનિસ્ટ્રેટર નીમવાનો વિચાર ઠર્યાથી તે વાત પડતી રહી.

નોકરીનો છેવટનો વખત પોતાના વતન સુરતમાં ગાળવો એવા હેતુથી પોતે સુરત સિટિ મેજીસ્ટ્રેટ તરીકે બદલી માગી લીધી, અને સરકારે ઘણી ખુશીની સાથે તે પ્રમાણે કર્યું. તેથી પોતે તા. ૧૫ મી જુલાઈ સને ૧૯૦૩ ને દિવસે સુરત આવી એ જગાનો ચાર્જ લીધો. તા. ૫ મી અકટોબર સને ૧૯૦૩ થી પેન્શનપર રહ્યા; એટલે એકંદરે પિતાશ્રીની ૩૧ વર્ષ ૫ મહિના અને ૧૭ દિવસની સરકારી નોકરી થઈ, તેમાં પહેલાંની નોકરીનાં ૭ વર્ષ ૧૧ મહિના અને ૧૬ દિવસ ઉમેરતાં એકંદર નોકરી ૩૯ વર્ષ, ૫ મહિના, અને ૩ દિવસની થઈ. તેમાં હકની રજા સિવાય બીજી કોઈ પણ જાતની રજા એઓએ લીધી નહોતી.

---

## ૨. શિક્ષક તરીકેની કારકીર્દી.

શિક્ષક તરિકે એમની નિમણુક થઈ, તે વખતે પોતાની ઉમ્મર ફક્ત ૧૬ વર્ષની હતી. એમના વર્ગમાં એમના કરતાં મોટી ઉમ્મરના છોકરાઓ ભણતા હતા, તે છતાં પોતે એવી રીત રાખી હતી કે, કોઈ પણ છોકરો એમની આમન્યા તોડે નહિ. શિક્ષણપદ્ધતિ પણ એવી સારી હતી કે, દરેક વિષય છોકરાઓના મનમાં બરાબર રીતે ઠસાવતા, તેથી આગળ જતાં તેમાંના ઘણા ખરા હોંશિયાર નીવડ્યા હતા. પ્રમાણિકતા, સ્વતંત્રતા, ગંભીરતા, વગેરે કેટલાક ખાસ ગુણો એમનામાં તે વખતે દર્શન આપતા હતા.

આ બાબત ઉપર પિતાશ્રીના મિત્ર નગીનદાસ માણેકલાલે નીચે પ્રમાણે લખી મોકલ્યું હતું:–

"પહેલાં તો જ્યારે એઓ બ્રાંચ સ્કૂલના હેડમાસ્તર તરીકે નિમાયા હતા, તે વખતે "પહેલા વર્ગના કેટલાક છોકરાઓની ઉમ્મર એમના કરતાં મોટી લાગતી હતી, છતાં એ-"મની શિક્ષણ આપવાની પદ્ધતિ ઘણી સરસ હતી, તેમજ એમનો કરપ એવો ઉત્તમ "પ્રકારનો હતો, કે જે શક્તિ અસાધારણ કહેવામાં કશો દોષ લાગે તેમ નથી. છોકરાઓની "સાથે હળીમળી કેમ વર્તવું, છતાં પોતાનો મોભો કેમ જાળવી રાખવો, એ વાત એઓને "સ્વાભાવિક રીતે આવડતી હતી. પ્રસંગે કયો છોકરો અગાડી કેવો નીકળશે તે એમની "ધારણાઓ ઘણે દરજ્જે સાચી પડેલી મારી જાણમાં છે."

---

## ૩. અપૂર્વ કલ્પનાશક્તિ.

નિશાળમાં શિક્ષક હતા ત્યારથી નવા ફેરફારો કરવા તરફ એમનું લક્ષ હતું. નિશાળોમાં અને શિક્ષણપદ્ધતિમાં સુધારો કરવા વિષે એમણે ઘણી નવી સૂચનાઓ કરી હતી. તે ઉમદા હતી, છતાં મિ. કર્ટિસ એમની વિરૂદ્ધ હોવાથી તે તેમણે માન્ય કરી નહોતી.

ત્યારબાદ પોતે લાઇસન્સટેક્સ કલેક્ટરના શિરસ્તેદાર તરીકે ગયા, ત્યાં પણ ઘણો સુધારો કર્યો. સુરત મ્યુનિસિપાલિટીમાં તો હિસાબી ખાતામાં અને બીજાં સર્વ ખાતાંઓમાં એટલો બધો સુધારો કર્યો, કે હજુ સુધી લોકો એમને યાદ કરે છે.

એમની કલ્પનાશક્તિની ખરી કસોટી તો સૉલ્ટ કલેકટરના હેડ કલાર્ક, હેડ એકાઉંટંટ, અને કમિશ્નર સાહેબના પર્સનલ આસિસ્ટંટ તરીકે અને પછીથી સ્પેશ્યલ ડ્યુટીપર હતા ત્યારે જણાઇ આવી. પ્રિચર્ડ સાહેબ જેવા બાહોશ પુરૂષના હાથ નીચે એમની શક્તિનો ઘણો સારો ઉપયોગ થયો. સૉલ્ટ ડિપાર્ટમેન્ટમાં નવા નવા ઘણા સુધારા કર્યા, બાદ એકાઉંટ ઓફીસમાં, દરેક બાબતો બારિકાઇથી તપાસી, સર્વ રીત નવી કરી નાખી. તેથી હિસાબી કામ ઘણુંજ સુલભ થઈ પડયું. એમણે કરેલી ગોઠવણ હજુ સુધી ચાલુ છે; અને કલેકટર સાહેબ તરફથી પણ આ બાબતમાં એમને ઘણીજ સાબાશી મળી હતી. અફીણ, દારૂ, અને કસ્ટમ્સ ખાતામાં પણ એજ પ્રમાણે સુધારો કર્યો. એમના તરફથી કાંઇ પણ યુક્તિ, રચના અથવા લખાણ થતું, તો તેમાં નવીનતા તેમ સંગીનપણું માલમ પડતું. ડેપ્યુટી કલેકટરની લાઈનમાં પડયા પછી આ શક્તિનો વિશેષ ઉપયોગ કરવાનું એમનાથી બની શકયું નહિ, કારણ કે ત્યાં તો બાંધેલા કાયદા પ્રમાણેજ વર્ત્તન કરવાનું હતું. તે છતાં પણ દરેક ઠેકાણે મ્યુનિસિપાલિટીમાં ચેરમેન અને વાઇસપ્રેસિડંટના ઓદ્ધાની રૂએ ઘણો સુધારો કીધો. છેવટ સુરતમાં આવ્યા, ત્યાં પણ કલેકટર મિ. સ્લેડને એમના ઉપર પૂર્ણ વિશ્વાસ રાખી હલાલખોર ટેકસ બદલ યોજના ઘડી કાઢવાનું કહ્યું હતું. એમનું મગજ એવું સાફ હતું કે કોઇ પણ વિષય તાબડતોબ ધ્યાનમાં આવી જતો, અને તે અમલમાં લાવવાનો રસ્તો સૂઝતો.

પ્રિચર્ડ સાહેબની એમના ઉપર અત્યંત મહેરબાની હતી, અને તેનેજ લીધે એઓ આટલા ઉંચા ઓદ્ધાપર ચઢયા હતા. આ મહેરબાનીની યાદદાસ્ત તરીકે કોઇ પણ વસ્તુ તેમને બક્ષીસ આપવાનો પિતાશ્રીએ વિચાર કર્યો, અને પોતે પોતાની કલ્પનાશક્તિથી જોડેના પાનાપર આપેલું ચિત્ર બનાવ્યું. એમાં એવી

યોજના કરી છે, કે ડાબી બાજુએ એક સિંહને ચીતર્યો છે તે પ્રિચર્ડ સાહેબનું રૂપક છે, અને જમણી બાજુ એક વૃક્ષ ગોવર્ધન પર્વત ઉપર ઊગેલું બતાવ્યું છે. સિંહના ઉપર " Officium Praesto " નામનો પ્રિચર્ડ સાહેબનો મોટો મૂકયો છે, અને વૃક્ષની વચ્ચે શંખ, ચક્ર, ગદા, પદ્મ સહિત " आनन्देन जातानि जीवन्ति " નામની શ્રુતિ મૂકી છે. આનો ભાવાર્થ એ છે કે, ગોવર્ધનપર્વત ઉપર આવેલાં વૃક્ષની ત્રણ મુખ્ય ડાળીઓ, ત્રણ ભાઈઓ–પરમાનંદદાસ, ગુલાબદાસ, અને લલ્લુભાઈની સૂચક છે. તેમાંની નાની ડાળીપર પાસે ઉભેલા સિંહે, એટલે પ્રિચર્ડ સાહેબે જમણા હાથનો ટેકો આપ્યો છે. આવી યોજના કરી અમદાવાદમાં ખાસ કારીગરો પાસે એક કિનખાબનો મોટો રૂમાલ ( Table cloth ) બનાવ્યો, અને તેની વચ્ચોવચ આ ચિત્ર પણ કિનખાબમાંજ જુદા જુદા રંગ સહિત વણાવ્યું. તેની એકંદર કિમ્મત આશરે રૂ. ૫૦૦ થઈ હતી. તેને મૂકવા સારૂ સુરતની કારીગરીની સુખડની કિંમતી પેટી બનાવરાવી, અને તે ભેટ દાખલ પ્રિચર્ડ સાહેબને વિલાયત મોકલી આપી. તે જોઈ એઓ ઘણાજ ખુશી થયા. આ રૂમાલની જોડનો બીજો એક રૂમાલ ઘરમાં રાખવા સારૂ તૈયાર કરાવ્યો હતો અને તે હજુ અમારી પાસે છે.

મુર સાહેબે પણ લખ્યું હતું કે " તમારામાં કોઇ અલૌકિક શકિત અને બુદ્ધિ છે, એમ મારૂં માનવું છે." મારાપરના પત્રમાં પણ મુર સાહેબે લખ્યું હતું કે, " એમની પ્રમાણિક વૃત્તિ અને બુદ્ધિની અમુલ્ય બક્ષીસથી હું બહુજ આશ્ચર્ય પામતો."

## ૪. પ્રમાણિકતા.

આખા મુંબઈ ઈલાકામાં મીઠું, અફીણ અને દારૂની ઉત્પન્નની વ્યવસ્થા કરવા સારૂ ફક્ત એકજ કમિશ્નર સરકાર તરફથી રાખવામાં આવે છે. આ ખાતાંઓની ઉત્પન્ન કરોડો રૂપિયા સરકારને છે; માટે આ ઓદ્ધો કેટલો જોખમકારક છે તેનો સહજ ખ્યાલ વાંચનારને આવશે. પિતાશ્રી આવા મોટા કમિશ્નરના પર્સનલ આસિસ્ટંટ હતા, એટલે એમની જોખમદારી પણ કેટલી હશે, તેનો વિચાર પણ વાંચનારે કરવાનો છે. લાખો રૂપિયાની રકમના દારૂના અને અફીણના ઇજારાઓ આપવા સાહેબની સાથે એમને સામેલ રહેવું પડતું હતું. તે છતાં પણ પોતે પૂર્ણ પ્રમાણિક રહી કોઇની પણ દરકાર રાખ્યા સિવાય, પોતાનું કામ કર્યા જતા. ઘણાં માણસોને એમની જરૂર પડતી. વખતે કોઇ મળી એમને હકીકત કહે તો તે સાંભળે, પણ જે વ્યાજબી લાગતું તેજ એઓ કરતા. તેથી ઘણાંને એમનું વર્ત્તન અતડું લાગ્યું હશે, તોપણ એમની સત્યતા વિષે એવો ઉંચો વિચાર રહેતો કે, લોકો એમની સાથે ઘણી સારી રીતે




શ્રી લલ્લુભાઈ તરફથી પ્રિચાર્ડ સાહેબને ભેટ આપવામા
આવેલા ટેબલ ક્લોથના મધ્ય ભાગનું ચિત્ર

વર્ત્તતા, જો કે તેમને ખાત્રી હતી કે, એમને રાજી રાખ્યાથી સરકારી કામમાં કાંઇ પણ ફાયદો થાય એમ ન હતું. એમનો એવો સ્વભાવ હતો, કે કામ કરવામાં નીતિનિયમ ને કાયદાકાનૂનનું ઉલ્લંઘન નહિ કરતા, અને કોઈના પર મમતા કે કટાક્ષ નહિ રાખતા. તોપણ સરકારી કામના સંબંધમાં જે કોઇ એમના સમાગમમાં આવતા એમના પર તે વિવેકબુદ્ધિથી હેત બતાવતા. ખુશામત કર્યાથી કોઈનું કાંઇ વળતું નહોતું, તેમ અળગા રહેનારનું નુકશાન પણ થતું ન હતું. બધાને સમાન ગણતા, તોએ ઘણાઓ વિવેકબુદ્ધિ વાપરી એમની સાથે વર્ત્તતા, તેમનો એઓ ઉપકાર માનતા પણ વિશેષ કાંઇ કરતા નહતા. એમની પ્રમાણિકતાની કસોટીના ઘણા પ્રસંગો આવ્યા હતા પણ તેમાંથી અણીશુદ્ધ એઓ બહાર નીકળ્યા હતા. સારાંશ કે, આ જોખમકારક ઓદ્ધો એઓએ કેવા પ્રમાણિકપણે ઉપરીને પૂર્ણ સંતોષ આપી, સરકારનું હિત હૃદયમાં રાખી, ઈજારદાર વગેરે વેપારીઓનાં મન ન દુભાવતાં, સર્વેને એક સરખા ગણી કેવી યશસ્વી રીતે, કીર્તિને જરા પણ બટ્ટો ન લાગવા દેતાં ચલાવ્યો, તે બાબત હજુ પણ લોકોનાં અંતઃકરણમાંથી વીસરાઇ નથી.

**આ સંબંધમાં રા. રણછોડજી કસનજી દેશાઇ વિવેચન કરતાં લખે છે કેઃ—**

"પોતાની નોકરી દરમ્યાન એઓ એટલા નિર્લોભી હતા કે, હમેશાં મીઠાના "અગરોના માલીકો, વેપારીઓ, અને દારૂ અફીણ વગેરેના ઇજારદારો સાથે ઘણો સંબંધ "પડતો, તેથી કેટલાકોને એમના સ્વભાવની માહિતી ન હોવાથી તેઓ પોતાનું કામ થાય "તે બાબત ભારે રકમોની લાલચ બતાવવા આવતા, પણ તેમને 'મારે કોઇ પણ બાબતની "ન્યૂનતા નથી, અને કોઇ પાસે કાંઇ પણ લેવાની આશા નથી' એવું યુક્તિથી સમજાવી "પાછા વાળતા, અને કોઇપણ રીતે તેમના ઉપકારમાં દબાતા નહિ. પણ નિષ્પક્ષપાતથી જે "કામમાં જે લાયક જણાય, તેને તે કામો સોંપાવવા ઉપરી સાહેબને ભલામણ કરતા હતા. "એમના ખાતામાં જે જે અમલદારો, સરકારકુન, દરોગા, ઇન્સ્પેકટરો વગેરે રહેતા, તે "સર્વેને પોતપોતાની લાયકાત જોઇને તેમના હક તપાસી પ્રોમોશન આપતા, અને જે "જગાને તે લાયક હોય તે જગાપર નીમવા ઉપરી અધિકારીને ભલામણ કરતા. આ "કારણથી ખાતાના સર્વે નોકરો એમનાથી અસંત રાજી રહેતા."



## ૫. નિયમિતપણું.

પિતાશ્રીને હરેક કામ નિયમસર કરવાની તો એવી ટેવ પડી ગઈ હતી કે, જાણે સ્વભાવજ થઈ ગયો હતો. છેવટ સુધી એમણે પોતાનો નિયમ તો અપૂર્વ રીતે જાળવી રાખ્યો હતો. ઉઠવાનો, સુવાનો, કાગળ લખવાનો, કચેરીનું કામ કરવાનો, સર્વેનો નિયમ યંત્ર પ્રમાણે રહેતો. પ્રાતઃકાળે ચાર વાગે ઉઠતા

ત્યારથી તે રાત્રિના નવ વાગતા સુધી, નિયમપૂર્વક કામ કર્યા જતા. આજ કારણથી એમની સ્મરણશક્તિ પણ એવી સારી હતી કે, બનતાં સુધી "આ હું ભૂલી ગયો છું." એમ કોઇ દિવસ કહેવું પડતું નહિ.

પત્રવ્યવહાર ઘણોજ થોડો કરતા. બનતા સુધી કોઇને પત્ર લખતાજ નહિ, અને લખતા તો ફક્ત રવિવારે અઠવાડીયામાં એકજ દિવસ.

પિતાશ્રીને પ્રિચર્ડ સાહેબ જેવા કડક સરદારના હાથ નીચે કામ કરવામાં મહેનત ઘણી સખ્ત કરવી પડતી, તેથી મુંબઇમાં હતા ત્યારે કેટલાક વખત સુધી તો સવારના નવ વાગતાં પોતે ફક્ત દૂધ પીનેજ કચેરીમાં જતા, અને રાતના આવી વાળુ કરતા. આ પ્રમાણે એકજ વખત ભોજનનો ક્રમ રાખ્યો હતો. ટેબલપર બેઠા કે પછી સાંજના ઉઠતા સુધી આખો વખત એક સરખી રીતે કામ કર્યા કરતા. વચમાં પાણીપિશાબ અથવા આમતેમ કામથી કંટાળી ફરવા પણ કચેરીના વખતમાં કોઇ દિવસ ઉઠતા નહિ. રોજના નવથી દશ કલાક આ પ્રમાણે દરરોજ પોતાની નોકરી બજાવતા.

ડેપ્યુટી કલેકટર થયા પછી ફક્ત પાંચ કલાક નિયમસર પોતાનું કામ કરતા. કોઇ દિવસ કચેરીનું કામ ઘેર લાવતા નહિ. જે કાંઇ સરકારી કામ હોય તે કચેરીના વખતમાંજ કરતા. બેલગામમાં હતા ત્યારે ઘેરથી બરાબર પોણાઅગિયાર વાગે કચેરીમાં જવા નીકળતા, તેમાં જરા પણ ફરક પડતો નહિ. એમની ગાડી બારણા આગળથી પસાર થઇ, કે શહેરના સર્વ કોઇ જાણે કે આટલા વાગ્યા છે.



## ૬. ભાષાજ્ઞાન.

નાનપણથી આશરે ૧૬-૧૭ વર્ષની ઉમ્મરથી ગુજરાતી અને અંગ્રેજીમાં લખાણો કરવાનો એમને અભ્યાસ હતો. એમનો અભ્યાસ તો ફક્ત મેટ્રિક્યુલેશન સુધીનો હતો, છતાં અંગ્રેજી ભાષાનું એમનું જ્ઞાન ઘણાજ ઉંચા પ્રકારનું હતું. વિદ્વાન અને વૃદ્ધ પુરૂષો પણ એમનાં લખાણોથી ચકિત થતા. એમની પ્રથમથીજ લખવાની શૈલી એવી પડી ગયેલી, કે હાથમાં કલમ લેતાંની વાર મનમાં વિચારો આવી જતા, અને તાબડતોબ લખવા મંડી પડતા. પ્રથમનુંજ લખાણ એવું સફાઇથી થતું, કે છેકછાક બિલકૂલ ન થતી, તેમજ અલ્પવિરામ વગેરે ચિન્હો પણ મૂકવાનું ચૂકતા નહિ. ફરીથી એમના લખાણની નકલજ કરવાની જરૂર ન પડતી, તેમજ લખાણમાં મુદ્દાઓ એવી સ્પષ્ટ રીતે મૂકતા, કે વાંચનારના મનમાં તાબડતોબ તેની અસર થતી.

સુરત હતા તે દરમ્યાન એટલે સને ૧૮૬૪ થી ૧૮૭૧ સુધી, " ગુજરાત મિત્ર " પત્રમાં એઓ અંગ્રેજી અને ગુજરાતીમાં લખતા. તે વખતની ફાઇલો વાંચવાથી એમનાં લખાણો વિષે કાંઈક ખ્યાલ આવશે. બરાનપુરી ભાગોળનો રસ્તો મોટો કરવાનો હતો, ને સરકારને જોઇતી જગા લઇ, બાકીની જગા વધારે કિંમતથી વેચાણ થતી હતી, તે સંબંધમાં હોપ સાહેબ વિરૂદ્ધ ઘણાં લખાણો કર્યાં હતાં. એમનાં લખાણો તે સમયે લોકોમાં ઘણાંજ વખણાતાં, કારણ કે તેમના લાભનાં અને પક્ષપાતરહિત થતાં.

સને ૧૮૬૫-૬૬ માં મિ. દિનશા બિમાર થઇ મુંબઇ ગયા, ત્યારે પત્ર ચલાવવાનો કુલ જુમો એમને શિર હતો. નોકરીમાં રહ્યા બાદ લખાણોની ઢબમાં થોડો ઘણો ફેરફાર થયો, તોપણ કેવળ સ્વતંત્રતાથી પોતાના દરેક સરકારી રિપોર્ટો કરતા. એમનાં લખાણો સંબંધી ઉપરી અમલદારોમાં ઘણોજ ઉંચો મત હતો. નવી નવી યોજનાઓ ઘડી કાઢી એવી સારી ઇબારતમાં મૂકતા કે સરકારને પણ એમની યોજનાને માન આપી અમલ કરવો પડતો.

મરાઠી ભાષાનું પણ પોતાને ઘણું સારૂં જ્ઞાન હતું, અને તેમાં ઘણી સારી રીતે લખી બોલી શકતા.



## ૭. હાથ નીચેના માણસોપર કાબુ.

વ્યવહારિક જીંદગીમાં એઓ જેટલા નરમ સ્વભાવના અને માયાળુ હતા, તેટલાજ સરકારી નોકરી દરમ્યાન પોતાના હાથ નીચેના માણસોપર સખ્ત રહેતા. સખ્ત એટલે તેમને ચીઢે વઢે નહિ, પણ તેમની સાથે પોતાની વર્તણુક એવી રીતની રાખે કે, તે લોકો એમનાથી ડરી પોતપોતાનું કામ બરાબર રીતે કરતા રહે. તાબાના માણસો સાથે હમેંશાં ચિઠ્ઠીથી વ્યવહાર રાખતા, અને બને તેટલું તે લોકો સાથે થોડું બોલતા. એમની આવી રીતથી ઘેર તો કવચિતજ કોઈ આવતું, તેને લીધે એવું બનતું, કે પોતાના હાથ નીચેના માણસો રૂબરૂમાં મળે તો તેમને નજરથી કદાચ ઓળખે પણ નહિ. નામથી અને કામથી દરેકને ઓળખે, અને કોઇની કાંઈપણ ભૂલ થઇ હોય તો તેને નશિયત આપવા ચૂકતા નહિ. આ સંબંધમાં બે દાખલા અત્રે આપવા લાયક છેઃ—

પિતાશ્રી સ્પેશ્યલ ડયુટીપર હતા તે સમયે એમના હાથ નીચે એક કલાર્ક હતા, તેમના પિતા તથા કાકા પિતાશ્રીના સ્નેહી થતા હતા; તેથી તે કલાર્કના મનમાં આવ્યું કે આપણે થોડી ઘણી છૂટ લઈશું તો કાંઇ હરકત નથી. એમ સમજી

પિતાશ્રી બીજે કોઇ મુકામે હતા તે વખત વગર રજાએ સુરત ચાલ્યા ગયા. પાછા ફર્યા પછી કાંઈ કામકાજના સંબંધમાં તેમણે કલાર્કને બોલાવ્યા તો માલુમ પડયું કે એઓ તો સુરત વગર રજાએ ગયા છે. તાબડતોબ પોતે એમનો રૂા. ૫) દંડ કીધો, તે ઉપરથી તે કલાર્કને ઘણુંજ ખોટું લાગ્યું, અને પાછળથી હેડ કલાર્કે પિતાશ્રીને કહ્યું કે, "આ દંડને લીધે એની આખી જીંદગી રદ થશે," ત્યારે તાકીદ આપી દંડ માફ કર્યો. આ કલાર્ક રા. વિઠ્ઠલભાઈ જેશંકર પંડિત હતા અને તેઓ હાલમાં સ્વર્ગસ્થ થયા છે.

મિ. નાનાભાઈ મંચેરજી. લીમડીઆ જેઓ સોલ્ટ ખાતામાં નેટીવ આસિસ્ટંટ કલેકટર હતા, અને હાલમાં પેન્શન લઈ રિટાયર થયા છે અને અમદાવાદમાં રહે છે, તેઓ કહે છે કેઃ—

"હું એમના હાથ નીચે કલેકટર સાહેબની કચેરીમા હતો. એક વખત "એવું બન્યું કે, સાહેબ પાસે સહીના કાગળો લઇ જવાની ઉતાવળ હતી; અને એક કલા- "ર્કને એક કાગળ નકલ કરવા આપેલો તે તેણે પોતાના મેજપર રાખી મૂકયો હતો. "કાગ- "ગળની નકલ થઇ છે કે?" એમ લલ્લુભાઇ સાહેબે પૂછ્યું, તો તેણે કહ્યું કે, "કરૂં છું." "એટલામા તો પોતે ઉઠી કાંઇ પણ કહ્યા સિવાય તેના મેજ ઉપરથી તે કાગળ લઇ, "પોતેજ નકલ કરવા મંડી પડયા અને વખતસર સાહેબને સહીના કાગળો મોકલી આપ્યા. "તે દિવસથી સર્વ કારકુનો એવા ચેતી ગયા કે વગર કહ્યે પોતપોતાનું કામ કર્યા જતા."



## ૮. ખુશામતનો અભાવ.

ઉપરી અમલદારની ખુશામત કરવાનો એમને ઘણોજ કંટાળો હતો. બનતા સુધી નોકરી અપાવવા વિષે પણ કોઇને સારૂ એઓ કહેતા કે લખતા નહિ. મારે પોતાને સારૂ પણ ફકત એક કાગળ સર ચાર્લ્સ પ્રિચર્ડને તેઓ કલકત્તા કૌન્સિલમાં હતા ત્યારે લખ્યો હતો. તેમણે કસ્ટમ્સ કમિશ્નર મિ. મેકેનઝીને લખ્યું, અને મને ઉત્તર સરહદપર ઇન્સ્પેકટરની રૂા. ૬૦ ની જગો મળી. ત્યારબાદ ઘણી વખત પ્રોમોશન અથવા બદલી કરાવવા બદલ લખવા મેં એમને વિનતિ કરેલી, તે કોઇ વખત એમણે સ્વીકારેલી નહિ; ઉલટો મને ઠપકો આપ્યો હતો. બેલગામથી પોતે નોકરીનું રાજીનામું મોકલી આપ્યું તે વખત મેં એમને લખ્યું કે, "પેન્શન લેતી વખત આપે સરકારમાં નિમકહલાલ- પણાથી કરેલી સર્વ નોકરીનો હેવાલ લખી મોકલી તેના બદલામાં હું અને માકુભાઈ, બન્ને ભાઇઓ સરકારી નોકરીમાં 'છીએ તેમને પગારમાં કાંઇ વધારો કરી આપવા માગણી કરો તો સારૂં." તેના ઉત્તરમાં પોતે મને ઘણો સખ્ત ઠપકો આપ્યો, અને લખ્યું કે "આખી ઉમ્મર મેં કાંઈ માગ્યું નથી, અને હવે પેન્શનપર જતી વખત એક કંગાળ ભિખારી માફક

દીન બની મારે મારી આબરૂ ગુમાવી સરકાર પાસે ભીખ માગવા જવું કદી બનશે નહિ. તમારા નશીબમાં હશે તો તમને આપોઆપ આવી મળશે." આ કાગળ અંગ્રેજીમાં હતો, અને દિલગીર છું કે મારી હમેશની ટેવ મુજબ ઉત્તર લખ્યા પછી રાખી ન મૂકતાં ફાડી નાખ્યો, નહિ તો અત્રે ઘણોજ ઉપયોગી થઇ પડત.

ભાઇ છોટુભાઈ ઉપર મારા સંબંધમાં એક વખત પોતે નીચે પ્રમાણે પત્ર લખ્યો હતોઃ—

" Belgaum, 30th April 1899.

" Dear Chhotulal,

"Chandubhai should trust to his own good work in his new " appointment. x x x x " If he works carefully and consciensciously, not seeking fame " or notoriety, he will soon win the good opinion of his present " superior. x x x I cannot and will not write to " anybody for him. x x x x To do so, would " reflect discredit on him, showing that he cannot stand on " his own legs.

" Yours lovingly,

" Sd./ Lallubhai."

ભાષાંતરઃ—

" બેલગામ તા. ૩૦ મી એપ્રિલ સને ૧૮૯૯.

" પ્રિય છોટુલાલ,

" ચંદુભાઇએ પોતાની નવી નિમણુકના સંબંધમાં પોતાના સારા કામ પર ભરોસો " રાખવો. x x . x x x જો એ કાળજી " અને અંતઃકરણ પૂર્વક, કીર્તિની આકાંક્ષા ન રાખતા કામ કરશે, તો એ થોડા સમયમાં " પોતાના હાલના ઉપરીનો સારો મત મેળવશે. x x x હું " એને વાસ્તે કોઇને પણ લખી શકતો નથી, તેમજ લખીશ પણ નહિ. x x " x x આમ કરવાથી, તે પોતાના પગપર ટકી શકતા નથી એવું જણાવાથી " એને નામોશી લાગશે.

" લિ. લલ્લુભાઇના આશિષ."

મારા સહુથી નાના ભાઈ માણેકલાલની બાબત ફકત એકજ વખત તે વખતના સૅાલ્ટ કલેકટર મિઃ જે. એલ. જેન્કીન્સન સાહેબને

લખ્યું હતું, અને તેમણે મહેરબાની કરી પિતાશ્રીની કરેલી નોકરી ધ્યાનમાં લઇ તરતજ નોકરી આપી હતી. હાલમાં એઓ થાણા ડિસ્ટ્રિકટમાં સુપરીન્ટેંડંટના ઓદ્ધા પર છે.

પૂજ્ય દાદાજી પરમાનંદદાસ મુલ્કી ખાતામાં અવલકારકુન રૂા. ૫૦ થી હતા. એમની માંડવી તાલુકામાં બદલી થઈ હતી, પણ ત્યાંનું પાણી માફક ન આવવાથી ૨૫ વર્ષની નોકરી થઈ હતી તેથી દાકતરનું સર્ટિફિકેટ મળે તો પેન્શનપર જવાનો વિચાર કરતા હતા. પિતાશ્રીએ પણ આ વાતને ટેકો આપ્યો, અને કહ્યું કે, "અમે બેઠા છીએ તો પછી તમારે શા માટે નોકરી કરવી જોઇએ? તમે ઇશ્વરભજન કરો." પોતાની તબિયત ઘણી સારી હતી, તેથી દાકતરનું સર્ટિફિકેટ મળવાનો સંભવ થોડો હતો, માટે દાદાજીનો એવો વિચાર હતો કે, પિતાશ્રીના ઉપર બોજારૂપ થઈ રહેવા કરતાં, જો સુરતમાં ઘર આંગણે બદલી થાય તો નોકરી કરવી. મુ. દાદાજીની આ પ્રમાણેની ઇચ્છા ભીમભાઈકાકાએ પિતાશ્રીને જણાવી, અને કહ્યું કે, "તમારા ખાતામાં કોઈ સરકારકુનની જગા એમને શા માટે પ્રિચર્ડ સાહેબને કહી નથી અપાવતા?" પિતાશ્રીએ ઉત્તર આપ્યો કે, "તે મારાથી બની શકે એમ નથી." ઘણો આગ્રહ કરવાથી પોતે પ્રિચર્ડ સાહેબપર ચિઠ્ઠી લખવાનું કબુલ કીધું, અને તે પ્રમાણે લખી; પણ સાહેબે કાંઇ જવાબ આપ્યો નહિ. એટલામાં સૉલ્ટ ડિપાર્ટમેન્ટમાં રિવિઝન કરવાનું આવ્યું, તે વખતે પિતાશ્રીના ધ્યાનમાં આવ્યું તે પ્રમાણે એમણે સર્વેની નિમણુકોનો ખરડો કરી સાહેબની પસંદગી સારૂ મોકલ્યો, પણ તે વખતે દાદાજી સંબંધી કાંઇ પણ સાહેબને યાદ દેવડાવ્યું નહિ. તે છતાં સાહેબને યાદ હતું, તે ઉપરથી તેમણે તુરત સુરત સરકારકુનની જગાપર એમને રૂા. ૮૦ ના પગારથી નીમ્યા.

બને ત્યાંસુધી એઓ કામ સિવાય કોઈ અમલદારને બંગલે અમસ્થા મળવા પણ જતા નહિ, તેમજ નકામા સ્ટેશનપર તેડવા મૂકવા જવાના ધક્કા પણ ખાતા નહિ.

---

## ૯ સાહેબ સાથે ડિસ્ટ્રિકટમાં.

પિતાશ્રીને એકાંતવાસ પ્રથમથીજ પસંદ હતો, અને એમના ઉપરી પ્રિચર્ડ સાહેબનો પણ સ્વભાવ તેવોજ હોવાથી પરસ્પર ઘણું અનુકુળ થઇ પડયું હતું. વળી સાહેબનો સ્વભાવ એવો હતો કે, બનતા સુધી પિતાશ્રીને કોઈ વખત રૂબરૂમાં ન બોલાવે, પણ ચિઠ્ઠીથીજ પોતાનું કામ કરી લે. પિતા-

શ્રીએ પણ પોતાના હાથ નીચેના માણસો સાથે એવીજ કામ લેવાની પદ્ધતિ રાખી હતી, આથી પોતાનો મોભ્ભો સારી રીતે જળવાઈ રહી સર્વ કોઈ મર્યાદાથી પોતપોતાનું કામ કર્યા જતા. સાહેબ પાસે તો એમને કોઈ કોઇ વખત છ છ મહિના સુધી જવું પડતું નહિ. નોકર ચાકરો પણ એમનો નિયમ એવો સમજી ગયા હતા કે તેમની સાથે એમને બોલવાની જરૂર પડતી નહિ. કેટલીક વખત તો પોતે કહેતા કે, પ્રિચર્ડ સાહેબ સાથે હું ડિસ્ટ્રિકટમાં ફરતો, ત્યારે મહિના મહિના સુધી મોઢેથી એક શબ્દ પણ ઉચ્ચારવાનો પ્રસંગ આવતો નહિ, તેથી તંબુમાં બેઠા બેઠા કેટલીક વખત એવી ભ્રાંતિ થઈ આવતી કે, મને બોલતાં આવડે છે કે ભૂલી ગયો છું? અને તંબુમાં એકલો એકલો મારી પોતાની મેળેજ કાંઈ બોલતો." આટલે દરજ્જે એકાંતવાસની જીંદગી કોણ ભોગવતું હશે? પાંચ સાડાપાંચ વાગે કચેરીનું કામ ખલાસ કરી લાનોલી વગેરે ઠેકાણે મુકામ થતો ત્યારે, હાથમાં લાકડી લઈ ડુંગરો ઉપર ફરવા નીકળી પડતા, અને કલાકના કલાક ત્યાં પોતાના આત્મવિચારમાં બેસી રહેતા. કેટલીક વખત તો સિપાઇઓને ફાનસ લઈ શોધવા નીકળેલા જોઈ પોતાને પાછા ફરવું પડતું હતું. સુખાનંદ મહરાજને એઓએ એક બે વખત કહેલું કે. "મને વાઘનો, સિંહનો, કોઈનો પણ ભય નથી, પણ માણસનો ઘણો ભય લાગે છે; એટલે કોઈ માણસ મારી પાસે આવે છે તે મને બિલકુલ ગમતું નથી. મને તો એકલો કોઈ પડી રહેવા દે, તો અત્યંત આનન્દ લાગે છે." કોઈને મળવા જવું પડે, અથવા તો ઘણા માણસની ગર્દી હોય ત્યાં જવું પડે, તો જાણે સંકટ આવી પડયું છે એવું લાગે. આજ કારણથી કોઈ પણ એમને મળવા આવતું નહિ; કારણ કે જે આવે તે વિશેષ વાતચિત કરવાનો પિતાશ્રીનો સ્વભાવ ન હોવાથી પોતાને કહેવું હોય તે કહી ચાલતા થાય.

એકાંતવાસ સંબંધી ભાઇ ઠાકોરભાઈપર નીચે મુજબ પત્ર લખ્યો હતો:-

"Belgaum, 6th April 1902."

"DEAR THAKORBHAI,

"I am afraid you will not find my company very agreeable. "The quiet solitary life that I have lived and enjoyed for some "years past, has made me intolerant of society—even of those "whom the world regards as near and dear ones, and nothing "would please me more than to be let alone, and not to be joined "by, or to be asked to be joined by others. Some of you may not "like this sentiment of mine, but it is the result of my study

" and experience, and one calculated to lead eventually to a state
" of self-contentedness, independent of external circumstances.

" No man is happy, but he, that needs no other happiness
" than what he has within himself. The greatest felicity of all
" is not to stand in need of any.

" YOURS LOVINGLY,

(Sd.) LALLUBHAI."

**ભાષાંતરઃ—**

" બેલગામ, ૬ ઠ્ઠી એપ્રિલ સને ૧૯૦૨.

" પ્રિય ઠાકોરભાઇ,

" હું ધારૂં છું કે મારો સહવાસ તમને બહુ પસંદ નહિ પડે. પાછલાં થોડાં વર્ષ
" દરમ્યાન મેં શાંત તથા એકાંત જીંદગી ગાળી છે અને તેનો આનન્દ લીધો છે,
" તેથી દુનિયામાં નજીકનાં વહાલાં ગણાતાં સંબંધીઓનો સહવાસ પણ મને અસહ્ય લાગે
" છે, અને બીજા સાથે ભળવું ભેળાવું તેના કરતાં એકાંત સેવન મને વધારે પસંદ પડે છે.
" તમારામાંના કેટલાકને આ મારી મનોવૃત્તિ રૂચશે નહિ, પરંતુ મારા અભ્યાસ અને
" અનુભવનું આ પરિણામ છે; અને એ મનોવૃત્તિ છેવટે સ્વાત્મસંતોષીપણાની સ્થિતિને
" પ્રાપ્ત કરાવનારી છે.

" પોતામાં જે સુખ છે, તે સિવાય બીજા સુખની જેને અપેક્ષા નથી એવા મનુષ્ય
" સિવાય બીજો કોઇ સુખી નથી. સ્વાશ્રયમાંજ મોટામાં મોટું સુખ રહેલું છે.

" લિ. લલ્લુભાઇના આશિ.પૂ."



## ૧૦. અપ્રસિદ્ધ રહેવાની ટેવ.

પ્રસિદ્ધિમાં આવવાની પોતાની બિલકૂલ ઉત્કંઠા નહતી. વર્તમાન પત્રોમાં એમનું કોઈ વખત નામ આવતું, તો તેનાથી પોતે બહુજ નારાજ થતા. મને વારંવાર કહેતા કે બનતા સુધી મારૂં નામ વર્તમાનપત્રોમાં ન આવવા દેવું. પોતે ગમે તેવું મહત્વનું કાર્ય કર્યું હોય તે સંબંધમાં આત્મ-પ્રશંસા જેવું કદિ એમને મુખેથી નીકળતું નહિ. કોઇ દિવસ કોર્ટોમાં ચૂકવેલા મુકર્દમાઓ સંબંધી, અથવા સરકારી કામકાજની બીજી વાતો પોતે બિલકૂલ કરતા નહિ. કચેરીની વાત કચેરીમાંજ, અને ઘરની વાત ઘરમાંજ, એવો નિયમ રાખ્યો હતો. કોઈ પણ એમની પાસેથી કાંઈ પણ સરકારી બાતમી લઈ જાય, એવું ઘણું કરી બનતુંજ નહિ. તેનેજ લીધે પ્રિચર્ડ સાહેબનો એમનાપર

આટલો બધો વિશ્વાસ રહેતો. ફાર્ફડ કમિશન વખતે પોતે હિસાબો વગેરે તપાસવાનું કામ કર્યું હતું, પણ તે સર્વ અંદરખાનેથી; કમિશન આગળ જુબાની આપવા કહેવામાં આવ્યું તો પોતે સાફ ના પાડી.

બેલગામમાં સાંપગામના મામલતદારને લાંચ લેવા બદલ પિતાશ્રીએ દંડ અને કેદની શિક્ષા કરી હતી, તેથી મામલતદારના પક્ષના બ્રાહ્મણ લોકોમાં એમને સારૂ કેટલોક અણગમો ઉત્પન્ન થયો હતો, અને તે ઉભરા વર્તમાનપત્રોદ્વારા બહાર પડ્યા હતા. પુનાના મરાઠાપત્રના એક અંકમાં પિતાશ્રી સંબંધી કાંઇ ટીકા આવ્યાથી મને ઘણું ખોટું લાગ્યું. તેનો ઉત્તર છપાવવાનો મારો વિચાર થયો, અને તે વાત પોતાને જણાવતાં એમણે કાંઈ પણ લખવા વિષે ચોખ્ખી ના પાડી, અને એવાં નિંદાસ્પદ લખાણો થાય તે તો ઘણાં સારાં એમ કહી એ બાબતમાં કાંઈ પણ પગલું ન લેવું, એવી સખ્ત સૂચના કરી. આ મુકર્દમા સંબંધી વિગતવાર હકીકત આગળ આપવામાં આવી છે.



## ૧૧. સારાસાર વિચાર કરવાની બુદ્ધિ.

એક વખત મુંબઇમાં એવો બનાવ બન્યો કે, કચેરીમાંથી પિતાશ્રી ટ્રામ-વેમાં સાંજના ઘેર આવતા હતા. પોતે તે સમયે કમિશ્નરના પર્સનલ આસિસ્ટંટના ઓદ્ધાપર હતા. કોઈ એક ભાટિયા ગૃહસ્થ એમની સાથેજ બેઠા હતા. કમિશ્નર પ્રિચર્ડ સાહેબે તંબાકુ, અફીણ વગેરેનો વાપર ઓછો કરવાના ઇરાદાથી તેપર કર વધાર્યો, તેથી તંબાકુ, અફીણ વગેરેના કેટલાક વેપારીઓ ઘણા નારાજ થઈ એમને વિષે સારૂં બોલતા નહોતા. સાહેબની સાથે હોવાથી પિતાશ્રી વિષે પણ લોકોના મનમાં કચવાટ થતો હતો. તે ભાટિયા ગૃહસ્થ પિતાશ્રી સાથે વાતો કરતાં કરતાં એમને ઓળખ્યા વગર એવું બોલવા લાગ્યા કે, “ શેઠ શું કહું, પ્રિચર્ડ સાહેબ તો જાણે પરદેશથી આવેલા, તે અમારા લોકોની બુઝ ન પિછાને, પણ તેમના હાથ નીચે સુરતના રહીશ લલ્લુભાઈ કરીને એક દેશી ગૃહસ્થ છે, અને સાંભળવા પ્રમાણે સાહેબની પાસે એમનું ઘણુંજ ચલણ છે, અને કસ્ટમહાઉસમાં કર્તાહર્તા એઓ છે એમ કહીએ તો ચાલે; તે છતાં સાહેબને અમારા વેપારી લોકોના સંબંધમાં કાંઈ પણ કહેતા નથી, પણ ઉલટા તેમની સાથે અમારા પર જુલમ કરવામાં મદદ કરે છે. અમારાથી આ બોજો નથી ખમી શકાતો; અમે કચડાઇ મરીએ છીએ. આ દેશી પણ અમારી દાદ સાંભળે નહિ, તો પછી અમારે કોને કહેવું ? ” પિતાશ્રી આ બધું શાંત અંતઃકરણથી સાંભળ્યા કરતા હતા, અને વચમાં કાંઈ કાંઈ ઉત્તર

દેતા હતા. પોતે છેવટે કહ્યું કે, "ત્યારે તમે એ લલ્લુભાઇને મળી આ સર્વે હકીકત કેમ કહેતા નથી?" તે ગૃહસ્થે જવાબ આપ્યો કે, "ભાઈ હું હમણાં જ તેમને મકાને જાઉં છું, ને જોઉં છું કે એઓ શું જવાબ આપે છે?" કાળબાદેવીના રસ્તાપર ટ્રામવે આવતાં પિતાશ્રી ઉતરી ઘેર આવ્યા. એટલામાં તે ભાટિયા ગૃહસ્થ પણ પૂછતાં પૂછતાં ઘેર આવ્યા, તેમને સિપાઇએ દિવાન-ખાનામાં બેસાડયા. થોડીવારે પિતાશ્રી મોઢું વગેરે ધોઈ બહાર આવ્યા, તેમને જોતાં વારજ પેલા ગૃહસ્થ તો તદ્દન ઝંખવાણા પડી ગયા, અને માફી માગવા લાગ્યા કે, " સાહેબ, ટ્રામવેમાં મેં આપને ઓળખ્યા નહિ, અને ગમે તેમ આપના આગળ બોલી ગયો, માટે માફ કરજો." પિતાશ્રીએ કહ્યું કે, "કાંઇ હરકત નહિ, એમાં શું માફી માગવાની? મેં જો મારૂં નામ તમને ત્યાંજ કહ્યું હોત તો તમારા અંતરની વાત હું કદી જાણવા પામત નહિ, તેથીજ મેં મારી ઓળખાણ તમને આપી નહિ. કેટલીક વખત એવું પણ બને છે, કે વેપારી લોકોને સારો ફાયદો હોવા છતાં પણ નકામી ફર્યાદ કરે છે, કારણ કે તે લોકો અસલની રીતમાં જરા પણ ફેરફાર સાંખી શકતા નથી, અને પ્રિચર્ડ સાહેબની રીત તો કાંઈ પણ નવી યોજના કરી બરાબર વ્યવસ્થા કરવાની છે, તેથી તે ઘણાઓને રૂચતી નથી; હવે તમે મને સર્વે હકીકત તમારા અંતરની કહી છે, તો તે ધ્યાનમાં લઇ તમને કોઇ રીતની કનડગત ન થાય એવો બંદોબસ્ત કરવાની તજવીજ કરવી એ મારો ધર્મ છે; માટે તમે કોઈ પણ રીતે મનમાં ખોટું લગાડશો નહિ, તેમ મને કાંઇ પણ ખોટું લાગ્યું નથી. તમે બોલ્યા તે સઘળું સ્વાભાવિક છે." આટલું બોલી તે ભાટિયા ગૃહસ્થને આદરસત્કારથી વિદાય કીધા. બીજે દિવસે સાહેબને કાને એ વાત નાખી પોતાથી બનતો પ્રયત્ન કરી વેપારી લોકોની સવડ કરી આપી. તેથી તે લોકો ઘણા રાજી થયા. આ દાખલાથી એમની સારાસાર કરવાની બુદ્ધિ જણાઈ આવે છે.

## ૧૨. શરીરપર કાબુ.

હરેક કાર્ય નિયમ અને મિતાહારપણાથી કરવાની ટેવ પાડયાથી એમનું શરીર ઘણુંજ આરોગ્ય રહેતું. માંદગી એ શી વસ્તુ છે તે પોતે જાણતાજ નહિ. આખી નોકરી દરમ્યાન એમને હકની રજા સિવાય બીજી કોઈ પણ જાતની રજા લેવી પડી નહોતી. ૩૯ વર્ષ, ૫ મહિના અને ૩ દિવસની નોકરીમાં કુલ હકની રજા પોતે ૧ વર્ષ ૭ મહિના અને ૭ દિવસની ફકત લીધી હતી.

## ૧૩. ન્યાય અને દયા.

ઈનસાફ કરવામાં પિતાશ્રી ઘણાજ ચતુર હતા. એમની આગળ ચાલતા મુકર્દમાની હકીકત તાબડતોબ સમજી જઈ તેનો નિકાલ કરી નાખતા. વાદી પ્રતિવાદીને બનતા સુધી નકામા વકીલ વગેરે કરવાના ખર્ચમાં ઉતારતા નહિ. વારંવાર મુદતો નાખી મુકરદમાઓ પણ લંબાવતા નહિ; બને ત્યાંસુધી તેનો તાકીદે નિકાલ કરી નાખતા. એમની આ પ્રમાણેની શુદ્ધ અને પ્રમાણિકપણે ન્યાય આપવાની ટેવ હોવાથી, બનતા સુધી વાદી પ્રતિવાદી બન્ને એમની કોર્ટમાં વકીલો લઇ જતાજ નહિ.

ગરીબ લોકો પર કાંઈ ફરિયાદ હોય, તો કાયદા અનુસાર તેમને દંડ અથવા કેદની શિક્ષા કરતા, પણ કદાચ દંડ તેમનાથી ન ભરાય એવું હોય, તો પોતાની પાસેથી તે ગુન્હેગારોનો દંડ ભરી દેતા. એમની કારકિર્દી દરમ્યાન આવા ઘણા દાખલા બન્યા હતા.

સુરત બદલી થતા પહેલાં બેલગામમાં એમની કોર્ટમાં સાંપગામના મામલતદાર પર લાંચ રૂશવતનો મુકર્દમો ચાલતો હતો. પોતાને તે બરાબર પૂરવાર થયેલો માલમ પડવાથી ચૌદ દિવસ તપાસ ચલાવ્યા બાદ, રૂા. ૫૦૦ દંડ અને છ મહિનાની સખ્ત મજુરીની શિક્ષા કરી. અદાલતમાં અપીલ કરવાથી તે વખતના જડજ મિ. ગ્લૅાસ્ટરે મામલતદારને નિર્દોષ ઠરાવી છોડી મૂકયા. પિતાશ્રીના અવસાન બાદ સરકાર તરફથી હીલચાલ થવાથી આ મુકર્દમો મુંબઈ હાઇકોર્ટમાં આવ્યો, અને ત્યાં જડજોએ એવો ચુકાદો આપ્યો કે બેલગામના મેજીસ્ટ્રેટ મિ. લલ્લુભાઈએ જે શિક્ષા કરી છે તે અમે બહાલ રાખીએ છીએ, કારણકે મુકર્દમો બરાબર રીતે સાબીત થાય છે. આ ઉપરથી તેમનો નિર્મળ ન્યાય જણાઇ આવે છે. આ સંબંધમાં 'સુરત અખબાર' ના તા. ૨૮ મી માર્ચ સને ૧૯૦૪ ના અંકમાં નીચે પ્રમાણેનું લખાણ આવ્યું હતું:–

"બેલગામના માજી ફર્સ્ટક્લાસ મેજીસ્ટ્રેટ અને સુરતના વતની તથા માજી સિટિ
"મેજીસ્ટ્રેટ મરહુમ મિ. લલ્લુભાઇ ગોરધનદાસના મરણથી નામદાર સરકારે એક હીરો
"અમલદાર અને સુરતની પ્રજાએ એક ન્યાયી મેજીસ્ટ્રેટ ખોયો છે, એવું તે મરહુમના મરણ
"વખતે અમે લખી ગયા છીએ. મિ. લલ્લુભાઇનું ન્યાયશાસ્ત્રમાં કેટલું જ્ઞાન હતું, તે મુંબઇ
"હાઇકોર્ટમાં ચુકવાયેલી નામદાર સરકાર તરફની અપીલથી જણાશે. તે હકીકત એવી છે,
"કે થોડા મહિના ઉપર બેલગામ જીલ્લાના સાંપગામ તાલુકાના મામલતદાર હનુમંત
"વાસુદેવ મુળગંડને અને તેમના વડા કારકુન રઘુનાથ જીવરાજને રૂશવત લેવાના આરોપ
"માટે બેલગામના પહેલા વર્ગના મેજીસ્ટ્રેટ રાવ બહાદુર લલ્લુભાઇ ગોરધનદાસે તકસીરવાર
"ઠરાવી, દરેકને છ છ મહિનાના સખ્ત કેદખાનાની અને દંડની શિક્ષા ફરમાવી હતી, તે

" સામે બેલગામના સેશન જડજ મિ. ગ્લૅાસ્ટર આગળ અપીલ થતાં, તેમણે નીચલી " કોર્ટનો ચુકાદો રદ કરી, બન્ને તોહમતદારોને છોડી મૂકવાનો હુકમ કર્યો હતો. જડજના " ચુકાદા સામે નામદાર મુંબઇ સરકારે મુંબઇ હાઇકોર્ટમાં અપીલ કરી હતી. તે અપીલની " તપાસ નામદાર મિ. જસટીસ ચંદાવરકર અને નામદાર મિ. જસ્ટીસ એસ્ટન આગળ " નીકળતાં તેઓએ તકરાર સાંભળી લઇ મેજીસ્ટ્રેટ ( મરહુમ મિ. લલ્લુભાઇ ) નો અસલ " ચુકાદો બહાલ રાખી સેશન જડજનો ચુકાદો રદ કર્યો છે."

પિતાશ્રીની ન્યાય આપવાની રીતથી ગુન્હેગારોને કેવો સંતોષ થતો હતો તે બાબત એક દાખલો મુ. નગીનદાસ માણેકલાલે તા. ૧૧-૨-૧૯૦૪ ના પોતાના પત્રમાં નીચે પ્રમાણે લખી મોકલ્યો હતોઃ-

" નાશિકમાં એક ગુન્હેગારને પોતાની સત્તા પ્રમાણેની સખ્તમાં સખ્ત શિક્ષા તમારા ' પિતાશ્રીએ ફરમાવ્યા બાદ, તેને કેટલાંક શિખામણનાં સખુનો ત્યાં કોર્ટમાંજ કહ્યાં હતાં. " સંજોગ એવો બન્યો કે, જે દિવસે પેલો કેદી જેલમાથી છૂટયો, તે વખતે તમારા પિતા " જેલરોડ ઉપર એકલા ફરવા ગયા હતા. કેદીને છૂટી આવતો જોઇ એઓના મનમાં " આવ્યું કે, " આ ડામીસ અગર કાંઇ સાહસ કરી મને ઇજા કરે તો મારો બચાવ " કરનાર આ વખતે કોણ છે?" તુરતજ અંતરઆત્મા સાક્ષી તરફથી એઓને ધારણા " મળી કે, કેદીને પોતે શિક્ષા કરવામા કોઇ જાતનો કીનો રાખ્યો નહોતો, બલ્કે જે " શિખામણો એને મળી છે, તેનો ઉપયોગ જો એણે કીધો હશે, તો હવે પછીની જીંદગી " એની સુધરી જશે. એટલામાં તો પેલો કેદી એઓની પાસે હાજર થયો, અને સલામ " કરી ઉપકારના વચનો કહેવા લાગ્યો અને બોલ્યો કે, તમારો એકે સખુન હું ભૂલ્યો નથી, " અને હવે પછીની જીંદગીમા કોઇ પણ બુરૂં કામ મારાથી ન બને એવા સોગંદ મેં " લીધા છે." વળી તેજ વેળાએ એ કેદીનો શેઠ પણ તે માર્ગે અનાયાસે જતો હતો, " અને પોતાના નાફરમાન નોકરને મેજીસ્ટ્રેટ પાસે જંગલમાં વાતચીત કરતો જોઇ ત્યા " આવ્યો. તમારા પિતાએ પેલા શેઠને જોતાંજ કહ્યું કે " આ તમારો નોકર હવે નવે " અવતારે આવ્યો છે, એણે શિક્ષા ભોગવી છે, તેથી એનાં સર્વ પાપો બળી ગયાં છે, " અને હવે પછીની એની જીંદગી પ્રમાણિકપણે ગાળવાને એ લાયક થઇ ચૂકયો છે." " એમ કહી પોતે ચાલતા થયા. થોડા વખત પછી તમારા પિતાને માલમ પડ્યું કે પેલો " કેદી એના શેઠને ત્યા ફરી નોકર રહ્યો છે અને પ્રમાણિકપણે કામ કરે છે, અને એના " શેઠનો ભરોસો પણ એના ઉપર પકકો બેઠો છે. ત્યાર બાદ તે કેદીને તમારા પિતાએ " પોતે ધર્મચર્ચા કરતા ત્યાં દાખલ થવા દીધો હતો."

---

## ૧૪. પેન્શન લઇ રિટાયર થવાનો નિશ્ચય.

ઘણા લાંબા વખતથી પિતાશ્રીએ નિશ્ચય કરેલો કે, રૂા. ૮૦૦ માં પાંચ વર્ષ તા. ૩૧ મી માર્ચ સને ૧૯૦૩ ને દિવસે પૂરાં થાય છે, અને ૫૫ વર્ષની ઉમ્મર પણ ત્યારેજ પૂરી થાય છે, માટે તા. ૧ લી એપ્રિલથી

પેન્શનપર જવું. છોટુભાઈને આ સંબંધમાં પોતે નીચેનો પત્ર એક વર્ષ અગાઉજ લખ્યો હતો.

" બેલગામ તા. ૨૩ મી ફેબ્રુઆરી સને ૧૯૦૨.

" ચિ. છોટુલાલ,

× × × ×

" હાલમાં નવો ખર્ચ બંધ રાખવો. એક વર્ષમાં બધું તમારે આટોપી લેવાનું છે.
" ત્યારબાદ હું નોકરીમાં રહીશ એ ભરોસો રાખવો નહિ.

× × × ×

" લિ. લલ્લુભાઇના આશિષ્."

આવો નિશ્ચય છતાં કલેકટર અને કમિશનરની ભલામણથી સરકારે એક વર્ષની મુદ્દત એમને વધારે આપી હતી. એટલામાં એવું બન્યું કે, તા. ૩૧ મી માર્ચેજ એમની પ્રકૃતિ સહેજ બગડી આવી, અને તાવ આવ્યો, તેથી તા. ૧ લી એપ્રિલે નોકરીપર જવાનો અણગમો થયો. પોતાને લાગ્યું કે, " મારો નિશ્ચય હું ફેરવું છું, તેથા મને આ અગમચેતી થાય છે, માટે હવે ચેતવું, અને લોભમાં વધારે વખત ન તણાવું." તા. ૧ લીએ કચેરીમાં જતાં વારજ પોતે નોકરીનું રાજીનામું મોકલી આપ્યું.

આ સંબંધમાં તા. ૩ જી એપ્રિલ સને ૧૯૦૩ ને દિવસે પિતાશ્રીએ નીચે પ્રમાણેનો પત્ર ઠાકોરભાઈ ઉપર લખ્યો હતો:-

" ચિ. ઠાકોરભાઇ,

" * * * તા. ૩૧ માર્ચને દિવસે મારી તબિયત સહેજ
" બગડી આવવાથી, તા. ૧ લી એપ્રિલે મેં નોકરીનું રાજીનામું મોકલી દીધુ છે, તે મંજુર
" થઇ બીજા કોઇની નિમણૂક થઇ, તે આવી ચાર્જ લેતા સુધી, કામપર રહેવું પડશે.

* * * *

" લિ. લલ્લુભાઇના આશિષ્."

ભાઈ છોટુભાઇને પણ આજ સંબંધમાં નીચે પ્રમાણે પિતાશ્રીએ લખ્યું હતું:-

" બેલગામ તા. ૨ જી એપ્રિલ સને ૧૯૦૩.

" ચિ. છોટુલાલ,

" * * * ગઈ કાલે મેં મારી નોકરીનું રાજીનામું મોકલી
" દીધું છે. તે વિષેની હકીકત નીચે પ્રમાણે છે:—

" તા. ૩૦ મી ને સોમવારે સાંજના જરા દીલ તપી આવ્યું. ડાક્ટરની દવા લીધી.
" બીજે દિવસે એટલે તા. ૩૧ મીએ સવારમાં જરા તાવ હતો અને સુસ્તી લાગતી હતી,
" છતા કચેરીમાં જઇ આખો દિવસ કામ કર્યું. સાંજના તબિયત સુધારા પર આવી અને
" ત્યાર પછી તે સારી છે.

" તા. ૩૧ મી માર્ચ ૧૯૦૩ સુધીમાં મારી વયનાં ૫૫ વર્ષ પૂરાં થાય છે, અને
" નોકરીના પણ ૩૦ વર્ષ પૂરા થવા ઉપરાંત રૂા. ૮૦૦ ના પગાર ઉપર પણ પાંચ વર્ષ
" પૂરાં થાય છે, એટલે ત્યાર પછી નોકરીમાં રહેવું નહિ એવો ઘણા દિવસથી મારો નિશ્ચય
" હતો. તેજ તારીખે તાવ આવવો અને નોકરી પર જવાનો અણગમો થવો, એ જાણે
" ઇશ્વરી સૂચનાજ છે ' કે તમે તમારા નિશ્ચયને ભૂલી લોભમા તણાઓ છો તેમ ન કરવું.'
" એમ સમજી રાજીનામું મોકલવાનો નિશ્ચય કરી દીધો.

" કલેક્ટર સાહેબે તથા બીજા ઘણા સ્નેહીઓએ મન ફેરવવા ઘણું કહ્યું; પણ
" રાજીનામું આપવાનો નિશ્ચય કરવાથી જે આનંદ થયો છે, તેને લીધે તેમના કહેવાની
" અસર થઇ નહિ.

" સરકારે એક વર્ષની મુદ્દત આપ્યા છતાં તે ન ભોગવતાં તેના પ્રારંભમાંજ નોકરીનું
" રાજીનામું રાજીખુશીથી કાંઇ કારણ ન છતા મોકલવું એ ખુબીનું કામ છે, તેમ એ કૃત્ય
" મારી નિસ્પૃહ વૃત્તિને છાજતું છે.

" મળેલી ઇશ્વરી સૂચના ઉપર દુર્લક્ષ કરી નોકરીને વળગી રહ્યા, અને ભોગજેગે
" કાંઇ બનાવ બનવાથી પેન્શનમા ખલેલ આવે, તે કરતા સઘળા ' રહો, રહો ' કહેતા છતાં
" આબરૂએ ઉંચા બેસવું, એ લાભકારક છે.

" રિટાયર થયા પછીની વ્યવસ્થા વિષે હજી કાંઇ વિચાર ઉઠયો નથી.

" લિ. લલ્લુભાઇના આશિષ્."

રાજીનામું મોકલી આપ્યાથી કલેકટર મિ. લોરેન્સ અને બીજા સર્વને ઘણો અચંબો લાગ્યો, અને ગામના લોકો પિતાશ્રીને બંગલે સમજાવવા આવ્યા, અને કલેકટર સાહેબે ઘણું સમજાવ્યા, પણ પોતે સમજ્યા નહિ. છેવટ લોકોએ ઘણીજ હઠ લીધી, ત્યારે પોતે કહ્યું કે, " કલેકટર સાહેબ રાજીનામું પાછું મોકલશે તો હું પાછું ખેંચી લઇશ." લોકોએ કલેકટર સાહેબને જઈ તે પ્રમાણે કહેવાથી સાહેબે તાબડતોબ એમનું રાજીનામું એવું લખી પાછું મોકલ્યું કે, " તમે ફરીથી વિચાર કરી જેશો, અને સરકારને તથા મને પોતાને, એક વર્ષની વધારાની જે મુદ્દત આપી છે, તે દરમ્યાન તમારી કિમતી નોકરીનો લાભ આપશો." તે ઉપરથી પિતાશ્રીએ રાજીનામું પાછું ખેંચી લીધું અને નોકરીમાં રહ્યા. આ પછી થોડી મુદતે પિતાશ્રીની પોતાની માગણીથી સુરત સિટિ માજીસ્ટ્રેટ તરીકે બદલી થઈ.



## ૧૫. બેલગામથી બદલી થતાં મ્યુનિસિપાલિટીએ માનેલો ઉપકાર.

લગભગ સાત વર્ષ સુધી બેલગામ મ્યુનિસિપાલટી સાથે એમનો સંબંધ રહ્યો તે દરમ્યાન મ્યુનિસિપાલિટીને કરજમાંથી મુક્ત કરી શિલક વધારી આપી, અને ઘણા ઘણા સુધારા કર્યા તે બદલ સર્વાનુમતે એક ઠરાવ અંગ્રેજીમાં પસાર કરવામાં આવ્યો હતો, તેનું ભાષાંતર નીચે પ્રમાણે છે:—

"કલેકટર મિ. લોરન્સે દરખાસ્ત મૂકી કે, મિ. લલ્લુભાઇ ગોવર્ધનદાસે માજી "મ્યુનિસિપલ કમિશનર તરીકે મ્યુનિસિપાલિટીની કિમતી સેવા બજાવી છે, તે માટે તેમનો "આભાર દર્શાવનારી ઘટતી નોંધ નીચેના શબ્દોમાં લેવી, અને તેની એક નકલ તેમને "મોકલી આપવી:—

"માજી હજુર ડેપ્યુટી કલેકટર મિ. લલ્લુભાઇ ગોવર્ધનદાસે આ શહેર સાથેના "પોતાના સાત વર્ષના સંબંધ દરમ્યાન, અને મુખ્યત્વે કરીને વાઇસ પ્રેસિડેંટ તરીકેની "તેમની કારકિર્દીના અરસામાં મ્યુનિસિપાલિટીની બજાવેલી સેવાની દફતરે નોંધ રાખવી, "અને બીજી જગાએ કર્તવ્ય બજાવવાને માટે થયેલી તેમની બદલીથી પડેલી ખોટની "લાગણી પ્રદર્શિત કરવી."

"મિ. અરદેશર નવરોજીએ આ દરખાસ્તને અનુમતિ આપતા તે સર્વાનુમતે પસાર "થઇ હતી."

## ૧૬. તેમના માનમાં થયેલા મેળાવડા.

બેલગામથી સુરત બદલી થવાથી આખા શહેરના લોકો ઘણાજ દિલગીર થયા, અને ઠેકઠેકાણે એમના માનમાં લગભગ પંદર દિવસ સુધી લાગલાગટ મેળાવડાઓ થવા લાગ્યા. છેવટને દિવસે એમને વળાવવા સારૂ સ્ટેશનપર પણ લોકોની મોટી સંખ્યા હાજર થઇ હતી. મુંબઈના 'જામેજમસેદ' તા. ૬ ઠ્ઠી અને તા. ૭ મી જુલાઇ સને ૧૯૦૩ના અંકોના ઉતારા નીચે આપ્યા છે, તે ઉપરથી બેલગામના લોકોનો પિતાશ્રી પ્રત્યેનો ભાવ સમજાશે:–

"બેલગામ તા. ૪ થી જુલાઇ.

"અત્રેના લોકપ્રિય ડેપ્યુટી કલેકટર રાવબહાદુર લલ્લુભાઇ ગોવર્ધનદાસના માનમાં "એક પાનસોપારીનો મેળાવડો અમારા આબકારી કંટ્રાકટર મિ. અરદેશર નવરોજજીએ "કર્યો હતો. મેળાવડામાં યુરોપિયન, પારસી, હિંદુ તથા મુસલમાન ગૃહસ્થોની સારી સંખ્યા "હાજર થઇ હતી. મિ. અરદેશરે મિ. લલ્લુભાઇની ડેપ્યુટી કલેકટર તરીકેની ત્રણ વર્ષની "ઝળકતી કારકિર્દીનાં વખાણ કર્યાં હતાં. નામદાર શહેનશાહ તથા મિ. લલ્લુભાઇ માટે "ખુશાલીના પોકારો કરવામાં આવ્યા પછી વિખેરાયા હતા.

"નવા ડેપ્યુટી કલેકટર મિ. શીખરેએ મિ. લલ્લુભાઇ પાસેથી પોતાના ઓદ્ધાનો "ચાર્જ તપાસી લીધો છે; અને મિ. લલ્લુભાઇ સુરત જવા માટે અત્રેથી મંગળવારે ઉપડશે."

યોગ્ય સ્થળે થશે, અને ઉગી નીકળશે." મહારાજ બહુ પ્રસન્ન થયા અને હર્ષનાં આંસુ તેમની આંખમાંથી પડવા લાગ્યાં.

પોતાનો બહુજ દયાળુ અને પ્રેમાળ સ્વભાવ હતો. કુટુંબનાં નાનાં મોટાં સર્વેના પર એક સરખી રીતે પ્રીતિ રાખતા, અને તેમાંના કોઇને કાંઇ પણ દુઃખ થાય, તો તે નિવારણ કરવા પોતાથી બનતો પ્રયત્ન કરતા. મારા ઉપર તો એમની અત્યંત પ્રીતિ હતી. હું ઉત્તર સરહદ ખારાઘોડા તરફ ઇન્સ્પેકટરની નોકરી કરતો, ત્યાં મને એકલા નહિ ગમતું હોય એમ ધારી, પોતે મારી સાથે આવી ઘણા વખત રહેતા. સર્વ ઠેકાણે એમનું ફરવું થતું. થોડો વખત પિતાશ્રી પાસે જતા, થોડો વખત મુંબઈ રહેતા, થોડો વખત મારી પાસે રહેતા, થોડો વખત રતલામ નાનુભાઇ પાસે જતા, એમ સર્વ અમારા કુટુંબના ઘરોની ફેરી મારી આવતા.

જ્યારે જ્યારે પિતાશ્રી રજા લઈ આવે, ત્યારે ત્યારે મહારાજ એમને ધોતીઉં, છત્રી, વગેરે કાંઇ પણ વસ્તુ ભેટ આપે. અમારા કુટુંબમાંથી બનતા સુધી એક પણ વસ્તુ પોતે લેતા નહિ, પણ કુટુંબના દરેકને પોતા તરફથી કાંઈ પણ વસ્તુ ભેટ આપતા. દરેકના લગ્ન વખતે પણ એક વડીલ તરીકે વીંટી, કંઠી, કાંઈ પણ કિમતી વસ્તુ કરાવી આપે.

સુખાનંદમહારાજ કહેતા કે "મારી પાસે નેપાળના રાજા વગેરેના આપેલા આશરે રૂા. ૧૪૦૦૦) હતા. લલ્લુભાઇશેઠ સાથે મને સંબંધ થયો, ત્યારે એક વખત એઓ મને કહેવા લાગ્યા કે 'મહારાજ, આપે પૈસાનો સંગ્રહ શામાટે રાખવો જોઇએ? અમે સર્વે છઇએ કેની?' તે ઉપરથી ધીમે ધીમે સર્વ દ્રવ્ય ધર્મ કાર્યોમાં મેં વાપરી નાખ્યું."

આવી રીતે અમારા કુટુંબ સાથે મહારાજ શ્રીસુખાનંદજીનો લગભગ ૨૦ વર્ષનો સંબંધ હતો. ગયે વર્ષે પોતે પિતાશ્રી સાથે અમદાવાદ પધાર્યા હતા, અને ત્યાંજ અમારા મકાનમાં ફક્ત બાર કલાકની લકવાની બીમારીથી બેભાન રહી, તા. ૧૨ મે સને ૧૯૦૩ ને દિવસે સાંજના ૭–૪૫ મિનિટે વિદેહમુક્ત થયા.

હમેંશા પોતે કહેતા હતા કે, "મને ચંદનમાં બાળજો." તે પ્રમાણેજ કીધું હતું. એમની પાછળ દાન ધર્મ પણ ઘણી સારી રીતે પિતાશ્રીએ કર્યું હતું.

એઓનું શરીર પડયા પછી નીચે પ્રમાણેનો પત્ર બેલગામથી પિતાશ્રીએ મારા પર અંગ્રેજીમાં લખ્યો હતોઃ–

"The sudden and unexpected termination of a life, which "had extended to nearly or more than a century, teaches a

"lesson, which every one should lay to heart, and be always in "readiness to quit the world without a pang, and lay no hopes "for the future. He was, and is now gone and gone for ever, "forsaking all the associations formed here. He lived a virtuous "life. He was a high soul and destined to rise to a higher "stage."

ભાષાંતર:—

"આ મહાન પુરુષનું જીવન લગભગ એક સદી અને તેથી વધારે લંબાઇ, તેનો "એકાએક અને અણધારેલો છેડો આવેલો જોઇ, આપણે ધડો લઇ અંતઃકરણમાં આ "દુનિયા, દુઃખ સિવાય અને ભવિષ્યની આશા રહિત થઇ, હમેંશા છોડી જવાની તૈયારીમાં "રહેવાનો નિશ્ચય કરવો જોઇએ. એઓ હતા અને નહતા થયા, અહિંયા જોડેલો સર્વ "સંબંધ છોડી ચાલ્યા ગયા છે. એમણે પોતાનું જીવન સદ્‌ગુણોથી ભરેલું ગાળ્યું. એઓ "એક પુણ્યશાળી જીવ હતા, અને જરૂર ઉચ્ચ સ્થિતિએ ચડશે."

બીજા એક પત્રમાં પિતાશ્રીએ મને નીચે મુજબ લખ્યું હતું:-

"આ દુનિયા છોડી ગયેલા જીવો જોઇ શકે છે અથવા નહિ, તોપણ તમે એમની "પાછળ જે કર્યું છે તે ઘણું યોગ્ય છે."

એમની ઉત્તરક્રિયામાં અને બ્રાહ્મણભોજન વગેરેમાં લગભગ રૂા. ૨૫૦) પિતાશ્રીએ પોતા તરફથી ખરચ્યા હતા, અને સુરતમાં શ્રીઆશાપુરી માતાના મંદિરનો જીર્ણોદ્ધાર પણ એમના સ્મરણાર્થે કર્યો હતો. તે સંબંધી તા. ૧૫ મી ઑગષ્ટ સને ૧૯૦૩ ના સુરતના "પ્રજા પોકાર" માં નીચેનો લેખ પ્રસિદ્ધ થયો હતો:-

"ગયા વૈશાખ માસમાં સમાધિસ્થ થયેલા બ્રહ્મચારી શ્રીસુખાનંદજીની યાદગીરી "કાયમ રાખવા સારૂ અત્રેના સિટિ મેજીસ્ટ્રેટ મિ. લલ્લુભાઇ ગોવર્ધનદાસે ગોપીપુરા "ફીરપારામ મહેતાના ખાંચામાં આવેલા શ્રીઆશાપુરી માતાના મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો "છે. માતાનું સિંહાસન તથા ફરસબંધી આરસપાહણના કરવામાં આવ્યાં છે, તેથી "મંદિરની રચના ઘણી રમણિક અને ભવ્ય બની છે. એ મંદિરના વાસ્તુની તથા "માતાજીની નવા સિંહાસન પર પ્રતિષ્ઠા કરવાની સંપૂર્ણ હોમયાગાદિક વેદોક્ત ક્રિયા "વિધિપુરઃસર ગયા ગુરૂવારે કરવામાં આવી હતી. મધ્યાહ્ન પછી યોગ્ય લગ્ન સાધી તે સમયે "વેદધ્વનિ તથા વાજીંત્રોના નાદ મધ્યે માતાજીને સિંહાસનપર પધરાવવામાં આવ્યાં હતાં. "બાદ પૂર્ણાહુતિ સમયે વિદ્વાન બ્રાહ્મણોને ભોજન, વસ્ત્રો, દક્ષિણા વગેરેથી સંતુષ્ટ કરવામાં "આવ્યા હતા. સાંયકાળે રોશની તથા ફૂલમંડળીની રચના સારી થઇ હતી. દર્શનનો લાભ "લેવા સંખ્યાબંધ લોકો આવ્યા હતા. રાત્રીના કોટસફીલવાળા બાવાજી જાનકીદાસની "ભજન મંડળી તરફથી ભજનો મોડી રાત સુધી કરવામાં આવ્યાં હતાં."



## ૧૧. બેલગામમાં આત્મચિંતન.

આખી જીંદગી સંપાદન કરેલા જ્ઞાનનો ખરો અનુભવ પિતાશ્રીએ બેલગામમાં મેળવ્યો.

એમનો બંગલો પણ એકાંત જગાએજ કેંપમાં આવ્યો હતો. આજુ બાજુ ઝાડો તથા બગીચાની શોભા આવી રહેવાથી કોઈ સાધુના આશ્રમ જેવો ભાસ થતો હતો. પ્રાતઃકાળમાં પોતે બરાબર ચારને ટકોરે ઉઠતા, અને સ્નાનસંધ્યાદિક આટોપી બરાબર સાડાસાત વાગે કથાનો આરંભ કરતા. આખા શહેરમાં એમની ખ્યાતિ પ્રસરી ગયેલી હોવાથી ઘણાં સ્ત્રી પુરૂષો કથાશ્રવણ કરવા સારૂ આવતાં. તે સમય એમનું સ્વરુપ અને આજુબાજુનો દેખાવ એવાં ભવ્ય લાગતાં કે, તે જગાએ જનાર કોઇને પણ પૂજ્યભાવ ઉત્પન્ન થયા સિવાય રહેતો નહિ. બરાબર એક કલાક વેદાંત વિષય ઉપર વિવેચન ચાલતું. કથા દરમ્યાન કોઈની સાથે વાતચીત કરતા કે નકામા ગપાટા મારતા નહિ, તેમજ કોઇની નિંદા સ્તુતિ એમને મુખેથી કદાપિ પણ નીકળતી નહિ. ગંભીર ચહેરે પોતાના વિષયનું, અસ્ખલિત ભાષણથી પ્રતિપાદન કર્યા જતા. કથા પૂરી થતાં શ્રોતા મંડળ તાબડતોબ ચાલ્યું જતું. કોઈના તરફ પોતે દષ્ટિ સરખી પણ ન કરતા, તો પછી વાતચીત તો શાનીજ કરે ? કથા સાંભળવા કોણ આવે છે, અને કોણ નહિ, તેની પણ પોતાને દરકાર રહેતી નહિ. એક કલાક સર્વ કોઇને કથા પ્રસંગે બંગલામાં આવવાની રજા હતી. પછી કામ સિવાય કોઇ-નાથી બંગલામાં જઇ શકાતું નહિ. પોતાની સ્વતંત્રતા જરા પણ છોડતા નહિ. પોતે ઘણી વખત કહેતા કે, “ કથા કરવી એ પણ એક જાતની ઉપાધિ છે, પણ થોડો વખત શાસ્ત્ર વાંચવાનો અભ્યાસ પડી ગયો છે, તે છોડવો ઠીક લાગતો નથી. મારે એકલાએ પણ વાંચવું તો ખરૂં, તો પછી સાંભળવા ચાર માણસો ભેગાં થાય છે, તેની આગળ વાંચવું એટલુંજ. મારે કાંઇ ગુરુભાવ ધારણ કરી આડંબર રાખી વાંચવાનું નથી. સ્વાભાવિક રીતે વાંચી વિવેચન કરવું; જેને રસ લાગે છે, તે સાંભળે છે. ” કથા પૂરી થયા બાદ બાગમાં ફરતા અને પાઠ કરતા. બરાબર દશ વાગે ભોજન લેવા બેસતા, અને ૧૦-૪૫ મિનિટે કચેરીમાં જતા. સાડાચાર વાગે કામ આટોપી બરાબર પાંચને ટકોરે ઘેર આવતા, અને થોડો નાસ્તો લઇ કોઈ એકાંત સ્થળે ફરવા ચાલ્યા જતા. રાત્રે પોતે વાળુ કરતા નહિ. આઠથી નવ ફકત એક કલાક વર્તમાનપત્ર વાંચતા, અને બરાબર નવ વાગે સુઈ જતા. જે કાંઈ સરકારી કામ હોય તે ફક્ત કચેરીના વખતમાંજ કરતા. ઘેર કોઈ આવતું નહિ, અને પોતે કામ કોઇ દિવસ ઘેર લાવતા નહિ, અથવા કામકાજ સંબંધી ઘેર કોઈની સાથે વાતચીત પણ



सत्संग मंडळ—बेळगाम.

કરતા નહિ. આવી સ્થિતિમાં રહી પોતે પ્રાપ્ત કરેલા જ્ઞાનનો ખરો અનુભવ લેતા હતા. એમને વિષે વાતચીત કરતાં ઘણી વખત વિદેહમુક્ત સુખાનંદમહારાજ બીજાઓને મોઢે કહેતા હતા કે, "અમે સાધુ છઈએ, પણ એમના એક રોમની બરાબર નથી. હજાર હજાર બબે હજાર કોસમાં તો એમના જેવા પુરુષ હાલમાં નથી.

સંસાર પર તો ઘણા લાંબા વખતથી પોતાને ગ્લાનિ ઉત્પન્ન થઈ ગઈ હતી. મને યાદ છે કે, એક દિવસ નાશિકમાં રાતના અમે સર્વે બેઠાં હતાં તે વખતે પિતાશ્રી માતુશ્રીને ઉદ્દેશી કહેવા લાગ્યા કે, "હવે તો મનમાં એવું થાય છે કે, આ સંસારનો ત્યાગ કરી એકાંત સ્થળનું સેવન કરૂં. તમારા સર્વેની રજા હોય, તો તેમ કરવા તરફ મારૂં મન દૃઢ થયું છે." અમે કોઈ બોલ્યા નહિ, અને માતુશ્રીએ પણ કાંઈ ઉત્તર ન આપ્યો, તેથી પોતે એ વાત પડતી મૂકી.

બેલગામથી એક વખત માતુશ્રીના સંબંધમાં એઓએ નીચે પ્રમાણેનો પત્ર છોટુભાઈ ઉપર લખ્યો હતો. તે સમયે માતુશ્રી વગેરે સર્વે માટુંગામાં રહેતાં હતાં.

"બેલગામ, તા. ૧૩ મી ફેબ્રુઆરી, ૧૯૦૨.

"ચિ. છોટુલાલ,

"× × × તમારી બાને આ વર્ષ ભારે હોય એમ દેખાય છે. એઓને કહેવું "કે, તમારે સંસારની કાળજી છોડી દઇ, દાન ધર્મ વગેરે કરવાની જે હોંશ હોય તે પૂરી "પાડી લેવી; અને ભગવદ્ ભજનમા કાળ વ્યતીત કરવો; તેમજ તમે તથા વહુઓએ "એઓની તનમનથી સેવા કરી પ્રસન્ન રાખી, એમનો આશીર્વાદ મેળવવો. એમને સંસાર "તરફનો પૂર્ણ લહાવો મળી ચુક્યો છે. તેમજ છોકરાછઇઆમાં મમત્વ બાધી ગુંચવાયેલાં "પણ નથી. એમની ઇચ્છા છે કે, મારી આગળ એઓની ગતિ થાય. તો પરમેશ્વર પાસે "એજ ચાહતા રહેવું, અને દૃઢ નિશ્ચય રાખવો કે, હું ચૈતન્યસ્વરૂપ છઉં, અને હાડમાસનો "બોજો ઉતર્યા પછી, ફરી મારે જન્મ લેવાનો નથી. હું પરમાત્મા સ્વરૂપમાં અભેદ "પામીશ. * * *

"લિ. લલ્લુભાઇના આશિષ."

બેલગામમાં લોકોનો એમના ઉપર ઘણોજ પૂજ્ય ભાવ હતો, અને સર્વે કોઈ '**મહારાજ**' કહી એમને બોલાવતા.

શહેરમાં વખતે ચાલતા નીકળે તો સર્વે કોઈ આવી એમને પગે પડતું અને ચાલવું બિલકુલ મુશ્કેલ થઈ પડતું. તેથી શહેરમાં પોતે ચાલવાનું મૂકી દીધું હતું; જવું હોય તો ગાડીમાંજ જતા; અને શહેર બહાર એકાંતમાં પગે

ચાલતા. સ્વ. આબાજી રામચંદ્ર સાવંત કરીને 'શ્રી રામતત્વ પ્રકાશ' છાપખાનાના માલીક હતા તેમની એમના પ્રત્યે ઘણીજ પૂજ્ય બુદ્ધિ હતી, અને પોતે એમના નામનો એક આશ્રમ પણ શહેર બહાર આશરે બે માઈલ દૂર બંધાવ્યો છે, અને તેમાં એમની મોટી છબી ચીતરાવી મૂકી છે. પેન્શન લીધા બાદ આજ આશ્રમમાં એમને રાખવાની રા. આબારાવની ઘણી ઉત્કંઠા હતી, પણ તે ફળીભૂત થઇ શકી નહિ. એ સિવાય સ્વ. કૃષ્ણાજીપંથમાસ્તર વગેરે ઘણા જણા એમના શ્રવણામૃતનો લાભ લેતા.

બેલગામના કૅન્ટોનમેન્ટ મેજીસ્ટ્રેટ કેપટન પ્રિન્સ અને તેમનાં પત્ની મિસિસ પ્રિન્સને વેદાંત વિષયનો ઘણો શોખ હોવાથી પિતાશ્રી પાસે શ્રવણ કરવા ઘણી વખત આવતાં, અને પોતે પણ રવિવારે એમને બંગલે જતા. આ સંબંધમાં કેપટન પ્રિન્સે વિલાયતથી લખી મોકલેલો પત્ર બીજા ભાગમાં આપવામાં આવ્યો છે.

બેલગામથી સ્વ. આબાજી રામચંદ્ર સાવંત, રા. બાળકૃષ્ણ ગંગાધર દેશપાંડે વકીલ, સ્વ. માધવરાવ શરાફ, સ્વ. બાળકૃષ્ણ રામચંદ્ર ખાનોલકર, રા. બા. રૂદ્રગોડા, સર દેસાઇ, શિરસંગી વગેરે પિતાશ્રીની કથામાં હમેશ આવનારાઓ તરફથી મરાઠીમાં પત્રો આવ્યા હતા, તેમાંના ફક્ત બે પત્રો ગુજરાતીમાં ભાષાંતર કરી બીજા ભાગમાં આપવામાં આવ્યા છે.

---

## ૧૨. ધાર્મિક પત્રવ્યવહાર.

**મુ.** દાદાજી પરમાનંદદાસનું વલણ અસલથીજ ભક્તિ માર્ગ તરફ હતું. હમેંશા ઠાકોરસેવા ઘર આગળ કરતા, મંદિરે દર્શને જતા અને ભજનો વગેરે રાત્રીને સમયે ગાવામાં પોતાનો કાળ વ્યતીત કરતા. શુદ્ધ પ્રેમાળ અંતઃકરણથી શ્રીબાળકૃષ્ણલાલજીની એઓ સેવા કરતા. છેવટે પણ એક ઉત્તમ ભક્ત તરીકેજ એમણે પોતાની જીંદગી સમાપ્ત કરી હતી. બિમાર પડવાથી પોતાને મુંબઇ (માટુંગામાં) લાવવામાં આવ્યા હતા. પિતાશ્રી તે સમયે બેલગામ હતા, અને એઓના દેહાંત પહેલાં પોતે આશરે બે મહિના અગાઉ નીચેના બે પત્રો એમના ઉપર લખ્યા હતા. મુ. કાકાજી ગુલાબભાઈ પણ તે સમયે માટુંગામાં રહેતા હતા, તેથી નીચેનો પત્ર એમની મારફત મુ. દાદાજીને મોકલાવ્યો હતો.

"બેલગામ તા. ૧૮-૮-૦૧.

"મુરબી નાનાભાઇ,

"મોટાભાઇની શરીરસ્થિતિ અને મનોવૃત્તિ યોગ્ય જણાય તો આ સાથે બીડેલો

" પત્ર આપ એઓને વાંચી સંભળાવશો; અથવા તેઓને વાચી સંભળાવવાને ઠાકોરભાઇને
" આજ્ઞા કરશો. જે વિષયનું સંક્ષિપ્ત વિવેચન પત્રમાં કરેલું છે, તે એમની બુદ્ધિમાં યથાસ્થિત
" ઉતારવા માટે આપનાથી બને તેટલો પ્રયત્ન કરશોજ, એ વિષે મારે લખવાની જરૂર નથી.
" મોટાભાઇને મુંબઇ આવી મળી જવાને મારૂં મન ખેંચાય છે, પરંતુ અહીંઆથી છુટાય
" એમ નથી. * * *

" લિ. લલ્લુભાઇ."

" બેલગામ, તા. ૧૮-૮-૦૧.

" મુરબ્બી મોટાભાઇ,

" આપનો તા. ૧૩ મીનો પત્ર પહોંચ્યો. ત્યાર પછી બાકુભાઇનો પત્ર આવ્યો, તે " ઉપરથી જણાય છે કે આપની શરીરસ્થિતિ ઉત્તરોત્તર શિથિલ થતી ચાલી છે. અન્ન અને " નિદ્રાનો વિયોગ થયો છે. એ ચિન્હો ઉપરથી એમ જણાય છે કે પ્રારબ્ધ સમાપ્તિનો " સમય નજીક છે; અને તેને માટે તૈયાર થઇ રહેવું એ ડહાપણ છે. આવે અવસરે આપની " પાસે રહી આપની સેવા બજાવવી એ મારી ફરજ છે, તે ફરજ બજાવવાને અસમર્થ " છું એ દુર્દૈવ સમજું છું. ચડેલી રજા ભોગવી ન લીધી હોત, તો રજા લઇ આપની " સેવામાં તત્પર રહી શકત, પણ તે ઇલાજ હાથમાં રહ્યો નથી. તે છતાં આપનું મુંબઇ " આવવું થયું એ ઘણું ઉત્તમ થયું છે; કેમકે સર્વે છોકરાઓને આપની સેવાનો લાભ " મળશે; અને મહાત્મા ગુલાભાઇનો સમાગમ આપને અવિચ્છિન્ન રહેશે.

" મેં બાળપણથી તે આજસુધી આપને પિતાતુલ્ય ગણ્યા છે, છતા કવચિત્ સમયે " અવિવેકથી આપને વિષે દોષારોપણ કર્યું હશે, તેની ક્ષમા માગું છું, અને આપ પણ " ઉદાર ચિત્તે ક્ષમા આપશો તેમજ મારા કુટુંબમાથી આપના પ્રત્યે કાંઇ પણ અપરાધ થયો " હોય તેની પણ આપ ક્ષમા કરશો.

" જેમ કોઇ મુસાફર પ્રદેશમાં જાય, ત્યાં પોતાના સુખ નિમિત્તે ઘર માંડી, જનો " સાથે મિત્રતા કરી, કેટલોક કાળ નિર્ગમન કરી, પોતાના સ્વસ્થાને જવાનો સમય " આવેથી રચેલી બાજી ઉઠાવી ઉલ્લાસપૂર્વક સ્વસ્થાને જવા નીકળે છે, તે પ્રમાણે જીવરૂપી " મુસાફર પોતાનું અચળ આત્મસ્વરુપરૂપી સ્વસ્થાન છોડી, સંસારરૂપી પ્રદેશમાં આવી, દેહ " રૂપી ઘર માંડી, સ્ત્રીપુત્ર ભ્રાતા ઇત્યાદિકો સાથે સ્નેહ કરી, કાર્ય પૂરું થયેથી આત્મરૂપી " સ્વસ્થાનને વિષે ઉલ્હાસથી જવાને યોગ્ય છે. ઘણા ઉલ્હાસપૂર્વક તો નહિજ, પરંતુ રડતા " જતા દેખાય છે તેનું કારણ કેવળ તેમનું અજ્ઞાન છે. ભગવદ્સ્વરૂપ, ભગવદ્ચરણારવિંદ, " ભગવદ્ધામ, તે કેવળ આત્મસ્વરુપજ છે, આપણું સ્વરુપ આપણાથી કદિ જુદું છે નહિ. " વાસ્તવિક તો ભગવદ્સ્વરૂપ આત્માજ છે, અને જે જગત્ અને જીવ ભાસે છે તે અત્યંત " મિથ્યા છે. ઘડામાં દેખાતું આકાશ, મહાઆકાશથી જુદું નથી. ઘડામાં પાણી ભર્યું એટલે " ઘડામાંનું આકાશ દેખાતું મટી ગયું, પણ કાંઇ જતું રહ્યું નહિ. તે આકાશને ઠેકાણે જળ " દેખાવા માંડયું. જળમાં ઉપરના આકાશનું પ્રતિબિંબ દેખાવા માંડયું. જળ મેલું હોય તો " પ્રતિબિંબ પણ મેલું દેખાય, જળ હાલે, તો પ્રતિબિંબ પણ હાલતું દેખાય પરંતુ ઘડામાના " જે આકાશને આધારે જળ રહ્યું છે તે આકાશ મેલા જળથી મેલું થતું નથી, અથવા

"જળના હાલવાથી હાલતું નથી. તે આકાશ તો નિર્વિકાર અચળ રહે છે; જળ અને
"જળમા રહેલા પ્રતિબિંબને આશ્રય આપે છે; તે પ્રમાણે ચૈતન્ય પરમાત્મા, જે સર્વ
"વ્યાપક છે તેજ પરમાત્મા આ શરીરરુપી ઘટને વિષે ભરપૂર ભરેલો છે. તેમાં મનરુપી
"જળ અને તે મનમાં ચૈતન્ય પરમાત્માનો જ્ઞાનરુપી આભાસ પડેલો છે તે જીવ છે. તે
"આભાસને વિષે 'હુ કરૂં છું,' 'હું ભોગવું છું,' એવું ભાન થાય છે. અર્થાત્ એ
"આભાસજ કર્મનો કર્તા અને કર્મના ફળનો ભોક્તા છે. પરંતુ જે પરમાત્મચૈતન્ય શરીરને
"વિષે વ્યાપી, મનરુપી જળને અને તેમા રહેલા આભાસને આશ્રય આપે છે તે ચૈતન્યને
"વિષે કર્મનું કરવાપણું તથા તેના ફળનું ભોગવવાપણું નથી. તે ચૈતન્ય અચળ નિર્વિકાર
"છે. તેજ આપણું વાસ્તવિક સ્વરુપ છે, અને તેજ ભગવદ્દસ્વરુપ છે. આભાસરુપી જીવ
"મિથ્યા છે, તો તેના કરેલા કર્મ અને ભોગ સાચાં કયાંથી હોય? માટે તમારા ચૈતન્ય
"જ્ઞાનસ્વરુપમાં પુણ્ય અને પાપ કર્મનો તથા તેના ભોગનો સ્પર્શ કદિ થયોજ નથી. તમે
"સદા નારાયણરુપ છો એ નિઃસંદેહ જાણવું. તમારામા જગત્ અને જીવપણું ત્રણ કાળમાં
"થયુજ નથી. ક્ષણમાત્ર પ્રતીતિ થઇ તે પણ એની મેળે મટી જાય છે, એનો સાક્ષાત્
"અનુભવ જુઓ.

"તમે બિછાનામાં સુખે સુતેલા હો અને ભર નિદ્રામા હો, તે વખત કાંઇ પણ દ્વૈત
"હોતુ નથી. નિદ્રા દરમ્યાન સ્વપ્ન આવ્યું, સ્વપ્નામા અનેક જડચેતન પદાર્થો નહિ છતાં
"ભાસવા લાગ્યા, તેને જોનારા અને ભોગવનારા તમે પણ સ્વપ્નામાં મિથ્યા ઉભા
"થયા. તમારા તે મિથ્યા સ્વરૂપે સ્વપ્નામા અનેક પુણ્ય અને પાપ કર્મો કર્યાં, અને
"સુખ દુ:ખ પણ ભોગવ્યા; પરંતુ તે કર્મો અને સુખ દુઃખના ભોગ જે તમે વાસ્તવિક
"સુખમા સુતેલા છો, તેને કિંચિત્ માત્ર સ્પર્શ કરતા નથી. તે તમારૂં વાસ્તવિક સ્વરુપ તો
"અચળ નિર્વિકાર રહે છે. સ્વપ્નાનાં કર્મ અને ભોગ સ્વપ્નામાંના તમારા મિથ્યા સ્વરુપનેજ
"માત્ર લાગ્યાં, અને સ્વપ્ન પૂરું થતા બરાબર સ્વપ્નામા દેખાતા પદાર્થો પણ મટી ગયા;
"સ્વપ્નને જોનારૂં તમારૂં મિથ્યા સ્વરુપ પણ તે સાથે મટી ગયું, અને તે મિથ્યા સ્વરુપે થયેલાં
"કર્મ અને ભોગ પણ ત્યાજ સમાઇ ગયાં; એટલુંજ નહિ, પણ આણી તરફ જાગૃતમાં તમે
"જેવા હતા તેવાજ રહ્યા.

"હવે જેને આપણે જાગૃત કહીએ છીએ, તે પણ સ્વપ્નજ છે. જે આ બધા પદાર્થો
"દેખાય છે તે નહિ છતા ભાસે છે, અને તેને જોવાવાળા આપણે પણ મિથ્યાજ છીએ.
"પ્રતીતિ કાળમા પદાર્થો અને આપણે ભાસીએ છીએ. પ્રતીતિ મટી કે પદાર્થો અને આપણે
"રહેતા નથી. માટે જે સ્વરુપ આપણું એમ માનીએ છીએ, તે સ્વપ્નાના સ્વરુપ જેવું
"મિથ્યા છે. જગતની અપ્રતીતિ કાળે એ રહેવાનું નથી; પરંતુ એના આધારભૂત જે આપણું
"ચૈતન્ય સ્વરુપ છે તેજ આપણું વાસ્તવિક સ્વરુપ છે. તે સ્વરુપને આપણા આભાસરુપ
"મિથ્યા સ્વરુપથી થયેલા કલ્પિત કર્મો અને ભોગ સ્પર્શ કરતાં નથી. તેજ આપણું વાસ્તવિક
"સ્વરુપ છે: તેજ ભગવાન છે; તેજ હરિ, વિષ્ણુ, મહાદેવ, કૃષ્ણપરમાત્મા છે. સદા એજ
"સ્વરુપ તમે છો, અને જગત્ પ્રતીતિને અભાવે તમારા આભાસરુપ સ્વરુપની નિવૃત્તિ થયે
"તમે પરમાત્મામાંજ અભેદના અનાયાસે પામશો એમ નિઃસંદેહ જાણવું. મનમાંથી પાપ
"પુણ્યની કલ્પનાજ કહાડી નાખવી. તમે તમારા નિજસ્વરુપથી પાપપુણ્ય કર્યાજ નથી.

" મિથ્યા સ્વરુપેથયેલાં પાપપુણ્ય મિથ્યા છે. વાસ્તવિક સ્વરૂપને તે સ્પર્શ કરતાંજ નથી; જેમકે
" સ્વપ્નામાંના મિથ્યા સ્વરુપે કરેલાં પાપ પુણ્યો 'મેં કર્યા' એમ કોઇ માનતું નથી. ત્રણ
" કાળમાં જગત્ થયું નથી. સ્વપ્નમાં લીલા માત્રે પ્રતીત થયેલું, તેની સમાપ્તિ થયે, 'હું
" પોતાના અખંડ અવિનાશી, આનંદઘન ચૈતન્ય સ્વરૂપને વિષે જાગું છું' એવી દૃઢ
" ભાવના કરી, એવી અચલ દૃષ્ટિ આપની થાઓ, એવી સર્વાંતર્યામી પાસે આ મિથ્યા
" નામધારી પ્રાર્થના કરે છે.

" લિ. લલ્લુભાઇ.

" हरिः ॐ तत्सत् "

---

બીજો પત્ર નચે પ્રમાણે છેઃ—

"બેલગામ તા. ૨૬-૮-૦૧.

" મુરબ્બી મોટાભાઇ,

" આપનો પત્ર પહોચ્યો છે. ભગવદ્ ચરણારવિંદને પામવું, એ ભક્તજનોની આશાની
" પરમાવધિ છે; પરંતુ ભગવદ્ સ્વરુપ કેવું, અને ભગવદ્ ચરણારવિંદ કેવા, અને કયા મળે,
" એનું જ્ઞાન ભગવદ્નો કોઇક પરમ લાલ હોય, તેનેજ ભગવદ્ની કૃપાથી થાય છે. જેણે
" ભગવદ્ સ્વરુપ જાણ્યું, તેનેજ ભગવદ્ ચરણારવિંદની પ્રાપ્તિ થાય છે. પૃથ્વીપતિ રાજાને
" આધીન તેની સર્વ પ્રજા છે, તેમ ભગવદ્ને આધીન પૃથ્વીપતિ સુદ્ધા સર્વ પ્રાણી માત્ર
" છે. જેમ સર્વ પ્રજા ઉપર અમલ કરનાર પૃથ્વીપતિનાં બે સ્વરુપ છે, તેમ સર્વ બ્રહ્માંડના
" અધિપતિ ભગવદ્નાં બે સ્વરુપ છે.

" પૃથ્વીપતિનું મુખ્ય સ્વરુપ સત્તા માત્ર છે; તે સત્તારુપસ્વરુપ નિરાકાર, વ્યાપક, અને
" અવિનાશી છે. એટલે રાજાની સત્તા રાજાના શરીરથી લઇને ઉત્તરોત્તર છેક પટેલ તલાટીના
" શરીર સુધી સ્ફુરી રહેલી છે. તેમનાં શરીરો નાશ થતાં જાય છે, એટલે તે તે જગાપર
" નિમાયેલાં બીજાં શરીરોમા તેજ સત્તા સ્ફૂરે છે. શરીરોના નાશે સત્તાનો નાશ થતો નથી.
" એક રાજાનું શરીર પડ્યું, અથવા તેનો બીજાથી પરાભવ થયો, તો બીજા શરીરમા
" રાજાપણું પ્રગટ થાય છે.

" તેમજ ચૈતન્યસત્તા એ ભગવદ્નું નિરાકાર, વ્યાપક, અવિનાશી સ્વરુપ છે, તેના
" ઉપર નામરુપના ભાસ ઉઠે છે, અને લય થાય છે. તે ચૈતન્યસત્તાજ કલ્પિત નામરુપોને
" અસ્તિત્વ ( છેપણું ), અને ભાતિત્વ ( દેખાવાપણું ) આપે છે. જેમ દોરીના ઉપર સર્પનો
" ભાસ થયો, તો તે કલ્પિત સર્પને અસ્તિત્વ અને ભાતિત્વ દોરીનુંજ પહોંચે છે, તેમજ
" સંપૂર્ણ નામરુપાત્મક જગતને અસ્તિત્વ અને ભાતિત્વ આપનારી ચૈતન્ય સત્તાજ છે, તે
" ચૈતન્ય સત્તા ભગવદ્નું વાસ્તવિક અવિનાશી સ્વરૂપ છે. રામકૃષ્ણાદિક જે મૂર્તિમાન રુપને
" વિષે ભગવદ્પણું માનેલું છે, તે શરીરો તો સમય પૂરતા રહી નિવૃત્ત થયાં; પરંતુ ભગવદ્
" સત્તા અખંડ અવિચળ કાયમ છે, તે કદિ નિવૃત્ત થવાની નહિ, અન્ય સમયે અન્ય

" શરીરમા સ્પરશે; પરંતુ રાજાના શરીર વિષે જે પુન્ય બુદ્ધિ હોય છે તે તેના શરીરની
" કોઈ પ્રકારની વિલક્ષણતાએ કરીને હોતી નથી, પરંતુ તે શરીરને વિષે રાજસત્તાનો
" આવિર્ભાવ હોવાથી હોય છે. તેમજ રામકૃષ્ણાદિકના શરીરને વિષે જે ઈશ્વરતા છે તે તે
" શરીરની વિલક્ષણતાએ નહિ. પરંતુ તેમાં ભગવદ્ સત્તાનો આવિર્ભાવ હોવાને લીધે ઈશ્વરતા
" મનાયેલી છે. તે ભગવદ્સત્તા યદ્યપિ તે શરીરો નિવૃત્ત થઇ ગયા તો પણ જેમની તેમ
" છે. માટે એવી જે ભગવદ્‌ની નિરાકાર, અવિનાશી, વ્યાપક, ચૈતન્ય સત્તા તેજ ભગવદ્‌નું
" મુખ્ય સ્વરુપ છે, અને તેજ સત્તા આપણા શરીરમા વ્યાપેલી છે, અને શરીરને અસ્તિત્વ અને
" ભાતિત્વ આપી રહી છે, અને તેજ આપણું પણ સ્વરુપ છે. જેમ ઘટાકાશ ઘટ ઉપાધીએ
" કરી મહાકાશથી ભિન્ન દેખાય છે, તેમ આત્મચૈતન્ય શરીરોપાધિએ કરી પરમાત્મ ચૈત-
" ન્યથી ભિન્ન દેખાય છે, પરંતુ વાસ્તવિક જેમ ઘટાકાશ અને મહાકાશનો ઉપાધિ છતાં
" અથવા નહોનાં અભેદજ છે તેમ શરીરરુપી ઉપાધિ છતા અથવા નહોતા, આત્મચૈતન્યનો
" પરમાત્મચૈતન્ય સાથે સદા અભેદ છે. એ પ્રમાણે અંતરદૃષ્ટિએ જાણવું એજ, પરમાત્મા જે
" મહાન્ મનાયેલા, તેના ચરણારવિંદમા અલ્પ મનાયેલા આત્માનું પામવું છે; માટે તમે
" સદા ભગવદ્‌થી અભેદરુપ છો એ નિશ્ચય જાણવું.

" લિ. લલ્લુભાઇ

" हरि: ॐ तत्सत् "

---

" બેલગામ, તા. ૨૮-૯-૧૯૦૧.

" મુરબ્બી નાનાભાઇ,

" સ્વામી શ્રીઆનંદગિરિએ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાપર હિંદુસ્તાનીમાં ટીકા કરી છે, તેની
" પ્રસ્તાવનાનું ગુજરાતી ભાષાંતર મુ. મોટાભાઇને પ્રિય લાગશે એમ જાણી આ સાથે
" મોકલ્યું છે, તે એઓને નજરમા આવે તો વાંચી સંભળાવશો.

" સુખાનંદમહારાજને દંડવત્ પ્રણામ કહેશો; બાકી સર્વ ઘરની મંડળીને આશીર્વાદ.

" લિ. લલ્લુભાઇ. "

" શ્રીકૃષ્ણચંદ્રમહારાજના ચરણકમલને વારંવાર સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરૂં છું. કેવા
" છે શ્રીકૃષ્ણમહારાજ ? નિત્યમુક્ત, પૂર્ણબ્રહ્મ, સનાતન, ઉત્તમપુરુષ, શુદ્ધઆત્મા, સ્વયંપ્રકાશ,
" એકરસ, સ્વતંત્ર, શ્રેષ્ટ, પરાત્પર, પરમપુરુષ, પરમધામ, પરમગતિ, પરમપદ, પરમપવિત્ર,
" પરમાત્મા, નિરાકાર, નિર્વિકાર, નિરવયવ, નિરંજન, નિર્ગુણ, અદ્વૈત, અરુપ, અખંડ,
" અજ, અમર, અચલ, અચ્યુત, અક્ષર, વિષ્ણુ, શિવ, શક્તિ, ચિતિ, દેવાદિ, એવાં
" અનંત વિશેષણો જેમનાં છે. વળી કેવા છે શ્રીમહારાજ ? પાદ, હસ્ત, નેત્રાદિ, અવયવ,
" અનુપમ મહાસુંદર મનોહર છે જેમનાં; પીતાંબરાદિ વસ્ત્ર, ધનુષાદિ શસ્ત્ર, બંસી, મુકુટ,
" મોરપીચ્છ, મકરવત્ આકૃતિવાળાં કુંડલ, પંચરંગી મણીમોતીઓની માળા, અનેક રંગવાળાં
" ફુલોની માળા, કડાં, પોંચી, છલ્લાં, અંગુઠી ઇત્યાદિ આભૂષણ ધારણ કર્યાં છે જેમણે;

" ભાલોમાં અત્તર અને મસ્તકમાં કપર કેશરના ચંદ્રવત્ તિલકની વચમાં સૂર્યવત્ બિંદુ
" ચંદનનું લગાવેલું છે જેમણે; કોઈ સમય ધૂળ અથવા ભસ્મ પણ અખંડ ધારણ કરે છે
" અને પાન એલચી ચાવે છે જે; બાલક, કિશોર, તરુણ અવસ્થા છે જેમની; એકલા અથવા
" યુગલરૂપ થઇને અથવા સ્વામી સખા બનીને વનોમાં અથવા ચિત્રવિચિત્ર મંદિરોમા
" લીલા વિહાર કરી રહ્યા છે જે; મંદહાસ્યસહિત બોલવું છે જેમનું; અચિંત્ય, અલૌકિક,
" આશ્ચર્ય, અગોચર, અતર્ક્ય, અપ્રમેય, અનંત પ્રભાવ, પ્રભુતા, શક્તિ, બળ, વીર્ય
" વિદ્યમાન છે જેમનામાં. જેમ પોતાના બળ અનુસાર આકાશમાં પક્ષીની ગતિ થાય છે,
" તેમ વેદશાસ્ત્ર, ઋષીશ્વર, મુનીશ્વર, શેષ, શારદા, સંત, મહંત, મહાત્મા, સાધુભક્ત,
" પંડિત, અસંખ્યાત કલ્પોથી આજસુધી, પરમાનંદસ્વરુપ મારા સ્વામી શ્રીકૃષ્ણચંદ્ર-
" મહારાજના ગુણોનું વર્ણન પૂર્વોક્ત રીતિએ કરતા આવ્યા છે, તોપણ પાર પામ્યા નથી.
" પરમાનદસ્વરુપ હોવાથી શ્રીમહારાજ સર્વને પ્રિય લાગે છે. આનંદનો કોઇ વૈરી થતો
" નથી; આનંદની ઇર્ષા કરનારો કોઇ સાંભળવામા આવ્યો નથી; જેઓ આનંદ પદાર્થને
" પરમાનંદ સ્વરુપ શ્રીકૃષ્ણચંદ્રમહારાજથી પૃથક, એક ગુણરુપ, વિલક્ષણ પદાર્થ સમજે છે,
" તેઓ શ્રીમહારાજને આનંદજનક અથવા આનન્દ, ગુણવાન, રુપાદિમાન પદાર્થવત્ સમજે
" છે, પણ પરમાનંદસ્વરુપ શ્રીકૃષ્ણચંદ્રમહારાજથી શ્રેષ્ઠ બીજો કોઇ પદાર્થ, આનંદ,
" ગુણવાન, અથવા આનંદજનક છે નહિ. શ્રી, કીર્તિ, સત્ય, સંતોષ, સમતા, શમ, દમ,
" ઇત્યાદિ સર્વ એજ ભગવદ્દની વિભૂતિ છે. જો કદાચિત્ વેદશાસ્ત્ર મૂર્તિમાન થઇને, અથવા
" શેષ, શારદા અથવા ઋષીશ્વર, મુનીશ્વર, અથવા વર્ત્તમાનકાળમાં જે સંત, મહંત,
" પંડિત છે, તે સર્વે મને એમ કહે કે, પરમાનંદસ્વરૂપ શ્રીકૃષ્ણચંદ્રમહારાજથી જુદો અને
" શ્રેષ્ઠ, કોઇ સ્થાવર અથવા જંગમ, સાવયવ અથવા નિરવયવ, પ્રમેય અથવા અપ્રમેય
" પદાર્થ છે, અને કદાચ તે પદાર્થનો પ્રત્યક્ષ અનુભવ પણ કરાવી દે, તોપણ મને તે
" પદાર્થની ઇચ્છા નથી; અથવા તેવા પદાર્થને જાણવાની મને જીજ્ઞાસા નથી; અથવા
" તેનો નિર્ણય કરવા માટે કોઇ સાથે વિવાદ કરવાની પણ મને ગરજ નથી. કદાચ
" શ્રીમહારાજ પોતે પણ એમ કહે, તો તેઓનું કહેવું મારે માથે ચહડાવીશ, પરંતુ મારામાં
" એવું સામર્થ્ય નથી, કે પરમાનંદસ્વરૂપ શ્રીકૃષ્ણચંદ્રમહારાજથી પૃથક થઇ જાઉં. જો
" શ્રીમહારાજ એમ જાણતા હોય, કે કોઇપણ પ્રકારે પોતે અમારાથી જુદા થઇ શકે, તો
" શ્રીમહારાજમા અનંત, અચિંત્ય શક્તિ છે; શ્રીમહારાજ પોતાનાથી મને જુદો કરે તો
" મારી પ્રીતિ અને સગાઇ સંબંધ એવાં છે, કે શ્રીમહારાજ પણ અમને જુદા કરવા ચાહે,
" તોપણ નહિ કરી શકે, તો બીજાનું તો શુંજ સામર્થ્ય છે? કારણ કે, એ સંબંધ
" લૌકિક અથવા વૈદિક નથી, કે જે શબ્દ, અનુમાનાદિ પ્રમાણોથી જતો રહે; એ સંબંધ
" અનાદિ, તાદાત્મ્ય છે. જો મહારાજમા સદ્દગુણ જોઇને મારી પ્રીતિ થઇ હોય, તો
" અસદ્દગુણ જાણવાથી જતી રહે; મારી પ્રીતિ સ્વાભાવિક રીતે સનાતન છે; પ્રમાણજન્ય
" નથી. જે ભગવદ્દભક્ત શ્રીમહારાજને ભક્તવત્સલાદિ સદ્દગુણવાન્, લૌકિક વૈદિક વિદ્યામાં
" નાગર, રાજરાજેશ્વર, સુરેશ્વર, ઈશ્વિર, પરમેશ્વર, મહેશ્વર, પરાત્પર, દુઃખદારિદ્રહર, શ્રીમાન,
" સામર્થવાન, શોભા સૌદર્યની ખાણ, સુકુમાર, પરમઉદાર, દાતા, જગત્ના કર્તા, ભર્તા,
" અંતર્યામી, જગતસ્વામી, હિરણ્યગર્ભ, વિરાટ, વિશ્વરૂપ, ઇત્યાદિ નામો આપીને, પ્રત્યક્ષ,
" શબ્દ, અનુમાનાદિ, પ્રમાણોથી સિદ્ધ કરે છે, અને ઋષીશ્વર, મુનીશ્વર, શેષ, શારદાદિની

" સાક્ષી આપે છે, તે તેમ કહો, સમજો, અને તે પ્રમાણે પ્રીતિ કરો; તેમને તેટલો
" અવકાશ હશે. મને તો ચર્ચા કરવાને અથવા પોતાથી પૃથક પદાર્થમાં મન લગાડવાને
" ન અવકાશ છે, ન સામાર્થ્ય છે. મારી પ્રાર્થના તો શ્રીમહારાજ પાસે એ જ છે કે,
" અત્યારસુધી મારાથી જે કાંઇ મૂર્ખતા થઇ તે થઇ; અને મારા ભલાને નિમિત્તે
" અત્યારસુધી આપને મારા જાણ્યા પ્રમાણે જે વિક્ષેપ થયો તે થયો; પરંતુ હવે પછી
" શ્રીમહારાજને મારે માટે કિંચિત્ માત્ર પણ વિક્ષેપ ન થાઓ. મને એ મોટું આશ્ચર્ય
" લાગે છે કે, તે તમારા કેવા ભકતો હતા, કે જેમણે તમારી સહાયતાની ઇચ્છા કરી
" દ્રૌપદી, ગજેંદ્રાદિનું, એવું શું બગડી જતું હતું કે પોતાના પ્યારાને તસ્દી આપી ? શ્રી
" રામચંદ્ર અવતારમાં આપે હનુમાનજીને આ પ્રમાણે કહ્યું હતું:-' હે વીર ! તમે અમારી
" જે કાંઇ મદદ અને ભક્તિ કરી છે, તે તો લોકોમાં પ્રસિદ્ધ છે; એનો ઉપકાર વાળવા હું
" એવું વરદાન આપું છું કે, એવો કોઇ કાળ ન આવે, કે જેમાં મારે તમને મદદ કરવી
" પડે.' હે ભગવદ્ ! હું પણ એજ ચાહું છું, અને લખી આપું છું કે, એવુંજ ચિંતન
" અને નિશ્ચય આપના વિષે મારાં થાઓ."

આ પત્રોમાં દર્શાવેલો જ્ઞાનવિચાર અંતઃકરણમાં ધારણ કરી પૂર્ણ શાંતિમાં મુ. દાદાજીએ પોતાનો દેહ માટુંગામાં, ૬૯ વર્ષની પાકી ઉમ્મરે, સંવત ૧૯૫૭ ના આસો વદ ૬, તા. ૧ લી નવેંબર સને ૧૯૦૧ ને દિવસે, ભગવદ્ ચરણારવિંદમાં સમર્પણ કર્યો.

મુ. કાકાજી ગુલાબભાઈ પ્રથમથી ભકિતમાર્ગમાં પડયા હતા, છતાં પિતાશ્રીના વલણને લીધે પોતાને વેદાંત વિષયનો શોખ લાગવાથી તેમણે જ્ઞાનમાર્ગ સ્વીકાર્યો હતો. ધીરે ધીરે પોતાનો અભ્યાસ વધારી વેદાંત વિષયોમાં પોતે એટલા પ્રવીણ થયા હતા કે, બન્ને ભાઇઓમાં અનુભવમાં અને જ્ઞાનમાં શ્રેષ્ઠ કોણ તે કહી શકાતું નહિ. ઘણા લાંબા વખતથી વાળુ કર્યા બાદ રોજ રાતના પોતે કોઈ પણ વેદાંતનો ગ્રંથ વાંચતા. રા. (હાલમાં સ્વર્ગસ્થ) નાથજી શુકલ વગેરે કોઇ કોઈ હમેશાં એમની પાસે શ્રવણમાં આવતા. પોતે કાવસજી પટેલના તળાવ આગળ ગંગાદાસ વીજભુખણદાસના માળામાં રહેતા હતા, ત્યાં એમની પાસે રા. (હાલમાં સ્વર્ગસ્થ) નગીનદાસ નરભેરામ રોજ શ્રવણમાં આવતા, અને એઓના ઉપદેશથી તેમને વેદાંત વિષયમાં અત્યંત પ્રીતિ લાગી ગઇ હતી, તેથી પોતે શ્રીયોગવાસિષ્ઠ વગેરે ઉત્તમ ગ્રંથોનો રોજ અભ્યાસ રાખતા અને મુ. કાકાજીનેજ પોતાના પ્રથમ જ્ઞાનના ઉપદેશક તરીકે, માનતા.

સને ૧૮૯૧ ની સાલમાં મુ. કાકાજીની વૃત્તિ કેવી હતી, તેનો ચિતાર નીચેના પત્ર ઉપરથી કાંઇક આવે છે. પિતાશ્રી તે સમયે પુને રહેતા હતા. તેમનાપર આ પત્ર એમણે લખ્યો હતો:-

"પરેલ, તા. ૧૦-૮-૯૧.

"પ્રિયભાઇ,

"આપનો પત્ર આજે ઘણે લાંબે વખતે આવ્યો, તે વાચી આનંદ થયો છે. તમારા "તરફથી પત્ર લખવાની અરૂચિ જોઇ મને પણ લખવાની વૃત્તિ ઉઠી નહિ.

"અત્રે સમય આનંદમાં જાય છે. મહારાજ શ્રીજયકૃષ્ણજીને ત્યાં સમય અનુકુળતાએ "શ્રવણનો લાભ મળ્યા કરે છે. ઘર આગળ પણ રાત્રિએ શ્રીયોગવાસિષ્ઠ ચાલે છે; પ્રથમ "બે પ્રકરણો પૂરાં થઇ ત્રીજું ઉત્પત્તિ પ્રકરણ ચાલે છે. વસિષ્ઠજીનો બડો અદ્દ્ભૂત "બોધ છે.

"છોકરાંઓને સંધ્યા કરતાં તથા બે ત્રણ સ્તોત્રો ભણતાં શિખવ્યા છે, અને "હવે હમેંશા તે પ્રમાણે કરે છે. પુરાણી બાવાના છોકરા ગણપતરામને એક માસ રોકી "શિખવ્યા છે.

* * * *

"લિ. ગુલાબભાઇ"

નાશિક ગયા બાદ પિતાશ્રીને તીવ્ર વૈરાગ્ય થયો હતો અને સર્વ કાર્યથી મુક્ત થઈ કેવળ નિવૃત્તિમાં કોઈ પવિત્ર સ્થાનકે નિવાસ કરવાની અત્યંત ઉત્કંઠા રહેતી હતી; તેમાં સાધુસંતોના નિરંતરના સમાગમથી તો તે વૃત્તિ દિનપ્રતિદિન દૃઢ થતી હતી, અને કવચિત્ તેવા ઉદ્દગારો પણ બહાર પડતા હતા. એવીજ વૃત્તિનું પ્રાબલ્ય વધવાથી, એક સમયે નાશિકથી નીચેનો પત્ર મુ. કાકજી, જેઓ માટુંગામાં રહેતા હતા, તેમનાપર લખ્યો હતોઃ-

"નાશિક, તા. ૭ મી જુન ૧૮૯૩.

"મુરબ્બી નાનાભાઇ,

"આપનો પત્ર આજ સવારે પહોચ્યો છે. * * *

"સર્વે સ્વામીમહારાજો આનંદમાં છે. સ્વામીઆત્માનંદજીને ત્યાં ભરૂચની પાસે "ઝાડેશ્વરવાળા સ્વામી યોગાનંદજી એઓના ગુરુભાઇ, મહિનો એક થયાં આવેલા છે, અને "હજુ થોડા દિવસ રહેશે. સ્વામીજીવનમુક્તજી તથા એમના શિષ્ય પૂર્ણાનંદ નદીને પેલે "પાર ખેતરમાં એક નવું મકાન બંધાવ્યું છે તેમાં રહે છે, અને ગાળે ગાળે ભિક્ષા સારૂ "આપણે ત્યાં આવે છે. એઓ તો આવ્યા ત્યારથીજ વૈરાગ્યનો કટાક્ષ રાખી ઝૂડવાનોજ "પ્રયત્ન જારી રાખ્યો છે, તેથી સમાગમથી વૃતિ પ્રફુલ્લિત થવી જોઇએ, તે ન થતા "કુંઠિત થાય છે, મહાત્માના સપાટા હિતકારક હોય છે, માટે એ વિષે મારા મનને ખેદ "બિલકૂલ નથી.

* * * *

"લિ. લલ્લુભાઇ

ત્યારબાદ નીચેનો પત્રવ્યવહાર બન્ને ભાઇઓ વચ્ચે ચાલ્યો હતો, તે ઉપરથી ઉભય બંધુઓ કેવા મહાત્મા પુરુષો હતા, તે સહેજ વાંચનારના ધ્યાનમાં આવશેઃ-

" માટુંગા, તા. ૯ મી જુન સને ૧૮૯૩.

" પ્રિયભાઇ,

" સ્વામી શ્રીજીવનમુક્તજીનું મુખ્ય લક્ષ વૈરાગ્ય ઉપરજ છે, એટલે તેનુંજ અભિમાન " રહે, એ સ્વાભાવિક છે; અને વિરક્ત દશા જીવનમુક્તિનું દૃષ્ટ સુખ છે. બને તેમ તે " પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો યોગ્ય છે; તથાપિ પ્રારબ્ધ ભિન્ન ભિન્ન છે, અને વૃત્તિઓ " પ્રારબ્ધ અનુસાર બળાત્કારે સુખ દુઃખાદિક ભોગ ભોગવવા વર્તે છે. જો જગતમાં " સત્યતા બુદ્ધિ થતી હોય, અને સ્વરુપ નિશ્ચયમાં કાંઇ પણ વાંધા જેવું દેખાતું હોય, ત્યારે " તો તે બાધ્રકારી છે. જગતમા સત્યબુદ્ધિ નથી, તો પછી વૈરાગ્ય અને અવૈરાગ્ય એ બન્ને " ખોટાં છે. જગતમા સત્યબુદ્ધિ છે, અને વૈરાગ્ય છે, તો તે પણ કામનો નથી.

" સ્વામી મહારાજેજ સ્વસ્થાન બતાવ્યું, તેમાં સ્થિતિ કરાવી, અને પાછી તેમા " ભયની કલ્પના નાખી, અસ્વસ્થ ચિત્ત કરાવ્યું, એ પણ સ્વતઃના હિતને માટેજ છે. પણ " ખુંટી મજબુત બેઠી છે, તે ખસવાની નથી એવી ખાત્રી હોય, તો પછી વારંવાર તેનેજ " હલાવવાનો પ્રયત્ન એ પણ પાણી વલોવવા જેવું છે.

" ઘરમાથી કોઇ દિવસ બહારજ ગયા નથી, માત્ર ભ્રાંતિ થઇ હતી કે ઘર વિસર્યા; " તે તમે ( આપેજ ) ભાગી; એટલે ઘરમાને ઘરમાંજ રહ્યા, પછી બીજી કયાં ભટકવાની " કલ્પના કરવા જવાની છે ?

" પ્રારબ્ધરૂપી પવન જેવો તેવો વાઇને સમાઇ જશે. શ્રીકૃષ્ણપરમાત્મા ભોગી થયા; " શ્રીરામચંદ્રજી જનકાદિએ યશસ્વી રાજ્યો કર્યા. શ્રી વસિષ્ઠાદિક કર્મો કરાવતા રહ્યા, શ્રી " શુકાદિક વિરક્તો થયા, તથાપિ નથી ભોગને ભોગ વળગ્યો, નથી રાજાને રાજ્ય કે વ્યવ- " હાર વિક્ષેપ વળગ્યો, નથી કર્મી ને કર્મો વળગ્યાં, કે નથી વિરક્તને વિરક્તનું અભિમાન " વળગ્યું; કારણકે દૃઢ બોધવાનને કાંઇ સ્પર્શ કરી શકતું નથી.

" સ્વામીમહારાજ મહાત્માઓનો અતિ ભારે ઉપકાર માનવાનો છે, કે જેઓની કૃપા- " દૃષ્ટિથી પૂર્ણ નિશ્ચય ઉદય થયો છે.

" લિ. ગુલાબભાઇ "

---

" નાશિક, તા. ૧૧ મી જુન ૧૮૯૩.

" મુરબ્બી નાનાભાઇ,

" આપના કૃપાયુક્ત પત્રો પહોંચ્યા છે. મારો નિશ્ચય થઇ ચૂકયો છે. કૃપા કરી આપ " બે રાત્રી અહિંઆ આવો, એટલે આપની તથા સ્વામીજીની આજ્ઞા લઇ નિશ્ચયં

"અમલમાં લાવીશ. માત્ર તેમાં ખલેલ પાડશો નહિ એની આશા રાખું છું. ક્યારે આવવું
"થશે, તે વિષે વેળાસર લખી જણાવશો."

"લિ. લલ્લુભાઇ

"॥ हरिः ॐ तत्सत्. ॥"

---

"મારુંગા તા. ૧૨-૬-૯૩.

"પ્રિયભાઇ,

"આપના આજ આવેલા પત્રથી મનને સંતોષ થવાને બદલે દુરાગ્રહતાનાં દર્શન "થાય છે, જે દુરાગ્રહતા આપનામાં સ્વાભાવિક છે. મારૂં મન દુરાગ્રહતાનો તાપ ખમવાને "સમર્થ નથી, અને આપનીજ કૃપાએ કરી દુરાગ્રહતાથી છેટે રહેવામાજ આનંદ લાગે છે, "કારણ કે દુરાગ્રહતા પણ એક મહાન કર્તવ્યતાનો અંકુર છે અને અધુરાપણું છે, એવું "માન્યા વગર આગ્રહ થતો નથી. માટે જે જે પ્રારબ્ધ અનુસાર સુખદુ:ખાદિક સ્થિતિ "આવતી જાય, તેમાં સમબુદ્ધિ રાખી વર્તવું, પોતાના સ્વરુપનું નિરંતર અનુસંધાન રાખવું, "અને કોઇપણ બાબતનો આગ્રહ ધરવો નહિ, એવું મારા મનને અનુકુળ લાગે છે. તેથી "આપનો શું નિશ્ચય થયો છે તે જાણ્યા વગર મારી આપની પાસે આવવાની વૃત્તિ ઉઠતી "નથી. કુટુંબને કદાચ અળગા રાખી, આપે સ્વતંત્ર રહેવું એવી કર્તવ્યતા લાગતી હોય તો "તેને માટે જરા વિલંબ છે; વિશેષ વખત લાગે એમ નથી. કદાચ નોકરી છોડી ઘેર "બેસવું, અથવા એકાંતમા વખત કહાડવો એવી કર્તવ્યતા લાગતી હોય, તો તે વિષે મારી "કે કોઇ પણ કુટુંબીની સલાહ પૂછવાની નથી.

"આશ્ચર્ય છે કે, એકાંતિક થવું એવી ભ્રાંતિરુપ કાળજી અને ઉત્કંઠા મારામાં પુષ્કળ "બની રહેતી હતી, તે જેણે યુક્ત બોધ કરી શાંત પમાડી, તેમનાજ અંતઃકરણમા વાર- "વાર કર્તવ્યતાના અંકુર ઉદય થાય છે.

"સંસારનું ગાડું જેમ ચાલવાનું હશે તેમ ચાલવાનું, અને ગરમ ઠંડા વખતોનાં દર્શનો "પ્રારબ્ધ અનુસાર થવાનાં તેમ થશે. શુ કરવા ફોગટ દુરાગ્રહરૂપી અભિમાનનો તાપ ઉદય "કરવો? આપના સ્વરુપમાં કઇ જગાએ તાપ રહ્યો છે, કે આડા અવળા નિશ્ચય કરી "દૂર કરવાનો પ્રયત્ન કરો છો? આપ સાક્ષાત મુક્તરૂપ છો, છતા કઇ ભ્રાંતિઓ પેસવાનો "માર્ગ ખોલો છો? સદ્વૃત્તિ છે, તો યોગક્ષેમ એની મેળેજ બની રહેવાનો છે, એમાં "જરા પણ સંદેહ નથી..

"દુરાગ્રહરૂપી તોફાનને ક્યાં અવસર આપવો? જેમ સંસાર દુ:ખરુપ છે, તેમ વૈરાગ્ય "પણ સંસારથી ભિન્ન કહેવાશે નહિ, કેમકે એ પણ એની સાથેજ ઉત્પન્ન થયો છે. જો "મનમાં દઢ નિશ્ચય સ્વરુપનો થયો છે તો પછી સર્વ કચરાની તુલ્યજ છે.

"લખતાં લખતાં અંત આવશે નહિ, તેથી આટલુંજ મારા વ્યવહારિક અધિકાર "મુજબ બસ છે.

"આપ હવે રજા લઇ અત્રે આવો, એટલે સર્વ મનના અટપટા ચાળા નિવૃત્ત થશે.

"મારે બે રાત્રિ નાશિક આવવાને કાંઇ બીજી અડચણ નથી, પણ તમે કેટલીક
"વખત ભારે હઠ કરો છો, તેથી આવા સમયે આવવાની વૃત્તિ ઉઠતી નથી. છતાં
"આપની તરફથી ખુલાસો જણાશે, અને જરૂર હશે, તો હું આવતા ગુરૂવારે રાતના
"અત્રેથી નીકળવાનું રાખીશ, અને લખશો તો રણછોડભાઇને લેતો આવીશ; પણ આપને
"કદાચ અતિ આગ્રહજ કોઇ બાબતનો થઇ ગયો હોય, અને તે અમલમાં લાવવાનો
"હોય, ત્યારે તો મને બોલાવવાની ક્ષમા કરજો, અને તમો જેમ કહેશો તેમ મારી
"તરફનું કરવાનું હશે તે હું કરીશ.

"લિ. ગુલાબભાઇ

"ॐ नारायणाय नमः"

---

"નાશિક, તા. ૧૬ મી જુન ૧૮૯૩.

"મુરબ્બી નાનાભાઇ,

"આપના પત્રો પહોંચ્યા છે. ચિત્તના રજોગુણરૂપી ધુમાડાએ સત્વગુણરૂપી અગ્નિના
"પ્રકાશને આવૃત્ત કર્યો હતો, તે અગ્નિ, મહાત્માઓની ઠોકરથી ચેતી આવ્યો છે, અને
"ધુમાડો દૂર થયો છે. સર્વ કલ્પના શાંત થઇ છે; માટે હવે આપનું આવવું તે આપની
"પ્રસન્નતા ઉપર રહેલું છે. આપ તથા રણછોડભાઇ થોડા દિવસ આવશો તો આનંદ થશે.

* * * *

"લિ. લલ્લુભાઈ."

ઉપરનું વૃત્તાંત બની ગયા પછી બન્ને ભાઇઓ પોતાનો સમય હમેંશા જ્ઞાન ચર્ચામાં કાઢતા, અને દિન પ્રતિદિન પોતાના જ્ઞાન અને અનુભવમાં વૃદ્ધિ કરતા હતા. સને ૧૮૯૮ માં અમારાં કાકી રેવાબાઇ (મુ. ગુલાબભાઇનાં ધર્મપત્ની) માટુંગામાં ગુજરી ગયાં, તે વખતે મુ. કાકાજીએ નીચેનો પત્ર પિતાશ્રી ઉપર લખ્યો હતોઃ-

"માટુંગા, તા. ૨૦-૨-૯૮.

"પ્રિયભાઇ લલ્લુભાઇ,

"ગઇ કાલના પત્રથી હકીકત જાણી હશે. વ્યવહાર દષ્ટિએ તો ખેદકારક વાર્તા બની
"છે, અને તે પ્રારબ્ધયોગે થયું છે, તેનો શોક કરવો યોગ્ય નથી. પરમાર્થ દષ્ટિએ તો
"જે થયું એ એક બંધન છૂટયું છે, અને સમાપ્ત થનારે પણ પોતાનો કલ્યાણ માર્ગ
"સાધ્ય કરી ગમન કર્યું છે, એ સંતોષકારક છે.

"અત્રે ક્રિયાદિક સમાપ્ત કરી મુંબઇ જવાનું રાખીશ. * * *
"ઇશ્વર કૃપાથી ગાડું સરલ ચાલશે, માટે આપ કોઇ પ્રકારે હાલ તો મારા તરફની ફિકર
"કરશો નહિ; હાલ એજ.

"લિ. ગુલાબભાઈ."

આ પત્ર ઉપરથી મુ. કાકાજીની જ્ઞાનનિષ્ઠા કેવી હતી તે વાંચનારને સ્પષ્ટ સમજાશે.

ઘણા વખતથી નોકરીથી મુક્ત થઇ કેવળ નિવૃત્તિમાં કાળક્ષેપ કરવાનો મુ. કાકાજીનો સંકલ્પ હતો, તે અનુસાર પોતે સને ૧૮૯૯ માં નોકરીનું રાજીનામું આપી, (પોતાને મુંબઈમાં રેલ્વેમાં લોકોમોટીવ સુપરિન્ટેંડન્ટના ચીફ કલાર્કની રૂા. ર૭૫ ની જગા હતી, અને પેન્શન મળવાનું નહોતું તોપણ) આત્મવિચાર કરવા સારૂ નિવૃત્તિમાં રહેવા લાગ્યા. તે સમયે પિતાશ્રી સાથે નોકરીથી મુક્ત થવાના સંબંધમાં કેટલોક પત્ર વ્યવહાર ચાલેલો, તેમાં એઓએ નીચેનો એક પત્ર પિતાશ્રીને લખ્યો હતોઃ–

" માટુંગા, તા. ૩ જી સપટેંબર ૧૮૯૯.

" પ્રિયભાઇ,

" આપનો પત્ર તા. ૧ લીનો ગઇ કાલે પહોંચ્યો છે. આપની મારા પ્રત્યેની કાળજી " જોઇ, અતિ આનંદ અને સંતોષ થાય છે; અને તેથી હવે મારી પરમાત્મા સંબંધી " અંતઃકરણની કેવી સ્થિતિ છે, તે હું બનતી રીતે આ પત્રદ્વારા જણાવું છુ, જેથી " આપના મનની મારે વિષે સમાધાની થશે.

" પારમાર્થિક મનની સ્થિતિ.

" પ્રવૃત્તિ નિવૃત્તિમાં હવે વાસ્તવિક ભેદ જણાતો નથી. સ્વરૂપમાં કિંચિત્ માત્ર પણ " પ્રવૃત્તિ કિંવા નિવૃત્તિ સ્પર્શ કરતી નથી. એ બન્ને મનના ધર્મ છે, અર્થાત્ કલ્પિત છે; " અને પ્રવૃત્તિ કિંવા નિવૃત્તિ કેવળ પ્રારબ્ધ અનુસાર થવાનીજ. પ્રારબ્ધ કોઇ અનિર્વચનીય " ચૂકથી સંકલ્પોના યોગનું પરિણામ છે; અને સત્ય વસ્તુનો સંકલ્પ હોવાને લીધે સત્ય " સંકલ્પરૂપ છે, જે ફળ દેખાડીને શાંત થવાનો. કલ્પિત વસ્તુ અધિષ્ઠાનથી ભિન્ન છે નહિ, " તેમ તેને સ્પર્શ પણ કરતી નથી. વંધ્યાપુત્રની નિવૃત્તિ કિંવા પ્રવૃત્તિ જેમ વખાણવી કે " વખોડવી, એ જેવું છે, તેજ પ્રમાણેનું પ્રારબ્ધ અનુસારનું ભોગવવું મારા વિચારમા છે. " જે જે ભિન્નપણાની કલ્પના કરીશું, તે તે કેવળ મિથ્યા અને વંધ્યાપુત્ર સમાન " અસત્ય છે.

" शरीरं स्वर्गनरकौ बंधमोक्षौ भयं तथा ।
" कल्पनामात्रमेवैतत्किं मे कार्यं चिदात्मनः ॥
" अहो जनसमूहेऽपि न द्वैतं पश्यतो मम ।
" अरण्यमिव संवृतं करणीं करवाण्यहम् ॥

" અર્થ—શરીર, સ્વર્ગ, નર્ક, બંધ, મોક્ષ, અને ભય, એ સર્વ કલ્પના માત્ર છે, " સો તેમાં મારે ચૈતન્યસ્વરૂપી આત્માને શું કરવાનું છે? હું દ્વૈત બુદ્ધિથી નથી જોતો, તેથી " આ જનસમૂહ અરણ્ય જેવો દેખાય છે, પણ મારે જે કરવાનું છે, તે હું કરૂં છું.

" મન હવે સુધરી ગયું છે; અને જે જે સ્થિતિ પ્રાપ્ત થાય છે તેમાં અનુકૂળતા
" જોઇ સંતોષ માને છે; અને ઉપલા શ્લોકો અનુસાર વર્તન કરે છે.

" વ્યવહારિક સ્થિતિ.

" આગલા પત્રમા ઘરના કામકાજના સંબંધથી દૂર રહું છું વગેરે દર્શાવ્યુ છે. ખર્ચ
" સંબંધી વિચારો વખતે દર્શન દે છે, પણ ઇશ્વરકૃપાથી તેના સાધનો છે, જેથી વિશેષ
" વખત તે રહેતાં નથી. * * * *

" છોકરીઓના વિવાહ સંબંધી તો હાલમા બિલકૂલ કાળજી ઉઠતી નથી. હજુ
" ૪–૫ વર્ષ સુધી વાટ જોઇ શકાએ એમ છે, અને તે દરમ્યાન તેઓના ભાગ્ય પ્રમાણે
" મળીજ આવશે.

" ઉપર પ્રમાણેની સ્થિતિ છે, અને તેમા સંતોષ છે. તમારા આણી તરફ આવવાથી
" સમાગમનો તેમજ કુટુંબથી જરા અળગા રહેવાનો સમય મળે. બેલગામ આવવાની તો
" અનુકૂળતા આવતીજ નથી. 'પ્લેગ' અને તત્ સંબંધી ઉપદ્રવો હજુ જારીજ છે;
" લંબાણ અને અણજાણી જગા તેથી મનોવૃત્તિ ઉઠતી નથી.

" લિ. ગુલાબભાઇ."

મુ. કાકાજીએ પિતાશ્રીને એક વખત લખેલું કે આત્મવિચાર કરવામાં સત્સંગની અથવા કોઇ મહાત્માની મદદ હોય તો સારૂં, તે ઉપરથી નીચેનો અંગ્રેજી પત્ર પિતાશ્રીએ તેમના ઉપર લખ્યો હતો:—

" *Belgaum, 25th September 1899.*

" My Dear Nanabhai,

" I cannot but remark that the desire for the help of a
" pilot, is indicative of a sense of a little weakness or diffidence,
" for which there is really no ground, because, the harbour to
" which the vessel is retiring for final anchorage, is not unfami-
" liar to the captain, who himself had piloted the vessel out of
" it. The diffidence, if it does exist, is only a relic of the re-
" membrance of troubles left behihd, which cast their shadow on
" the future, and is like the smoke of a quenching fire, harmless
" and fast vanishing. What a glorious and happy condition it is,
" after a long and anxious voyage full of alternate hopes and
" disappointments, to land safely on *terra-firma*, and sitting there
" calmly, look upon waves-succeeding waves, as but objects of
" amusement. That condition, you are soon to enter upon, and
" you will pardon me, if I say, that I envy your lot. Woe be

"to those, who, having been cast ashore hale and hearty, by the "unseen hand of providence, instead of being thankful for it are "sorrowful, that they did not remain in the sea a little while "longer, going up and down with each wave. Forget that any "one is dependent upon you, as no two souls are really depen- "dent upon each other, each being the maker of his own destiny; "forget that you have a duty to perform towards any one; expect "not any duty from others towards you; if this is done, all "anxiety will be at an end, and no ripple of care, sorrow or "disappointment will mar the even course of the mind"

"Yours lovingly

"Lallubhai"

તા. ૧ લી ઓકટોબરે પિતાશ્રીએ નીચેનો બીજો પત્ર મુ. કાકાજીને અંગ્રેજીમાં લખ્યો હતો:—

"Be firmly resolved that you will not accept any offer of "employment, however tempting it may be, in other words, that "you will no longer be a slave, but be a perfectly free man, "the rest of your life, and be proud to have made such a reso- "lution, committing the body to the care of fate प्रारब्धाय समर्पितं "स्ववपु: Let the spirit of freedom born of that resolution, glow "on your countenance while yet the body is healthy,—as in case "of late Dayachand for instance—not to speak of the other *Vira-* "*kta Mahatmas* and then will the ज्ञान (knowledge) have borne "fruit.

"'A man may remain in the world, but the world should "not remain in him.' He who is true to this saying, will find "solitude in the midst of crowd and bustle, and he who is not "true to the saying, will be full of world in solitude."

**ભાષાંતર:—**

"બેલગામ, ૨૫ મી સપ્ટેમ્બર ૧૮૯૯.

"પ્રિયભાઇ,

"મારે કહેવું જોઇએ કે માર્ગદર્શકની સહાયતાની અપેક્ષા, કંઇક નબળાપણું કે અ- "વિશ્વાસ બતાવે છે. વાસ્તવિક રીતે તો એ નિષ્કારણ છે. જે બંદરે જહાજને છેવટનું "લાંગરવાનું છે તે કેસાનથી કંઇ અપરિચિત ન હોય, કેમકે તેણે તો પોતેજ તેમાંથી

"જહાજને સહીસલામત બહાર કાઢેલું હોય છે. જો કંઇ અવિશ્વાસ હોય તો એ તો માત્ર "અગાઉ અનુભવેલી મુશ્કેલીઓનું સ્મરણજ છે. તેની નિરાશાજનક અસર ભવિષ્ય ઉપર "થાય છે ખરી, પણ એ અવિશ્વાસ તો ઓલવાતા અગ્નિના અદૃશ્ય થતા ધૂમાડા સરખો "નિર્દોષ છે-નાશકારક નથી. આશા નિરાશા વચ્ચે થએલી એક લાંબી અને ચિંતાયુક્ત "મુસાફરી બાદ, સહીસલામત પૃથ્વી ઉપર ઉતરી, શાંતિપૂર્વક તેના ઉપર બેસી, એક "ઉપર એક ઉછળતા મોજાંઓ જાણે તે કેમ એક વિનોદનાં સાધનો હોય તેમ નિરખ્યા "કરવાં, એ એક કેવી ભવ્ય અને સુખપ્રદ સ્થિતિ છે? આ ભૂમિકાએ થોડા વખતમાં આપ "પહોંચવાના છો, અને મને આપના એ ભાગ્યની ઇર્ષા થાય છે, એમ કહું તો મને ક્ષમા "કરશો. જેઓ પરમાત્માની અદૃશ્ય સહાયતા વડે ક્ષેમકુશળ કિનારે ઉતરે છે, અને તે "ખાતર પ્રભુનો પાડ નહિ માનતાં, પોતે દરેક મોજા સાથે ઉંચા નીચા થતા સમુદ્રમાં થોડો "વધારે વખત નહિ રહ્યા, તેને માટે દિલગીર થાય છે તેઓને ધિક્કાર છે. તમારા ઉપર "કોઇ પણ નિર્વાહ માટે આધાર રાખે છે એ ભૂલી જાઓ, કેમકે કોઈ બે ભિન્ન આત્માઓ "પણ એક બીજાને આધારે રહેતા નથી, પણ દરેક પોતાના ભાગ્યનો સૃષ્ટા છે. તમારે "કોઇપણ પ્રત્યે ફરજ અદા કરવાની છે એ ભૂલી જાઓ, તેમજ બીજાઓને તમારા પ્રત્યે "પણ અદા કરવાની છે, એવી આશા ન રાખો. જો આમ થશે તો બધી ચિંતાઓ દૂર "થશે, અને ચિંતા, દિલગીરી કે નિરાશાનો કોઇપણ અંકુર મનની નિશ્ચલ સ્થિતિમાં "વિક્ષેપ પાડશે નહિ."

"એવા ચોક્કસ નિશ્ચયપર આવો કે હું કોઇપણ નોકરી, પછી તે ગમે તેવી લલચાવ- "નારી હોય તો પણ સ્વીકારીશ નહિ. બીજા શબ્દોમાં કહીએ તો ઘડીભર પણ ગુલામી "નહિ સ્વીકારતા બાકી રહેલા જીવન દરમ્યાન એક સંપૂર્ણ સ્વતંત્ર મનુષ્ય થઇશ. "**प्रारब्धाय समर्पितं स्ववपुः**" આ નિશ્ચયમાંથી જન્મતા સ્વાતંત્ર્યના જુસ્સાને "શરીર તંદુરસ્ત છે ત્યાં સુધી-સ્વર્ગસ્થ દયાચંદની તેમજ બીજા વિરક્ત મહાત્માઓની "માફક, તમારા ચહેરા પર પ્રકાશવા દો, અને ત્યારેજ જ્ઞાનનું ફળ મળ્યું ગણાશે.

"મનુષ્ય સંસારમાં ભલે રહે, પરંતુ તેનામાં સંસાર ન રહેવો જોઇએ. જે આ "સૂત્રને અનુસરે છે તે ભીડ કે દોડધામ વચ્ચે પણ એકાંતવાસ અનુભવી શકે છે, પણ જે "તેની વિરૂદ્ધ વર્તે છે તે તો એકાંતવાસમાં પણ સંસારી છે.

"લિ. લલ્લુભાઇ"

નોકરીથી મુક્ત થયા તે સમયે મુ. કાકાજીનો સર્વ સંસાર કાચો હતો. છોકરા છોકરીઓનાં લગ્ન કાર્યો વગેરે સર્વ કરવાં બાકી હતાં, તે છતાં કશાની દરકાર રાખ્યા સિવાય રૂા. ૨૭૫ ના પગારની નોકરી કાંઈપણ નિમિત્ત વગર, કેવળ જીવનમુક્તિનું સુખ લેવાના હેતુથી છોડી, એ કાંઈ સાધારણ બાબત નથી. આવા દાખલા જવલ્લેજ મળી આવે છે.

રા. ત્રિપુરાશંકર સન્મુખરામ માઢુંગામાં સરકારકૂન હતા, અને ત્યાંથી પેન્શન લઇ રિટાયર થયા બાદ થોડો સમય પોતે ગોલવડમાં એક બંગલો

બાંધ્યો હતો, ત્યાં રહ્યા હતા. દરિયા કિનારે એ જગા બાંધી હતી, અને કેવળ એકાંત સ્થાન હતું, તેથી મુ. કાકાજી પણ થોડો સમય ત્યાં જઈ એમની સાથે રહ્યા હતા. બન્ને પોતાનો કાળક્રમ વેદાંત ચર્ચામાં વ્યતીત કરતા હતા, તે સમયે રા. ત્રિપુરાશંકરજીનું જ્ઞાનમાર્ગ તરફ વલણ જોઈ નીચેના પત્રો પિતાશ્રીએ એમનાપર લખ્યા હતાઃ—

"બેલગામ, તા. ૯ મી જુલાઇ ૧૮૯૯.

"પરમસ્નેહી રા. ત્રિપુરાશંકરજી,

"આપનો તા. ૪ થીનો પોસ્ટકાર્ડ પહોંચ્યો છે. મનની શાંતતા માટે અભ્યાસ અને "વૈરાગ્ય અવશ્ય છે. પ્રથમ મનમા આ નિશ્ચય થવો જોઇએ કે સંસારને છેડે આવ્યા "છીએ; જે કરવાનું તે કરી ચુકયા છીએ; જે નથી કર્યું તે કરવાનો બોજો હવે આપણે "શિર નથી; સહુ પોતપોતાના પ્રારબ્ધ પ્રમાણે ભોગવે; આપણે તેમની સેવા પણ નહિ "જોઇએ, તેમ તેમનું દાસત્વ પણ નહિ જોઇએ; ત્રાહિત પરોણા છીએ એ સ્થિતિએ "રહેવું. સંગમા રહી એ સ્થિતિ ન જળવાતી હોય તો સંગ પણ દૂર કરવો. ગોલવડનું "તમારૂં સ્થાન અનુકુળ છે એમ ભાઇ ગુલાબભાઇથી જાણ્યું છે, ત્યા સુખે નિવાસ કરવો. "પાછળ કર્યું ન કર્યું, તેમાંના કશાનું સ્મરણ કરવું નહિ. આગલી ક્ષણમાં શું થશે, તેનું "ચિંતન પણ કરવું નહિ. પ્રારબ્ધની નાવ વગર હલ્લેસે ચાલી જાય છે તેની મોજ જોયા "કરવી. આપણે મનના સાક્ષી જ્ઞાનસ્વરૂપ છીએ. આપણો કોઇ કાળે નાશ નથી. પ્રારબ્ધના "ભોગને અંતે દેહ છૂટયો તેથી આપણી કિંચિત્ હાની થવાની નથી. પાંજરામાંથી છૂટયા "સિંહ સમાન આપણું બળ, ઐશ્વર્ય વૃદ્ધિ પામશે. કદાચ બીજો દેહ પ્રાપ્ત થશે, તો હાલના કરતાં "ઉત્તમ અને દિવ્ય મળશે, આવા વિચાર મનમાં રાખી ઉલ્હાસમાં રહેવું. શોક, ઉદ્વેગ, "ચિત્તમા પેસવા દેવો નહિ. સંતસમાગમ અવશ્ય સંપાદન કરવો, કે જેથી ઉપલા વિચારોનું "વારંવાર સ્મરણ થયા કરે, અને શોક, ઉદ્વેગને અવકાશ ન મળે. કાગળમા કેટલું લખાય "માટે સમાપ્ત કરૂં છું.

"લિ. લલ્લુભાઇ."

"બેલગામ, તા. ૨૮-૧-૧૯૦૦.

"રા. રા. પરમસ્નેહી ત્રિપુરાશંકરભાઇ,

"આપનો તા. ૨૩ મીનો પત્ર પહોંચ્યો છે. ગોલવડમાં એકાંતમાં સમુદ્ર કિનારા ઉપર "મુકામ તૈયાર કરવાનો પ્રથમ સંકલ્પ ઉઠેલો, તે કોઇ અલૌકિક પુણ્યના ફળરૂપ હોવો જોઇએ. "સંકલ્પ ઉઠયો તેવો નિર્વિઘ્ને સિદ્ધ થયો. સિદ્ધ થતાંજ તેના ઉપભોગની અનુકુળતા આવવા "માટે નોકરીમાંથી મુકત જલદીથી થવાયું, અને ત્યાં સ્થિતિ કરતાંજ સત્સમાગમની પ્રાપ્ત "થઇ. એવા સમાગમની રૂચિ સુભાગ્યે આગળથીજ ઉત્પન્ન થઇ હતી, તેથી નોકરીનું છૂટવું "પણ સખ્ત ન લાગ્યું અને પાછળ ઉત્તમ સમાગમ મળી આવ્યો. તેનો પ્રેમપૂર્વક લાભ "લો છો એ અંતર્યામીનો અનુગ્રહ સમજવો. તેજ થોડા સમયમાં અખંડ વિશ્રાંતિના "સ્થાને બેસાડશે.

"ત્રણ શરીર અને પંચકોષના વિવેકે કરીને મનના સાક્ષી ચૈતન્યઆત્માના સ્વરુપને "ઓળખીને તે નિર્વિશેષ-ઉદય અસ્ત રહિત-જ્ઞાનરુપ છે એમ જાણવું, તેજ આપણું વાસ્ત- "વિક સ્વરુપ છે. તે સ્વરુપને વિષે દેહ, ઇંદ્રયો, પ્રાણ, મન, એના કોઇપણ ધર્મ સ્પર્શ "કરતા નથી. એટલું જાણીને આપણે જન્મ મૃત્યુ રહિત-સુખ દુ:ખ રહિત-જ્ઞાન અજ્ઞાન "રહિત-સંસારાદિક બંધન રહિત-નિત્યમુક્ત છીએ, એમ નિશ્ચય કરવો, એ પ્રથમ પદવી.

"જે અનાત્મ વર્ગ આપણાથી જુદો પાડયો, તે કલ્પિત નામરુપાત્મક છે. કલ્પિત "નામરુપને આસ્તત્વ, ભાતિત્વ અને પ્રિયત્વ આપનાર જ્ઞાનજ છે; તેજ ઇશ્વર છે, અને "તે આત્મવસ્તુથી ભિન્ન નથી. એ પ્રમાણે આત્મા અને ઇશ્વર ( પરમાત્મા )નો અભેદ "નિશ્ચય કરવો એ બીજી પદવી.

"જ્ઞાનથી ભિન્ન નામરુપ છેજ નહિ, તેનો અત્યંત અભાવ છે; અને જે છે તે જ્ઞાન "જ જ્ઞાન છે—અને તેજ હું તેજ ઇશ્વર, અને તેજ જગત એમ જાણી જડ "ચેતનની કલ્પના ત્યાગ કરી જ્ઞાનમય છીએ તેવા થઇ રહેવું એ ત્રીજી અને છેવટની "પદવી છે.

"અભ્યાસે કરી હરકોઇ એ ત્રણે પદવી સંપાદન કરવાને સમર્થ છે.

"ગુલાબભાઇને મારા પ્રણામ કહેશો; તેઓની યોગ્યતાનો પત્ર બીજે અવસરે લખીશ.

"લિ. લલ્લુભાઇ."

"બેલગામ, તા ૧૯-૮-૧૯૦૦.

"પરમસ્નેહી શ્રી. ત્રિપુરાશંકરભાઇ,

"આપનો તા. ૯ મીનો પત્ર પહોચ્યો છે. સ્વસ્વરુપને વિષે આપનો નિશ્ચય થયેલો "જાણી પરમ સંતોષ થયો છે. અભ્યાસ જારી રાખશો તો એ નિશ્ચયની ખુબી અને સુખ "ઉત્તરોત્તર આધકાધિક અનુભવમા આવતા જશે. મહાત્માઓનું કહેવું છે કે અનંત જન્મનાં "પુન્યોનુ ફળ સ્વરુપ સ્થિતિ છે.

"द्वैतकाग्वेळ, दिमें अद्वयपर, खुल गई चषमरोशनियां.

"જે પદમાંની આ કડી છે, તે સંપૂર્ણ પદ ટીકા સહિત, 'રતનસિંહની સિહરશી' "નામના પુસ્તકની અંદર ૨૬-૨૭ મે પાને છાપેલું છે; તે પુસ્તક આપ પાસે નહિ હોય "તો એક પ્રત મોકલાવીશ.

"અજાત સિદ્ધાંતમાં શ્રીયોગવાસિષ્ટ ગ્રંથ સર્વોપરી છે. એ સિદ્ધાત જેની દૃષ્ટિમાં "એક વાર બેઠો, કે તેના અંતરચક્ષુ ખુલ્યાં સમજવાં.

* * * *

"લિ. લલ્લુભાઇ."

થોડો સમય ગોલવાડમાં આનંદમાં ગાળી, મુ. કાકાજી માટુંગે ગયા, અને રા. ( હાલમાં સ્વર્ગવાસી ) ત્રિપુરાશંકરજી અમદાવાદ ગયા. આ પ્રમાણે બન્ને છુટા પડયા બાદ નીચેના બે પત્રો મુ. કાકાજીએ એમના પર લખ્યા હતા:—

"માટુંગા, તા. ૧૭-૪-૧૯૦૧.

"પરમ સ્નેહી ભાઇ ત્રિપુરાશંકરજી,

"આપનો ગઇ કાલનો કાર્ડ આજ મળ્યો છે; વાંચી આનંદ થયો છે. મારો અને "આપનો કાંઇ એવો યોગ છે, કે દરેક વખત મારા મનમાં આપને લખવાનો સંકલ્પ ઉઠે "છે તેજ વખત તારની માફક આપના મનમાં પણ તેમજ યોજના ઉઠે છે. આજ દિન "૪-૫ થયાં આપને પત્ર લખવાનો વિચાર થતો હતો; ગઇ કાલે લખવા બેઠો, પણ "કાર્ડ મળી આવ્યો નહિ, તેથી આજ ઉપર રાખેલું; એટલામાં આજ આપના પત્રદ્વારા "દર્શન થયાં તે વખત ખરેખર આશ્ચર્ય લાગ્યું.

"આપે હજુ વેદાંતનો અભ્યાસ જારીજ રાખ્યો છે એ જાણી મને ઘણો સંતોષ "થયો છે. મનુષ્ય માત્રનો પરમ ધર્મ સત્ અસતનો વિવેક કરી સત્ વસ્તુ જાણી અસ-"તની ઉપેક્ષા કરવી એજ છે; અને તે સમજવું કાંઇ ભારે શ્રમનું નથી. પણ ન છતી "માયામાં લોકો એટલા ગુલતાન થઇ જાય છે કે સત્ અસતનો વિચાર કરવા તરફ "નજરજ થતી નથી આપ સરખા કોઇક વિરલાનેજ તે વિચારનો શોખ ઉત્પન્ન થાય છે. "મન અજબ રીતનું છે; તેને વિષયો (અનિત્ય) માંજ રમવાની મઝા લાગી રહી છે; "અને તેમાં દુ:ખી તથા શ્રમિત થવા છતાં વારંવાર ત્યાંજ ગુંચાયેલું રહે છે. સદ્વસ્તુના "વિચારરૂપી શાંતિની લહેજતની જરા ગંધ માત્ર પણ ખબર નથી, કે જેમાં પોતાનું "પરમ કલ્યાણ સમાયેલું છે. ખેર; એ પણ પરમાત્માની મોજજ છે. કેમકે સર્વ પોત "પોતાની મસ્તીમાંજ રમી રહ્યાં છે. માટે વિચારવંતે કોઇનો દોષ જોવાનો નથી; કેમકે "પ્રથમ પોતામાં દોષ ઉત્પન્ન કરશે, તોજ બીજામાં દેખાશે; તેથી પારકી પીડા હોરી "લેવાનું આપણું કામ નથી. વસ્તુતઃ પારકું પોતાનું છેજ નહિ, એક અદ્વૈત વસ્તુજ છે, "જેમાં આપ પૂર્ણ નિષ્ઠા કરી રહો એજ ઇચ્છું છું. એ પ્રમાણે છોજ; કંઇ કરવા "જવાના નથી; તેવી ઇચ્છા કરવાનું પણ પ્રયોજન નથી. પરંતુ વ્યવહાર દૃષ્ટિ "કરી લખું છું.

* * * *

"આપ થોડા દિવસ (આ ઉન્હાળામાં) અત્રે આવો તો બહુ ખુશી થઇશ. "આપને રહેવા વગેરેની બરાબર ગોઠવણ કરીશ, તે વિષે અંદેશો રાખવો નહિ. હાલ "એક નવું પુસ્તક આવ્યું છે તે ખરેખર મનન કરવા યોગ્ય છે; કેવળ અવધૂત ફક્કડ "વાણીજ છે. આપને વાચવા-વંચાવવા લાયક છે; માટે બને તો આવી જાઓ એવી "મારી વિનતિ છે.

* * * *

"લિ. શુભેચ્છક ગુલાબદાસ ગોવર્ધનદાસના

પ્રેમપૂર્વક જયસચ્ચિદાનંદ."

"માટુંગા, તા. ૯-૧૦-૧૯૦૧.

"પરમ સ્નેહી ભાઇ ત્રિપુરાશંકરજી,

"આપનો પ્રથમનો કાર્ડ તા. ૪-૯-૧૯૦૧નો અને બીજો કાર્ડ તા. ૭-૧૦-૧૯૦૧નો "એ પ્રમાણે બન્ને પહોંચ્યા છે. પ્રથમનો કાર્ડ આવ્યા બાદ ઘણી વાર જવાબ

" લખવાનો ઉદ્‌ગાર થયેલો, પરંતુ ખરું પૂછશો તો ઘણી ફુરસદે લખવાનો અવકાશ મળ્યો
" નહિ, તેથી એમ ન સમજવું કે આપ તરફની પ્રીતિમાં કાંઇ કમી જાસ્તીપણું થયું છે.

" * * * સંસાર દુઃખરૂપજ છે; અને જેઓએ બ્રહ્મજ્ઞાનરૂપી અમૃત
" પાન કર્યું છે, તેવા આપ સરખાને તેનું વિષ ચઢતું નથી; અને જેઓને તે જ્ઞાન દઢ
" થયું છે, તેઓનો સર્વ વ્યવહાર મિથ્યા મનોમાત્ર છે એમ જાણી તે વિષયથી તદ્દનજ
" અળગા રહે છે, જેને જીવનમુક્તિની તૃપ્તિ કહે છે તે ઉપર નીચેનું શ્રુતિવચન છેઃ—

" आत्मानं चेद्विजानीयादयमस्मीति पुरुषः ।
" किमिच्छन् कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥

" અર્થ— પુરુષ આત્માને 'આ હું છું' એવી રીતે જ્યારે જાણે તો પછી કયા
" વિષય ભોગની ઇચ્છા કરતો, ક્યા ભોક્તાના કામ ભોગને માટે શરીરની પાછળ સંતાપ
" પામ્યા કરે ?

" આ શ્રુતિ અનુસાર ( જ્યાં સુધી પ્રારબ્ધ ભોગ છે ત્યાં સુધી ) રહેવું, એજ
" જીવનમુક્તિની સ્થિતિ અને તૃપ્તિ છે. આપ હવે જ્ઞાતા જ્ઞેય થયા છો, છતાં સતસંગીનો
" ધર્મ જાણી સ્મરણ કરાવું છું.

" ખોટાનો વ્યવહાર સર્વ ખોટો છે; ખરામાં તેનો કાંઇ સંબંધ નથી.

" સ્વામી જીવનમુક્તજી અત્રે પધારી સુરત અને ગોધરે થઇ હાલ રતલામ હશે.
" ત્યાંથી આગળ ઉત્તર તરફ જનાર છે.

" મોટાભાઇની તબિયત દિન પ્રતિદિન બહુ અશક્ત થતી જાય છે; દરદ નરમ પડતું
" નથી. બહુ ઇલાજો થયા છે; હવે તો જ્યાંસુધી અત્રેની હવા ખાવી છે ત્યાંસુધી ખાશે
" એમ દેખાય છે. ઇશ્વર સ્મરણમાં પોતે તત્પર છે.

" લિ. શુભેચ્છક ગુલાબદાસ ગોવર્ધનદાસના
" પ્રેમપૂર્વક જયસચ્ચિદાનંદ વાંચવા."

રિટાયર થયા પછી દર વર્ષે સુ. કાકાજી થોડો સમય કોઇ પવિત્ર સ્થળે જઈ ગાળતા હતા, અને તે દરમ્યાન પોતાના સર્વ મિત્રમંડળને પણ મળી આવતા હતા. તે સંબંધમાં નીચેના બે પત્રો એઓએ પિતાશ્રીને લખ્યા હતાઃ—

" માટુંગા, તા. ૮–૫–૦૨.

" પ્રિય ભાઇ,

" આ વખત ફરવા જતાં કરનાળી જવાનો વિચાર છે. ખાવાપીવા વગેરેની અનુકુળતા
" લાગે તો થોડો વખત એકાંત નિવાસ કરવાનો વિચાર ઉઠે છે. આ માસની આખર
" અથવા જુનની શરૂઆતમાં નીકળવા ધારૂં છું; પછી તો અન્નોદકને હાથ છે. આ
" સંકલ્પ ગયા વર્ષનોજ ઉઠેલો છે; હવે મિત્રમંડળમાંથી કોઈની એકાંત રહેવામાં સોબતની
" આશા રાખવી એ ખોટી છે, તેથી સ્વતંત્રજ રહેવાની અનુકુળતા થશે તો થોડો
" સમય રહીશ.

" લિ. ગુલાબભાઇ."

"માટુંગા, તા. ૧૭-૯-૧૯૦૨.

"પ્રિયભાઇ લલ્લુભાઇ,

"હું ગોધરા, વડતાળ, અમદાવાદ, આંદોદ, કરનાળી અને સુરત થઇ ગઇ તા. ૧૩
"મીએ અત્રે આવ્યો છું. કરનાળીમાં કુબેરભંડારીની ટેકરીપર અમારો મુકામ હતો, અને
"રહેવાની જગા કિનારાપર બહુ અનુકુળ હતી, ત્યા ૯ દિવસ રહ્યા. દરમ્યાન કુંભેશ્વર,
"ગંગેશ્વર, વ્યાસ, સુખદેવ અને અનસૂયા જઇ આવ્યા હતા. સર્વ સ્થળો એકાંતવાસમા
"તો સારાં છે, પણ એકાંતની સાથે ફરવા હરવા લાયક જગા માત્ર વ્યાસની છે.

"કરનાળીમાં વધારે વખત નિવાસ કરત, પરંતુ રણછોડભાઇની વૃત્તિ ઉઠાતરીની દેખાઇ,
"અને તેની સાથે નાથજીભાઇને નાંદોદ જવાનું હતું, તેથી વધારે વખત રહેવાનું બન્યું
"નહિ. કરનાળીમા ગણેશચતુર્થીને દિવસે સ્વામી અને બ્રાહ્મણ સાધુ મળી ૪૦ માણસોને
"ભોજન કરાવ્યું હતું, અને તેજ રાત્રીએ ચારે વેદના બ્રાહ્મણો બોલાવી મંત્રજાગરણ-
"વસંત પૂજા કરાવી હતી.

"અનુભવી માણસ તો આટલી જગામાં માત્ર એક નાંદોદની રહીશ બ્રાહ્મણી
"વિધવા બાઇ આશરે વર્ષ ૫૦ ની મળી. જેણે પોતે સ્વતઃ ઘણા અનુભવનાં પદો
"બનાવ્યા છે, અને તેમાં અદ્દભૂત અનુભવ દર્શાવ્યો છે; બહુજ ગરીબ અવસ્થાની છે,
"પણ પૂર્વની ગાર્ગીમાતાની ઉપમા આપીએ તો અતિશયોક્તિ નહિ કહેવાય. બાકી
"સ્વામીવર્ગમાં તો ભગવાંજ જોવાનાં છે.

"આપને આવતા વર્ષ સારૂ નોકરીમાં રહેવાની ભલામણ થઇ છે, એ આપના
"ગઇ કાલના મહારાજ સુખાનંદજી ઉપરના પત્રથી જાણી હું ખુશી થયો છું. તમને
"આ જીંદગીની મુસાફરીમા હાલના જેવો સમય મળવો દુર્લભ છે. રાજદરબારી ઓદ્દો
"તેવોજ પારમાર્થિક ઓદ્દો ભોગવતા છતાં, કેવળ એકાતવાસ ભોગવો છો. આવી
"અનુકુળતા થોડાંનેજ પ્રાપ્ત થાય છે.

"લિ. ગુલાબભાઇ."

પૂજ્યશ્રી કાકાજીના ત્રીજા પુત્ર જમનાદાસ સંવત ૧૯૫૮ ( સને ૧૯૦૨ ) ના ફાગણ વદ ૩૦ ને દિવસે માટુંગામાં ૧૮ વર્ષની ઉમ્મરે 'પ્લેગ'ની બિમારીથી ગુજરી ગયા. જમુભાઇનું પણ વેદાંત વિષયપર ઘણું લક્ષ હતું, અને મરણ સમયે તેમની નિષ્ઠા કેવી હતી, તે સંબંધી મુ. કાકાજીનો મારાપર પત્ર આવ્યો હતો, તેમાં જણાવ્યું હતું. તે પત્રનો સારાંશ કવિતારૂપે કવિ ગણપતશર્મા રાજારામ ભટ ( હાલમાં સ્વર્ગવાસી ) પાસે કરાવ્યો છે, તે નીચે પ્રમાણે છે:—

**હરિગીત છંદ.**

જમુભાઈની અવસાન સ્થિતિ દર્શાવી પત્રે દઢ રહી,
એવા પિતા વિરલા હશે માયાવી આ સૃષ્ટિમહીં;

ભ્રાત્રીજ ચંદુલાલને યોગી રીતે ઉપદેશીને,—
નિજ પુત્ર મરણુ જણાવ્યું આતમજ્ઞાનને ઉદ્દેશીને.
હું સાર તેનો શું કહું? વિસ્તારવાળા જ્ઞાનનો,
છે સાર દાખ્યો શુભ રીતે પટ તોડવા અજ્ઞાનનો;
"છે દુઃખરુપ વિયોગ, પણુ તે વિણસમયનો રે! અહીં—
અતિદુઃખદ છે અવનિ વિષે આશ્ચર્ય એમાં છે નહીં."
લખી એમ જણાવ્યું છેજ કે, "વ્યવહાર દષ્ટે એમ છે,
પરમાર્થ રીતે પેખતાં સમજાય સાચું કેમ છે—(તે);
છે સ્વપ્ન સરખું આ બધું, સ્વપ્નાતણી વસ્તુતણો—
નથી ખેદ કરતું કાંઈ ત્યમ વ્યવહાર આ છે આપણો.
માટે ન કરશો ખેદ ને ગમગીની કાઢી નાખજો,
ત્યમ બેન કંચનગૌરીને[1] આપી દિલાસો ભાખજો.
જમુભાઈની અવસાનની શુભ આત્મનિષ્ઠા જોઇ હું—
આશ્ચર્ય અતિશય પામીયો લક્ષણુ વિષે ચિત પ્રોઈ હું;
વર્ણન હું તેનું શું કરૂં! ક્ષણુ છેલ્લી સુધી તે અરે!
જાગ્રત્ હતો નિર્વાણુ થાતા દીપની રીતે ખરે;
ઢળતાં શરીરે શીત પાસે આવીને પંપાળીને—
હું ઉચ્ચર્યો આ રીત, ઓળો કાળ કેરો ભાળીને.
'મારો અને વળી સ્વામીઓનો તેમ પુસ્તક આદિનો—
કીધો સમાગમ છે તમે શુભ જ્ઞાનકેરી પ્રસાદીનો;
તેનું સ્મરણુ છે શું તમોને?' તવ દીધો ઉત્તર અશો,
'હા છે, બધું છે ખોટું, એજ વિચાર છે મુજમાં વશ્યો.
જાવાનું કાંઈ નથી જ તેમજ આવવાનું પણુ નથી,
મારા સ્વરૂપ વિષે નથી, અંતર રહ્યું' એવું કથી;
આ સાંભળી મેં પીઠ ઠોકી આપી સાબાશી યદા,
ચટ પાસું મરડી તરત એ ઝટ ચતો સદ્ય થયો તદા.
તવ છાતી હું પંપાળતાં એની વદ્યો મુજ મુખ થકી,
"છો સચ્ચિદાનંદરૂપ આપોઆપ ભ્રાત તમે નકી;"
ત્રણુવાર આમ ઉચ્ચારતાં હું વદી 'હા' તે એ પળે—
પરબ્રહ્મમાંહિ ભળી ગયો, જ્યમ તેજ તેજ વિષે મળે!

---

૧ પત્ર લખનારનાં પુત્રી; અમદાવાદમાં રા. મંગળદાસ ગીરધરદાસ પારેખનાં ધર્મપત્ની.

તો ખેદ કરવો કેમ તેનો, જે જગત્ જુઠું ત્યજી,
પાળી પ્રથમ આશ્રમ[૨] ગયો મુક્તિપથે પ્રભુને ભજી;
કો યોગભ્રષ્ટ પુરુષ હશે તે જન્મ લઇ અવની વિષે,
પરિપૂર્ણ થઇ નિજ કાર્યમાં ન્હાની વયેજ ગયો દિસે!"

આ રીત ચંદુલાલને આપી દિલાસો જે તમે,
નિજ હાર્દ દાખ્યું પત્રમાં મહાયોગીરાજતણે ક્રમે;
ધારિષ્ટપણું દઢ એથી આપનું રાય દશરથથી ઘણું—
દેખી સુમૈત્રીમાટ ઉત્સુક મન થયું છે મુજતણું.

માટે અહો! સુગુલાબદાસ, સુગંધગુણકેરા ભર્યા,
કંટક ન દેખું આપમાં, છો હૃદય ગણપતને ઠર્યા;
તેથી સમાગમ ચાહું છું શુભ આપનો ઉત્સાહથી,
માગું છું મૈત્રી આપની શાતા થવા ભવદાહથી.

દોહરા.

૮ ૩ ૯ ૧
સંવત વસુ ગુણ ગ્રહ શશી, જ્યેષ્ઠ માસ સુખકારી;
કૃષ્ણ છઠે જન્મ્યો જમુ, પૂર્વતણો સંસ્કારી.
૮ ૫ ૯ ૧
સંવત વસુ શર ગ્રહ શશી, ફાલ્ગુન તણી અમાસ,
એ દિન તે જગથી જઇ, પોહોંચ્યો પ્રભુ આવાસ.

પરબ્રહ્મમાં જે ભળ્યો, જાણ્યું એમ અવિવાદ;
તો તેને ગણપત અહીં, દે શો આશીર્વાદ?

આવા યુવાન પુત્રરત્નના મરણનો શોક કેટલો લાગવો જોઇએ, પણ આ જ્ઞાની પુરુષને તે સંબંધી લેશ પણ ક્લેશ થયો નહોતો. એજ જ્ઞાનની ખરી પરીક્ષા અને ખરૂં ફળ.

છેવટની યાદગીરી તરીકે સંવત ૧૯૫૮ ના અષાડ મહિનામાં મુ. કાકાજીએ આ સાથે આપેલું "ज्ञानविलास यंत्र" અને તેની 'समज' તૈયાર કર્યાં હતાં. આ યંત્ર એઓએ મેળવેલા અનુભવની પરિસીમા બતાવે છે. વેદાંતજ્ઞાનનું મુખ્ય રહસ્ય એ યંત્રમાં સમાયેલું છે.

મારાં માસીના છોકરા ભાઇ નાનાલાલ નરભેરામ ચીનીવાળા (હાલ સ્વર્ગસ્થ) મુ. કાકાજી પાસે એક વખત વેદાંત શ્રવણ માટુંગાના બંગલામાં કરતા હતા તે વખતે પોતાના સ્વરુપમાંથી સ્કુરણરૂપે જગતનો ઉદ્ભવ કેવી

૨. બ્રહ્મચર્ય.

રીતે થાય છે તે સમજાવતાં આ યંત્રની યુક્તિ એમને સૂઝી આવી અને તે યોગ્ય લાગ્યાથી થોડીક પ્રતો એની કઢાવી મિત્ર મંડળમાં વહેંચી.

ॐ

## ज्ञानबिलास यंत्रनी संक्षिप्त समज.

सहस्त्रशीर्षा पुरुषः सहस्त्राक्षः सहस्त्रपात् ।

स भूमिं विश्वतो वृत्वात्यतिष्ठद्दशांगुलम् ॥ १

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ॥ २

मय्येव सकलं जातं मयि सर्वं प्रतिष्ठितम् ।

मयि सर्वं लयं याति तद्ब्रह्माद्वयमस्म्यहम् ॥ ३

૧. **અર્થ**:-જેને હજારો મસ્તકો છે, હજારો આંખો છે, હજારો પાદ છે, તે પુરુષ જગત્‌ને બધી તરફથી આવૃત્ત કરી દશ આંગુળ દેશ વધારે રોકી રહ્યો છે.

૨. મૂળ ઉપર, શાખા નીચે, એવું (સંસાર) વૃક્ષ, જેને અનાદિ કહે છે.

૩. મારામાંજ સર્વ ઉત્પન્ન થયું છે, મારામાં સર્વ સ્થિત છે, મારામાં સર્વ લય પામે છે, તે અદ્વય બ્રહ્મ હું છું.

આ ત્રણે વાક્યોનો એકત્ર અર્થ કરી ટુંકમાં વિવેચન કરવું વધારે સુગમ હોવાથી તે અર્થ નીચે આપ્યો છેઃ—

પરમાત્મામાંથી સર્વ જગત્ ઉત્પન્ન થયું છે, પરમાત્મામાં સ્થિતિ કરી રહ્યું છે,તેથી "सहस्त्रशीर्षा" વગેરે સર્વ વિવર્તરૂપ પરમાત્માજ છે. પરમાત્મા વિશ્વને દશાંગુળ પરિમાણ વિશેષ વ્યાપ્ત થઇ રહ્યા છે. વિશ્વરૂપી વૃક્ષનું મૂળ ઉપર છે, શાખા નીચે છે ( **અધ્યારોપદર્શન** ). સર્વ વિશ્વ મારામાંજ લય થાય છે ( **અપવાદદર્શન** ).

**उत्पत्तिः**

આદિ **નિરવકાશસ્વરુપ**માંથી '**અહં**'=અવકાશરુપ સ્ફુરણ થયું. '**અહં**' **અતાંજ** '**નઅહં**'='**ઇદંતા**' થઈ; બન્ને સાપેક્ષ છે. એક જ સ્ફુરણ=કલ્પનામાં બે ભાવ થયા-'**અહં**' અને '**ઇદં**'='**પુરુષ**' અને '**પ્રકૃતિ**' ('**ચિદાકાશ-ચિત્તાકાશ**').

**સ્થિતિઃ**

પ્રકૃતિ=માયા ત્રિગુણાત્મક હોવાથી ( સત્વ=શુદ્ધજ્ઞાન, રાજસ=જ્ઞાનાજ્ઞાન-મિશ્રિતક્રિયા, તમ=કેવળ અજ્ઞાન ) તેમાંથી સત્વ-રજ-તમ વૃત્તિઓનો પ્રવાહ ફેલાયો, અને પંચ તન્માત્રા ( શબ્દ-સ્પર્શ-રુપ-રસ-ગંધરૂપ વિષયોની ઇચ્છા )



# श्रीज्ञानविलासयंत्र.



अखंड एकरस चैतन्य=निरवकाश स्वरूप=परमात्मा.

परिच्छिन्नजगदाभास=भूताकाश=मायाविशिष्ट परमात्मा.

क: { अह स्फुरण=अवकाश= / चिदाकाश=साक्षि=तुर्य=पुरुष }

ख: { स्फुरणइदंरूप=माया=प्रकृति= / अंतःकरण=चित्ताकाश. }

कल्पना.

...... सात्त्विकशांतवृत्ति.

—— राजसीघोरवृत्ति.

▬▬ तामसीमूढवृत्ति.

चिद्विलास

Utkrista Mudranalaya, Ahmedabad

યોગે સ્વપ્નવત્ **જગદાભાસ** દેખાયો. ( સાત્વિક વૃત્તિ પ્રકાશરુપ, રાજસી ગતિરુપ અને તામસી મોહ અંધકારરુપ. ) **ભૂતાકાશ** જેમાં આ આખું વિશ્વ સમાયું છે.

**ऊर्ध्वमूलमधःशाखः**

'**ઊર્ધ્વં**'=ઉંચું, ઉત્તમ અને નિર્મળ; '**અધઃ**'=નીચ અને અશુદ્ધ; '**અહં**' સાક્ષી પુરુષ નિર્મળ છે. '**ઇદં**' પ્રકૃતિ તત્કાર્ય અશુદ્ધ છે માટે મૂળ ઉપર, શાખા નીચે કહ્યું છે.

**लयः**

રાજસી વૃત્તિઓ કામ વિષયોની ઇચ્છા આદિક ઉત્પન્ન કરે છે. તામસી વૃત્તિઓ તેને સહાય થઈ મોહરૂપી આવરણ દ્વારા જગત પદાર્થોની સત્યતા ભાસવે છે. જ્યારે **વૈરાગ્ય** અને **બોધ**ના યોગે રાજસી તામસી વૃત્તિઓનો પરાભવ થઈ, સાત્વિક વૃત્તિઓ જય મેળવે ત્યારે તે શાંત વૃત્તિએ કરી પોતાનું મૂળ જે **શુદ્ધ** અહં તેનું "अहं ब्रह्मास्मि" મહા વાકયનો અર્થ સમજતાં ભાન થઈ, તેજ ક્ષણે મારી **નિરવકાશ પરમાત્મા** સાથે એકતા છે એવો નિશ્ચય થાય છે અને એ નિશ્ચય અઢળ છે ( અપવાદદર્શન ). આવી પ્રતીતિનો ઉદય થયો એટલે જગત્ દર્શન સમયમાં પણ જગત્‌ને પોતાનુંજ વિવર્ત જાણી હર્ષ-શોક રહિત વિચરે છે. આજ જીવનમુક્ત સ્થિતિ, જેમાં વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ, અને લયનું યથાર્થ જ્ઞાન હોઈ પોતાના **અદ્વયસ્વરૂપથી** ચ્યુત થતો નથી.

આ યંત્રનું સ્વરૂપ સમજી પોતામાં એ રચના બની રહી છે તેનો અનુભવ કરવો.

**ગુરુ** કૃપા પ્રસાદથી, **લાભ** અલભ્ય થાય,
**બન્ધન** સૌ ભવનું ટળે, **દારૂણ** દુઃખ ભૂલાય;
**સત્ય** સ્વરૂપ વિલોકતાં, [1]**ગોકુળ** તો વશ થાય,
**વર્ધન** આત્માનંદનું, **દાસ** હૃદય ઉભરાય.

સંવત્ ૧૯૫૮ અષાડ શુદ ૧૫.

॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

## ૧૩. અવસાન.

**આ**ગળ જણાવ્યા પ્રમાણે તા. ૧ લી એપ્રિલ સને ૧૯૦૩ ને દિવસે નોકરીનું રાજીનામું આપવાનો વિચાર સર્વના આગ્રહથી માંડી વાળવો પડયો, ત્યારથી પેન્શન લઇ રિટાયર થયા પછીનો સમય કયા સ્થાનમાં કાઢવો તે સંકલ્પ પિતાશ્રીના ચિત્તમાં કવચિત્ કવચિત્ ઉઠતો હતો. કોઇ નદીના

---
૧ ગોકુળ=ઇંદ્રિયસમૂહ

કિનારાપર એકાંતવાસ હોય તો અનુકુળ થઈ પડે એમ લાગતું. નોકરીના સંબંધમાં આખા મુંબઇ ઈલાકામાં એમનું ફરવું થયેલું અને ઘણી રમ્ય જગાઓ જોયેલી, પણ આખર વિચાર કરતાં એમ લાગ્યું કે, તાપી નદીના કિનારાપર કોઈ એકાંત સ્થાન મળે તો અનુકુળ થઇ પડે. તેવી જગા શોધી કાઢી ત્યાંનો અનુભવ લેવાના ઇરાદાથી તેમજ ઠાકોરભાઈ ( દાદાજી પરમાનંદદાસના વચલા પુત્ર ) ઉપરના તા. ૩ જી એપ્રિલ સને ૧૯૦૩ ના પત્રમાં નીચે મુજબ જણાવેલાં કારણોથી બેલગામથી સુરત બદલી કરાવવાનો વિચાર એમના ચિત્તમાં ઉત્પન્ન થયો.

"રિટાયર થયા પછી એક વર્ષ સુરતમાં રહેવું, એમ બે ત્રણ કારણોથી અવશ્ય
"જણાય છે. એક તો તમારી બા તથા કાકીને સત્સમાગમની અપેક્ષા છે તેનો લાભ
"આપવો અને સગાંવહાલાં તથા ન્યાતિલા સાથેનો સંબંધ દૂર રહેવાથી ઘણા દિવસથી મંદ
"પડી ગયો છે તે વધારવો; તેમજ ત્યાં રહેવાથી તમને પણ વધારે સુગમતા થાય."

ઠાકોરભાઇ તેજ વર્ષે એલ. એલ. બી. ની પરીક્ષામાં પસાર થયા હતા અને પિતાશ્રીની ઇચ્છાનુસાર સુરતમાં વકીલાત કરવા આવ્યા હતા, પણ ત્યાં તેમને જોઈએ તેવું ગોઠતું નહોતું, તેથી ઉપલાજ પત્રમાં નીચે પ્રમાણે એમના પર લખ્યું હતું:–

"તમારો ફાયદો અને કુટુંબની સગવડ તમારા સુરતમાં રહેવાથી થશે એમ લાગવાથી
"તમારે સુરતમા વકીલાત કરવી એવા નિશ્ચયપર હું આવ્યો છું; પણ તે સિદ્ધ ક્યારે થાય
"કે વાત તમારા મનમાં ઉતરે અને ઉમેદથી હામ ભીડી ટકીને પ્રયત્ન કરો ત્યારે. તમારૂં
"મન ડગમગ થતું હોય તો જેણી તરફ મન લાગે તે રસ્તે જવું. ઉત્સાહપૂર્વક કામ થાય
"તેમાંજ યશ આવે છે.

ઠાકોરભાઇને વળી રૂબરૂમાં પણ પિતાશ્રીએ કહેલું કે, તમે સુરતમાં ઘર માંડશો તો હું પણ પેન્શન લીધા પછી તે તરફ આવવાનો વિચાર કરીશ.

આ સર્વ કારણોથી પોતે બેલગામથી બદલી કરાવી તા. ૧૪ મી જુલાઇ સને ૧૯૦૩ ને દિવસે સુરત આવ્યા.

શહેર બહાર રહેવાની ઈચ્છા હોવા છતાં બંગલા વગેરેની કાંઈ બરાબર તજવીજ ન થવાથી પોતાને "ગોપીપૂરા કીરપારામ મહેતાવાળા ઘરમાંજ આવી રહેવું પડયું. બેલગામમાં બિલકૂલ એકાંતમાં રહેલા, તેથી એમને ઘરમાં જરા પણ ગોઠતું નહિ, અને પોતાના નિત્ય નિયમમાં પણ ખલેલ પહોંચતું, તેથી ચિત્ત વ્યગ્ર થઇ ગયું. વરસાદના દિવસો હોવાથી બંગલાની વ્યવસ્થા પણ તાબડતોબ થઈ શકે એવું નહતું. બેલગામની ઠંડી હવામાંથી ગરમ હવામાં એકદમ આવવાને લીધે રાતના નિદ્રા પણ ન આવે, તે છતાં પોતે સ્નેહીઓના આગ્રહથી કથા વગેરેનો નિત્યક્રમ શરૂ કર્યો.

નિત્ય શ્રીયોગવાસિષ્ઠની કથા ચાલતી હતી. સપ્ટેમ્બર મહિનાની આખર સુધી લગભગ આ ક્રમ ચાલુ રહ્યો. કથા દરમ્યાન પોતે જે વિવેચન કરતા, તે રા. માણેકલાલ ચુનીલાલ સુતરીયા, એમ. એ. એલ. એલ. એમ. નોંધી લેતા, અને તેમણે "બોધામૃત" નામના પુસ્તકમાં તે સર્વ છપાવી બહાર પાડયું હતું. પાછળથી તે "અંતિમ જ્ઞાનવાણી" નામે પુસ્તકમાં છપાયું અને હાલમાં આ પુસ્તકના ત્રીજા ભાગ તરીકે લેવામાં આવ્યું છે.

સપ્ટેમ્બર મહિનાની તા. ૨૦ મીથી એમને બંધકોષની બિમારી થઈ અને યકૃત્ ( લીવર ) માં સહેજ બગાડો થયો. પોતે યોગાભ્યાસી હોવાથી શરીરની પ્રકૃતિમાં શું ફેરફાર થયો છે તે ઘણું ખરૂં સમજી શકતા અને તે તે વિક્રિયાને અનુસરતી યોગક્રિયાઓ વડે શરીરને ઠેકાણે લાવતા; પણ આ વખતની બિમારીની જડ હાથમાં આવી નહિ, અને પોતે જે કુદરતી ઉપાયો લીધા તે સર્વ વ્યર્થ ગયા. ડા. રામલાલ (હાલમાં સ્વર્ગસ્થ)ની દવા લેવા માંડી અને તેજ વખતે ડાકટરને કહ્યું કે, " મને અત્યાર સુધીમાં આવી હઠીલી બિમારી આવી નથી, અને જ્યારે આ આવી છે ત્યારે મને જણાય છે કે, It will either end in my civil or natural death ( એથી મારૂં નોકરીમાંથી મુક્ત થવું અથવા તો મૃત્યુ બેમાંથી એક થશે ). બે દિવસ દવા લીધા બાદ એકદમ કમળાની અસર જણાઇ અને તે દિનપ્રતિદિન વધવા લાગી; તે ઉપરથી પોતે રા. ( હાલમાં સ્વર્ગસ્થ ) નગીનલાલ માણેકલાલ હકીમજીને સુરત તેડાવ્યા, અને આશરે દશ દિવસ સુધી ઉપચારો કીધા, પણ કાંઇ ફાયદો જણાયો નહિ, તેથી પોતે એકદમ ૧૮ દિવસની ચઢેલી રજા તારથી મંગાવી અને તા. ૪ થી અકટોબરથી ઘેર રહ્યા. સ્ટેશન પાસે વરાછાના રસ્તાપર સ્વ. જગન્નાથ ઇચ્છારામના બંગલામાં રહેવા લાગ્યા અને ડા. દીનશા એદલબહેરામની દવા ચાલુ કીધી.

અન્ન બિલકૂલ લેવાતું નહોતું અને તબિયતમાં કોઈપણ રીતે સુધારો માલમ પડતો નહોતો. આ બિમારીમાંથી સારા ન થતાં દેહની સમાપ્તિનો સમય નજીક આવ્યો છે એવું લાગવાથી પિતાશ્રીએ તા. ૧૨મી અકટોબરની સવારમાં અંધારામાં, આગલી રાતના મન સાથે વિરક્ત દશામાં રહેવાનો નિશ્ચય કર્યો હોય તેમ મૂછ વગેરે મુંડાવી નાખ્યાં, અને પોતાના નિત્ય નિયમ પાઠ ધ્યાન વગેરે આટોપ્યા બાદ બહાર કઠેરામાં આવી આરામ ખુરસીપર બેઠા. તેજ દિવસે સાત દિવસની કિરકોલ રજા લઇ હું અમદાવાદથી સુરત આવ્યો હતો અને છોટુભાઇ પણ તેજ દિવસે મુંબઈથી આવી પહોંચ્યા હતા. મૂછ વગેરે કેમ મુડાવ્યાં તે સંબંધી પૂછવાનો અમે એમની સામે બેઠા વિચાર કરતા હતા એટલામાં પોતેજ અમારા અંતરનો ભાવાર્થ સમજી જઇ હસી

બોલી ઉઠયા કે, "અત્યાર સુધી આ મૂછનો ભાર હતો તે આજે દૂર કર્યો છે અને બંધનથી છૂટયા. આજેજ નોકરીનું રાજીનામું મોકલી આપવાનો નિશ્ચય કર્યો છે; સંસારમાં મારે જે કર્તવ્ય કરવાનું હતું તે સર્વે કરી લીધું, હવે બાકી કાંઈ રહ્યું નથી. મરજીમાં આવે તે સ્થળે અને પરદેશમાં હવે વિચરવાને કાંઈ હરકત નથી." આટલું પોતે બોલ્યા તે ઉપરથી અમારી મુખમુદ્રા સ્વાભાવિક રીતે ખિન્ન થઇ તે જોઈ પોતે કહ્યું કે, "તમારે કોઇ પણ રીતે દિલગીર થવાનું કારણ નથી, કેમકે શિરછત્ર છે ત્યાં સુધી તમારાં ભાગ્ય ઢંકાયેલાં રહ્યાં છે તે હવે ખુલવાનો સમય આવ્યો છે." આટલું બોલી ટેબલ પર જઈ નોકરીનું રાજીનામું લખી, તે દિવસે રવિવાર હોવાથી બીજે દિવસે મોકલી આપ્યું, અને વ્યવહાર સંબંધી જે કાંઈ સૂચનાઓ આપવી હતી તે સર્વે છોટુભાઇને આપી દીધી, કારણકે એઓજ એ સર્વ કાર્ય સંભાળતા હતા.

બીજે દિવસે એક પત્ર પોતાને હાથે બેલગામ રા. (હાલમાં સ્વર્ગવાસી) આબારાવ રામચંદ્ર સાવંતને મરાઠીમાં પિતાશ્રીએ લખ્યો તેનો તરજુમો આ પ્રમાણે છે:—

"સુરત, તા. ૧૩-૧૦-૧૯૦૩, સોમવાર.

"પ્રિય આબારાવ,

"આપના બન્ને પત્રો પહોંચ્યા. * * * મારી પ્રકૃતિ તા. ૨૦મી સપ્ટેમ્બરથી "હેરાન છે. તા. ૩જી અકટોબર સુધી તો જેમ તેમ કામ કરતો રહ્યો. તા. ૪ થીથી "૧૮ દિવસની રજા લીધી છે. દસ્ત સાફ થતો નથી; જઠરાગ્નિ અતિમંદ થવાને લીધે "ખાવાપીવાનું ઘણું સૂક્ષ્મ થયું છે; આખા શરીરે કમળો થઇ ગયો છે; શરીર શુષ્ક "અને નિર્બળ થઇ ગયું છે; રજા પૂરી થતા કામપર જવા જેવી સ્થિતિ થશે એમ "લાગતું નથી, તેથી નોકરીનું રાજીનામુ મોકલી આપવાનો નિશ્ચય કીધો છે; તા. ૨૨ મી "પહેલા મોકલી દઇશ.

"ત્યારપછી જો શરીરસ્થિતિ રહેશે તો હરદ્વાર, હૃષીકેશ-ગંગા કિનારે કેટલોક "વખત એકાંતવાસ કરવાનો મનોદય છે. ત્યા માગશર માસ પહેલાં જવું ઠીક નહિ. તે "દરમ્યાન જો તમારા સર્વની ઇચ્છા હશે અને આકર્ષણ થશે, તો બેલગામ આવી થોડા "દિવસ નિવાસ કરીશ. હવે જો શરીરસ્થિતિ રહેશે તો વિરક્ત દશામાં જશે એમ લાગે "છે. સ્વામી પ્રકાશાનંદ અહીંઆ આવ્યા છે; પ્રેમપૂર્વક સેવા કરે છે; તેમણે અહીંઆ "આવ્યા ત્યારથી શાંતિ મૌન ધારણ કરી પોતાની ભક્તિ પ્રદર્શિત કરી છે. માધવરાવ, "કૃષ્ણાજીપંથ, સ્વામી રામાનંદ, એમને કહેવું કે તમારા પત્રો આવ્યા છે. શરીરની "અસ્વસ્થતાને લીધે ઉત્તર લખ્યો નથી. તમે જ્ઞાનામૃતથી તૃપ્ત છો, બાકી કાંઇ નથી, તેને "લીધે સંયોગ વિયોગમાં હર્ષશોક રહિત છો.

"લિ. લલ્લુભાઇ."

" તા. ૬.—

" રાજીનામું આજેજ મોકલી આપ્યું છે. "

તેજ દિવસથી એમના વર્તનમાં દેખીતો ફરક માલમ પડવા લાગ્યો. સંસાર સંબંધી કોઈ પણ બાબત વિષે સહેજ ઉચ્ચાર પણ કરતા નહિ, તેમજ તે વિષે કોઇ વાત કરતું ત્યાંથી પણ પોતે ઉઠી જતા, અથવા અણગમો બતાવતા. પાંજરામાંથી સિંહ છૂટો થઇ વગડામાં જાય તેને જેવો આનંદ થાય, તેજ પ્રમાણે સંસારબંધન સર્વ ત્યાગ કરવાથી પોતાનું ચિત્ત હમેશાં પ્રફુલ્લિત રહી આનંદ થતો, અને જાણે પોતાનો દેહ પડવાની પોતાને અગમચેતી થઇ હોય તે પ્રમાણે સર્વ તૈયારી કરતા હતા.

ડા. દીનશા દવા લેવાનો ઘણોજ આગ્રહ કરતા તોપણ બરાબર લેતા નહિ અને કહેતા કે, " અમે તો પ્રારબ્ધ ઉપર ભરોસો રાખનારા છીએ; જે ભોગો ભોગવવાના છે, તે ભોગવ્યા સિવાય છૂટકોજ નથી; તમારી દવા લેવાથી તે કાંઇ મિથ્યા થવાના નથી. " આ પ્રમાણે કહી ડાક્ટર સાહેબનું સમાધાન કરતા અને દવા લેવાનો અણગમો બતાવતા. ડાકટરને કહેતા કે, " મારી પ્રકૃતિ વિષે પૂછવાનું છોડી દઇ કોઈ સારો પ્રસંગ કાઢો કે તેનાપર વિવેચન થાય. " ડા. દીનશા પણ થિયોસોફિકલ સોસાઇટીના સભાસદ હોવાથી અધ્યાત્મ વિષયમાં પ્રવીણ, અને તે વિષયપર પિતાશ્રીના મુખથી સાંભળવાને ઉત્સુક હતા, તેથી રોજ તેઓ અને સ્વ. હીરાલાલ નરોતમદાસ બપોરે બે વાગતા પછી આવતા અને છેક સાંજ સુધી તેમની સાથે પિતાશ્રીનું વેદાંત વિષયપર ભાષણ ચાલતું. આ પ્રસંગે અનુભવના એકએક એવા ઉદ્ગારો નીકળતા કે શ્રવણ કરનારાની આંખમાંથી આનંદાશ્રુ પડતાં. રોજ સાંજના ઘણા જણા ખબર લેવા આવતા, પણ તેમાંના કોઇની એમની પ્રકૃતિ સંબંધી હકીકત પૂછવાની હિંમત ચાલતી નહિ. કદાચ કોઈ પૂછતું તો કહેતા કે, " તદન સારી છે, મને કાંઈ પણ થયું નથી. " કોઇ કાંઇ પણ પરમાર્થ સંબંધી પ્રશ્ન કરતું તો તેના ઉત્તમ રીતે ઉત્તર આપતા, પણ બીજા વિષયપર કોઇ વાતો કરે ત્યારે મૌન ધારણ કરતા. આ પ્રમાણેનું વર્ત્તન ફક્ત બહારના મળવા આવતા તેની સાથેજ નહિ, પરંતુ કુટુંબનાં સર્વ સાથે રાખતા.

અન્ન લેવામાં આવતું નહોતું, ને શરીરમાં બેચેની ઘણી રહેતી. દિનપ્રતિદિન અશક્તિ પણ વધતી હતી, તે છતાં પોતે શારીરિક કષ્ટની કાંઈ પણ દરકાર રાખ્યા સિવાય આનંદમાં રહેતા અને પોતાનો નિત્યક્રમ કર્યાં જતા.

પોતે તરતજ કપડાં પણ બદલી નાખ્યાં. લાંબી કફનીઓ કરાવી અને ટોપીઓ પણ સફેદ શીવડાવી, અને પછી તેનોજ બહાર ફરવા જતી વખત

પણ ઉપયોગ કરવા લાગ્યા. સર્વે પહેરવા ઓઢવાની ચીજ નવીજ બજારમાંથી મંગાવી વાપરતા. જૂની કોઇ વસ્તુનો ઉપયોગ કરવામાં આવતો તો અત્યંત અણગમો બતાવતા. એ સંબંધમાં કોઇ પૂછતું તો કહેતા કે, "નોકરીમાં હતા ત્યાંસુધી તો સર્વ કાંઈ ડોળ રાખવો પડતો, પણ હવે નોકરીનું બંધન તો છુટી ગયું–સારૂં દેખાશે કે ખોટું તે પણ કાંઈ રહ્યું નહિ–તો પછી મરજીમાં આવે તેવા સાદા વેશે ફરવાને શી હરકત છે?" કોઇની પણ એમની આગળ બોલવાની હિંમત ચાલતી નહિ. બોલતાં વાર એવી રીતનો ઉત્તર મળતો કે પૂછનારનું મૂખજ બંધ થઇ જતું.

સ્વામી શ્રીપ્રકાશાનંદજી એમની સેવામાં રાતદિન તત્પર રહેતા અને બપોરનો સમય એમની પાસે શ્રીઆત્મપુરાણ આદિ ગ્રંથ વાંચતા હતા. એક દિવસ આ પ્રમાણે અધ્યયન ચાલતું હતું તે દરમ્યાન પોતે બોલી ઉઠયા કે, "સ્વામી, અભી યહ પુસ્તકકાભી અધ્યયન કાહેકું ચાહીયે? બહોત વાંચા ઓર અભ્યાસ ભી કિયા; અભી તો ઉસકા અનુભવ લેનેકા વખ્ત આયા હૈ; અબ સબ પુસ્તક રખ દો; કીસીકી જરૂર રહી નહિ; અબ તો અંતરકી મોજમેં પડે રહેવે."

સ્વર્ગવાસી ભીમભાઇકાકા પિતાશ્રીના પરમ મિત્ર થતા હતા, તેથી પોતે દિવાળીના તહેવારોમાં અમદાવાદથી મળવા પધાર્યા હતા. ધનતેરશને દિવસે સાંજે ચાર વાગે પોતે, રા. મધુવચ્છરામ, (હાલમાં સ્વર્ગવાસી) ડા. રામલાલ, રા. (હાલમાં સ્વર્ગવાસી) અનુપરામ વગેરે મંડળી સહિત દરાછાને બંગલે આવ્યા. વાત કરતાં મુ. ભીમભાઈકાકા કહેવા લાગ્યા કે, "લલ્લુભાઈ! તમારા જેવા પુરુષે તો આમ એકાંતવાસમાં રહેવાનો નિશ્ચય કરવા કરતાં હાલના નવા ઉધરતા તરૂણોને તથા બીજાઓને પોતાના જ્ઞાનનો ઉપદેશ કરવા બહાર પડવું જોઇએ કે સર્વ કોઈને તમારો લાભ મળે." તેના ઉત્તરમાં પોતે કાંઈ ન બોલતાં મૌન રહ્યા.

ઘણા પ્રસંગોપર વાતચીત થતાં એકમાં પિતાશ્રી બોલી ગયા કે, "મોટા-ભાઈ ત્રીજે વર્ષે આસો મહિનામાં ગુજરી ગયા. નાનાભાઇ ગયે વર્ષે આસો મહિનામાંજ ગયા; અને સહુથી નાનો હું રહ્યો, તે આ વર્ષે આસો મહિનામાંજ બિમાર પડયો છું, તેથી હવે મારી વારી આવી છે તેમાં હું કોઈપણ રીતે ગભરાતો નથી; હું તો તૈયારજ છું અને આ ક્ષણે મરણ આવે તોપણ મને તેનો ભય અથવા ચિંતા નથી." મુ. ભીમભાઇકાકાએ તેના ઉત્તરમાં કહ્યું કે, "એવો એવો વહેમ શું રાખો છો? આ બંગલો ઠીક નથી માટે લાઈન્સમાં મારી સાથે ચાલો, ત્યાં કોઈ બંગલો પસંદ કરી રહેવાનો વિચાર કરીએ."

પોતે કહ્યું કે, " મારે કાંઈ પણ તૈયારી કરવાની નથી, ચાલો. " તરતજ કફની સાથે લઇ લીધી, અને સ્વામી પ્રકાશાનંદજીને પોતાનું કમંડળુ લઈ સાથે આવવાનું કહી મુ. ભીમભાઈકાકા સાથે ગાડીમાં બેસી, પાઘડી લુગડા ત્યાગ કીધાં હતાં તેથી બદન ટોપી સાથેજ, લાઈન્સમાં ગયા, ત્યાં સરસવાળાનો બંગલો પસંદ કરી રહેવાનો વિચાર રાખ્યો.

મુ. ભીમભાઈકાકા વગેરે મંડળ એમને અને સ્વામીજીને સરસવાળાના બંગલામાં રાખી ચાલ્યું ગયું. તે વખતે ત્યાં રાતના સુવા વગેરેની જોઈએ તેવી વ્યવસ્થા નહોતી તોપણ તેની પોતે દરકાર કરી નહિ. ઠાકોરભાઈ, નાનુભાઈ વગેરે સાથે ગયા હતા તેમને સામાન કાંઈ લાવવાની જરૂર હોય તો સવારે લાવજો એ પ્રમાણે કહી આખી રાત સ્વામી તથા પોતે ત્રીજે માળે પડી રહ્યા. પ્રાતઃકાળમાં પાંચ વાગે ઉઠી કફની તથા ટોપી પહેરી સ્વામી પ્રકાશાનંદને સાથે લઇ શ્રીરામનાથ ઘેલા ચાલતા ગયા, અને સર્વ ક્રિયા ત્યાં આટોપી આશરે નવ વાગતાને સુમારે પોતે પાછા ફર્યા; પણ થાકી ગયેલા હોવાથી ચાલવાની હિંમત ન રહી તેથી ગામમાંથી કોઈ બ્રાહ્મણની ગાડી મંગાવી સડક સુધી આવ્યા. એટલામાં ત્યાં આગળ ઘરની ગાડી મળી ગઈ તેમાં બેસી બંગલે આવ્યા. મુ. ભીમભાઇકાકા તે સમયે બંગલે આવ્યા હતા તેમની સાથે હસીને બોલ્યા કે, " આજ એક ધોતીયાથીજ ચલાવી લીધું. "

ઘરની સર્વ મંડળી તથા મુ. ભીમભાઇકાકા, ડા. રામલાલ, ડા. દીનશાજી રા. રૂપશા, રા. તારાચંદ વગેરે મિત્રમંડળ રોજ સાંજના ખબર લેવા આવતું હતું. તેમની સાથે વેદાંત વિચાર સિવાય બીજી કોઈ પણ જાતની વાતચીત કરતા નહિ. આ વિષયપર કલાકના કલાક બોલતા તેમાં એમને જરા પણ થાક લાગતો નહિ. દિવાળીને દિવસે સાંજના બગીચામાં બેસી હમેશ મુજબ વિવેચન કરતા હતા; તે દરમ્યાન પોતે કહ્યું કે, " જુઓ એક. સિવાય બીજી વસ્તુજ નથી; જેટલા આંકડા છે તે એકજ છે. દાખલા તરીકે આપણે તમે સર્વે સાથે બાંક ઉપર બેઠા છીએ ત્યાંથી ગણવા માંડીએ. એક, બે–બે ક્યાં છે ? જોઇએ છીએ તો આપણે એક છીએ તેનેજ બે કહીએ છીએ. એજ પ્રમાણે આખા જગત્‌માં ચેતનસ્વરુપ પરમાત્મા સિવાય બીજું કાંઈજ નથી. " વળી વધારે વિવેચન કરતાં પોતે બોલ્યા કે, " ગમે તેવી મોજમજામાં આપણે હોઇએ, ગાયન સાંભળતા હોઈએ, અને જ્યારે તેનો કંટાળો આવે ત્યારે આપણને શાની ઇચ્છા થાય છે ? નિદ્રાની. કારણ, સુષુપ્તિ અવસ્થામાં અત્યંત સુખ હોય છે. વિષયાનંદમાં જો સુખ હોય તો તેના પર કંટાળો ન આવે અને બીજા સુખની ઇચ્છા ન કરીએ; પણ જેને આપણે સુખ કહીએ

છીએ તે જુદીજ વસ્તુ છે અને તનો ચિરકાળ અનુભવ વિષયોમાં નહિ પણ બ્રહ્માનંદમાં મળે છે.”

આજ સમયે પોતાને બેલગામમાં આવેલાં બે સ્વપ્નાંની હકીકત પિતાશ્રીએ કહેલી, તે નીચે પ્રમાણે છેઃ–

“આશરે ચાર પાંચ વર્ષ ઉપર હું બેલગામમાં હતો, તે સમયે મને એવું સ્વપ્ન આવ્યું, કે જાણે મારા ઉપર મોટું કષ્ટ આવી પડયું છે, મને શૂળી-પર ચઢાવવા લઈ જાય છે, અને મારો દેહાંત સમય ઘણો નજીક આવ્યો છે. તે વખતે મારૂં અંગ કંપવા લાગ્યું, અને મને ગ્લાનિ ઉત્પન્ન થઈ. એવો વિચાર આવવા લાગ્યો કે, ‘હજુ મારો સંસાર કાચો છે, માટે થોડો વખત ઇશ્વરકૃપાથી હું વધારે જીવ્યો હોત તો સારૂં થાત.’ આવો વિચાર થતાંજ આંખ ઉઘડી ગઈ, અને તે સ્વપ્નામાં જોયેલો ચિતાર આબેહૂબ મારી દૃષ્ટિ આગળ ખડો થયો. તે ઉપરથી મારી ખાતરી થઈ કે હજુ મારો દેહાધ્યાસ છૂટયો નથી; મારા અનુભવમાં હજુ ન્યૂનતા છે, કારણ કે સ્વપ્નામાં પણ મૃત્યુ આવવાથી મને શોક ઉત્પન્ન થયો. તે દિવસથી દેહાધ્યાસ છોડવાનો મેં વધારે પ્રયત્ન કરવા માંડયો, અને મેં સંપાદન કીધેલું જ્ઞાન મારા ચિત્તમાં વધારે દૃઢ કરવા લાગ્યો. આ પ્રમાણે હું પૂર્ણ આનંદનો અનુભવ લેતો હતો, તેવામાં ઉપરનો બનાવ બન્યા પછી આશરે વર્ષ દિવસે એક રાત્રિએ મને એવુંજ પાછું ભયંકર સ્વપ્ન આવ્યું. મારો દેહાંતકાળ સમીપ આવ્યો છે એવી પ્રતીતિ થઇ. તે સમયે મને ગ્લાનિ ઉત્પન્ન થવાને બદલે ઉલટો આનંદ થવા લાગ્યો, અને મનમાં વિચાર થયો કે, ‘મેં મારૂં દુનિયાદારીનું સર્વ કર્તવ્ય કરી લીધું છે, કાંઈ પણ કરવું બાકી રહ્યું નથી; આ દેહ મિથ્યા છે, કોઈ દિવસ પણ પડવાનોજ છે, માટે ભલે પડો; ઉપાધિ રહિત થઈ હું મારા સ્વરૂપમાં મળું છું.’ એવાજ આનંદમાં ઉલ્હાસથી હું મરણને શરણ થવાને તત્પર થયો. એવામાં આંખ ઉઘડી ગઇ, અને સ્વપ્નાનો વિચાર કરતાં ખાતરી થઈ કે, હવે મારો દેહાધ્યાસ સંપૂર્ણ છૂટયો છે. તે દિવસથી જ્ઞાનદશાનો ખરો અનુભવ અને સુખ હું ભોગવું છું.”

માતુશ્રી સાથે વાત કરતાં એક વખત પોતે કહેવા લાગ્યા કેઃ–“મને એમ લાગતું હતું, કે મારા પહેલાં ચોટલો ચાંલ્લો લઇ તમારૂં જવાનું થાત તો ઠીક; દુનિયાદારીના ક્રમ પ્રમાણે તે યોગ્ય ગણાત; પણ તેમ થવાનો સંભવ હવે મને લાગતો નથી. મારી પછી જવામાં પણ તમારો પોતાનો ફાયદોજ સમાયેલો છે, કારણ કે મારા પહેલાં તમારૂં જવું થાત, તો તમારૂં મન મારામાં રહી જાત, અને મારી સ્થિતિ પાછળથી કેવી થશે, તેની તમને ચિંતા રહેત,

તેટલા માટે આ ઉલટો ક્રમ જે થવાનો સંભવ દેખાય છે તે પણ યોગ્યજ છે, કે તમે પોતે હું કેવી રીતે કેવા આનંદમાં જાઉં છું તે જુઓ અને તે પ્રમાણે બાકી રહેલા કાળમાં તે દશા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરી મારા સ્વરૂપમાં ભળી જાઓ."

પ્રતિપદાને દિવસે મારી રજા પૂરી થવાથી હું સાંજની ગાડીમાં અમદાવાદ આવ્યો. તેજ દિવસે એમણે શ્રીરામનાથ ઘેલાના પૂજારીઓ તથા ગામના બ્રાહ્મણોને જમાડયા. સાંજના કુટુંબનાં સર્વે, પિતાશ્રી અને મુ. ભીમકાકા વગેરે મિત્રમંડળ ત્યાં ગયું હતું, અને થોડો પ્રસાદ લીધો હતો.

કાર્તિક શુદિ ૧ પછી સુરતમાં પિતાશ્રીની તબિયત દિનપ્રતિદિન ક્ષીણ થતી ચાલી, અને અશક્તિ વધતી ગઈ. પોતાથી જવાયું ત્યાંસુધી તો સરસવાળાના બંગલાથી રોજ પ્રાતઃકાળમાં ચાલી શ્રીરામનાથ ઘેલાને ઓવારે સ્નાન કરવા જતા, પણ પછી જઈ શકાયું નહિ. કાંઈ પણ પેટમાં તો જતુંજ નહોતું; દવાનો તો પ્રથમથીજ અણગમો હતો તેથી લેતા નહિ. ડાકટર દિનશા ઘણો આગ્રહ કરે ત્યારે વળી લે. આવી સ્થિતિ થવા લાગી તેથી ઠાકોરભાઇએ ગભરાઈ મુંબઈ તાર કર્યો અને છોટુભાઈ તથા રા. નગીનદાસ રવિવાર તા. ૧ લી નવેંબરની સવારમાં સુરત આવી પહોંચ્યા. પિતાશ્રીની વૃત્તિ પણ સુરતથી બહાર કોઇ પણ ઠેકાણે જવાની થઇ રહી હતી, તેથી એકદમ વિચાર કરી રાતની સાડા દશ વાગ્યાની ટ્રેનમાં છોટુભાઇ વગેરે એમને મુંબઈ તેડી ગયા. સ્વામી શ્રીપ્રકાશાનંદજી પણ સાથેજ ગયા. માતુશ્રી વગેરે બીજે દિવસે ગયાં. મુંબઇ પહોંચ્યા બાદ સાધારણ રીતે બે ત્રણ દિવસ તબિયત ઠીક રહી, તોપણ કંઇ ખવાતું નહિ, તેમજ દવા પણ લેતા નહોતા, કારણ કે દવાથી કાંઈ પણ સારૂં થવાનું નથી એમ ધારી પ્રારબ્ધપર પૂર્ણ ભરોસો રાખી બેઠા હતા. દવા લેવા છોટુભાઇ ઘણો આગ્રહ કરવા લાગ્યા ત્યારે પોતે બોલ્યા કે, Doctors are all impotent; they cannot cure a man (ડાકટરો સર્વે અશક્ત છે; તેઓ માણસને સારો કરીજ શકે નહિ). પોતાનો કહેવાનો તાત્પર્ય એ કે મનુષ્ય જે સારા થાય છે તે કુદરતી રીતેજ થાય છે; ફક્ત ડાકટર લોકો તો કુદરતને મદદ આપે છે. જો ડાકટરોજ મનુષ્યને સારા કરતા હોત તો કોઈ કદાપિ પણ મરત નહિ. તા. ૬ ઠીના પાછલા પહોરના ત્રણ વાગ્યા પછી પોતે એવો નિશ્ચય કરી બેઠા કે હવે પાણી સુદ્ધાં પણ લેવું નહિ. તેનું કારણ તે વખતે તો સમજાયું નહિ, પણ પાછળથી માલમ પડયું કે પોતાને અગમચેતી થયેલી કે મારે હવે ફક્ત ત્રણ દિવસજ જીવવાનું છે, માટે નિર્વાણ પામતાં પહેલાં એ ત્રણ દિવસ 'અનશનવ્રત' ધારણ કરી દેહને શુદ્ધ કરવાની

જરૂર છે. તે પ્રમાણે દઢ નિશ્ચય કરી સર્વ વર્જ્ય કરી પડી રહ્યા. ઘણાઓએ આગ્રહ કીધો પણ પોતાનું વ્રત છોડયું નહિ. તબિયત હતી તેવીજ હતી તેમાં કાંઈ પણ વિશેષ બિગાડ નહોતો, પણ કમળાને લીધે શરીરમાં અગન થતી હતી અને તેથી બેચેની અતિશય લાગતી હતી, પણ તેની દરકાર ન કરતાં ચિત્ત સ્થિર રાખી અંતરદષ્ટિ રાખતા હતા અને તે દરમ્યાન કોઇ પણ કાંઇ વેદાંત સંબંધી વિષય કાઢતું તો થોડું બોલતા. અમસ્તા કોઈ પણ મળવા આવતા તેમને હાથ વડે બહાર જવાનું કહેતા, અથવા પોતાની દષ્ટિ તેમના તરફથી ફેરવી લેતા. આવી અવસ્થામાં પણ પોતાની બુદ્ધિ, મન, અને સ્મરણશક્તિ એટલાં તીવ્ર હતાં કે કાંઇ કહેવાની વાત નહિ.

આ પ્રમાણે પ્રકૃતિ નરમ હોવાથી છોટુભાઇએ શનિવાર તા. ૭ મીએ બપોરના મને તાર કર્યો, તે ઉપરથી હું અને નાનુભાઈ (અમદાવાદથી) રાતની મેલમાં મુંબઇ ગયા અને રવિવારે સવારે જઇ પહોંચ્યા. ઠાકોરભાઈ પણ સુરતથી તેજ દિવસે સવારે આવી પહોંચ્યા હતા.

ઉપર પ્રમાણેની સ્થિતિમાં પોતે વખત ગાળવા લાગ્યા. રવિવાર તા. ૮ મી નવેમ્બરે પોતે કહેવા લાગ્યા કે, "આજે થોડો થોડો વખત એક જાતનું જાણે ઘેન આવતું હોય એમ લાગે છે, અને તે દરમ્યાન જાણે કોઈ રમણીય સ્થાનની અંદર પરમાનંદમાં ઘુમતો હોઉં એવો ભાસ થાય છે. એજ આનંદમાં આજની રાત્રી પસાર થઇ જાય તો ઠીક." પાછલો પહોર થતાં શરીરની વ્યથા વધવા લાગી. કોઈ પણ રીતે ચેન પડે નહિ; અસહ્ય વેદના શરીર ભોગવતું હતું; દુઃખ ઘણુંજ હોવાથી અમે ડાકટરને બોલાવ્યા. પોતે તેમને કહેવા લાગ્યા કે, "પીવાની દવા હું નહિ લઉં, ઉપર લગાડવાની કાંઇ દવા આપવી હોય તો આપો." ડાકટરે ચોપડવાની દવા મોકલી, પણ તેથી તો વેદના વધવા લાગી ત્યારે દવાવાળું કપડું મૂકેલું હતું તે શરીરપરથી ફેંકી દઇ પોતે હસતે મુખે કહેવા લાગ્યા કે, "આ ખરો પરીક્ષાનો વખત છે; આટલી વેદના શરીરને થવાથી મન વિહ્વળ થાય છે, પણ આવી વખતે ખરા જ્ઞાનનો ઉપયોગ છે, અને આ શરીરથી મનને અલગ રાખી તેની વેદનામાં ભાગ ન લેવા દેવો જોઇએ; મનની ખરી કસોટી આ વખતે છે. છેવટનું આ દુઃખ ઘણું અસહ્ય છે, પણ મનને દઢ કરી તે ભોગવી લેવું જોઇએ." આટલું બોલી આવી વેદના થવા છતાં પણ મનને કાબુમાં રાખી પોતાના સ્વરુપમાં જોડવાનો પ્રયત્ન પાછો ચાલુ કીધો. સંધ્યાકાળનો સમય થતાં સર્વને આજ્ઞા આપી કે, હવે તમે વાળુ કરીને સૂઈ જાઓ. મને તથા નાનુભાઇને કહ્યું કે,–"તમારે મેઈલનો વખત થતો હશે માટે અમદાવાદ જવું હોય તો

જાઓ." અમે ઉત્તર આપ્યો કે, "આજે નહિ, આવતી કાલે જઇશું." પોતે કાંઇ બોલ્યા નહિ. રાતના આઠ વાગતાને સુમારે સ્વામી પ્રકાશાનંદજીને કહ્યું કે, "તમે પણ હવે જાઓ." આ પ્રમાણે એકલા પોતે પડી રહ્યા. સ્વામી થોડો વાર બહાર જઇ પાછા ઓરડામાં આવી બેઠા. વેદના વખત જતાં વધતીજ ચાલી, તેમ ચિત્ત વધારે દઢ થઈ પોતાના સ્વરૂપમાં શાંત થતું ચાલ્યું. એમની પાસે રા. નગીનદાસ અને સ્વામી પ્રકાશાનંદજી હતા. રાતના એક વાગ્યાનો સમય થતાં રા. નગીનદાસજીએ પૂછયું કે, "આપની આજ્ઞા હોય તો સ્વામીજી ઉપનિષદ્‌નો પાઠ કરે." પોતે "હા કરવા દો" એમ કહ્યું. સ્વામીએ વાંચવાનું શરૂ કીધું. મુખથી પોતે '**નારાયણ**' નો જપ ચાલુ કીધો. ધીમે ધીમે ઘરની સર્વ મંડળી પણ ઓરડામાં આવી અને આસ્તે આસ્તે ઇશ્વરનામોચ્ચારણ કરવા લાગી. આવી સ્થિતિમાં '**નારાયણ નારાયણ**' કરતાં સોમવાર તા. ૯ ગી નવેંબર સને ૧૯૦૩ (કાર્તિક વદિ ૪) ની સવારના બરાબર ૨–૪૧ મિનિટે ૫૬ વર્ષની ઉમ્મરે ત્રણ પુત્રો અને ત્રણ પુત્રીઓનો પરિવાર પોતાની પાછળ મૂકી દેહનો ત્યાગ કરી સ્વસ્વરુપમાં મળી વિદેહમુકિતને પામ્યા.

ત્રણે બંધુઓએ આ પ્રમાણે વર્ષ વર્ષને અંતરે જે ક્રમે જન્મ્યા હતા તેજ ક્રમથી પોતાના દેહનો ત્યાગ કીધો.

છેવટ સુધી પોતે તદ્દન શુદ્ધિમાં હતા. ઈશ્વરકૃપાથી કુટુંબનાં સર્વ સ્ત્રી પુરુષો ત્યાં હાજર હતાં; કોઇ પણ બાકી નહોતું. સર્વેએ પૂજન કર્યું અને પ્રદક્ષિણા ફર્યા. આ સમયે તે જગાનો દેખાવ કાંઈ અલૌકિકજ લાગતો હતો. કોઇના નેત્રમાંથી અશ્રુનું બિંદુ પણ પડતું નહોતું, કારણ કે પોતે અગાઉથીજ કહેતા હતા કે, "મારે સારૂ કાંઇ પણ શોક કરવાની જરૂર નથી; કારણ કે હું કાંઈ મરતો નથી, પણ સર્વદા જીવતોજ છું. તમે મને મરેલો માનો તો તેમાં તમારૂં પોતાનુંજ દુર્ભાગ્ય છે. તમારા મનમાં કોઇ વખતે એવો વિચાર ઉઠે કે, આ વખત પિતાશ્રી હોત તો સલાહ મળત, તે સમયે મારૂં સ્મરણ કરજો, અને તેમ કર્યા બાદ તમારા મનમાં જે કાંઈ સંકલ્પ ઉઠે તે મારોજ છે એમ ખાત્રીથી માનજો અને તે પ્રમાણે વર્ત્તન કરજો."

પ્રાતઃકાળે અમે પિતાશ્રીના દેહને સોનાપુર લઇ જઈ અગ્નિ સંસ્કાર કર્યો. કોઇ વખત સોનાપુરના સ્મશાનમાં એક પણ મુડદું બળતું ન હોય એવું જોવામાં આવતું નથી, તે છતાં તે દિવસે એક પણ મુડદું સ્મશાન ભૂમિમાં નહોતું.

પિતાશ્રીના જીવન ઉપરથી વાચકવૃંદને માલમ પડયું હશે કે આ મહાન

પુરુષનો જન્મ મહાત્માના આશીર્વાદથી થયો, આખું જીવન એક મહાત્મા પુરુષને યોગ્ય રીતે ગાળ્યું, અને છેવટે પણ મહાત્મા પુરુષને યોગ્ય રીતે દેહ ત્યાગ કર્યો. ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ શાસ્ત્રમાં વર્ણવેલા ચારે પુરુષાર્થ એક જન્મમાંજ એમણે સિદ્ધ કીધા. કેટલાક પોતાનું આખું આયુષ્ય એકજ પુરુષાર્થ સાધવામાં ગાળે છે, ત્યારે પિતાશ્રી જેવા કોઈ વિરલાજ નરરત્ન ઉત્પન્ન થાય છે કે જે ચારે પુરુષાર્થ સાધ્ય કરે છે. એમણે તો પોતાની જીવનલીલા અપૂર્વ રીતે કરી પોતાને સ્વધામે સંપૂર્ણ કીર્તિ સહિત સિધાવ્યા. વિશેષ પ્રશંસા મારે મુખે એમની કરવી યોગ્ય નહિ તેથી મારી લેખિની આટલેથીજ અટકાવું છું.

॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

ચંદુલાલ લલ્લુભાઇ.





तत्सत् परमात्मने नमः



# विदेहमुक्त लल्लुभाई गोवर्धनदासनुं जीवन चरित्र.

## द्वितीय भाग

## अवसाननी नोंध.



### ૧. વર્તમાનપત્રોમાં આવેલી હકીકત.

બેલગામ, નાશિક, પૂના, વગેરે સ્થળે પિતાશ્રીના અવસાનના સમાચાર પહોંચતાં ભારે ગમગીની પ્રસરી હતી. ઠેકાણે ઠેકાણે લોકોએ એકઠા થઈ જાહેર રીતે શોકમાં ભાગ લીધો હતો. વર્તમાન પત્રોએ પિતાશ્રીના અવસાનની નોંધ લેતાં તેમના જીવન પ્રસંગો ને ઉજ્વલ કાર્કિર્દી વિષે લંબાણથી વિવેચન કર્યું હતું. આમાંના કેટલાક ઉતારા નીચે આપ્યા છેઃ—

(૧)

"અમને લખવાને અત્યંત દુઃખ થાય છે કે, અહીંઆના માજી લોકપ્રિય પ્રસિદ્ધ
"હજુરે ડેપ્યુટી કલેક્ટર **શ્રી. લલ્લુભાઇ ગોવર્ધનદાસ** ચતુર્થાશ્રમમાં ગયા સોમવારે
"મુંબઇમાં નિર્વાણ પામ્યા છે. શ્રી. લલ્લુભાઇ વ્યવહારિક સદ્‌ગુણમાં અને પોતાનું કર્તવ્ય
"બજાવવાના કામમાં પરમ દક્ષ હતા તેની સર્વને પૂર્ણ માહિતી છેજ. અહીંઆથી સુરત
"ગયા બાદ એમની પ્રકૃતિ બગડી, તેથી પૂર્ણ વિશ્રાંતિ લેવા સારૂ ગયા મહિનામાંજ પોતે
"નોકરીનું રાજીનામું આપ્યું, અને હવે પ્રકૃતિનો ભરોંસો નથી એમ જાણીનેજ પોતે
"એકદમ ચતુર્થાશ્રમ લીધો. પ્રપંચમાંથી વિરક્ત થઇ પોતાના પ્રિય વેદાંત વિષયમાંજ બાકી
"રહેલું આયુષ્ય ગાળવાનો એમણે પૂર્ણ નિશ્ચય કર્યો હતો; પરંતુ પ્રકૃતિના અસ્વસ્થપણાને
"લીધે તે યોગ બની આવ્યો નહિ. સુરત મુકામે ઘણીજ પ્રકૃતિ બગડવાથી એમને મુંબઇ
"લાવી ત્યાં ઔષધોપચાર ઘણા કરવામાં આવ્યા, પરંતુ તેનો કાંઇ પણ ઉપયોગ ન થતાં

"ઉપર લખ્યા પ્રમાણે આખરે થયું. શ્રી લલ્લુભાઇની વેદાંત વિષય પ્રતિપાદન કરવાની
"શૈલી અને સુબોધતા ઘણાજ થોડા મહાત્માઓમાં વાસ કરતાં હશે. ગમે તેવા ગહન
"વિષયમાં પણ સદોદિત એમની તેજ બુદ્ધિ રહેતી; અને વેદાંત વિષય એમના ચિત્તમાં પક્કો
"ઠસેલો હોવાથી, આરંભથીજ એમની વૃત્તિ આ વિષયમાં પૂર્ણ ચોટેલી હતી. એમનાં
"વેદાંતપરના ભાષણોનો રસસ્વાદ શહેરવાસી વેદાંતપ્રિય મંડળીને ઘણો મળ્યો હતો. મરણ
"સમય સુધી એમનું ચિત્ત કેવળ શાન્ત હોઈ એમની વૃત્તિમાં છેવટ સુધી કાંઇ પણ ફેરફાર
"થયો નહોતો. દેહ નાશવંત હોવાથી કોઇ દિવસ પણ પંચત્વને મળવોજ જોઇએ એમ
"વિચારી પુરુષોએ ધારી ખેદ અથવા દુઃખ માનવાનું કારણ નથી. આ તત્ત્વ ચિત્તમાં
"રાખીને એમની શિષ્ય અને સ્નેહી મંડળીએ પોતાનું સમાધાન કરી લેવું. એમના કુટું-
"બની મંડળીએ પણ આ મૃત્યુલોકની યાત્રા ક્ષણભંગુર છે એ ધ્યાનમાં રાખી એમણે
"આપેલા સત્‌શિક્ષણના કિત્તા પ્રમાણે વર્તન કરી, પોતાના આયુષ્યનો કાળ પૂરો કરવો
"એવી અમારી તેમને પ્રેમપૂર્વક વિનતિ છે."

( મરાઠી ઉપરથી ગુજરાતી ભાષાંતર )
( **બેલગાંવ—ચિકિત્સક**, તા. ૧૧મી નવેંબર સને ૧૯૦૩, બુધવાર. )

## ( ૨ )

"We deeply regret to announce the death of Mr. Lallubhai "Govardhandas, which occurred at his temporary residence in "Bombay last Monday. The deceased was a widely-respected member of the Hindu community, and a retired Deputy Collector "of the first Grade in the Revenue Department. He was a "typical specimen of the fast disappearing class of orthodox "Hindus, with all the characteristics belonging to them. He "rose from an humble station in life by sheer force of his "intelligence, character, zeal, and industy. There were happily "blended in him, peacefulness of disposition and earnestness "of spirit. Born in 1848, he proceeded at the early age of 13 "to Poona for his English education with his father. The latter "was then a Munim of Atmaram Bhukhanwalla, the once cele- "brated firm of native bankers of Surat, who had succeeded "even in those days, in extending their business over the whole "of India and practically studded it over with their "*pedhis*". "The young Lallubhai passed his Matriculation examination at "the age of 16 and joined Government service as an Assistant "Master in the Surat High School. The next important phase of "his career brings us to his appointment as Assistant Secretary

" to the Municipality of Surat, where he won the golden opinions " of his own employers, and as a fitting recognition of his " high character and abilities, Sir Theodore Hope recommended " him to Sir Charles Pritchard, who appointed him his head " clerk in the Salt Department. He served in this Department " with best distinction, and won such a high place for himself " by his tact, resourcefulness and integrity, that he was specially " appointed by the Government of Lord Reay to conclude agree- " ments regarding certain Abkari matters with Baroda and other " Native States of Gujarat. Having carried out these agreements " with impartial attention, to the interasts of both the parties, " he was put on the list of Deputy Collectors in the Revenue " Department. In this capacity he served at Sholapur, Nassik, and " Belgaum. In his last days he was posted at Surat, the city of " his birth, as City Magistrate, from which office he retired " on pension in October 1903 on account of ill-health. His " illness proceeded apace and he passed off, as he always lived, " in perfect peace with himself, the world and his God. In spite " of the arduous character of his duties, the deceased applied him- " self assiduously to self-elevation, in a truly exemplary manner, " and mastered both the theoretical and practical aspects of the " Vedant Philosophy. He was ever ready to give disinterested " advice to all who sought it, and felt and worked hard for the " poor and the suffering. True to the principles of his creed, he " practised steadily through life, forgiveness and charity, and " brought to bear on his official duties, a high degree of inde- " pendence, straightforwardness and impartiality. Truly in him " we have lost a good and guileless soul and a distinguished member " of the community."

( **The Gujarati-Bombay,** 15th November 1903. )

---

( ૩ )

" જણાવવાને ઘણા દિલગીર છીએ કે સુરતના ડેપ્યુટી કલેકટર રા. બા. લલ્લુ- " ભાઇ ગોવર્ધનદાસ ગયા રવિવારે મુંબઇમાં પોતાના રહેવાના મકાનમાં મરણ પામ્યા " છે. મિ. લલ્લુભાઇ સુરતની બ્રાંચ સ્કુલમાં ૧૮૫૮માં હેડમાસ્તર તરીકે નિમાયા

"હતા. એમની શિખવવાની પદ્ધતિ એટલી સારી હતી, કે તેમના હાથ નીચે શીખેલા ઘણા "શિષ્યો હજુ પણ તેમને વીસરી ગયા નથી. "ગુજરાતમિત્ર" માં કેળવણી ખાતાના "સંબંધમાં એક આર્ટિકલ પ્રગટ થવાના કારણે ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર "મિ. ટી. બી. કરટીસ સાથે કાંઇ ખટપટ થવાથી કેળવણી ખાતાની નોકરી એમણે છોડી "દીધી હતી; અને તે વખતના સુરતના કલેક્ટર સર ટી. સી. હોપે એમની યોગ્યતા "પીછાની મ્યુનિસિપાલિટીના આસિસ્ટંટ સેક્રેટરી તરીકે તેમની નિમણુક કીધી હતી. આશરે "ચારેક વર્ષ તે ખાતાની નોકરી કીધા પછી કસ્ટમ ખાતાવાળા મિ. પ્રિચર્ડે પોતાના "ખાતામાં મિ. લલ્લુભાઇને બોલાવી લીધા હતા. એ ખાતામાં રહીને મીઠા ખાતાના વહિ-"વટના સંબંધમાં સરકારને એમણે સંપૂર્ણ ગોઠવણો કરી આપી હતી. તે ઉપરાંત દેશી "રાજ્યો સાથે મીઠા ખાતાના વહિવટના સંબંધમા કેવા પ્રકારે વ્યવસ્થા કરવી તે કામ "પણ એમણેજ પૂરૂં કીધુ હતું. પાછળથી ઉભા થયેલા ક્રાફર્ડ કેસમાં મિ. ક્રાફર્ડના લાંચ "રૂશવતના તથા બીજા પ્રકારના કેસો શોધી આપવામા મિ. લલ્લુભાઇએ સરકા-"રને સારી મદદ કીધી હતી. મિ. પ્રિચર્ડના પરસનલ આસિસટંટનો ઓદ્દો કાઢી નાખ-"વાના કારણે મિ. લલ્લુભાઇને ડેપ્યુટી કલેકટરની પદવીમાં દાખલ કરવામાં આવ્યા હતા. "એ ઓદ્દાની રૂએ એમણે જ્યાં જ્યાં નોકરી કરી છે ત્યાંની પ્રજા એમના ઉત્તમ ગુણોને "લીધે એમને હજુ પણ યાદ કર્યા કરે છે. પ્રથમ મિ. લલ્લુભાઇનું વલણ સુધારાની તરફે-"ણમાં હતું, પણ પાછળથી તેમને સત્સમાગમ, વેદાંતશ્રવણ ને આત્મશોધન તરફ બહુ પ્રીતિ "થઇ હતી. અમારા સાંભળવામા એમ પણ આવ્યું છે કે, પેન્શન લીધા પછી તેઓ કોઇ "તીર્થસ્થળમાં એકાતવાસ કરનાર હતા, પણ પેન્શન લીધા પછી એક માસમાજ "તેમનુ મૃત્યુ થયું છે. એઓ સ્વભાવે શાત વૃત્તિના, પરોપકારી, ઉદાર ચિત્તના અને સર્વ-"મેળાપી હતા. એમના મરણથી એમના અનેક મિત્રોમાં ભારે ખેદ ફેલાયો છે. અમારી "એટલીજ પ્રાર્થના છે કે એમના આત્માને પરમેશ્વર શાંન્તિ આપો."

(મુંબઈ—"ગુજરાતી," રવિવાર, તા. ૧૫ મી નવેંબર ૧૯૦૩.)

## ૨. દિલાસાપત્રો

સરકારી નોકરીને અંગે પિતાશ્રી સારા સારા અમલદારોના પરિચયમાં આવ્યા હતા; તેઓને આ શોકજનક અવસાનની જાણ થતાં અસંખ્ય દિલાસાપત્રો અમારા ઉપર આવ્યા હતા. ના. સરકારે પણ એક ઠરાવ કરી દિલગીરી પ્રદર્શિત કરી હતી. આ પત્રોમાંથી થોડા નીચે આપ્યા છે:—

(૧)

(LETTER FROM PRIVATE SECRETARY TO H. E. THE GOVERNOR.)

"Mahableshwar, 13th November.

"Dear Sir,

"I am directed to acknowledge the receipt of your letter "dated the 10th instant, and to say that His Excellancy has

"received with regret this intimation of the death of an
"officer, who had served Government for so many years.

"Yours faithfully,
"Sd./ P. J. MEAD.

"To
Chandulal Lallubhai."

ભાષાંતરઃ—

(નામદાર ગવર્નર સાહેબના 'પ્રાઇવેટ સેક્રેટરી' તરફનો પત્ર).

"મહાબળેશ્વર, ૧૩મી નવેમ્બર ૧૯૦૩.

"મહેરબાન સાહેબ,

"દશમી તારીખના તમારા પત્રની પ્હોંચ સ્વીકારવાનું મ્હને ફરમાન થયું છે. તમારા "પિતાશ્રીએ સરકારી નોકરી નિમકહલાલીથી ઘણાં વર્ષ સુધી કરી હતી. આવા અમલદા-"રના અવસાનની નોંધ લેતાં નામદાર ગવર્નર સાહેબ ઘણાજ દિલગીર થયા છે.

"લિ. આપનો શુભેચ્છક,
"(સહી) પી. જે. મીડ

"ચંદુલાલ લલુભાઇ જોગ."

(૨)

**(Letter from the Collector of Belgaum.)**

"Belgaum, 13th November 1903.

"Dear Sir,

"I am in receipt of your letter of the 10th and deeply "sympathise with you in your loss, all the more, as I regarded "your late father as a personal friend, for whom I had a high "esteem, and whom I hoped shortly to meet again, when in "the N. D. as Commissioner, when I shall no doubt see you "and make your acquaintance.

"Yours truly,
"Sd./ E. LAWRENCE."

ભાષાંતરઃ—

(બેલગામના કલેકટર સાહેબ તરફથી)

"બેલગામ, તા. ૧૩મી નવેમ્બર ૧૯૦૩.

"મહેરબાન સાહેબ,

"તમારો દશમી તારીખનો પત્ર મળ્યો. તમારા પિતાશ્રીના અવસાનથી પડેલી ખોટ "માટે હું પૂરી દિલસોજી ધરાવું છું. હું એઓને મારા અંગત મિત્ર ગણતો હતો, તેથી "મને વિશેષ ખેદ થાય છે. એમના પ્રત્યે મને ઘણુંજ માન હતું. થોડાજ સમયમાં ઉત્તર

" વિભાગના કમિશ્નર તરીકે હું આવવાનો છું ત્યારે હું એમને મળવાની આશા રાખતો હતો.
" તમને તો હું જરૂર મળીશજ. તમારા ઓળખાણથી મને આનંદ થશે.

" લિ. તમારો શુભેચ્છક,
" ( સહી ) ઇ. લોરેન્સ. "

( ૩ )

**( Letter from Ag. Secretary to Government. )**

" KENILWORTH,
" Mahableshwar, 16th November 1903.

" Dear Mr. Thakordas,

" I am extremely sorry to hear from you of Mr. Lallu-" bhai's decease. During the few months that I knew him, I " learnt to appreciate his assistance, and to recognize him as an " officer of more than usual ability. It is particularly sad for " his relations, that he should not have lived to enjoy his rest " after 30 years and more of good service.

" Please accept my sincere sympathy for yourself, his widow " and family.

" Yours truly,
" Sd.| J. SLADEN.

ભાષાંતરઃ—

**( નામદાર સરકારના કામચલાઉ સેક્રેટરીનો પત્ર )**

" કેનીલવર્થ, મહાબળેશ્વર–૧૬ મી નવેંબર ૧૯૦૩.

" રા. ભાઇશ્રી ઠાકોરદાસ,

" મિ. લલ્લુભાઇના અવસાનની ખબર તમારા તરફથી જાણી હું ઘણોજ દિલગીર " થયો છું. મ્હારે ને એમને પરિચય તો થોડાજ મહિનાનો હતો, છતાં પણ એમની મદદની " કદર હું કરી શકયો હતો અને અસાધારણ શક્તિવાળા અમલદાર તરીકે એમને પિછાનતો " થયો હતો. ત્રીસ વર્ષ અને ઉપરાંત સારી સેવા બજાવ્યા પછી પણ વિરામ ભોગવવા " એઓ વધુ ન રહ્યા તેથી એમના સંબંધીઓને તો અત્યંત લાગતુંજ હોવું જોઇએ.

" મ્હારા તરફથી અત્યંત દિલસોજી તમે સ્વીકારશો ને એમનાં વિધવા પત્ની તથા " કુટુમ્બીજનોને પણ જણાવશો.

" લિ. તમારો શુભેચ્છક,
" ( સહી ) જે. સ્લેડન."

( ૪ )

**( Letter from the Commissioner of Sindh )**

" Dear Sir,

" I am very sorry to hear of the death of your father, for " whom I had a great respect and liking.

" 11th December 1903.

" Yours truly,
" Sd.| A. CUMINE."

ભાષાંતરઃ—

(સિંધના કમિશ્નર સાહેબ તરફથી આવેલો પત્ર.)

" મહેરબાન સાહેબ,

" તમારા પિતાજીના અવસાનના સમાચાર સાંભળી હું ઘણોજ દિલગીર થયો છું. એમના " પ્રત્યે મને ઘણુંજ માન હતું.

" ૧૨ મી ડીસેમ્બર ૧૯૦૩.

" લિ. તમારો શુભેચ્છક,
" (સહી) એ. કયુમીન."

---

(૫)

**(Letter from the late Sir Charles Pritchard's Son.)**

"Camp Deoli, 25th February 1904.

" My Dear Sir,

" * * * Amongst my father's papers, I have seen " letters of your father to my father, and from them I have " understood the feeling of friendship which my father enter- " tained for your father Mr. Lallubhai Govardhandas. I am very " sorry to hear of your father's recent death, and I send my " sympathy and condolence to you and your family in your sad " bereavement, the sorrow of which I can well understand in " the light of my own sorrow, at the loss of my father.

" With best wishes,

" Yours truly,
" Sd.| C. PRITCHARD (Major)."

ભાષાંતરઃ—

(સર ચાર્લ્સ પ્રિટ્ચાર્ડના ચિરંજીવી તરફનો પત્ર.)

" કેમ્પ દેઓલી, ૨૫ મી ફેબ્રુઆરી સને ૧૯૦૪.

" મહેરબાન સાહેબ,

" મારા પિતાજીના કાગળો તપાસતાં, તમારા પિતાજીએ તેમના ઉપર લખેલા પત્રો " મેં જોયા છે; અને તે ઉપરથી તમારા પિતાજી મિ. લલ્લુભાઈ ગોવર્ધનદાસ ઉપર " તેઓ કેવો મિત્રભાવ રાખતા તે હું સમજી શકયો છું. તમારા પિતાજીના અવસાનના " સમાચાર સાંભળી હું દિલગીર થયો છું. તમારા ને તમારા કુટુમ્બના દુઃખમા હું ભાગ " લઇ દિલસોજી ચાહું છું. મારા પોતાના પિતાના અવસાનથી થયેલા અનુભવથી હું " એ દુઃખ સારી રીતે સમજી શકું છું.

" અનેક શુભેચ્છાઓ સહિત,

" લિ. તમારો શુભેચ્છક,
" (સહી), સી. પ્રિટ્ચાર્ડ (મેજર)."

( ૬ )

" No. 3893.

" Bombay Castle, 3rd December 1903.

" **Resolution.**-Government have received the news of Mr. " Lallubhai Goverdhandas' death with regret."

" No. 620 of 1903.

" Copy forwarded for information to Mr. Chandulal Lallubhai.

" CAMP WAGRA, " 17th February 1903. } " Sd.| E. LAWRENCE, " Ag. Commissioner, N. D.

**ભાષાંતરઃ—**

" નંબર ૩૮૯૩.

" મુંબાઇ કૅસલ, ૩ જી ડીસેમ્બર ૧૯૦૩.

" ઠરાવ-મિ. લલ્લુભાઇ ગોવર્ધનદાસના અવસાનની સરકાર સખેદ નોંધ લે છે."

" નં. ૬૨૦ સને ૧૯૦૩.

" રા. ચંદુલાલ લલ્લુભાઇ તરફ જાણ થવા સારૂ નકલ રવાના.

" કેમ્પ વાગરા, " ૧૭ મી ફેબ્રુઆરી ૧૯૦૩. } " (સહી.) ઇ. લૉરેન્સ, " ઉત્તર વિભાગના કામચલાઉ કમિશ્નર."

---

( ૭ )

**( બેલગામના માજી કેન્ટોન્મેન્ટ માજીસ્ટ્રેટ કેપ્ટન સી. સ્ટુઅર્ટ પ્રિન્સે લખેલો પત્ર. )**

" Villá Biánchi Vezrá, Lugáno,
" Switzerland, 30th March 1904.

" DEAR MR. CHANDULAL LALLUBHAI,

" Before leaving India, I wrote to you a short note, inform- " ing you that I was on the eve of leaving India, and that as " soon as I was settled down, I would try to give you some of " the information asked for by you in your letter.

" Before doing this, I must express my sympathy with " you in the loss of your father. Both Mrs. Prince and I saw a " good deal of him, while we were at Belgaum, and we had the " very highest esteem for him. For a considerable time, he used " to come to our bungalow on sundays, and talk over and ex-

" pound the *Vedanta* for hours with us. He told us that it was
" the first time that he had ever attempted to explain the *Vedanta*
" in English, and it must be acknowledged that he did it remark-
" ably well. I also met your father a good deal in official work,
" though there is perhaps, no need to mention his capacity in
" this direction, as the official position he held, is sufficient proof
" of his high qualities.

" My first acquaintance with your father began through the
" branch of the Theosophical Society that I had then recently
" started in Belgaum. We asked your father to give us a lecture
" on the *Vedanta* philosophy, which he did. It was an exceedingly
" clear presentation in Urdu, of the first simple propositions of
" the *Vedanta*, and was well appreciated. It was, however,
" contrary to his ideas to expound the *Vedanta*, even
" what may be called the first principles of it, in public
" and afterwards he always said, that he would prefer not to
" give other public lectures on it. It was after this, that your
" father used to come to us, and explained the *Vedanta*. We
" covered a good deal of ground, and found his explanations
" and illustrations very clear indeed. He had told us, that he
" had been studying and practising himself in the *Vedanta* philo-
" sophy for eighteen years, and that his attention had been
" attracted towards it, by hearing a lecture by Madame Blavatsky,
" the founder of the Theosophical Society.

" It is difficult at this length of time to recall the parti-
" culars of any conversation that we had. A very frequent question
" dealt with, was the play of consciousness; the illustration given
" by your father being the comparision of a man asleep with a
" man awake. Another point we went over many times was the
" nature of the reality underlying the existence of objects. This,
" he very clearly illustrated by figures drawn on a slate. The
" figure represented the object as existing and the blank space
" round the figure represented the non-existing, necessary to show
" the 'existence' of the figure. Both the 'existence' and 'non-
" existence were, as he explained, illusions: the only real
" 'existence' being the slate, which underlay both the supposed
" existence and non-existence.

" A frequent subject of discussion between your father and
" us, was the necessity or otherwise of working for the benefit
" of others. Our position as Theosophists was, that this was
" incumbent. his position was, that as there was the One, there
" was no one to be helped and no one te help. In spite of this,
" if I may call it so, extreme position, your father gave regular
" instruction in the *Vedanta* every morning at his bungalow;
" consequently I was inclined to think, that this extreme position
" was dictated more by the philosophical consistency of this
" line of thought than by his conception of what was practically
" good.

" Your father frequently explained the part that the study
" of the *Vedanta* should play in life, and the part which it was
" necessary for the Guru to take. The intellectual study was nece-
" ssary, as he explained, to arrive at a 'fixed conclusion' with
" respect to the underlying principles of the *Vedanta*; the difficulty
" then lay in carrying out this fixed conclusion in all the circum-
" stances in life, until actual knowledge (the 'Aparoksha' Gnyana)
" was obtained. But the circumstances of life are constantly
" giving us a view of life, which is contrary to the *Vedanta*
" teaching, that is, that the world is composed of diversities and
" not of unity. It was, therefore, necessary to be continually calling
" this fixed conclusion to mind, and to do this the regular practice
" in applying the *Vedanta* was most useful. The Guru helped
" the student in arriving at his resolusion or fixed conclusion,
" but could only show him the way to reach 'Aparoksha' gnyana.
" He could not himself give his pupil the 'Aparoksha.'

" We had so much conversation about the *Vedanta,* and your
" father gave us so much instruction on it, that I am afraid
" that it is quite impossible for me to go into the detail more
" than I have done; especially as at his request, I later read the
" Vedantasara, and I could not discriminate between the conver-
" sations with your father and what I had read in books in the
" majority of cases. I hope, however, that this slight amount of
" information will be of some service to you, in the compiling of
" your father's memoirs. Both Mrs. Prince and I had a sincere

"feeling of friendship for your father, which we believe was
"returned by him, and we regretted exceedingly, when our
"pleasant intercourse had to come to an end.

"With all good wishes,

"Yours sincerely,
"C. STUART PRINCE."

ભાષાંતરઃ—

"વીલા બીઆન્શી વેઝરા, લુગાનો,
"સ્વીટઝર્લેન્ડ, ૩૦ મી માર્ચ ૧૯૦૪.

"વહાલા ભાઇ ચંદુલાલ લલ્લુભાઇ,

"હિન્દુસ્તાન છોડતા પહેલાં, હું ટુંક મુદતમા હિન્દુસ્તાન છોડનાર છું એવી એક "ચીઠ્ઠી મેં તમને લખેલી તેમા લખ્યુ હતું કે જેવો હું ઠેકાણે પડીશ કે તરતજ તમારા "પત્રમાં માગેલી સર્વ હકીકતનો બનતો ખુલાસો આપવા પ્રયત્ન કરીશ.

"આમ કરતા પહેલાં, મારે તમારા પૂજ્ય પિતાશ્રીના અવસાન માટે ખેદ દર્શા- "વવો જોઇએ. મિસિસ પ્રિન્સ અને હું બેલગામમા એઓના ઘણા પરિચયમાં આવ્યાં "હતાં અને એમને માટે અમે ઘણું ઉંચું માન ધરાવતાં ઘણા સમય સુધી તેઓ રવિ- "વારના દિવસોએ અમારે બંગલે આવતા અને અમારી સાથે કલાકોના કલાક વેદાન્ત "ઉપર વિવેચન કરતા ને સમજાવતા. તેમણે અમને જણાવ્યું હતું કે વેદાન્તને અંગ્રેજીમાં "સમજાવવાનો આ મારો પ્રથમજ પ્રયાસ છે. પણ એ સાથે મારે કહેવું જોઇએ કે એ "કાર્ય તેઓ ઘણી સારી રીતે કરી શકયા હતા. ઓફીસના કામકાજમાં પણ હું તમારા "પૂજ્ય પિતાશ્રીને ઘણી વખત મળતો. એ દિશામાં એમની કાર્યદક્ષતાનો ચિતાર આપવા "હું જરૂર જોતો નથી, કારણ કે જે ઉંચો હોદ્દો તેઓ નોકરીમા ધરાવતા હતા તેજ તેમની "દક્ષતાનું પ્રત્યક્ષ પ્રમાણ છે.

"તમારા પૂજ્ય પિતાશ્રી સાથેના મારા પરિચયની શરૂઆત મને બેલગામમાં નવીજ "સ્થપાયેલી થિયોસોફીકલ સોસાઇટીની એક શાખા મારફતે થઇ હતી. અમે તમારા પૂજ્ય "પિતાશ્રીને વેદાન્તનાં તત્વજ્ઞાન ઉપર ભાષણ આપવા વિનતિ કરી હતી અને તે એમણે "સ્વીકારી હતી. વેદાન્તના મૂળતત્વો તેમણે હિંદીમા ઘણીજ સરળ અને સચોટ રીતે "દર્શાવ્યાં હતા અને તે લોકોને પસંદ પણ પડયાં હતાં. પરન્તુ વેદાન્ત ઉપર જાહેર ચર્ચા "કરવી એ તેમના વિચારની વિરૂદ્ધ હતું; અને ત્યાર પછી તેઓ હંમેશા કહેતા કે વેદાન્ત "ઉપર જાહેર ભાષણ આપવાનું હું પસંદ કરતો નથી. આ પ્રસંગ પછીજ તમારા પૂજ્ય "પિતાશ્રી અમારે ત્યાં આવતા થયા અને વેદાન્ત સમજાવવા લાગ્યા. અમે એ વિષયની "સંપૂર્ણ ચર્ચા કરતા અને તેમની ચર્ચા અને ઉદાહરણો અમને ઘણાંજ સ્પષ્ટ લાગતા. "તેમણે અમને કહ્યું હતું કે હું પોતે અઢાર વર્ષથી વેદાન્તનાં તત્ત્વોનો અભ્યાસ કરૂં છું, "અને તે પ્રમાણે પ્રચારમાં મૂકવાનો જાતે પ્રયત્ન કરૂં છું; થિયોસોફીકલ સોસાઇટીની "સ્થાપના કરનાર "મેડમ બ્લેવેટ્સ્કી"નું ભાષણ સાભળ્યા પછી મારૂં ધ્યાન એ તરફ "પ્રેરાયું હતું.

"અમે જે ચર્ચા ચલાવતા તેનો સંપૂર્ણ ચિતાર આટલા લાંબા સમય પછી આપવો "મુશ્કેલ છે, પરન્તુ વારંવાર ચર્ચાતો પ્રશ્ન અંતર્જાગૃતિની પ્રવૃત્તિનો હતો; તેના ઉદાહરણ

"તરીકે તમારા પૂજ્ય પિતાશ્રી એક ઉંઘતા માણસને જાગતા માણસ સાથે સરખાવતા.
"ઘણું કરીને તો ચર્ચાનો વિષય 'સર્વ વસ્તુના અસ્તિત્વ પાછળ છુપાયેલા સત્યની
"પરિસ્થિતિ' એ હતો. આ તેઓ પાટી ઉપર આકૃતિઓ દોરી બરાબર સમજાવતા.
"આકૃતિ વસ્તુનું અસ્તિત્વ દર્શાવતી. જ્યારે આજુબાજુની ખાલી જગ્યા, જે આકૃતિનું
"અસ્તિત્વ દર્શાવવા જરૂરની છે, તે અનસ્તિત્વ બતાવતી. પરંતુ અસ્તિત્વ અને અન-
"સ્તિત્વ બન્ને તેમના કહેવા પ્રમાણે માયા છે; સત્ય અસ્તિત્વ તો માત્ર પાટી છે, જેના
"ઉપરથી અસ્તિત્વ અને અનસ્તિત્વ સમજી શકાય છે.

"પરોપકાર માટે યત્ન કરવાની જરૂર છે કે નહિ તે વિષય ઉપર તમારા પૂજ્ય
"પિતાશ્રી સાથે અમારે ઘણીવાર ચર્ચા થતી. 'થિયોસોફીસ્ટ' તરીકે અમે પરોપકારને કર્ત-
"વ્ય માનતા; જ્યારે તેઓનો સિદ્ધાંત એ હતો કે જ્યારે સર્વ એકજ છે તો કોઇને
"મદદ કરવાની રહેતી નથી, ને કોઇ મદદ કરનાર પણ રહેતું નથી. આ પરસ્પર વિરૂદ્ધતા
"(જો હું તેમ કહું તો) છતા, તમારા પૂજ્ય પિતાશ્રી એમને બંગલે પ્રત્યેક સહવારે વેદાંત
"ઉપર નિયામત ઉપદેશ આપતા, તેથી હું પણ એમ માનવા પ્રેરાયો કે આ પરસ્પર
"વિરૂદ્ધતા, વ્યવહારિક અનુકૂળતા વિષેના તેમના આદર્શ કરતાં આ વિચારમાળાની તાત્વિક
"એકતાને લીધે ઉત્પન્ન થવા પામી હશે.

"વેદાન્તનો અભ્યાસ જીવનમા કેટલો મોટો ભાગ ભજવે છે તે તમારા પૂજ્ય
"પિતાશ્રી વારંવાર સમજાવતા, અને તેમા ગુરુએ શું શું કરવાની જરૂર છે તે પણ કહેતા.
"વેદાન્તના મૂળ સિદ્ધાન્તના સંબધમા એક નિર્ણય ઉપર આવવા માટે અભ્યાસની જરૂર છે
"એમ તેઓ કહેતા. ત્યાર પછી 'અપરોક્ષ જ્ઞાન' મળે ત્યાસુધી આ ચોક્કસ નિર્ણયને
"સંસારના સર્વ સંયોગોમાથી પાર ઉતારવાની એક મુશ્કેલી ઉભી થતી હતી. પરન્તુ જીવનના
"સંયોગો આપણને વારંવાર જીવનનું દર્શન કરાવતા હોવાથી વેદાન્તના શિક્ષણ વિરૂદ્ધ
"છે, એટલે કે સંસાર વિરૂદ્ધતામય છે, તેથી આ ચોક્કસ નિર્ણયનું ચાલુ માનસિક સ્મરણ
"કરવું જરૂરનું છે અને એમ કરવા વેદાન્તને હર વિષયમા જોડવા માટે નિયમિત મચ્યા
"રહેવાની ખાસ જરૂર છે. ગુરુ પોતાના શિષ્યને વેદાન્તના નિર્ણય ઉપર આવવા મદદ કરે,
"પણ અપરોક્ષ જ્ઞાન મેળવવા તે માત્ર માર્ગજ સૂચવે; તે પોતાની જાતે અપરોક્ષતા
"ન આપી શકે.

"વેદાન્ત ઉપર અમે એટલી બધી ચર્ચા ચલાવતા અને તમારા પૂજ્ય પિતાશ્રી અમને
"એટલો બધો ઉપદેશ આપતા, કે તે બધાનું અત્રે દિગ્દર્શન કરાવવું મુશ્કેલ છે, છતાં હું
"આશા રાખું છું કે આ રહેજ વિગત પણ તમારા પૂજ્ય પિતાશ્રીની સ્મરણાંજલિમાં સેવા-
"રૂપ થઇ પડશે. મિસિસ પ્રિન્સ અને હું તમારા પૂજ્ય પિતાશ્રી તરફ સહૃદય મિત્રતાની
"લાગણી ધરાવતા હતા અને અમે માનીએ છીએ કે તે તેમણે પાછી વાળી હતી.
"અમારા આ પરિચયનો અન્ત આવ્યો ત્યારે અમે ઘણાંજ દીલગીર થયા હતાં.

"સર્વે શુભેચ્છાઓ સાથે,

"તમારો...

"(સહી.) **સી. સ્ટુઅર્ટ પ્રિન્સ.**"



## ૩. બીજા પત્રો.

### ( પિતાશ્રીના બોધનું ટાંચણ. )

બેલગામમાં પિતાશ્રી કથા કરતા હતા ત્યારે કેટલાક મુમુક્ષુ જનો તેમના શ્રવણામૃતનો લાભ લેતા હતા અને પોતે જે કંઈ સાંભળતા તેની નોંધ લેતા. આ ગૃહસ્થોએ પિતાશ્રીના અવસાન બાદ પોતાને મળેલા ધાર્મિક અનુભવના ટાંચણ રુપ લખી મોકલેલા મરાઠી પત્રોમાંના બેનું ગુજરાતી ભાષાન્તર અત્રે આપ્યુ છે:—

### * રા. બાળકૃષ્ણ બાનોલકરનો પત્ર.

" ગુરુ મહારાજની ઉપદેશ કરવાની શૈલી ઘણીજ ઉત્તમ પ્રકારની અને સર્વને કોઇ " પણ રીતની શંકા ન ઉત્પન્ન થતા સમાધાન થાય એવી હતી. નાનાથી મોટા, અજ્ઞાનીથી " જ્ઞાની સુધી, સર્વને મહારાજે કહેલો વિષય સરખી રીતે સમજાતો અને તેમની વાણીથી " આનન્દ પણ અપૂર્વ થતો. વેદાંત વિષય સમજાવવો ઘણો કઠણ છે, તોપણ તેમની સમ- " જાવવાની રીતથી સર્વ કોઇને તે સુલભ થઇ પડતો. એ રીત મોટા પંડિતો, જેમણે " વેદાન્ત વિષયનો સારો અભ્યાસ કીધો છે તેમને પણ આવડવી મુશ્કેલ છે એવો મારો " મત છે; અને તે મારા પોતાના અનુભવથી હું કહું છું. ગુરુ મહારાજ પોતાના અનુભવથી " હમેંશા બોધ કરતા હતા ગુરુમહારાજને આ એક ઇશ્વરી બક્ષીસજ હતી. હું મહારાજ " પાસે શ્રવણ કરવા ૧૯૦૧ ની સાલથી જતો હતો. વચમાં શહેરમાં 'પ્લેગ' ને લીધે " મારાથી હમેંશા જવાતું નહિ, કોઇ કોઇ વખત જતો હતો, ત્યારે તેમની વાણીની નોંધ " રાખવી એવું મારા મનમાં આવવાથી જે જે સાંભળતો તે નોધી લેતો. કારણ કે મહા- " રાજના કહેવાથી જેટલો બોધ અને આનન્દ મને થતો હતો, તેટલો શાસ્ત્ર વાચવાથી " થતો નહોતો. મહારાજે કહેલા વચનો હું નીચે આપુ છું."

૧૪–૬–૧૯૦૨.

#### ( ૧ ) વાસના

" વાસના ત્રણ પ્રકારની છે. ( ૧ ) લોકવાસના, ( ૨ ) શાસ્ત્રવાસના અને ( ૩ ) દેહવાસના. લોકવાસના અંતઃકરણને મલિન કરે છે. લોકવાસના એટલે લોકો આપણને પંડિત, જ્ઞાની, શ્રીમંત, સારા, ઇત્યાદિ કહે તે. શાસ્ત્રવાસના પણ અંતઃકરણમાં મલિનતા લાવે છે. શાસ્ત્રવાસના એટલે આપણે સર્વ શાસ્ત્રના જ્ઞાતા છીએ અને લોકો આપણને શાસ્ત્રી કહે એવું અભિમાન રાખવું તે. ત્રીજી દેહવાસના પણ અંતઃકરણને મલિન કરે છે. દેહ હમેશાં નિરોગી રહે, કોઈ પ્રકારે એને કલેશ ન થાય એવી ઇચ્છા ઉત્પન્ન થવી એ દેહવાસના છે. આ પ્રમાણે ત્રણે વાસનામાંથી એક વાસના પણ આપણામાં રહેતી હોય

*આ ગૃહસ્થ હાલમા સ્વર્ગસ્થ થયા છે.

તો તે આત્મસ્વરુપનો બોધ થવામાં અને આપણું સત્યસ્વરુપ શું છે તે સમજવામાં હરકત કરે છે; માટે વાસનાનો લય થવો જોઇએ. મૈત્રી, કરુણા, અને મુદિતા ધારણ કરવાથી વાસનાનો નાશ થાય છે. મૈત્રી એટલે પ્રાણી માત્ર હુંજ છું એવું માનવું, સર્વમાં સમદૃષ્ટિ રાખવી, અને સર્વપર સમાન પ્રીતિ કરવી. પ્રીતિ વિસ્તૃત કરવી, સંકુચિત કરવી નહિ. સંકુચિત પ્રીતિ એટલે પોતે અને પોતાનાં સગાં સંબંધીઓ પર ફક્ત પ્રીતિ કરવી તે. વિસ્તૃત પ્રીતિ એટલે સર્વ પ્રાણી માત્ર ઉપર સરખી રીતે પ્રીતિ કરવી તે. સંકુચિત પ્રીતિ જેટલા દુઃખનું કારણ થાય છે તેટલી વિસ્તૃત પ્રીતિ થતી નથી. વાસના રાગદ્વેષથી રહિત હોવી જોઇએ. રાગ સહિત અંતઃકરણ સર્વત્ર લપટાઈ રહે છે. અશુભ વાસના ન રાખવી; શુભવાસના રાખવી. સંસાર સુખની પ્રાપ્તિ અથવા દેહના સુખ સારૂ જે વાસના થાય છે તે સર્વ અશુભ છે; તેથી અંતઃકરણ મલિન થાય છે. ઇશ્વરભજન, સંતસંગતિ, સ્વરુપનો વિચાર એ શુભવાસના છે, તેનાથી અંતઃકરણ શુદ્ધ થાય છે; અને શુદ્ધ અંતઃકરણમાં સ્વરુપનો બોધ જલદી થાય છે. દ્વેષ કાઢવા સારૂ કરૂણા છે. કોઇને પણ દુઃખ ન થાય એવી હમેંશ ઇચ્છા હોવી એ કરૂણા છે. જેમ આપણને પોતાને દુઃખ ન થાય એવી ઇચ્છા રહે છે, તેમ બીજાં પ્રાણીઓને પણ દુઃખ ન થાય એવી ભાવના કરવી, અને તે પ્રમાણે વર્ત્તવું. મુદિતા એટલે પુણ્યવાન લોકોની પ્રશંસા કરવી. પુણ્યવાન અને શ્રેષ્ઠ લોકોની પ્રશંસા કરવાથી મન તદાકાર થાય છે. સામાન્ય અને વિશેષપણું દ્વૈત પ્રતીત કરે છે. પરમાત્માર્થસ્વરુપમાં સામાન્ય અને વિશેષ ગુણ અથવા ધર્મ નથી. આંખથી દેખાતી વસ્તુ જેમ આંખ પોતે નથી, પરંતુ તે વસ્તુના દર્શનથી આંખ છે એવું સિદ્ધ થાય છે, તેમ આંખથી આંખને જોવાશે નહિ અને તે તેને સિદ્ધ કરી શકશે નહિ. પ્રતિબિંબરુપે બિંબનું જોવું થાય છે. આત્મસ્વરુપનું જાણવું પણ તે પ્રમાણે મનાદિ અથવા ઇંદ્રિયાદિથી થઈ શકતું નથી; પરંતુ નિષેધ રુપથી થાય છે. અર્થાત્ જોવામાં આવતા પદાર્થ દેહ, ઇંદ્રિયો અને ધનાદિક એ આત્મા નથી, પણ તેમને સિદ્ધ અને પ્રકાશ કરનારી જે વસ્તુ છે તેજ આત્મસ્વરુપ છે. વિદિત અથવા આવિદિત પદાર્થ આત્મા નથી. વિદિત એટલે મનદ્વારા જે જે દેહાદિકથી લઇને મનાદિક સુધી મન સુદ્ધાં જાણવામાં આવે છે તે. મનનું સ્વરુપ જાણવું એટલે મન ચંચળ છે, સ્થિર છે એવું જાણવું તે. એકંદર જેટલા જાણવામાં આવનારા પદાર્થ છે તે આત્મસ્વરુપ નથી. જાણવામાં આવનારા પદાર્થ નાશવંત છે. આત્મા અવિનાશી છે, તેથી જાણવામાં આવનારા પદાર્થોની પર છે; અને આત્મસ્વરુપથીજ બીજા સર્વ પદાર્થોને પ્રકાશ મળી તે સિદ્ધ થાય છે, તેથી વિદિત પદાર્થ આત્મા નથી. હવે અવિદિત એટલે જોવામાં

આવતું નથી તે. એવી વસ્તુ આત્મા છે એમ કહેવાશે નહિ, કારણ કે અવિદિત વસ્તુ છે એ જાણીનેજ એ પ્રમાણે બોલાય છે; ન જાણીને બોલાશે નહિ. વંધ્યા પુત્ર, શશશૃંગ એવું કહેવાશેજ નહિ. જો કહીએ તો જાણ્યા સિવાય બોલાશે નહિ. તેથી આત્મા અવિદિત પણ નથી. જાણવું, ન જાણવું એ મનના ધર્મ છે; આત્મસ્વરુપમાં કોઈ પ્રકારના ધર્મ અથવા ગુણ નથી. જેમ આપણી પોતાની આંખે આપણે પોતાની પીઠ જોઈ શકતા નથી, તોપણ આપણે પીઠ નથી એવી કોઈ દિવસ પણ ભ્રાંતિ થતી નથી, ઉલટો આપણે પીઠ છે એવો દૃઢ નિશ્ચય થાય છે. તેમ જો કે આત્મસ્વરુપનું જ્ઞાન મનથી થતું નથી, તો પણ આત્મસ્વરુપ છે એ આપણે જાણીએજ છીએ; તેથી વિદિત અને અવિદિતથી આત્મા ભિન્ન છે. વિદિતમાં બે ભેદ છે–સામાન્ય અને વિશેષ. સામાન્યસ્વરુપ સર્વ ઠેકાણે વ્યાપી રહ્યું છે; પંચમહાભૂતો સર્વમાં છે. આત્મસ્વરુપ જાણ્યું (જ્ઞાન થયું) એવું કહેવું, એટલે ન જાણ્યું એ સિદ્ધ થાય છે. મારા મોઢામાં જીભ નથી એવું કહેવું એજ જીભની સિદ્ધતા કરી આપે છે, કારણ જીભ વગર બોલી શકાવાનું નહિ.

પ્રત્યક અને પરાગ એવા બે ભેદ છે. પ્રત્યક એટલે પોતાથી પર બીજી વસ્તુ જ નથી. અસ્તિત્વ અને ભાતિત્વરુપે પોતેજ સર્વત્ર વ્યાપી રહ્યા છીએ એવું માનવું અને સમજવું એજ આત્મસ્વરુપનું જાણવું છે. જેમ ઘટથી ઘટને જાણવો, એટલે ઘટ એ નામ મૂકી દઈ, આપણે પોતેજ મૃતિકારુપે ઘટમાં છીએ એ જાણવું, એજ ઘટથી ઘટના સ્વરુપને જાણવું છે. તેમ આપણે અસ્તિત્વ ભાતિત્વરુપે સર્વત્ર વ્યાપક છીએ એ સમજવું, એજ સ્વરુપનું જાણવું છે. દૃષ્ટામાં અહંકાર રહેલો છે; સાક્ષી સ્વરુપમાં અહંકાર નથી. ઇંદ્રિઓનો અને મનનો વ્યાપાર અહંકાર સહિત થાય છે; અને તેમ થયું કે તેનું પરિણામ અંતઃકરણ ઉપર થાય છે.”

---

૧૫–૬–૧૯૦૨.

## (૨) મન અને ઇંદ્રિઓ.

“મન અને ઇંદ્રિયો જડ છે. મન આત્મસ્વરુપની અને ઇંદ્રિયો મનની સમીપ હોવાને લીધે પોત પોતાની ક્રિયા કરે છે. મનાદિકને કાંઇ આત્મસ્વરુપ પ્રેરણા કરતું નથી. જેમ લોહચુંબક સોયને હાલવાની પ્રેરણા કરતું નથી, પણ લોહચુંબકની સમીપતાને લીધે સોય પોતાની મેળે હાલવા માંડે છે, તેમ મનાદિક પણ ક્રિયા કરે છે. મન, ઇંદ્રિયાદિક જેની સત્તાથી ક્રિયા કરે છે, તે આત્મસ્વરુપ છે. ઇંદ્રિઓના શબ્દ, સ્પર્શ, રુપ, રસ, અને ગંધ વિષયો

જડ છે. અસ્તિત્વ અને ભાતિત્વ સર્વ પદાર્થમાં વ્યાપી રહ્યું છે તે કાઢી નાખીએ તો પદાર્થોનાં નામો રહેશે નહિ અને રુપ ભાસશે નહિ. પદાર્થોમાં અસ્તિત્વ અને ભાતિત્વ છે તેજ આત્મસ્વરુપ છે. વ્યાપક સ્વરુપની કલ્પના આપણેજ પરિચ્છિન્ન ભાવના કરી કરીએ છીએ. પરિછિન્ન ભાવનાનો નાશ થયો કે વ્યાપકપણાની કલ્પનાજ ઉઠતી નથી. વ્યાપક અને પરિચ્છિન્ન એ ભાવના છે. વ્યાપકપણું હોશે ત્યાંસુધી પરિચ્છિન્નપણું પણ રહેશેજ.

ધ્યાનમાં અને જ્ઞાનમાં ફરક છે. ધ્યાન મનની સ્થિર સ્થિતિ છે. ધ્યાનમાં ધ્યાતા અને ધ્યેય પદાર્થોની કલ્પના હોય છે. નિર્વિકલ્પ સમાધિમાં ધ્યાનની સમાપ્તિ થઇ વૃત્તિ તદાકાર થાય છે. ધ્યાતાધર્મ નાશ થયો કે ધ્યેયપણાનો પણ નાશ થાય છે. આત્મસ્વરુપમાં "અહં" અને "ઇદં" ધર્મ નથી. પૂર્ણતામાં આકાર દેખાશે નહિ, અને આકારવાળી વસ્તુ પૂર્ણ હોશે નહિ. આકારના યોગથી વસ્તુમાં વિકાર થઇને ભેદ ભાસે છે. જેમ શાન્ત પાણીમાં તરંગો ઉઠયા કે ભેદ દેખાય છે, તેમ આત્મસ્વરુપમાં મનના સંકલ્પ વિકલ્પને લીધે ભેદ દેખાય છે. મનાદિકના સંકલ્પો આત્મસ્વરુપમાં તરંગો છે. મનાદિક ઇંદ્રિઓ શાન્ત હોય છે ત્યારે ભેદ દેખાતો નથી. જ્ઞાનવાનને જગત્ પ્રતીત થાય અથવા ન થાય, તોપણ સમાન સ્થિતિ હોય છે. વિષયી અને અજ્ઞાની લોકને માત્ર જગત્‌ની પ્રતીતિ થાય એવી ઇચ્છા રહે છે; જેમ કોઇને સમુદ્રનું પાણી સ્થિર જોઇને સુખ લાગે છે, તો કોઇને તેમાં તરંગો ઉઠે ત્યારે મોજ લાગે છે. જેમાં અવકાશ રહે તે વસ્તુમાં વિકાર અને ક્ષોભ ઉત્પન્ન થાય છે. આત્મસ્વરુપમાં અવકાશ ન હોવાથી ક્ષોભ અને વિકાર નથી. આત્મસ્વરુપમાં જગત્ થયુંજ નથી. અહંરુપી જ્યોત, અજ્ઞાન, કર્મ અને વાસનાને લીધે ઉત્પન્ન થાય છે. અજ્ઞાનનો નાશ જ્ઞાનથી થાય છે. કર્મનો નાશ ભોગ ભોગવ્યાથી થાય છે. અહંરુપી જ્યોત ઉત્પન્ન થતાંની સાથે જગત્ પ્રતીત થાય છે. વ્યાપક વસ્તુમાં જોવુ થતું નથી. મનાદિક અને ઇંદ્રિઓ પરિચ્છિન્ન હોવાને લીધે આત્મસ્વરુપનો પ્રકાશ લઇને પ્રકાશવાન થાય છે. કાચમાં રહેલો પ્રકાશ જેમ કાચનો નથી, સૂર્યના પ્રકાશથી પ્રકાશિત થાય છે, તેમ મનાદિકમાં જે પ્રકાશ છે તે તેમનો પોતાનો નથી, પણ આત્મસ્વરુપનો છે."



તા. ૧૬-૬-૧૯૦૨.

## ( ૩ ) અવિજ્ઞેય વિજ્ઞેય.

"'દેહ તેજ હું' એમ માની બેસી સંસારમાં જે મનુષ્યનું મન નિમગ્ન થયું છે તેને આત્મસ્વરુપ જે વ્યાપક છે તેનું જ્ઞાન થતું નથી; એને અવિજ્ઞેય કહે છે. આત્મસ્વરુપ વિજ્ઞેય છે. સામાન્ય રીતે સર્વત્ર સમાન વ્યાપી રહ્યું છે. અધિષ્ઠાનપર દષ્ટિ કર્યા સિવાય નામરુપનું જ્ઞાન થશે નહિ. જ્ઞાન ત્રણ પ્રકારનું છે—સામાન્ય જ્ઞાન, વિશેષ જ્ઞાન, વિપરીત અથવા અન્યથા જ્ઞાન—એટલે મૂળ સત્ય સ્વરુપનું જ્ઞાન ન થતાં અન્ય વસ્તુનું જ્ઞાન થવું. જેમ રજ્જુમાં સર્પનું જ્ઞાન, તેમ આત્મસ્વરૂપમાં જગતનું જ્ઞાન થવું. વાસ્તવિક એક આત્મસ્વરુપ (ઈશ્વરનું સ્વરુપ) જ છે. વિશેષ જ્ઞાનનું જ્ઞાન થયું કે અન્યથા જ્ઞાન થાય છે. ફક્ત વસ્તુનું અસ્તિત્વ જાણવું, એજ સામાન્ય સ્વરુપ જાણવું છે; પરંતુ તેમાં વિશેષ જ્ઞાન થયા પછી અન્યથા જ્ઞાન 'હું દેહ છું' એવું ભાસે છે; જેમ રજ્જુમાં સર્પ. સામાન્ય રીતથી આત્મા જણાય છે, તેથી તે વિજ્ઞેય છે, આત્મસ્વરુપ વિશેષ રુપથી જણાતું નથી તે અવિજ્ઞેય છે. વિવેકી મુમુક્ષુને આત્મા સુવિજ્ઞેય છે. અતિ શાસ્ત્રનું પઠન કરવાથી આત્મસ્વરુપ જણાવું કઠણ પડે છે, તેથી તે દુર્વિજ્ઞેય છે. માયાના યોગથી મનુષ્ય મોહિત થઇને પ્રપંચોમાં અતિ તાપ અને દુઃખ ભોગવતો હોવાથી તેની દષ્ટિ આત્મસ્વરુપ તરફ વળતી નથી. આત્મસ્વરુપ જે પોતાથી અભિન્ન છે તેનો વિચાર ન કરતાં વિષયી લોક અન્ય નાશ થનારા પદાર્થોનો વિચાર કરે છે. 'હું છું' એટલે મારૂં અસ્તિત્વ છે, તે સામાન્ય જ્ઞાન તો દરેકને છે. હું એજ આત્મસ્વરુપનું સામાન્ય સ્વરુપ છે. વિશેષ રુપથી જ્ઞાન ન થવાને લીધે પોતાને આત્મસ્વરુપનું જ્ઞાન નથી એવું કહે છે. અસ્તિત્વ, ભાતિત્વ, અને પ્રિયત્વરુપથી સર્વ પદાર્થોમાં આત્મસ્વરુપજ દેખાય છે. શબ્દ, સ્પર્શ, રુપ, રસ, અને ગંધ વિષયોથી જે જ્ઞાન થાય છે તે વિષયોનું નથી, આત્મસ્વરુપનુંજ છે. સુવિજ્ઞેય એટલે જાણવામાં સુગમ અને દુર્વિજ્ઞેય એટલે જાણવામાં કઠણ. સંશયી મનુષ્યને આત્મસ્વરુપ જણાવું કઠણ છે, તેથી વિનાકારણ સંશય ઉત્પન્ન ન થવા દેવા. સત્ય પુરુષના વચન પર શ્રદ્ધા રાખી તે પ્રમાણે વર્ત્તન કરવું. શબ્દ પ્રતિશબ્દને ઉત્પન્ન કરે છે, જે કાંઈ છે અને દેખાય છે તે સર્વ આત્મસ્વરુપજ છે બીજું કાંઈ નથી. સચ્ચિદાનંદ એ આત્મસ્વરુપનું નામ છે એમ કહેવાશે નહિ. સત એ આત્મસ્વરુપનું નામ છે એમ કહીએ તો અસત્ એવી બીજી વસ્તુ છે, એમ માનવું, એ દ્વૈત થયું. અસત્, જડ, અને દુઃખ, એનાથી જુદું બતાવવા, સત્ ચિત્ અને આનંદ એવાં આત્મસ્વરુપને નામો આપ્યાં છે. નિર્વિક-

લ્પ સ્વરુપનું જાણવું વિકલ્પ દ્વારા થશે નહિં. મનનું સ્વરુપ વિકલ્પમય છે. આત્મસ્વરુપમાં સામાન્ય અને વિશેષ ભાવ નથી. એકજ વસ્તુમાં વિરોધી ગુણો રહી શકે નહિ. અજવાળું અને અંધારૂં એકજ ઠેકાણે એક સમયે રહે નહિ. શરીર અને મન પર મનુષ્ય અહંભાવ કરે છે. મનપર અહંભાવ કરી, કર્તા ભોક્તા ઈત્યાદિ કહે છે, અને શરીરપર અહંભાવ કરી, હું મનુષ્ય છું એમ કહે છે. જેમ કોઇ પુરુષ પૂર્વ દિશા તરફ જોતો હોય, અને કોઇ દિવસ બાકીની દિશા તરફ વળ્યોજ નથી, અને વળતાં આવડ્યુંયે નથી, તેને બાકીની દિશા જણાવી મુશ્કેલ છે; તેમ જો શરીર અને મનપરજ અહંભાવના રહે તો આત્મસ્વરુપ દેખાશે નહિ. આત્મભૂમિ, મનભૂમિ અને દેહભૂમિ, ભૂતાકાશ, ચિત્તાકાશ અને ચિદાકાશ, જે ભૂમિપર મનુષ્ય હોય છે તે પ્રમાણે તેનાથી વ્યવહાર થાય છે. ”



તા. ૧૭-૬-૧૯૦૨.

## ( ૪ ) વૃત્તિજ્ઞાન.

“ પ્રમાતા, પ્રમાણુ અને પ્રમેય, એ ત્રિપુટીથી જ્ઞાન થાય છે. પ્રમાતા એટલે જાણનારો; પ્રમાણુ એટલે જેને લીધે જાણે છે તે; અને પ્રમેય એટલે જે ( વિષય ) જાણે છે તે. પ્રમાતા, પ્રમાણુ, અને પ્રમેય ત્રિપુટીથી આત્મસ્વરુપ જાણી શકાશે નહિ; ત્રિપુટી દ્વૈત પ્રતીત કરે છે. જેના થકી આ ત્રિપુટી પ્રકાશવાન થઈ છે તે પ્રકાશજ આત્મસ્વરુપ છે એવું જાણવું, તેજ આત્મસ્વરુપનું જાણવું છે. પ્રમાતા, પ્રમેય, એ એક બીજાથી ભિન્ન છે. અહં-ભાવ એ પ્રમાતા છે. જે વૃત્તિ નેત્રદ્વારા બહાર પ્રકાશે છે તે પ્રમાણુ છે; અને બાહ્ય વસ્તુ પ્રમેય છે. ચૈતન્યસ્વરુપ અખંડ અને સ્વયંપ્રકાશ હોવાથી તેમાં અજ્ઞાન વાસ્તવ રહી શકતું નથી. ત્રિપુટીથી થયેલા જ્ઞાનને “ પ્રમાજ્ઞાન ” કહે છે. વૃત્તિનો સ્વભાવ એવો છે કે જે વિષય ઉપર તે લાગે છે તે વિષયનું આવરણ ભંગ કરીને તદાકાર થઈ તેનું જ્ઞાન પ્રાપ્ત કરી લે છે. વૃત્તિ છે ત્યાંસુધી પદાર્થનું જ્ઞાન થાય છે.

વૃત્તિના અભાવે સર્વ પદાર્થનો લય થાય છે. વૃત્તિ ઉપર સર્વ પદાર્થોનું અસ્તિત્વ છે, તેથી વૃત્તિને લીધે દેખાતા પદાર્થ કલ્પિત છે. વૃત્તિનો પ્રકાશ જેના થકી થાય છે તે બ્રહ્મસ્વરુપ છે. વિપરીત અધ્યાસને લીધે હું દેહવાળો કર્તા, ભોક્તા, જ્ઞાતા, જન્મવાન, મૃત્યુવાન છું એવો દઢ અભ્યાસ થાય છે, અને બ્રહ્મસ્વરુપ તરફ વૃત્તિ લાગતી નથી. સત્સંગતિથી ધીમે ધીમે વિષયો

તરફથી વૃત્તિ ફેરવવા પ્રયત્ન કર્યો હોય તો તે બદલાઈ બ્રહ્મસ્વરુપ તરફ વળશે. એક વખત બ્રહ્મસ્વરુપ તરફ વળી ત્યાં તદાકાર અને તન્મય થઈ, તો પછી ફરીથી વિષય તરફ લાગશે નહિ. વૃત્તિનો સ્વભાવ છે કે જે વિષય તરફ લાગે ત્યાં તે વિષયાકાર થઇ જાય. અભ્યાસથી ગમે તે વસ્તુ પ્રાપ્ત કરી શકાય છે. અભ્યાસનાં ત્રણ લક્ષણો છે–દીર્ઘકાળ, નિરંતર અને સત્કારબુદ્ધિ. અભ્યાસમાં કાળનો વિચાર કરવો નહિ. દીર્ઘકાળ એટલે ઘણા દિવસ સુધી અને નિરંતર એટલે સર્વકાળ નિયમિત વખતે અભ્યાસ કરવો જોઈએ. અભ્યાસ સત્કારબુદ્ધિથી થવો જોઇએ. વસ્તુમાં સત્કાર ( આસ્તિક ) બુદ્ધિ થયા સિવાય તેના તરફ લક્ષ લાગતું નથી અને અભ્યાસ થતો નથી. બ્રહ્મસ્વરુપ આપણેજ છીએ એવો દ્રઢ નિશ્ચય થવો એજ બ્રહ્મસ્વરુપની પ્રાપ્તિ છે. આપણાથી વ્યતિરેક બ્રહ્મ નથી. દેવદત્ત નામનો પુરુષ જેમ પોતેજ હોવા છતાં બીજી તરફ અનંત કાળ સુધી શોધ કર્યા કરે, તોપણ તેને તે મળશે નહિ; તેમ બ્રહ્મસ્વરુપ આપણે પોતેજ છીએ, છતાં બહાર બીજે ઠેકાણે શોધ કરીએ તો કાંઇ મળે નહિ. હું દેહવાન છુ એવી દીર્ઘકાળથી ચાલી આવતી ભાવનાનો નાશ કરી, હું પોતેજ બ્રહ્મસ્વરુપ છું એવી ભાવના કરવી જોઈએ. દેવદત્ત નામના પુરુષને જેમ એક પગલું પણ આગળ જવાની જરૂર નથી, પરંતુ હું જ દેવદત્ત છું એવી ભાવના કરવી જોઇએ, તેમ હું પોતેજ બ્રહ્મસ્વરુપ છું એવી ભાવના થવી જોઇએ. જીવત્વ છોડયા સિવાય ઈશ્વરત્વ પ્રાપ્ત થવાનું નહિ. કંગાળપણું છોડયા સિવાય રાજાપણું પ્રાપ્ત થવાનું નહિ. કંગાળપણું પણ રહેવા દેવું અને રાજા થવું એ બની શકે નહિ. જીવત્વપણું રાખીને પરમાત્મા સ્વરુપ કોઈ દિવસ પણ પ્રાપ્ત થશે નહિ. શરીરપરનું એક વસ્ત્ર કાઢી જેમ આપણે બીજું પરિધાન કરીએ, બીજું કાઢી ત્રીજું લઈએ, તેમ આ દેહરૂપી વસ્ત્ર કદાચ નાશ થયું, તો કાળજી કરવાની જરૂર નથી, બીજું નવું મળશે. પોતાનું અલ્પપણું પ્રથમ સમજાવું જોઈએ; એને કાઢવા સારૂ પ્રયત્ન કરી કાઢી નાખ્યું કે મહત્‌-પણું કાયમજ છે. માત્ર આપણે અલ્પ છીએ એવી જે દઢ વાસના છે તે નાશ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.”



૧૮–૬–૧૯૦૨.

## ( ૫ ) મનુષ્ય દેહની ઉત્તમતા

“ માનવદેહને અધિકારી અને શ્રેષ્ઠ કહેવાનું કારણ એ કે, તેનાથી માત્ર આત્મસ્વરુપની પ્રાપ્તિ કરી શકાય છે, બીજા કોઈ પણ શરીરથી એ બનવું શકય નથી. અચેતન પદાર્થમાં મન ન હોવાથી જ્ઞાન પ્રાપ્ત થતું નથી.

પશુપક્ષીઓમાં મન હોય છે, પણ તે તેમનાં શરીરવ્યાપાર પૂરતુંજ હોય છે. પશુપક્ષીઓના મનનો વ્યાપાર સ્વતંત્ર હોતો નથી તેથી માનવદેહ શ્રેષ્ઠ છે. દેવદાનવોનાં મન પુણ્યકર્મોનાં ફળો ભોગવવા તરફ લાગી રહે છે, માટે માનવ-દેહ તેથી પણ શ્રેષ્ઠ છે; કારણકે એમાં મન સ્વતંત્ર ક્રિયા કરે છે. 'ઇંદ્રિયો, દેહ, હું નથી.' ઇત્યાદિ વિચાર મન કરે છે તેથી તે શ્રેષ્ઠ છે. વસ્તુમાં વાસ્તવિક સુખ અથવા દુઃખ નથી. જે વસ્તુ એકને સુખકારક છે તે બીજાને દુઃખકારક છે. પશુપક્ષીઓને વિષય કાંઇ પણ શ્રમ કીધા સિવાય મળે છે. મનુષ્યમાં ઇચ્છા અમર્યાદિત હોય છે, જ્યારે બીજાં શરીરોમાં તે મર્યાદિત હોય છે. વૈરાગ્ય થવા સારૂ સત્વગુણ સંપાદન કરવો જોઈએ. અમૂલ્ય ચિંતામણિ જેવો આ દેહ પ્રાપ્ત થયો છે તે વ્યર્થ ગુમાવવો ન જોઇએ. ચિંતામણી જેની પાસે છે તેને સર્વ વસ્તુ મળીજ છે માટે તેની અમૂલ્ય કિંમત જાણી યોગ્ય ઉપયોગ કરવો જોઇએ. તેજ પ્રમાણે આ મનુષ્ય દેહની યોગ્યતા અને અધિકાર સમજીને વિચારદ્વારા સર્વ જગત્ જીતવું જાઇએ. વિચારદ્વારા સર્વ વિશ્વ, જે નામ રૂપથી પ્રતીત થાય છે તે અસત્ય છે એવું જાણવું એજ બંધનમાંથી મુકત થવું છે. સંસાર સર્વને છે; સંસારસુખ પ્રાપ્તિ સારૂ શ્રમ કરવાનું કારણ નથી. વિષયોનો આનન્દ વિષયો પરજ અવલંબી રહે છે. જે કર્મોથી દેહ પ્રાપ્ત થયો છે તે કર્મો તેનો ઉદરનિર્વાહ કર્યાજ જાય છે. રોગીને સારા થવાની ઇચ્છા હોય તો જેમ થોડા દિવસ કરી પાળવાની જરૂર છે, તેમ મન અને ઇંદ્રિઓનો વિષયો તરફથી નિગ્રહ કરવો જોઈએ. રોગીની એક વખત જેમ સ્થિતિ સારી થયા પછી ઔષધ અને કરીની જરૂર નથી, તેમ મન એક વખત બ્રહ્મસ્વરૂપ તરફ લાગ્યું અને તદાકાર થયું કે વિષયો તરફ લાગશે જ નહિ; અને પછી વિષયોથી એને નુકસાન પણ થશે નહિ. વિધિ અને નિષેધ પણ મનુષ્યોને લાગી રહ્યાં છે; પશુપક્ષીઓને લાગતાં નથી. બ્રહ્મસ્વરુપને પ્રાપ્ત થયો તેને વિધિ નિષેધ નથી. પોતાથી ભિન્ન હોનારી વસ્તુની ભીતિ છે. આપણે ખોવાઈ જઇશું એવી જેમ ધાસ્તી રહેતી નથી, તેમ એક વખત આત્મસ્વરુપની પ્રાપ્તિ થઈ કે પછી તે ખોવાઇ જવાની બિલકુલ ધાસ્તિ નથી. આનન્દ પ્રગટ કરવા સારૂ બહારના પદાર્થની જરૂર છે અને નિમિત્ત કારણ છે. જેમ ક્ષુધા હોય તો બહારનું અન્ન તૃપ્તિનું કારણ થાય છે, નહિ તો તેજ અન્ન અપ્રિય થાય છે, તેમ ઇચ્છા હોય તો વિષય સુખકારક લાગશે, નહિ તો અપ્રિય થઈ પડશે. ઇચ્છા કરવી એટલે જ મૂળ સ્વરુપનો આનન્દ નહિ જેવો કરવો. જેની અંતરદષ્ટિ થઇ છે તે હમેશાં આત્મસ્વરુપના આનન્દમાં નિમગ્ન રહે છે. નિરોગીને જેમ માત્રા-ઓથી ભરેલું દવાખાનું તુચ્છ છે, તેમ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયેલાને વિષય છે. પ્રત્યેક જીવ સુખની ઇચ્છા કરે છે, પરંતુ સુખરુપ વસ્તુ કઇ છે એનો વિચાર

ન કરવાથી અને સુખ શેમાં છે તે ન સમજવાથી વિપરીત મતિ થઈ વિષયો-માંજ સુખ છે એવું માની તેની પ્રાપ્તિ સારૂ પ્રયત્ન કરે છે અને દુઃખ પામે છે. આત્મસ્વરુપ સિવાય બીજી આનંદકારક વસ્તુ કોઈ નથી. જે વસ્તુનો કદિ પણ નાશ થતો નથી એવી વસ્તુ પ્રાપ્ત કરવી, તે એક આત્મવસ્તુજ છે; બાકી સર્વે અનાત્મ છે; માટે અનાત્મ વસ્તુની પ્રાપ્તિ એ અપ્રાપ્તિ જ છે. અનાત્મ વસ્તુના ધ્યાનથી જડ સ્થિતિ થાય છે. કામ, ક્રોધ, લોભ, મત્સર, એ મન અને ઈંદ્રિઓને મોહિત કરીને વિષયો તરફ આકર્ષણ કરાવી, તે ઉપર તન્મય બનાવી દે છે. કામ ક્રોધાદિક એ આપણા રિપુ હોઇને જુગારી છે. જુગારી જેમ કોઈને પ્રથમ થોડો લાભ દેખાડી આખરે મોહિત કરી પૂર્ણપણે ફસાવે છે, તેમ કામ ક્રોધાદિક જુગારી મનાદિકને પ્રીતિ લગાડી મોહિત કરી વિષયોમાં ફસાવે છે.”

---

૧૯-૬-૧૯૦૨

## ૬. મનુષ્ય જીવનનું સાફલ્ય.

“મહત્ કાર્ય કરવાને ધૈર્ય જોઈએ. જેમ સમુદ્રમાંથી તરીને બહાર આવવાને ધૈર્ય જોઈએ, તેમ આ જન્મરુપી સમુદ્રમાંથી પણ બહાર તરી આવવાને ધીરજ જોઈએ. જન્મમાંથી તરવું એટલે જીવનમુક્ત થવું; તે સ્થિતિ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. પ્રયત્ન કર્યા સિવાય ફળની સિદ્ધિ થશે નહિ. આકાશ જડ અને વ્યાપક છે, પરંતુ આત્મ-સ્વરુપ અજડ હોઇ સર્વત્ર વ્યાપક છે; અને તે સ્વયંપ્રકાશ ને આનંદમય છે. મરણ સમયે મનુષ્યની વિષય પરની આસક્તિ નાશ પામે છે. તે સમયે પ્રાધા-ન્યપણે વાસના માત્ર ભાસવા માંડે છે, અને તે જેવી હોય છે તેવો તેને પછીનો જન્મ પ્રાપ્ત થાય છે. આકાશ જેમ એકજ છે, તેમ બ્રહ્મસ્વરુપ· અદ્વિતીય, અખંડ, એકરસ, આનંદમય અને સર્વત્ર વ્યાપક છે. આકાશમાં ઉપાધિને લીધે જેમ ભિન્ન ભિન્ન ભાગ દેખાય છે, તેમ સંકલ્પવિકલ્પાદિકને લીધે બ્રહ્મસ્વરુપમાં વિકાર દેખાય છે. જે પ્રમાણે પાટી પર કાઢેલાં ચિત્રો—પુરુષ, સ્ત્રી, ફળ, પથ્થર, વૃક્ષ ઇત્યાદિકમાં મૂળ અધિષ્ઠાન પાટી જ છે, અને પાટીપર દેખાતાં ચિત્રો પાટીથી વ્યતિરિક્ત બીજાં કાંઇ નથી, એટલે પાટી જ ચિત્રરૂપે દેખાય છે; તેમ વિશ્વમાંના સર્વે પદાર્થોનું ચૈતન્યસ્વરુપજ અધિષ્ઠાન છે, અને તેજ જગત્‌રુપે દેખાય છે. આત્મજ્ઞાન પ્રાપ્ત થયું એટલે ફરીથી જન્મ નથી. આત્મજ્ઞાનનું અવાંતર ફળ અનેક પદાર્થોના ભોગ છે. જેમ વૃક્ષ રોપવામાં મુખ્ય હેતુ ફળ મળવાં એમે અવાંતર હેતુ છાયા મળવી છે,

તેમ ભોગ એ આત્મજ્ઞાનનું અવાંતર ફળ છે. પ્રત્યેક કામમાં ધૈર્ય અને ઉત્સાહ જોઇએ. બ્રહ્માના આયુષ્યની દષ્ટિમાં આપણું આયુષ્ય તદન જ થોડું છે. પુરુષાર્થથી જે જોઇએ તે વસ્તુ પ્રાપ્ત કરી શકાય છે. અનુકૂળ સામગ્રી માત્ર મળવી જોઇએ. જીવોના સ્વરુપનો વિચાર કરીએ તો કેવળ ભિન્ન છે; દેવ, મનુષ્ય, સ્રી, બળદ, કીડી, હાથી, ચકલી ઇત્યાદિકોમાં ઘણીજ ભિન્નતા માલમ પડશે. અનેક જીવ છે તેમનાં કાર્યો અને સ્વરુપો ભિન્ન દેખાય છે. આપણા શરીરમાં પણ અનેક જીવો છે. એક નાના જીવના મુકાબલામાં બીજા જીવને મોટાપણું આવે છે. ઇશ્વર (બ્રહ્માદિ) પણ એક મહાન જીવ છે. બાકીના સર્વ જીવોનો સમાવેશ તેમાં થાય છે, તેથી ઇશ્વરને મહાન્ એ નામ પ્રાપ્ત થયું છે. પ્રત્યેક વસ્તુનાં બે સ્વરુપો છે–સાકાર અને નિરાકાર. સાકારસ્વરુપ વારંવાર બદલાય છે, એટલે એકની જગાએ બીજો કારણપરત્વે આવે છે, પરંતુ સત્તા એક સરખી રાજાથી રંક સુધી ચાલી આવે છે તેનો ઉપયોગ સર્વ કોઈ કરે છે. રાજાના હાથ નીચે નાના મોટા સત્તાધારી નોકર હોય છે, તે કદાચ નોકરી છોડી જાય, તો તે ઠેકાણે બીજા નિમીને સત્તા કાયમ ચાલતી રાખવામાં આવે છે. એ પ્રમાણે પરમાત્માની સત્તાથી સર્વ જગત્‌માં પ્રાણી અને પદાર્થ પોતપોતાનાં કર્તવ્ય અને વ્યાપાર કર્યા કરે છે. જેમ રાજા કાંઈ કરતો નથી, બીજા લોક કર્યા કરે છે, તેમ પરમાત્મસ્વરુપ પોતે કાંઇ કરતું નથી, તેની સત્તાના આશ્રયથી પ્રત્યેક પ્રાણી પોતપોતાનું કામ કર્યે જાય છે. આકાશ, વાયુ, ઈત્યાદિ પોતપોતાનાં કામો કરે છે. જેમ સૂર્ય સ્વતઃ પ્રકાશથી પ્રકાશિત થાય છે અને સૂર્યકાન્તમણિમાં તેનો પ્રકાશ દેખાય છે, પણ બીજા પથ્થરોમાં મલિનતાને લીધે દેખાતો નથી; તેમ દેવતાદિકોમાં સત્વગુણ અધિક છે તેથી તેમનામાં જ્ઞાનનો વધારે પ્રકાશ પડે છે, અને અસુરો વગેરેમાં તમોગુણ હોવાથી તે પડતો નથી. ઇશ્વર ઉપર આ દોષ બિલકુલ નથી. જેવી જેની યોગ્યતા, અધિકાર અને શુદ્ધતા, તેવો તેને આત્મસ્વરુપનો પ્રકાશ ભાસે છે. ઈશ્વરની બુદ્ધિ વિષમ નથી. લીલા બુદ્ધિથી પ્રત્યેકની પાસેથી જુદાં જુદાં કામો કરાવે છે. સૂત્રધાર જેમ બે ઢીંગલીઓની કુસ્તિમાં દોરી હાથમાં લઈ નચાવે છે; કોઈ વખત જમણા હાથ તરફની દોરી નીચે કરી ડાબા હાથમાંની ઉંચી કરી તેના ઉપર મૂકે છે, પરંતુ તેના મનમાં વિષમ ભાવ હોતો નથી; વળી બાળક જેમ કોઇ પદાર્થમાં અભિમાન કરે છે અને કોઈમાં કરતો નથી, પણ તેને વિષમ બુદ્ધિ હોતી નથી; જેમ રાજા પોતાની સત્તાને લીધે પ્રધાન પાસે, મંત્રી પાસે અને નોકર પાસે તેની યોગ્યતાનું કામ કરાવે છે, તેમ ઇશ્વર પોતાની સત્તા દ્વારા પ્રાણી માત્ર પાસેથી સહુસહુની યોગ્તારુપ કામ કરાવે છે. અમુક એક પુરુષને સંકટ અથવા મોટું દુઃખ આવી પડે, તે

વખતે જેમ કોઇ પરોપકારી પુરુષ પ્રસન્ન થઈ તેનું સંકટ નિવારણ કરે છે, ત્યારે તે દુઃખ હરણ કરનારનો ઉપકાર માને છે; પણ થોડા સમય પછી તેને સંપત્તિ મળે છે ત્યારે તે પરોપકારી પુરુષને ભૂલી જાય છે, અને સર્વ પોતાનાજ પ્રયત્નથી મળ્યું છે એવું અભિમાન કરે છે, પણ આવી સ્થિતિ પ્રાપ્ત થવાનું કારણ તે પુરુષજ છે એવું સમજતો નથી; તેમ ઇશ્વરે જીવની દુઃખમય સ્થિતિ જોઇને આ દેહ પ્રાપ્ત કરી આપ્યો છે, તો પરમેશ્વરની કૃપા ન વિસરતાં દેહનો યથાર્થ ઉપયોગ કરવો જોઇએ. અર્થાત્ વિષયોમાં મન ઘાલવું નહિ અને મન તથા ઈંદ્રિઓનો વિષયભોગ કરવામાં ઉપયોગ કરવો નહિ, પણ પરમાત્મસ્વરુપની પ્રાપ્તિ કરી લેવા તરફ લક્ષ લગાડવું. મનુષ્યે આ દેહ શા માટે પરમેશ્વરે આપ્યો છે તેનો વિચાર ન કર્યો અને વિષયભોગ ભોગવવા ઉપરજ લક્ષ આપ્યું, તો તેણે જન્મ વ્યર્થ ગુમાવ્યો એમ કહેવાશે, અને બીજી હલકી યોનિમાં જન્મ પામી અસહ્ય દુઃખો તેને ભોગવવાં પડશે. આનો વિચાર કરીને આત્મસ્વરુપની પ્રાપ્તિ તરફ અર્થાત્ મુક્તિ મેળવવા તરફ લક્ષ લગાડવું.”

---

૨૦-૬-૧૯૦૨.

## (૭) દેહાભિમાન.

“ દેવતાદિકોને શરીરપ્રાપ્તિનું અભિમાન હોય છે. અભિમાન રજોગુણથી ઉત્પન્ન થઇને પાપકર્મ કરવાને પ્રવૃત્ત કરાવે છે. ઉપકારના બદલામાં અપકાર કરવો એ મોટું પાપ છે, અને તે પાપથી ઘણાં સંકટો ભોગવવાં પડે છે. કૃતઘ્નતાનો દોષ બ્રહ્મહત્યાના દોષ કરતાં મોટો છે, કારણ બ્રહ્મહત્યાનો દોષ અન્ય સાધનોથી નિવારણ કરી શકાય છે, પણ કૃતઘ્નતાનો દોષ નિવારણ થઈ શકતો નથી. અવિવેકી અને ભેદદૃષ્ટિવાળો પોતાની તેમજ બીજાની હાની કરે છે. જે પોતાની પ્રશંસા કરી બીજાની નિંદા કરે છે, તેને આત્મઘાતી અને વિશ્વાસઘાતીપણાનો એવા બે દોષો લાગે છે. આત્મઘાત અને વિશ્વાસઘાત કરતાં બીજું મહાન્ પાપ નથી; અને તે પાપ બીજા કોઈપણ સાધનથી નિવારણ કરી શકાતું નથી. પોતામાં આત્મા છે અને બીજામાં નથી એવું માનવું એ કૃતઘ્નપણું છે. દેવતાદિકોનાં, આપણાં અને અન્ય પ્રાણીઓનાં શરીરો એક પરમાત્માનાંજ છે, માટે અભિમાન રાખવાનું કાંઇ કારણ નથી એવું સમજી ભેદબુદ્ધિ કાઢી નાખવી.”

૨૧-૬-૧૯૦૨.

## (૮) વ્યષ્ટિસમષ્ટિ.

" પરમેશ્વરે પ્રથમ અનેક સ્વરુપે પ્રગટ થવાનો સંકલ્પ કરીને માયાઉપહિત પંચમહાભૂતાત્મક સૃષ્ટિ ઉત્પન્ન કરી. આકાશ, વાયુ, તેજ, જળ, અને પૃથ્વી એ પંચમહાભૂતોથી સ્થૂલ સૃષ્ટિ નિર્માણ કરી પ્રથમ પરમાત્મા જે વ્યષ્ટિરુપે હતા તે સમષ્ટિરુપે પ્રગટ થયા. પંચમહાભૂતની આ સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે એવો વિચાર કરીને પ્રત્યેક વ્યક્તિનો તેના મૂળ કારણમાં લય કરવો. પ્રથમ સર્વ જગત્ મૃત્તિકામાંથી થયું છે એવું સમજીને જગત્‌નો પૃથ્વીમાં, પૃથ્વીનો જળમાં જળનો તેજમાં, તેજનો વાયુમાં, વાયુનો આકાશમાં, અને આકાશનો માયામાં લય કરવો. માયામાંથી સર્વ જગત્ ઉત્પન્ન થયું છે; માયા પરમાત્મસ્વરુપમાં-થીજ થઈ છે, અને આખર સર્વનું મૂળકારણ પરમાત્મસ્વરુપજ છે એમ સમજવું. આવી રીતે જ્ઞાન થયું કે ભેદ રહેશે નહિ. વ્યષ્ટિનું રુપજ સમષ્ટિ છે. વ્યષ્ટિ સમષ્ટિમાં ભેદ નથી; ફક્ત નામ માત્રમાં ભેદ છે. અનેક વ્યષ્ટિ થઇને સમષ્ટિસ્વરુપ થાય છે. વ્યષ્ટિ અનેક રુપે અને સમષ્ટિ એક. જેમ વટાણાના દાણા અને વટાણાનો ઢગલો. દાણા એ વ્યષ્ટિ અને ઢગલો એ સમષ્ટિ. એક દાણાના અને અનેક દાણાના સ્વરુપમાં ભેદ નથી. ભેદ માત્ર નામમાં છે. વ્યવહારમાં એક વસ્તુથી બીજી વસ્તુ ભિન્ન બતાવવા અને વ્યવહાર સરળપણે ચાલે તે સારૂ માત્ર નામોની આવશ્યક્તા છે. સૃષ્ટિમાં અનેક વસ્તુ છે એમ આપણે જાણીએ છીએ તેથી નામરુપની જરૂર છે. એક પરમાત્માજ વ્યાપી રહ્યા છે; અને સર્વ કાંઈ પરમાત્માનુંજ સ્વરુપ છે એવું જ્ઞાન થયું, તો પછી જુદાં જુદા નામોની જરૂર નથી. જેમ તબેલામાં અનેક ઘોડા છે; શેઠે નોકરને ઘોડો લાવવા હુકમ કીધો, પણ કયો લાવવો તેની ગુંચવણમાં તે પડે છે; પણ નામ દઇને ' અમુક લાવ ' એમ કહે તો તાબડતોબ લાવે છે; અને જો તબેલામાં એકજ ઘોડો હોય તો પછી ' ઘોડો લાવ ' એટલું કહેવું બસ છે. તેમ એક પરમાત્માસ્વરુપજ વ્યાપીને રહ્યું છે એવું જ્ઞાન થાય તો પછી નામોની જરૂર નથી. નામરુપ સત્ય નથી એ પણ આપણને અનુભવ ઉપરથીજ સમજાય છે. નામરુપ એ વસ્તુની ઉત્પત્તિ પછી અપાયેલાં છે. નામ વારંવાર બદલાય છે. એકનું નામ કૃષ્ણા છે તેને દત્તક આપવામાં આવે તો તે નામ બદલી બીજું અપાય છે, અને પછી તે નામથી પ્રસિદ્ધિમાં આવે છે અને પૂર્વનું નામ અદૃશ્ય થઈ જાય છે. જો નામ સત્ય હોત તો પછી તે, કોઈપણ પ્રકારે બદલાત નહિ. વસ્તુનો નાશ થયો કે નામરુપનો નાશ થાય છે એ અનુભવમાં આવે છે. વસ્તુનો નાશ એટલે વાસ્તવિક મૂળ સ્વરુપનો કાંઈ નાશ થતો નથી; ફક્ત મૂળસ્વરુપ અદૃશ્ય રહે છે. જેમ કાગળ ફાડી નાખ્યો કે કકડા એવું

નામ અપાય છે, તેથી કાંઈ કાગળનો સમૂળગો નાશ થયો એમ કહેવાશે નહિ. તેમ નામરૂપનો નાશ થાય છે; સત્ય જે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપે છે તેનો નાશ થતો નથી; તે તો સર્વવ્યાપક છે.”



## * રા. માધવરાવ સરાફનો પત્ર.

“મને વેદાંતવિષય કાંઇજ માલમ નહોતો. પ્રથમ મનમાં વૈરાગ્યનો કાઇ અંકુર ઉત્પન્ન “થયો, તેથી ગુરુ મેળવવા પુષ્કળ ભટકયો. કોઇ પણ સાધુ સંન્યાસી મળે કે તેનેજ ગુરુ “કરૂં એવું ચિત્ત થાય, પરંતુ થોડો વખત સંગ કરવાથી તેનું વાસનાસંયુક્ત મન જોઇ “વૃત્તિ ઉઠી જાય. આની રીતે મનમાં શાન્તિ ન થતાં ઉલટી અશાન્તિ વધવા લાગી. થોડા “સમય પછી દૈવવશાત્ અહીંઆના એક સદ્ગૃહસ્થ આગળ મેં આ સંબંધી વાત કરી, “તેથી તેઓ ગુરુમહારાજ લલ્લુભાઇ પાસે મને તેડી ગયા. વૈરાગ્ય તો મારા ચિત્તમાં “હતોજ, તેથી પહેલેજ દિવસે મહારાજના ઉત્તમ અને રસાળ વચનોથી મારા મન પર “એટલી અસર થઇ કે બીજું અઠવાડિયું કયારે આવે તેની રાહ જોવા લાગ્યો. કારણ તે “વખતે અઠવાડિયામાં એકજ દિવસ એટલે રવિવારે શ્રવણ થતું હતું, અને સાંભળવા “મંડળી પણ ઘણી થોડી આવતી હતી. જેમ જેમ ગુરુમહારાજની કીર્તિ બહાર પ્રસરતી “ગઇ, તેમ તેમ લોકોની ઠઠ વિશેષ જામવા લાગી, અને જે ઓરડામાં શ્રવણ ચાલતું “હતું તે જગા સાંકડી પડવાથી બહાર બેસવાનું રાખ્યું. સર્વ મંડળીના આગ્રહથી નિત્ય “પ્રાતઃકાળે વેદાંતનિરુપણ શરૂ કીધું. તે વખતે પણ શિષ્યમંડળીની ઠઠ ઘણી થતી. મહા-“રાજનો સવારે ચાર વાગે ઉઠી જપ ધ્યાનાદિનો વિધિ ઘણાં વર્ષથી ચાલતો આવેલો “હોવાથી એમની કાંતિ એટલી દિવ્ય દેખાતી હતી, કે તેમનું ઉજ્વળ સ્વરુપ જોતાં વાગ “મુમુક્ષુના ચિત્તમાં અત્યંત શ્રદ્ધા ઉત્પન્ન થતી. શ્રીગુરુમહારાજનો બંગલો ×ત્રણ “માઇલ દૂર હતો, છતાં અમે દરરોજ ઘણું કરી શ્રવણ સારૂ જતા. તેમની વેદાંતનિષ્ઠા, “ગંભીર વાણી, ઉદાર બુદ્ધિ અને મુમુક્ષુ પર કૃપાદષ્ટિ જોઇ કોઇ પણ મનુષ્યના મનમા પ્રેમ “ઉત્પન્ન થયા સિવાય રહેતો નહિ. મેં વેદાત વિષય નિરુપણ કરનારા ઘણા જોયા છે, “પણ મહારાજના જેવા, અધિકારને લઇ સયુક્તિક ઉત્તર આપી શંકાનું નિવારણ કરનાર “અને પ્રેમ બુદ્ધથી ખરી લાગણી પૂર્વક ઉપદેશ કરનાર આ જગતમા ઉદાર નરરત્નો “ઘણાંજ થોડા મળશે, એમ ત્રણ વાર ઠોકીને કહ્યા સિવાય મારાથી રહેવાતું નથી. આ “અતિશયોક્તિ નથી; પણ જેને આ સજ્જન સદ્ગુરુમૂર્તિનો સમાગમ થોડો પણ થયો “હશે, તેને એમના ગુણ જરૂર જણાયા હશે. શાસ્ત્રી અને તર્ક કરનારા વિદ્વાન ઘણા “મળશે, પણ એમના જેવી સમજણ આપનારા અનુભવી થોડાજ મળશે એમા કાંઇ

---

* લખવાને ઘણો દિલગીર છું કે સદરહુ ગૃહસ્થ આ પત્ર લખી મોકલ્યા બાદ થોડા વખતમાં બેલગામમાં સ્વર્ગસ્થ થયા છે. એઓ પૂર્ણ મુમુક્ષુ અને વેદાત શાસ્ત્રના ઉત્તમ અધિકારી હતા.

× રા. માધવરાવ વગેરે કેટલીક મંડળી બેલગામની પાસે શહાપુરમાં રહેતી હતી, તેથી તેમને બંગલો ત્રણ માઇલ દૂર પડતો.

"શંશય નથી. એક વખત એવું બન્યું કે અહીંઆના એક ગૃહસ્થ જેમને પુષ્કળ શિષ્યો છે "અને વેદાંત વિષયમા સારા કુશળ છે, તેઓ પોતાના શિષ્યોના આગ્રહથી ગુરુ મહારાજની "કીર્તિ સાંભળી એઓ કેવી રીતે વેદાંતનું નિરુપણ કરે છે તે ખાસ જોવા સારૂ શ્રવણમાં "આવ્યા. એક પછી એક કાંઇ કાંઇ શંકા ઉઠાવે પણ ગુરુમહારાજે થોડાજ વખતમાં તે "સર્વ શંકાઓનું નિવારણ સારી યુક્તિથી કરી આપ્યું, તેથી ગુરુમહારાજના વચનથી "તેમના મન પર એવી સચોટ છાપ બેઠી કે તેમને પૂર્ણ પશ્ચાત્તાપ થયો, અને પોતાના "શિષ્યસહ સદ્‌ગુરુના દાસ બની રોજ સવારે શ્રવણમાં આવવા લાગ્યા. પછી ધીમે ધીમે "મહારાજનાં વચનોથી તેમનો અહંકાર એટલો ગળી ગયો કે શ્રવણ સમયે તેમનાં નેત્રો-"માથી વારંવાર આનંદાશ્રુ પડતાં. આ ગૃહસ્થે એક વખત મને કહ્યું કે અત્યાર સુધીમાં "મેં બે સારા ગુરુ જોયા છે, અને તેમની જોડીના આ ત્રીજા ગુરુ મને મળ્યા તેથી "ધન્ય થયો છું એજ ગૃહસ્થ હાલમાં પૂર્ણ આત્મરત થવાથી શાન્ત અને નિરાભમાની "બન્યા છે. સારાંશ કે આ ગુરુનો જેને જેને સમાગમ થયો છે તે તે શાન્ત થયા સિવાય "રહ્યા નથી. કેટલાક ગૃહસ્થ અને શાસ્ત્રી દૂર દેશાંતરથી મહારાજનાં દર્શન સારૂ આવતા. "મહારાજ તેમની શંકાઓનું સમાધાન કરી સારી રીતે આદરસત્કારથી તેમને રવાના કરતા. "આ પ્રમાણે મહારાજનું નિરભિમાનપણું જોઇ સર્વ કોઇ ચકિત થતું. જગતમાં વિદ્વાન "અને સંપત્તિયુક્ત હોવા છતાં નિરભિમાની અને શાન્ત હોવું ઘણુંજ કઠણ છે, પણ તે "બન્ને ગુણો ગુરુમહારાજમાં નિત્ય વાસ કરતા હતા. મહારાજની દયાનો તો કાંઇ પારજ "નહોતો. કોઇ પણ સત્પાત્ર ગરીબ હોય તો તેની ઇચ્છા બહાર તેને દાન કરતા તેની અમે "પ્રત્યક્ષ ખાત્રી કરી છે. દુઃખી જોઇ તેમના અંતઃકરણમાં ઘણીજ દયાની લાગણી ઉભરાઇ "આવતી અને પોતાથી બનતી મદદ કરતા. મહારાજને વેદાત વિષય પ્રતિપાદન કરવાનો "એટલો અભ્યાસ હતો, કે બબ્બે ત્રણ ત્રણ કલાક બોલતા તો પણ શ્રમ પડયો છે એવું "દેખાતું નહિ. આ તેમનામાં અલૌકિક ગુણ હતો. ખુલ્લા મેદાનમાં ફરવા જતા ત્યાં પણ "વેદાંત વિષયજ કાઢતા. બંગલામાં આ વિષય સિવાય વ્યવહારિક બાબત કોઇ બોલતું તો "તેમને બિલકૂલ પસંદ પડતું નહિ. ગુરુ મહારાજના સમાગમમાં અમે પાંચ વર્ષ રહ્યા તે "દરમ્યાન એક દિવસ પણ એમની મુદ્રા ખિન્ન અમને દેખાઇ નથી. હમેશા એમનું વદન "એટલું પ્રફુલ્લિત રહેતું કે મુમુક્ષુને સ્વાભાવિક રીતે એમના પર પ્રેમ ઉત્પન્ન થતો. સર્વ-"ગુણસંપન્ન આવા મહાત્મા મળવા ઘણા દુર્લભ છે. જેને દૈવ અનુકૂળ હોય તેનેજ આવા "ગુરુ પર શ્રદ્ધા ચોંટે અને જ્ઞાન ઉત્પન્ન થઇ શાન્તિ થાય. ગુરુમહારાજના ગુણોનું વર્ણન "જેટલું કરૂં તેટલું ઓછું છે. એમની પાસે શ્રવણ કરતી વખતે તેમના મુખથી વખતો "વખત જે દૃષ્ટાંતો અને સુંદર અનુભવી વચનો નીકળતાં તે અલ્પમતિથી મનમાં ગ્રહણ "કરી રાખ્યાં હતાં, તે નીચે આપું છું:—"

## ( ૧ ) બ્રહ્મની જગતમાં વ્યાપ્તિ.

" સાકરમાં જેમ મીઠાશ અંતર બહાર બધે વ્યાપી રહી છે તેમ બ્રહ્મ જગત્‌માં વ્યાપી રહ્યું છે. મીઠાશ સાકરમાં છે પણ સાકરથી તે જુદી નથી; કારણ કે સાકર બનતાં પૂર્વે પણ તે રસમાં એકરુપ થઇ રહી હતી; રસના પહેલાં શેરડીમાં હતી, અને તે પહેલાં બીજમાં અવ્યકતરુપે હતી. સાકર, શેરડી, વગેરે નામ મિથ્યા છે, કારણ કે પરસ્પરમાં તેનો અભાવ છે; પણ મીઠાશની ભાવરુપતા કદી નાશ થતી નથી; તે તો સદા સર્વકાળ બની રહી છે. મીઠાશ સત્ય છે, બાકીનાં સર્વ નામરુપ મિથ્યા છે. એ પ્રમાણે સત્‌ચિત્‌આનંદરુપી બ્રહ્મ જગત્‌માં વ્યાપી રહ્યું છે. પરસ્પરમાં વસ્તુનો અભાવ થાય છે, પણ બ્રહ્મની અન્વયરુપતા સર્વમાં છે, અને તેનો અભાવ કદિ પણ થતો નથી, કારણ કે કોઈ પણ વસ્તુ અસ્તિત્વ સિવાય નથી; અસ્તિત્વ એજ બ્રહ્મ સર્વમાં વ્યાપી રહ્યું છે."

---

## ( ૨ ) સર્વનો પ્રકાશ આત્મા છે.

"જેમ દીવો ઘરમાં સળગાવ્યો કે તેનું અજવાળું બારી વાટે બહાર પડી બહારની વસ્તુને પ્રકાશે છે, તેમ આત્મા શરીરમાં પ્રકાશમાન છે તે મનોવિકારને જાણે છે, અને ઇંદ્રિયાદિ દ્વારા પ્રકાશ પાડી બહારના વિષયોને પ્રકાશિત કરે છે. અર્થાત્ સર્વનો પ્રકાશક આત્મા છે."

---

## ( ૩ ) જીવનમુક્તિનું બીજ નિરપેક્ષતા છે.

" જેને પરમાર્થ સાધવો છે તેણે પ્રથમ ઇચ્છા રહિત થવું જોઇએ. કારણ કે તેમ થવાથી ઇશ્વરમાં દૃઢ ભક્તિ ઉત્પન્ન થાય છે અને પછી વૈરાગ્ય થઈ જીવનમુકિત મળે છે. જીવનમુકિતનું બીજ નિરપેક્ષતા છે અને જીવનમુકિત એનું ફળ છે."

---

## ( ૪ ) માયા ભેદ દર્શાવે છે.

" આપણે એકજ છીએ પણ આરસો વચમાં મૂકવાથી બિંબ પ્રતિબિંબ એવો ભેદ થાય છે, તેમ પરમાત્મા એકજ હોઇ ભેદ ન છતાં માયા વચમાં આવવાથી ભેદ રુપી ભ્રમ ભાસે છે. વચમાંનો આરસો કાઢી લેતાં જેમ બિંબ પ્રતિબિંબ ભાવ નાશ પામે છે, તેમ ભેદ ઉત્પન્ન કરવાવાળી કલ્પના–માયા નાશ થઇ કે શુદ્ધ બ્રહ્મ પ્રતીત થાય છે."

---

## ( ૫ ) આત્માનું અસ્તિત્વ.

" કાળનું સ્વરૂપ અતિ સૂક્ષ્મ હોવા છતાં અનુમાનથી સિદ્ધ થાય છે. પદાર્થોનાં જુદાં જુદાં રૂપો થવામાં જે આધાર અને નિમિત્ત તે કાળ. આત્મા અતિ સૂક્ષ્મ હોવા છતાં સર્વ પ્રકારની વસ્તુને અસ્તિત્વ અને ભાતિત્વ આપે છે તેથી આત્માના અસ્તિત્વનું અનુમાન સિદ્ધ થાય છે. "

---

## ( ૬ ) અનેક કલ્પનાએથી વસ્તુ સિદ્ધ થતી નથી.

" એક સદ્‌વસ્તુ અનેક કલ્પનાઓથી આધારભૂત થાય છે, અર્થાત્ એક વસ્તુમાં અનેક કલ્પનાઓ થાય છે, પરંતુ અનેક કલ્પનાઓથી એક વસ્તુ સિદ્ધ થતી નથી. દોરીમાં સર્પ, દંડ, જળધારા, એવી અનેક કલ્પનાઓ થાય છે, પરંતુ સર્પ, દંડ, અને જળધારા મળીને કાંઇ એક રજ્જુની સિદ્ધિ થતી નથી."

---

## ( ૭ ) આત્માની ચેતનતા ગુણો પર આધાર રાખે છે.

"આત્મા સ્વરુપથી વ્યાપક છે, તોપણ સત્વ, રજ, તમ ગુણોએ કરી એમાં ભિન્નતા આવે છે, અને કોઈ ઠેકાણે કમી કોઇ ઠેકાણે જાસ્તી પ્રતીત થાય છે. સત્વગુણનું પ્રમાણ અધિક હોવાથી ચૈતન્યની વ્યાપ્તિ જાસ્તી પ્રગટ થાય છે;અને તમોગુણનું પ્રમાણ વધારે થવાથી સ્વરુપાવરણ અધિક થઇ ચેતનતા કમી થાય છે. રજોગુણનું પ્રમાણ વધવાથી જ્ઞાનમાં સ્થિરતા કમી થાય છે અને સુખ દુઃખ બન્ને પ્રગટ થાય છે. સત્વમાં સુખ અધિક, તમોગુણમાં દુઃખ અધિક, અને રજોગુણમાં બન્ને સમાન છે. તમોગુણમાં ચેતનતા નથી એવું માનવાનું કાંઈ કારણ નથી. ચેતનતા તો પ્રત્યેક વસ્તુમાં છે. અગ્નિમાં જેમ પ્રકાશ અને દાહકતા બે ધર્મો રહ્યા છે, તેમ તણખામાં પણ તેજ ધર્મો રહ્યા છે. સ્ફુલિંગમાં (તણખામાં) બીજી વસ્તુને પ્રકાશ કરવાની શક્તિ નથી, પરંતુ ' હું છું ' એટલુંજ બતાવવા તેનો પ્રકાશ છે. તે પ્રમાણે બાહ્ય જડ વસ્તુમાં ચેતનતા નથી એમ માનવાનું કાંઈ કારણ નથી. ચેતનતા ન હોય તો વસ્તુ પ્રતીત થાયજ નહિ. તેમાં ચેતનતા માત્ર એટલીજ કે ' અમે છીએ ' એ બીજાને ભાન કરાવવું. વસ્તુ જેમ ચેતનતાની સમીપ તેમ તેમાં ચેતનતા અધિક અને જડતા કમી. દાખલા તરીકે " અહં–હું " સ્ફુરણ ચૈતન્યની ઘણું પાસે છે તેથી તેમાં જેટલું તે પ્રગટ થાય છે તેના કરતાં મનમાં કમી; મન કરતાં ઇંદ્રિઓમાં કમી; તેના કરતાં શરીરના અવયવોમાં કમી; અને તે કરતાં પણ બહારના પદાર્થોમાં કમી. સારાંશ કે, ચેતનતાથી જેટલા પ્રમાણમાં વસ્તુ દૂર હોય છે તેટલા પ્રમાણમાં તે તેમાં કમી જણાય છે. વસ્તુતઃ મન પણ બહારની વસ્તુની

માફક જડજ છે, પરંતુ આત્માની સમીપ હોવાને લીધે ચેતનમય થયેલું ભાસે છે. આ ઉપરથી એ સમજવાનું કે શરીર જીવતું હોય છે ત્યાંસુધી ચેતનમય દેખાય છે; ચેતન તેમાંથી નીકળી ગયું કે કાષ્ટ જેવું થઇ જાય છે.”

## ( ૮ ) આત્મચિંતનની આવશ્યકતા.

“ વિજળીના ક્ષણિક પ્રકાશમાં સોયના નાકામાં દોરો પરોવવો જેટલો કઠણ છે અને તેમ કરવામાં જેટલું ડહાપણ સમાયેલું છે, તેટલુંજ આ ક્ષણિક મનુષ્ય દેહમાં પરમાર્થ સાધવામાં છે; માટે ક્ષણિક દેહ ઉપરથી આસ્થા ઉઠાવી આત્મચિંતન કરવામાં ત્વરા કરવી જોઈએ.”

## ( ૯ ) ગુરુ એક પણ ઉત્તમ કરવા.

“ચાર ચાર હાથ ઉંડા ઘણા કુવા ખોદવા કરતાં એકજ કુવો પચાસ હાથ ઉંડો ખોદવો તે સારૂં; કારણ કે અહીંઆ ચાર હાથ, ત્યાં ચાર હાથ, આખી જીંદગી ખોદ્યા કરીએ તોપણ પાણી મળશે નહિ. તેમ સિદ્ધાંતમાં અનેક ગુરુ કરીને છોડી દેવા કરતાં એકજ સારા ગુરુ કરી તેની પાસે આત્મજ્ઞાન મેળવવું. ઘણા ગુરુ કરવાથી એકનો પણ અનુગ્રહ થઇ જ્ઞાન પ્રાપ્ત થતું નથી. ગુણો ગમે તેનાથી ભલે ગ્રહણ કરવા; જેમ દત્તાત્રયે કીધું હતું તેમ.”

## ( ૧૦ ) સાક્ષીજ્ઞાન.

“ એક રાજા પાસે ત્રણ જાદુગર આવ્યા. પહેલો ખેલ કરી ગયા પછી બીજો આવ્યો અને તે ગયા પછી ત્રીજો આવ્યો. આ પ્રમાણે પોતપોતાના ખેલો કરી ત્રણે જાદુગરો ચાલ્યા ગયા; રાજા ત્યાંનો ત્યાંજ રહ્યો છે, કારણ કે તે સાક્ષી અને અચળ છે. બાકીના અનિત્ય હતા. ત્રણે જાદુગરોએ કરેલા ખેલો એક બીજાને માલમ નથી; પણ રાજા ખેલોનો સાક્ષી હોવાથી ત્રણેના ખેલો એને માલમ છે. આ દૃષ્ટાંત પ્રમાણે સિદ્ધાંતમાં જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ ત્રણે અવસ્થાનો સાક્ષી આત્મા છે. જાગ્રતાદિ અવસ્થા એક બીજાને જાણતી નથી, પણ ત્રણેને સાક્ષીરૂપે આત્મા જાણે છે. અવસ્થાના ઉદય અસ્તની સાથે સાક્ષીનો ઉદય અસ્ત થતો નથી. સાક્ષી અવસ્થાઓના આદિ અને અંતમાં જેવો ને તેવો પ્રકાશમાન છે તેથી નિત્ય છે. અવસ્થા આગમાપાયી છે તેથી અનિત્ય અને મિથ્યા છે. આવી રીતે સાક્ષીનો અનુભવ કરવો.”

## ( ૧૧ ) જગત્ મનમાંજ છે, બહાર નથી.

"જગત્ બહાર દેખાય છે, પણ તે અંદરજ સ્થિત છે. સ્વપ્નમાં જગત્ સંબંધી સર્વ વ્યવહાર થાય છે પણ જાગ્યા પછી તે સર્વ નાશ પામે છે; માટે આપણું મનજ બાહ્યરુપ બની વ્યવહાર કરે છે. આરસામાં જેમ આપણું પ્રતિબિંબ બે હાથ દૂર દેખાય છે, પરંતુ ખરૂં જોતાં તો તે આરસાની અંદરના ભાગમાં નહિ પણ ઉપરના ભાગમાંજ દેખાય છે, તેમ બહાર જગત્ છે એવો અનુભવ મનમાંજ થાય છે કાંઈ બહાર થતો નથી; અને મન આપણાથી ભિન્ન નથી તેથી જગત્ મનમાંજ છે બહાર નથી; બહાર છે એવી માત્ર કલ્પના છે."

---

## ( ૧૨ ) દ્રષ્ટા અને સાક્ષીનો ભેદ.

"બાહ્ય રીતિથી જોઇએ તો દ્રષ્ટા અને સાક્ષીમાં બિલકુલ ભેદ નથી એવું ભાસે છે ખરૂં, પણ સૂક્ષ્મ રીતે જોતાં થોડો ભેદ દેખાય છે. દ્રષ્ટા એ દૃશ્ય વસ્તુની સમીપ હોય છે એટલે દ્રશ્યની અપેક્ષાથીજ રહે છે. દ્રષ્ટાનું લક્ષણ જ્ઞાનરુપતા અને સમીપતા છે. સાક્ષીનું જ્ઞાનરુપતા, સમીપતા અને ઉદાસીનતા છે. સૂર્યને આપણે જગત્નો દ્રષ્ટા કહીશું, પણ સૂર્ય જગત્નો સાક્ષી છે. અર્થાત્ જગતને પ્રકાશ આપવા છતાં અહંકૃતિ ન હોવાને લીધે ઉદાસીન છે. તેમ સાક્ષી દૃશ્ય પદાર્થને પ્રકાશે છે, પણ અહંકાર રહિત, અર્થાત ઉદાસીન અને અલિપ્ત રહે છે."

---

## ( ૧૩ ) માયા અને બ્રહ્મનું લક્ષણ.

"વિચારથી જેનો લય થાય છે તે માયા; અને વિચારનો જેમાં લય થાય છે તે બ્રહ્મ. માયામાં વાણી, મન વગેરે રહે છે, પણ આત્મામાં એકનો પણ પ્રવેશ થતો નથી; અર્થાત્ વિચારનોજ જેમાં લય થાય છે તે બ્રહ્મ એમ સમજવું."

---

## ( ૧૪ ) સદ્‌ગુરુ કરવા.

"પત્થરની હોડી પોતે બૂડી અંદર બેસનારને પણ બુડાડે છે. લાકડાની હોડી પોતે તરી બીજાને પણ તારે છે. આ પ્રમાણે સારા ગુરુ પોતે તરી બીજાને ઉપદેશ કરી તારે છે અને અસદ્ગુરુ પોતે બૂડી બીજાને પણ ખોટો ઉપદેશ કરી બુડાડે છે તેથી શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુ કરવા."

---

## ( ૧૫ ) આત્મા નિર્ગુણ અને નિરાકાર છે.

" પાણીનો મૂળથી કાંઈ રંગ અને આકાર હોતો નથી તેથી જે રંગમાં મેળવીએ તેમાં મળી જાય છે. માળી એક કુવામાંથી પાણી કાઢી જુદા જુદા ક્યારાઓમાં છોડે છે, ત્યાં તેનો એવો આકાર થઈ જાય છે. તેમ બ્રહ્મ નિરાકાર અને નિર્ગુણ હોવા છતાં માયાના સંગથી ગુણી, આકારવાન, રૂપવાન ભાસે છે. વસ્તુતઃ તેમ નથી. નેત્રની સાથે અભિન્ન થતાં 'હું જોઉં છું,' કાનની સાથે થતાં 'હું સાંભળું છું,' મનની સાથે થતાં 'હું સંકલ્પ વિકલ્પ કરૂં છું' એમ લાગે છે, પરંતુ આત્મસ્વરુપને કોઈપણ જાતનો ગુણ, આકાર અથવા રંગ નથી. તે તો નિર્ગુણ અને નિરાકાર છે."

---

## ( ૧૬ ) બહારના પદાર્થમાં સુખ નથી.

" જગત્‌માં એવી કોઈજ સ્થિતિ અને વસ્તુ નથી કે મનને હમેંશા સુખ આપે. કોઈ પણ ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થઈ કે થોડા વખતમાંજ તે અપ્રિય થશે; અને તેજ વળી થોડા વખત પછી પાછી પ્રિય થશે. તેથી મનને કોઈ પણ સ્થિતિમાં સુખ નથી. મનને જ્યારે બહારની કોઇ પણ વસ્તુ સુખ આપવાને સમર્થ નથી, ત્યારે તેને બીજી કોઇ સુખરુપ વસ્તુની માહિતી હોવી જોઇએ. કારણકે તેમ હોયા સિવાય દુઃખ પ્રતીત થશે નહિ. દાખલા તરીકે માતાથી ભૂલું પડેલું બાળક માતાને શોધે છે; પ્રથમ જે જે સ્ત્રી મળે તેને જોઈ 'આ મારી માતા નથી' એવું કહે છે. દૂરથી કોઈ સ્ત્રીને આવતી જોઈ 'આ મારી મા હશે' એમ તેને લાગે છે, પણ નજીક આવતાં 'તે મારી માતા નથી' એમ કહે છે. બાળકને બીજી સ્ત્રીઓ 'મારી માતા નથી' એમ સમજાય છે, તેથી તેને પોતાની ખરી માતાની ઓળખ છે એમ જણાય છે. આ પ્રમાણે મનને બહારની વસ્તુમાં સુખ હશે એવું પ્રથમ દર્શને લાગે છે પણ કેટલોક વખત ગયા પછી તેજ દુઃખમય થાય છે, તેથી બહારના પદાર્થમાં સુખ નથી એ સિદ્ધ થાય છે. મનને કેવળ ચૈતન્ય સુખનો અનુભવ છે તેથી બહારનાં ક્ષુદ્ર સુખો ગમતાં નથી. ગુરુકૃપાથી એક વખત એને તે સુખ મળ્યું કે તેને બહારનું કોઇપણ સુખ મળે એવી ઇચ્છા થતી નથી. તે કેવળ સુખરુપજ બની જાય છે. આ ઉપરથી ચૈતન્ય એજ સુખ છે અને તેજ મનને ખરેખર જોઈએ છીએ; પરંતુ આવરણ હોવાને લીધે બહાર સુખ શોધે છે અને તે મળતાં પણ તૃપ્ત થતું નથી. અંતર્મુખ થઇ ખરૂં સુખ પ્રાપ્ત થતાં તૃપ્ત થાય છે."

---

## (૧૭) અભેદદૃષ્ટિ.

"ધોતિયામાં ચોખા બાંધી પ્રવાસે નીકળ્યા તો તેનો ભાર લાગે છે; પણ તે રાંધી ખાધા તો ભાર દૂર થઈ ઉલટો આનંદ થાય છે. સારાંશ કે જ્યાંસુધી ચોખાની સાથે ભેદ હતો ત્યાંસુધી તેનો બોજો અને ત્રાસ લાગતો હતો; અભેદ થવાથી સુખ થાય છે. તે પ્રમાણે જગત્‌માં ભેદદૃષ્ટિ છે ત્યાં સુધી દુઃખ; અભેદદૃષ્ટિ થઈ કે સુખ થાય છે. માટે ભેદ છોડી અભેદદૃષ્ટિ કરવી."

---

## (૧૮) શરીરનો સંગ વિચારથી નાશ કરવો.

"આપણે અસંગ છીએ એવું સમજ્યા તોપણ દેહનો કલેશ થયા સિવાય રહેતો નથી. તે લાંબા વખતના અધ્યાસથી થાય છે, બાકી થવાનું કાંઇ કારણ નથી. જેમ છાપરા ઉપર વરસાદ પડે પણ ઘરની અંદરનાં માણસો ભીંજાતાં નથી, અથવા નાળિયેરના ઉપરની કાચલી ઉપર ઠોકવાથી અંદરના કોપરાને કાંઇ ઈજા થતી નથી; તેમ શરીરને કલેશ થાય તોપણ અંદરના મનને ન થવો જોઇએ. અતિ અધ્યાસથી તે થાય છે માટે શરીરનો સંગ વિચારથી દૂર કરવાથી તે થશે નહિ."

---

## (૧૯) જીવત્વ છોડયા સિવાય બ્રહ્મત્વ પ્રાપ્ત થાય નહિ.

"ઇશ્વર ન દેખાવાનું કારણ એ કે તેને આકાર, રુપ, અને કદ કાંઈજ લક્ષણો નથી. બહારની વસ્તુનું જ્ઞાન થાય છે, કારણ કે તેને કાંઇ પણ કદ અને આકાર હોય છે. પદાર્થ મોટો હોય તો દૃષ્ટિ પણ મોટી કરવી પડે છે. સૂક્ષ્મ પરમાણુ જેટલો હોય તો દૃષ્ટિ તેટલી સૂક્ષ્મ કરવી પડે છે. આકાશ જેવું હોય તો દૃષ્ટિ આકાશ જેટલી મોટી કરવી જોઇએ. તે પ્રમાણે નિરાકાર નિર્ગુણ, અરુપ એવા ઇશ્વરને જોવો હોય તો નિર્ગુણ. નિરાકાર, અરુપ થઇને તેનું સ્વરુપ જોવું જોઇએ. ગતિવાળા પદાર્થને જોવાને વૃત્તિ ગતિવાળી કરવી જોઇએ. નિશ્ચલ વસ્તુ જોવાને નિશ્ચલ કરવી જોઇએ. પરમાત્મા અતિ શાન્તરુપ છે, તો આપણે પણ તેવા થઇ તેને જાણવા જોઇએ. માયાનો શોધ કરવો હોય તો વૃત્તિ ઘણી ચંચળ કરવાથીજ તે બનશે. સારાંશ, ચંચળ વસ્તુને સ્થિર વૃત્તિથી અને સ્થિર વસ્તુને ચંચળ વૃત્તિથી જોવાથી કાંઈ ઉપયોગ થવાનો નહિ. સજાતીય વૃત્તિ હોય તોજ દશ્ય વસ્તુની ઉપલબ્ધિ થાય છે, અન્યથા થતી નથી. ઈશ્વર સિવાય જગતમાં પદાર્થજ નથી તો ઇશ્વર દેખાય કેવી રીતે? જોનારો, જોવું, અને જોવાની વસ્તુ એ સર્વમાં ઈશ્વર વ્યાપીને રહ્યો છે. તેને **ભેદદૃષ્ટિથી જોઇએ તો કોઈ દિવસ પણ દેખાશે નહિ. ભેદદૃષ્ટિથી પરિચ્છિન્ન**

વસ્તુ માત્રજ દેખાશે. વ્યાપક વસ્તુ પરિચ્છિન્ન દૃષ્ટિએ દેખાશે નહિ. પાણીમાં ઉત્પન્ન થતી લીલ પાણીને જોવાની ઇચ્છા કરે, તો તેને પાણીનું જ્ઞાન કદિ થશે નહિ. પાણીનું જ્ઞાન તેને કરવું હોય તો પોતાનું મૂળ સ્વરુપ થઈ પોતાનો આકાર વગેરે નાશ કરવો જોઇએ; તોજ લીલને પાણીનું જ્ઞાન થશે એટલુંજ નહિ પણ તદ્રુપ બની જશે. સિદ્ધાંતમાં, જીવને બ્રહ્મજ્ઞાન મેળવવું હોય તો તેણે પોતાનું જીવત્વ નાશ કરવું જોઈએ, એટલે ઈશ્વર દેખાશે અને ઈશ્વર રુપ બનશે. સ્વપ્ન ગયા સિવાય જાગ્રત અવસ્થા પ્રાપ્ત થવાની નહિ; અને જીવત્વ ગયા સિવાય બ્રહ્મરુપતા પ્રાપ્ત થવાની નહિ."

---

## (૨૦) ત્રિપુટીનું મિથ્યાપણું.

"એક પાટી પર બે ચિત્રો કાઢીએ તો એક દૃષ્ટા અને બીજું દૃશ્ય બનશે. અર્થાત્ એક મનુષ્ય અને બાકીનાં ઝાડો એવું ચિત્ર કાઢયું, તો મનુષ્ય દૃષ્ટા અને ઝાડ દૃશ્ય થાય છે. પાટી ઉપર દૃષ્ટા દૃશ્ય એવો ભેદ થાય છે પણ પાટીરુપે ત્રણે એકજ છે. કારણકે દૃષ્ટા પાટીનો ભાગ છે, તેમજ દૃશ્ય પણ પાટીનુંજ અંગ છે, અને દૃષ્ટા દૃશ્ય વચ્ચે ભેદ ઉત્પન્ન કરનારો વચલો ભાગ પણ પાટીજ છે અને તેજ ત્રિપુટીરુપ થઇ ભાસે છે. વસ્તુતઃ ત્રિપુટી મિથ્યાજ છે. જે મનુષ્ય વૃક્ષનો દૃષ્ટા એમ પ્રતીત થાય છે તેજ પાટીમાં છે. સારાંશ, ત્રણે પાટીને આધારે છે; અને દૃશ્ય તેટલું મિથ્યા, એ સિદ્ધાંત પ્રમાણે ચૈતન્યરુપી સપાટી પર દૃષ્ટા દૃશ્યભાવ દેખાય છે, અને તેમાં દર્શન એવું જે પ્રતીત થાય છે તે સર્વ સાક્ષી ચૈતન્યનું દેખાવુ છે. અર્થાત્ ચૈતન્યના યોગે આ ત્રિપુટી થાય છે અને તેના યોગેજ સ્થિત રહે છે. ચૈતન્ય સિવાય તેને પૃથક સત્તાજ નથી. કારણ કે આદિ અને અંતમા ચૈતન્ય હોવાથી ત્રિપુટી કલ્પનારુપ છે. ત્રિપુટીનો ઉદય અસ્ત થાય પણ જ્ઞાન શેષ રહે છે. અર્થાત્ જ્ઞાન સિવાય બીજી વસ્તુ નથી. ત્રિપુટી કલ્પિત છે અને કલ્પિત વસ્તુનો લય અધિષ્ઠાન-રુપ હોય છે. ત્રિપુટીનો લય થયો કે સત્ય જ્ઞાનનો આવિર્ભાવ થયો એમ સમજવુ."

---

## (૨૧) સુખદુઃખ.

"જગતમાં એવી કોઈ વસ્તુ નથી કે જેનાથી સુખ અથવા દુઃખજ પ્રાપ્ત થાય. તેથી સુખની વ્યાખ્યાં કરવી મુશ્કેલ છે. સામાન્ય રીતે સુખ દુઃખની વ્યાખ્યા એવી કરી શકાય કે અનુકૂળ હોવું એ સુખ, અને પ્રતિકૂળ હોવું એ દુઃખ. આવી વ્યાખ્યા કરીએ તોપણ અનુકૂળ અને પ્રતિકૂળ કોને કહેવાં તે મુશ્કેલજ છે; કારણ કે આરંભમાં જે સુખરુપ લાગે છે તેજ પાછળથી દુઃખ-રુપ થાય છે. પાંચે પકવાન ખાતી વખત પ્રથમ તો સારૂં લાગે, પણ તે

ન પચ્યાં તો પાછળથી દુઃખ થાય છે, અને તે ઔષધ વગેરેના ઉપચારથી નિવારણ થઈ સુખ થાય છે. આ પ્રમાણે થયેલા સુખનું કારણ પૂર્વનું દુઃખજ છે. દુઃખ થયા સિવાય સુખ થતું નથી અને સુખ થયા સિવાય દુઃખ થતું નથી. સુખ અને દુઃખ એક બીજાને આશ્રયે રહે છે; એટલે એકનું કારણ બીજુ થાય છે. વસ્તુતઃ સુખ દુઃખ બન્ને મિથ્યા હોઈ મનની કલ્પના માત્ર છે. બન્ને ખરાં હોય તો એકજ વખતે તે રહેવાં જોઇએ; પણ તેમ થતું નથી. એક બીજાનાં સાપેક્ષિક છે; અર્થાત દુઃખ તે સુખની, અને સુખ તે દુઃખની અપેક્ષાએ રહ્યાં છે. સૂર્યમાં અંધારૂ અને પ્રકાશ બન્ને રહેતાં નથી; કારણ જ્યાં અંધારૂ છે ત્યાં પ્રકાશ નથી; અને પ્રકાશ છે ત્યાં અંધારૂ નથી. સૂર્યને અંધકાર કદી માલમ નથી; તેમજ 'મારામાં પ્રકાશ છે' તે પણ તે જાણતો નથી. સૂર્ય અંધકાર અને પ્રકાશથી વિલક્ષણ છે. સૂર્યને પ્રકાશની ખબર નથી એટલે તેમાં પ્રકાશ નથી એમ નથી, પણ અંધકારની અપેક્ષાથી તેના પર પ્રકાશપણાનો આરોપ આવે છે. તે આ દ્વંદ્વથી વિલક્ષણ સહેજ પ્રકાશમય છે. આ પ્રમાણે ચૈતન્યની દૃષ્ટિમાં સુખ દુઃખ બન્ને નથી. ચૈતન્ય દ્વંદ્વથી રહિત, સહેજ પ્રકાશમય અને સુખમય છે. અર્થાત્ ચૈતન્યરુપ આપણેજ છીએ એવું સમજ્યા પછી સુખદુઃખરૂપી દ્વંદ્વથી આપણે વેગળા રહીએ છીએ અને હર્ષ શોક ન થતાં કેવળ નિર્વિષય આનન્દ ભોગવીએ છીએ અને તેજ જીવનમુક્ત અવસ્થા છે."

---

## (૨૨) દૃષ્ટિસૃષ્ટિવાદ.

"પરમાત્માની દૃષ્ટિથી સૃષ્ટિ થઈ; કારણ કે જે વખતે પરમેશ્વરે ઈક્ષણ કીધું, તે વખતે સર્વ સૃષ્ટિ ઉત્પન્ન થઈ એવું શ્રુતિમાં કહ્યું છે. પ્રાણી જેમ જેમ દૃષ્ટિ ફેલાવતો જાય છે, તેમ તેમ અધિકાધિક સૃષ્ટિ ચમત્કાર દેખતો જાય છે. જેમ જેમ દૃષ્ટિ સંકુચિત કરતો જાય છે તેમ તેમ સૃષ્ટિ તેને કમી કમી દેખાય છે; કુવામાંના માછલાને કુવા પૂરતીજ નાની સૃષ્ટિ દેખાય છે. તળાવના માછલાને કુવાના માછલા કરતાં વધારે મોટી દેખાય છે અને સમુદ્રના માછલાને અફાટ દેખાય છે. કુવામાંના માછલા પ્રમાણે સમુદ્રના માછલાની દૃષ્ટિ ટુંકી હોતી નથી; અને સમુદ્રના માછલા પ્રમાણે કુવામાંના માછલાની દૃષ્ટિ વ્યાપક હોતી નથી. કારણ કે દૃષ્ટિ જેવી હશે તેવી સૃષ્ટિ દેખાશે. સિદ્ધાંતમાં જીવ પોતાની દૃષ્ટિ જેટલી ફેલાવે છે તેટલી તેની સૃષ્ટિ વધે છે. અજ્ઞાની જનોની દૃષ્ટિ ટુંકી હોવાથી જગત્માં પોતે ક્ષુદ્ર પ્રાણી છે એવું માને છે. જ્ઞાની જગત્ સહિત સર્વ બ્રહ્માંડનો પોતામાં સમાવેશ કરે છે. અર્થાત્ ચૈતન્યમાં જગત્ સર્વ કલ્પિત છે તે સિવાય જગત્માં પૃથક સત્તાજ નથી

એવું માને છે, તેથી જ્ઞાની અને અજ્ઞાનીમાં કેટલો મોટો અંતર છે તે જણાઈ આવે છે. બન્ને ચૈતન્યરુપથી સરખાજ છે, પરંતુ તેમની દૃષ્ટિ જુદી હોવાથી એક પોતાને પરિચ્છિન્ન માને છે, જ્યારે બીજો વ્યાપક અને કૃતકૃત્ય માને છે. વળી સ્વપ્નામાં સૃષ્ટિ અને તેમાં રહેલા સૂર્ય, ચંદ્ર, ઈત્યાદિક સર્વ પદાર્થ આપણને દેખાય છે, તે આપણી દૃષ્ટિમાંજ હોય છે તેથી જાગ્રતમાં પણ તે આપણને ભાસે છે. સર્વ આપણી દૃષ્ટિમાં છે બહાર નથી. તેથી દૃષ્ટિજ સર્વની પ્રકાશક છે. સૂર્ય, ચંદ્ર, તારા, અને અગ્નિ, ઇત્યાદિ દૃષ્ટિને પ્રકાશ આપે છે એમ આપણને ભાસે છે, પરંતુ વિચાર કરી જોતાં આપણી દૃષ્ટિજ સૂર્યને પ્રકાશ આપે છે. કારણ દૃષ્ટિ છે તેથીજ સૂર્ય દેખાય છે; દૃષ્ટિ ન હોય તો સૂર્ય દેખાય નહિ. સૂર્ય ઇત્યાદિકને અસ્તિત્વ આપવાને આપણી દૃષ્ટિજ સમર્થ છે તેથી તે શ્રેષ્ઠ છે; અને તેની સત્તાપર સૃષ્ટિ અવલંબી રહી છે, સ્વતંત્ર નથી, તેથી દૃષ્ટિ એજ સૃષ્ટિ છે. સુષુપ્તિમાં દૃષ્ટિ લીન થઈ કે જગત્‌નો લય થાય છે, અને દૃષ્ટિનો ઉદય થયો કે જગત્‌નો ઉદય થાય છે. સારાંશ, જગત્‌માં દૃષ્ટિનો અન્વય છે, અને જગત્‌ની દૃષ્ટિમાં વ્યતિરેક છે. દૃષ્ટિ સૃષ્ટિને જાણે છે; પણ સૃષ્ટિ દૃષ્ટિને જાણતી નથી; અર્થાત્ તે કદિ સૃષ્ટિનો વિષય થતી નથી. દૃષ્ટિ સૃષ્ટિની સાક્ષી છે. જે સાક્ષી છે તે કદી દૃશ્ય બનતો નથી. દ્રષ્ટા બનીને તે સર્વનો પ્રકાશ કરે છે; અને દૃશ્ય સાક્ષીમાં કલ્પિત છે તેથી દૃષ્ટિજ શ્રેષ્ઠ છે અને સૃષ્ટિ કલ્પિત છે."

---

## (૨૩) દ્રષ્ટા અને દૃશ્યનું રુપક.

"બિંદુની સિદ્ધતા થયા સિવાય વર્તુલની સિદ્ધતા થતી નથી; કારણ મધ્યબિંદુથી પરિઘ સુધી જે લીટીઓ દોરવામાં આવે તે સરખી હોવી જોઈએ. નાની મોટી હોય તો વર્તુલ બરાબર નથી એમ સમજાય છે. મધ્યબિંદુથી દોરેલી લીટીઓ સરખી હોય તો વર્તુલ અને બિંદુ ખરાં છે એમ સમજાય છે. આ પ્રમાણે પ્રત્યેક શરીરમાં જે 'અહં' 'અહં' પ્રતીત થાય છે તેજ દ્રષ્ટારુપી બિંદુ છે, અને દ્રષ્ટા સિવાય જે કાંઈ સર્વ જગત્‌માં છે તે દૃશ્યરુપી પરિઘ છે; અને જગત્‌માં જે એક બીજામાં ઐક્ય ભાસે છે તે તે વર્તુલમાંની લીટીઓનું ઐક્ય છે. વર્તુલનો પરિઘ પુષ્કળ બિંદુઓનો બનેલો છે. બિંદુઓ એક સરખાં ગોઠવીએ તો લીટી થાય છે, અને એ લીટીમાંનું પ્રત્યેક બિંદુ પરિઘનું મધ્યસ્થાન થઈ શકે છે. આ પ્રમાણે વર્તુલમાં સર્વત્ર બિંદુ છે. જગત્‌માં પ્રત્યેક પ્રાણી બીજાને દૃશ્ય હોય, તો પણ પોતાને દ્રષ્ટારુપી બિંદુ માને છે. સારાંશ, સર્વ જગત્ બ્રહ્મ હોવાથી જે તે પોતાને દ્રષ્ટાજ માને છે. જગત્‌માં પોતાને દૃશ્ય માનનારો એક પણ મળશે નહિ.

પોતાને દશ્ય માનવું બની શકેજ નહિ. આપણે જો પોતાને દશ્ય માનીએ તો સ્વસ્કંધ આરોહણ થવા જેવો દોષ લાગે છે. તેથી આપણેજ દ્રષ્ટા એ ખરો સિદ્ધાંત છે. પ્રત્યેક પ્રાણી દ્રષ્ટારુપ છે. તેથી " **सर्वं खल्विदं ब्रह्म** " થયું; અને દશ્ય તેટલું કલ્પના માત્ર થયું. આ સિદ્ધાંત સમજવો ઘણો કઠણ છે, પણ ગુરુમુખે સાંભળ્યા પછી સમજાય એવો છે. આ સિદ્ધાંત પોતાપર લગાડયા પછી દષ્ટાનું જ્ઞાન પૂર્ણપણે થઇને કૃતકૃત્યતા થઇ એમ લાગશે; માટે વારંવાર વિચાર કરીને આપણે કેવી રીતે દષ્ટા બિંદુરુપ છીએ, બીજાં દશ્ય બિંદુઓ કેમ કેમ ઉત્પન્ન થાય છે, અને સર્વ બ્રહ્મમય હોવાથી બિંદુરુપ કેવી રીતે છીએ એ ઉપરના દષ્ટાન્તથી સમજીને પૂર્ણપણે આત્મરત થવું."

---

## (૨૪) અહં અને ઇદં.

" આ જગત્ આપણું પોતાનું જ પ્રતિબિંબ છે. આરસો જેમ પોતાનું પ્રતિબિંબ બતાવે છે, એટલે પોતાનું ભાન પોતાને કરાવે છે, તેમ જગત્‌ની પ્રત્યેક ' ઇદં ' વસ્તુ આપણું પોતાનું જ સ્વરુપ સિદ્ધ કરે છે. ' ઇદં ' થયા સિવાય ' અહં ' ની સિદ્ધિ થતી નથી. જેમ ' ઇદં ' ' અહં ' ને સિદ્ધ કરે છે, તેમ માયારૂપી દર્પણમાંના પદાર્થ ' અહં 'નું પ્રતિબિંબ બતાવે છે એટલે ' અહં ' ની સિદ્ધતા કરે છે."

---

## ( ૨૫ ) જગત્ બ્રહ્મ રુપજ છે.

"જેમ ઘટમાં મૃત્તિકા છે, મૃત્તિકામાં ઘટ નથી; પટમાં તંતુ છે, તંતુમાં પટ નથી; તેમ કાર્યમાં કારણ અંતર બહાર વ્યાપી રહ્યું છે. અર્થાત્ કાર્ય કંઈ જુદું નથી; કારણની સાથે જ અભિન્ન છે. જગત્‌માં અંતર બહાર બ્રહ્મ જ વ્યાપી રહ્યું છે, અર્થાત જગત્ કાંઈ તેનાથી જુદું નથી બ્રહ્મરુપ જ છે. આવી રીતે અન્વય વ્યતિરેકથી શોધ કરી જોતાં બ્રહ્મની જ વ્યાપ્તિ સર્વત્ર જણાઇ આવશે; જગત્ દેખાશે જ નહિ; કારણ જગત્ જો હોય તોપણ સદ્‌રુપ અને ચિદ્‌રુપ બ્રહ્મથી જુદું કરી શકાશે નહિ તેથી તદ્રુપજ છે."

---

## (૨૬) વૃત્તિનો લય.

"વૃત્તિનો લય કર્યો કે આત્માનુભવ સહેજ થાય છે. કોઇ કહેશે કે વૃત્તિ જ જો નાશ પામી તો પછી જોનારો રહ્યો નહિ, શૂન્યજ થયું. તેનો ઉત્તર કે વૃત્તિ નાશ થઈ તોપણ વૃત્તિના લયને જાણનારો કોઈ પણ હોવો જોઈએ. અર્થાત્ લયને જાણનાર તેજ આત્મા. વૃત્તિ બીજાને બોધ આપવા સારૂ છે

આત્મા સારૂ નથી; કારણ આત્મા જ્ઞાનસ્વરુપ અને સ્વસંવેદ્ય હોવાને લીધે તેને વૃત્તિની જરૂર નથી. વૃત્તિ સિવાય આત્મા સ્વપ્રકાશ છે. આત્મા જાણવાને વૃત્તિની અપેક્ષા એટલા માટે છે કે આવરણ ભંગ કરવો એ વૃત્તિનું કામ છે. કારણ જો વૃત્તિમાં અજ્ઞાન છે તો જ્ઞાન પણ વૃત્તિમાંજ થવું જોઇએ; અને અજ્ઞાનથી જ્ઞાનનો નાશ થયો કે આત્મા જ શેષ રહે છે. બહારની વસ્તુ જોવાને સૂર્યનો પ્રકાશ અને નેત્ર બે ચીજ જોઇએ; કારણ બહારના પદાર્થ અવકાશવાન અર્થાત્ જડ છે; માટે તેનો પ્રકાશ કરવાને સૂર્ય અને નેત્ર બન્ને જોઇએ, પણ સૂર્યને જોવાને ફક્ત નેત્ર બસ છે. સૂર્ય સ્વતઃ પ્રકાશવાન હોવાથી તેને જોવાને બીજા કોઇપણ પ્રકાશની જરુર નથી. ફકત આંખો ઉઘાડવાની જ જરુર છે. એ પ્રમાણે ઘટમાં કોઈ વસ્તુ મૂકી હોય તો તે જોવાને દિવો અને આંખ બન્ને જોઈએ; પણ ઘટમાં દિવો મૂકયો હોય તો તેને જોવાને ફક્ત નેત્ર બસ છે. આત્માનું જ્ઞાન થવાને વૃત્તિની માત્ર અપેક્ષા છે, બીજા કોઇ પણ પ્રકાશની જરુર નથી. તે વૃત્તિ અજ્ઞાનને નિવૃત્ત કરીને પોતે પણ લય પામે છે; જેમ નિર્મલી મળને લઇ જળમાં બેસે છે તેમ.”



# લેખસંગ્રહ.




તાશ્રી તરુણાવસ્થામાં મેટ્રિકયુલેશનની પરીક્ષા પસાર કર્યા બાદ “ગુજરાત મિત્ર” ના સબ એડિટરનું કામ કરતા હતા તે વખતે એમણે કેટલાક લેખો અંગ્રેજીમાં લખ્યા હતા તે અત્રે આપ્યા છે. આ લેખો નાની વયમાં એમના પુખ્ત વિચારો તથા અંગ્રેજી ભાષાનું ઉંચું જ્ઞાન બતાવી આપે છે. વળી એમણે રા. નવનીતલાલ પર લખેલા ધર્મ સંબંધી પત્રો, એમનો મુદ્રાલેખ, વચનામૃતો, પંચીકરણપટ અને તેની સમજુત, પોતે બનાવેલાં છુટક છુટક પદો, વિકલ્પ અને દક્ષિણામૂર્તિસ્તોત્ર **મુમુક્ષુજનોને ઉપયોગી થઈ પડશે એમ ધારી અહિં લીધાં છેઃ—**

# ૧. તરુણાવસ્થામાં લખેલા લેખો.

( ગુજરાતી ભાષાન્તર સાથે. )

( ૧ )

## AN ESSAY ON THE FRAILTY OF HUMAN HAPPINESS. A DISTINCTION BETWEEN REASON AND INSTINCT.

" How frail and mutable is the lot of man To-day he is " in his palmy height, overwhelmed with adulations and en- " comiums, surrounded by friends and attendants, anxious to " receive a smile or a favourable nod. He is the wisest, the " wittiest, the most skilful, the most learned. His word is the " word of God. For him the artist is busy, to him the traders " and merchants flock from every corner and every nook. His " name stands conspicuous in every list, money passes by thou- " sands and millions. He knows no hundreds or tens. For him, " the stable teems with numerous spirited horses, each outvying " the other in strength. Seldom dees a beggar or a juggler pass " his door without his pockets being filled. The house decked " with luxury and prodigality, seemingly impervious to sorrow " and grief, sheltering its children like the Eden bower, has " deprived many a one outworn by poverty of their heredita- " ments. There fashion and taste reign in all their prominence. " In short, he has the means of too greedily gratifying every " sensual and reasonable desire. But ere to-morrow's Sun sheds " its beams on the eastern horizon and wakes the slumberer from " the dulcet repose to which the charms of night had lulled " him, the curtain falls, a new scene appears, and you see the " same person the poorest and stupidest blockhead. His friends " cut short, almost forsake him. Those very words which were " his pride, become now his shame. He is altogether transform- " ed. Alas ! such is the nature and doom of man. He that " carries everywhere with him the reputation of being the lord " of creation, a being framed after the image so to speak of " our all wise and Omnipotent Father, who in the world of " theology, is the only being responsible for all his doings to " the judge of all, is the most wretched being, exposed to the

" severest trial and cataclysms of life, without any weapon of " defence, save one that goes generally by the name of reason— " a word the vaguest of the vague which every one pretends to " know, but there is none so able as to fully expound it. For, " what is reason? The most eminent lexicographers define it " to be that capacity in man by which things are suggested to " his internal sense, relative to himself and each other in such a " manner that each notion so suggested becomes a step to further " knowledge. Let us for a moment scan this descriptive defini- " tion of the term. It is a capacity, the having of which is only " restricted to *man*. Whether the indulgence of it is extended " to the female sex seems very dubious, unless the word 'man' " were meant to be used in the sense generally understood by " jurisprudence. However, as I make no difference on this topic, " between the human and brute creations, I have no difficulty " in assuming that position. But taking the definition all in " all, I am at a loss to distinguish between that word and " another generally called 'instinct.' The latter term is defined " to be, a desire or aversion acting on the mind, without the " intervention of reason or deliberation. It appears, therefore, " that this desire or aversion is created independently of the " operation of the reasoning faculty or conscience and consequently, " it should be nothing but natural.

" The being natural of a thing or quality is as unavoidable " as any divine interpolation, and a man is not the least apt to " be censured or praised for the illegality or the legality of " his natural propensities. Appetite is a natural desire of the " mind, but who can say, that to judge whether such food is " eatable or not, is the business of instinet? It requires a " scientific knowledge, skill, and above all, a sound brain to " perform this function. But who gives all these requisite quali- " ties, and such a high proficiency in Botany to birds, to select " for their food fruits that are wholesome, rejecting the noxious " ones? How many of you have read, that when shipwrecked " sailors happen to be washed ashore on some uninhabited island, " they are always very careful to use such fruits only as happen to

" be pecked by birds? They, it is said, are guided by instinct
" without the aid of reason or conscience. But instinct as I have
" mentioned above, is a natural and at the same time
" immutable desire or aversion for a certain thing."

ભાષાન્તરઃ—

## મનુષ્યના સુખની ક્ષણભંગુરતા.

### તર્ક અને પ્રેરણા.

" મનુષ્યજીવન કેટલું અસ્થાયી અને ક્ષણભંગુર છે? આજે તે સુખશૃંગે ચઢેલો છે, " પ્રશંસા અને ખુશામતે નવાજેલો છે, કિંચિત્ હાસ્ય યાનો અનુકૂળ ઇશારાની આકાંક્ષા " રાખતા અનુચરો અને મિત્રોથી ઘેરાયલો છે. તે સહુથી ડાહ્યો છે, રમુજી છે, ઘણોજ " હોશિયાર છે અને સૌથી વિશેષ વિદ્યાવાન્ છે. તેનો શબ્દ એ પ્રભુનો આદેશ છે. તેને " માટે કલાવાન્ રોકાયલા છે. તેને માટે મોટા મોટા વેપારીઓ ખૂણે ખાંચરેથી આવી " મળે છે, તેનું નામ દરેક ટીપમાં પ્રથમ છે, દ્રવ્ય હજારો અને લાખોમાં વેરાય છે. સૈકાં " અને દશકાનો તો તેને ખ્યાલ પણ નથી. તેના તબેલાઓ અસંખ્ય ઉમદા અને શક્તિમાં એક " એકથી ચઢે તેવા ઘોડાઓથી ઉભરાઇ જાય છે; કોઇ ભિખારી અથવા મદારી તેના દ્વાર " પાસેથી ખીસાં ભર્યા વગર ભાગ્યેજ જાય છે. શૃંગાર અને સુખની સર્વ સામગ્રીથી ભર-" પૂર એવું ગૃહ બાહ્યદર્શને દુઃખ અને ચિન્તાથી વિમુખ છે, અને સ્વર્ગીય લતામંડપની " પેઠે તેના સંતાનોને આશ્રય આપનાર છે, જો કે તેણે તો કેટલાએ ગરીબોને તેમના " વારસા પચાવી ચુસ્યા હશે. મોજશોખ ત્યા કેન્દ્રસ્થાને વિરાજે છે. ટુંકમાં વિષયવાસના " અથવા તો અન્ય હરકોઈ કામના સંપૂર્ણ રીતે સંતોષવાના તેની પાસે સર્વ સાધન છે. " પરંતુ કાલનો સૂર્ય પૂર્વની ક્ષિતિજમાં તેના કિરણો ફેલાવશે અને રાત્રીની મોહકતાને " લીધે શાન્તિમા ડુબેલા તે નિદ્રાધીન મનુષ્યને જગાડશે, ત્યાર પહેલા તો પડદો પડશે— " નવું દશ્ય ખડું થશે, અને તમે તેજ મનુષ્યને સૌથી ગરીબ અને મુર્ખાઓનો સરદાર " થયેલો જોશો. તેના મિત્રો વિમુખ થશે; અરે! તેને ત્યજી દેશે. જે શબ્દો તેને ગર્વિત " બનાવતા તે જ શબ્દો તેને શરમમા ડુબાવશે. તેનામાં સંપૂર્ણ ફેરફાર થશે.

" અફસોસ! મનુષ્યનું ભાવી આવું છે. જે મનુષ્ય સૃષ્ટિના ધણી હોવાનું માન જ્યા " જાય છે ત્યાં પોતાની સાથે લઇ જાય છે; જેની ઘટના સર્વજ્ઞ અને સર્વ શક્તિમાન " પરમેશ્વરની મૂર્તિની માફક થયેલી છે, અધ્યાત્મશાસ્ત્રના શબ્દોમા કહીએ તો તે એકલુ " એકજ પ્રાણી છે કે જેને સર્વના ન્યાયાધીશ આગળ પોતાનાં સઘળાં કૃત્યો માટે જવાબ " આપવાનો છે. આવું પ્રાણી (મનુષ્ય) ક્ષુદ્રમા ક્ષુદ્ર હોઇ સખતમાં સખત ન્યાય અને " જીંદગીના સર્વ પ્રલય (મુશ્કેલીઓ)ને તાબે હોય છે; તેને બચવાનું માત્ર એકજ હથિ-" યાર છે, તે 'તર્કશક્તિ'ના નામથી ઓળખાય છે. આ શબ્દ (તર્કશક્તિ) સઘળા અનિ-" શ્ચિત શબ્દોમાં વધારેમાં વધારે અનિશ્ચિત હોઇ તેને જાણવાનો ડોળ બધા કરે છે પણ " તેનું પૂરેપૂરૂં વિવેચન કરવી કોઇ સમર્થ નથી. આપણે પુછીએ કે તર્કશક્તિ શું છે?

"હાંશિયારમાં હાંશિયાર શબ્દશાસ્ત્રવેત્તા તેની આ પ્રમાણે વ્યાખ્યા કરે છે. તર્કશક્તિ "એટલે માણસમાં રહેલી એ શક્તિ, કે જે સર્વ ચીજોનો મનુષ્ય સાથેનો સંબંધ "અને પરસ્પર સંબંધ એવી રીતે બરાબર મનમાં ઠસાવે છે કે તેથી સુચવાયેલો દરેક "વિચાર વિશેષ જ્ઞાનની પ્રાપ્તિને માટે પ્રેરે છે.

"આ શબ્દની ઉપર આપેલી વિસ્તૃત વ્યાખ્યાના સંબંધમાં આપણે વિશેષ વિચાર "કરીએ. તે એવી શક્તિ છે કે માત્ર મનુષ્યમાં જ હોઇ શકે. જયાસુધી 'મનુષ્ય' શબ્દ "ધારાશાસ્ત્રમાં જે સામાન્ય અર્થમા વપરાયેલો છે તે અર્થમાં વપરાય નહિ ત્યા સુધી આ "શક્તિ સ્ત્રી જાતમા હોઇ શકે કે કેમ તે શંકાશીલ છે; તોપણ મનુષ્ય અને (જંગલી "પ્રાણીઓ) પશુ વચ્ચે આ બાબતમાં હું તફાવત ગણતો નહિ હોવાથી તે તર્કશકિત "સઘળામાં છે એમ ધારી લેવાને મને બિલકુલ મુશ્કેલી નડતી નથી; પણ સર્વ રીતે આ "વ્યાખ્યાનો વિચાર કરતાં આ શબ્દ અને બીજો શબ્દ જે 'પ્રેરણા' કહેવાય છે, તે એમાં "શો તફાવત છે તે હું જોઇ શકતો નથી. પ્રેરણાની વ્યાખ્યા આ પ્રમાણે છેઃ—

"તર્ક અગર ચિન્તન વગર મનમાંથી ઉપ્તન્ન થતી નાખુશી અગર ઇચ્છા. આમ આપણે "જોઇએ છીએ કે આ ઇચ્છા અગર નાખુશી તર્કશકિત અગર અન્તર આત્માની મદદ સિવાય "આપોઆપ ઉત્પન્ન થાય છે અને તેથી કરી તે માત્ર કુદરતી છે. જો કોઇ પણ ચીજ અગર ગુણ "કુદરતી હોય તો તે ઇશ્વરી પ્રક્ષેપ (સુધારા)ની સુધારાની માફક કદાપિ પણ ફેરવી શકાય "નહિ અને માણસ તેના યોગ્ય અગર અયોગ્ય કુદરતી વલણ માટે બિલકુલ સ્તુતિ અગર "નિંદાપાત્ર ગણાય નહિ. ભુખ એ મનની કુદરતી ઇચ્છા છે, પણ એમ કોણ કહી શકે "છે કે અમુક ખોરાક ખાવા જેવો છે અને અમુક નથી એ નિર્ણય કરવાનું કામ "પ્રેરણાનું છે? આ કામ કરવાને માટે શાસ્ત્રજ્ઞાન (તત્વજ્ઞાન) ની, હોંશિયારીની અને "ખાસ કરીને પરિપકવ બુદ્ધિની (મજબુત ભેજાની) જરૂર છે. પણ આ બધી જરૂરી-"આતી શકિતઓ અને વનસ્પતિ શાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે નુકશાનકારક ફળો કાઢી "નાખી પથ્ય ફળો પોતાના ખોરાક માટે પસંદ કરવાની આટલી બધી ઉચ્ચ પ્રવીણતા "પક્ષીઓને કોણ આપે છે? તમારામાંના કેટલા બધાએ વાંચ્યું હશે કે પોતાનું વહાણ "ખડક સાથે અથડાવાથી ખલાસીઓ કોઈ વસ્તી વિનાના બેટ ઉપર તણાઇ આવે છે, "ત્યારે જે ફળોમાં પક્ષીઓએ ચાંચ મારેલી હોય તેજ ફળો વાપરવા તેઓ બહુ કાળજી "રાખે છે. એમ કહેવાય છે કે આમાં તેઓ તર્કશકિત અગર અંતઃકરણના અવાજની "મદદ સિવાય માત્ર પ્રેરણાથી જ દોરાય છે, પણ મેં ઉપર જણાવ્યું છે તેમ પ્રેરણા એ "અમુક વસ્તુને માટે કુદરતી તેમજ હમેશાં સ્થિર રહેનાર ઇચ્છા અગર નાખુશી છે."

( ૨ )

## × THE DE-BON-AUGURE CLUB.

" Jupiter Pluvius has blessed us amply. The cloud is dis-
" persed, the thunder and lightening ceased, the storm is quelled
" and the tide subsided; and our Pleasurists or the shot-free
" Voluptuaries with the pomp of an oriental sovereign and the
" wit of a rude Hotentaut, appear like ghosts in mute parade on
" the ground, they exultingly and gaily trod, walking from
" dormant habits, and mellowing the perversity which character-
" ized them, and kept them off from attending the meeting, to
" the utmost disappointment and heartfelt sorrow of the few,
" who through fear of censure or as if to unload their burden,
" had the unprofitable goodness to come.

" But all's too late. Gentlemen, or I may address you, my
" lords, for the most cringing epithets have failed to direct your
" steps hither. Well then gentleman, you come and sit here
" for what ?-to breathe the last words of 'Ram bolo' * into
" the ears of one whose blood, flesh and body you formed, and
" who is prostrated at your feet, panting and at the point of
" death—to attend his funeral, to lay his body in the grave
" and finally to dispose of the property he possesses. What can
" be more cruel, heinous, and heart-rendingly calamitous than
" the murder of one whom you were bound by the obliga-
" tions of society and the propensities of your mind to preserve
" and to allow to thrive amain ? You all will in a minute stand
" charged with the guilt. Alas ! What a sad catastrophe ! Traitors,
" murderers, depredators, are the commonplace words your conduct
" makes you deserving of. Shame ! that you could not uphold
" the institution which breathed nothing but gaiety, affability
" and pleasure. Shame ! for the utter indifference and perver-
" sity, you betrayed to the very last, and what is still more
" shameful is that you have in the pecuniary point of view
" weakened it to death. How eager were you at the outset ?

---

× પિતાશ્રીએ તરુણાવસ્થામાં સુરતમાં આ ક્લબ સ્થાપી હતી તે સુઇ જવાની તૈયારીમાં હતી તે વખતે આ ભાષણ આપ્યું હતું.

*'Ram bolo'—These words are uttered by Hindus while carrying dead bodies to the burial ground.

" What zeal, what ardour, what a heat of passion, and what
" assiduity you evinced in December last! How punctually and
" regularly you attended the meetings, how willingly you paid the
" fines! And ere one year could roll away, ere the club
" could witness the second winter, few there are found
" to save it from sharing the fate of other ephemeral
" institutions, and fewer still to feel in the least possible
" degree for its failure. The Monetary Cyclone of the Share–
" Mania has crept in among us and the institution is going to
" dogs, solely from straitened circumstances in pecuniary matters.
" Had I the eloquence of a Demosthenes or the passion of a
" Napolean, I would certainly move you to the very quick of your
" hearts. The treasurer is at the root of this machination; and
" not to do injustice to him, I should say, the Secretary cannot
" escape the guilt though mitigated by circumstances. For, what
" were the duties of these functionaries? Was it to lie in bed
" snoring the whole length, or counting and recounting the gains
" of the day, or to call upon Mr. So and So, or to sit where
" their presence was not sought for, giving utterance to the
" words 'damn the club'? For does any one recollect reports
" being read in compliance with the rules? Has the account of
" receipts and disbursements been submitted as yet? Emphati-
" cally 'no'. For such a faithful discharge of their duties, I
" would, the Members would honour each of them with *Shâljorees*–
" nay, I should say with a gold medal with the following in-
" scription engraved on it:—

" To

" So & So, Esquire,

" 'This medal has been awarded in token of your protracted
" absence or indifference and infidelity towards the Debon-
" augure Club.'

" Such an act will signalise the duty on the records of the
" history of Surat. But to be serious. While the Club sinks
" without one arm to save, let us apply our shoulders to the wheel,
" break the veil of our hearts and extend our hands. There is
" one spark of hope, which you should take all pains and exer-

" tions at the expense of every thing else to fan into flame. Speak " with candour, precision, and definiteness, declare the torrents " of your heart and be open-minded and liberal, is my last " solicitation. Should you fail in this, you will all be witness- " es to the death and interment of the one I am speaking of, " who is on the point of breathing his last, from the " impurity and corruption of blood and the want of a doctor's " skill.

" 2nd October 1868."

ભાષાન્તરઃ—

## દર્બોનૉગ્યુર ક્લબ.

" ઇન્દ્રદેવે આપણા પર બહુ કૃપા કરી છે, વાદળ વિખરાયું છે, મેઘનાદ ને વિજ- " ળીઓ બંધ થઇ છે, તોફાન શમ્યું છે, ને ભરતી ઉતરી ગઇ છે; અને આપણા મોજીલા " જીવડાઓ અથવા તો રખડતા વિલાસીઓ, પૂર્વના મહારાજાના ભપકાથી, અને " અસભ્ય હોટેન્ટોટના વૈદગ્ધ્યથી જમીન ઉપર શાન્ત કવાયત માટે ભેગાં મળેલાં ભૂત જેવા " લાગે છે; આ જમીન પર પહેલાં તે આનંદથી મળતા, પણ હવે તેમનામાં મંદતા અને " શિથિલતા જોવામાં આવે છે. આને લીધે જ તેઓ અત્રે આવતા નથી અને આ લક્ષણો " હવે વધતા જતા જણાય છે, છતાં તેમના આવવાથી આજે કેટલાક મરજી વિરૂદ્ધ અને " માત્ર વેઠ ઉતારવાના હેતુથી આવનાર લોકો નિરાશ તથા દિલગીર થયા હશે.

" પરન્તુ આ બધું ઘણું જ મોડું છે. સદ્‌ગૃહસ્થો ! અથવા તો તમને કહું—મારા " મહેરબાનો ! કારણ કે અત્યંત ખુશામતિયા ઉપનામો પણ તમને અહિં બોલાવવા અસમર્થ " નિવડ્યા છે. ઠીક, તો પછી તમે અહિં આવો છો—બેસો છો—શા માટે ? અન્તિમ " શબ્દો—**રામ બોલો**—ઉચ્ચારવા ? જેનું લોહી, માસ અને આખું શરીર તમે છો તેને " **રામ બોલો** સંભળાવવા ? અત્યારે એ તમારા પગ આગળ છેલ્લો શ્વાસ લેતું પડ્યું " છે; મરવાની અણી ઉપર છે તેની અવસાન ક્રિયામાં તમે ભાગ લેવા આવ્યા છો ? એના " શરીરને અગ્નિદાહ દેવા મળ્યા છો ? અન્તે એનો વારસો વ્હેંચી લેવા ઇચ્છા રાખો છો ? " જેને કાયમ રાખવાને અને આબાદ કરવાને લોકલાજથી તેમજ તમારી પોતાની " ઇચ્છાથી બંધાયલા હતા તેનાજ ખૂન કરતાં બીજું કયું કાર્ય વધુ ક્રુર, વધુ " દુષ્ટ, ને વધુ હૃદયભેદક હોઇ શકે ? એક પળમાં જ એ ગુન્હાનું તહોમત તમારા " બધા ઉપર મૂકાશે. અરે ! કેટલું ખરાબ ! કેવો શોકજનક પ્રસંગ ! તમારૂં વર્તન તમારા " નામ સાથે દ્રોહી, ખૂની, નીચ એવાં વિશેષણો લગાડવા લાયક બનાવે છે. શરમ છે કે " જે મંડળમાં પરસ્પર વાર્તાલાપ, મઝા અને આનંદ સિવાય બીજું કાંઇ નહોતું, એવા " મંડળને તમે ન ટકાવી શક્યા. શરમ છે તમારી તદ્દન બેદરકારીને અને છેલ્લે સુધીની " વિઘ્નસંતોષી વૃત્તિને અને વળી વધારે શરમભર્યું તો એ છે કે તમે આથિક દૃષ્ટિએ તો " એને મરણ તોલ કરી નાખ્યું છે. આરંભમાં તમે કેવા શુરા હતા ? ગયા ડીસેમ્બર મહિ-

"નામાં તમે કેટલો ઉત્સાહ, કેટલી ખંત અને કેટલી આતુરતા બતાવ્યા હતા! કેટલા નિયમ-
"સર સભામાં હાજરી આપતા, કેટલી ખુશીથી તમે દંડ ભરતા! અને એક વર્ષ પણ
"પુરૂં થયું નથી–મંડળે બીજા શિયાળાનું મ્હોં પણ જોયું નથી, એટલામા બીજાં એક-
"દીનીઆ આજ ઉભાં થાય અને કાલ પડી ભાગે, તેવા મંડળોની માફક આની પણ
"દશા થતી અટકાવવા માત્ર થોડા જ મથ્યા છે; અને એના નાશ માટે લાગણી ધરાવનાર
"તો એથીએ થોડા છે. જેરમેનીઆ જેવા આર્થિક તોફાને આપણા ઉપર પણ અસર કરી
"છે; આ મંડળ પડતી દશામા આવી પડયું છે. મુખ્યત્વે કરીને આર્થિક સંયોગો જ
"વિનાશનું મૂળ છે. જો હું ડીમોસ્થીનીસ જેવો વકતા હોત, નેપોલીઅન જેવું મારામા
"જોસ હોત, તો મેં તમારા સર્વના હૃદય હચમચાવી નાખ્યા હોત. આ કાવતરાના
"મૂળમાં ખજાનચી જાતે જ છે, અને એને અન્યાય ન કરવા સાથે સાથે કહી નાખું કે
"તંત્રી પણ એ વાંકમાથી–જો કે સંયોગોને લીધે તે ઓછો છે તોપણ–છૂટી શકતો તો
"નથી જ. કારણ કે આ કાર્યવાહકોની શું ફરજ હતી? એમને તે આખો વખત
"પથારીમાં પડયા પડયા નસકોરાં બોલાવવાના હતાં કે દિવસનું સરવાયું કાઢવાનું હતું?
"કે ફલાણા ફલાણા ભાઇને બોલાવવાના હતા કે 'મુવું એ મંડળ' એવા શબ્દો બોલતા
"જયા એમની જરૂર ન હોય ત્યા બેસવાનું હતું? કારણ કે કોઇને એવું યાદ છે કે
"નિયમો મુજબ હેવાલો વંચાયા છે? હજી સુધી હિસાબની રસીદો ને મેળ રજુ કરવામાં
"આવ્યા છે? ચોખ્ખી 'ના'. આવી સારી રીતે પોતાની ફરજ બજાવવા માટે હું ધારૂં
"છું કે મંડળના સભ્યો એમને શાલદુપટા કદર કરી આપશે–ના, ના, એમ નહિ હું એવી
"દરખાસ્ત મકું છું કે એમને એક એક સુવર્ણપદક આપવો. એની અન્દર નીચે
"પ્રમાણે કોતરાવવું:—

રા. રા.-

"જાણી જોઇને ગેરહાજર રહેવા માટે અથવા તો 'દર્બાનૉગ્યુર કલબ' તરફ નીમક-
"હરામપણું અને બેદરકારી બતાવવા માટે આ સુવર્ણપદક તમારી કદર પીછાની આપવામા
"આવે છે."

"આમ કર્યાથી સુરતના ઇતિહાસમા ફરજનો એક આદર્શ બંધાશે. પરન્તુ
"ગંભીરપણે વિષય ઉપર આવતા–આ મંડળ ડૂબવાની અણી ઉપર છે, અને તેના રક્ષણ
"માટે એક હાથ ઉંચો થતો નથી તે વખતે ચાલો! આપણે એની ધરીને આપણા
"ખભાના જોરથી બળ આપીએ, આપણા હૃદયનું આવરણ ભેદી એના રક્ષણ માટે હાથ
"લબાવીએ. હજી પણ આશાનું એક કિરણ છે. બીજી બધી વસ્તુઓનો ભોગ આપી મહા
"પ્રયત્ન આદરી એ તણખામાંથી અગ્નિ પ્રગટાવવાનું તમારે શિર છે. નિખાલસ થાઓ.
"ચોખ્ખે ચોખ્ખું બોલી નાંખો. હૃદય પુર વ્હેવા દો. સરળ ને ઉદાર થાઓ. આજ મારી
"છેલ્લી પ્રાર્થના છે. જો આમા તમે નિષ્ફળ જશો તો હું જેની વાત કરૂં છું તેનું અવસાન
"તમારી સમક્ષ ખડું થશે. અત્યારેજ એ મરવાની અણી ઉપર છે. એના લોહીમાં બિગાડ
"થયો છે. તબીબી ચાતુર્યની જરૂર છે.

"તા. ર જી અકટોબર ૧૮૬૮."

( ૩ )

## ON VAKEELISM.

" The tyranny and oppression generally practised by men " of this class, who literally prey upon the vitals of the suffer- " ing many, who are called upon either to conduct prosecutions or " to defend an action in any civil or criminal court, have decid- " ed the questions—' why is Vakeelism so predominant in these " hard days of dearth, to be the source of utter ruin of many " a great family ? ' ' Why with all the jealousy wherewith our " government seeks to protect the rights of its subjects, should " these court-eagles be allowed to stretch their claws ever so " wide, as to purge out the very bowels of their prey ?' Is it " because, they are men of such profound supernatural learning, " the aid of which cannot under any circumstance be overlooked " or dispensed with, and anything short of its criterion would " result in detriment to the litigants ? Or is it, because of some " inherent and latent defect in law and the administration of " justice that has entailed upon us the necessity of feeding and " fattening its worshippers ? That they are men ( speaking of the " professional characters ) who have devoted their whole time and " energies in the pursuit of this branch of study and therefore, " are the best adapted to assist the non-professional ones to make " up the balance of the contest, cannot with apparent reason be " gainsaid. But this is no excuse for the tremendously exhorbi- " tant demands they make to the last pie on the purses of the " people. There appears to be some extraneous cause not to be " perceived even by themselves,which fact clears them for a while of " their conscientious guilt in the matter, that throws heavy burden " on every one who has the misfortune to resort to our courts " of justice. For, how could it be otherwise than by a defective " and intricate system of laws, the multiplicity of which renders " futile every attempt of the mind, engrossed with more impor- " tant cares, involved in the daily actions of life, to remember " them. These laws have of late multiplied to such an enormous " extent, and so many legal niceties and technicalities have been " introduced and almost religiously preserved, that they in a " great measure thwart the ends of justice, and dwarf in the eyes " of the people, the magnitude of the solemnity of laws."

ભાષાન્તરઃ—

## વકીલાતનો ધંધો.

"દુષ્કાળના આવા સખ્ત દિવસોમાં ઘણાં કુટુંબોના નાશનું કારણ થઇ પડનાર "વકીલનો ધંધો આટલો બધો કેમ વધી ગયો છે? જ્યારે સરકાર પ્રજાના હકો સાચવવા "માટે ઘણીજ આતુર છે, ત્યારે આ અદાલતનાં ગીધોને પોતાના પંજા આટલા બધા "પહોળા કેમ કરવા દે છે, કે તેઓ પોતાના શિકારનાં આંતરડાં પણ બહાર કાઢી નાખે? "આ બે સવાલ ઉત્પન્ન થવાનું કારણ એ છે કે વકીલો ઘણોજ જુલમ પ્રવર્તાવે છે, અને "જે બિચારા લોકોને દીવાની અગર ફોજદારી અદાલતોમાં જવું પડે છે તેમને તદ્દન "પાયમાલ કરી નાખે છે. આ બે સવાલના જવાબમાં કદાચ એમ કહેવામાં આવે કે "વકીલોએ સંગીન વિદ્યા પ્રાપ્ત કરી છે. આ વિદ્યાની મદદ કોઇ પણ વખત દૂર કરી "શકાય નહિ અને જે પ્રમાણમાં તેની મદદ ઓછી લેવામાં આવે તેટલું દાવો કરનારને "નુકસાન થાય. વળી એમ પણ દલીલ કરવામાં આવે કે કાયદામાં અને ન્યાય આપવાના "બંધારણમાં વંશપરંપરાથી ચાલુ આવેલી અને છુપી એવી કોઇક ખોડ છે, કે કાયદાના "ઉપાસકોને પોષવાની અને તેઓનાં ખીસાં તર કરવાની આપણને જરૂર પડે. અલબત "વકીલોએ પોતાનો બધો વખત કાયદાના અભ્યાસ પાછળ ગાળ્યો છે, અને તેથી તકરારી "વિષયોમાં ન્યાય તોલવાને કાયદાના બિનઅનુભવી મનુષ્યો કરતાં ઉત્તમમાં ઉત્તમ રીતે "લાયક છે, એ વાત કબૂલ રાખીએ તોપણ લોકો પાસેથી પાઇએ પાઇ કઢાવી તેમના "પર સખત જુલમ તેઓ ગુજારે તેનો કાંઇ આથી બચાવ થતો નથી. આ બાબતમાં "વકીલો જાણી જોઇને ગુન્હો કરે છે, પણ તેમાથી મુકત થવાનું તેમને એક બારૂં છે. જે "લોકોને કમનસીબે ન્યાયની અદાલતમાં જવું પડે છે તેમને તે અદાલતો ભારરૂપ થઇ "પડે છે. કાયદા એટલા બધા ગુંચવાડા ભરેલા અને ખોડવાળા હોય ત્યારે તેનું બીજું કયું "પરિણામ હોઇ શકે? કાયદા એટલા બધા વધી ગયા છે, કે તે યાદ રાખવાનું કામ પણ "ઘણું વિકટ થઇ પડયું છે; કારણકે આપણું મન દુનિયાના બીજાં ઘણા વિશેષ જરૂરી "કૃત્યોમાં પરોવાયલું રહે છે. હમણાં હમણા આ કાયદા અને તેઓની ખુંચો એટલી "બધી વધી ગએલી છે, કે ન્યાયનો અર્થ પણ ફરી ગયેલો છે, અને કાયદાની પવિત્રતાને "માટે લોકો શંકાશીલ બની ગયા છે."

---

(૪)

## REGARDING THE MEMORIAL REQUESTING GOVERNMENT TO IMPROVE THE CONSTITUTION OF THE MUNICIPALITY.

"Now comes the important question for consideration, whether "it is desirable to increase the number of native commissioners "as required by the petitioners. It is a well-known fact, that "the Municipality, as at present constituted, lacks much of that

"independence and freedom of speech and action, which is a "*sine qua non* to the healthy working of the institution. And "that this consequence flows from the fact of the commissioners "being either the President's subordinates, or cowed down by "the mere fact of their incumbency depending upon his favour, "cannot be denied. Such a result then forces upon us the nece- "ssity of a representative board-a necessity, which long since has "been urged in these columns. By 'representative' we mean the "word in its purest sense. We must have a commission, which "would represent all the different communities, and one of their "own selection. Such an organization then would necessarily "bring in an increase in the number of its constituents and "transfer the power of nominating them from the Government "to the public. Possibly some difficulty might be experienced "in making the people alive to a sense of the duty they will "be required to discharge, but that is no reason why a system "so highly beneficial in the end, should not be introduced at "once. It will be an easy task for each community, to select "one or two individuals as their representatives, out of a list "of some couple of hundreds to be prepared by a committee, "specially appointed for the purpose. Nor is the objection raised "by the sub-committee against the introduction of this system "a grave one. It says, the Municipality would be rendered "unwieldy, beyond this, it has no other plea to offer. We there- "fore merely ask, are not both the houses, by which the whole "British Empire is governed, more than large for the sub-com- "mittee to call unwieldy and is their usefulness in any way "affected on that score ?"

ભાષાન્તરઃ—

## શહેર સુધરાઇ ખાતાનું બંધારણ સુધારવા સરકારને કરેલી અરજી સંબંધી.

"અરજદારોએ તેઓની અરજીમાં જણાવ્યું છે કે મ્યુનિસિપાલિટીમાં સભાસદોની "સંખ્યા વધવી જોઇએ. આ જરૂરી સવાલનો વિચાર આપણે હવે કરવાનો છે. સૌ કોઇ "જાણે છે કે મ્યુનિસિપાલિટીના હાલના બંધારણમાં જોઇએ તેટલી સ્વતંત્રતા અને છૂટ "નથી, તેથી મ્યુનિસિપાલિટીનું કામકાજ સંતોષકારક થતું નથી. સૌને કબૂલ કરવું પડે છે

" કે આનું કારણ એ છે કે સભાસદો પ્રમુખના હાથ નીચેના માણસો છે, અગર તો તેની
" મ્હેરબાની ઉપર તેમની ઘણી જવાબદારીઓનો આધાર રહેલો છે. માટે હવે એવી
" ગોઠવણ થવાની જરૂર છે કે લોકોના ખરેખરા પ્રતિનિધિઓ મ્યુનિસિપાલિટીના સભાસદો
" નિમાય. આ જરૂરીઆત વિષે અમારા છાપામાં અમો ઘણા વખતથી ચર્ચા ચલાવીએ
" છીએ. મ્યુનિસિપાલિટીના સભાસદો જુદી જુદી કોમથી ચુંટાએલા પ્રતિનિધિ હોવા જોઇએ.
" આ ગોઠવણ થાય તો જે જે સમૂહોને પ્રતિનિધિઓ મોકલવાનો હક છે તેમની સંખ્યા
" વધવી જોઇએ, અને પ્રતિનિધિઓ પસંદ કરવાનું કામ સરકારે જાતે નહિ રાખતાં લોકોને
" સોંપવું જોઇએ. આ ફરજ બજાવવામાં પોતાની કેટલી જવાબદારી રહેલી છે તેનો
" બરાબર ખ્યાલ લોકોને આપવો જોઇએ; તેમ કરવા જતા થોડી મુસીબત નડવા સંભવ
" છે. પણ જે પદ્ધતિ ભવિષ્યમાં આટલી બધી ફાયદાકારક લાગે છે તેને એકદમ દાખલ
" નહિ કરવાનું આ કારણ બતાવવામાં આવે તો તે બીલકુલ વજનદાર નથી. જેટલા મનુષ્યોને
" અમુક મંડળી પસંદ કરે તેટલામાંથી એકાદ બે વ્યક્તિને પોતાના પ્રતિનિધિ તરીકે પસંદ
" કરવાનું કામ સહેલું છે. વળી આ પદ્ધતિ સામે જે વાંધો સબકમિટીએ ઉઠાવ્યો છે તે
" વજનદાર નથી. તે કહે છે કે મ્યુનિસિપાલિટીના સભાસદોની સંખ્યા આ પ્રમાણે જોઇએ
" તે કરતાં વિશેષ થઇ પડશે. ઉપર જણાવેલી પદ્ધતિમાં આ સિવાય કંઇ વિશેષ તે સબ-
" કમિટીને કહેવાનું નથી. જો આમજ હોય તો આપણે તે સબકમિટીને પ્રશ્ન પૂછીશું કે
" આખા બ્રિટિશ સામ્રાજ્યનો વહિવટ ચલાવનાર પાર્લામેન્ટમાં સભાસદોની સંખ્યા જોઇએ
" તે કરતાં વધારે નથી? આથી તેમની ઉપયોગિતા ઉપર કાંઇ પણ અસર થાય છે?"

---

(૫)

## THE VAGHERS of KATHIAWAD.

" The account lately published in the Bombay dailies touch-
" ing the late *Vagher* skirmish, has excited quite a different
" feeling in me. However exulting and congratulatory a fact it
" may be to our Government in having curbed the powers of
" *Barvatism* and thus removed a permanent obstacle in the way
" of peaceful administration, I cannot allow myself to dissemble
" my heartfelt regret and resentment at the extirpation of a
" race, which was India's pride and glory—a race so unknown to
" pain and fatigue, who could sacrifice property, children, wives,
" and all sorts of domestic ties, nay even life itself, to assert
" their legitimate rights. Dauntless in their bravery, they could
" have defied immense lines of our well-disciplined hosts, though
" conscious within themselves of their inability to encounter
" them. These Indian Donalists who preferred death to degrada-

"tion and humiliation, would have proved an acquisition "to our Government, and would have been the principal "instruments of insuring safety in that province, had more "conciliatory measures been adopted to win them over to our "side. instead of exasperating and vituperating their most viru- "lent passions and adamantine hearts. Unfettered by social "bondage, these men would have made the best generals, or "at least soldiers in our army, and their worsted fidelity and "policy would soon have divested us of any apprehension of "future betrayal. But now that these heroes or at least a great "part of them are numberd with the dead, it is useless to move "my pen in advocating the adoption of less forcible measures "towards them, but it may be hoped that all possible expedients "will be used to win the attachment of the remaining few, as "well as of their brethren at Ratnagiri whose recent disturbance "is sufficient to show how awake they are to relations of brother- "hood. There is some principle in them to be sure, and their "frank integrity will never have to be suspected, if we once "succeed any how in purchasing their attachment."

ભાષાન્તરઃ—

## કાઠિયાવાડના વાઘેરો.

"થોડાજ વખત ઉપર થએલા વાઘેરોના તોફાન વિષે મુંબઇના રોજીંદાં વર્ત્તમાન- "પત્રોમા જે ઉલ્લેખો કરવામાં આવ્યા તે વાંચતાં મને તો જુદાજ પ્રકારની લાગણી થઇ "છે. બ્હારવટીઆઓની સત્તા લશ્કરી બળથી દાબી દઇ, શાન્તિમય રાજ્યકારભારની આડે "આવતું એક હમેશનું વિઘ્ન ટાળવા માટે સરકારનું પગલું ગમે તેટલું આવકારદાયક "અથવા તો મુબારકબાદીને લાયક લેખાય, તોપણ મને તો એ જાતનો તદ્દન વિનાશ "કરવામાં આવ્યો એ સાંભળતાંજ ખરા અંતઃકરણ પૂર્વક દિલગીરી થઇ છે; મને તો "ઉલટો ગુસ્સોજ આવ્યો છે. કારણકે એ જાત તો હિન્દુસ્તાનની એક કીર્તિ અને મગરૂબી "હતી. એ જાતને દુઃખ કે થાકનું તો ભાનજ નહોતું. પોતાનો કાયદેસર હક સાબીત કરી "આપવા પોતાની માલમિલકત, બૈરી છોકરા, તમામ જાતના સાંસારિક સંબંધો—અરે "પોતાના પ્રાણ—નું પણ બળીદાન આપવા એ લોકો તૈયાર રહેતા. શૂરા અને નિડર હોઇ "કેળવાએલા લશ્કર સામે ટકી શકે એટલા પોતે બળવાન નથી એવી ખાત્રી હોવા છતાં "તેમની સામે થતા. આ હિન્દી બ્હારવટીઆઓ હલકાઇ ને અપમાન કરતાં મૃત્યુ વધારે પસંદ "કરતા. સરકારે પોતાની બાજુમાં એ લોકોને મેળવી લેવા વધુ શાન્તિમય પગલાં લીધાં હોત "અને તેમનાં વજ્ર જેવાં હ્રદયોમાં ને અતિશય તિવ્ર લાગણીઓમાં ભયંકર આગ પ્રગટાવવા "પ્રયાસ ન આદર્યો હોત, તો તેઓ સરકારને ઘણા ઉપયોગી થઇ પડયા હોત અને એજ પ્રાંતમાં

" સલાહ શાન્તિ જાળવવાનાં મુખ્ય સાધન થઇ પડયા હોત. સામાજિક બન્ધનની સાંકળોમાં
" જકડાયલા ન હોવાથી આ લોકોમાંથી ઉત્તમોત્તમ સરદારો નીપજાવી શકાત; કાઇ નહિ
" તો સારા લશ્કરી સીપાઇઓ તો બનાવી શકાતજ; અને તેમની ઉંધે રસ્તે દોરવાએલી
" નીમકહલાલી ને હોંશિયારી આમ સીધે રસ્તે લાવવાથી થોડાજ સમયમાં એ લોકો
" વિશ્વાસઘાત કરશે એવી શંકા સમૂળગી દૂર થઇ હોત. પરન્તુ હવે આ વિરલાઓ અથવા
" તો તેમાંના ઘણા મૃત્યુશરણ થયા છે, એટલે તેમના તરફ ઓછી દમનનીતિ વાપરવાનું
" કહેવા મ્હારી લેખિનીને પ્રેરૂં તો ત નકામુજ છે. તેમ છતાએ એવી આશા રાખી શકાય
" કે તમામ મળતી તકોનો ઉપયોગ બાકી રહેલાઓને પ્રેમથી જીતી લેવામાં થશે અને એવોજ
" ભાવ રત્નાગીરીના બન્ધુઓ તરફ પણ બતાવવામાં આવશે. એ લોકોના છેલ્લા બંડથી
" સાબીત થઇ ચૂકયું છે કે તેમનો બન્ધુભાવ કેટલો બલવત્તર છે. આપણે ખાત્રી
" રાખવી જોઇએ કે એમનામાં પણ કોઇ એક સિદ્ધાંત અવશ્ય હોય છેજ. જો આપણે
" એકવાર એમનું મન મેળવી લેવા સફળ થઇએ તો પછી તેમના અંતઃકરણ ઉપર શંકા
" લાવવાનું કદાપિ કારણ નહિ મળે. "

---

## ૨. રા. રા. નવનીતલાલને લખેલા ધર્મ સંબંધી પત્રો.

### (ગુજરાતી ભાષાંતર સાથે.)

### (૧)

### WORLD COMPARED TO A STAGE.

" *Belgaum, 30 th November 1902.*

" I am glad to see that you have understood my sentiments " in their true light. The world is but a stage, in which each " one has appeared to do his part. He who does his part best, " consistently with his station in life, commands admiration ir- " respectively of what character, high or low he has to play. " A person who has to play a king's part on a stage and fails " to play it well, is hissed out by the audience; while another " playing the role of a *bhangi* who comports truly like a " *bhangi* is applauded. The same is true of the part each has " to play in this world. Each should comport himself to the " measure of his position, neither going above nor below " the line—with an eye to the highest ideal, which is to win " the approbation of the *Maker* of all. The code of rules, the " observance of which will win for man the approbation of his " *Maker*, may be summed up in one sentence:—

' Do nothing that you will hide for your own sake.'

" Indeed, calmness of mind is the thing to be sought for. " It is to be attained by contemplating on our *Self*, which is " calmness itself as distinguished from the phenomenal self, the " everchanging body of flesh and blood, which mainly occupies " our attention."

( ૨ )

## WHAT MAN IS HAPPY ?

" Belgaum, 5-9-1903.

" What is the position of *man* in this World ? He is said " to be the master of creation, because all things animate and " inanimate are made for his enjoyement, said to be the gratifica- " tion of senses and casual cravings of these enjoyments. Tne " securing costs life-long labour and anxiety, whereas all other " creatures obtain similar gratification of senses without much " trouble and without any anxiety. Viewed in this light, their " lives are happier than that of man. Where then lies the " superiority of a human body ? Because a man does not get " enjoyment without labour and anxiety; and what he gets in " return for them is but ephemeral, and therefore, his labour " and anxiety for their acquisition never end. He sees the futility " of this lifelong labour and anxiety, which brings no " lasting satisfaction. At last he gives them up, yearns to know " what happiness is and finds that nothing but non-ebullition " of desire is happiness, and that a man falsely regards happiness " to consist of enjoyment of external objects; because the hap- " piness he feeels from the enjoyment of an object, is not " produced by that object, but by the temporary cessation of " desire, brought about by the acquisition and the enjoyment of " the object desired. It follows that the aim and duty of man " should be not to desire enjoyment, but to be without desire. " A man without desire is the master, not being dependent " upon any one or thing. He is the King—all others are slave " to desire.

AMEN."

ભાષાન્તરઃ—

## વિશ્વની રંગભૂમિ સાથે તુલના.

"બેલગામ, તા. ૩૦-૧૧-૧૯૦૨.

"મારી પ્રવૃત્તિઓ તમે સાચા સ્વરૂપમાં સમજ્યા છો તે જાણીને હું ખુશી થયો છું.
"વિશ્વ એક રંગભુમિ છે, તેમાં દરેક જણ પોતપોતાનો ભાગ ભજવવા પેદા થયો છે.
"જીવન સૃષ્ટિમાં પોતાની સ્થિત્યનુસાર જે પોતાનો ભાગ ઉત્તમ રીતે ભજવે છે તે પ્રશંસાને
"પાત્ર છે. પાત્રનો ઉંચો અગર નીચો દરજ્જો જોવામાં આવતો નથી. જે માણસને રંગ-
"ભુમિ ઉપર રાજાનો ભાગ ભજવવાનો હોય છે, અને તે યોગ્ય રીતે ભજવતો નથી, તે
"પ્રેક્ષકની હાંસીને પાત્ર થાય છે; અને જે માણુસ ભંગીનો ભાગ સારી રીતે ભજવે છે
"તેની પ્રશંસા થાય છે. આ નિયમ દુનિયામા દરેક વ્યક્તિને લાગુ પડે છે. આપણા સર્વના
"કર્તાનાં વખાણુ મેળવવાં એ ધ્યેય રાખીને દરેકે સ્થિત્યનુસાર વર્તવું જોઇએ. જે
"નિયમ પાળવાથી આપણુા કર્તાનાં વખાણુ મેળવી શકીએ છીએ તેનો સમાવેશ એક
"વાક્યમાં થાય છે—

'તમે પોતે પોતાની જાતને છુપાવવી પડે એવું કરતા નહિ.'

"ખરેખર, માનસિક શાન્તિ ઇચ્છવા યોગ્ય છે. આપણું આત્મસ્વરૂપ કે જે પોતેજ
"શાંતિ છે તેનું ચિંતન કરવાથી એ મળી શકે છે; અને જે ઘણે ભાગે આપણું ધ્યાન
"રોકાવે છે એવા માંસ રૂધિરમય ક્ષણભંગુર શરીર અથવા માયિક સ્વરુપથી ભિન્ન છે."

---

## કયો માણસ સુખી છે ?

"બેલગામ, તા. ૫-૯-૧૯૦૩.

"આ સંસારમા મનુષ્યનું કયું સ્થળ છે ? તેને સૃષ્ટિનો સરદાર કહેવામાં આવે છે,
"કારણુ કે સજીવ અથવા નિર્જીવ સર્વ વસ્તુઓ તેના ઉપયોગ માટે સર્જાઇ છે; ઇન્દ્રિ-
"ઓની તૃપ્તિ માટે તેને વલખા મારતો વર્ણવ્યો છે. આ મેળવવા માટે તે આખું જીવન
"શ્રમ અને ચિન્તામાં વ્યતીત કરે છે; જ્યારે અન્ય સર્વ પ્રાણીઓ વધુ શ્રમ વિના અને
"જરાપણુ ચિન્તા વિના ઇન્દ્રિઓને સમાન સંતોષ આપી શકે છે. આ દૃષ્ટિબિન્દુથી જોતાં,
"તેમની જીંદગી મનુષ્યની જીંદગી કરતાં સુખી છે, તો પછી મનુષ્ય દેહની શ્રેષ્ઠતા કયા
"રહેલી છે ? શ્રમ અને ચિન્તા વિના મનુષ્યને સુખ મળતું નથી અને એ શ્રમ અને
"ચિન્તાના બદલામાં જે મળે છે તે ક્ષણુભંગુર છે, અને તેથી તેની પ્રાપ્તિ માટેના તેના
"પ્રયત્નો અને ચિન્તાઓનો કદી અન્ત આવતો નથી. આ જીવન પર્યન્તના શ્રમ અને
"ચિન્તાની અનુપયોગિતા તે જુએ છે ત્યારે તે તેમને છોડી દે છે, સુખ શું છે તે
"જાણુવા માટે આકાંક્ષી થાય છે, અને અન્તે સમજે છે કે તૃષ્ણાના વિનાશ વિના બીજું
"કંઇ પણુ સુખ નથી, અને માણુસ ભૂલથી જ ભોગ અને બાહ્ય પદાર્થોને સુખદાયક માને છે,
"કારણુ કે જે વસ્તુના ભોગથી એને જે આનંદ મળે છે તે આનંદ તે વસ્તુને લીધે
"નથી પણુ માત્ર ઇચ્છેલી વસ્તુ પ્રાપ્ત થયે અને તેના ઉપભોગથી થતા તૃષ્ણાના ક્ષણિક

"શમનને લીધે છે. આથી સાર મળે છે કે માણસનો આદર્શ અને ધર્મ ભોગની ઇચ્છા "નથી પણ એ ઇચ્છાથી વિમુખ થવું એ છે. વાછના રહિત મનુષ્ય સર્વથી શ્રેષ્ઠ અને "સુખી છે, કારણ કે તે કોઇ માણસ યા વસ્તુને આધીન નથી. તે જ રાજા છે. અન્ય "સર્વ કામનાના ગુલામ છે; અસ્તુ!"

---

## ૩. પિતાશ્રીનો મુદ્રાલેખ.

આ પુસ્તકના મૂળ પૃષ્ઠ ઉપર આપેલી આકૃતિમાં તત્વજ્ઞાનના સિદ્ધાંતો દર્શાવેલા છે તેને પિતાશ્રી એક મુદ્રાલેખ તરીકે ગણતા હતા. આ લેખનું પોતે નીચે પ્રમાણે સ્પષ્ટીકરણ કરે છે:-

( અંગ્રેજીમાં-ગુજરાતી ભાષાંતર સાથે. )

"ॐ (*Om*), the figure appeariug at the top is the word "of words and sound of sounds. It means multiplicity in one "and one in multiplicity. The double triangle means a combina- "tion of spirit (पुरुष) and matter (प्रकृति), from which arises, "first, motion (turning up represented by the conch); then, "continuity of motion represented by the wheel; then, gravita- "tion represented by the club, all these resultiug in the forma- "tion of figures, beginning with that of the lotus flower (re- "presenting the first geometrical figure formed by the economic "action of motion and gravitation). Then comes forth the cow, "*i. e.,* the earth with its treasures, then the Sun, the giver of "heat and light, and the moon, the giver of coolness and light. "This is the consummation of creation, and it is sustained by "the God *Vishnu*, whose emblems are the conch, the wheel, "the club, and the lotus flower, and whose inseperable ornament "is the wreath—Eternity.

"आनन्देन जातानि जीवन्ती (*Anandena Jatani Jeevanti*) is "a quotation from the *Upanishads* meaning 'all beings live by "joy, or in other words, Joy is the sustainer of life, or there "is no living without joy.' Every outward action on the part "of a living being is prompted by a prior inward conviction, "that such action is a means of acquiring joy or avoiding sorrow. "Joy is mental serenity, prolonged or unbroken, resulting from "suppression of desires with knowledge, or conviction that they "are only the breakers of mental peace or temporary, resulting

" from the suppression by satisfaction of each desire. Sorrow is " mental burning caused by (1) desire, (2) anxiety to satisfy " desire, (3) impediments in the way of satisfying desire, (4) " inability to remove impediments and (5) non-satisfaction of " desire. Therefore, the *Ananda*—joy, happiness or pleasure, " whatever you may call it, of the sort above defined, is the " Summum bonum of all created beings. "

**ભાષાન્તરઃ—**

" ૐ—આ આકૃતિ જે પ્રથમ જણાય છે તે સર્વ શબ્દોનો એક શબ્દ ને સર્વ સૂરનો " એક સૂર છે. તે એકમાં અનેકપણું અને અનેકમા એકપણું દર્શાવે છે. એ ત્રિકોણ-પુરૂષ " અને પ્રકૃતિનો સંયોગ દર્શાવે છે; જેની અન્દરથી પ્રથમ શકિત ઉત્પન્ન થાય છે (શંખથી " દર્શાવેલી ). શક્તિની ચાલુ ગતિ ચક્રથી દર્શાવી છે. ગુરૂત્વાકર્ષણ ગદાથી સૂચવ્યું છે. આ " સર્વના પરિણામમાં આકૃતિઓ બને છે. તેની શરૂઆત કમળના પુષ્પની-પદ્મની આકૃ- " તિથી થાય છે (એ શકિત અને ગુરૂત્વાકર્ષણના વિષયક પ્રભાવથી ઉત્પન્ન થતી પ્રથમ " ભૂમિતિની આકૃતિ બતાવે છે ). પછી ગાયનું ચિત્ર છે; ગાય એટલે તેની સર્વ સંપત્તિ " સાથે પૃથ્વી. પછી સૂર્ય છે જે પ્રકાશ ને ગરમી આપે છે; પછી ચન્દ્ર જે પ્રકાશ અને " શાન્તિ અર્પે છે. આ સૃષ્ટિની પૂર્ણતા છે જે વિષ્ણુ પરમાત્માના પ્રભાવથી ટકે છે. વિષ્ણુ " પરમાત્મા-જેના ચિન્હો શંખ, ચક્ર, ગદા અને પદ્મ છે ને જેનો સ્થાયી અલંકાર " (કૌસ્તુભની) માળા છે.

" **आनन्देन जातानि जीवन्ति**—આ શ્રુતિ ઉપનિષદ્‌માંથી લીધી છે. એનો " અર્થ—સર્વ પ્રાણીઓ આનંદથીજ જીવે છે; અથવા બીજા શબ્દોમાં-આનંદ જીવન " ટકાવે છે, અથવા આનંદ વિના જીવન નથી. મનુષ્યનું દરેક બાહ્ય કાર્મ, એ કાર્ય " આનંદ ઉપજાવશે અથવા દુઃખ દૂર કરશે એવો અન્તરનો નિશ્ચય પ્રથમ થયા પછીજ " પ્રેરાય છે. માનસિક શાન્તિ એજ આનંદ. તે બે પ્રકારની છે, એક અસ્ખલિત અને બીજી " ક્ષણભંગુર.

" જ્ઞાનથી સર્વ તૃષ્ણાને દબાવવાથી, અથવા તો તૃષ્ણા એ માનસિક શાન્તિની માત્ર " વિનાશક છે એવો નિશ્ચય થવાથીજ અસ્ખલિત આનંદ ઉદ્દ્ભવે છે. પ્રત્યેક તૃષ્ણાને સંતોષીને " વિરામ પમાડવાથી જે આનંદ થાય છે તે માત્ર ક્ષણિક છે. (૧) આશા (૨) " આશાપૂર્તિ માટે ચિન્તા (૩) આશા પૂર્ણ કરતા વચ્ચે આવતાં વિઘ્નો (૪) એ વિઘ્નો " દૂર કરવાની અશક્તિ (૫) અને આશાની અતૃપ્તિ આ સર્વથી ઉત્પન્ન થતો માનસિક " દાહ એજ દુઃખ છે. તેથી આનંદ, સુખ અથવા તમે તેને જે કહો તે પ્રાણીમાત્રનું " કેન્દ્રસ્થાન છે."

## ૪. વચનામૃતો.

### ( પિતાશ્રીની નોંધના જુના કાગળોમાંથી. )

( 1 ) " Knowledge is the knowing that we cannot know. "

( 2 ) " He that knows not and knows that he knows not is simple; teach him. "

( 3 ) " He that knows not and knows not that he knows not is a fool; shun him. "

( 4 ) " He that knows and knows not that he knows is asleep; wake him. "

( 5 ) " But he that knows and knows that he knows is wise; follow thou him. "

( 6 ) " Wouldst know where I found the supreme ? One step beyond myself. Behind the veil of self, shines unseen the beauty of the Loved one. "

( 7 ) " Where there is pain, there too will be found the healer. HAFIZ. "

( 8 ) " Crime and punishment grow out of one stem. Punishment is a fruit that unsuspected ripens within the flower of the pleasure which concealed it. EMERSON. "

" God, the Lord hath said to me,
Thou and I are one, not three;
I am I and I thou art,
All is I in whole and part. 1.
Go where thou or high or low,
I and I will see and know;
All the time and all the things,
I pervade the poor and kings. 2.
Yet am I unchanged, unwrought,
Like a void that breeds but nought;
Self-existent shining light,
Bliss unmixed and centre of might. " 3.
" I is one to make it two,
Put not I away from you;
I is one to make it two,
Put not I away from you. 1.

I is one with Light and Bliss,
Words without what's left Self is;
Self is God, the world else none,
There is one, the vastest Sun." 2.

ભાષાંતરઃ—

( ૧ ) "આપણે જાણી શકતા નથી તે જાણવું તે જ્ઞાન."

( ૨ ) "જે જાણતો નથી અને પોતે નથી જાણતો એમ જે સમજે છે તે સરલ છેઃ તેને શીખવો."

( ૩ ) "જે જાણતો નથી અને પોતે જાણતો નથી એમ જે સમજતો નથી તે મૂર્ખ છેઃ તેનાથી દૂર રહો."

( ૪ ) "જે જાણે છે અને પોતે જાણે છે એમ જે સમજતો નથી તે નિદ્રાધીન છેઃ તેને જગાડો."

( ૫ ) "પણ જે જાણે છે અને પોતે જાણે છે એમ જે સમજે છે તે ડાહ્યો છેઃ તેને તમે અનુસરો."

( ૬ ) "હું સર્વશક્તિમાન્‌ને ક્યાં મેળવી શક્યો તે જાણવાની તમારી ઇચ્છા છે? મારાથી એકજ પગલું દૂર. મારા આત્માના પડદા પાછળ તે પ્રિયજનનું સૌંદર્ય અદૃશ્ય રીતે પ્રકાશી રહ્યું છે."

( ૭ ) "જ્યા જ્યાં દુઃખ છે ત્યાં ત્યાં દુઃખ મટાડનાર પણ મળી રહેશે.

હાફિઝ."

( ૮ ) "ગુન્હો અને શિક્ષા બન્ને એકજ થડમાંથી ફુટે છે. શિક્ષા રુપી ફળ સુખરુપી પુષ્પ, જે તેને છુપાવી રાખતું હતુ, તેની અંદર જરા પણ શંકા ઉપજાવ્યા વિના પાકે છે.

ઇમર્સન."

"મહાન્ પ્રભુએ મને કહ્યું છે,
કે તું અને હું એકજ છીએ—ત્રણ નથી;
હું તે. હું છું અને તું પણ હું છું,
સમગ્રે અને અંશે—સર્વ હું છું. ૧.

ઉંચે વા નીચે—ગમે ત્યાં તું જશે,
તે હુંનો હુંજ જોઇશ ને જાણીશ;
સર્વ કાલે સર્વ વસ્તુમાં,
રાજા કે ગરીબમાં—સર્વત્ર હું વ્યાપક છું. ૨.

છતાં પણ હું અવ્યય છું, અવિકૃત છું,
આકાશની પેઠે માત્ર શુન્યત્વને જ જન્મ આપનાર,
સ્વયંભૂ ઝળકતો પ્રકાશ,
શુદ્ધ પરમાનંદ ને બળનું કેન્દ્રસ્થાન હું છું." ૩.

"એકત્વને દ્વિભાવી બનાવનાર હું એક છું,
તારાથી મને અન્તરાલે ન રાખીશ;
એકત્વને દ્વિભાવી બનાવનાર હું એકજ છું,
તારાથી મને અન્તરાલે ન રાખીશ. ૧.

હું, ચિત્ અને પરમાનંદ સાથે એક રુપ છું,
જે શબ્દનો વિષય નથી તે આત્મા છે;
આત્મા પ્રભુ છે, વસુધા અન્ય નથી,
તે એકજ છે, એ સર્વવ્યાપી સૂર્ય. ૨.



## ૫. પંચીકરણપટની સમજુત.

### (ગુરુ મુમુક્ષુના સંવાદરુપે)

૧. મુમુક્ષુ—જગત્ એટલે શું?
ગુરુ—શબ્દ, સ્પર્શ, રુપ, રસ અને ગંધ એ પાંચે પદાર્થોનો વિવિધ પ્રકારે અનુભવ થાય છે તે જગત્.

૨. મુ.—એ પાંચ પદાર્થો જ જગત્ કે અનુભવ જગત્?
ગુ.—અનુભવથી ભિન્ન પદાર્થોનું સ્વરુપ અસિદ્ધ હોવાથી અનુભવ તેજ જગત્ ઠરે છે.

૩. મુ.—અનુભવ કોને થાય છે?
ગુ.—તને પોતાને જ.

૪. મુ.—"હું" એ પણ એક અનુભવ જ છે; અનુભવથી ભિન્ન એનું સ્વરુપ નથી.
ગુ.—સત્ય છે; એ ઉપરથી સિદ્ધ થાય છે કે અનુભવ કરનાર અહં, અનુભવમાં આવનાર પદાર્થો અને તેનો અહંને થનારો અનુભવ-એટલે જાણવાપણું, એ ત્રણે અખંડ, અચલ, સ્વયંપ્રકાશ, અનુભવતત્વ એટલે જ્ઞાનસ્વરુપ પરબ્રહ્મને વિષે ભાસે છે અને તેનાથી જ પ્રકાશિત થાય છે.

૫. મુ.—ત્યારે તો અનુભવિતા, અનુભાવ્ય અને અનુભવ, એ ત્રણે જ્ઞાનમય જ થયા. એટલે ખાંડની પૃથ્વીપર, ખાંડનો ચિત્રિત મનુષ્ય, ખાંડના ચિત્રિત ફળને કેરી એવું નામ આપી તેને સ્પર્શ કરે છે, જુએ છે, ચૂસે છે અને વાસ લે છે એમ કહેવા સમાન થયું. જો સર્વ જ્ઞાનમય અથવા ચૈતન્યમય છે તો આ અનુભવમાં આવનાર જડ પદાર્થો શું છે અને કયાંથી નીકળ્યા?
ગુ.—જડ એવું ભાસે છે તે સંપૂર્ણ અવસ્તુરુપ છે. જેમ સ્વપ્નામાં અનેક પદાર્થો જડ રુપ ભાસતા છતાં વસ્તુરુપ નથી-માત્ર અનુભવ જ છે, તેમ જાગ્રતમાં અનુભવમાં આવતું જડપણું અવસ્તુરુપ છે.

૬. મુ.—અવસ્તુરુપ છે, છતાં તેનો ભાસ ચૈતન્યને વિષે શાથી ઉઠે છે?
ગુ.—માયાવડે. માયાનેજ અજ્ઞાન અથવા અવિદ્યા કહે છે. દૃષ્ટાંત-લપ્પવાની પાટી

# પંચીકરણ પટ.

ૐ

## પરમાત્મા-પ્રત્યક્ આત્મા.

ઉ ક્ષ્વ ર્

**અજ્ઞાન અથવા માયા અથવા અવિદ્યા**

સત્વ રજ તમ એ ત્રણ ગુણરૂપ

**કારણદેહ પ્રાજ્ઞ સુષુપ્ત અવસ્થા**

**આનંદ મય કોશ.**

| અપંચીકૃત સૂક્ષ્મભૂત | આકાશ ૧ | વાયુ ૨ | તેજ ૩ | જળ. ૪ | પૃથ્વી ૫ | અપંચીકૃત સૂક્ષ્મભૂત. |
|---|---|---|---|---|---|---|
| જ્ઞાનઇંદ્રિય | શ્રોત્ર. | ત્વક્ | ચક્ષુ | રસન | ઘ્રાણ | જ્ઞાનઇંદ્રિય |
| વિષય | શબ્દ | સ્પર્શ. | રૂપ | રસ | ગંધ | વિષય |
| દેવતા | દિગ્ | વાયુ | આદિત્ય | વરુણ. | અશ્વિ | દેવતા |

**સર્વ તત્વોના મિલિત સત્વ અંશનું કાર્ય**

## અંતઃકરણ

| વૃત્તિભેદ | મન | બુદ્ધિ | ચિત્ત | અહંકાર. | વૃત્તિભેદ |
|---|---|---|---|---|---|
| સ્વરૂપ | સંકલ્પ | નિશ્ચય | સ્મૃતિ | અભિમાન | સ્વરૂપ |
| દેવતા | ચંદ્ર | બ્રહ્મ | વિષ્ણુ | શિવ | દેવતા |

| કર્મઇંદ્રિય | વાક્ | પાણી | પાદ | વાયુ | ઉપસ્થ | કર્મઇંદ્રિય |
|---|---|---|---|---|---|---|
| વિષય | વાણી | ગ્રહણ | ચલન | મળ વિસર્ગ | આનંદ | વિષય |
| દેવતા | વહ્નિ | ઇંદ્ર | ઉપેંદ્ર | મૃત્યુ | પ્રજાપતિ | દેવતા |

**સર્વ તત્વોના મિલિત રજો અંશનું કાર્ય.**

## પ્રાણ

| પ્રકાર | પ્રાણ | અપાન | વ્યાન | ઉદાન | સમાન | પ્રકાર |
|---|---|---|---|---|---|---|
| સ્થાન | હૃદય | ગુદા | શરીર | કંઠ. | નાભિ | સ્થાન |
| કાર્ય | ઉર્ધ્વ ગમન | અધો ગમન | સર્વત્ર ગમન | રસભેદ | અન્ન વિભાગ | કાર્ય |

**સૂક્ષ્મદેહ હિરણ્યગર્ભ તૈજસ સ્વપ્ન અવસ્થા**

| પંચીકૃત સ્થૂલ તત્વ | આકાશના ½ વા. તે. જ. પૃ. ⅛ | વાયુના ½ આ. તે. જ. પૃ. ⅛ | તેજના ½ આ. વા. જ. પૃ. ⅛ | જળના ½ આ. વા. તે. પૃ. ⅛ | પૃથ્વીના ½ આ. વા. તે. જ ⅛ | પંચીકૃત સ્થૂલ તત્વ |
|---|---|---|---|---|---|---|
| સ્થૂલરૂપ | આકાશ | વાયુ | તેજ | જળ | પૃથ્વી | સ્થૂલરૂપ |
| સ્થૂલવિષય | શબ્દ. | સ્પર્શ. | રૂપ | રસ | ગંધ | સ્થૂલવિષય |

સ્થૂલ દેહ **વિરાટ્ વિશ્વ.** જાગ્રત અવસ્થા

**સ્થૂલ કાર્ય પ્રપંચ**

પરમાત્મા પરમાત્મા

ઉપર અક્ષરો અથવા ચિત્રો દેખાતાં નથી: પાટી ઉપર ધૂળ પાથરી તોએ અક્ષર અથવા ચિત્ર જણાતાં નથી; પરંતુ કલમના યોગે, જ્યારે રેષાઓ કહાડી પાટીનું અંગ કાંઇક અંશે ઉઘાડું થાય છે, એટલે પાટી અને ધૂળ બન્ને વિવિધ આકૃતિરુપે ભાસે છે; તેમ છતાં પણ પાટી વિવિધ આકારને પામતી નથી; અને ધૂળ પણ આકારને પામતી નથી; અને એ બન્ને વિના આકાર બન્યા પણ નથી. તેથી સિદ્ધાંતમાં પાટીને ઠેકાણે સર્વત્રવ્યાપક ચૈતન્ય, ધૂળને ઠેકાણે માયારુપી આવરણ, લખનારની જગોએ આવરણ ફોડી અહંરુપે સ્ફુરણ થતું ચૈતન્ય, અને તેના વિવિધ સંકલ્પરુપે થનારી વૃત્તિરુપે કલમ, માયાને ચીરી ચૈતન્યના અંશને કાંઇક અંશે ઉઘાડું પાડે છે, તેથીજ ચૈતન્ય અને માયા વિવિધ આકૃતિરુપે ભાસે છે.

૭. મુ.—માયા એટલે શું?

ગુ.—પરમાત્માની શક્તિ. જેમ જાદુગર પ્રગટ છતાં લોકોને દેખાતો મટી જાય છે, અને રુપ ન બદલતાં અન્યરુપે દેખાય છે અને એ પ્રમાણે તે પોતાની મંત્રશક્તિથી કરી શકે છે; તેમ પરમાત્મા પણ પ્રગટ છતા અદૃશ્ય થઇ રુપ ન બદલતાં અનંતરુપે જે શક્તિવડે ભાસે છે તે જ માયા. એ માયા પોતાની જ શક્તિ છે એમ ન જાણવાથી પોતાને વિષે પરિચ્છિન્ન ભાવ કલ્પી પોતાને જીવ માની બંધાયલો માને છે; એટલે પોતાના જ વ્યાપક સ્વરુપને વીસરી તેને જગતરુપે માની, પોતાના અંશરુપ પોતાને ગણી જગત્ અને જગતનો કર્તા અન્ય એવો ઇશ્વર, તેને આધીન પોતે છે એમ માને છે; અને એ અજ્ઞાનરુપી નિદ્રામાં પડયો પડયો અનંત જન્મોરુપી સ્વપ્નો અનુભવ કર્યો જાય છે. તે જ્યારે સદ્ગુરુના અનુગ્રહથી જાગે છે અને સમજે છે કે હું પરમાત્મા છુ, અને મારી માયાશક્તિવડે જીવ, જગત અને ઇશ્વરરુપે થયેલો ભાસતો છતાં ભેદને પામ્યો નથી, ત્યારે દુઃખની અત્યંત નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિરુપી મોક્ષને પામે છે.

૮. મુ.—અજ્ઞાનરુપી નિદ્રામાં પડેલા જીવને ગુરુ કેવે પ્રકારે જાગ્રત કરે છે?

ગુ.—ત્રણ શરીર અને પંચકોશનો વિવેક કરાવી.

૯. મુ.—ત્રણ શરીર અને પંચકોશનો વિવેક કેવે પ્રકારે કરાવે છે?

ગુ.—તેની સમજુત માટે "**पंचीकरणपट**" તૈયાર કર્યો છે, તેનો ખુલાસો નીચે પ્રમાણેઃ—

પરમાત્મા સચ્ચિદાનંદરુપ છે; જે સફેત કાગળ ઉપર પટ ચિતર્યો છે તે મર્યાદારહિત નાશરહિત, સ્વયંપ્રકાશ છે એમ સમજો અને તે પરમાત્મા છે એમ જાણો. એના ઉપર ચિત્રેલા બ્રહ્માંડનો આધાર પણ એજ છે; પ્રકાશ પણ એજ છે; અને તે બ્રહ્માંડનું સ્વરુપ તેનાથી ભિન્ન કરો તો કંઇ રહે નહિ. અર્થાત્ શુભ્રપટરુપ પરમાત્મા જ, શાહીરુપી માયાને યોગે બ્રહ્માંડરુપ થયેલો ભાસે છે. પટને વિષે દેખાતું એકેક કાળું બિંદુ એકેક વ્યષ્ટિશરીર સમજો. એ સર્વ વ્યષ્ટિશરીરોનો સમુદાય તેને સમષ્ટિશરીર અથવા બ્રહ્માંડ સમજો. પ્રત્યેક વ્યષ્ટિશરીર તેમજ સમષ્ટિશરીર ત્રણ પડવાળું છે એમ કલ્પો. સૌથી બહારનું પડ તે સ્થૂળશરીર અથવા અન્નમયકોશ કહેવાય છે; તેની અંદર રહેલું પડ તે સૂક્ષ્મશરીર અથવા પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય,

એ ત્રણ કોશરૂપ કહેવાય છે અને સૂક્ષ્મશરીરની અંદર રહેલું પડ કારણ શરીર અથવા આનંદમયકોશ કહેવાય છે. દૃષ્ટાંત-ઝાડની બહારની કઠણ છાલ અંદરની કોમળ છાલમાંથી પેદા થઇ તેને આધારે હોય છે; અને કોમળ છાલ તેની અંદરના ગર્ભ-માંથી પેદા થઇ તેને આધારે હોય છે. એ સર્વને જીવન આપનાર અને સર્વના આધારભૂત પૃથ્વીનો રસ છે. તેમ સમષ્ટિ, વ્યષ્ટિ, કારણશરીર, સૂક્ષ્મશરીર, અને સ્થૂળ શરીર, એ સર્વને જીવન આપનાર અને સર્વેનો આધારભૂત શુભ્રપટરૂપી સચ્ચિદાનંદ પરમાત્મા છે. વળી જેમ બહારની કઠણ છાલ અંદરની કોમળ છાલનું રક્ષણ કરે છે, અને કોમળ છાલને વળગી રહી છતાં જીવતી કહેવાય છે અને છૂટી પડતાં મુવેલી કહેવાય છે, તેમ સ્થૂળશરીર, સૂક્ષ્મ શરીરનું રક્ષણ કરે છે, અને સૂક્ષ્મ શરીર સાથે જોડાયેલું છતાં જીવતું કહેવાય છે અને તેનાથી જુદું પડતા મુવેલું કહેવાય છે. વળી જેમ કઠણ છાલ કહાડી નાખવાથી કોમળ છાલ મરતી નથી, પરંતુ બીજી નવી કઠણ છાલ બનાવી લે છે, તેમ સૂક્ષ્મ શરીર સ્થૂળશરીરના વિયોગથી મરતું નથી, પણ બીજું નવું સ્થૂળશરીર બનાવી લે છે. સહુથી અંદર રહેલા ગર્ભનો નાશ થવાથી કોમળ છાલનો નાશ થાય છે, તેમ કારણ શરીરરૂપી અજ્ઞાનનો નાશ થવાથી જ સૂક્ષ્મ શરીરનો નાશ થાય છે. તે અજ્ઞાનનો નાશ જ્ઞાન વડે થાય છે.

૧૦. **મુ.**—શરીરોની ઉત્પત્તિનો પ્રકાર કહો.

**ગુ.**—શરીરના સમષ્ટિ અને વ્યષ્ટિ એવા બે વિભાગ ઉપર કહેલા છે. વાસ્તવિક જોતાં તે એકજ હોઇને બે સ્વરૂપે ભ્રાંતિથી ગણાય છે. જુઓ કે સ્વપ્નમાં આપણે એક શરીરવાન બનીએ છીએ અને તેને "હું" એમ માનીએ છીએ; અને આપણી ચોતરફ જે જડ પદાર્થો અને ચેતન શરીરો ભાસે છે તેના સમુદાયને જગત્ અથવા બ્રહ્માંડ કહીએ છીએ અને તે પૈકી આપણે એક છીએ માટે આપણું શરીર વ્યષ્ટિ અને સર્વ શરીરોના સમુદાયરૂપ જગત અથવા બ્રહ્માંડ તે સમષ્ટિ શરીર ગણાય. પરંતુ વિચાર કરી જોતા આપણા સ્વપ્ન શરીરની ઉત્પત્તિ સાથે જ, સ્વપ્ન શરીરની સ્થિતિ પર્યંત જ, સ્વપ્ન સૃષ્ટિની સ્થિતિ, અને આપણા સ્વપ્ન શરીરના લયેજ સ્વપ્ન સૃષ્ટિનો લય થાય છે એ વાત સર્વને અનુભવ સિદ્ધ છે. તો સ્વપ્ન સૃષ્ટિરૂપી સમષ્ટિ-શરીર આપણા સ્વપ્ન વ્યષ્ટિશરીરના ફેલાવારૂપ છે, તેમજ જાગ્રતમાંનું આપણું વ્યષ્ટિ-શરીર ઉત્પન્ન અથવા ભાસમાન થાય છે ત્યારે જ જગત્ ભાસે છે; વ્યષ્ટિશરીરની સ્થિતિ પર્યંત જ જગતની સ્થિતિ રહે છે અને વ્યષ્ટિશરીરના લયે જગત્ અદૃશ્ય થાય છે એવો નિત્ય અનુભવ છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે જગત્ અથવા બ્રહ્માંડરૂપી સમષ્ટિ એ વ્યષ્ટિ શરીરના જ ફેલાવારૂપ છે. જેમ ફૂલના ડીટામાંથી તંતુ ફૂટે છે અને પાંખડીઓ તેનોજ પસારો થાય છે, તેમ વ્યષ્ટિના ઉદયે સમષ્ટિનો ભાસ થાય છે. આમ હોવાથી વ્યષ્ટિશરીરનું માત્ર નિરુપણ કરવું બસ છે. સમષ્ટિનું પૃથક નિરૂપણ કરવાની આવશ્યકતા નથી.

હાડ, માંસ, ચામડાના બનેલા જડ થેલાને સ્થૂળશરીર કહે છે. તે અન્નમાંથી પેદા થયો છે, અન્નવડે જ પોષાય છે, અને અન્નવડે જ નાશને પામે છે, માટે એને અન્નમયકોશ કહે છે.

સૂક્ષ્મ શરીરમાં પ્રધાન અંતઃકરણ છે તે ચાર સ્વરૂપે જણાય છે. આમ કરવું અથવા ન કરવુ એવો સંકલ્પ વિકલ્પ થાય છે તેને મન કહે છે. આ ફલાણું છે, આ કરવું એવો નિશ્ચય થાય છે તેને બુદ્ધિ કહે છે. સ્મરણ અથવા મનોરાજ્ય થાય છે ત્યારે ચિત્ત કહેવાય છે; અને "હું" એવું સ્ફુરણ થાય છે તે અહંકાર. એ જ અંતઃકરણના પાચ મુખ્ય-શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસન અને ઘ્રાણ; એને જ્ઞાનેંદ્રિય કહે છે. તે દ્વારા અનુક્રમે શબ્દ, સ્પર્શ, રુપ, રસ અને ગંધનું જ્ઞાન થાય છે. તેમ જ વાક્, પાણિ, પાદ, વાયુ અને ઉપસ્થ, એ પાંચ કર્મેંદ્રિયો કહેવાય છે. તેવડે મનના સંકલ્પો ક્રિયારુપે બહાર પડે છે. એટલે વાકઇંદ્રિય વડે સંકલ્પ શબ્દાકાર થાય છે, પાણિ ઇંદ્રિય વડે ગ્રહણાદિ ક્રિયારુપ, વાયુઇંદ્રિયવડે મળવિસર્ગક્રિયારુપ અને ઉપસ્થ ઈંદ્રિય વડે રતિભોગક્રિયારુપ થાય છે. સંકલ્પને ક્રિયાત્મક કરવામાં પ્રાણ નિમિત્ત છે. એ પ્રાણ પાચ પ્રકારના ગણાય છે-પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન.

( અપૂર્ણ )

---

## ૬ પિતાશ્રીએ બનાવેલાં છુટક* પદો

### ( ૧ )

પ્રીતમ મારો મળ્યો મુજ પાસે, નાચું આનંદ ઘેલ ઉલ્લાસે; પ્રીતમ. ટેક.
હું તો દુઃખી થઇ વિયોગ દુખે, ટાઢ તડકે ને તરસા ભૂખે—
જાણે ઘડી એકમા પ્રાણ જાશે; પ્રીતમ. ૧
ઢુંઢિ ઢુંઢિ ફરી હું દેશ વને, ગાંડી ઘેલી ગણી મંન જને—
જ્યારે થાકી બેઠી નિરાશે; પ્રીતમ. ૨
ભેદવાદી ગુરુએ ભમાવી ઘણી, દાખી દેવ વૈકુંઠ કૈલાસ ભણી—
ચાલી સદ્‌ગુરુ વચન ઉજાસે; પ્રીતમ. ૩
પિયુ પિયુ પુકારતા પિયુ મળ્યો, મુજ હૃદયકમળમાં પ્રગટ થયો—
મન જોતા જેને ન ધરાશે; પ્રીતમ. ૪
ભય દુઃખ ટળ્યાં પિયુ દર્શ થકી, પ્રીતે ભેટી હું થઇ અભિન્ન નકી—
ફરી વિયોગ કદાપિ ન થાશે; પ્રીતમ. ૫

### ( ૨ )

જોયું જોયું રે શાન્તિનું ધામ—શીતળ સુખકારી.
થયું થયું રે નિજાનંદ સુખ—શીતળ સુખકારી. ટેક.
જ્યાં નથી દેહ ને જ્યાં નથી કાષ્ટ, જ્યાં નથી પથ્થર પાણીરે,
જ્યાં નથી વાયુ જ્યા નથી અગ્નિ, જ્યાં નથી સૂનું પોલ. શીતલ સુખકારી. ૧

---

* પિતાશ્રીએ આ પદો કાઇ છપાવવા અર્થે બનાવ્યાં નહોતા, પરંતુ કોઇ સમયે મનમાં વિચાર સ્ફુરી આવતાં, કાગળના ટુકડાઓ ઉપર લખી રાખેલા તે આ પુસ્તકમાં સંગ્રહ રહેવા સારૂ આપવામાં આવ્યાં છે. અસલ સ્થિતિમાં સર્વ પદો મૂકમાં છે; રાગો પણ કાંઇ મુકેલા નથી, માટે રુચિમાં આવે તે રાગથી ગાવાં.

જ્યાં નથી જોવું, જ્યા નથી રોવું, જ્યા નથી ખોવું કાંઇરે,
જ્યાં નથી લેવું, જ્યા નથી દેવું, જ્યા નથી ચડવું પડવું. શીતળ સુખકારી. ૨.

**ઉપરના પદની સમજુત.**

દેહ=શરીરવાળા સર્વ પ્રાણી ( Animal life ).
કાષ્ટ=સર્વ વનસ્પતિ ( Vegetable life ).
પથ્થર=સર્વ જડપદાર્થ ( Inanimate objects ).
એ ત્રણ પૃથ્વીતત્વના વર્ગ.
પાણી, વાયુ, અગ્નિ અને સુનું પોલ ( આકાશ )—બાકીના ચાર તત્વ.
જોવું=ચક્ષુ ઈંદ્રિયની ક્રિયા, એ શબ્દ બીજી ચારે ઇંદ્રિયની ક્રિયાનો ઉપલક્ષક છે.
રોવું=દુઃખનો અનુભવ.
ખોવું=આદ્ય ગ્રહણનું અવિનાશીત્વસુચક શબ્દ
લેવું=ગ્રહણક્રિયા, એ બીજી સર્વ કર્મેદ્રિયની ક્રિયાનો ઉપલક્ષક છે. વળી એ શબ્દનો અર્થ પ્રાપ્તિ પણ કરવો.
દેવું=પરિત્યાગ.

*( ૩ )

પ્રચંડ કાયા, દીર્ઘ આયુષ્ય, મૂર્તિ તેજસ્વી,
શોક જાયે, આનંદ થાયે, જેના દરશનથી.
બ્રહ્મચર્ય, શાંતિ, દાંતિ, વાણી માધુરી;
સજ્જન ભાવે, ખળ કંપાવે, તપ શક્તિ પૂરી.

( ૪ )

હું છઉં કેવળ સ્વરુપ અખંડા—
આતમ જ્યોતિ ઝળમળ ભાસે, વ્યાપિ રહી બ્રહ્મંડા-હું છઉં૦ ટેક.
સત્ ચિત્ આનંદ ઝલકી રહ્યો છે, પરિપૂરણ બીન અખંડા. હું છઉં૦ ૧
હું તું આદિ નામરૂપ જે જે, ફેંકી નિવારો વિતંડા. હું છઉં૦ ૨.
ભાવ અભાવનો જાણ નિરંતર, બની રહી એક-દંડા. હું છઉં૦ ૩.
સદ્દગુરુ પ્રેરિત નિજ અનુભવથી, ટળે સર્વ ભવ-ભંડા. હું છઉં૦ ૪.

(૫)

ટળટળરે મનડા તું, શીદને ઉડે છે ?
તારાં નથી કાંઇ રંગ ને રૂપ— શીદને ઉડે છે. ટેક.
લોકપતિને રાજપતિના, સ્વર્ગ જગત પાતાળરે,
દેવ દાનવ યક્ષ કિન્નર, એ સૌ તારા ખ્યાલ— શીદને ઉડે છે. ૧.

* આ પદમાં વિદેહમુક્ત થયેલા બ્રહ્મચારી મહારાજ શ્રી સુખાનંદજી ભગીરથના શરીરનું અને ગુણોનું વર્ણન કર્યું છે. મહારાજ શ્રી ઉપરના પત્રમાં પિતાશ્રીએ તે લખી મોકલ્યું હતું.

આપ પસરે આપજ જોયે, વચમાં ઘાલી ભેદરે,
ભેદે ભૂલી માને નિજપદ, કરે હર્ષને ખેદ— શીદને ઉડે છે. ૨.

તારે ઉઠે હું ને ભવ વળી, ત્રીજી ભિન્નતા ભાસેરે,
હું ને આપ રચિત વપુ બની, અગ્રે અગ્રે નાશે- શીદને ઉડે છે. ૩.

રે મૂર્ખ તું જેનો કહાવે, તે તું કેમ થઇ બેઠોરે,
તું વેચાઇ તેને વેચાવે, એથી છળ શો મોટો?- શીદને ઉડે છે. ૪.

( ૬ )

સતચિત્ આનંદ તું છે નિત્યે, શાને ફાંફા મારેરે ?
અખિલ વિશ્વમાં સત્તા તારી, તું વિન નહીં લગારેરે. સત્ચિત્. ટેક.

ફાંફાં મારે તવ નહીં પામે, પામે જ્યારે હારેરે,
ચત્તોપાટ પડે ધરણી પર, પોતાપણું વિસારેરે. સતચિત્. ૧.

હું આ ને હું આ નહીં એવી, છોડે કલ્પના જ્યારેરે,
સ્થિર અચળ બ્રહ્મીભૂત થાયે, અનુભવે આનંદ ભારેરે. સતચિત્. ૨.

એક હોયને અનેક ભાસે, રહે એકત્વ કરારેરે,
એકથી એકને ભાંગે એકજ, એકજ ગુણાકારેરે. સત્ચિત્. ૩.

એક મળે એક માંહે તોયે, દ્વી સંજ્ઞા નહિ ધારેરે,
એક વછુટે એકજમાથી, એકપણુ નહિ નિવારેરે. સતચિત્. ૪.

નામરુપ સંસ્કારો એકજ, પ્રત્યેક વસ્તુ મોઝારેરે,
તે ઉપજ્યાને વિણસ્યા ભાસે, એક ત્રુત્યાધારેરે. સત્ચિત્. ૫.

જ્ઞાનાજ્ઞેયને જ્ઞાનરુપે,* તું વિલસી રહ્યો બ્રહ્માંડેરે,
દ્વૈત ભાવનો નાશ થતા તું, એકજ રુપે શેષરે. સત્ચિત્. ૬.

( ૭ )

જગત્કો મિથ્યા ભાન હરિ બિન ન કછુ હૈ આન. હરિ. ટેક.
ઓટ હાતકા પુતલા દીસે, તાસુ સત્ય ન જાન. હરિ. ૧.
દ્રષ્ટા, દ્દશ્ય, દરશન ત્રિપુટી, સો હૈ સ્વપ્ન સમાન. હરિ. ૨.
ન મૈં ન તૂં, ન યહ વ્હો હૈ, હરિ હરિ સબ માન. હરિ. ૩.
જડ ચેતનકા ભેદ ન જામે, ભાન બીન કેવલ જ્ઞાન. હરિ. ૪.
જીવ ઇશ જગ ભેદ ભરમકો, તજો લખો અધિષ્ટાન. હરિ. ૫.
જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ, મિથ્યા ઇનકો સાક્ષીપ્રમાન. હરિ. ૬.
મૈં મૈંપદ બિન જો હીં તાસુ, હરિ કહત સુજાન. હરિ. ૭.

---

* આ કડી પાછળથી મેં પૂરી કરી છે.

તે જગાએ દાખલ થાય. એક જગો ઉપર એકી વખતે બે વસ્તુ રહી શકે નહિ, તેથી ભ્રાંતિકાળમાં જે જગા ઉપર ચૈતન્યને બદલે જગત્ ભાસે છે તેનો બાધ થાય ત્યારેજ જ્ઞાનકાળમાં પાછું ચૈતન્ય સિદ્ધ થાય, અને "सर्वं खल्विदं ब्रह्म" એમ કહેવાય. ખરૂં જોતાં જડને તો અસ્તિત્વ છેજ નહિ. જડ પોતાને પોતે પ્રમાણભૂત કરી શકતું નથી; ચૈતન્યથીજ પ્રમાણભૂત થાય છે. એક ચોપડી બીજી ચોપડીને ઓળખી શકતી નથી, પણ દીવો તમામ ચોપડીઓને અને તમામ વસ્તુઓને સિદ્ધ કરી આપે છે, તેથી ચૈતન્ય વગર જડ વસ્તુને પ્રકાશ છેજ નહિ. દીવા વગર જેમ ઘરની સઘળી વસ્તુઓ અંધારામાં એકરુપ છે, અને સૂર્ય વગર જગતુની સઘળી વસ્તુઓ જેમ અંધારામાં એકરુપ છે, તેમ ચૈતન્ય વગર બ્રહ્માંડોમાં કોઇપણ વસ્તુ સિદ્ધ થતી નથી—અસ્તિત્વ ધરાવતી નથી અને શક્તિહીન છે. જેને શક્તિ નથી તે વસ્તુ છેજ નહિ એમ માનવું જોઇએ. કારણકે પુરુષપણું હોય નહિ તો તે પુરુષ શાનો? જેનામાં બાળવાની શકિત નથી તે અગ્નિ શાનો? જેનો ઝેરી દાંત કહાડી લીધો તે સર્પ શાનો? અને જે જગતનું મિથ્યાપણું જાણ્યું તે જગત શાનું? ઉપનિષદ્‌માં ચૈતન્યની શકિત વિના ઇંદ્રિ, અગ્નિ કે વાયુ એક તણખલા સામે પણ પોતાની સ્વાભાવિક શકિત અજમાવવામાં નિષ્ફળ થયાનું લખેલું છે. એક પાંદડું પણ મૂળશક્તિ વિના હાલી શકે એમ નથી. માટે ચૈતન્ય સિવાય બીજું કાંઈ છેજ નહિ, અથવા છે તો ચૈતન્ય વગરનું શકિતહીન—નહિ જેવું છે. જીવતા મનુષ્યમાં અને મુડદામાં ફેર છે, તેમ વળી જડની શકિત જો કાંઇ જણાય તો તે ભાડુતી છે—ચૈતન્ય પાસેથી ચોરી આણેલી છે. લોહચુંબકના બળથી લોખંડ ચાલે છે. સૂર્યના તેજે ચંદ્ર તેજ વાળો થઈ ફરે છે. શેઠીઆઓના નોકર શેઠને પૈસે કડાં સાંકળાં સારો પોશાક પહેરે છે. એવા ભાડુતી પોશાક પહેરનારને શેઠ કહાડી મૂકે ત્યારે પાછા અસલ સ્થિતિમાં નહિ જેવા થઇ પડે છે. તેમજ લગ્ન પ્રસંગે ભાડુતી દાગીનાથી સાબેલા શણગારે છે, તેથી કાંઈ તે શ્રીમંત કહેવાતા નથી; પાડોશી તો એનું અસલ રુપ જાણે છે; અને દાગીના ભાડુતી છે એમ પણ સમજે છે. તેમ જડની સત્તા જુદી નથી; ચૈતન્ય વડેજ તેનું ભાડુતીરુપ સિદ્ધ થાય છે. માટે ચૈતન્યમાં જડ અને ચૈતન્ય એવા વિભાગ માનવા એ પણ મનની કલ્પના છે. કારણ કે ચૈતન્ય તો બનીજ રહેલું છે, પણ તેમાં જડની અપેક્ષા આવી તેથી ચૈતન્ય એવું જુદું નામ આપવું પડયું. કારણ કે નામ માત્ર નિષેધરુપ છે; વિધરુપ નથી. "આત્મારામ" એવું નામ આપવાથી, મગનભટ, નારૂશંકર, મોહનલાલ વગેરે બીજા નહિ એમ સિદ્ધ થાય છે. બાકી "આત્મારામ" એવા નામમાં બીજો કશો વિધિ છે નહિ. માત્ર બીજી વસ્તુઓથી અલગ પાડી ઓળખવાને માટે

નામ આપવામાં આવે છે. બાકી વેદ પણ જેને " नेति नेति " કહે છે તે નિરાકાર છે, અને તેમાં આકાર ભાસે છે તે ચૈતન્યનું પ્રગટ અપ્રગટપણું છે. જગત્‌માં આકાર ભાસે છે તે આકાશનું પ્રગટ અપ્રગટપણું છે. આકાશ તો તેનું તેજ છે, પણ વચમાં વસ્તુઓ આવવાથી એક બીજાની અપેક્ષાએ આકાર ભાસે છે. બાકી આકાશ વગર આકારની સ્થિતિ છેજ નહિ. લખેલા ભાગ પર અક્ષરો આવ્યા તેથી તે અપ્રગટ થયો, અને અક્ષરો સિવાયનો ભાગ પ્રગટ રહ્યો. એ પ્રગટ અને અપ્રગટ જેના ઉપર ભાસ્યાં તે સલંગ કાગળ એકજ અખંડ છે, છતાં અક્ષરો એક બીજાથી પોતે જુદા માને છે, તોપણ દરેક અક્ષરને પોતાની સ્વતંત્ર સ્થિતિ નથી. પોતા પૂરતા કાગળપર એ દરેક અક્ષરનો આધાર છે. છતાં પોતા પૂરતા કાગળ સાથે પોતાના કાગળપણાનું ભાન થવું એ સાહીરૂપી માયાના બળથી ઢંકાઈ ગયું છે; માટે સ્વતંત્રપણે જોતાં તો દરેક અક્ષર કાગળજ છે અથવા સાહીજ છે, પણ અક્ષર એ તો માત્ર નામ છે. કાગળ પર અક્ષરને સાહીરુપી માયાથી " હુંપણું " ઊઠયું છે, તેથી બીજા અક્ષરોથી પોતાને ભિન્ન અને સ્વતંત્ર સત્તાધારી માને છે. ખરૂં જોતાં અદ્વૈતજ છે. જ્યાં વિરોધી હોય ત્યાં દ્વૈત હોય, પણ સ્વતંત્રતા વિરૂદ્ધ હોયજ નહિ. વિરોધ તો ભાસે છે. દરેક અક્ષર જુદો જુદો જણાતા છતાં કાગળરુપે વિરોધી નથી. માટે બેપણું છેજ નહિ. દરેક પર આંગળી મૂકતાં તે એકજ છે, અને તે એક બતાવીએ ત્યારે બીજા પર આંગળી નથી. જે ગણાવીશું તે એકી વખતે એકજ છે. માળાના ૧૦૮ દાણામાંથી જેનાપર આંગળી પડશે તે દાણો તે વેળા એકજ છે, દરેક પર આંગળી પડતી વખત આ " રામ ", આ " રામ ", અને આ પણ મણકો " રામ " એમ દરેક રામ સ્વરુપ ગણી માળા જપવામાં આવે છે. આ મણકો " રામ " અને આ બીજો મણકો " રામ " નહિ એમ કોઇ સંજ્ઞા ગોખતું નથી. માટે બેપણું છેજ નહિ. એકને અભાવે બીજું છે; અને તે પણ તે વેળા એકજ છે, તેથી એકજ અખંડ અભેદપણું સિદ્ધ થાય છે. દ્વૈત નિવૃત્ત થવા " જાણવું " એજ સાધન છે. ભ્રાંતિ દૂર થાય કે જ્ઞાન થાય છે. પણ દ્વૈત એવું તો મનમાં ઠસી ગયું છે, અને નિરંતર લાંબા અભ્યાસથી ખાવું પીવું, મોજ મઝા, એવાં તો પ્રિય થઇ બેઠાં છે કે તે કેમ નિવૃત્ત થાય? એ કેમ છોડાય? એ તો નહિજ છોડાય એમ માનવું એ પણ મનનો સંકલ્પ માત્ર છે. મનની ખાણ એવી છે, કે એ એક ભંડારરુપ છે. એને ખોદીએ તો એનું તળિયું જણાય એમ નથી; જૈન સિદ્ધાંતમાં અને બીજે સ્થળે કહ્યું છે કેઃ " સબ આતાં હે સહેલ, પરંતુ મન વશ કરન મુશ્કેલ. " એટલે કે મન વશ કરતાં તો જન્મો હજારો અને લાખો વહી જાય, તો પણ તે વશ થાય

નહિ. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે: “ चंचलं हि मनः कृष्ण ”, તો પણ અભ્યાસે એવું ચંચળ મન પણ વશ થાય છે એમ પછી શ્રીકૃષ્ણ ઉત્તર આપે છે. મનની ખુબી જુઓ કે મન કોઇ દહાડો “ હું ભરાઈ ગયું ” એમ કહે છે? હજારો અનુભવ લેવા છતાં ખાલીનું ખાલી છે; એજ અદ્‌ભૂત માયા છે. રોજ ખાધેલો ખોરાક કોઠીમાં પડયો હોય તો તે કોઠી ભરાઈ જાય, પણ પેટની કાણી કોઠી રોજ ખાલીને ખાલી. તેમ મનનો ધર્મ પણ તેવોજ છે. એક સાધારણ માણસનો અનુભવ એકઠો કરીએ તો પુસ્તક ભરાય, અને એવાં હજારો માણસોના હજારો અનુભવની હજારો છબીઓ દરેકના મનમાં ભરેલી છે. એ તો જેમ છબીવાળો નેગેટીવ ( Negative )–કાચ પર પહેલી લીધેલી ઊંધી ઝાંખી છબી રાખી મૂકે છે અને જ્યારે પાછી છબી પાડવી હોય ત્યારે તે ઉપરથી પાછી તેવીજ આબેહૂબ સીધી છબી પાડી શકે છે; જેમ ફોનોગ્રાફમાં પડેલું ગાયન જ્યારે સાંભળવું હોય ત્યારે ભુંગળું ચડાવ્યું કે આબેહૂબ મૂળ ગવાએલું તેવુંજ સાંભળી શકાય છે; તેમ મનમાં ભરેલી છબી અતિ વિચિત્ર છે. એવી મનની શક્તિ અગાધ છે. દશ વરસ પર આપણે મળેલા તે છબી આજે મનમાં ખડી થાય છે, સ્વપ્નમાં ખડી થાય છે, અને આજે તમે મળ્યા તો જાગ્રતમાં ખડી થાય છે કે આપણે ફલાણે ઠેકાણે મળેલા. તમને જોતાંજ, તે સ્થળ, તે વાત, તે દેખાવ, સઘળું એકદમ ખડું થાય છે. તેમજ જગત્‌ની કલ્પના ઘણા લાંબા અભ્યાસથી ખડી થઈ બની રહેલી છે, પણ મિથ્યા છે અને અસત્ય છે. મનનો કે જગત્‌નો અભાવ કરવાનો નથી; તેનું મિથ્યાપણું જાણવાનું છે. અભાવ તો થાયજ નહિ, કેમકે અભાવ તો દુઃખરુપ છે. લાકડાનો સાપ લાવીને મૂકીએ તેનાથી જે બાળક બીહે, તેની બીક દૂર કરવા તે સાપને બહાર ફેંકી આવીએ તોપણ તેની છબી તે બાળકના મનમાંથી જતી નથી. સાપનો સ્વભાવ કરડવાનો છે એ વાતની તે બાળકને ખાતરી છે. તેને એમ થાય છે કે રખેને પેલો સાપ પાછો આવશે અને કરડશે. એમ અભાવ તો થયો, પણ તે મનમાંથી ખસે નહિ ત્યાંસુધી બાહ્ય અભાવ છે, અને તેથી તે દુઃખરુપ છે. લાકડાનો સાપ છો પડયો રહ્યો, તે કરડે એવો ખરો સાપ નથી, પણ લાકડુંજ છે, બલ્કે લાકડું સાપના આકારમાં સાપ રુપે ભાસે છે, પણ જાતે લાકડું છે એમ ખાતરી થઈ, તો પછી બાળક કહેશે કે અમારે ત્યાં સાપ છેજ નહિ; એક લાકડાનો સાપ જેવો આકાર છે તે તમારે નવાઈ જોવી હોય તો ચાલો બતાવું! એ તો લાકડાનો સાપ છે, લો કરડાવું? એમ દરેક વસ્તુનો સ્વભાવ છે: જેવો કે અગ્નિનો બાળવાનો, જળનો શીતળતા, શાંતતા, મધુરતા આદિ કરવાનો. તેમ પરમાત્મામાં અનુભવની લહેરો સ્વભાવેજ ચાલી રહી છે. પરમાત્મા પોતે અનુભવસ્વરુપ હોવાથી, એનો એજ સ્વભાવ છે. સ્વભાવેજ આ

અનુભવો થતાં જગત્‌રુપી લ્હેરો ભાસે છે. પણ બાળક વળી લાકડાનો સાપ ખરો તો નહિ હોય એમ ભુલાવામાં પડી જાય, તેમ જગત્‌ની ચમક ફરી ફરી ફસાવે; પણ શ્રવણ, મનન, નિદિધ્યાસનથી તે ઓછી થઈ નિવૃત્ત થઈ જાય છે. જ્ઞાનીને પણ એ ચમક થઇ આવે છે. કોઈ કાંઈ સળવળતું દીલ પર નાખે અથવા ઉપરથી કાંઈ એકદમ પડે, તો જ્ઞાની પણ કદાપિ ચોંકે અને પ્રથમના દીર્ઘ અભ્યાસથી શારીરિક ચેષ્ટા થઇ જાય, પણ પછી વિચારથી જુદી સ્થિતિ થાય છે. આખો જન્મ અભ્યાસ રાખેથી પછી ઊઠતી નથી. જન્મથી મરણ સુધી નિરંતર આત્મઅભ્યાસ અવશ્યનો છે. માટે સરળ રસ્તો છોડીને ખાડાને અથવા કાંટાને રસ્તે શું કામ જવું? કદાપિ કાંટાને રસ્તે જતાં સુભાગ્યે બચી જઇએ, તોપણ તેથી બહાદુરી માનવાની નથી કે હું કેવો બચી ગયો? ખાડા ખાબોચીઆમાં પડવુંજ નહિ. જે ગામ જવું નહિ તેનું નામ નહિ લેવું. બાકી પાપપુણ્ય તથા સુખદુઃખ તો ભ્રમ માત્ર મનનો ધર્મ છે; એ કાંઇ આત્માનો ધર્મ નથી. સાધન દશામાં ભયાનક અને રોચક વાક્યોની જરૂર છે. સુખદુઃખ વગેરેની ભ્રાંતિ કોના જેવી છે? જેમ આરસામાં અથવા કાચમાં ઉપર મૂકેલા લાલ ફૂલની લાલાશ છે તે પોતાની નથી પણ ફૂલની છે, તેમ સુખદુઃખની ભ્રમણા મનની છે, તે આત્મારૂપી આરસામાં આત્માની હોય એમ ભાસે છે. એ મુજબ, ભ્રાંતિથી આકાશમાં બે ચંદ્રમા અને આકાશની નીલતા ભાસે છે. આપણે ભૂલને જાથુકની કરવા ઉપલકીઆ સ્વભાવે આશમાની રંગ પણ કહીએ છીએ, બાકી વાદળી કે આશમાની રંગ શો! આશમાનને રંગ કેવો! આકાશમાં માત્ર ઘનતા રંગ આપે છે. ઘનતાને લીધે રંગ ભાસે છે; પાણીમાં પણ ઘનતાને લીધે રંગ ભાસે છે, તેમજ ચૈતન્યની ઘનતાથી જગત્ ભાસે છે; બાકી આ એક ચમત્કાર છે; એ વાતને પાયોજ નથી. એકને વાગે છે, અને બીજો રડે છે એ તે ભ્રમ કેવો! જેને વાગે છે તે બોલતોએ નથી! જેને નથી મારતા તે રડે! અને જેને નથી વાગી શકતું તે રડે છે, ત્યારે વાગ્યાની વાતજ ખોટી ઠરે છે. એક મારે અને બીજો રડે એ તો અંધેરી નગરી જેવું થાય. દેહને માર પડે તે દેહ તો ચામડાનો છે અને ચામડામાં મારીએ તો તે કાંઈ બોલે છે? આત્મા તો નિર્લેપ છે, એને મારનાર કોણ? એ તો "**अदाह्योऽशोष्य:**" વગેરે છે, અને બિચારૂં મન ફોકટમાં બુમાબુમ કરી રડે છે. આ પરથી સ્પષ્ટ જણાય છે કે સુખદુઃખની સ્થિતિ છેજ નહિ. ક્યાં છે? મનનો ધર્મ છે કે મન સંકલ્પ વિકલ્પ કરી સુખદુઃખ માની બેઠું છે. માત્ર કલ્પના છે; બાકી મન પણ ક્યાં છે કે સુખદુઃખ હોય?

તા. ૮-૮-૧૯૦૩.

## ૫. સુખદુ:ખ

त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।
निर्द्वन्द्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥

**भगवद्गीता.**

**અર્થ**:—વેદનો વિષય ત્રણ ગુણ છે તે છે. હે અર્જુન! તું ત્રિગુણ રહિત થા, દ્વંદ્વ રહિત થા, નિત્ય સત્ત્વસ્થ થા, યોગક્ષેમ રહિત થા, આત્મવાન્ થા.

સુખદુ:ખ મનને વિષે છે, આત્માને વિષે નથી. આત્મા અહંકાર રહિત છે અને સ્વભાવે કરીને પ્રકાશે છે. જેમ સૂર્ય અહંકાર રહિત છે અને સ્વભાવે પ્રકાશે છે તેમ. અહંકાર રહિત પ્રકાશવું એટલે મામા માશીનું કરવું નહિ તે; સારા નરસા સઘળાને સમાન પ્રકાશવું; એવું પ્રકાશવું એ પોતાની ઇચ્છા ઉપર આધાર રાખતું નથી; પોતે ધારે તો કોઈના ઉપરથી પ્રકાશ લઈ લેવો એમ બનતું નથી. ઘરમાં દીવો બધા પર પ્રકાશે છે. તે ધારે કે મારે મેજને પ્રકાશવું છે અને ખુરસીને પ્રકાશવી નથી તો તેમ તે કરી શકે નહિ. દીવાને અને સૂયને તો હજી પણ બીજી વસ્તુઓની અપેક્ષાએ પરિચ્છિન્નતા છે અને તેથી તે અહંકાર કરે. પણ પરમાત્મામાં અહંકાર સંભવતો નથી, કેમકે અહંકાર બીજાની અપેક્ષાથી છે અને આત્મા તો એકજ છે. બીજો ભાગ પડાવનાર નહિ હોય ત્યાંસુધી મારૂં તારૂં સંભવતું નથી. આત્મા સિવાય બીજી વસ્તુ છેજ નહિ. દ્રષ્ટારુપે રહીએ તો તેમાં અહંકાર છે કે મેં જોયું. પણ સાક્ષીરૂપે રહેવું કે જેથી લેવા દેવા રહે નહિ. દીવો ઘરની સઘળી વસ્તુનો સાક્ષી છે. સૂર્ય જગત્‌ની વસ્તુઓનો સાક્ષી છે, તેમ આત્મા જે કાંઇ ભાસે છે તે તમામનો સાક્ષી છે. તેથી દીવાને, સૂર્યને અથવા આત્માને સુખદુ:ખ શું કામ થાય? પક્ષકાર હારે જીતે તેમાં સાક્ષીને (જોનારને) લેવા દેવા નથી. એ આત્માનું સાક્ષીપણું સ્પષ્ટ છે. જાગ્રત અવસ્થામાં મન પ્રગટ છે, સુષુપ્તિમાં મનનો લય છે અને અહંકાર નથી, તોપણ જાગ્રત, સુષુપ્તિ અને સ્વપ્ન, દરેક અવસ્થામાં આત્મા તો છેજ. નિદ્રામાં મન નથી, શરીર, ઇંદ્રિય, પ્રાણ અને મનનો અભાવ છે, તેની સાથે જગત્‌નો પણ અભાવ છે; સુખદુ:ખનો પણ અભાવ છે; એ સર્વે અભાવનો સાક્ષી આત્મા હાજર છે. ગમે એવો રોગી હોય તેને પણ ઊંઘ આવે એટલે તેનું દુ:ખ નાશી જાય છે. મોટો રાજા હોય અને જય મેળવી ઘણો આનંદ પામ્યો હોય, તેનું સુખ પણ ઊંઘમાં કોણ જાણે ક્યાં જતું રહે છે? તેનું કારણ એજ છે કે સુખદુ:ખનો ધક્કો

મન સુધી પહોંચે છે; મનની પેલી તરફ આત્મા તરફ નથી. છાપરા પર વરસાદ વરસે અને તેનું પાણી નેવા વાટે બહાર જતું રહે, તો છાપરા તળે ઘરમાં રહેલો માણસ ભીંજાવાની બૂમ શા માટે પાડે? વરસાદ છાપરાની અંદરની બાજુમાં પેશી શકે એમ નથી; અંદરના માણસને ભીંજવી શકે એમ નથી; છતાં તે એમ કહે કે "હું ભીંજાઉં છું" તો તેની મૂર્ખતા છે. તેવીજ રીતે સુખદુઃખનો વરસાદ મનરુપી છાપરા સુધી પહોંચે છે; છાપરા તળેના આત્માને ભીંજવતો નથી. વિચાર કરો તો સુખદુઃખજ ખોટાં છે. છેજ ક્યાં? બહારના પદાર્થમાં સુખદુઃખ નથી. કોઈ પણ પદાર્થ નિયમે કે સ્વભાવે, સુખ કે દુઃખ આપવાવાળો નથી. જેનો સુખ આપવાનો સ્વભાવ હોય તે તો સુખજ આપે, તે કદી દુઃખ આપે નહિ. કડવો પદાર્થ હોય તે અંધારે અજવાળે જ્યાં ખાય ત્યાં કડવોજ લાગે, ગળ્યો લાગેજ નહિ. જ્યારે આપણને ભુખ લાગી હોય છે, ત્યારે ખાવાના પદાર્થો સોના જેવા લાગે છે; તે વખત ખોરાક ન મળે તો સોનાનો ગઠ્ઠો પણ તેટલી ઘડી નકામા જેવો જણાય છે; પણ જ્યાં ખાઇને તૃપ્ત થયા અને પછી જો કોઇ આગ્રહ કરે અને મિષ્ટાન્ન જોરથી મૂકે, તોપણ તે લેવા ના પાડીએ છીએ. તેમ છતાં જોરથી ઇંચી ઇંચીને ખાઈએ તો ઉલટી પણ થાય છે. આવી રીતે પા કલાક ઉપર જે વસ્તુ અતિ પ્રિય હતી, જેના વગર કેમ ચાલશે એ ચિંતા રહેતી હતી, જે સ્ત્રી પુત્રાદિક સોના રૂપાથી અધિક વહાલાં હતાં, તેજ વસ્તુ તેજ મિષ્ટાન્ન વગેરે હવે ન ગમતાં થઇ પડયાં. માટે વસ્તુમાં સુખ દુઃખ નથી; આપણે માનીએ ત્યાં સુધી વસ્તુ સારી લાગે છે. મનની ભાવના દરેકને સારો અથવા નરસો માની લે છે. ગરીબનો છોકરો ગંદો હોય, તોપણ તેને ને અતિ વહાલો લાગે છે. શ્રીમંતને તેનો છોકરો તેટલોજ વહાલો છે. એ દરેકના મનની ભાવના ઉપર આધાર રાખે છે. શ્રીમંતના છોકરાને ગરીબના ખોળામાં મૂકો તો તે ગરીબને પોતાના છોકરા પર જેટલું હેત હોય તેટલું શ્રીમંતના છોકરા પર ઉત્પન્ન થશે નહિ; શ્રીમંતના ખોળામાં ગરીબના છોકરાને મૂકો તો તે ગંદો ગંદો કહી આઘો કહાડશે. વસ્તુ તેની તે છે–ગંદી, કદરૂપી કે સારી, પણ જેના મનની ભાવના જેના ઉપર ચોંટી છે અને જેને પોતાનું વહાલું ગણે છે તે તેને વહાલું લાગે છે. ગરીબનું ઝુંપડું ગમે એવું ખરાબ હોય, પણ તે કોઇના સુંદર મહેલમાં બેઠો હોય, તો ત્યાંથી તેને પોતાના ઝુંપડામાં જવાનું મન થાય છે. સોનાના પાંજરામાંના પોપટને તેમાંથી નિકળી જંગલમાં ભટકવાનું મન થાય છે અને મનને આત્મસ્વરુપ છોડી જગત્‌માં ભટકવાની ઇચ્છા થાય છે; છતાં મનનું વલણ ફેરવી શકાય છે. દાખલા તરિકે જુઓ કે, મોટાને તંબાકુ ખાતાં જોઇ નાનાં છોકરાં તંબાકુ

ખાતાં અથવા બીડી પીતાં શીખે છે અને શરૂઆતમાં તેમને દુઃખ, મહેનત તથા બેકારી જેવું લાગે છે, તે તે પણ હોંસમાં સહન કરે છે. દેખાદેખીએ નઠારા કામમાં પણ ઉમેદ થાય છે. એમ અભ્યાસે તંબાકુ ખાવાનો મહાવરો થાય છે અને પછી ન મળે તો ગોઠતું નથી; છતાં પણ જ્યારે તંબાકુ છોડી દેવાનો અભ્યાસ કરે છે, ત્યારે પ્રથમ તો દુઃખરુપ લાગે, પણ પછી ધીમે ધીમે સુખરુપ થઇ જાય છે, અને પછી તો તંબાકુનું એક પણ પાંતરૂ ભૂલથી મોંમાં આવી જાય, તો તે પણ તેને અણગમો કરે છે. આ પ્રમાણે મનમાં પણ અમુક રીતે સુખ દુઃખ રહેલાં નથી, તેથી મનને સુખરુપ બનાવવાનું આપણા હાથમાંજ છે. મનને સાધ્ય કરવું, દુખ તરફ દૃષ્ટિ જવાજ ન દેવી, કે જેથી કલેશ થવા પામેજ નહિ. સર્વ સ્થિતિમાં સુખ બુદ્ધિજ રાખવી. રોગમાં પણ સુખી છું એમ માનવું. ઉપલક જોતાં એમ લાગે કે, રોગમાં સુખી છું એમ કેમ મનાય? તો વિચાર કરો કે રોગમાં જે દુઃખ થાય છે તેટલીજ પ્રતિકૂળતા છે; તેને વિસારી નાખવાને બીજી તમામ અનુકૂળતા બસ છે; કેમકે રોગી માણસને કાંઇ કામ કરવું પડતું નથી, પથારીમાં સૂઇ રહેવાનું હોય છે, બીજા બધા તેની ચાકરી કરે છે, શીરો ખાવાનો મળે છે, અને ભયંકર રોગ હોય તો તો ખાવું પીવું તેને કાંઇ પણ ગમતું નથી. ખાવાનું સારૂં સારૂં લાવે તો તે લેવા તે ના પાડે છે, તમામ ઇંદ્રિયો તેને વશ રહે છે, જીભનો સ્વાદ હોતો નથી, મધુર ગાયન સાંભળવું ગમતું નથી, અને મહા મહેનતે યોગીઓ પણ ઇંદ્રિયો વશ કરી શકતા નથી તે તમામ ઇંદ્રિયો એને વશ જેવી થઈ જાય છે. જો કે એ સ્થિતિ જ્ઞાન વિનાની હોય છે, તોપણ આવી અનુકૂળતાનો વિચાર કરી વૈરાગ્ય બુદ્ધિથી એ સ્થિતિ પણ સુખરુપ માની શકાય છે. નહિ તો મોટો રાજા હોય કે ઇંદ્ર હોય તોપણ તે પોતાને દુઃખી માનવા ધારે તો તે દુઃખીજ છે. દુઃખદૃષ્ટિમાં દુઃખજ હોય. હવે વિચાર કરો કે સુખ શું છે? બધા સુખ મેળવવા પ્રયત્ન કરી રહ્યા છે, માટે સુખ શામાં છે તે સમજવું જોઇએ. સાધન ખોટાં પકડે અથવા ખરાં પકડે અને તે સાધનનેજ સુખ માને તો તે પણ ઠીક છે, પરંતુ સાધન એ કાંઇ ફળ નથી. ફળ તો સાધનથી જૂદું અને સાધનમાંથી ઉત્પન્ન થનારૂં છે. ભક્તિ ઉપાસનાને કેટલાક ફળ માને છે. ભક્તજનને ભગવાન પૂછે કે વરદાન માગો, તો તે કહેશે કે મારે મુક્તિ નહિ જોઇએ; સદાકાળ તમારા ચરણ કમળની ભક્તિ આપો. વેરાગીને પૂછીએ તો કહેશે કે સદાકાળ મારો વૈરાગ્ય કાયમ રહે. જગતના મનુષ્ય વ્યવહારમાં મશગૂલ મનુષ્યોને પૂછીએ તો તે કહેશે કે દ્રવ્ય એકઠું કરવામાં સુખ છે. સેવિંગ્સ બેંક ( Savings Bank ) માં રૂપીઆ એકઠા કરવા, ઘરેણાં કરવાં, એમાં તે સુખ માને છે. દ્રવ્યનો ઉપભોગ અથવા ઉપયોગ કરવામાં

તત્પર રહેતાં નથી. દ્રવ્યનો બોજો વહે છે, દુઃખરુપ સોના રૂપાની બેડીઓ પહેરે છે અને તેમાંજ સુખ માની લે છે. પણ સુખ જો કાંઈ પણ હોય તો તે પલટાઈ જાય એવું સુખ હોવું ન જોઇએ. સદાકાળ નીભે એવું સુખ ખરૂં સુખ છે અને તે મનને ચંચળતાથી રહિત કરવાથી, ચિંતા તથા વિક્ષેપથી રહિત કરવામાં સમાયલું છે. દરેક વસ્તુ સ્વભાવે અચળ છે, તેને ચૈતન્યની સત્તા ચલાયમાન કરે છે. તેમજ મનને બહારના નિમિત્તે જે ચંચળતા ઉત્પન્ન થાય છે તે તેની સ્વાભાવિક માની લેવામાં છે, બાકી સ્વાભાવિકપણે તો એ સ્થિર છે. દીવાને જેમ પવન આવવાથી હાલવું પડે છે, તેમ મન પણ બહારના નિમિત્તે ચંચળ થાય છે. કર્મનો ધક્કો મનના ઉપર આવે છે; તૃષ્ણા ઉત્પન્ન થાય છે અને પછી તો મન અને તૃષ્ણા એક બીજાને પરસ્પર ધક્કો આપે છે, પછી પહેલ ક્યાં થઇ તે પણ પરખાતું નથી. જેમ મંદીરની બે પાસાની પૂતળી એક મધ્યબિંદુના દાંડા પર રહી, એક તરફથી હલાવીએ તો પછી બન્ને તરફ હાલ્યાંજ કરે છે. એ મંદીરની પૂતળી ઉપરથી મનની આ સ્થિતિ વિષે બોધ લેવાનો છે. ઇચ્છા ઉત્પન્ન થાય, ભોગની પ્રાપ્તિ થાય, તેના સંસ્કાર વડે વળી ઇચ્છા થાય, એ પ્રમાણે ચક્ર ફર્યા કરે છે. સ્વપ્નની સ્થિતિ તપાસીએ તો તેમાં હજારો પદાર્થ દેખાય છે, પણ ખરૂં જોતાં તો તે પદાર્થો છેજ નહિ. પદાર્થ ખડા કરવા એ મનની ભાવનાજ છે. સુખદુઃખ માનવું એ મનને નવરાનો ધંધો છે. મનનું નાટક સઘળું બની રહ્યું છે અને એ નાટક આપણે મનના દ્રષ્ટારુપે જોવાનું અથવા તો સાક્ષીરૂપે જોવાનું છે. નાટકમાં લગ્નનો આનન્દ આવે, ઘડીમાં મરણનો વિલાપ ભજવાય, પરંતુ જોનારને તો બન્ને પ્રસંગે સરખોજ આનન્દ થાય છે. માત્ર બાળક લગ્ન પ્રસંગે હસે છે, મરણનો વિલાપ જોઇ રડે છે. કાળાં કપડાં પહેરવાથી કાળો માણસ કહેવાય, પરંતુ શરીરનો રંગ તો અસલ હોય તેજ રહે છે. તેવી રીતે મનરુપી વસ્ત્રથી જૂદો જે આત્મા તે વસ્ત્રના રંગરુપી સુખદુઃખથી રંગાતો નથી. મનને દુઃખ થાય, તે દુઃખ આત્મા પોતાનું માને એ અજ્ઞાનનું પરિણામ છે. અજ્ઞાનમાં વિપરીત જ્ઞાન મળે છે, એટલે મોહ ઉત્પન્ન થાય છે. માત્ર અજ્ઞાન નુકસાન કરતું નથી, કેમકે નિદ્રામાં પણ અજ્ઞાન તો છેજ, પણ ત્યાં આત્મા અજ્ઞાનના પડદામાં ઢંકાયલો છે, ત્યાં અજ્ઞાન એજ તેનો વિષય છે અને અજ્ઞાનનેજ ત્યાં તે પ્રકાશે છે. પોતાને પરિછિન્ન માનવું એ વિપરીત જ્ઞાન છે અને વિપરીત જ્ઞાન એટલે કલ્પના છે. નથી ત્યાં ઉભું કરવું એનું નામ કલ્પના. દોરી હોય તેને સર્પ માનવો એ ભ્રાંતિ છે. શરીરસંઘાત મરણશીલ છે; આત્મા મરણશીલ નથી. મરવામાં શું દુઃખ છે? એક ઘર છોડીને બીજા ઘરમાં જતાં અઘવડ તથા દુઃખ જણાય છે, પણ નવા ઘરમાં ગયા પછી ત્યાં ગોઠી

જાય છે અને પછી ત્યાંનું સુખ એવું લાગે છે કે પાછલા સુખને યાદ પણ કરતા નથી. છોડીઓને આપનું ઘર છોડી સાસરે જવાનું દુઃખ પ્રથમ લાગે છે, પણ સાસરામાં વળી સુખ હોય તો પછી પિયરનું નામ પણ લેતી નથી. જે લોકો પુનર્જન્મને માને છે, તે આ જન્મમાં એવા મશગૂલ થઇ રહ્યા છે, કે તેમને ગયા જન્મનો દેહ યાદ પણ આવતો નથી અને આ જન્મનો દેહ છોડવો બહુ દુઃખરુપ લાગે છે. તેણે ભવિષ્યના જન્મને માટે એવી રીતે વર્તવું જોઇએ કે જેથી તેનો નવો જન્મ આના કરતાં ઉત્તમ થાય અને તેથી મરવાનું દુઃખ રહે નહિ. અહિં કરતાં ઉત્તમ સ્થાનકે જવાની હોંસ રહે, કેમકે સર્વ તૈયારી કરી રાખી છે એવા સારે રસ્તે ચાલનારા પુરુષને મરણનું દુઃખ કેમ હોય? જે માણસ પોતાને સર્વત્ર બ્રહ્મરુપ સમજી ચાલે તેને તો મરણ છેજ ક્યાં? તેના દેહાદિને મરણ હોય તો તેની તેને શી પરવા છે કે તેને દુઃખ થાય? પાપીનેજ જીવતાં, મરણ સમયે અને મરણ પછી કષ્ટ છે. પુનર્જન્મ માનવામાં તો ઉત્તમ જન્મ પણ લેવો પડે; પણ શરીર ન આવે એવો ઉપાય કરવો જોઈએ, કેમકે માને તેને જન્મ છે. જેને જન્મની કલ્પના નથી તેને પુનર્જન્મ છેજ નહિ. અષ્ટાવક્ર કહે છે કે–"મુક્તાભિમાની મુક્ત છે, બંધાભિમાની બદ્ધ છે", તથા "જેવી મતિ તેવી ગતિ" એમ પણ કહેવાય છે. ભૂતની કલ્પના કરે તેને જ્યાં જોય ત્યાં ભૂતજ દેખાય છે. "એ ભૂત આવ્યું" કહી ભડકી ઉઠે છે. માટે સારી ભાવના કરવી અથવા તો ભાવનાજ ન કરવી. આત્મા સિવાય બીજું કાંઈ છેજ નહિ એવી દૃઢ ભાવના થવી જોઈએ અને તે થયા પછી રોમે રોમ વ્યાપી જવી જોઈએ. નસે નસ હૃદય અથવા કોઇ પણ ભાગ ચીરી જુએ તો એ ભાવના સિવાય બીજું નજરે પડેજ નહિ એવી સુદૃઢ થવી જોઇએ. જ્ઞાનની અવધી એજ છે કે દેહાદિક વિષે અધ્યાસ છુટે અને નિઃશંક બ્રહ્મમાં એક તાર લાગી રહે, પછી બદલાય નહિ. ઘર વધે તેની સાથે આપણે વધતા ઘટતા નથી, તેમ શરીરસંઘાતમાં સુખદુઃખ થાય તેની અસર આપણને થવી જોઇએ નહિ. સૂક્ષ્મ શરીરમાં અનાદિ સ્થુલ શરીર ગણવાં, કેમકે પૂતળાને અથવા મૃતકને શરીર કહેવાય નહિ. શરીરસંઘાતમાં સુખદુઃખ છે, બાકી મનુષ્યને સુખદુઃખ નથી અને પ્રાણી માત્ર પણ સુખદુઃખથી રહિત છે. એક ઓરડામાં પચીસ માણસ સૂતા છેઃ આસપાસ સઘળું શાન્ત છેઃ સહુ ઘાઢ નિદ્રામાં પડયા છેઃ તેમાંના એક જણને સ્વપ્નુ આવે છે. કે અંગ્રેજ સરકારનું આખું લશ્કર લાખો માણસ પર તોપના ગોળા ચલાવી જય મેળવી રહ્યું છે, જ્યાં ત્યાં ઉત્પાત અને પ્રવૃત્તિ ચાલુ છે; પણ આ સઘળા ઉત્પાત છતાં જેને સ્વપ્નુ થયું છે, તે માણસ તો જાગી ઊઠે ત્યાં લગી નિરાંતે સૂતેલોજ છે અને તેના ઓરડામાં સઘળે ઠેકાણે શાન્તિ

તેવીને તેવીજ છે. આ સ્વપ્નની દોડાદોડની કોઇને ખબર કે અસર પણ નથી. તે જેવી પેલા માણસની કલ્પના છે, તેવાંજ આ જગત્‌ના ઉત્પાત, પ્રવૃત્તિ અને દોડાદોડ એ પણ કલ્પના છે. જાદુના ખેલ જેવી માયા છે. જાદુગર ઘડીમાં બગીચો બનાવી દે તોપણ તે જગા અસલ જેવીજ છે; માત્ર બગીચો થોડો વખત ભાસે છે. મૅજીક લૅન્ટર્ન ( Magic lantern ) માં નવા નવા દેખાવો દેખાય છે પણ તે ખરા હોતા નથી. કોઇ કહેશે કે અહિં તો બીજી વસ્તુઓને લીધે ભાસે, પણ આત્મામાં જગત્ કેમ ભાસે છે ? તો જાણવું કે ભાસ્યું તેમાં શું બગડી ગયું ? લોટાનું પાણી હાલે તોપણ પાણીજ છે; હાલવું ન હાલવું એ તેનો અનુભવ છે. તેમાંના જળમાં તરંગ થાય ન થાય તોપણ એ જળજ છે, કેમકે સ્થિરતા અને ચંચળતા એ બેમાંથી કાંઇ ખરૂં નથી; એ બન્ને આભાસ છે. આરસામાં આકાશનો આભાસ પડે છે અને દોડતા પક્ષીનો પણ આભાસ પડે છે, તેથી આરસામાં કોઈ સ્થિર થયું નથી કે કોઇ અંદર ભરાઇને દોડયું નથી. તેવી રીતે ચૈતન્યમાં સઘળું આભાસજ છે. આત્માનું સ્વરુપ અનુભવ છે, માટે ચંચળતા અચંચળતાનો અનુભવ આત્મામાં ભાસે એ તેનો સ્વભાવજ છે; એ નિવૃત્ત થાય તો આત્મા કહેવાવજ નહિ. જળ ઠંડું ન હોય, અગ્નિ બાળે નહિ તો તેને જળ અથવા અગ્નિ કેમ કહેવાય ? માટે વિષયમાંથી અનુભવને જુદો કરીને ઓળખવો. જાણવાપણું તો એક રસજ છે; અનુભવના આકારોમાં અને વિષયોમાં ફક્ત ભેદ છે. અનુભવ તો સત્ય છે, પ્રગટ છે અને એ અનુભવ સમાધિથી થાય અને વ્યવહારમાં નહિ થાય એમ નથી. કહ્યું છે કે:—“ **यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः**” એટલે જ્યાં જ્યાં મન જાય ત્યાં ત્યાં સમાધિજ છે. ભેદનું ભાન નહિ થવું જોઇએ. ભેદ દેખાતાં પણ અભેદ ગણવો. જ્યાં સુધી બહિર્દૃષ્ટિ છે ત્યાંસુધી અંતર્મુખ કરવાને પ્રથમ પ્રયત્ન કરવાની જરૂર છે, પણ પછી તો બન્ને વૃત્તિ કહાડી નાખવી, એટલે અખંડ સુખ રહેશે અને તેજ ખરૂં સુખ છે.



તા. ૯-૮-૧૯૦૩.

## ૬. દ્વૈતભયાભાવ.

कस्मान्नु बिभेमीति तत एवास्य भयं वीयाय
कस्माद्ध्यभेष्यद् द्वितीयाद्वै भयम्भवति ॥

**बृहदारण्यकोपनिषत्.**

**અર્થ:**—પ્રજાપતિએ કહ્યું. "ભય શાનાથી થાય છે?" એમ કહેતાંજ ભય જતું રહ્યું; "મને ભય શાથી થતું હતું?" એમ વિચારતાની સાથેજ ભય જતું રહ્યું; કારણકે દ્વૈતથીજ ભય થાય છે.

અખંડસ્વરુપ આત્માને વિષે કલ્પના કેમ સંભવે? આત્માને શો સ્વાથ સાધવાનો છે? મનુષ્યને સ્વાર્થબુદ્ધિ હોવાથી તે હજારો કલ્પના કરે એ સંભવ છે. ઉપર મુજબ શંકા થાય એ સ્વાભાવિક છે, પરંતુ આત્મા જ્ઞાનસ્વરુપ છે, અનુભવસ્વરુપ છે અને અનુભવ અભેદ છે. કલ્પના શી વસ્તુ છે? માત્ર એ તો જ્ઞાનનો ચમકારો છે. આત્મા શાન્ત છે, છતાં ભાવના કાંઇ કાંઈ વસ્તુને ઉત્પન્ન કરે છે. સૂર્યનું તેજ આરસા પર પડી ભીંત પર ઓળો જાય છે, તેથી લોકો ભીંત પરના ઓળાને પ્રકાશ કહે છે અને મૂળ સૂર્યપ્રકાશ-સ્વરુપને ભૂલી જાય છે; તેમજ મૂળ આત્માનો પ્રકાશ અંતઃકરણમાં પડે અને ત્યાંથી જીવાત્મા પર ઓળો પડે, તેથી જગત્ સત્ય મનાય છે અને મૂળ આત્મા ભૂલી જવાય છે. કોઈ કહેશે કે નિદ્રા અને સમાધિમાં અજ્ઞાનજ છે, પણ તેમ નથી. ત્યાં પણ સામાન્ય જ્ઞાન છે; વિશેષ જ્ઞાનનો બાધ છે. ત્યાં અસ્તિત્વ નાસ્તિત્વ ભાસતાં નથી, કેમકે એ સાપેક્ષિક શબ્દો છે. કોઇ આપણને પૂછે કે "ઘરમાં કોઇ છે"? આપણે એની શંકા "કોઈ છે કે નહિ" નું નિવારણ કરવા કહીએ કે "હું છું". આ સાપેક્ષિક વાત થઇ. "છું" એ શબ્દ વિધિ-મુખ નથી પણ "નથી" ની અપેક્ષાથી છે. દરેક નામ નિષેધરુપ છે; બીજાંથી નિરાળા પડી ઓળખાવા માટે છે. "બ્રહ્મ" શબ્દ પણ નિષેધમુખ છે. દરેક શબ્દ એટલે નામરુપ તો ભેદને દઢ કરે છે; કેમકે જગત્ એટલે શબ્દજાળ. જેમ ફૂલની જાળ ગુંથી તેમાં આકારોની જાળી પાડી હોય, તેમ શબ્દજાળ ભેદ પાડી નામો-આકારો દેખાડે છે. શબ્દનો અભાવ હોય તો ભેદ છેજ નહિ. હજારો ઘડા, નળીઆં, કૂજા વગેરે માટીનાં વાસણો પડેલાં છતાં મોટો વિદ્વાન હશે તેને પણ પૂછીશું કે: "માટી છે?" તો કહશે કે: "ના ભાઇ, માટી તો નથી." પણ તે એમ નહિ કહે કે આ ઘડા વગેરે માટીનાં વાસણો માટીજ છે. એ તો કસમ ખાઇને પણ કહેશે કે ભાઈ માટી તો નથી, કારણકે ઘડો અને માટી જૂદાં છે એમ સૌની કલ્પનામાં ઠસી ગયું છે: ખરૂ પૂછો તો

માટીમાં અનેકપણું થયુંજ નથી, ભાવના દરેકને જૂદા કહે છે; એ દરેકમાંથી માટીપણું મટયુંજ નથી; માટીપણું તો એક કાયમજ છે. સોનાના જૂદા જૂદા દાગીના છતાં વિદ્વાનની નજર એમ રહે છે કેઃ "મારા ઘરમાં આટલા તોલા સોનું છેઃ" તેની દૃષ્ટિ તો સોના તરફજ છે. વળી એક ડગલું આગળ જઇએ તો પરંપરાએ સઘળુંજ માટી છે. માટીમાં બી વાવીએ તે બી તો માત્ર યંત્રરુપ છે. તે કાંઇ ફેલાઇને વૃક્ષ થતું નથી. પણ જમીનના રસ સાથે મળીને ઝાડ થાય છે. બી તો તેવુંને તેવું રહે અથવા નાશ પામે, પણ વૃક્ષ ઉત્પન્ન થાય છે. એ યંત્ર પૃથ્વીના રસને પોતાના જેવા રુપમાં લાવે છે. કાળો ઘોડો, લાલ ઘોડો યંત્રો છે. તેમને બધાને એકજ જાતનો ઘાસ દાણો આપીએ તો પણ તેના વાળાદિ કાળાના કાળા અને લાલના લાલ થશે, કેમકે યંત્ર તેની તે વસ્તુને પોતાના જેવી બનાવી લે છે. શબ્દ એટલે શું છે? કલ્પનાની મૂર્તિ એ શબ્દ છે. જે જે વસ્તુની ઓળખાણુની જરૂર પડે તેને આપણી મરજી મુજબ નામ આપીએ છીએ. વસ્તુ જૂદી તરિકે જાણે, પણ નામ જૂદા જૂદા લોક, જૂદાં આપે છે, તેથીજ ભાષાઓ જૂદી જૂદી હોય છે. હવે એ શબ્દની ગરજ જ્ઞાનવાનને છે, મનુષ્યને છે. પશુઓ ઘણું તો હર્ષ શોકના ધ્વનિ કાઢે છે અને તે પરથી તેના મનની સ્થિતિનો ભાસ થાય છે. જેમ જેમ જૂદાપણું વધતું ભાસ્યું, તેમ તેમ સ્વાર્થ બુદ્ધિ વધતી ચાલી. આ તો મારૂં બીજો ખાઇ જશે એમ ભાવના થવા લાગી, પછી કાયદા ઘડાયા. કાયદા તો આ દુનિયામાં શિક્ષા કરે, પણ પરલોકનો ભય આપવો જોઇએ તેથી શાસ્ત્રો રચાયાં. દરેક ગુન્હાનું મૂળ જોશો તો સ્વાર્થજ છે. પશુપક્ષીમાં પણ સ્વાર્થ તો છે, પણ તેમનો સ્વાર્થ કાંઇક નિયમમાં અને હદમાં છે. તેઓ સ્વભાવની બહાર જતાં જણાતાં નથી. પશુપક્ષીને બ્રહ્મચર્ય પાળવાનો કોઇ બોધ કરતું નથી. તે બોધ તો મનુષ્યનેજ છે, કેમકે મનુષ્યની ઇચ્છાને મર્યાદા નથી. પશુપક્ષી તો પોતાની ઋતુઓમાંજ કામની તૃપ્તિ કરી લે છે. આ પચ્ચીશ વર્ષમાં જુઓ કે કેટલી નવી શોધો થઈ. કેવા કેવા ભોગાદિના વિષયોમાં વૃદ્ધિ થઈ. જે જે અક્કલની વાતો નવી નીકળે તે તે ભોગને વધારતું આવ્યું અને તેથીજ ભોગ મળવા લાગ્યા. સુધારો નહિ પણ એક રીતે કહીએ તો બગાડો થયો; કેમકે ભેદબુદ્ધિ સ્વાર્થબુદ્ધિમાં અને ભોગદિકમાં વધારો એજ જાળ છે અને ભૂલભૂલામણી છે. વિષયમાં ગુંથાયલો પોતાનું ભોકતાપણું સ્વતંત્રપણું છોડીને ભોગ્યપરતંત્ર–પરાધીન થઈ જાય છે. પાન ખાઈ મોઢું લાલ રાખવાની હોંસમાં ટેવ એવી તો પડી ગઈ કે પાનને આપણા વિના ચાલે પણ પાન વિના આપણને ચાલે નહિ. ત્યારે પાન સ્વતંત્ર થયું અને આપણે જે સ્વતંત્ર હતા તે પાનના ગુલામ–પરાધીન થયા. પરંતુ એ આપણી કલ્પના–ભાવના છે; આપણી પાડેલી ટેવ છે. તે પાડવી

નહિ અને પાડી હોય તો છોડી દેવી. દરેક ટેવ એવીજ આપણે નકામી હોઈ લીધેલી છે; બાકી એવી એક પણ ચીજ નથી કે જેની આપણને ટેવ પાડવાની જરૂર હોય. પરમાત્માએ આપણને તો તદ્દન સ્વતંત્રપણાનું સુખ આપેલું છે. જુઓ કે જેની જરૂર છે તે તો મફત મળે છે અને છેકજ છૂટું મૂકી દીધું છે. હજારો ખરચતાં પણ નહિ મળે તે જ્યાં જોઈએ ત્યાં ભરપૂર છે. વાયુ વગર જરા ચાલે નહિ તે જ્યાં જોઇએ ત્યાં મળે છે અને શ્વાસોચ્છવાસ જાગતાં ઊંઘતાં એની મેળે ચાલી રહ્યા છે; વાયુ લેવાની ફીકર, મહેનત કે તસ્દી પણ નથી. પાણી વગર થોડો વખત ચાલે તો તે હાથે વતી લેવાની મહેનત, બાકી જ્યાં જોઇએ ત્યાં ભરપૂર છે. નદી, નાળાં, વરસાદ વગેરે છે. અન્ન વિના નહિ ચાલે તો તે મહેનત કરી તૈયાર કરો અથવા તો ફળફળાદિ ખાઓ. લૂગડાં—વલ્કલ શ્રીરામચંદ્રજી પહેરતા તેવાં કૂમળાં, સુંવાળાં, શરીરનું રક્ષણ કરે એવાં પહેરો. અનાજ જળના પણ પૈસા, માટીના પણ પૈસા પડે, એ આપણી પોતાની ભૂલનું પરિણામ છે. એક ખીચડો થઇ રહીએ તેથી બધું મોઘું થાય. મુંબઇના કાતરીઆમાં મરકી પણ થાય. જમીન કાંઇક ખુલ્લી પડેલી છે, પણ ત્યાં એકલા રહેવું કોને ગમે? આપણી પોતાની કૃપણતા અને વિષયાસક્તિ દુઃખ આપે તેમાં પરમાત્મા શું કરે? કોઇ વસ્તુની આવશ્યકતા નથી. જેટલી આદત પાડીએ તેટલી મહેનત. વગર જરૂરની વસ્તુ મેળવવા મથીએ ત્યારે તેમાં મહેનત વિશેષ, માટે જ્ઞાનવાન્ મહાકર્તા મહાભોક્તા છે, કેમકે તે ફળની દરકાર કરતો નથી. અર્જુનને શ્રીકૃષ્ણનો ભગવદ્‌ગીતામાં એજ બોધ હતો કેઃ "કર્તવ્ય કર." એનુંજ નામ "કર્મયોગ." ફળની દરકાર રાખ્યા વિના કર્મ કરવાં, જેથી સ્વાર્થનો નાશ થાય છે અને સ્વાર્થ એજ બન્ધન છે. ઘીનો ઘડો જેમ પીગળાવવો તેમ સ્વાર્થને ઝીણો કરી કાઢી નાખવાનો છે. કર્મ, ભક્તિ અને જ્ઞાન, એ ત્રણ યોગ એ સ્વાર્થને પીગળાવનારાં છે; તેમાં જ્ઞાનયોગ તો એક રસજ કરી નાખે છે. ઉદ્ધતપણું એ કાંઇ સ્વતંત્રતા નથી. સંકલ્પની દૃઢતા ફળ આપે છે. કોઇ કામમાં સંકલ્પવિકલ્પ કરી પ્રથમથીજ પગમાં કુહાડો મારવો નહિ. દૃઢ સંકલ્પ ઠેઠ સુધી મક્કમપણે નિભાવવો. દેવીના ઉપાસકે પ્રથમ સમય પત્યા પછી વાયદો કરવો નહિ કે આઠ દહાડા વળી બીજા; કેમકે અડગનેજ ફળ મળે છે. "**संशयात्मा विनश्यति**" કોઈ બી વાવે અને કાઢી કાઢીને જોયાં કરે કે કેટલું ઊગ્યું? ઊગ્યું કે નહિ? એવી રીતે તો બી અંકુર લેજ નહિ અને લીધું. હોય તો તે પણ તૂટી જાય. આ દેહ પરમેશ્વરનું કાર્ય કરવાનેજ સરજેલો છે એમ જાણવું. એક રોમ પણ નકામું નથી, કેમકે આપણે પણ વિરાટસ્વરૂપના એકાદા (કોઈ એક) અવયવરુપે છીએ. જુઓ કે એક હાથ કોઇને મારવા જાય, તો બીજાં અવયવો બેસી રહેતાં નથી; તે પણ

સહાય કરે છે. હાથ મારતો જાય તો મોઢું ગાળ દેવા લાગે, આંખ ડોળા કાઢે અને પગ લાત મારવા તત્પર થાય. તેમ વિરાટનાં બીજાં અવયવોને આપણે પણ મદદરૂપ છીએ, તેથી બનતી મદદ કરવી જોઇએ. એમાં આપણું શું છે? કાંઈજ નથી. આપણે માત્ર સૃષ્ટિક્રમ નિભાવવાનો છે; વિશ્વનું રક્ષણ એમજ થાય છે. આપણું રક્ષણ તાકેથી, બીજાં બગડેલાં હોય ત્યાં લગી થતું નથી અને વિશ્વના રક્ષણમાં તો આપણું રક્ષણ આવીજ ગયું. "શરીર અને તેના અવયવો"ની વાતથી જણાશે કે એકલું પેટ કે મોં કાંઇ કરી શકે નહિ; સર્વની ગરજ છે; કોઇ નકામું નથી. માટે યજ્ઞની જરૂર છે અને યજ્ઞનું મુખ્ય અંગ ત્યાગ છે. ગીતાજીમાં યજ્ઞનું કારણ દર્શાવ્યું છે. યજ્ઞ વેળા મંત્રનો ઉચ્ચાર કરવાનો છે અને મંત્રની શક્તિ અગાધ છે. શબ્દ સાધારણ હોય તેની શક્તિ જુઓ! કોઇ ગાળ દે તો લાલચોળ થઈ આખા શરીરમાં અસર થાય છે. કોઇ વખાણ કરે તો ફૂલાઇને જાણે સોના કરતાં વધારે સ્વર્ગનું સુખ મળ્યું ગણીએ; પછી તે ખોટાં વખાણ કરતો હોય કે ખરાં, પણ એવા ખોટાં વખાણના શબ્દો પણ એવી શક્તિ ધરાવે છે, તો મંત્રાદિકની અદ્ભૂત શક્તિ તો નિઃસંશય છે. શ્રીરામ. શ્રીકૃષ્ણ એ શબ્દોનો મહિમા અગાધ છે. કતકરેણું માટીનું કાર્ય છે, છતાં પાણીમાં નાખે તો તમામ કચરો સાફ કરે છે. આહુતિ અગ્નિદેવતાનું મુખ છે, માટે તે જે યજ્ઞને વિષે પડે તે દેવતાઓને પહોંચે છે. કોઇ કહેશે કે પંચતત્વ તો જડ છે; પણ જુઓ કે વાયુ વીફરે તો શું નહિ કરે? મનુષ્યોના મહા મહેનતે બાંધેલા મહેલોને એક મિનિટમાં તોડી ફોડી નાખે; જળ રેલમછેલ કરે; અગ્નિ લાહ્ય લગાડે; પૃથ્વી દારૂગોળા, ધરતીકંપ, ટૉરપીડો (Torpedo) વગેરે શું નહિ કરે? જુઓ કે વગર કારખાને જંગલમાં ઝાડો ઉગે છે, ઓસડો થાય છે: એ પંચતત્વો જડ અને આપણે ચેતનવાળા એ કેવો ઇનસાફ–કેવી માન્યતા? આપણને જરા સરખું ચેતન, તો એ લોકોનું ચેતન તો વિશેષ છે; પણ ચેતનમાં નાનું મોટું કયાં છે? એ વસ્તુઓ પણ ચેતનમય છે અને બધુંજ ચૈતન્યમય છે: અરે! એટલુંજ નહિ પણ ચેતનમાં ચેતન છે. "તપેલામાં તપેલું ને માંહી કલંકી ઘોડો, ખોલાય તો ખોલો નહિ તો બેઠાં માથું ફોડો." એ તાળું તૂટે એમ નથી; કળે ખોલવાનું છે. કૂંચી સહેલી છે, પણ હાથ લાગવી જોઇએ. પછી છૂટયો કોયડો કાંઇ નથી. મોટા દેવના પેટમાં, જેમ આપણા પેટમાં બીજા જીવો છે, તેમ આપણે છીએ. સૂર્યાદિદેવતા જેવા તેવા છે? ઋતુ, વૃષ્ટિ, પ્રકાશ, નક્ષત્રચક્ર વગેરે સૂર્ય વડે છે. તેને ચૈતન્ય નહિ હોય એમ બને? એ તો ચૈતન્યનો ધીરવાવાળો છે. આપણે જરામાં ચેતનનું અભિમાન લઇએ અને જુઓ ચંદ્રની શીતળતા! તેથી આવા આવા દેવતાઓને આહુતિ આપવા યજ્ઞની જરૂર છે. ત્રણ અંશ

છેઃ—પાર્થિવ, વાયુનો અને જળનો. સૂક્ષ્મ અંશ ઉપર જાય છે તે દેવતાઓ સ્વીકારે છે; પવિત્ર થઈ વળી અન્ન થાય છે; તેમાંથી શુદ્ધ સંસ્કાર થાય છે અને પછી શુદ્ધતા કાયમ રહે છે. દતકરેણની પેઠે પૃથ્વીનો અંશ મલીન સંસ્કારને દૂર કરે છે. કર્તવ્યમાં બાધ નથી એ વિષે શાસ્ત્ર પ્રમાણ છે; માત્ર સ્વાર્થબુદ્ધિ રાખવી નહિ. ફળની આશા ઊંધા દોરવે છે. સ્વાર્થી યથાર્થ દેખે નહિ—આંધળો છે. ક્રોધમાં ખૂન કરે અને શાન્ત થાય ત્યારે ખૂનને સારૂં નહિ કહે. દુનિયા આખી બગડે તો પણ આપણે તો સરળ ચાલવુ અને દુઃખ પડે તો તે સહી લેવું. "સહીએ સંકટ સર્વ પણ કહીએ સાચી વાત, લઈએ સુખ પરલોકમાં રહીએ સુખી દિન રાત." સુખ તો સ્વાર્થરહિત અભેદમાંજ છે.



તા. ૧૦-૮-૧૯૦૩.

### ૭. કલ્પના.

अनिश्चिता यथा रज्जुरन्धकारे विकल्पिता ।
सर्पधारादिभिर्भावैस्तद्वदात्मा विकल्पितः ॥

**गौडपादाचार्यः**

**અર્થ**:—નિશ્ચય ન થવાને લીધે રજ્જુને જેમ સર્પ, ધારા, ઇત્યાદિરુપે અંધકારમાં કલ્પાય છે, તેમ આત્મા પણ કલ્પાયો છે.

**આ** ખા જગતનો આધાર કલ્પના ઉપર છે; જેવી ભાવના તેવું ભાસે છે. જેમ જળમાં તરંગ ભાસે છે, પણ તે કંઈ જળથી જૂદો નથી અને આકાશમાં તરવર ભાસે છે, પણ તે આકાશથી જૂદી નથી, તેમજ આત્મામાં જગત્ ભાસે છે, પણ તે આત્માથી જૂદું નથી. આકાશમાં મોતીની માળા જેવું કોઈ વખત દેખાય છે તેને તરવર કહે છે. જગત્ વગેરે દેહાદિક દેખાય છે તે સર્વ આત્મસ્વરુપ છે. નથી એક. નથી બે; જે દેખાય છે તે ભાસે છે અને નથી દેખાતું તે તો છે તે છેજ. દોરીમાં સર્પ ભાસે છે; નથી દોરી, નથી સર્પ. આત્માને કેટલાક અભાવરુપે સમજે છે, પણ આત્મા કંઈ અભાવ નથી. જે કંઇ પોતાનું જ્ઞાન સ્વરુપ છે અથવા જેને આપણે 'જાણવું' કહીએ છીએ તે આત્મા છે અને જે જાણવામાં આવે એવું છે તે તો અનાત્મ છે—જેવું કે શરીરાદિ. શરીર એજ જગતનું બીજ છે અને આ દેહ છે તે પણ જાણવાની અંદર ભાસે છે. ભાવ અભાવ સઘળું જાણવામાં ભાસે છે. દીવો હોય તો દરમાંથી નીકળેલી ઉંદરડી ભાસે છે; અંધારામાં ભાસતી નથી. જ્ઞાન તો સ્વતંત્ર છે, તે કાંઈ વિષયની અપેક્ષા રાખતું નથી. પ્રથમ જેનો અભાવ હતો

તે ભાસ્યું; પછી તેનો લય થયો. એવી રીતે " અભાવ ", " ભાસ " અને " લય " એ સઘળાને પ્રકાશનાર દીવો તો કાયમજ છે. પદાર્થને દીવાની અપેક્ષા છે, નહિ તો તે ભાસે નહિ. કાગળ તથા કાગળમાં ભાસતી સફેતી જૂદાં પાડી શકાતાં નથી કેમકે સફેતી જૂદી પાડીએ તો તેનું કાગળપણું કાયમ રહેતું નથી, પણ આત્માથી જગત્ જૂદું પાડીએ તોપણ આત્માનું આત્માપણું કાયમ રહે છે. જગત ન ભાસે ત્યારે આત્માનો અભાવ નથી. કોઈ કહેશે કે નિદ્રામાં સૂઝતું નથી તે વાત ખરી, પણ જ્ઞાન તો છે. માત્ર તે જ્ઞાન, અજ્ઞાનના પડદાથી ઢંકાયેલું છે. જાગ્રતમાં પણ અજ્ઞાનનો પડદો કાયમ છે, પણ ફેર એટલો છે કે એ પડદાની એક બાજુ સાદી ને બીજી બાજુ વેલબુટ્ટાવાળી છે. નિદ્રામાં પડદાની સાદી બાજુ આપણી તરફ રહે છે અને જાગ્રતમાં વેલબુટ્ટાવાળી બાજુ રહે છે, તેથી નવા નવા બુટ્ટા ઉઠે છે–તે આ જગત્, આ દેહ, ઇત્યાદિ. એને લોકો ભ્રમ અથવા ભ્રાંતિ કહે છે અને તેના ત્રણ અંશ છેઃ–૧. સામાન્ય જ્ઞાન, ૨. વિશેષ જ્ઞાનનો અભાવ અને ૩. અન્યથા જ્ઞાન. " વિશેષ જ્ઞાનનો અભાવ " એનું નામ અજ્ઞાન છે. જ્ઞાનનો અભાવ એ કંઈ અજ્ઞાન નથી કેમકે સામાન્ય જ્ઞાનનો અભાવ સંભવતો નથી; તે તો સદા વ્યાપી રહેલું છે; તેમ ન હોય તો અંધારૂં કેવી રીતે દેખાય ? કંઇ નહિ તો અંધારાને જોવાને નેત્ર તો જોઇએ અથવા મનનો પ્રકાશ તો જોઈએ. વસ્તુના અસ્તિત્વનો અભાવ એનું નામ અજ્ઞાન છે. સામાન્ય જ્ઞાન કંઈ બજારમાંથી લાવવાનું નથી, તે તો સ્વભાવેજ પ્રકાશે છે. કંઇક છે એમ જે સમજાય છે તે સામાન્ય જ્ઞાન છે. દોરી જણાતી નથી એ અજ્ઞાન છે; સર્પ જણાય છે એ અન્યથા જ્ઞાન છે. આત્મજ્યોતિ એવી છે કે તે ઘરના દીવા માફક બારીને તથા બારી આગળ મૂકેલા પદાર્થને તથા ઘરના પલંગાદિને તથા પોતાના ગ્લાસને તથા તેમાંના તેલને સર્વને પ્રકાશે છે. એ આત્મજ્યોતિ કોઇને આધારે નથી. એ આપણું પોતાનું સ્વરુપજ છે. " મારૂં જ્ઞાન " એ પ્રમાણે કહેવું એ વાક્ય વિરોધી છે. કારણ કે પોતે જ્ઞાનસ્વરુપ છે. પ્રકાશ વગર વસ્તુ જોવાતી નથી. પણ પ્રકાશ બધી વસ્તુ સાથે એવી રીતે મિશ્ર જણાય છે કે લોકો ' વસ્તુને જોઇએ છીએ ' એમ કહે છે અને પ્રકાશ જોવા છતાં ' પ્રકાશ જોઇએ છીએ ' એમ કહેતા નથી. વસ્તુ પરનો પ્રકાશ વસ્તુથી જૂદો કહાડી બતાવાય નહિ, પણ એતો ભૌતિકપ્રકાશ જાણવો. જ્ઞાનપ્રકાશની વાત તો એવી છે કે સૂર્ય તેજસ્વી છે એ પણ જ્ઞાનમાં જણાય છે. જે લોકો માત્ર પોપટની પેઠે કહે છેઃ " આત્મા સત્ય જગત્ મિથ્યા " તે લોકો તત્વને ઓળખીનેજ કહે છે તેમ નથી. જગત્નો નિષેધ થાય તો " **मयि एव सकलं जातं मयि एव लयं यतिष** " એટલે " સઘળું મારામાં

ઉત્પન્ન થયું છે અને મારામાંજ લય થાય છે” એ વાત સિદ્ધ થાય નહિ. જગત્ પોતામાં ઊઠે છે એ બોધ તૈયાર થવો જોઇએ અને તેની કૂંચી, જાગ્રત સ્વપ્નાદિ અવસ્થા નિરંતર અનુભવ આપે છે. માટે બહિર્મુખ દૃષ્ટિ છોડવી અને નિદ્રામાં જે અભાવ છે તે અભાવને અંતે હું રહું છું એમ જાણવું અને કલ્પનાથી અતીત થવું. ઉંઘમાંથી જાગે ત્યારે પડદો ઊઘડે છે અને કલ્પના જગતને ખડું કરે છે, જેથી રાતે ઉંઘમાં અદૃશ્ય થયેલું દૃશ્ય જગત્ પાછું દૃશ્યમાન થાય છે. નાટકનો પડદો ખેંચનાર કોઈ બીજું હોય છે, પણ સ્વપ્નનો પડદો બંધ કરી જાગ્રતનો પડદો ઉઘાડનાર તો પોતેજ છે. પોતાની મેળે પોતે જાગ્રતનો પડદો ઉઘાડે છે, એટલે સુખદુઃખ સત્ય જેવાં ભાસે છે. ફક્ત બાજુ ફેરવવાની છે અને પડદાની બાજુ ફેરવાતી કોઇક બારીક તપાસ કરનારને માલમ પણ પડે છે. સ્વપ્ન એ અડધા કલાકનું જગત્ કહીએ તો એક દિવસનું જાગ્રત બાર કલાકનું જગત્ છે. લોકો અડધા કલાકના જગતને છોડીને બાર કલાકના જગતમાં સત્યતા માને છે; પણ કલાક એ પણ કલ્પના છે. શાસ્ત્રપુરાણ વગેરે એવી એવી વાતો કહે છે કે જે રોજના અનુભવથી વિરૂદ્ધ ભાસે છે; કેમકે ભૂલમાં ભેદ છે અને ભેદમાં ભય છે. એક ડૂબકી મારે તો ઉપરના લોકને પાંચ મિનીટ ભાસે, પણ પાણીમાં વરસો વિતી ગયા જેવું ભાસે. સ્વપ્ન પાંચ મિનિટનું હોય પણ તેમાં છોકરાંનાં છોકરાં થઈ ગયાં ભાસે, એવી કાળની કલ્પના છે. ભેદમાં ભય છે તેનો દાખલો જુઓઃ—

એક ખેડુત ગાંસડીમાં ઘાસ નાખી પોતાને વાંસે રાખી ઘેર આવતો હતો, તેને કંઈ કરડયા જેવું જણાયું. તે તેની બહુ દરકાર નહિ કરતાં ઘેર આવ્યો અને પોટલી ઘેર મૂકી વાળુ કરવા બેઠો; બીજે દિવસે ખેતરે રોટલા ખાઈ કામે ગયો; ત્યાર પછી એની સ્ત્રીએ પોટલી છોડી તેમાં એક સર્પ ઘાસની સાથે હતો તે તેને કરડયો અને તેના ભયમાં ઝેર ચઢવાથી તે સ્ત્રી મરવા જેવી થઈ ગઈ; તેની ખબર ખેડુતને ખેતરમાં કહાવતાં, તે દોડતો દોડતો આવ્યો અને બધી વાતની ખબર કહાડતાં તેને જણાયું કે તેને જે કરડયો હતો તે પણ આજ ઝેરી સાપ હતો; તેથી તેને હવે ધીમે ધીમે ઝેર ચઢવા માંડયું અને તે મરી ગયો, પણ પેલી બાઇને તો તરત ઉપાય થવાથી તે બચી. આ પરથી જણાશે કે કલ્પના કેટલું કામ કરી શકે છે? એવા દાખલા મળી આવે છે કે મન પર અસર થવાથી માણસ ગાંડા થઈ જાય છે, એટલુંજ નહિ, પણ ભાવનાથી મૃત્યુને પણ પામે છે. એક જણની આંખે પાટા બાંધી તેને કહેવામાં આવ્યું કે ‘શસ્ત્ર વડે તારૂં લોહી કાઢી તારૂં મરણ નીપજાવવું

છે.' પછી માત્ર એક ઝીણી સોયનો તેને સ્પર્શ કરવામાં આવ્યો, એટલે તેને આસપાસની વાતચિત પરથી જણાયું કે શસ્ત્રોપચાર શરૂ થયો. પછી નિર્મળ પાણી એક એક ટીપું પાસેની તપેલીમાં ટપક ટપક એક જણે રેડવા માંડયું અને એમ બોલતો ગયો કે, 'અરે! બિચારાનું લોહી કેટલું વહી જાય છે? થોડા વખતમાં નબળાઇ આવશે'; એમ કહેતાંજ આસપાસના બોલોની અસરથી પેલા માણસની ભાવના દૃઢ થતી ગઇ; નબળાઈ આવી અને મરણ પામ્યો. આ બનેલી વાત છે. એવા પ્રયોગ કરવામાં આવેલો એમ કહેવામાં આવે છે અને એ સંભવિત પણ છે. નબળા મન પર અસર વિશેષ થાય છે. માટે કહ્યું છે કે–મનોમય ભાવના માત્ર–સર્વ માની લીધેલું છે. જીવ અને પરમેશ્વર જૂદા જૂદા એમ ઘણા વખતથી દૃઢ ભાવના થઇ ગઈ છે તે એકદમ છૂટતી નથી, પણ દૃઢ સંકલ્પ કર્યો હોય તોજ તે ફળે છે; નેપોલીઅન એક સીપાઇમાંથી મોટો રાજા થવા પામ્યો; શીવાજી એક લૂટારામાંથી મહારાજા થવા પામ્યો; એ તેમની ભાવના વગર બન્યું નથી. માણસ ગમે તેવો હોય તો પણ કોને કયારે કેવી તક મળશે એ કહી શકાય નહિ; જે તક મળી તે ખરી. કોઇ એવી ઘડી આવી જાય કે જે વેળા તેને આત્મદર્શનતત્વ સમજાઇ જાય. પુરુષના નશીબ આડું માત્ર એક પાંદડુંજ છે. તે પાંદડું ઊડી ગયું કે બસ. સર્વ કલ્પના છે તે જગત્‌ની સત્યતાથીજ છે, માટેજ પ્રથમ ઉંત્તમ અધિકારી થવાની જરૂર છે. ઉત્તમ અધિકારી એને કહેવો કે જે જ્ઞાનસ્વરુપને જાણી વર્તે. જ્ઞાનનો ડબો ઉઘાડવો હોય ત્યારે ઉઘાડે, બંધ કરવો હોય ત્યારે બંધ કરે, એ પોતાના સ્વાધીનની વાત છે. મારે મારી આંખ ઉઘાડવી અથવા બંધ કરવી એ મારી ખુશીની વાત છે. મન ઉઘાડવું કે નહિ એ પોતાના હાથમાં છે, પણ જેને મન સાધ્ય નહિ તેને ભ્રાંતિ થાય છે. અતિ લાડથી મન સાધ્ય રહેતું નથી અને મન ઉપરનું ઉપરીપણું જતું રહે, તે સ્વતંત્ર થાય છે અને આપણને વશ કરી લે છે. આરસીમાં મોઢું જેવું એમાં કંઈ બંધન નથી, પણ તેમાં વાઘ છે એમ કલ્પના થાય એજ ભયનું કારણ છે. તેમ મનરુપી દર્પણમાં જે જે દેખાય તે આપણામાંજ છે એમ જાણવું અને સારૂં નરસું છે એમ ભાવના લાવવી નહિ, કેમકે આપણું મોઢું હોય તેવું અંદર દેખાય, તેથી આરસી કંઇ ભાગી નંખાય નહિ; પણ મનનો આરસો તો એવો છે કે દેખાડે છે દ્વૈત અને સિદ્ધ કરે છે અદ્વૈત. માટે દ્વૈત છે તે અદ્વૈતને જેવાનો આરસો છે અને તે વડે જે દેખાય છે તે "नेति नेति" એટલે "હું આ નહિ, હું આ નહિ" એમ સિદ્ધ કરે છે, બાકી જેમ અગ્નિમાં બરફના કડકા સંભવતા નથી તેમ આત્મામાં જગત્‌નો સંભવ નથી. દર્પણમાં ઉકરડો દેખાય તેથી કંઈ દર્પણ મલીન થતું નથી, તેમ જ્ઞાનમાં સારૂં નરસું

ગમે તે ભાસે તોપણ જ્ઞાન તો નિર્મળ રહે છે અને જ્ઞાનીને કંઇ અસર થતીજ નથી. મનને એવું કરવું એને માટે તેવી ભાવનાની જરૂર છે અને મન સાધ્ય થયા પછી, તે કલ્પના પણ છોડી દઈ, સ્વાભાવિક આનન્દસ્વરૂપમાં રહેવાય છે.



તા. ૧૧-૮-૧૯૦૩.

## ૮. નિર્વાસનાનું જગત્.

उद्ध्वस्तमसदाभासमुत्पन्ननगरोपमम् ।
वर्षाप्रोन्मृष्टचित्राभं जगत्पश्यत्यवासनः ॥

**योगवासिष्ठम.**

**અર્થ:**—જ્ઞાની જગતને ઉજ્જડ થયેલું, અસત આભાસરુપ, ગંધર્વનગર જેવું, વર્ષાથી ભુસાઇ ગયેલા ચિત્ર જેવું, વાસનારહિત દેખે છે.

**મા**ણસ પોતાને જીવ માની બેઠો છે અને કંઈ કંઈ સંકલ્પો કર્યાં જાય છે. એક પછી એક સંકલ્પની ગુંથણીથી મોટી સંકલ્પજાળ બની રહી છે અને તેમાં તે પોતાને હાથેજ ફસાઈ રહેલો છે; છતાં તે બૂમ પાડે છે કે મને મુક્તિ મળતી નથી, પણ સંકલ્પજાળમાંથી પોતાની મેળે જો છૂટે તો મુક્તજ છે. બીજો કોણ આવીને છોડવે એમ છે? આત્માને વિષે કંઈ સંકલ્પ છેજ નહિ; આત્મા તો શબ્દાદિથી પણ અતીત છે, કેમકે આત્માનું વ્યાપકપણું કહીએ તો તે પરિચ્છિન્નતાની અપેક્ષાથી છે. દરેક માણસ મુકાબલો કર્યા વિના કંઈ કહી શકતો નથી. પ્રથમ પોતાને મુકાબલે નાનું મોટું કહે છે કે ફલાણા મારાથી મોટા છે, અને ફલાણા મારાથી નાના છે. પણ આત્મામાં કંઈ પણ ગુણનો આરોપ કરીએ તો દ્વૈતાપત્તિ થાય, તેથી આત્મા ઇંદ્રિય અથવા મને કરી જણાય એવો નથી; તે તો સંકલ્પની અથવા ધારણાની મર્યાદાની પેલી પાર છે. જેમ દષ્ટિની મર્યાદા છે કે જ્યાં આકાશ અને પૃથ્વી મળી ગયેલાં દેખાય છે, તેમ જગત્‌ની મર્યાદા અને દરેક ઇંદ્રિયની મર્યાદા છે. તેમજ મનની મર્યાદા પણ અમુક છે, તેથી આત્મા તેટલે દરજ્જે મનગોચર થઈ શકે. આપણે પોતે કલ્પનાના વિષય થતા નથી, કેમકે અનાત્મ દેહે સંસારની કલ્પના થાય છે અને તે પણ સત્ય માનીએ છીએ તેથીજ થાય છે; બાકી ખરૂં જોતાં સ્વપ્નના પદાર્થની પેઠે ત્રણે કાળમાં જગત્ છેજ નહિ. વળી જગત્ એ તો અભાવ છે અને અભાવ સ્વતંત્ર હોઈ શકે નહિ, પ્રતિયોગીને લઇને છે. જેમ આત્માને વિષે સંકલ્પ નથી, તેમ અભાવ એવા જગતને વિષે

પણ સંકલ્પ નથી, કેમકે જગત્ કંઇ સંકલ્પનો વિષય નથી. અંધારૂં એ અજવાળાને લઇને છે, તેથી ખરૂં જોતાં જે નથી તેનો સંકલ્પ કરીએ છીએ તેથીજ એનું નામ ભ્રાંતિ કહેવાય છે. જગતને સત્ માને માટે સંકલ્પ ઊઠે છે, પણ એની ભ્રાંતિ દેહાભિમાનીને છાજે, બુદ્ધિવાન્‌ને શોભતી નથી. એ ભ્રાંતિ માયાનું સ્વરુપ છે અને માયા અથવા અજ્ઞાન વર્ત્તમાનકાળમાં નથી. "માયા છે" એ તો વદતોવ્યાઘાત દોષ થયો અથવા વિરોધી વાત થઈ. કોઈ કહેશે કેઃ "મને જીભ નથી" એ વદતોવ્યાઘાત દોષ છે; કેમકે તને જીભ નથી તો તું "મને જીભ નથી" એમ બોલ્યો કેવી રીતે? "માયા" એનો અર્થ "જે કંઇ નથી તે" એવો થાય છે. માટે "માયા છે" એ વાત મિથ્યા છે અને માયાનો મળ તે ભેદબુદ્ધિ છે, કે જે ભેદબુદ્ધિ બંધન કરે છે અને જેમાંથી બીજામાં ઈષ્ટ અનિષ્ટ બુદ્ધિ થાય છે. જેમાંથી ગ્રહણ ત્યાગ બુદ્ધિ થાય છે તેમાંથી રાગદ્વેષ, પછી કર્મ, પછી પાપપુણ્ય, પછી સુખદુઃખરૂપી ફળ, પછી સંસ્કાર, પછી પાછા રાગદ્વેષ, એમ ચક્ર ચાલ્યા કર્યું છે. પણ એ સઘળાનું મૂળ ભેદ બુદ્ધિ અને ભેદબુદ્ધિ જાગ્રતમાં છે. નિદ્રામાં ભેદનો અભાવ છે. જગત્‌માં આપણને સાંકળે કે દોરડે કોઇએ બાંધ્યા નથી; આપણે તદ્દન છૂટા છીએ, પણ ઘરની તથા કુટુંબની પ્રીતિની સાંકળે આપણે હાથે કરીને બંધાયેલા છીએ, અને કવિ ગોલ્ડસ્મિથ કહે છે તેમ 'એ પ્રીતિની સાંકળ જ્યાં જઇએ ત્યાં લંબાતી અને ખેંચાતી આપણી સાથે સાથે આવે છે.' આ પ્રમાણે આપણી આસક્તિ આપણને બંધનમાં નાખે છે, બાકી બાહ્યબંધન તો કઇએ નથી. આપણે હાથે બંધાયેલા આપણી ખુશી હોય તો છૂટીએ, નહિ તો બીજો કોઈ છોડવી શકે એમ નથી. ઝાડને બાઝેલો પુરુષ બૂમ પાડે કે આ ઝાડ મને છોડતું નથી તો તે વાત ખોટી છે; ઉલટો એ ઝાડને છોડતો નથી. તેમ તમે સંસારને પકડયો છે અને છોડતા નથી, અને ઊલટી બૂમ પાડો છો કે સંસાર તમને છોડતો નથી, પણ તેમ નથી. જો સગાં અને સંસાર તમને પકડી રાખતાં હોય તો તેઓ તમને મરવા દે નહિ. માટે ભેદબુદ્ધિ ટાળ્યા વિના કાંઈ વળે એમ નથી. તિરોભાવ થાય, પણ અંકુર જાય નહિ; માટે બધું પોતાસ્વરુપ છે એમ જાણીએ તો પોતાને વિષે રાગદ્વેષ કરવાની જરૂર નથી. પછી પોતાને સારી ઇચ્છા થાય તોપણ તે વિચાર કરે કે શું હું ઇંદ્ર નથી કે ઇંદ્ર થવાની ઇચ્છા કરૂં? આત્મા કંઇ ઇંદ્રિયગોચર નથી. કોઇ કહે કેઃ "મેં આત્મા દીઠો, કોઇ કહે મેં અંગુષ્ઠતેજ જોયું." હવે એ વાતોમાં એમ સમજવું કે જેને પોતાનાથી ભિન્ન માન્યો તે આત્મા નહિ, પણ અનાત્મકોટીમાં સમજવો, કેમકે તે કલ્પનાનું સ્વરુપ છે અને કલ્પના એ મનનો વિષય છે. "यतो वाचो निवर्तन्ते" એ આત્માનું સ્વરુપ છે. 'મીઠાનું પૂતળું દરિઆનું તળિયું શોધવા ચાલ્યું' તે

તળીએ જતા પહેલાં તેમાં લય થઈ ગયું; તેમ મન આત્માને શોધતાં લય થઇ જાય ત્યાંસુધી આત્મા જણાય નહિ; કૂવામાં પડેલી મોતીની વાળી કહાડવા ઉતરનારો માણસ વાળી નજરોનજર જોયા પછી પાણીમાંથી નશીબ સંજોગે બહાર નીકળવા ન પામે, તો તેણે વાળી જોઇ છે એ વાત તે બીજાઓને શી રીતે કહી શકે ? મુંગો ગોળ ખાય ને મનમાં મલકાય, તેમ કેટલાક અનુભવ બલ્કે તમામ અનુભવ શબ્દમાં આબેહૂબ વર્ણવી શકાતા નથી. "अहं ब्रह्मास्मि" થી સાક્ષાત્કાર થાય, કેમકે કર્મ, ઉપાસના, શ્રવણ, મનન, નિદિધ્યાસન એ સર્વેનું ફળ "अहं ब्रह्मास्मि" વૃત્તિ ખડી કરવાનું છે. એ પણ મનની વૃત્તિ છે, તો પણ એ સાક્ષાત્કાર કરનારી વૃત્તિ છે; બીજી રીતે સાક્ષાત્કાર થતો નથી. મન ભાવનાથી આત્મા સાથે એકરૂપતા કરે છે અને તે મન અને આત્માનો ભેદ કલ્પિત ભેદ પૂરતો થાય છે. શરીરમાં નેત્ર દેહને જુએ છે, તેથી દેહ અને નેત્ર કંઇ જૂદાં થતાં નથી, પણ કલ્પિત ભેદ ખડો થાય છે. નેત્ર દેહને જુએ તો હુંપણામાં અભેદ છે. તેમ મન આત્માને જુએ એવો કલ્પિત ભેદ થાય, તોપણ આત્મા અભેદ છે અને અભ્યાસે પારકું પોતીકું થાય છે અને પોતાનું પારકું થાય છે; ભાવના હોય તેવું થાય. મુંબઇમાં એક ઘર વેચાતું લીધું અને રૂપિઆ મોકલી દીધા, તોપણ તે ઘર જોયું નહિ હોય અને ગમે તો ત્યાં થઇને આપણે જતા હોઈએ, તોપણ 'તે મારૂં છે' એમ કહ્યા વિના તે ઘર આગળથી પસાર થઈ જઇશું; નહિ તો ઘેર બેઠાં મારૂં ઘર છે' એવી ભાવના કરીએ છીએ અને ત્યાં જઈ જોઇએ ત્યારે 'મારૂં છે' એવી ભાવના દૃઢ થાય છે. જગત્ પણ ભાવનામય છે. જુઓ કે સ્નેહ કાળે પોતાના પુત્રને પણ વિસરી જવાય છે. માટે જગત્ પણ અધિષ્ટાન પર સ્વપ્નું છે. આત્મવેત્તાનાં સઘળાં શરીરો છે; તે કંઈ અમુકનેજ પોતાનું શરીર ગણતો નથી. પર્વતના શિખરની માફક રહે છે, કે જ્યાં વાવાઝોડાની ચિંતા તેને અસર કરતી નથી. હમેશાં ઉદાર બુદ્ધિ રાખવી. પૈસાની ઉદારતાને તો મર્યાદા છે; જો કે દેહ પણ આપી દેવામાં કોઇ ઉદાર થઇ શકે છે, પણ તેને પણ મર્યાદા છે, કેમ કે એક દેહ તે કોને કોને આપી શકાશે ? પણ લેનાર આપનારનો ભેદ છેજ નહિ એ ઉદારતા અનુભવસિદ્ધ છે. કોઇ લેનારે નથી અને કોઈ આપનારે નથી એવી ઉદારતા સદા રાખવી. આપણું ઓછું થાય અને બીજાનું વધે એનુંજ નામ ઉદારતા નહિ, પરંતુ જે ઉદારપણાનું પરાધીનપણું નથી અને જેને સાધનનો જરૂર નથી તે ઉદારપણું રાખવું; પણ એવી ઉદારતા કરવી દુર્લભ જણાય છે. પ્રયત્નથી થાય તે કરવા સૌ તૈયાર થાય છે અને વગર મહેનતે થાય તે કોઈ કરતું નથી. ધર્મિષ્ઠ લોકો યાત્રા વગેરે કરે છે, કષ્ટ વેઠે છે, પણ પરમેશ્વરનું નામસ્મરણ કરવામાં પૈસો કે મહેનત જોઇતાં નથી તે ઘણા થોડા લોકો કરે છે અને કરે

છે તો થોડા વખતમાં થાકી જાય છે અથવા ભૂલી જાય છે. "જીભલડી રે તને હરિગુણ ગાતાં આવડું આળસ કયાંથી રે"? વાતોના ગપાટા મારવા હોય અને તેમાં કદાપિ શ્રમ પડે તોપણ તેમાં તૈયાર; તેમાંથી અનર્થ થાય તોપણ વેઠે. આ પ્રમાણે દુનિયાની બધી રીતે વિપરીતતા છે, છતાં આનન્દનો ભંડાર પોતે છે એમ મનુષ્ય સમજતો નથી અને બીજાની ઈચ્છા રાખ્યા કરે છે. પાણીને તરસ લાગી સાંભળી છે? તેજ પ્રમાણે આત્માને શેની ઇચ્છા હોય? કોઈ રાજકુંવરને નાનપણથીજ ભીલ લઈ ગયો, તે મોટો થઇ પોતાના ગામમાં આવ્યો; સઘળાએ કહ્યું કે: "તું રાજકુંવર છે અને ગાદીએ બેસ." તે કહે કે: "નારે ભાઇ હું ભીલ છું." તે મુજબ જુઓ કે વેદાન્તસિદ્ધાંત રાજકુંવરને ઊચકી ઊચકીને તેની પોતાની ગાદીએ બેસાડે છે, છતાં તે તો પોતાને ભીલજ કહ્યાં કરે છે. તેમ સ્વભાવેજ આનન્દ વર્તી રહ્યો છે. ચંદ્ર, સમુદ્ર, વગેરે પોતાના સ્વભાવથીજ આનન્દ માની રહ્યા છે. ચંદ્ર કાંઈ એમ કહેતો નથી કે જે મારાં વખાણ કરે તેનેજ ચાંદની આપું, અથવા સમુદ્ર કાંઈ પોતાની મોટાઈ બતાવતો નથી. ખરૂં જોતાં સૂર્યને ઉદય અસ્ત છેજ નહિ; તેને તો મધ્યાહ્નનજ છે, પણ સૂર્યનો ઉદય અને અસ્ત આપણે કલ્પી કાઢયો છે; તે તો જ્યાં અને જેવો છે ત્યાં અને તેવો છેજ. પણ જગતમાં બધું એવું તો નિયમથી ચાલતું ભાસે છે, કે સાચું મનાય એમાં નવાઇ નથી. એ પ્રપંચી ઇંદ્રિજાલિક કોઈ પાકો ખેલાડી જણાય છે, કેમકે અસત્યમાં પણ નિયમો ચાલે છે. અગ્નિ અને દેહ બેઉ ખોટાં છે, તોપણ અગ્નિ દેહને દઝાડયા વગર રહેશે નહિ. આ પ્રમાણે અસત્યમાં નિયમો છે તે એટલુંજ બતાવવાને, કે સત્યસ્વરૂપ જાણ્યા પછી તો નિયમે-સન્માર્ગે ચાલવું અને તે એવી રીતે કે અંતર નિર્લેપ રહેવાય.

—❧—

તા. ૧૪-૮-૧૯૦૩.

## ૯. ગુણાતીત થા.

समदुःखसुखः स्वस्थः समलोष्ठाश्मकाञ्चनः ।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिन्दात्मसंस्तुतिः ॥
मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।
सर्वारम्भपरित्यागी गुणातीतः स उच्यते ॥

**भगवद्‌गीता.**

**અર્થ:**—સુખદુઃખ જેને સમાન છે. માટી અને કાંચન જેને સમાન છે, પ્રિય અપ્રિયને જે તુલ્ય દેખે છે, ધીરજ રાખે છે, નિંદા કે સ્તુતિને સરખી ગણે છે, માન અપમાનમાં સમાન રહે છે, મિત્ર કે શત્રુ એ બે પક્ષને સરખા લેખે છે, આરંભમાત્રનો ત્યાગ કરે છે તે ગુણાતીત કહેવાય છે.

શબ્દમાત્ર નિર્દ્વંદ્વ નથી; સુખ દુઃખ એવા વિરોધી શબ્દને દ્વંદ્વ કહે છે. જે વિરોધ ભાસે છે તેની સમાનતા ક્યારે થાય? આત્મસ્વરુપ પર દૃષ્ટિ બેસે તોજ થાય; દૃશ્ય સર્વ જગત્ એકરુપ બને. જગત અને તેનો જોનાર બેઉ નામરુપ છે અને મિથ્યા છે માટે વ્યર્થ છે. કોઈ વંધ્યા પુત્ર પર મારામારી કરે અને એક પક્ષ કહે કે તે રુપાળો છે, બીજો કહે કે કદરુપો છે અને દલીલો આપી પોતાની વાત સિદ્ધ કરે, તોપણ તે સઘળું મિથ્યા છે. તેવીજ રીતે હુંજ પ્રથમ નથી, તો મારૂં કહેવું સત્ય ક્યાંથી? મૂળ નથી તો શાખા ક્યાંથી! માટે જગતની સત્યતા દૂર કરવા પ્રથમ વ્યતિરેક કરવો, એટલે આત્માને દેહાદિકથી જૂદો પાડવો. આત્મા દેહ નથી, ઇંદ્રિયો નથી, પ્રાણ નથી, મન નથી, પણ એ સર્વેથી અતીત છે, એમ જ્યારે પરોક્ષ થાય ત્યાર પછી અન્વય કરવો, કે જગત્ આદિ મારૂં સ્વરુપ છે અથવા તો તે મારા સ્વરુપમાં ભાસે છે પણ મિથ્યા છે. દેહાદિક અને જગત મિથ્યા છે, એ વાતમાં પણ પછી સ્થિર થવું. હાલતા પથ્થરપર પગ અડકાડવો બસ નથી. જગત્‌નું મિથ્યાપણું કાયમ થવું જોઇએ; નહિ તો હાલતા પથ્થર પરથી સ્થિર થતા પહેલાં પાછા પડી જવાય. બુદ્ધિનું સ્વરુપ એવું છે કે પાણીમાં દબાવેલી તુમડીની પેઠે દબાણ આઘું ખસતાં પાછી તરી આવે છે. માટે મન પર અંકુશ રહે ત્યાંસુધી તે સાધ્ય રહે છે; પછી પાછું હાલી જાય છે. છતાં કોઇ વાતનો આગ્રહ કરવો નહિ; કારણ કે આગ્રહ કરીએ ત્યારે તો જગત્‌નું અને તે વાતનું સાચાપણું સિદ્ધ થાય છે. માત્ર વિસ્મરણ સ્થિતિ કંઈ બાધરુપ નથી, પણ વિપરીત દર્શન બાધરૂપ છે; કેમકે પેટીમાંની જણસ ભૂલી જઇએ તોપણ ત્યાંની ત્યાંજ છે; તેનો ભુલાવો કાંઈ દુઃખ આપતો નથી, પણ જ્યારે પેટી

ઉઘાડી જોઇએ અને જણુસ જણાય નહિ, ત્યારે તેના અભાવથી શોક ઉત્પન્ન થાય છે અને એ શોક થવાનું કારણ પણ સાચી વાત માની લઇએ માટે થાય છે, તેથી મિથ્યા વસ્તુમાં સત્યતાની બુદ્ધિ દુઃખ આપે છે, માટે સત્યતાબુદ્ધિ દૂર કરી સ્થિતપ્રજ્ઞ થવું એટલે બુદ્ધિને તેમાં સ્થિર કરવી. તુમડી પાછી ઉપર આવે, પણ પથરો તો તળેજ બેસે. જગતને નાશ કરવાનું નથી, પણ ભલે ખડું રહ્યું, છતાં તે નથી એમ દૃઢ થવું જોઇએ; નહિ તો જગતનો નાશ તો આંખ મીંચેથી પણ થાય છે અને નિશો કરેથી પણ થાય છે; નિદ્રામાં પણ થાય છે અને મૃત્યુથી પણ થાય છે. "આપ મુવે પીછે ડુબ ગઈ દુનિયા." તેમ છતાં મિથ્યાપણું જાણ્યું નથી તો જગત તો ખડું છેજ. માટે પ્રયત્નથી નહિ અથવા કોઈના દબાણથી નહિ, પણ સ્વભાવેજ નિર્દ્વંદ્વ થવાનું છે. રાગદ્વેષનો, સુખદુઃખનો, પાપપુણ્યનો, કશાનો ભય રાખવાનો નથી. નિગ્રહ તો દુઃખરુપ છે. આપણે મુનિવ્રત લઇએ, તો રખેને બોલાઈ જવાય એવી બીક રહે છે; નહિ બોલીએ તો આખું શરીર હલાવીને ઇશારતો કરવી પડે છે. જનાવરને મૌન કે દહાડે લેવું પડે છે? તેને તો મૌન લેવાની ઇચ્છા પણ હોતી નથી, પણ તેનું મૌન તો સહજ બની રહ્યું છે. માટે યોગ અથવા હઠયોગમાં પ્રયત્ન કરવો પડે છે, તે છતાં તે નિષ્ફળ નીવડે છે. વિચારે કરીને સહજ સ્વાભાવિક રીતે આત્માનો સાક્ષાત્કાર કરવો જોઇએ, કે જેથી તે અપરોક્ષ થાય. યોગ પણ સદા અચળ નથી. યોગમાંથી ખસ્યા કે પાછા ચલિત થવાય છે. સ્વપ્નમાં રોગીપણું જણાય તો તે કોને છે? ત્યાંનું શરીરજ વાસ્તવિક નથી. તો ત્યાં નરસું શું છે? અપ્રાપ્તની પ્રાપ્તિ તે યોગ કહેવાય છે; જે છે તેનું રક્ષણ તે ક્ષેમ કહેવાય છે; એ યોગક્ષેમની ઇચ્છા સર્વ જીવોને બની રહી છે. એ ઇચ્છા બનવાનું કારણ જગતની માની લીધેલી સત્યતા છે. બાકી આપણે વસ્તુને મેળવનારા ખરા નથી અને વસ્તુ પણ ખરી નથી. એ ઈચ્છાનું વધવું ઘટવું અરસપરસનો ભાવ છે. ક્રોધ ઓછો કરીએ તેમ ક્ષમા વધે છે, અને ક્ષમા વધે છે તેમ ક્રોધ ઓછો થાય છે. તેવીજ રીતે આત્મસ્વરુપમાં સ્થિતિ વધે, તેમ યોગક્ષેમની પ્રીતિ ઘટે અને યોગ ક્ષેમની કાળજી ઘટે, તો આત્મસ્વરુપમાં સ્થિતિ વધે. જ્યાં સુધી સ્વાશ્રય નથી ત્યાં સુધી યોગક્ષેમની કાળજી છે. કાલે ભોજન કયાં મળશે? આપણી પાસે પૈસા છે તેથી સુખી છીએ, એ વાતો સાચી માની બેઠા છીએ. આંધળાનો ટેકો જતો રહે તો તે ગભરાય, પણ તેને ટેકા વગર ચાલવાનો અભ્યાસ પડે તો તેને અડચણ પડતી નથી. તેમ યાહોમ કરીને, નિરાધાર વિરક્ત થાય તો યોગક્ષેમ એની મેળે મળી રહે અને જો ન મળે અને દુઃખ પડે, તો ઉલટો ઉલ્હાસ માનવો જોઇએ, કે એ પણ એક અનુભવ થાય છે. ઠીક પ્રસંગ આવ્યો છે. નિરિચ્છકને સઘળું મળે છે અને માગે તેને કાંઈ ન મળે. નિવૃત્તિની ઇચ્છા

કરવી એ પણ એક ઇચ્છા છે; માટે પ્રારબ્ધના વેગમાંજ પડયા રહેવું. આભાસમાં આભાસરુપ ફળ તો થાય પણ તે બેઉ ખોટાં છે. માટે પ્રથમથીજ યોગક્ષેમની ચિંતા રાખવી નહિ અને સ્વાશ્રય શીખવો; કેમકે નુકશાન થાય ત્યારે તો વેઠયા વિના કોઇનો છૂટકો થતો નથી, તો ખુશીથી દુઃખ શા માટે ન વેઠવું ? આત્માનુભવ, વિરકિત અને તિતિક્ષાથી નિર્દ્વંદ્વ થઈ યોગક્ષેમનો ત્યાગ થઇ શકે. " કવચિત શાકાહારી " વગેરે ને મળતું વળી કહ્યું છે કે: " કોઈ દિન પાઊસેં ચલના વગેરે. " માટે કોઈ વાતની ફીકર નહિ ગણતાં દેહવાન્ ને બદલે આત્મવાન્ થવું અને તે નિશ્ચય કાયમ રાખવો. " હું મનુષ્ય છું કે પુરુષ છું " એ નિશ્ચય એવો છે કે કેફમાં પણ એ નિશ્ચયમાં ફેર પડતો નથી અને મનુષ્ય ઘાસની ઇચ્છા કરતો નથી, તેમ એ વાત યાદ પણ કરવી પડતી નથી. પોતાનું મનુષ્યપણું રોમે રોમ વ્યાપી ગયેલું છે. " હું આત્મા છું " એમ માને તો ઇચ્છા થાયજ નહિ. રોમે રોમ એ વાત વ્યાપી જવી જોઇએ, એટલે તેનું નિદિધ્યાસન થવું જોઇએ. સ્ત્રીઓ પહેલાં પિયરમાં આસકિત માને છે અને પછી ધણીને ઘેર આસકિત માને ત્યારે પિયર ભૂલી જવાય છે. કારકૂન પોતાની સ્થિતિમાં અમુક રીતભાત રાખે છે; મામલતદાર થાય છે ત્યારે તેને ખુમારી આવે છે; વખતે ખુમારીમાં ઘરનાં માણસો ઉપર પણ રોપ મારે છે; પોતાના બાપને પણ દમ આપી ન કહેવાનું કહે છે. એજ પ્રમાણે દેહાભિમાનનું વિસ્મરણ કરવું અને આત્માનો દૃઢ નિશ્ચય કરી સ્વરુપની ખુમારીમાં રહેવું કે જેમાં ફેર પડે નહિ. પૂરા કેફમાં પણ પુરુષ એમ નહિ કહે કે: " હું આવી. " તેમ પોતાનું પુરુષપણું અથવા આત્માપણું પછી ભુલાયજ નહિ. સદા હું સત્યસંકલ્પ છું એમ દૃઢતા રાખવી; પ્રારબ્ધ કાંઇજ નહિ પણ મારો દૃઢ સંકલ્પ છે અને તે સંકલ્પ ભલે સત્ય થાય; હું તો પ્રારબ્ધને, મને અને સંકલ્પને ખોટાંજ માનું છું. સત્યસંકલ્પ ફેરવવાની મારે શું જરૂર છે ? ફેરવવા આગ્રહ કરૂં તો તેની સત્યતા ઠરે છે. સંકલ્પને આધારે કર્મ છે અને કર્મ ફળને આપે છે; એને ટાળીએ તો દુર્બળતા છે. મારા સંકલ્પને ટાળીને હું અસત્ય સંકલ્પવાન્ થાઉં તેના કરતાં, શ્રી રામચંદ્રજીએ પિતાનો સંકલ્પ સાચો કરવા વનવાસ વેઠયો; વળી બલિરાજાએ વચન મિથ્યા નહિ કીધું અને સત્ય સંકલ્પવાન્ રહ્યા, તેમ હું પણ રહું તો મારૂં શું જતું રહેવાનું છે ? એવીજ રીતે ધૈર્યવાન્ માણસ સત્યસંકલ્પવાન્ રહે છે. દુઃખ આવે ત્યારે વખત પ્રમાણે વર્તી ફેરવી તોળતા નથી. માટે વીતરાગ, નિર્યત્ન, નિર્મળ; વીતકલ્મષ, ગ્રહણત્યાગના અભિમાન રહિત, પ્રારબ્ધવશ, શાન્ત, વિશ્વથી અતીત, સમુદ્રની પેઠે ક્ષોભ અથવા સંતાપ રહિત અને રાગ-દ્વેષના દ્વંદ્વથી મુક્ત થઈ રહેવું.

તા. ૧૫-૮-૧૯૦૩.

## ૧૦. શ્રદ્ધા.

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥

भगवद्गीता.

**અર્થ:**—અજ્ઞાની, અશ્રદ્ધાવાન્ અને સંશયાત્મા, એમનો વિનાશ થાય છે; આ લોક કે પરલોક એકે તેનો નથી; સંશયાત્માને સુખ નથી.

નિર્મળ વેદમાં કહેલા ગુણો ભાગ્યશાળીનામાં જોવામાં આવે છે. કહે છે કે જેનો આ છેલ્લો જન્મ છે તેને એવા ગુણો પ્રાપ્ત થયેલા જણાય છે, કેમકે જેમ ઉત્તમ વાંસમાં મોતી પાકે છે તેમ ભાગ્યશાળીને રાજસી સાત્વિકી ગુણો પ્રાપ્ત થાય છે. મૈત્રી, સૌમ્યતા, મુક્તતા, જ્ઞાતવ્યતા અને આર્યતા એ ગુણો પોતાના કરી લેવા. મૈત્રીથી સર્વપર દયાભાવ ઉત્પન્ન થાય છે સૌમ્યતાથી સમભાવ અને પ્રસન્નતા બની રહે છે; મુક્તતાથી શોકાભાવ તથા શાન્તતા પ્રાપ્ત થાય છે; જ્ઞાતવ્યતાથી જ્ઞાન મળે છે; અને આર્યતા. યથાશાસ્ત્ર આચાર કરાવે છે. આ ગુણોથી યુક્ત પુરુષને લાભાલાભ, રાગદ્વેષ વગેરે છેજ નહિ. મહા સમુદ્ર સદા ગંભીર રહે છે તેને રાગદ્વેષ કેવો ? જે આવે તે સમાય. સૂર્યોદય જેને થયો છે તેના તમનો તો નાશ થઈજ ગયો છે. આત્મભાવથી રાગદ્વેષનો નાશ તેવીજ રીતે થાય છે. જૂઓ કે દરેક અવયવના ગુણ, ધર્મ, કાર્ય, આકાર જૂદા છે, છતાં સર્વ અયવયો ઉપર સમાન પ્રીતિ બની રહી છે કેમકે તે દરેકમાં આત્મબુદ્ધિ છે. બે બાયડીનો ધણી પોતાના બન્ને પગોને પોતીકા ગણે છે; દરેક અકેકો ચાંપે છે; શોકવાળા પગને ચોંટી દે તોપણ ધણીનેજ દુઃખ પ્રાપ્ત થાય છે. માટે દરેક અવયવ હું જ છું એવી આત્મબુદ્ધિ જાય તો તે તરત ફેંકી દે છે અથવા અભડાય છે. વિષ્ટાદિ તો નાખી દે છે; નખાદિ અને અંતે આખું શરીર પણ આત્મબુદ્ધિ ગઈ તો મરણ પછી અભડાય છે એમ ગણવામાં આવે છે. બાકી જેને વિષ્ટા બહાર નહિ પડે ત્યાંસુધી તેમાં આત્મબુદ્ધિ છે તે દરેક મેહેતરના ભાઇ છે. શરદકાળનું આકાશ જેવું નિર્મળ છે તેવું હૃદય કરવું. કોઇ કહેશે કે ત્યારે તો મન કઠોર થઈ જાય પણ તેમ નથી; મમત્વ એજ કઠોરતા છે. મીઠામાં પથ્થરની કાંકરી અથવા મગમાં કાંગરૂ હોય તેમ કઠોરતા પકડાઇ આવે છે પાણીમાં મીઠું આંગળીને એકરસ થાય છે પણ પથરાની કાંકરી તો તેવી ને તેવી કઠણ રહે છે. તેમજ વિશ્વજળમાં "હુંપણું" મીઠું છે. સર્વ સાથે, ખારાશ રાખે છે અને માત્ર કુટુંબમાંજ આસક્તિ રાખી બેસી

રહે છે, તે પથ્થરનો કાંકરો છે અને મગમાં કાંગરૂ છે. જેમ રંગનો ગાંગડો ઓગળે તો રંગ પસરે, નહિ તો ગાંગડાપણું રહે. કેટલાંક એવાં છે કે જેને સાકર ન ભાવે. સાધુમાં પણ દોષદૃષ્ટિ રાખે તેથી સાધુને તો હાની નથી, પણ પોતાનીજ હાના થાય છે. પુરાણમાં જુઓ કે એકજ મંડળમાં દુર્યોધનને કોઇ સારો શોધ્યો જડયો નહિ અને ધર્મરાજાને તેજ મંડળમાં કોઈ નઠારો જડયો નહિ. માટે નેત્રજ તેવાં. કમળો થયો હોય તે બધું પીળુંજ દેખે. જુઓ કેટલાંક પામર પ્રાણી રામકૃષ્ણાદિના પણ દોષ જુએ છે. પરધર્મી પાદરીઓ, સર્વે દુર્ગુણોનો સમૂહ આપણા દેવોમાં આરોપે છે; તે પરથી જણાય છે કે તેમને હજી સંસ્કાર થયા નથી. પરંતુ કોઈ દોષ કાઢે તેથી શું હાની છે? ઉલટું ભાઈ ભાઇ થવામાં હાની છે. આપણી સ્તુતિ થાય તેથી બગડવા સંભવ છે. શ્લાઘાની ઇચ્છા એ પણ દોષ છે. તે કહેનારને હાની કરે નહિ, પણ સાંભળનારને તો પોતાને ફુલાવાથી તથા પારકા તરફથી પણ અદેખાઇથી હાની કરે છે. દેહૈષણા, વિત્તૈષણા અને લોકૈષણામાં, લોકૈષણા સ્તુતિ માગે છે; બાકી નિંદા સ્તુતિ તો માત્ર શબ્દો છે. જેની સ્તુતિ તેને હાનીનો ભય. સ્તુતિથી અભિમાન વધે છે; પરિચ્છિન્ન થવાય છે. નિંદક કાંટા જેવો લાગે છે અને ભાઇ ભાઇ કરે તે સારો લાગે છે. માણેકલાલભાઇને બદલે મી. માણેકલાલ કહે તો 'ભાઇ' સાંભળેલું તે હવે તે વિના તો લૂખું લાગે છે. પણ બીજા સ્તુતિ કરે છે તે ઘણી ખરી તો ખોટી કરે છે પણ આપણે તે ખરી માની લઇએ છીએ. નિંદા બન્નેને—કરનારને અને સાંભળનારને હાની કરે છે. ક્રોધ વેર વધારે છે. સહેજ બોલ ઉપરથી વેરભાવ વધી ગયાના દ્રષ્ટાંતો મોજુદ છે. પણ જો કોઇ નિંદા કરે તો મનનો ચણચણાટ તરતજ ચાલુ થાય છે; દીવાસળી ઘસી કે તરત ભડકો થાય છે; ભડકો લાગતાં વારજ નહિ. પણ વિચારથી એ ખટકો ટળી જાય છે; નિંદા આત્માની તો થાયજ નહિ અને જો દેહની કરે તો દેહ તો નિંદ્ય છેજ. કોઇ ગાળ દે તો તે કાંઈ આપણાથી જૂદો છે? તેણે તેને પોતાનેજ ગાળ દીધી એમ સમજવું. દેહ દુર્ગંધીથી ભરપૂર છે, તેણેજ આપણને ફસાવેલા છે માટે તે નિંદાને પાત્ર છે. તેને બીજા નિંદે તો તેમાં ક્રોધ શો? નિંદા કરે તેને મિત્ર ગણવા, કેમકે તેમનાથી ચોંકીને આપણે ચાલીએ તો સદ્ગુણ પ્રાપ્ત થાય અને દોષનો નાશ થાય. બાકી મનુષ્ય ભંગીનો ભાઈ એટલા માટે કે ભંગી તો બે કલાક વિષ્ટા લઈ ફરે છે અને મનુષ્ય તો ચોવીશ કલાક પેટમાં વિષ્ટા ભરી રાખે છે. પરંતુ નિંદા કરનાર પણ સાધુ પુરુષના દર્શનથી મોહ પામે છે. પાછળ નિંદા કરે, પણ પ્રત્યક્ષ તો તે પણ મોહી જઈ નિંદા કરવી ભૂલી જઈ નિર્મળ હૃદયનો થાય છે. ઉકરડા ઉપર રાજા બેસે તો આત્મા દેહમાં બેસે. પણ શું અભિમાન! "હું ઉકરડા પર બેઠો છું,

હું શરીરનો સંબંધી ". વાહ ધન્ય છે! સુંદર વાંસળીથી જેમ મૃગ મોહિત થાય, તેમ નિંદાખોર સાધુ પુરુષ આગળ મુંગા થઈ જાય છે. વરસાદની ગર્જનાથી બગલાં કયાંએ નાશી જાય છે. પણ દરેક બાબતમાં શ્રદ્ધા એ મોટી ચીજ છે. શ્રદ્ધા કોઈ વસ્તુ નથી માટે ગુરુ શરણ જવું. ગુરુનો શબ્દ તેજ કાયદો, ગુરુ પરજ વિશ્વાસ, ગુરુ તેજ ગોવિંદ અને ગુરુ તેજ સર્વસ્વ. પણ તેવો અનુભવી ગુરુ જોઇએ. સાધન દશામાં તો ગુરુના શરણની જરૂર છેજ, પણ સાક્ષાત્કાર દશામાં પણ ગુરુ જોઈએ. દોષ દૂર કરવા તે વ્યતિરેક વૈરાગ્ય કહેવાય છે. શુભ ગુણ પૂર્ણ થાય ત્યારે નિર્મળતા થાય છે. સૌને પોતાનો પક્ષપાત થાય છે. ઊંટનાં અઢારે વાંકાં છતાં, તે કહેશે કે, " બગલાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી, કૂતરાની પૂછડી વાંકી, ઇત્યાદિ. " માછલીનાં બચ્ચાં માછલીને સાથી રૂપાળાં લાગ્યાં, તેમ પાછલી ઝોળીમાં પોતાની ભૂલો હોવાથી જણાતી નથી. મન અસ્થિર છે, તેથી ગુરુ શરણની ખાસ આવશ્યકતા છે. માટેજ ઇશ્વરબુદ્ધિની વિશેષ જરૂર છે. ઉત્તમ અધિકારીને પણ સહેજ ઉપદેશની જરૂર છે; વાંસો ઠોકનાર જોઇએ. કોઇ દેશ શોધતાં આપણને જડયો તો ખરો, પણ ત્યાંનો અનુભવી " જે શોધતાં જડયો છે તે એજ દેશ છે " એમ સાક્ષી પૂરનાર જોઈએ અને ત્યાંથી ચલાયમાન નહિ થવાય; માટે ગુરુ શરણની જરૂર છે. અતિ પાંડિત્ય એ પણ દોષ છે, કારણકે તે સંશય ઉત્પન્ન કરે છે. " **संशयात्मा विनश्यति** ". ચિંતામણી જડયો તો ખરો પણ ઓળખ્યો નહિ. કાદવમાંથી તે વળી ચિંતામણી જડે? એ તો કાચ હશે. આ દેહમાં તે વળી આત્મા? એ તો જીવ છે. આવું થવાનું કારણ શ્રદ્ધાહીનપણું છે. શ્રદ્ધા વિના કાંઈ નથી. લાલ માન્યું માટે લાલ છે. લાલ ને લીલું કેમ માનો છો? બુદ્ધિનો ઉપયોગ કરો, નહિ તો શ્રદ્ધા રાખો. અમૃતાનુભવ પુસ્તક સમજો. આપણાથી કોઇનો ઉત્તર નહિ અપાય તેથી કાંઈ અબ્રહ્મ થઈ જતા નથી. શાસ્ત્ર તો ઇતિહાસ છે પણ અનુભવ સાચો છે. અનુભવીને ઇતિહાસની શી ગરજ છે? અનુભવ શ્રદ્ધાથી ખીલે છે. સિદ્ધાંત તો સહેજ છે કે, " **ब्रह्म सत्यं, जगत् मिथ्या** " તેને લાવવું છે અને નથી તેને કાઢવું, એટલે પુરુષાર્થ બસ છે. પરંતુ એ પણ મહા વિકટ થઇ પડયું છે. " **श्रद्धावान् लभते ज्ञानं** ". અષ્ટાવક્ર પણ કહે છે કે, શ્રદ્ધા મોટી ચીજ છે અને વસિષ્ટ પણ કહે છે કે, હું તો પોકારીને કહું છું પણ શ્રદ્ધા વિના કોણ સાંભળે એમ છે? બાકી આત્મા સિવાય બીજું છેજ શું?

તા. ૧૬-૮-૧૯૦૩.

## ૧૧. ભાવમહિમા.

तेनोभौ कुरुतो यश्चैतदेवं वेद यश्च न वेद ।
नाना तु विद्या चाविद्या च यदेव विद्यया करोति
श्रद्धयोपनिषदा तदेव वीर्यवत्तर भवतीति ॥

छान्दोग्योपनिषत.

**અર્થ:**—જે આને ( ઓંકારને ) આ પ્રકારે જાણે છે ને જે આ પ્રકારે નથી જાણતા, તે ઉભયે એનાથીજ ( કર્મ ) કરે છે. વિદ્યા અને અવિદ્યા નાના પ્રકારની છે; જે વિદ્યાથી કરે છે, શ્રદ્ધાથી ને પૂર્ણભાવથી કરે છે તેજ અધિક વીર્યવાળું થાય છે.

પાંચે ઇંદ્રિયોમાં દરેકનું કાર્ય જૂદું છે; દરેક જૂદી જૂદી વાતની સાક્ષી પૂરે છે. આંખ કહે છે તે કાન કહેતા નથી અને કાન કહે છે તે નાક કહેતું નથી. બલ્કે એકજ નારંગીને આંખ ગોળ કહે છે, કાન તે પડે છે તેનો અવાજ સાંભળે છે, નાક તેની ગંધ પારખે છે, જીભ તેનો સ્વાદ લે છે અને ત્વક્ તેનો સ્પર્શ કરે છે. આમ એકજ વસ્તુને માટે એક ઇંદ્રિય જે વાત કહે છે તે વિષે બીજીઓ તો કાંઈ જાણતી પણ નથી. દરેક પોતપોતાની વાત કહે છે, પણ બીજીઓ તરફથી કોઈની તરફેણમાં સહકારી પુરાવો આવતો નથી; પાંચે હાજર છતાં એકનું કહેવું બાકીનાં બધાં ખંડન કરે છે અને પોતે હાજર છતાં એકની કહેલી વાત બાકીનાં જાણતાં નથી એમ કહે છે; તો એવા વિરૂદ્ધ પુરાવાથી વસ્તુ સિદ્ધ થતી નથી; પણ એ સાક્ષીઓ તથા વસ્તુ અને ઊભું કરેલું તરકટ ખોટાં ઠરે છે. પરંતુ અવિચાર એટલો ફેલાઈ ગયો છે કે, અસિદ્ધ જગતને સિદ્ધ માનીએ છીએ અને સિદ્ધને અસિદ્ધ જાણીએ છીએ. એનું નામ ભૂલવણી જાણવી. પણ "ઈદમ્" ની સાક્ષી પાંચે જણ પૂરે છે; આંખ કહે છે કે આ જોયું, કાન કહે છે કે આ સાંભળ્યું, નાક કહે છે કે આ સુંઘ્યું, જીભ કહે છે કે આ ચાખ્યું અને ત્વચા કહે છે કે આ સ્પર્શ્યું. આ પ્રમાણે વસ્તુ તરફનું "આ પણું" સિદ્ધ છે. સત્તા, સામાન્યપણું, વિવેકે જાણવાનું છે અને તેના પર નામરુપ જગત ચિત્ર છે. જેમ અંજીરીઆ સાડીમાં આભાસ તેનો તે છે, છતાં રંગ જૂદા જૂદા બદલાતા ભાસે છે, તેથી તે કેવા રંગની છે તે નક્કી થઇ શકતું નથી; પરંતુ એ કપડું છે એ વાતમાં શંકા ઊઠતી નથી. એજ પ્રમાણે સત્તામાં વિલક્ષણતા નથી; "છેપણું" દરેકમાં કાયમ છે. "છે" "છું" અને "છીએ" એને 'છુંછાં છુંછાં' ગણવાનાં નથી, પણ તે પૂર્ણ હોઇ સર્વને પૂર્ણ કરે છે. "ચોપડી છે" એમ કહેવામાં "ચોપડી"

પહેલી અને " છે " પછી એ ભ્રાંતિ છે. દૂર જોઇએ છીએ તો કંઈ છે એમ પહેલું માલમ પડે છે અને પછી કહીએ છીએ કે જે છે તે માણસ છે. " There is a man (ત્યાં એક માણસ છે)" એમ અંગ્રેજીમાં પણ પ્રથમ "છે" અને પછી "માણસ" એવી રૂઢી છે. હવે આ સઘળું આમ ઉલટું કેમ ભાસે છે? કીડી, હાથીઘોડા બગલમાં લઇને નવમણ કાજળ કેમ આંજી રહી છે? કીડી નામરૂપ, જેની પેલી મેર સત્તારુપી ડુંગર વ્યાપી રહ્યો છે, તોપણ કીડી અથવા તરણાએ પોતાના ઓથામાં ડુંગરને ઢાંકી નાખ્યો છે. " છે " અને " નથી " એ બન્નેનો આશ્રય સત્તા છે. સામાન્ય ભાવે સત્તા છે અને વિશેષ ભાવે ભાવ છે; ભાવ અભાવ કહાડી નાખીએ તોપણ જે છે તે છે. એ બધી નામરુપની શબ્દજાળ છે. તે દૂર કરીએ તોપણ " છેપણું " કાયમ રહે છે. કાગળને બાળીને રાખ કરીએ તોપણ નામરુપ અને " છેપણું " કાયમ રહે છે. પણ પાણીની વરાળ થઇ, પછી તે અદૃશ્ય થઇ જાય, તો તેનું નામરુપ નથી રહેતું, પણ " છેપણું " છે. જોકે " છેપણું " નેત્રનો વિષય નથી. ભાવપણું તો એક છે, પણ જ્યાં અભાવપણું છે, ત્યાં ભાવપણા સિવાય તમામ વસ્તુનું અભાવપણું બેઠેલું છે; માટે અભાવ પણ ભાવ સાથે સાપેક્ષક છે. ખરૂં જોતાં સત્તા પણ કહેવા માત્ર છે. ત્યાં કાંઇ ભાવ અભાવનો વિરોધ નથી. એ સત્તા એટલે ભાવ, અભાવની વિરૂદ્ધ નથી. સત્તાના ભાવને અભાવની અપેક્ષા નથી પણ સત્તાના ભાવ પર ભાવ અભાવ બન્ને સંપસંપીને રહેલાં છે. તેમજ જે જ્ઞાન અને અજ્ઞાન એક બીજાનાં વિરોધી દેખાય છે, તે બન્ને જ્ઞાનસ્વરુપની ઉપર ઉપર રહેલાં છે. જ્ઞાનસ્વરૂપ તો અજ્ઞાનની અપેક્ષા સિવાય જ્ઞાન અજ્ઞાન બન્નેથી પર છે. આત્મામાં દ્વૈતદર્શન થતું નથી: દ્વૈત છેજ નહિ. અવિવેકથી પાંચ સાક્ષીઓનું ઊભું કરેલું તરકટ ભાસે છે, પણ વિવેકથી જોતાં એ પાંચેની સાક્ષી વિરૂદ્ધ પડે છે અને મિથ્યાપણું સિદ્ધ થાય છે. કોઇ વસ્તુ જોઇએ તો તેના ભાવ સાથે તેની આસપાસનો અભાવ સાથેજ છે. જેમ પાઘડીમાં તેનો રંગ જૂદો નથી; રંગ કહાડી લઇએ તો પાઘડી નકામી જેવી પ્રડે છે. તેમ પાઘડી અને રંગ કહેવામાં બે વસ્તુ છે, પણ વસ્તુતઃ એકજ છે. તેમ શબ્દજાળમાં ભાવ અભાવની કલ્પના નામરુપ છે. બાકી તમે તો ભાવ અભાવથી અતીત છો. કાગળની કણકનો ગઠ્ઠો જુદા જુદા કાગળો બનાવે છે, તેમાંથી કડકા જુદા જુદા થાય છે. આ પ્રમાણે ભાવરુપ કેટલાંક થયાં, પણ ભાવના કાંઈ કડકા પડયા નહિ. " **पूर्णात् पूर्णम् आदाय, पूर्णम् एव शिष्यते** " અખંડભાવ સત્તામાં વિભાગ નથી; આકાશનું દર્શન તે અભાવ; આકાશનું અદર્શન તે ભાવ. ભાવ અથવા આકાશ, અથવા વસ્તુનાં દર્શન અદર્શન, બન્નેમાં આકાશનો ભાવ છે, આકાશથી આકાશ સુધીનું માપ તે આકાશ. વચમાં ભીંત વગેરે આવવાથી આકા-

શનું માપ ગણીએ છીએ ત્યારે આકાર તે શું છે? આકાશમાં સળિઆ આડા ઊભા મૂકી જાળી કરી કે આકાશમાં આકાર થયો; સળિયાવાળા ભાગમાં આકાશનું અદર્શન અને સળિઆના વચલા ભાગમાં આકાશનું દર્શન, આ પ્રમાણે આકાશનું દર્શન અદર્શન તે જગત્ છ. આકાશનો અભાવ નથી, તો પછી ચૈતન્યનો અભાવ કેમ હોય? ચૈતન્યનું દર્શન અદર્શન તેજ આત્મા અને જગત્ છે. ચૈતન્યનું દર્શન તે આત્મા અને ચૈતન્યનું અદર્શન તે જગત્. ચાળણીથી કાગળ ઉપર અનેકપણું ભાસે છે, તોપણ કાગળ અખંડ છે. અનેકપણું ભાસવું એ માયા છે. માયા એ પરમાત્માની શક્તિ છે: એ દર્શન અદર્શનનું સામર્થ્ય છે. પોતે પોતાની મેળે ભુલવણીમાં પડી, ભેદ જુએ છે અને તે ભેદની દૃઢતા કરી પોતાને જીવરુપ માની લે છે, માટે ભેદ જોતાં છતાં અભેદ સમજવો જોઇએ. માત્ર સમજમાં ફેર છે, ગુણથી પરિચ્છિન્ન થવું એનું નામ જીવ છે. ચાળણીના છિદ્રરુપ થવા કરતાં, કાગળરુપ થવું જોઇએ. જાણવામાંજ મુક્તિ બંધન છે; બીજું બંધન છેજ નહિ, તો પછી મુક્ત થવાનું છેજ નહિ. મનુષ્ય માને તો સદા મુક્ત જ છે. વળી ભૂખ્યો માણસ પોતાના અવિવેકમાં ટાઢું ઊનું જોતો નથી. પણ જે અસ્પૃહી વિવેકી છે તે તો ધનને કર્તવ્ય માની, સૌની તાબેદારી કરતો નથી. જુઓ કે શ્રીમંતની સ્થિતિ પણ દુઃખી હોય છે. માટે વિષયોનો વૈરાગ્ય કરે નહિ ત્યાં સુધી દેહાધ્યાસ છૂટે નહિ, ત્યાં સુધી સ્વતંત્ર વિચાર થાય નહિ, ત્યાં સુધી સદ્વિચાર આવે નહિ અને દેહની ગુલામગીરી કર્યાં કરે. માટે વૈરાગ્ય અને વિચારથી દુઃખ દૂર થાય છે. તેથી દેહાધ્યાસનાં ચશ્માં ઉતારી નાખો. છાશ વલોવે તેમાં ગતિ થાય અને માખણના ગઠ્ઠા બંધાય. તેમ જગતનું ચિંતન મથન થાય, તેથી જગત્ સાચું લાગે અને તે દૃઢ થાય. માટે મનરુપી મૃગને ઊંઘમાંથી જગાડો. અંતનો જન્મ માણસ ગમે તે વખતે કરી શકે છે; પણ તેણે ત્રણે પ્રતિબંધ તોડવા જોઇએ. કેમકે સ્વપ્નામાં સ્વપ્નુ એમ અનેક જન્મ થાય છે. જડભરત ત્રણ જન્મે ફાવ્યા; વામદેવ ગર્ભમાં બોધિત થયા. માટે મોહરુપી નિદ્રા અથવા અજ્ઞાનના સ્વપ્નમાંથી જાગવું. શુભ ગુણો લાવીએ તો મન જાગે. પણ ભૂલવાનો ભય ઘણો છે; ફસાવનાર દેહ, ઇંદ્રિયો, સગાંવહાલાં તૈયાર છે. સંસારનો પ્રવાહ જુગારીની યારી જેવો છે. ફરી ફરી ફસાવે છે. " Let me slumbur again (મને ફરી ફરીને ઉંઘવા દો)" ફરી બંધનગૃહમાં આળોટવાનું જ મન થયાં કરે છે અને કદાપ કાંઈ અંકુર ફુટે છે, તો તરત જ બકરી ચરી જાય છે. માટે થડ બાઝે તેને સારૂ વાડ કરી પાણી સીંચી, રક્ષણ કરવું જોઇએ અને તે વાડ મજબુત જોઇએ. આવી રીતે રક્ષણ થયું, થડ બંધાયું, કે પછી થડની સાથે બકરાં બાંધે તો પણ ફીકર નહિ. બ્રહ્મજ્ઞાન થયા પછી નરસિંહ

મહેતા ઢેડમાં ફરે, મહાત્માઓ નિંદિત કર્મ કરતા જણાય અથવા આત્મામાં જગત્ ભાસે, તો પણ પછી તો જે "છે તે છે" અને બ્રહ્મનું અબ્રહ્મપણું થતું જ નથી.

---

તા. ૧૭–૮–૧૯૦૩.

## ૧૨. દ્રષ્ટા.

स य एषोऽणिमैतदात्म्यमिदं सर्वं तत्सत्य स आत्मा
तत्त्वमसि श्वेतकेतो ॥

छान्दोग्योपनिषत्.

**અર્થ**:—તે આ અણુ છે. આ સર્વ તે જ છે, તે સત્ય છે, તે આત્મા છે; હે શ્વેતકેતુ! તે તું છે.

**મો**ક્ષના ક્રમ બે છેઃ—સામાન્ય અને ઉત્તમ. (૧) ષટ્સંપત્તિઆદિ ઉપાયે મળ દૂર કરી નિષ્કામકર્મ કરી, વર્ણાશ્રમ પાળી, શાસ્ત્રાનુસાર કર્તવ્ય કરી, વૈરાગ્યબુદ્ધિથી મળ દૂર થાય, એટલે કર્મ ઉપાસનાથી ચિત્ત નિર્મળ કરી, મોક્ષની પ્રાપ્તિ કરવી. (૨) બુદ્ધિબળે વિચારથી જ્ઞાને કરી બોધ થયે મુક્તિ એટલે મોક્ષ મેળવવો. પ્રથમ ઉપાય સામાન્ય છે, બીજો ઉત્તમ છે. પરંતુ સામાન્ય કરવાની જરૂર એટલા માટે પડે છે કે મન ચંચળ છે અને મનુષ્યની ચંચળતા પણ દોષરુપ છે. એકાગ્રતા થતી નથી. ઘડીમાં વળી કાંઇ અને ઘડીમાં કાંઇ. ચાર દિવસ શુભ માર્ગે ને વળી બે દિવસ અશુભ માર્ગે. દઢતાથી ચિત્ત એક વાતમાંથી જશે નહિ માટે આગ્રહ કરીને અંત સુધી જવું જોઇએ. કામ બહુ વિચારીને હાથમાં લેવું પણ લીધું પછી તો તેનો પાર લાવવો. "Rolling stone gathers no moss (ધોબીનો કૂતરો નહિ ઘરનો કે ઘાટનો)" એવો ઘાટ થાય. કુવો વીશ હાથ ખોદયો; પાણી નીકળ્યું નહિ; વળી બીજી જગાએ વીશ હાથ ખોદયો; એમ સો હાથ પાંચ ખાડા મળીને ખોદાયા, પરંતુ એકજ જો ત્રીશેક હાથ ખોદયો હોત તો પાણી મળત. કહ્યું છે કે "**प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः**" વગેરે. માટે પ્રારંભ કરતા પહેલાં વિચાર ભલે કરવો પણ પછી હઠવું નહિ, કેમકે મનની સ્થિતિ દઢ થવી દુર્લભ છે. ઘણાક પ્રથમ હનુમાનને ભજે, પછી થોડે દહાડે મહાદેવને, પછી દેવીને, પણ તેમાંથી પછી કોને પરવા રહે? કોઈ ફળે નહિ; મફતમાં ડૂબી મરે. માટે ઇષ્ટદેવની દઢ ઉપાસનાથી સ્થિરતા થાય છે. કેરી દેખાએ તો તેનું જ્ઞાન પાંચે ઇંદ્રિયોથી થાય છે. કેટલાકને અકસ્માત જ્ઞાન થાય છે. આંબા તળે જઇને બેઠા કે તેને માટે

પાકી મીઠી કેરી તુરત પડે છે, તેમ જ્ઞાન તરત થઈ જાય છે. કલ્પવૃક્ષ તળે જે જાય તેને ફળ મળે. જનકની આખ્યાયિકા જુઓ કે જનક રાજા ઉપવનમાં ગયા, ત્યાં આગળ અરણ્યમાં શાલ્મલીવૃક્ષ તળે સાધુઓ હતા. મધુર સ્વરથી લોભાઇ સાંભળે છે, તો તત્વજ્ઞાન બની રહ્યું છે. દ્રષ્ટા કોણ? જોવાવાળા તો દુનિઆમાં ઘણાએ છે પણ આપણે તે સર્વેને જોઇએ છીએ ત્યારે તે સર્વે દૃશ્યકોટીમાં આવે છે; બહિર્મુખદૃષ્ટિથી તે જોવાવાળા ગણાય છે પણ છે તો દૃશ્ય, કેમકે આપણી સામે આવી ઉભા રહેવા સમર્થ નથી. સામે આવ્યા કે તેજ ક્ષણે આપણા દૃશ્ય થયા અને વળી દ્રષ્ટા તો સ્વતંત્ર છે અને દૃશ્યની તો દ્રષ્ટા વગર સ્થિતિજ નથી, માટે દૃશ્ય પરતંત્ર છે. જોનાર નથી તો પછી દુનિયા ક્યાં છે? જોનાર છે તો દુનિયા છે, દ્રષ્ટા છે તો દૃશ્ય છે. માટે દ્રષ્ટાની દૃષ્ટિ તેજ દૃશ્ય. ઉષ્ણતા એજ અગ્નિનું સ્વરુપ. જોવાનું જોવું એજ બહાર પદાર્થ, બાકી પદાર્થ કાંઇ નથી અને દ્રષ્ટા તો રહી શકે છે, તેનો અનુભવ થાય છે. નેત્ર મીચો તો પણ નેત્ર છે; નેત્ર કાંઈ જતાં રહેતાં નથી; જોવાપણું જાય છે. વિચાર કરો કે દૃશ્ય નેત્રની બહાર છે એમ કેમ કહેવાય? નેત્રની દૃષ્ટિએજ સૃષ્ટિ છે. રુપ માત્ર આંખમાં ભરેલું છે. બહારની વસ્તુઓ ઇંદ્રિયોદ્વારા જણાય છે. અકેક ઇંદ્રિય જો નષ્ટ થાય તો જગતની તે વસ્તુઓ નષ્ટ થાય છે. આંધળાને જગત્માં રુપ ક્યાં છે? બહેરાને જગતનો ધડધડાટ છેજ ક્યાં, કુંભકર્ણ પાસે નગારાનો અવાજ ક્યાં? નારંગી વિષે પાંચ ઇંદ્રિયો મળી ગોળો પિંડાળો ઉભો કરે છે. આંખ કહે છે, નારંગીનો આકાર ગોળ છે; કાન તેનો ધબાકો સાંભળે; નાક તેની સુગંધ લે. દરેક જૂદી સાક્ષી પૂરી નારંગી સિદ્ધ કરે છે. એક બીજાથી બાકીના ચારના કામમાં માથું ઘલાતું જ નથી; પોતપોતાના કામમાં મચી રહે છે. આંખના સંસ્કારથી નારંગી છે એમ જાણ્યું. બાકી નાકે સુગંધ આવી અને તરત આંખ આગળ નારંગીનું ચિત્ર ખડું થાય નહિ; પણ કલ્પના પ્રથમ થઇ ગયલીજ છે. નાકના કહેવાથી આંખના સંસ્કાર ખડા થઇ નારંગી ઊઠી; હવે માણસને છઠ્ઠી ઇંદ્રિય થાય તો વળી કાંઈ નવીજ વસ્તુઓ ઊભી થાય, કેમકે એકજ ઇંદ્રિયમાં બધું હોય એવાં પ્રાણી હોય છે. સાપને કાન હોતા નથી; આંખથી કાનનું કામ થાય છે. કૂતરો વાસ પરથી સુંઘીને ઓળખે છે, એવી તેની ઘ્રાણેંદ્રિય બળવાન હોય છેઃ આંખ તો નીચી ને નીચી રાખે છે. દુરબીનમાં આઘેની ચીજ દેખાય છે; કેટલાકમાં મોટી હોય તે નાની અને કેટલાકમાં નાની તે મોટી, ચોખંડી, ગોળ, આડી, વગેરે અનેક આકૃતિ દેખાડે છે. પણ તે રચના જેવો કાચ તેવી થાય છે. હીરાના રંગની રચના જુઓઃ ભીંત પર જૂદા જૂદા અનેક ઓળા પડે છે. ભીંતમાં, આંખમાં કે હીરામાં કાંઈ નથી, તે છતાં રંગબેરંગી પડે છે. તેમ ઇંદ્રિયમાંથી આત્મા પોતાનું સ્વરુપ દેખે છે. રંગ જૂદા

જૂદા જણાય છે. હીરો રંગરુપે થઈને પડે છે. ઇંદ્રિયવડે ચિત્રવિચિત્ર દેખાય, તેનો સ્વભાવ જ તેવો છે. ઘરની ચારે બાજુએ બારી છે; દરેક બારીની સામે જે હશે તે તે બારીમાંથી દેખાશે. ચાર બાજુએ જૂદું જૂદું હોય તો જૂદું જૂદું દેખાય છે, પણ તે કલ્પનાનું પરિણામ છે. તમે કલ્પના નથી કરી, તો પણ કોઈની કલ્પના છે. એ પરથી સિદ્ધ થાય છે કે મન એકજ છે. તેથી બીજાની કલ્પના છતાં, સહુ એકી રીતે દેખે. એકજ તળાવના નળનાં મોઢાં–કોઈ હાથીનાં, કોઈ ગાયનાં, કોઇ મનુષ્યનાં ઈત્યાદિ હોય છે; પણ નળમાંથી નીકળતું પાણી તો એકજ તળાવનું છે–તેમ સમષ્ટિમન વ્યષ્ટિમાં રહી કલ્પના કરે તે બધાંને માન્ય. રૂપશા ઘરડા છે તેને કોઇ જુવાન કહેશે નહિ. કાળાને કોઇ ધોળો કહેશે નહિ, પણ પ્રસન્નતામાં ફેર પડશે. કોઈ લાલ પસંદ કરે, કોઇ લીલું. સર્વ માન્ય કરે છે તેજ બતાવે છે કે પરમેશ્વર વ્યાપીને રહ્યો છે; કાંઈ એક ઠેકાણે કચેરી લગાવી બેઠો નથી. પરમેશ્વર મનુષ્યદ્વારા કલ્પના કરે છે; પછી તે ગમે તે મનુષ્યમાં પ્રેરે. સુથાર મનમાં કલ્પના ઉઠાવી ટેબલ કરે તો સૌને માન્ય. સૌ તેને ટેબલ તરીકે જુએ. નામ કદાપી “મેજ” અથવા બીજું આપે. એજ મુજબ જીવસૃષ્ટિ કે ઇશ્વરસૃષ્ટિ એવો વિભાગ પડયો છે. જીવ-સૃષ્ટિ અહંકારની છે: ઇશ્વરસૃષ્ટિ નિરહંકારની છે. જીવ ઈશ્વર એકજ છે–બે નથી. એકનાંજ બે “phases (પાસાં)” છે. ઉપલું પાસું ઇશ્વર છે, નીચલું જીવ છે. જીવ ઈશ્વર બે મળીને પરમાત્મા નામ અપાય છે; જૂદાં હોય તો કોઈ કોઇનું કબૂલ રાખે નહિ; કોઈ એમ નથી કહેતું કે તારો કહેલો ઘડો અમે માનતા નથી. કુંભારે ઘડો કહ્યો કે આખું જગત્ તેવા ઘાટને ઘડો કહે છે, પછી કોઇ તેને “pot (પૉટ)” એવું નામ આપે, પણ વસ્તુ માન્ય કરે છે. આમ જગત્‌માં ટેબલ બને છે તે સર્વને માન્ય છે, માટે ઇશ્વરકૃત અને વ્યવહારિક ગણાય છે. સ્વપ્નનું ટેબલ બીજાઓને માન્ય નથી તેથી તે મનુષ્ય કૃત અને પ્રાતિભાસિક માત્ર છે. કોઇ કહેશે કે જીવ ઈશ્વરનો અંશ છે તો ભૂલ છે. “पूर्णात् पूर्णम् आदाय” પૂર્ણમાં કડકો છેજ કયાં? નાના મોટા-નો ભેદ કાઢીને એકરુપ થાઓ. માટે એક જીવવાદ અતિ ઉત્તમ છે. કોઇ કહેશે કે ત્યારે શું જન્મ્યા પહેલાં બધુ નહોતું? “આપ મૂએ પીછે ડૂબ ગઇ દુનિઆ” એ તો જાણે ઠીક. જાણવું કે દૃષ્ટા છે તે જીવ છે અને બીજા જીવો વગેરે દશ્ય છે, અનાત્મ છે અને જડ છે; ચેતન છતાં તે ચેતનનાં કાર્ય માત્ર છે; આપણી પ્રેરણાથી તે સૌ ચાલે છે. કારખાનાનું ચક્ર એવું જ છે. જગત્‌નું ચક્ર હુંજ ચલાવું છું. એક ધ્રુવની પાછળ આખું નક્ષત્રચક્ર નિરંતર ફરે છે. બીજાનાં સુખદુઃખથી આપણે શું છે? એ સઘળું તો આપણને અસર કરવા માટે છે. રાજાનું રાજાપણું રૈયતથી છે. તેથી સુખદુઃખાદિ તમામ વસ્તુઓ

આપણુને સિદ્ધ કરવા માટે છે. ગમે તો એક ભંગી હોય તો પણ તેનું નીચાપણું બીજી ઊંચી કોમની અપેક્ષાથી છે. પણ બીજા બધાને ચલાવી પોતાનું ભંગીપણું સિદ્ધ કરનાર એ એકલોજ સિદ્ધ થાય છે અને સર્વેથી વિલક્ષણ ઠરે છે. એજ મુજબ સર્વ જોતાં અદ્વૈત સિદ્ધ કરવાનું છે. કારખાનામાં જે મોટું ચક્કર ફરે છે તે સર્વે બીજાં નાનાં ચક્કરોને ફેરવે છે, તો પણ તે મોટું ચક્કર એમ નથી જાણતું કે હું સર્વે ચક્કરોને ફેરવું છું. એ તો જાણે છે કે જેવું હું છું તેવાં બીજાં ચક્કરો ફરે છે. પણ જેમ એક ચક્કરને આધારે બીજાં બધાં ફરે છે, તેમ પરમાત્માને આધારે આ તમામ અને આપણે આધારે આ સર્વે જૂદા જૂદા લાગતા ચૈતન્ય જેવા પુરુષો ફરી રહ્યા છે; પણ તે દશ્યકોટીમાં છે અને હુંજ એક દ્રષ્ટા છું.



તા. ૧૮-૮-૧૯૦૩.

## ૧૩. આનન્દ.

सैषानन्दस्य मीमांसा भवति ।

तैत्तिरीयोपनिषत्.

**અર્થ:**—આનન્દની આ મીમાંસા છે.

દ્રષ્ટા દશ્યનો સંયોગ આનન્દ આપે છે. આનન્દ એ શું છે ? ઇષ્ટના સંયોગે આનન્દ થાય છે અને અનિષ્ટના વિયોગે આનન્દ થાય છે. આનન્દ મનમાં કે વસ્તુમાં નથી પણ આત્મામાં છે અને જે આનન્દ થાય છે તે આત્માનો સ્પન્દ માત્ર છે

દ્રષ્ટા, દશ્ય અને દર્શનનો ત્યાગ એ મોટો આનન્દ છે. સ્વરુપમાં આનન્દ છે; આનન્દ કાંઈ બહાર નથી. જે વિષયનો આનન્દ ભાસે છે તે કૃત્રિમ છે. ગૅાડ થાય તે પર પટી મારી તો ગૅાડ ફૂટયું ને આનન્દ થયો કે આજે ઠીક છે. હવે એ સુખ કાંઈ મલમમાં, કે પટીમાં, કે ગૅાડમાંથી નથી નીકળ્યું. એ તો ગૅાડ થતા પહેલાં જે અસલ સુખ હતું તેજ આવ્યું. કાંઈ નવું આવ્યું નથી. પણ દુઃખ જોયા વિના સુખ સમજાતું નથી; ત્યાંસુધી સુખની કદર નથી. બાકી નિરંતર આત્માનું સુખ બની રહેલું છે. પણ તૃષ્ણા એટલે મનની ચંચળતારૂપી ગૅાડ થયું કે સુખનો ભંગ થયો. અકેક તૃષ્ણા એ અકેક ગાંઠ છે, તો પણ તેને કોઇ ગાંઠીઓ તાવ Plague ( પ્લેગ ) કહેતું નથી. તૃષ્ણારુપી મરકી કાંઇ જેવી તેવી દુષ્ટ છે? તળાવનું સ્થિર જળ હોય તેમાં તળિયે રેતી દેખાય; પણ પાણીની ચંચળતાથી પાણીનું તળિયું દેખાય નહિ. મનરુપી જળ સ્થિર હોય, તો તળિયારુપી આનન્દ છેજ. ઇચ્છારુપી ડહોવાઈ જતું પાણી તળિયાને અથવા રેતીને ન દેખાડે; માટે મન સ્થિર જોઇએ. પણ માણસો પોતાના

આત્માનો આનન્દ લે છે અને વસ્તુમાં આરોપ કરે છે, એ કાકતાલીય ન્યાય છે. કાગડો બેસે અને તાડ પડે, તો તે કાંઇ કાગડાએ પાડ્યો નથી. તેમ વસ્તુમાં આનન્દ નથી. જનમના રોગી થઈને, વિષયના મલમપટા લગાડી સુખ માનો તો ભલે. નિદ્રામાં ત્રણે જાતનાં દુઃખો દૂર થાય છે. ઊંઘતા હોઇએ ને પાસે ભોરીંગ પડેલા હોય કે ઘર સળગતું હોય, તો પણ ગાઢ ઉંઘમાં હોઇએ તો આપણે શું? એમ નિદ્રામાં તો દુઃખનો નાશજ છે. ત્યાં તો આનન્દ થાય છે અને વિષયનો અભાવ છે. ઈંદ્રિયોનો અભાવ છે, બારીઓ બંધ છે, તો પણ આત્માનો આનન્દ અખંડ સ્વાભાવિક બની રહ્યો છે–કૃત્રિમ નથી. બહારનો આનન્દ તો પરિણામે શ્રમ તથા દુઃખરુપ છે. વરખ ધાતુ પર કે લાકડા પર ચઢાવ્યા હોય ને તે જેમ ઉખડી જાય તેમ એ આનન્દ ચિરસ્થાયી નથી. લાકડી ખાંડે પાઈ હોય, તો તે ખાંડનો સ્વાદ ખાંડ પૂરી થતા સુધી; લાકડી આવી કે વાત ગઈ. તેમ વિષયોમાં થોડે ગયા કે કંટાળી ઓચાઈ જવાય છે. કનકવો ચગાવવાની છોકરાંઓને કેવી હોંસ, કે સંક્રાંતની આતુરતાથી વાટ જુએ છે. પણ પછી તાબુત ડૂબી ગયાં એમ થાકીને પડે છે. પણ નિદ્રા તો શ્રમને કહાડી નાખે છે, માટે નિદ્રાનો આનન્દ અમૃતરુપ છે. સુખની પ્રાપ્તિ અને દુઃખની નિવૃત્તિ એ પ્રવૃત્તિ મનુષ્યની છે, પણ મનુષ્યને સુખનું ભાન નથી, કે સુખ કોને કહેવું? ઝવેરીને ઊંચામાં ઊંચા હીરાની કદર છે; જંગલીને તે હોતી નથી, કેમકે તેને હીરાનું પરોક્ષજ્ઞાન નથી. મનુષ્ય આનન્દ ખોળવા નીકળ્યો છે, જે કડકો આનન્દ મળે છે તે લે છે; વળી તે કડકો ફેંકી આગળ મોટો આનન્દ લેવા દોડે છે. આમ તેમ તૃષ્ણા લોભ કરે, તેમાંથી ફતેહ મળે ત્યારે આનન્દ લેશ ચાખે; વળી આગળ જવા ઇચ્છા કરે; એજ તેને કદર નથી એમ દેખાડે છે. આનન્દ-ની કદર તો છે, પણ જ્યાં છે ત્યાં આનન્દનો ભંડાર છે તે છોડી આગળ આગળ ઇચ્છા કરી શોધવા દોડે છે. "મૃગ ઢુંડતા ફીરતા બનોમેં કસ્તુરી ઉસકી પાસ હે". આગળ ચાલે છે પણ ઉત્તમ આનન્દ પ્રાપ્ત થતો નથી. દરેક આનન્દ તો શુદ્ધ આનંદના ભંડારમાંથી આવે છે, પણ પોતે ભૂલેલો છે તેથી મૂળપદ નહિ મળે ત્યાં સુધી સંતોષ નથી; પરીક્ષાની ગતિ તો છે, પણ કયાં આનન્દ જડે તે જાણતો નથી. તેની નજર નીચે છે; ઊંચી કરે તો જણાય. રેતીના કણ ચમકે, તે ચમકારાને સાચો માને પણ ઉપર જે સૂર્ય છે અને જેને લીધે તે જણાય છે તે સૂર્ય તરફ દૃષ્ટિ કરતો નથી. માટે જો મનુષ્યની દૃષ્ટિ ફરે તો સઘળું જણાય. પણ વસ્તુમાં આનન્દ માનવાની ટેવ પડી ગઇ છે તેથી ખરો આનન્દ દેખાતો નથી. કુતરો પોતાનાં ગલોફાંનું લોહી ચાખી આનન્દ માને કે એ લોહી અને તેથી ઉપજતો આનન્દ હાડકામાંથી છે, પણ એમ નહિ જાણે કે એ તો એનું પોતાનું લોહી છે. હાડકામાં શું હોય? તેમ મનુષ્ય પ્રવૃત્તિના ચક્ર પર

ચડેલો હોય તેને નિવૃત્તિ દુઃખરુપ થઇ પડે છે. જે કુદડી ફરતો હોય તેને તો ફરવું ગમે છે; જો તેમાંથી અટકવાનું એકદમ કરે તો નીચો પડે. નિવૃત્તિ શોધવા તો નીકળે પણ તે કયાં જડે? કેડમાંનું છોકરૂ બીજે બધે કયાં જડે? નિવૃત્તિને શોધવી એજ નિવૃત્તિનો ભંગ. આનન્દની શોધ એજ આનન્દનો ભંગ છે. જેમ ઉંઘે રસ્તે ઘર ભૂલી ઉતાવળો ચાલે તેમ આઘો આઘો જાય, કેમકે ઈચ્છા આડે માર્ગે દોરી લઈ જાય છે. ઇચ્છાહીન બાદશાહનો બાદશાહ છે; ઇચ્છાવાળો કોડીનો થઈ રહે છે. મનુષ્ય સ્વભાવ એવો છે કે આપણે સુખી તો આખું ગામ સુખી. રાજાએ લઉવાને પૂછયું: "રૈયત શું કરે છે?" "સાહેબ બહુ દુઃખી છે; મારી પાસે ગાય નથી કે હું દૂધથી ભોજન કરૂં." રાજાએ લઉવાને ગાય આપી; પછી થોડે દહાડે પૂછયું તો લઉવો કહેઃ "સાહેબ સહુ મઝા કરે છે; દૂધ પોંવા ઉડાવે છે." તેમ આપણે આપણા ઉપરથી કયાસ કરીએ છીએ. પોતાને આનન્દ તો બધેજ. આનન્દ છે. દુનિયા તો તેની તેજ છે. તમે આનન્દ કરો કે દુઃખ માનો તેથી કાંઇ દુનિયાનો રંગ ફરે નહિ. ઘરડાં કહેશે, હવે દુનિયામાં મઝા નથી. તેમને જતી રહી, બાકી બીજા જુવાનીઆઓ તેજ મઝા ભોગવી રહ્યા છે. આત્મા સત્ ચિત્ આનન્દ બનીજ રહ્યો છે. દ્રષ્ટા એ શબ્દ સ્થૂળબુદ્ધિવાળા માટે છે, બાકી અર્થ 'જ્ઞાતા' નો છે. જાણુવાવાળો, પ્રકાશકપણું જ્ઞાતામાં છે. કર્ણમાં અવાજ બહારથી પેઠો એમ સહુ માને છે, પણ આંખમાં દેખાતી વસ્તુઓ પેઠી એમ કોઈ માનતું નથી. આ પ્રમાણે વિરોધ છતાં બન્નેમાં જાણવાપણું એકજ છે, કેમકે મનની સહાયતા વગર આંખ જુએ નહિ. જાગ્રતમાં મન છે નિદ્રામાં મન નથી, પણ મનને કોઈ જાણે છે? અને મનના અભાવને પણ કોણ જાણે છે? જે જાણે છે તેજ આત્મા. આત્મારુપી સૂર્યમાં અખંડ પ્રકાશ છે તેમાં મનરુપી કીડી નીકળતી દેખાઇ; મનની ઊત્પત્તિ અને સ્થિતિનો સાક્ષી કદાપિ મન કહી શકાય, પણ મન લય થાય ત્યારે મનના અભાવને જાણવા આત્મા જોઇએ. નિદ્રામાં કલ્પનાનો અભાવ છે, આત્માનો અભાવ નથી. કાંઇ નહિ તો દિવાને જોવાને નેત્રનો પ્રકાશ પણ જોઈએ. કલ્પના કરતાં અનુભવ વધારે ગણવો. કારણ કે કલ્પના કરીએ, કે મનમાં જન્મ, સ્થિતિ અને લયનો દ્રષ્ટા કોઈ હશે તો તે માત્ર કલ્પના છે. અનુભવસિદ્ધ વાત તો એ છે કે આત્મા છે. ભાન હોય તો એમ કાંઇ નથી. વિસ્મરણમાં દુઃખ નથી પણ વિપરીતજ્ઞાન વેદના આપે છેઃ અગ્નિ અગ્નિને બાળે નહિ તેમ પ્રકાશક પ્રકાશ્ય થાય નહિ. જ્ઞાન જ્ઞાનનો વિષય થાય નહિ. અગ્નિએ અગ્નિ મળે તો ગોટે ગોટ ઉડાવે. આંખને સિદ્ધ કરવી હોય તો બહાર કાઢી પોતાની સામે ધરવાની જરૂર નથી, પરંતુ વિષય ઉભો કરવો જોઇએ; તે જણાય તો જાણવું કે આંખ છે. તેમજ અનુમાન વિચારદ્રિથી જુઓ કે, જેણે કરી જગત્ દેખાય છે તે હું છું, આત્મા કેમ છૂપે? માટે જેના ઉપર ત્રિપુટી ભાસી તેજ આત્મા છે.



તા. ૧૯–૮–૧૯૦૩.

૧૪. ॐ.

अरा इव रथनाभौ संहता यत्र नाडयः ।
स एषोऽन्तश्चरते बहुधा जायमानः ।
ओमित्येवं ध्यायथ आत्मानं स्वस्ति वः पराय तमसः परस्तात् ॥

मुण्डकोपनिषत्.

**અર્થ:**—રથની નાભિને વિષે આરાની પેઠે જેને વિષે નાડીઓ સંહત છે, તે (સર્વત્ર) અન્તરૂને વિષે ચરનાર છે, બહુધા થાય છે. આત્માનું ૐ એ રૂપે ધ્યાન કર, તમસ્થી પરાત્પર પ્રતિ તને સ્વસ્તિ હો.

પ્રથમ આનન્દસ્વરુપ બતાવ્યું; પછી પરમાત્મામાં ચૈતન્યસ્વરુપ બતાવ્યું; ત્યારબાદ સત્પણું બતાવ્યું કે નિરાભાસ સ્વરુપ આત્મા છે કે જેમાં મનના ભાવ છેજ નહિ; સંકલ્પવિકલ્પનો જ અભાવ છે; એ સ્વરુપ અદ્વૈત છે. આત્માની દૃષ્ટિમાં જગત્ નથી અને અન્યને જગત્ ભ્રાંતિથી ભાસે છે, જેમ ભ્રાંતિથી દોરી વિષે સર્પ ભાસે છે તેમ. આત્મા જગત્‌ને જોતો નથી, જગતને વિષે જગત્ નથી; જગત્ અને જગત્‌ને જોનારો બન્ને મિથ્યા છે. એમાં સ્વપ્નનો અનુભવ સરખાવો. સ્વપ્નનું મન જો દેહનું મન હોય તો મન જાગે તેની સાથે આ દેહ જાગવો જોઇએ. માટે સ્વપ્નનું મન આ મન નથી પણ મિથ્યા છે, અને સુખદુઃખ ત્યાંનાં ત્યાં તે શરીર (સ્વપ્નના) અને તે મન ઉપર છે; આ દેહ અને આ મનની ઉપર નથી. શરીર ઉંપર સ્વપ્ન, સ્વપ્નનર અને સ્વપ્નજગત્ ભાસે છે. તેમજ બ્રહ્મ ઉપર જીવ અને જગત્ ભાસી રહ્યાં છે. બ્રહ્મને બ્રહ્મનું તથા શક્તિનું ભાન પણ નથી. સ્વપ્નની સૃષ્ટિની શરીરને દરકાર પણ નથી કે સ્વપ્ન ક્યાં થાય છે? તેમ ૧. બ્રહ્મ, ૨. ઈશ્વર, ૩. જીવ અને ૪. જીવને દેખાતી સૃષ્ટિ, એવા ચાર વિભાગ પડી શકે છે. શરીર બ્રહ્મની ગરજ સારે છે. જે મનમાં સ્વપ્ન થાય છે તે મન ઇશ્વરની જગોએ છે. ઈશ્વર ઉત્પન્ન, પાલન, સંહાર કરે, તેમ એ મન સ્વપ્ન ઉપજાવે, નિભાવે અને લય કરે. ઇશ્વર એટલે સમષ્ટિ મન જેને આશ્રયે છે તે બ્રહ્મ. ઈશ્વર શું કરે છે તેની આત્માને (બ્રહ્મને) ગંધ પણ નથી. જેમ સ્વપ્નમન શું સ્વપ્નું રચે છે તેની પથારીમાંના શરીરને ખબર પણ નથી. મન પોતે કહે છે કે "હું છું" પણ બીજો સાક્ષી નહિ પૂરે ત્યાંસુધી એની પોતાની વાત કોણ સિદ્ધ કરે? આત્મા મનને સિદ્ધ કરતો નથી. જે પોતાને સિદ્ધ કરે તે સિદ્ધ થતું નથી, કેમકે તે સ્કંધારોહણ ન્યાય ગણાય છે; પોતાની ખાંધ પર પોતે બેસે એવું થાય છે. મન તો કહેજતો કે "હું છું." આત્મા સત્ અસત્થી પર છે, "છે

પણું" અને "નથી પણું" બન્ને આત્માથી પ્રતીત થાય છે. એક કાગળ પર વાઘ બકરી ચિતર્યાં અને વચમાં ખાલી જગા છે તો એ કાગળ પરનાં "છે" "નથી" એક બીજાની અપેક્ષાથી છે. સ્વર પણ પ્રકાશ સત્તા વગર કાંઇ ભાસે નહિ. જ્ઞાન અજ્ઞાનની પર જ્ઞપ્તિરુપ છે. આ પ્રમાણે આત્માને વ્યતિરેક રુપે બતાવ્યો. હવે અન્વય રુપે જોઇએ. સોહમ-નિર્ગુણ તેજ સગુણ સ્વરુપ છે. નિર્ગુણ હોય તેજ સગુણ થાય; સગુણ સગુણ થાય નહિ. જેથી વસ્તુ ઓળખાય તે તેનો ગુણ અથવા લક્ષણ. હાથી કહેવો હોય તો જેણે નહિ જોયો હોય તેને થાંભલા જેવા પગ, સુપડા જેવા કાન, બે દંત લાંબા, એક સૂંઢ, એવા ગુણો ખાસ સર્વથી ભિન્ન બતાવવા પડે. જે ખાસ હોય અને બીજામાં નહિ હોય તે વિશેષ લક્ષણ કહેવાય છે. સામાન્ય લક્ષણથી ઓળખ થાય નહિ માટે વિશેષ લક્ષણ આગળ પડી આવે છે. આત્માનું ખાસ લક્ષણ નહિ તેથી તે જે સોંગ લે તે લઇ શકે છે; વાસ્તવિક કાંઇ નથી; જે કલ્પના કરો તે બને. એ તો અંગ્રેજની ટોપી સો આકાર કરે. વાદીગર બહુરુપી થઈ કાંઇ કાંઇ ઇંદ્રજાળ રચે. નિરાકારમાં બધા આકાર બને; એક વાર આકારો થયા પછી તેને કાયમ રહેવું પડે. વળી નિરાકાર બને તો પાછો તેનો આકાર નવો બદલાય. આત્માને સ્વાભિમાન નથી. ૐકાર એ સર્વેની કુંચી છે. વેદશાસ્ત્રાદિનું એ બીજ છે. ૐકાર આપણા પ્રાણયંત્રમાં નિરંતર ચાલે છે. વેદાદિ શબ્દરુપ છે. પુતળામાં જીવ તેમ વ્યંજનમાં સ્વર વ્યાપી રહ્યા છે અને વ્યંજન સ્વર પર વિકાર છે. પાણી વગર પરપોટો નહિ. ધ્વનિમાં વ્યજનપણું કે સ્વ પણું બન્ને નથી અને તેને બ્રહ્મનાદ કહે છે. એ સર્વનું બીજ ૐ છે. શબ્દ પ્રાણને વિષે ઊઠે છે. વાયુએ વાયુ અથડાય કે ધ્વનિ થાય. વાણી ચાર પ્રકારની છે: પરા, પશ્યંતિ, મધ્યમા અને વૈખરી. વૈખરી બધા સમજી શકે; મધ્યમામાં હોઠ હાલે; પશ્યંતિમાં વગર હોઠ હાલે મનમાં સ્વર થાય. પરા જે મૂળમાં આધારચક્રમાં શબ્દનો ભંડાર છે તે; ત્યાં તો અજપાજાપ બનીજ રહ્યા છે. સોહમ એજ તત્વમસિનું બીજ છે. સોહમ્‌નું બીજ ૐ છે. કેમકે "સ" અને "હ" વ્યંજનો વિકારરુપ શુદ્ધ ૐના ઉપર ભાસે છે. ધ્વનિનો વિકાર સ્વર અને સ્વરનો વિકાર વ્યંજન. આકારનું મૂળ લીટી છે અને લીટી બિંદુની બનેલી છે. છોકરૂં દરેક વસ્તુને 'આ' કહીને દેખાડે છે; તેનું નામ તે ઉપર પછી ચડે છે. જેમ 'આ આ' કહી બતાવે છે, તેમ 'સઃ' એટલે 'તે' જાણીતો જ છે. પણ 'અહમ્‌' તેના ઉપર ચડી સોહમ્‌ થાય છે. ૐ—અ ઉ મ છે અને ત્રણ ભેદ છતાં ધ્વનિ એકજ છે. જે અર્ધ માત્રા છે તે અખંડ અને નિત્ય છે નગારામાં અવાજ તો ભરેલો છે પણ દાંડીઓ ઠોકવાની વાર છે. તેમ મુખનો ડંકો વાયુ અફળાય કે કાનમાં ખરો ધ્વનિ થાય; કાનમાં આંગળી વધારે

વખત રાખી અનુભવ કરો. "અનહદ બાજાં બાજતાં સમજ લો ધૂનકી ખબર; અનહદ બાજાં બાજતાં." બહારના વિશેષ ધ્વનિમાં અંદરનો સામાન્ય ધ્વનિ ઢંકાઈ જાય છે. નગારામાં તુતીનો અવાજ કોણ સાંભળે? અનન્ત શબ્દરુપ થાય પણ ધ્વનિનું ધ્વનિરુપ મટતું નથી તે સ્ફોટ કહેવાય છે. તાઊસ એકજ છે પણ પડદા જૂદા જૂદા છે. તેથી જે પડદા પર આંગળી ફરે તેનો સૂર જૂદો જણાય પણ ધ્વનિ તો એકજ.

---

તા. ૨૦–૮–૧૯૦૩.

## ૧૫. સ્વપ્નતુલ્યતા.

स्वप्नान्त उच्चावचमीयमानो ।
रुपाणि देवः कुरुते बहूनि ॥
उतेव स्त्रीभीः सह मोदमानो ।
जक्षदुतेवापि भयानि पश्यन् ॥

**बृहदारण्यकोपनिषत्**

**અર્થ**—ઉચ્ચાવચ એવાં નાના પ્રકારનાં રૂપને લેતો સતો, દેવ સ્વપ્નને વિષે બહુરૂપ થાય છે, જાણે સ્ત્રીઓ સાથે મોદ કરે છે, જાણે હસે છે, જાણે ભયને દેખે છે.



**અ**લ્પ વસ્તુમાં આસ્થા બાંધીને હું બેઠો છું એ કેવી શરમની વાત છે? હું જાણું છું કે હું બંધાઈ રહ્યો છું એમ સમજવા છતાં, વધારે લપટાતો જાઊં છું તેથી વધારે અધમ છું. આ ક્ષણભંગુર દેહ કાચનો કુપો છે, ટકોરામાં ફૂટી જાય છે, અને સંસાર જેમાં સુખ માનેલું છે તે તમામ દુઃખરુપ છે, છતાં એમ લાગે છે કે વૈભવ વગર કેમ રહી શકાય? પણ વિષયસુખ આદિ અને અંતમાં છેજ નહિ તો મધ્યમાં હોય ક્યાંથી? ભાસે છે પણ ઝાંઝવાના જળના જેવું છે તો તેમાં નિત્ય આસ્થા શા માટે કરવી? ચિત્રનો ચંદ્રમા કાંઇ ખરો હોતો નથી. થાળીના પાણીમાં દેખાતો ચંદ્રમા બાલ્યાવસ્થામાં શ્રીકૃષ્ણ લેવાનું મન કરે પણ તે પ્રતિબિંબ છે. વૈરાટ-સ્વરુપ ભગવાન્, નાનપણમાં સૂર્ય ચંદ્રને ગજવામાં ઘાલી પોતાનાં રમકડાં બનાવવાની હોંસ રાખે; એ બધું જગત્ જાદુગરના બગિચા જેવું છે. તેમાં મોહિત થઇ જવું એ ભૂલ છે. આસ્થા કરવા જેવી અકૃત્રિમ વસ્તુ એક આત્મા છે; જગતમાં ખરી રમણીયતા છેજ નહિ. રમણીયતા ભાસે છે તેનું કારણ કે બુદ્ધિ ભ્રષ્ટ થઇ છે. જો કે સુખ તો ક્વચિત્ આવે છે ને દુઃખ તો રોજ દેખા

દ છે; માટે કયા સુખને સારૂ જીવવું? મહાત્માને પણ દુ:ખ હોય છે; તેમનો પણ નાશ થતો જોઇએ છીએ; કોઈ અચળ રહ્યું નથી; સઘળું નાશરુપ છે, પણ આત્મા અવિનાશી છે. તે છતાં હું નાશવાન્ છું એમ માનીએ છીએ એ થોડો મોહ છે? મહા કષ્ટની વાત છે! એ મોહ અકસ્માત આવવાનું શું કારણ? બુદ્ધિ પરાભવને પામી છે અને સૂર્યપર વાદળું આવે તેમ આત્મા ઢંકાય છે; બાકી મારે ભોગ તથા બાંધવ સાથે શું લેવા દેવા છે? બાળક પોતાના પડછાયાથી ભય પામે તેમ દેહાભિમાનીને ભય છે. જન્મ મરણ હું પણાનું છે. પદાર્થો તે ના તે છે તે છતાં મને ક્ષોભ થાય છે. તે પદાર્થ મારા નથી; પદાર્થ અસત્ય છે, તેનો હું સંગ શું કરૂં? ઝેરનો સંગ કોણ કરે? પદાર્થ એ સાકેરમાં ભળેલું ઝેર છે. જુઓ કે અનન્ત રાજાઓનાં ધન રાજ્ય કયાં ગયાં? બ્રહ્માની સૃષ્ટિ આગળ તે શું હીસાબમાં? અને તેનોએ શું ભરોસો છે? અનેક ઇંદ્રો નષ્ટ થઇ ગયા; પરપોટાની પેઠે થાય અને નાશ પામે, તે છતાં હું સત્ય માની બેસું, આસ્થા રાખું, વળગી રહું, તો સંતજન મને હસશે. બ્રહ્મ કેટલા થઈ ગયા? મોટા મોટા પર્વતો ચૂર્ણ થઈ ગયા. રેતીનાં રજકણો જેટલા રાજા થઇ ગયા તો મારૂં જીવન તે શું હિસાબમાં છે? સંસારરૂપી રાત્રામાં દેહરુપી સ્વપ્નું છે. સ્વપ્ન પૂરૂં થયું કે દેહ ચાલ્યો તેમાં મારૂં શું લટાઈ જવાનું છે? કાળે બધાને પગ નીચે દાબી મૂકયા છે. શંકર વિષ્ણુ જેવા કાળને રમવાના દડા છે. કોઇ આજ કોઈ કાલ ચાલતા થવાના છે. "કાળકા અજબ તડાકા એ તું કયા જાને લડકા એ?" જીવોની મનરુપી નદીના તૃષ્ણારુપી તરંગો શાન્ત થતા નથી. હું કહેવડાવું છું રાજા, પણ મારી ઉત્તમતા કયાં છે? મારા શરીરને માટે કેટલો ફાંકો છે? પણ તે ફાંકો ભંગીના ભાઇ જેવો છે. માથે ટોપલો તે છતાં અહંકારનો પાર નહિ. હાડમાંસનું શરીર, આદિ અન્તવાળું, સહેજ જગામાં રહેવાવાળું, મર્યાદિત. મધ્યમાં કદાપિ લોકો પૂજ્ય માને એવું, કાંઇક રમણીય પણ અપવિત્ર, સ્ત્રીઓ મોહિત થાય એવું પણ ગંદુ, રોજ નાશ થાય એવું અને સ્પર્શ પણ જેનો કરવો જોઇએ નહિ એવું, તેને હું શું કરૂં? જેમાં આસ્થા બાંધીએ તે દુ:ખનું કારણ થઇ પડે છે તે છતાં તેમાંજ ફસાઇ રહું છું અને ત્યાગ કરી શકતો નથી. "કાલે મોટો થશે" એમ આશા અમર છે. પાપ આચરણ જાણ્યાં અજાણ્યાં થયાં કરે છે. શ્વાસમાં પ્રાણીની હિંસા, જળ પીવામાં, અનાજ ખાવામાં, એક કોળીઆમાં, કેટલાની હિંસા તથા નિરાશા સમાયલી છે? જમીન ઉખેડે કિંવા ખેડે તેમાં જીવડાંનાં ઘર, દર નાશ પામે. ચલિયાં ખેતરમાં ખાવા આવે તેને ઉરાડી નિરાશ કરવાં પડે; દળવામાં, પાણિયારામાં, ખાળમાં, ચુલામાં, ખાંડવામાં જીવની હિંસા થાય અને વળી બુદ્ધિપૂર્વક છળકપટ તો જૂદું. એ સઘ-

ળાનાં ફળ ભોગવવાની ચિંતા અને ખેદ થયા કરે તોપણ માણુસ વિષયોમાં બાળકની માફક, મૂઢની માફક મચ્યો રહે છે. બાળક દેવતામાં હાથ નાખે, સાપને પકડે તે તેની મૂઢતા છે. બાળપણ મૂઢતામાં જાય, જુવાની કામાદિમાં જાય, ઘડપણ દુઃખી શકિત વિનાનું જાય તેમાં પણ રડતો જણાય, ત્યારે પરમાર્થનું કામ ક્યારે કરે? મનુષ્યની જીંદગી કેવી ચંચળ છે? અડધું આયુષ્ય રાત્રીઓમાં જાય; બાળપણ, યુવા, જરા, દરેક સ્થિતિમાં વ્યાધિ વિગેરેમાં જાય, એટલે પછી શેષ રહેલા આયુષ્યના શા હિસાબ લાગે? આમ જોતાં સંગ્રહી રાખવા જેવું કૃતાર્થ કાંઈજ નથી. માણુસ આવ્યો ને ગયો; પદાર્થ વિષમ છે; કોઈ પદાર્થ સમ નથી, કારણ કે ફેરફાર થયા જ કરે છે. એકની એક વસ્તુ અમુક કારણે આજે વહાલી લાગે, તે જ કારણ બદલાયું કે અકારી લાગે. સર્વ જગત અસાર છે. કેળના થાંભલામાંથી આખરે પાણી નીકળે, રસ નીકળે નહિ. તેમ સંસારમાં એકેક પડ તપાસતાં છેવટે કાંઈ સાર નીકળે નહિ. નિત્ય ઉપયોગની કોઈ વસ્તુ જડે નહિ. સંસાર ચીંથરાનું પૂતળું છે; એકેકું ચીંથરૂં કાઢીએ તો ચીંથરાં નીકળે, બીજું કાંઈ નીકળે નહિ. રાજસૂયયજ્ઞથી સ્વર્ગ મળે તો ક્ષણિક સુખ; અશ્વમેધયજ્ઞથી ઈંદ્ર થવાય, પણ બ્રહ્માના એક દિવસમાં ચૌદ ઇંદ્ર છે. ચાર યુગોની ચોકડી જેવી હજાર થાય તે બ્રહ્માનો દિવસ કહેવાય છે; બ્રહ્માનું આયુષ્ય સો વર્ષનું થાય ત્યારે મહા પ્રલય થાય છે. એવા બ્રહ્માની પણ આખર છે. સુખમાં દુઃખ મળેલુંજ છે. બધે રડાકૂટો, હાય, અસૂયા, ન્યૂનતા, જોવામાં આવે છે. એ સર્વ દુઃખનું મૂળ ચિત્ત છે. શરીરરુપી દરમાં ચિત્તનો સાપ આધિ વ્યાધિનું ઝેર ઝર્યા કરે છે. જીવ પોતે સંસ્કૃત છતાં પોતાને પ્રાકૃત માને તેથી જીવ નીચ છે. કોઇક વિરલાનું ચિત્ત તૃષ્ણારુપી ઝેર રહિત હોય. બાકી પદાર્થ તો સત્યતા પર અસત્ય છે; સોનાપર ચાંદીનું ગિલ્ટ (Gilt) છે. આત્મા પર નામરુપનું ગિલ્ટ છે; રમણીય પર અરમણીયતા છે; એટલે કે રમણીય દેખાય પણ પરિણામે અરમણીય લાગે. સુંદરી કમળ નેત્રવાળી, હાસ્યવદનવાળી, આભૂષણયુક્ત હોય, તેને જોઈને પણ તેના ઠાઠ ઉપર હાસ્ય કરી તેનાથી દૂર રહેનારા છે. કેમકે અસ્થિ માંસની પૂતળીનું સૌંદર્ય ક્ષણમાત્ર છે. નિમેષ ઉન્મેષમાં જગતનો જન્મ અને પ્રલય થઇ શકે છે. નવું નવું નવ દહાડા રહે છે. ઘરડાં તે નકામાં ગણવામાં આવે છે. ઘર જૂનું થાય તો તે પણ ખાવા ધાય છે, છતાં મનુષ્યને રોજ ચિંતા અને ઇચ્છા ઉત્પન્ન થાય છે. દૂરથી તો રમણીય લાગે પણ ઈચ્છા કરી એટલે ચિંતા અને દુઃખ ઉત્પન્ન થાય. "સમ દેખનેકા હે, ચખનેકા નાહ." દુઃખમાં ક્ષોભ ન થવો જોઇએ, શાન્ત રહેવું જોઈએ; તો સુખી રહેવાય છે. મનમાં સ્ફુરણા થાય

છે—વિકાર થાય છે; બહાર તો કાંઈજ નથી અને મનની વૃત્તિ પણ ક્ષણભંગુર છે. ઘડીમાં કાંઇ અને ઘડીમાં કાંઇ; અજ્ઞાને જૂદાપણું માન્યું છે. આપણી કલ્પના હું અને બીજાને ઉત્પન્ન ગ્રહણ ત્યાગ કરે છે, તેમ જગતમાં કોઈ જૂદું નથી. ચાર દહાડાનું ચાંદરણું છે. સુખ સ્થિર નથી, સંસાર પ્રવાહ વહ્યો જાય છે. ઠંડું હોય તે ઊનું થાય, તે પાછું ટાઢું થાય, એમ ચક્રાકાર એક વસ્તુ અનેકરૂપે દેખાય છે. બહુ ઓસ પડે તો ઝાડ બળી જાય. અતિ ઉષ્ણ થાય તે ઠંડુગાર થઈ જાય. ગળપણ વધે તે કડવું લાગે; કડવું હોય તે તૂરૂં થઇને મીઠું લાગે. આમળાં ખારાં, પછી તૂરાં અને પછી મીઠાં લાગે છે. આ પ્રમાણે વસ્તુ તો એક છે પણ ક્રમમાં સ્વરુપ જૂદાં છે.

---

તા. ૨૧-૮-૧૯૦૭.

## ૧૬. જીવ.

द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते।
तयोरन्यः पिप्पलंस्वाद्वत्त्यनश्नन्नन्योऽभिचाकशीति ॥
समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः ।
जुष्टं यदा पश्यत्यन्यमीशमस्य महिमानमिति वीतशोकः ॥
यदा पश्यः पश्यते रुक्मवर्णं कर्तारमीशं पुरुषं ब्रह्मयोनिम् ।
तदा विद्वान् पुण्यपापे विधूय निरञ्जनः परमं साम्यमुपैति ॥

मुण्डकोपनिषत्.

**અર્થ:**—સુંદર પાંખવાળાં, સંયુક્ત, સખારુપ, બે (પક્ષી) એકજ વૃક્ષ ઉપર બેસે છે; તેમાંનું એક સ્વાદિષ્ટ એવા પિપ્પલને ખાય છે ને બીજું ખાધા વિના જોયાં કરે છે. એકજ વૃક્ષને વિષે નિમગ્ન પુરુષ અનીશતાએ કરીને મોહ પામી શોચ કરે છે, પણ જ્યારે સર્વથી ઇષ્ટ એવા અન્ય ઇશને જોઇ તેના મહિમાને અનુભવે છે, ત્યારે શોકથી મુક્ત થાય છે. જ્યારે જોનાર, કર્ત્તા, ઇશ, પુરુષ, બ્રહ્મયોનિ, સુવર્ણવર્ણવાળાને દેખે છે, ત્યારે એમ જાણનાર પુણ્યપાપને કાઢી નાખી, નિરંજન થઇ, પરમ સમતાને પામે છે.

પાણી પોતે નિર્ગુણ હોવાથી સગુણ થઈ શકે છે; વિશેષ ગુણ નથી તેથી સામાન્ય ગુણ છે. પાણીનો રંગ કેવો? કંઇ નહિ; તેથી લાલ લીલો જે રંગ મેળવીએ તે રંગ પાણીનો થઇ જાય.

જીવ ઈશ્વર દ્વૈતભાવ પ્રસરી રહ્યો છે. મનુષ્ય પોતાને પરતંત્ર માને તેથી જીવભાવ ઉત્પન્ન થાય છે. રોગ આવે, દુઃખ આવે, નુકશાન થાય, શત્રુતા થાય,

એ સહુ જીવપણું બતાવે છે તેથી જીવપણું દૃઢ થાય છે. ઇચ્છા મુજબ કાંઈ થતું નથી. વાનરને દોરડે બાંધ્યો હોય તે મર્યાદા સુધી તો સુખે ફરે, પણ મર્યાદા બહાર જાય તો તરત આચકો આવે અને જાણે કે હું બંધનમાં છું. તેમ હું જીવ કોને આધારે છું તે નહિ જડવાથી કોઈ અદૃષ્ટ કારણ શોધી ક્હાડે અને બુદ્ધિ અનુસાર જે જડે તેને ઇશ્વર કહે અને જે પોતાનાથી શ્રેષ્ટ જણાય તેમાં ઇશ્વરપણું ઉત્તરોત્તર સ્થાપે. સૂર્ય, જળ, વાયુ, અગ્નિ, એ સહુ ઇશ્વર ગણે. રામકૃષ્ણનાં ચરિત્રો સાંભળીને તેમની મૂર્તિમાં ઇશ્વરબુદ્ધિ કરે. જડ મૂર્તિમાં પૂજ્યભાવ થવાનું કારણ એ છે કે જડમાં ઇશ્વરનાં લક્ષણ છે. માન અપમાન નહિ; હર્ષ શોક નહિ; માત્ર સાક્ષીપણું છે; અને ચેતનમાં તો વિકાર છે; કામ ક્રોધ છે. માટે જડ અને ચેતને જાણે ગુણોની વહેંચણ કરી લીધી હોય એમ જણાય છે. સત્ અને આનન્દ જડમાં પ્રાધાન્યરુપે અને જ્ઞાન ગૌણરુપે છે. પણ ચેતનમાં જ્ઞાન પ્રાધાન્યરુપે અને સત્ આનન્દ ગૌણરુપે છે. જ્ઞાન બે પ્રકારનું છે. (૧) પોતે પ્રકાશ હોઈ પ્રકાશ કરે, અને (૨) પ્રકાશિત થવામાં યોગ્યતા હોવી. પવનમાં યોગ્યતા નથી, કેમકે તેને રુપ નથી, અને રુપવાળાં માત્ર પ્રકાશમાં જણાઈ આવે. વાયુમાં રુપ નથી. શબ્દ, સ્પર્શ, રુપ, એમ એકેક તત્વ દીઠ એકેક વધે છે. આ પ્રમાણે જ્ઞાનમાં (૧) પ્રવૃત્તિ તત્વ ( Active principle ) અને ( ૨ ) નિવૃત્તિ તત્વ ( Passive principle ) છે, તેથી જડ ચેતનમાં ભેદ ભાસે છે. ઠાકોરજી ખાતા નથી તેથી સૌ નૈવેદ્ય ધરાવે છે. બાકી "ચેતન કહે જડકું તું કુછ મુજકું દે, તેરી બેઠાઈમેં બેઠી તેરી એક કુટી કે દો ?" માટે વસ્તુ નહિ પણ ભાવ ફળે છે. જે શ્રદ્ધારહિત છે, તે ગામની મૂર્તિ મૂકી પરગામની મૂર્તિ શોધવા નીકળે, કેમકે ભાવ તીવ્ર થાય તેથી તે વિશેષ ફળ આપે. "અને ઉમરા આગળનો ઝરો ( Threshold Brook ) અથવા તો પાસેનું એટલું નકામું, તેથી મેં આગળનાની કિંમત નહિ. ઘરનો જોગી ભામટો. "Familiarity breeds contempt" જો કોઇ મૂર્તિને ભાગે તેમાં તે ધાતુ જાણીને ભાગે તેની હાની શું કામ થાય? તે દેવબુદ્ધિથી ભાગે તો પોતાની ભાવનાને લીધે તેને નુકસાન થાય. જો ગણીએ તો દેવ છે નહિ તો પાષાણ છે. બીરબલે "દેવ બડા કે આકીન" ઉપર ઠીક દાખલો આપ્યો છે. ગદ્ધાપીર રાજાને નશીબે પ્રાપ્ત થયા માટે ભાવ હોય તો ગધ્ધો ફળે. ગુરુ કોરા રહે ને શિષ્યને ફળે. જેની ભાવના તે ફાવે પછી તે પથ્થર પર હોય અને પથ્થરને કદાપિ નુકશાન થતું હોય. ( ૧ ) જ્ઞાની, ( ૨ ) મુમુક્ષુ, ( ૩ ) વિષયી અને (૪) પામર એ ચાર ભેદ છે. તેમાં પામર બધું ઉલટુંજ દેખે. દુઃખને સુખ માને, વિહિત અને નિષિદ્ધ માર્ગે જાય, તામસી વૃત્તિ રાખે અને ભૂત પ્રેત દોરા ચીઠ્ઠી માને. વિષયી વિહિત માર્ગે

જાય, પણ સકામ કર્મ કરે; પામર અને વિષયી બન્ને વિશેષ સુખની ઈચ્છા રાખે. પામરને શાસ્ત્ર શું કરે? વિષયીને શાસ્ત્ર મદદરુપ છે. મુમુક્ષુને દેહ ફસાવતો જણાય છે અને મોક્ષની ઇચ્છા થાય છે. ભક્ત તો ભક્તિજ માગે. માટે કહ્યું છે કે બહાર શું ભટકે છે? આત્મા તારા અંતઃકરણમાં છે. નેત્રમાં શેની ઝબક પડે છે? વિશ્વ કેવું તેજોમય છે? કર્ણદ્વારા અંતર્યામી જ્ઞાનસ્વરુપ પ્રકાશે છે. પાણીના વાસણનું પ્રતિબિંબ ચંદ્રથી જુદું નહિ; સ્વરુપજ નહિ. એક માને તો સત્યતા આવે. અંતઃકરણનું "હું" જેથી શરીરાદિ ચેતન બને છે, એ પ્રકાશ પરમાત્માનો છે; અંતઃકરણ (મન) રુપી આરસો છે. તારામાં વિકાર છે. પાણી હાલે તો ચંદ્રનું પ્રતિબિંબ હાલે. ચંદ્ર તો સ્થિરજ છે ત્યાં છે. અંતઃકરણ નાશ થાય તો "હુંપણું" મટે, પણ અંતર્યામી કાયમ છે. મોં જોઈને ઓળખ કર. જીવ થઇનેજ પરમેશ્વરને ઓળખીશ. માણસપણું કંઈ હાડકામાં નથી, વિચારમાં છે. કોથળો કાંઇ તારૂં સ્વરુપ નથી. આત્મા તો ઘટઘટમાં વ્યાપેલો છે. આરસાથી નિશ્ચય છે તે પોતાના મુખથી છે; પોતે પોતાના મુખથી માને છે, કે આરસામાં મુખ (પ્રતિબિંબ) દેખાયું તે મારૂં છે. આભાસથી નહિ. તેમ પ્રતિબંબ તું નથી. હુંપણા સાથે પરમેશ્વર છેજ. જ્યાં જાઓ ત્યાં પરમેશ્વર તમારી સાથેજ છે; બે ડગલાં આગળજ છે. આવો મોટો સમર્થ છતાં "હું નિરાધાર છું" એમ જીવ કહે છે. હસ્તનો કૌસ્તુભમણી છોડી બીજાં રત્નો મેળવવા બીજા પ્રયાસ કોણ કરે?

આશા વિષવલ્લી મૂળ સહિત નષ્ટ થાય તો સુખ મળે. આશા એટલે શું? આ મારી પાસે નથી અને મને મળે એ આશા. દૂર છે, મેળવવું છે, એ આશા. દ્રવ્ય જો કે સાધન છે, છતાં તેનેજ સુખરુપ માની લીધું છે. ભક્તને, વૈરાગીને પૂછો તો કહેશે કે "હમ સદા એસૈહિ રહેવે." આશા એજ આડ છે, ભ્રાંતિ છે. "પાસ હે પાતા નહિ." માટે "છે" એમ નિશ્ચય માન. આશા ઝેર છે, જન્મ મરણના ચક્રમાં નાખે છે. વિષયોની તૃપ્ત નથી. ઇંદ્ર જેમ પર્વતની પાંખો છેદે છે તેમ સમભાવ ઉપશમ દૃઢ થશે અને મનપણું, સમભાવ, ઉપશમ ઉપજશે ત્યારે એ અક્ષય અવિનાશી સદા નિરંતર કાયમજ છે.

---

તા૦ ૨૨-૮-૧૯૦૩

## ૧૭. મમત્વ.

ज्ञानिनामपि चेतांसि दैवी भगवती हि सा ।
बलादाकृष्य मोहाय महामाया प्रयच्छति ॥

सप्तशति.

**અર્થઃ**—એ દેવી ભગવતી મહામાયા જ્ઞાનીના પણ ચિત્તને બલાત્કારે આકર્ષણ કરી મહામોહમાં નાખે છે.

મનની વૃત્તિ ચંચળ છે એટલુંજ નહિ પણ તે ક્ષણભંગુર છે; એક ક્ષણમાં ઉત્પન્ન થાય અને બીજી ક્ષણમાં નષ્ટ થાય. સૃષ્ટિમાં જેટલા પદાર્થો માલમ પડે છે. તેનાં નામરૂપ જૂદાં જૂદાં છે, તો પણ તેનો સમાસ "હું" "તું" અને "તે" માં થઈ જાય છે. "તું" અને "તે" માં પણ "હુંપણું" છે. આપણે કોઈને "તું" કહીને બોલાવીએ, તો તે પોતાને "હું" સમજીને જવાબ આપે છે. એવી રીતે પશુમાં પણ "હુંપણું" છે અને પથ્થર વગેરેમાં પણ "હુંપણું" છે. આવી રીતે "હુંપણું" ઉપલક જોતાં અનેક દેખાય છે, પણ વિચારથી જોતાં એકજ છે. વચમાં અભાવ હોય તો એકના બે કહેવાય. આકાશમાં "હુંપણુ" છે. જે આકાર થાય છે તે એકબીજાની અપેક્ષાથી થાય છે. તેથી આકાર નિરાકારની કલ્પના કહાડી નાખી "હુંપણું" છે તે જોવું. પાણી ઉપર ચાળણી મૂકીએ તો ચાળણીનાં બાકાંમાંથી ફુવારા ફૂટે છે. સ્ફુરણ નસ્ફુરણથી તેનું તે પાણી અનેકરૂપે ભાસે છે. ઘર ઘરના કુવા જૂદા, પણ પાતાળ તો એક, કે જેમાંથી સર્વ કુવા વાટે પાણી બહાર આવે છે. જ્યાં કુવો નથી ત્યાં પણ તળે તો પાણીજ છે માટે પોપડો ઉખેડી નાખો. પાણી પીવા એક જગાથી બીજી જગાએ જવા કાંઈ જરૂર નથી. જળ તો બધે સરખુંજ છે પણ તેનું પાચકપણું પૃથ્વીના વિકાર પર છે. મન એકાગ્ર હોય તોજ આત્મા છે ને નહિ તો શું નથી? "અહમ્ અહમ્" પ્રકટ છે અને "ઇદમ્" તો "ન અહમ્" માં આવી જાય છે. જો કે આખું મેદાન પડસું છે તો પણ થોડી જગા પર ઘેરાવો કરી "હુંપણું" કીધું તેથી તેની બહારનું પારકું થયું. ચૈતન્ય મેદાનમાં "હું પણું" છેજ નહિ. માટે "હું"ના સ્ફુરણમાં જ "નહું" છેજ. અહમમાં ઇદમ્ કલ્પેલું છેજ. "હુંપણું" સ્વાભાવિક બનેલું છે તેમાં વિશેષ-ભાવે "હુંપણું" ઉઠયું, કે તેની સાથેજ "ન હુંપણું" ઊઠે છે અને તે પારકાપણું થાય છે, તેથી જ ગ્રહણ ત્યાગ છે, નહિ તો સર્વ સદા પ્રાપ્ત જ છે. જુઓ વધવું એ ક્ષયનો ક્રમ છે; જે છોકરો મોટો થાય છે તે મરવાને જ. શરીરની વૃદ્ધિ થાય છે પણ આયુષ્ય તો દિનપ્રતિદિન ઓછું થતું જાય છે,

અને તે મરણ સમયની નજીક આવતો જાય છે. તેમ સર્વ પદાર્થ ક્ષયનો ક્રમ છે તેથીજ કહ્યું છે કે સંસાર ક્ષીણતારૂપ છે. આજુબાજુ દુઃખ હોય તો સુખ દેખાય. કાળામાં કાળો ડાઘ દેખાય નહિ. સુખ દુઃખને દેખાડે અને દુઃખ સુખને દેખાડે.. માટે સુખને પસંદ કરવું કે દુઃખને પસંદ કરવું એ નક્કી કરવું મુશ્કેલ છે, કેમકે બન્ને સાથેજ રહે છે. સુખ દુઃખની જોડી છે અને સ્વરુપને વિષે સુખદુઃખ છેજ નહિ. આકાશમાં ચંદ્ર દોડતો દેખાય, તે એક પછી એક વાદળામાં ઘુસે, વચમાં વચમાં જરા જરા દેખાય, તેમ સુખના ઝબકારા દુઃખમાં પેસે છે. સુખ એવું ક્ષણિક છે; ચાર ઘડીનું ચાંદરણું; ચાંદનીએ ચોપડા વંચાય નહિ; તેમ સુખ જોતાં જોતાં નષ્ટ થાય છે તે સુખ પર આધાર રખાય નહિ. જે ક્ષણે સુખ મળ્યું તે ક્ષણથીજ તેનો અભાવ થાય છે. લગ્નની કે ઘર બાંધવાની કે નોકરી મેળવવાની આશા હોય ત્યાંલગી સુખ, પણ નવું નવું નવ દહાડા; મળ્યું કે તેમાં ખામીઓ સૂઝ પડે છે અને આખરે તે ખાવા ધાય છે. પતંગિયું દિવામાં પ્રયત્ન કરી ઝંપલાવે છે. તેને તેમાં અત્યંત સુખ બુદ્ધિ જણાય છે, પણ તે તેનું અજ્ઞાન છે; તેને ખબર નથી કે તે બળી મરશે. તેમ વિષયરુપી અગ્નિમાં મનુષ્યો પતંગિયા સમાન છે. વિષયો નષ્ટ થાય તોપણ દુઃખ દે છે. નર્કના અગ્નિના થાંભલા સાથે બંધાવાનો ભય રહે છે. ચિંતા બાળે છે તે જુદી; ચિંતા ચિતા સમાન છે. સુખરુપી ઓસ બાળી નાખે છે; ઓલવાયા પછી પણ બાળે છે. માટે ભોગની તૃષ્ણા એ મહા દુઃખ છે. દુઃખની તો અવધ છે; રોગ અવધિએ કે મુએ જાય છે; મુઆ પછી પાછળ દોડતો નથી અને તૃષ્ણા તો પછી પણ પાછળ જાય છે. શરીર નવું ઊભું કરાવે છે—જન્મ લેવડાવે છે; દરિદ્રતા અપાવે છે, માટે મમત્વ કરવું એજ સંસાર છે. તંબુ પસાર્યો હોય તેને નજીકનાં દોરડાંઓ છે અને બીજાં લાંબાં હોય છે. તંબુ ઊભો હોય છે પણ લાકડીનાં દોરડાં છોડીએ તો બહારનાં રહેલાં રહ્યાં ન રહ્યાં સરખાંજ છે. તેમ અંદરનો "હું" થાંભલો છે, નજીકનાં દોરડાં દેહાભિમાન છે અને તેનાથી "હું"નો પસારો છે. બાકી સામાન્ય મમત્વ દુઃખ દેતું નથી; વિશેષ મમત્વ દુઃખ દે છે. શહેરમાં આગ લાગે તેમાં પોતાનો લત્તો સહિસલામત હોય ત્યાંસુધી બહુ દુઃખ લાગતું નથી, પણ પોતાના પગ તળે રેલો આવે ત્યારે ચિંતા થાય છે. એ મમત્વ અજ્ઞાનને લીધે છે. "મારૂં" એની વ્યાખ્યા છેજ નહિ. કેવળ કલ્પનાનું ઊટાંગ છે. બજારની દુકાનનું કાપડ મારૂં નહિ તે હું વેચાતું લઉં એટલે મારૂં થયું. પૈસા પરનું મમત્વ મેં તેને આપ્યું અને કાપડ પરનું મમત્વ મેં પોતે લીધું. ખરૂં જોતાં આપ્યું લીધું કાંઇ નહિ. કેમકે જે કિંમત આપી છે તે મજુરીની કિંમત છે, માલની નથી. પૃથ્વીમાંથી વસ્તુઓ થાય છે, તે બિચારી પૃથ્વીને એ કિંમતથી શું

ફાયદો ? તેને તો સઘળી ઉથલપાથલ નિરુપયોગી છે. સહેજ દાણા પૃથ્વીમાં વાવે ને દશ ગાલ્લી ઊગે એ અંદર બેઠા બેઠા કોણે આપ્યું ? માટે મજુરીના પૈસા ઉપજે છે પણ જુવારના ઉપજતા નથી; તેમ કિંમત કાંઈ પૃથ્વીને પાછી પોહોંચતી નથી. વેપારી એક મોતીના દશ હજાર રૂપિઆ આપે તેમાં જે છીપમાં તે પાક્યું તે છીપને શું પોહોંચે છે ? માટે અક્કલ અને મજુરીના પૈસા છે. ચોર પણ કહેશે કે ચોરીનો માલ મારો છે; મેં અક્કલ તથા મહેનત મજુરીથી ચોરી આણ્યો છે. માટે કાયદા ન્યાય સઘળું ભ્રાંતિમય મૂઢાની રચના છે. અને તેવી રચના પર મમત્વનો ઈનસાફ આધાર રાખે છે. ઘરની ગાડી રાખવામાં જેટલી ખટપટ છે તેટલી ભાડાની ગાડીમાં નથી, માટે કાંઈ પણ કોટે વળગાડતા પહેલાં વિચાર કરવાનો છે. મમત્વ ઊભું કરવું નહિ. તું કહે છે કે મારૂં ઘર છે પણ વિચાર કર કે તારૂં હોય તો છૂટે કેમ ? તું તો તારા ઘરને તથા શરીરને છોડી ચાલ્યો જાય છે. માટે મમત્વ ભ્રાંતિમાંજ છે, તેથી સંગ કમી કરવો એ સાધન છે. નાનાં છોકરાંને પણ મમત્વ હોય છે. રમકડું મળ્યું કે પોતાનું સમજે છે અને દૂર થાય તો રડે છે. આવી રીતે મમત્વ કરી અજ્ઞાની નરકમાં પડે છે.



તા. ૨૩-૮-૧૯૦૩.

## ૧૮. કાયારૂપી નાવ.

महता पुण्यपण्येन क्रीतेयं कायनौस्त्वया ।
पारं दुःखोदधेर्गन्तुं तर यावन्न भिद्यते ॥

**प्रास्ताविकः**

**અર્થ:**—મહાપુણ્યરૂપી ધન આપીને તેં આ કાયારૂપી નાવ, આ દુઃખોદધિની પાર જવા આણ્યું છે; એ ભાગી ન જાય ત્યાં સુધીમાં તરી લે.



**આ** સંસારમાં મેં ઘણી ઘણી ખટપટ કરી હવે હું ધરાઇ ગયો છું. સંસારનો આડંબર મિથ્યા છે. વિષય ભોગો ભ્રમથી ભાસે છે અને મનને ચંચળ કરી નાખે છે. તૃષ્ણાને વધારે છે અને શાન્તિ આપતા નથી માટે તે મિથ્યા છે. જેમ પાણીમાં લીલ વધી જાય છે અને તે પાણીને ઢાંકી દે છે, તેમ તૃષ્ણા વધીને મનને આચ્છાદન કરે છે. માટે ભોગથી ઉપરામ થવાય તોજ સુખ છે. મનુષ્ય ઉચિત અને અનુચિત ભોગો ઘણા ભોગવતો આવ્યો છે, તોપણ તેમાંથી તેને તૃપ્તિ કે દહાડે થઈ છે ? માટે તેને ત્યાગી પરમ પદનો આશ્રય કરવો જોઇએ. જેમ બાળક એક રમકડું છોડી

બીજું લે છે, તેમ આ સંસાર છોડી આત્મપદમાં વિશ્રાંતિ લેવી એજ કર્તવ્ય છે, એમ બોલી જનક રાજા એક કાગળની ચિત્રેલી મૂર્તિની પેઠે સ્થિર થઈ રહ્યા. શરીરની સામાન્ય ક્રિયા શરીર કર્યું જાય છે. શરીરને કંટાળો આવે તો તે ક્રિયા કરવી છોડી દે છે અને કરશે તો તે શરીર કરશે. હું તો શરીરથી જૂદો છું માટે ક્રિયા થાય અથવા ન થાય તેમાં મારે શું? કાંઇ લાભ હાની છેજ નહિ. મારે પ્રાપ્ત છે તે ખરૂં અને અપ્રાપ્તની ઇચ્છા નથી. સ્વરુપ વિષે સ્થિત રહી ગ્રહણ ત્યાગબુદ્ધિ છોડી દેવી. ક્રિયાની પ્રેરણા કરવાવાળી પ્રકૃતિ, ત્રણ ગુણો છે અને નિસ્પંદ ચેષ્ઠા સંકલ્પ રહિત છે. પવનથી જેમ પાંદડું હાલે તેમ સ્વાભાવિક બની રહી છે, પણ રાગદ્રેપ એજ મલીનતા છે. જેને રાગદ્વેષ નથી તેને તો ઇષ્ટ અનિષ્ટની પ્રાપ્તિ વિષે મન સમ રહે છે. દેહ સાથે મન મળી જઇ, "હું-પણું" ધારણ કરે છે તેથી તે કર્તા થઈ ભોકતા પણ બને છે. કેટલીક અંતરની ક્રિયા તથા બહારની ક્રિયા જે સ્વાભાવિક થાય છે, તેને રોકવાની કાંઈ જરુર નથી, કેમકે તેમાં આ હું કરું છું એવી બુદ્ધ થતી નથી; ઉલટા રોકવા જઇએ તો આ હું રોકું છું એવી બુદ્ધિ થાય છે. ઘરના નોકરને જેમ સામાન્ય હુકમ આપી મૂકયો હોય છે, અને જે ધણીની સામાન્ય સત્તાથી સામાન્ય કામો કર્યો જાય છે પણ વિશેષ કામની ખાસ આજ્ઞા આપવી પડે છે, તેમ નિરંતર સત્તા તો વ્યાપીજ રહી છે. આપણે પડી જતા હોઇએ તો પગ લથડતાની સાથે શરી-રનો બચાવ કરવા સ્વાભાવિક રીતે સઘળાં અવયવો તૈયાર થાય છે. તે વખત કાંઈ મન ખાસ વિચાર કરતું નથી કે હું ફલાણા ફલાણા અવયવોને રોકી અથવા કામે લગાડી શરીરનો બચાવ કરૂં. ત્યાં મન તો જાગૃત છે પણ મનનું કર્તૃત્વ અથવા ઇચ્છા નથી. ભાન થતાં ઠેકાણે આવીએ છીએ તે પહેલાં બીજા અવયવોની મદદ મળે છે, અને મન જાગૃત ન હોય તો તેમ થાય નહિ. ફેર એટલોજ કે તે વખતે " અહંપણું " નથી. એક મોટો અવાજ થાય કે તરત આંખ મીંચાઇ જાય છે. એવી આંખ નાજુક છે કે પાંપણો તેનો બચાવ કરવા તૈયાર છે પણ મનને વિચાર કરવો પડતો નથી. પાંપણોરુપી પહેરેગીર આંખના રક્ષણ માટે તૈયાર છે તેથી આંખમાં બાલ સરખો પણ સમાતો નથી. એ પાંપણોમાંજ સામાન્ય રક્ષણબુદ્ધિની સત્તા મને આપી મૂકી છે અને સામાન્ય સંકલ્પ બની રહ્યો છે તેથી વિશેષ સંકલ્પ આપ્યા વિના તે તેનું કામ સ્વા-ભાવિક રીતે કરે જાય છે. આદિ સંકલ્પથી અંતરની ક્રિયા બની રહી છે તેમાં અવાંતર સંકલ્પો ઘણા ઘણા થાય છે. છોકરાનાં લગન કરવાં છે એ આદિ સંકલ્પ કર્યો, તો પછી તે ઉપર બીજી સંકલ્પની ધારા ઘણી નીકળવાની અને તે મુખ્ય સંકલ્પનું ફળ બીજા સર્વ સંકલ્પોથી સિદ્ધ થાય છે. તેમજ શરીર પ્રારબ્ધથી કલ્પાયલું છે, તેમ મને અવાંતર સંકલ્પો પણ કરી મૂકયા છે. માટે

પ્રારબ્ધ ઉપરાંત નવા સંકલ્પ જે કરીએ તે વ્યર્થ છે. નદીમાં વહાણુ બાંધેલું હોય તે આમ તેમ હાલ્યાં કરે છે. તે તેનું હાલવું વ્યર્થ છે; કેમકે તેથી તેમાં બેઠેલા કાંઈ પ્રવાસ કરી શકતો નથી; જ્યાંને ત્યાંજ રહે છે; તેથી કાંઈ હાની લાભ થતો નથી. માટે એવાજ મનના નિરર્થક સંકલ્પો વ્યર્થ છે, તેથી તે દુઃખનાં કારણ થઈ પડે છે. જેમ વહાણુના સાંધા હાલેથી ઢીલા પડે છે, તેમ મન હાલેથી નિર્બળ થાય છે. એક સાધારણ નિયમ છે કે નિરોધથી બળ વધે છે. છૂટું મૂકે તો નિર્બળ થાય છે. મનરૂપી ઘોડો ટપ્પા સુધી મહાવરો પડેલો તેથી વગર મહેનતે હોંસમાંને હોંસમાં તૈયાર થઈ વગર ચાબકે સામાન્ય ગતિમાં ચાલ્યા કરે છે, પણ ટપ્પો પૂરો થયો, હદ આવી કે પછી એ પણ આગળ ચાલવાને શ્રમ આપે છે. માટે સામાન્યમાં પરિશ્રમ નથી, પણ વિશેષમાં ભારે જોર છે. પ્રારબ્ધના વેગનો ટપ્પો તો ઉતારવાનો છેજ. માણસોને કષ્ટ થાય છે તેનું કારણ એ છે, કે મનની કલ્પનાથી ઇચ્છા ને આશા બાંધી મૂકે છે, બાકી પ્રારબ્ધ યોગે થવાનું તે થાય છે. કોઇનો પગાર વધવાનો હોય ને તે આશા રાખી વાટ જુએ, અને નહિ વધે તો નાખુશ થાય છે, અને વધે તો અહંકારમાં આવી જાય છે. એમ વિશેષમાં બન્ને રીતે નુકશાન છે. સામાન્ય ગતિમાં હાની નથી માટે થયું તેનું વિસ્મરણ અને થવાનું તેનું અચિંતન રહેવું જોઇએ. "अतीतागतं किंचित् न स्मरते न च चिंतयते" અખો કહે છે કેઃ "ગઈ વાત શોચે નહિ, આગમ ચિંતવે નહિ." માટે રાગદ્વેષ વિના પ્રાપ્ત વસ્તુ સ્વાભાવિક ભોગવવું છું. અતીતને ભૂલી જવું અને અનાગતનું ચિંતન નહિ કરવું એ અભ્યાસે બની શકે છે. બાકી સુખદુઃખ તો સર્વને અવશ્ય આવે છેજ. કોઈને સુખજ અને બીજાને દુઃખજ એમ નથી. ક્ષુધાને લીધે તૃપ્તિ અને તૃપ્તિને લીધે ક્ષુધા, સાપેક્ષ ચક્ર ચાલ્યાં કરે છે. માટે શરીરની ગુલામગીરી પૂરતુંજ મન રાખવું, નહિ તો પશુ ને મનુષ્યમાં ફેર શું? પશુપક્ષીને મનુષ્ય જેટલી ચિંતા જણાતી નથી. ઇંડાં મૂકવાનો સમય થાય છે તેવામાં વિષયની ઇચ્છા, નહિ તો બાકીનો વખત હોતી નથી. તણખલાંનો માળો બાંધવાનો વખત આવે છે ત્યારે બાંધી લે છે અને શું થશે તેની તેને ફીકર નથી. તેને પાપ પુણ્યના સંકલ્પો નથી; તેને માટે કોઇએ શાસ્ત્ર રચ્યાં નથી. માટે જેને જન્મની ઇચ્છા હોય તેણે મનુષ્યને બદલે પશુ પક્ષીનો જન્મ શા માટે નહિ લેવો કે જેમાં સામાન્ય મોજ બની રહી છે અને વિશેષને માટે તૃષ્ણા નથી? તેને નિશાળે ભણવાનું નથી કે કોરટમાં ઇનસાફ કરવાનો નથી, અને વળી સૌંદર્યતાનું સુખ કેવું? વગર શીવડાવે સ્વાભાવિક કપડાં બની રહ્યાં છે. મોર પોપટ આદિના રંગ કેવા આશ્ચર્યજનક છે! મધુર તાજાં ફળનાં ખાનારાં અને મનુષ્યને તો વાસી અને ટાઢું પણ મળે. મનુષ્યને મહા મહેનતે આભૂષણ વગેરે

પણ ન મળે એવા મોતીનો રાજહંસનો ચારો! ચિંતાનું તો જેને નામજ નહિ. સુખદુઃખ આવે તો ભોગવી લે, પણ વૈદ કે ડાકટરને બોલાવવા નહિ જાય–કલ્પનાજ નહિ; અને મનુષ્ય તો દુઃખ સાથે એકરુપ બની જાય. અંતરમાં તો જરા ભાન થાય પણ દુઃખ ભોગવતી વેળા તો દુઃખનું તેને ભાન હોતું નથી. ચાવવામાં સ્વાદ નથી પણ વચમાં અંતર હોય ત્યારે સ્વાદ જણાય છે. મનુષ્ય દેહને ઉત્તમ કહેવાનું કારણ એટલુંજ છે કે આવો અધમ હોવા છતાં તેનું અધમપણું જાણી લઈ ભોગ ભોગવતા છતાં વિચારે કરી વૈરાગ્ય ઉત્પન્ન કરે અને તેથી વૈરાગ્ય ઉત્પન્ન થાય તો એવા અધમ મનુષ્યદેહને ઉત્તમ કહ્યો છે તે વ્યાજબીજ છે. વિષયના ભોગ તો પશુઓને તૈયાર મળે છે, પણ મનુષ્યોમાં અંતઃકરણ વિશેષ તેનો તેમણે ઉપયોગ કરવાનો છે. પશુવત્ વર્તવાનું નથી. છોકરાંની નાનપણથી મરતા સુધી, મારઠોક કાળજી તેમનાં માબાપોને હોય છે તથા તેમને કન્યા પરણાવવાની ખટપટ હોય છે. મનુષ્યોમાં કન્યા લાવવાના પણ નિયમ હોય છે; પશુઓમાં તેવું હોતું નથી. કાયદા હોતા નથી, ગોરને બોલાવવો પડતો નથી; પાંખ આવી કે ઊડવા માંડે એવી નિસ્પૃહી અવસ્થા છે. અંગ્રેજ લોકો તે નિયમનું અનુકરણ કરે છે. વૈરાગ્ય વિના સ્થિતિ નથી. વિષયભોગ માટે આ મનુષ્યદેહ નથી. નહિ તો માણસ મર્યાદામાં ન રહે અને ઘાતકી થઈ જાય. આપણે લાખો જીવને ઘરબાર વગરના કરીને ઘર બાંધીએ અને આખું વિશ્વ મળે તોએ આપણને તૃપ્તિ થનાર નથી. બળદ ઘોડા બાંધી રાખવાનો આપણને શું હક છે? તેની પાસે વૈતરું કરાવવાનો આપણને કાંઈ હક નથી. વેઠના કાયદામાં માણસને પકડે તો તેની વહાર થાય છે, પણ બિચારાં ઢોરની વહારે કોણ ચઢે છે? ઇનસાફદાર તેના પર પોતાનો હક સમજે છે. મનુષ્યદેહની અધમતા ઓળખવા માટે ઉત્તમ તક આપનારો આ મનુષ્યદેહ ઉત્તમ ગણાય છે. બાકી તેનો નિર્વાહ પાપથીજ થાય છે. કોઈ કહેશે કે મનુષ્યના ભોગ તો ઉત્તમ છે તો તમારી દૃષ્ટિમાં છે. બાકી ડુક્કરની દૃષ્ટિમાં તો ઇંદ્રાણી સરખી નવયૌવના હિસાબમાં નથી. તે તો ઇંદ્રાણી કરતાં ડુકરીને વધારે પ્રીતિ બતાવશે. નરકના કીડાને નરક પ્રિય છે. માટે એ સઘળું તોફાન મનનું છે અને મન જે વ્યર્થ કૂદાકૂદ કરે છે તે થવી જોઈતી નથી; તેમ સામાન્ય ક્રિયા અટકાવી અપ્રિય થવાનું નથી, કેમકે તેમાં તો પ્રયત્ન કરવો પડે છે. જેમ કોઈ પ્રવાસી આગળ પગલું ભરે ને નવો દેખાવ તેની આગળ તૈયારજ છે, તેમ પ્રારબ્ધના માર્ગમાં રચના બનીજ રહી છે, કાંઈ નવી કરવાની નથી; પ્રવાસ કરવો એજ કામ છે; ખરું જોતાં પ્રવાસ કરવાનોએ નથી અને પ્રારબ્ધનો માર્ગ પણ નથી. કાળરુપી વહેલમાં બેઠેલા આપણે તે વહેલને અટકાવીએ તો તે અટકે એમ નથી, એટલે આપણે તો વહેલમાં ચાલવાનો

પ્રયત્ન કરવાનો નથી. એમ છતાં પોતાને કર્તા માને તો કર્તાનો માર ખાઓ. સ્વપ્નમાં પોતે કાંઈ કરતો નથી અને હું કરું છું એમ માને છે તો પોતે પણ ભોગવે છે. ઉંઘમાં અભિમાન વગર પોતે પાસુ ફેરવે ને કદાપિ માકડ છુંદાઇ જાય તોપણ તેમાં પાપ નથી.



તા. ૨૪–૮–૧૯૦૩.

## ૧૯. સંસારવૃક્ષ.

उर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥

भगवद्गीता.

**અર્થ**:—( શ્રુતિ સ્મૃતિઓ આ સંસાર વૃક્ષને ) ઊંચા મૂળવાળો, નીચી શાખાવાળો, અવ્યય અશ્વત્થ કહે છે, જેનાં પાંદડાં વેદના છંદો છે. તેને જે જાણે છે તે ( ખરો ) વેદ જાણનારો છે.

બરફમાંથી અગ્નિ નીકળે નહિ, તેમ સંસારમાંથી સુખ નહિ અને આત્મામાં જગત્ નહિ. જીવ તો જડ ધર્મવાળો છે. ચૈતન્યસ્વરુપ ઓળખે તો પોતાની પરાધીનતા માને નહિ. ગીતાના ૧૫ મા અધ્યાયમાં જે સંસારવૃક્ષ કહ્યું છે તે સંસારવૃક્ષનું બીજ મન છે. સંકલ્પ જળ સિંચન છે, જેથી મન વિસ્તરે છે અને સંકલ્પ વિના મન સૂકાઈ જાય છે. ભોગ કેવા છે? માત્ર ઉપરની સુંદરતા છે. બહારથી વરખ ચોંટાડેલું અને અંદરથી તો માલ વિનાના; સંગ અને સ્પર્શ થયો કે દુઃખદાયી છે. બાંધી મુઠી લાખની, ખોલી કે કોડીની. મન મર્કટ જેવું ચંચળ છે અને મનની ચંચળતાથી જગત્ છે. યથાર્થ સ્વરુપ જગતનું જાણે તો મન સ્થિર થાય. રેતીના કણને ચમકારા પરથી હીરા જાણી લેવા જાય, પણ કણ છે એમ જાણે તો સ્થિર થાય. તેમ વિષયોનું યથાર્થ સ્વરુપ તો એજ કે વાસ્તવિક છે જ નહિ. નથી તેની પાછળ દોડાદોડ શી? પોતાની સ્થિતિ ને સ્વરુપનું ભાન તેનું નામ જાગવું. પોતાની સ્થિતિનું વિસ્મરણ તેનું નામ સ્વપ્નુ. માટે આ અજ્ઞાનની નિદ્રામાં "જાગ્રત" સ્વપ્નુ છે. જે મન જગત્ તરફ ભમેલું છે તે સ્વરુપ તરફ જાગે, ત્યારે (જેમ સ્વપ્નમાંથી જગત તરફ જાગે છે તો સ્વપ્નનું મિથ્યાપણું જણાય છે તેમ ) જગતનું મિથ્યાપણું તરતજ છે. કોઇ ક્રિયા કરવાની નથી, સ્વરુપનું ભાન કાંઈ ઢંઢોળેથી કે બહારથી બુમ પાડીને જગાવે થતું નથી; પોતાની મેળે જાગે નહિ તો બીજો શું જગાડે? નિમિત્તે જગાડવું બની શકે, બાકી જાગવાનું પોતાને છે. આત્મજ્ઞાન કર્તૃતંત્ર નથી, વસ્તુતંત્ર છે. સુથારનું ટેબલ ક્રિયાથી થાય છે તો સામાન્ય નિયમ

એવો છે કે તે ક્રિયાથી જ ભાગે. હાથે કરેલું હાથે નષ્ટ થાય, મનનું મનથી નષ્ટ થાય. વસ્તુતંત્ર પ્રમાણુને આધીન છે. વસ્તુ સત્ય છે એમ નિશ્ચય થાય અને પછી સાધનો લેવાય તો પદાર્થનું જ્ઞાન થઇ શકે છે અને પોતાની ખુશી વગર બની રહે છે. આંખ ઉઘાડો કે તરત મેં આગળની ચોપડી જણાય. વસ્તુ છે પણ ટુંકી નજરથી જણાતી નથી; બાકી નવી ઉત્પન્ન કરવાની નથી, આંખનો રોગ માત્ર કહાડવાનો છે. રોગ દૂર થાય તો એની મેળે છે તે દેખાય–પ્રગટ છે. આત્મા કાંઇ ઢાંકેલો નથી. આંખે પાટા–પડળ છે કેમકે આત્માને આવરણ હોય તો જગત્ આખું અંધ. પ્રકાશજ આત્માનો છે. વાદળાથી સૂર્ય ઢંકાતો નથી. વાદળું તો જરા જેટલું ને સૂર્ય તો મોટો છે. પાંતરું ડુંગરને શું ઢાંકે? પોતાની દૃષ્ટિથી નહિ દેખાય એટલે ઢંકાયલો મનાય, બાકી વાદળાં પણ સૂર્યના પ્રકાશે દેખાય છે; તેમ માયાનું આવરણ આત્માના પ્રકાશે ભાસે છે, નહિ તો માયા માયાને જાણે નહિ. દેહ પણ જ્ઞાનમાં ભાસે છે. અંતઃકરણમાં વિષયાસક્તિ મળ છે તેથી પ્રગટ દેખાતું નથી, બાકી પ્રગટ જ છે. આત્માને મેળવવા જોવામાં ખટપટ નથી. રોગ કહાડવાનાં સાધન કરવામાં તમામ ખટપટ છે. એ રોગ નિવૃત્ત થતાંજ આત્મદર્શન છે. માત્ર ચશ્માંને લૂછવાનાં છે. અંતઃકરણરુપી ચક્ષુ છે તે પર ધૂળ પડી છે તે લૂછી નિર્મળ કરો. લોકોમાં બુદ્ધિ કદી ઓછી વત્તી હશે. જાણવાપણું તો સામાન્ય સરખું જ છે. પુસ્તક છે એ સૌને જણાય છે, પછી શું છે, કેવું છે, શું લખાણ છે એમાં કદી ફેર પડે. જ્યોત તો સર્વમાં સરખીજ છે; કાદવથી કંચનપણું મટતું કે ઘટતું નથી. મળ દૂર કરવા સત્સંગ સમાગમરુપી જળની જરુર છે. બીજાં સાધન છે પણ લોકો તે સાધનોને ફળરુપ માની બેઠા છે અને તેથી ત્યાંજ અટકી રહે છે. આમ કેટલાક અલંબુદ્ધિ જીવો બની રહે છે. શાસ્ત્રનાં વચન ચાર પ્રકારનાં છેઃ–૧. ભયાનક, ૨. રોચક, ૩. અનુવાદ (વખાણીને કહે) અને ૪. યથાર્થ. ઓસડ ઉપર બાળકને સાકર આપે તે રોચક. લાલચથી કાર્ય થાય પણ નજર-તો કાર્ય તરફ છે. બાકી ગીતાના ૧૨મા અધ્યાયમાં ઉલટો જ ક્રમ છે. કર્મને ટોચે ચડાવી જ્ઞાનને ઉતારી પાડયું છે પણ રોચક કરવાને માટે જ. એ વાત તો અધિકારી પરત્વે છે. મીઆંભાઈ ન્યાયાધીશે દુધીની ચોરી માટે દુધીનો કાયદો શોધવા માંડયો. સામાન્યતા હોય, દરેકની વિશેષતા કાંઈ નક્કી થાય નહિ. માટે શાસ્ત્રવાક્ય તો શ્રવણથી નિર્ણય થઇ શકે. નિર્ગુણ, સગુણ, નિરાકાર, સાકાર, દ્વૈત, અદ્વૈત, એ તમામની એકવાકયતા કરવી તે ગુરુદ્વારા થઈ શકે. નહિ જાણે તેની પાસે ન્યાય કરાવે તે તેવોજ થાય. એકલો બુદ્ધિવાળો ન્યાયાધીશ કામનો નહિ, અનુભવી પણ જોઇએ. પક્ષકારો વગેરેને જાણે પણ હકીકત ન્યાયાધીશ ખરી નહિ જાણી શકે. સદ્‌ગુરુ અનુભવે સત્ય વસ્તુ જાણે છે.

ગુરુનો અર્થ અનુભવપ્રકાશમાં છે. દરેક ઉપકારક વસ્તુ ગુરુ છે માટે બીજાના અનુભવથી સમજી ચાલવું. પોતે ડૂબીને મરે અને રાંડયા પછી ડહાપણ આવ્યું શું કામનું ? અનુભવીને શાસ્ત્રની જરૂર નથી. લંકાનું વર્ણન વાંચવા કરતાં નજરે અનુભવે તો સારું જાણે. આત્મદેશનો ભોમિઓ અનુભવી શું નહિ જાણે ? કદાપિ ગ્રંથ અનુભવથી વિરુદ્ધ હોય તો ગ્રંથ ખોટો કહેવાય. જે આત્મદેશથી સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ, લય, સદા બની રહ્યાં છે તે મન મત મતાંતરનું ખંડન નહિ કરી શકે, પણ તેમ કરવાની તેને જરૂર શું ? કામી પુરુષને પૂતળાપણું જણાય તો તે મિથ્યા લાલચ છોડી દેશે. વળી સંસારની વૃત્તિ ફાંસી છે. ખાડામાં પડો, ઉપર આવો, ઉછળો, પણ આખરે ડૂબી મરવાનું છે. પાપ પુણ્યથી પણ નીકળાય એમ નથી. પાપથી નઠારો જન્મ, પુણ્યથી સારો જન્મ પણ લક્ષચોરાશી મટે નહિ. અનંત કાળથી ધરાયા નહિ. “**पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनं.**” જન્મતાં દુઃખને શોક, પછી પણ પોતાને અને પોતાના સંબંધીઓને. જુઓ કે સ્વપ્નમાં જે જગત્ છે તે નથી જણાતું, ને નવુ જ, નહિ તે ખડું થાય છે. જનકરાજા ભીખારી દેખાયા; રાજાની રક્ષા માટે ખરેખરા નાગી તરવાર સાથે પહેરેગીર છતાં ઉંઘ આવી, સ્વપ્નું થયું ને શિયાળે પકડયો, અને બૂમ પાડે કોઈ છોડાવે નહિ. પેહેરેગીર છતાં શોધેલી લાકડી પણ જડી નહિ. જાગી જોયું તો કૌતુક જણાયું અને હર્ષ થયો. તેમ જાગીને જુએ તો જગત્ કૌતુક જણાય ને આત્માને હર્ષ થાય. જે મન ચોરે ફસાયો અને જે મનને મિત્ર જાણ્યું તેને મેં ઓળખ્યું; તે ઠગારૂં છે, ભભૂત નાખી મને ભરમાવી લઈ જનારું તે મન છે. પુણ્યરુપી વિત્ત મારું એણે હરી લીધું. માટે એ મનને મારૂં. એનો માર મેં બહુ ખાધો છે. મનરુપી મોતી અભેદ હતું તે વીંધ્યા વિના ગબડતું હતું તે વીંધ્યું કે સ્થિર રહે. લીસું જોયું કે ગબડતું હતું. દોરામાં પરોવી કબજે રાખ્યું. શીતળતાથી પાણી પણ પથ્થર જેવું થાય છે. સૂર્યના તાપે પાછું પાણી દેખાય છે, બાકી પાણી અને બરફ એકજ છે. તેમ મનરુપી શીતળતાથી મન ચેતનમાં મનરુપતાને પ્રાપ્ત થાય, તે પાછું આત્મજ્ઞાન સૂર્યથી ચૈતન્ય થાય. મનભાવનો લય થઇ, પરમાનન્દ ચિંતામણી પ્રાપ્ત થાય. નિર્મળ આકાશ જેવી મારી સ્થિતિ થાય. કામ, ક્રોધ, લોભ રહિત થાઉં. આત્મપ્રકાશ અંતઃકરણથી બહાર પ્રસરે કે તારા (વસ્તુઓ) ઢંકાઇ જાય. ખગ્રાસમાં તારા દેખાય છે. સૂર્યગ્રહણ વેળા સૂર્યને આવરણ નથી. આંખ જોઈ શકતી નથી માટે આત્મસ્વરુપ ગુણદોષથી પર છે.

તા. ૨૬-૮-૧૯૦૩.

## ૨૦. નિશ્ચય.

उत्सेक उदधेर्यद्वत्कुशाग्रेणैकबिन्दुना ।
मनसो निग्रहस्तद्वद्भवेदपरिखेदतः ॥

गौडपादाचार्यः

અર્થઃ—કુશાગ્રે એક એક બિન્દુ લઇ સમુદ્રને ઉલેચવાનું જે પ્રકારે થાય તે પ્રકારની ખેદ પામ્યા વિનાની ધીરજથી મનનો નિગ્રહ થઇ શકે.

ઈષ્ટ અનિષ્ટની વાસના છૂટવી જોઈએ. સુતેલો માણુસ શરીરની ક્રિયા સંકલ્પ રહિત કરે છે; હાથ હલાવે, પગ હલાવે, તેમ તું જાગ્રતમાં પણુ સંકલ્પ રહિત ક્રિયાઓ થવા દે. જાગ્રતમાં યથાશાસ્ત્ર કાર્ય કર. રાતે લીલા માત્ર ધ્યાન શોખને ખાતર કર. છોકરાં ગમે તે રમત કરે છે તેમાં તેમને કાંઈ પ્રયોજન હોતું નથી. વગર પ્રયોજનના કાર્યમાં મન સમરસ થઈ રહે છે, કેમકે પ્રતિબિંબનો ભેદ દર્પણુને નથી; સારૂં નરસું પ્રતિબિંબ દર્પણુને સારૂં નરસું બનાવતું નથી; દર્પણુ તો છે તે છે. નેત્રથી રુપ જણુાય; કાનથી સ્વર સંભળાય અને સારૂ નરસું પ્રતિબિંબ મન પર પડે. સર્વ સારૂં નરસું એ તો આભાસ છે. મનને તેની શું કામ અસર થવી જોઇએ? સુતી વેળા વિચાર કરવો કે: "હે મન આત્મસ્વરુપમાં તને શું ઓછો આનન્દ છે, કે તું આ સંસારમાં ફસાવા તત્પર થાય છે? તને શું આત્મા આનન્દદાયી નથી કે તું હીરો છોડી પથ્થર પર નજર કરે છે? અમૃત તજી વિષ્ટા ખાવા દોડે છે? ઉત્તમ છોડી નીચમાં જવું એ અવિવેક છે, તેમ શાન્તિ છોડી શ્રમમાં પેસવું, નિદ્રામાંથી જાગ્રતમાં જવું, અકૃત્રિમમાંથી કૃત્રિમમાં ભરાવું, એ કનિષ્ટ છે. નિદ્રા તો શ્રમને હરી લઇ શાન્તિ આપે છે અને પાછું મન તત્પર તાજું થાય છે. એવી શાન્તિ છોડી પાછું સંકલ્પ વિકલ્પમાં કેમ પડે છે? સંસારનો વિસ્તાર સંકલ્પથીજ છે. તું સંકલ્પ છોડી દે; ચિંતામાં શું સાર છે? સંસાર ચિંતાથી ભરપુર છે. તું જો કે સંસાર બહાર નથી; તુંજ કલ્પના ઉઠાવે છે અને સંસારને ખડો કરે છે; તુંજ સઘળું ઊભું કરે છે. ત્યાગ કરે તો દુઃખ મટે. ત્યાગ કરવો એટલે શું? અતીત કેમ થવાય તે અનુભવપ્રકાશમાં જુઓ. સ્ફુરવું એજ દુઃખ છે. ચિત્તમાં ગતિમાન આકાર થાય, સંતપ્તતા થાય, એજ દુઃખ છે. નિદ્રામાં મન થાકીને લોથપોથ થઇ બળાત્કારે ન છૂટકે પડે છે; ના ઇલાજ છે; તેથી સંસ્કાર તો જેવાને તેવા જ રહે છે અને જાગે કે પાછું મન સંકલ્પ વિકલ્પ ઉઠાવે છે. લોભી ઉદ્યોગ કર્યો જાય છે, આખરે થાકીને નિદ્રાવશ થાય તો નિદ્રાને એક વિઘ્ન ગણે છે. જાણે કે

નિદ્રા નહિ આવી હોત તો વધારે ઉદ્યોગ કરી વધારે લાભ મેળવત, એમ પ્રવૃત્તિમાં પડચો રહે છે, પરંતુ પ્રવૃત્તિ પણ નિવૃત્તિને માટેજ છે; પણ લોભ નચિંત બેસવા દેતો નથી. અનુકૂળતા છે પણ તેનો લાભ લેવો ગમતો નથી. અભ્યાસે પ્રવૃત્તિ સુખદાઇ ગણાઈ, મૂળ ઘાલી બેઠી છે. સહવાસની પ્રબળતા છે; અભ્યાસે દુઃખ સુખરુપ થાય. વ્યસનમાં પણ મોટાને દેખી બાળક અનુકરણ કરે છે; લાભ ગેરલાભથી કરે છે એમ નથી. કષ્ટ વેઠીને પણ કરે છે, દેખાદેખીથી કરે છે. તેમ પ્રવૃત્તિમાં નિવૃત્તિ આવતી હોય તો પણ તે ગમે નહિ. પેન્શન લેવાનો વખત આવે, તો પણ લેતા પહેલાં વિચાર આવે કે પછી શું કરીશું ? કામ વિના કેમ ગમશે ? સરકાર કરેલી પ્રવૃત્તિ બદલ નિવૃત્તિનું ફળ આપે છે તો તે વળી દેશી રાજ્યમાં દોડે છે. રોગીને વ્યસન પડી જાય છે તો અભ્યાસે નહિ રોગ હોય તે દિવસે પણ પોતાને રોગી માને છે અને નિત્યરોગી થઈ પડે છે. કેટલાક શેઠીઆ રોજ ઓસડ પીવાની ટેવથી ઓસડ ન મળે તો દુઃખી થાય અને રોજના ઓસડનો ગુણ થાય નહિ. માટે શરીરની સ્વાભાવિક ક્રિયા ભલે થતી રહે તેમાં સંકલ્પની સંકલ્પરુપતા નથી; સંકલ્પ ક્રિયામાં એકરસ થઈ જાય છે. મન શરીર સાથે એકરુપ થઈ જાય છે તે વેળા મન નથી એમ નથી અથવા સંકલ્પ નથી એમ નથી. પણ સંકલ્પનું સ્વરુપ નથી. સંકલ્પ ક્રિયાનું પરિણામ તરત થઇ જાય છે અને ક્રિયાના નાશ સાથે સંકલ્પનો નાશ થાય છે. ક્રિયા તો ઉલટી સંકલ્પને રોકનારી છે. કામકાજમાં હોઇએ ત્યારે ફોગટ કલ્પના આવતી નથી, માટે નિરહંકાર પ્રવૃત્તિ બાધક નથી; તેવી પ્રવૃત્તિ તો અનુકૂળ છે પ્રતિકૂળ નથી. મનને ચણચણાટ થાય તેવું કરીએ તો તે પ્રતિકૂળ પડે છે. સ્વાર્થબુદ્ધિ પક્ષપાત સહિત હોય તેનો ચણચણાટ. પ્રવૃત્તિ બાધક નથી પણ સાધક છે અને આત્મવિચાર બન્નોજ રહે તો તે ઉત્તમ છે. સામાન્ય પ્રવૃત્તિની પણ શું જરૂર છે ? કારીગર અણુજો પાળે તે દહાડે સંકલ્પ વિશેષ કરે. મુંબઇમાં લોકો પોતાના કામથી પરવારે કયારે કે એક બીજાની કનવાર કરે ? અને સુરતમાં નવરા પડયા કે ન્યાતજાતની કૂથલીના કોથળે કોથળા. માર ખાતા સુધી ભય છે; માર પડતી વેળા તો તદ્રુપતા છે. માટે સંકલ્પ રહિત થવાનું છે; ક્રિયારહિત થવાનું નથી. ક્રિયામાં સંકલ્પ છે પણ સંકલ્પરુપતા નથી; સંકલ્પનું સ્વરુપ નથી. કાગળ લખવામાં સંકલ્પ નથી, પણ લખી રહ્યા પછી સારો નરસો લખાયાનો સંકલ્પ ઊઠે છે એ અહંપણું છે. ક્રિયા તો બધી અહંકાર રહિત છે માટે સારો અભ્યાસ પાડવો. પ્રાણાયામ પ્રથમ પગથીઆ તરીકે ઠીક છે. પ્રાણાયામ કરવાથી મન રોકે ત્યાં સુધી સાધ્ય રહે છે, એકાગ્રતા આવે છે, નહિ તો ચિત્ત ડોળાયાં કરે, નિશ્ચય આવે નહિ, ત્યાં સુધી સંકલ્પ કાર્ય કરવા તત્પર થાય નહિ. સંકલ્પ ડોળાય તેથી

મન નિર્બળ થાય. નિશ્ચયથી કાર્ય સિદ્ધ થાય છે. ખોટા સંકલ્પ વિકલ્પથી મન તથા ક્રિયા દુર્બળ થાય અને ફળીભૂત થાય નહિ. માટે નિશ્ચય એજ પરમેશ્વર છે અને સંશય એજ જીવ છે. જ્ઞાનસ્વરુપ પરમેશ્વરને શંકા શાની? દોષયુક્ત કાર્યોમાં વિચાર કર્યા કરવાનો. શુદ્ધ અંતઃકરણવાળાને શુભ કાર્ય ટપ દઇ નિશ્ચયથી કરવાનું છે. જાણવું જોઇએ કે (દ્રઢતાથી) પરમાત્માની પ્રેરણા મારા હિતનીજ છે; ભગવત કરે તે ભલું. "પ્રભુને ગમે તે સમે સર્વ સહેવું, સદા રાજીરાજી હૃદયમાં રહેવું." સઘળી "રામલીલા" છે. માટે શરણ થવું એ તો શુભ સંકલ્પજ છે. સમર્પણ કરવું. એવું નહિ કે ઘરમાં ટંટો ઊભો કરવો કે આ તો છાંટો ઊડયો. મૂળ સંકલ્પનો છાંટો ઊડતો અટકાવવો જોઇએ. વૃત્તિ અવૃત્તિ બની રહે. જાત્રા જઇ એક વાત છોડી આવવી જોઇએ. તે કોણું કે કારેલાંનું શાક છોડી આવવાનું નથી, પણ મનનો દોષ છોડી આવવાનો છે. "અસત્ય ભાષણ તજીશ, જીવ જતાં કદી જુઠું બોલીશ નહિ" એવી પ્રતિજ્ઞા લઈ આવવાની છે. એવું જો માત્ર એક પણ વ્રત લે તો પણ કલ્યાણ થઈ જાય. પણ સાપ મૂકી લીસોટા પર આધાર રાખે છે. વ્રત લઇ નિભાવવું જોઇએ; તેમાં દેશકાળની મર્યાદા ન રાખવી. દુર્બળ મનનું કામ નથી. વ્રત નિભાવવામાં મનનું સામર્થ્ય જોઇએ ( Strong will powar ). ભય થાય, શોક થાય, એ મનની દુર્બળતા છે. ધૈર્યવાન ડગે નહિ. એક પરાક્રમી પર હજારો સામા હોય તો હાથ કરતા અચકાય. કુમક છતાં ડાકણ તો એકને દેખી ભાગી જાય પણ મરણીઓ જીવપર આવે તો ઘણાને ભારે પડે. મોતીસીંગ પકડાય? ઉપલે માળેથી કૂદી નાઠો અને સઘળા જોયાં કરે; પાછળ પાછળ જાય પણ પકડવાની હિંમત કોની લાવે? નિડર શું ન કરે? નિડરતા, ધૈર્ય, એ મનનો ધર્મ છે. રજપૂત શરીરે સૂકલકડી પણ શૂર આવે તો નરાજ વાંકી વાળી દે અને પછી શૂર ઉતર્યું કે ગળામાંથી પાછી કોણ કહાડે? રાઇના પહાડ રાતે વહી ગયા. વાયુના રોગીને બળ એવું આવે, કે રોકયું રોકાય નહિ. એ કાંઈ શરીરનું બળ નથી. કેમકે શરીરનું બળ કાંઈ નથી, મનનું બળ છે. મનના બળથી આવરદા વધે છે. સંસાર ચંચળ છે, સૌંદર્યતા જોવાનીજ છે. સંસાર બદલાતો જાય છે, અસાર છે, બલ્કે છેજ નહિ. એમાં જે સાર દેખાય તેનો આશ્રય લે. માબાપનો આધાર એવો જણાતો કે તેમના વિના કેમ ચાલશે? પણ તે બિચારાં હવે કયાં છે? તેનું ચિન્હ પણ નથી. ઘડીભર ચાલતું નહોતું, પણ તેની પાછળ તો ગયા નહિ. જેને આઝશો તે ક્ષણભંગુર દુઃખરુપ નીવડશે. સંસાર દુઃખની ખાણ છે માટે શરીરાભિમાન તજી આત્મસ્વરુપનો આશ્રય કરો. દેવને ભજવા હોય તો દેવને ભિન્ન કર્યા વગર ભજો, નહિ તો દેવને માનશો ત્યાં સુધી તે દેવ રહેશે. જેવી રીતે દર્પણ ખરું દેખાડે છે તેમ મનમાં જેવું અભિમાન

કરશો તેવું મનનું પૂતળું થશે. હું શુદ્ધ, અસંગ, નિર્મળ, પરમાત્માસ્વરુપ છું, એમ માનશો તો મન શુદ્ધ થશે; વાસ્તવિક દર્પણમાં શુદ્ધ અશુદ્ધ નથી, તેમ મન શુદ્ધ અશુદ્ધ નથી, બલ્કે છેજ નહિ. હું જીવ છું એમ માનવાથી અશુદ્ધ મન ઉત્પન્ન થાય છે. એમ થાય ત્યાં લગી સદ્ગુરુનું ધ્યાન ધરવું. સદ્ગુરુ શુદ્ધ ગુણોની મૂર્તિ છે. આત્મચિંતન એક વાર થયું, તો પછી છુટવાનું નથી; દેહરુપતા કાઢી નાખો. મૂર્તિમાં શુભ ગુણ સર્વે છે એમ સમજી મૂર્તિનું ધ્યાન કરો. ધ્યાન કરશો ત્યાં લગી તેના શુભ ગુણ તમારામાં આવશે. આત્મચિંતન તો સદૈવ પોતાના ઘરનુંજ બની રહ્યું છે. જે મિથ્યા છે, તેમાં ગુણ શું અને અવગુણ શું ? લાકડાનો હાથી સારો છે તો શું ને નરસો છે તો શું ? અસત્ય અવિદ્યમાન્ આસ્થા કેવી ? ગુણ દોષ કેવા ? ઝાંઝવામાં મીઠું ખારું કેવું ? તું સત્ય અસત્યથી જોડા નહિ. મુઓ જીવતા સાથે ભમે નહિ. તું એકરુપ છે માટે શોક ન કર પણ સમુદ્ર પેઠે અક્ષોભ રહે. જે પુરુષાર્થ કરવાનો છે તે ધન દોલત વિષય માટે નથી, પણ આત્મસ્વરુપની પ્રાપ્તિ માટે છે, કે જેને માટે પરિશ્રમની જરુર નથી.



તા. ૨૭-૮-૧૯૦૩.

## ૨૧. સંકલ્પમય સ્વપ્નતુલ્ય સંસાર.

संसारः स्वप्नतुल्यो हि रागद्वेषादिसङ्कुलः ।
स्वकाले सत्यवद्भाति प्रबोधे सत्यसद्भवेत् ॥

आत्मबोधः

**અર્થ**:—રાગદ્વેષાદિથી પૂર્ણ એવો સંસાર સ્વપ્નતુલ્ય છે; પોતાના કાલને વિષે સત્ય જેવો લાગે છે, બોધ થતાં અસત્ય થઇ જાય છે.

સંકલ્પ રહિત થઇ કાર્ય કરવામાં દોષ નથી. ક્રિયાની પહેલાંના અને પછીના સંકલ્પ થવા દેવા નહિ. સંકલ્પ સહિત ક્રિયા થાય તેજ બાધક છે. આત્મબોધ ક્રિયા મુખ્ય સાધક છે. ફરજ કરવામાં થતી ક્રિયા ગૌણસાધક છે પણ બાધક નથી. અભિમાનરુપની ક્રિયા માત્ર બાધક છે. ક્રિયા વેળા નિરર્થક સંકલ્પ થતા નથી. જે નિરર્થક સંકલ્પો થાય છે તેજ બાધક છે. ઘાસનો ભડકો થઇ સમાઇ જાય તે ક્રિયામાં બાધ શો ? પણ લાકડું પજળ્યા કરે એ બાધક છે, કેમકે તેનો તાપ ફરી ઊઠે છે. માટે નિષ્કામ કર્મ કરવામાં બાધ નથી. સંકલ્પનું અનુસંધાન કરનાર અહંકાર છે. કાયદામાં પણ અહંકાર રહિત અકસ્માત થાય તે ગુન્હો નથી. અંતઃકરણ

આત્મામાં સ્થિતિ પામે તોજ સ્થિર થાય. મનમાં શુદ્ધતા અશુદ્ધતા છેજ નહિ. ઉકરડો ધરો તો તેનું પ્રતિબિંબ પડે; દેવ ધરો તો દેવનું પ્રતિબિંબ પડે; મન પ્રતિબિંબ વગર રહે નહિ. મનનો આરસો ઉંધો ધરો તો જમીનનું પ્રતિબિંબ લે; ચત્તો ધરો તો આકાશનું પણ પ્રતિબિંબ લે ખરો. મન આરસામાં અહંકાર તો રહેવાનોજ. માટે જીવપણાનો અહંકાર છોડી દો કે તે પ્રતિબિંબ પડે નહિ. પણ "આત્મા હું છું" એમ સારૂં પ્રતિબિંબ પડવા દો. અભ્યાસ અને અધ્યાસથી તે બની શકશે. હું પુરુષ છું, હું સ્ત્રી છું, પશુ છું વગેરે સહુને છાજતી વૃત્તિ ઉઠે છે. કોઇને પોતાનું વિસ્મરણ થતું નથી. બતકનાં બચ્ચાં જન્મે કે પાણી તરફ દોડે છે તેને પાણીનો ભય નથી. માટે વ્યાપકપણું મનનું થયું તો વૃત્તિને ઊઠવાની જગાજ નહિ. મન કયાં જાય ? સાધારણ આરસામાં તો પ્રતિબિંબ થોડા ભાગમાં પડે અને બાકી તો આરસો ખાલી જણાઈ આકાશનું પ્રતિબિંબ હોય. પણ મનમાં તો જે પ્રતિબિંબ પડે તે રુપ આખું દેખાય. મન પ્રતિબિંબનું પુતળું જ થાય છે. તદ્રુપ થઈ જાય છે; મનનો બાકી આકાર રહેતો નથી. જેમ પ્રોસ્પેકટીવ ( Prospective ) માં ચિત્ર પડે છે તેમ મનની આ અદ્દ્ભૂત કરામત છે. નાટકનાં પૂતળાં અથવા કુંડાં કાગળનાં કાપીને તેટલાંજ કીધાં હોય તેથી ભુલાવામાં પડે કે આ ખરાંજ હશે. તેમ મન સંકલ્પ પૂરતુંજ બને છે, અને તેથી ભૂલાવો થાય છે કે હું તો "જીવ છું" અને દૃઢ થઇ બેઠું છું. પ્રતિબિંબ પડયું છે એમ જણાતું નથી પણ આરસોજ તેવો દેખાય છે. જ્યાંલગી અનાત્મ અભિમાન છે ત્યાંલગી મલીનતા છે. શુભ ગુણ અનાત્મના તળિયા પર નકામા છે. અજ્ઞાન દૂર કરો તો આત્માના તળિયા પર ગુણ દોષ સહુ સમાન છે. નીકળી જાય છે. કાગળ પરનો કાળો અને સોનેરી રંગ કાગળને આશ્રયે છે પણ કાળો અને સોનેરી બન્ને ઉપાધિ છે. ધોઇ નાખો તો શુદ્ધ કાગળ રહે છે. તેમ પાપ પુણ્ય, ગુણ દોષ, બન્ને શુદ્ધ આત્મા પર છે તે ધોઈ નાખો તો બન્ને નકામા છે. પંચદશીના ચિત્રપટમાં જુઓ કે આત્મા પર જગતચિત્ર ખડું થયું છે. શ્રીકૃષ્ણ કહે- ઉપરનાં વસ્ત્ર કાઢી નગ્ન થઇ ગોપીઓ આવે તોજ સ્વીકારૂં. શુદ્ધ કાગળરુપ થયા વિના નહિ સ્વીકારે. કાળો અને સોનેરી રંગ ધોઇ નાખવાની જરૂર છે. ડાળ પાંખડાં મૂકી કદંબવૃક્ષની ટોચે પોહોંચવું સહેલું નથી. માટે ભાવના જીવપણાની છોડી "આત્મસ્વરુપ છું" એવી રાખવી. આ સંસાર ભાવના માત્ર છે. હું, મારૂં કુટુંબ, આદી ભાવનાથીજ બનેલાં છે. લગ્ન થાય છે; પતિ પત્નિભાવ દૃઢ કરવા દેવતા સાક્ષી સામે ધામધૂમ થાય છે; તેનું દુઃખ તે પોતાનું એમ અરસપરસ ગણે છે; છોકરાં છૈયાંમાં મમત્વ બંધાય છે; તેમજ ભાવનાથી મન આત્મામાં લય થઇ શકે છે. "बंधाभिमानी बद्धोहि मुक्ताभिमानी मुक्तः" બાકી બીજું કરવાનું કંઇ નથી. શ્રદ્ધા કે "હું બ્રહ્મ છું" એવી ભાવના વધારવી.

ભાવનાનીજ ખોટ છે. સજાતીય પ્રવાહ વધારવો, વિજાતીય દૂર કરવો, એટલે કીટભ્રમર ન્યાયે મન બ્રહ્મરુપ થશે. સુગમ તો છે, પણ થતું જણાતું નથી. અનેક ભાવનાઓ તાબડતોબ ફળે છે. કોઇ કહેશે કે તારો જૂનો મિત્ર ગાળો દેતો હતો, તો તરત મિત્રાઇ તજી શત્રુતા ઉત્પન્ન થાય છે. ભાવના તરત સહેજ નિમિત્તે બદલાય છે, અને બ્રહ્મભાવના કરતાં વિચારમાં પડો છો. શ્રદ્ધા નથી તેથી. તમે તમને બ્રહ્મ માનો તો કોણ ના કહેવા કે હાથ પકડવા આવે છે? કહેનાર પર શ્રદ્ધા વિશ્વાસ જોઇએ. કોઈ કહે મનની નિર્મળતા વિષય સંગથી છે, માટે અસંગ થવું. બહારનો ત્યાગ નકામો છે, તે તો ફોકટ કષ્ટદાયી છે. અંતરની સફાઇ જોઇએ. છટો પડયા પછી મળે, તો પણ કોરોને કોરો રહે. ઉખેડીને પછી બરાબર ચોંટે નહિ. સુખાનંદજી મહારાજ બીજાનાં છોકરાં પર અત્યંત પ્રીતિ રાખે, છતાં તરત છોડી ચાલતા થયા, પણ માબાપ છોકરાંને છોડી જવું હોય તો વિયોગ દુઃખ પામે. માટે એ ઉપરનો સંગ કહેવાય. માબાપ સત્યસંગ માને તેથી દુઃખ. કાપેલી ડાળ ચોંટે તે અંગભૂત થાય નહિ. બ્રહ્મચર્યથી નિસંગતા, નિરહંકાર, સ્વાશ્રય, એવા શુભ ગુણો આવે છે, પણ હવે એવી તત્ત્વજ્ઞાન શીખવાની શાળા કયાં છે? નિશાળમાં સામાન્ય પ્રચાર હોય છે અને ઘેર શીખે પણ મહેનત વધારે પડે. સ્કુલો બંધ કરે તો હાલ જેટલા Matriculation (મેટ્રીકયુલેશન) માટે તૈયાર થાય છે તેટલા થાય નહિ. ધર્મની સ્કુલો જતી રહેવાથી હવે ધર્માભ્યાસ માટે ઘરનો અભ્યાસ કરવા જરૂર રહી તે થોડાજ કરે છે. મનની નિર્મળતા રાખવી અને ઉલ્લાસપૂર્વક આત્માભ્યાસ કરવો જોઈએ. આત્માભિમાન ભલે રહે. ભાવના ન રહે તો મોઢે કહે તો પણ છાપ પડશે. શિવોહં વાણી સાથે મન તદ્રુપ છે. શંકરસ્વામીનું આત્મચિંતન ૨૭ શ્લોકનું છે એમાં પણ એવો અભિપ્રાય છે. વળી ક્રિયા વળા કલેશ નથી; સંકલ્પનું કષ્ટ છે: ક્રિયા સુખરુપજ છે. પ્રવૃત્તિ, ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટની નિવૃત્તિ માટે છે. ફાલ્લો ફોડવામાં પણ આનન્દ છે. ક્રિયાનું મૂળ સુખ છે. કામમાં મચ્યા કે આનન્દ, નવરા પડયા કે દુઃખ. માટે લોકો પાનાં સોગટાં વગેરેમાં મનને રોકે છે. તેથી ક્રિયાનો નિષેધ નથી. દેહ સુધી ક્રિયા છે. ગીતાજીમાં પણ એમજ કહ્યું છે. આનન્દના અંકુરમાંથી ક્રિયા ઊઠે છે, સકામ એજ કહેવાય છે. નામરુપ સિવાયના સમસ્વરુપમાં રહી જગતનું કાર્ય કરવું. ગ્રહણ ત્યાગબુદ્ધિ રાખવી નહિ. પારકાની દૃષ્ટિમાં આકાશ મેલું દેખાય; આકાશની સ્વદૃષ્ટિમાં પોતે મેલું નથી. યાદ આવવું તેને સ્મરણ કહે છે અને સ્મરણ પછીની એકતાને અનુસંધાન કહે છે. “ હું આત્મરુપ છું ” એ વાતનું વિસ્મરણ થયું છે માટે તેનું સ્મરણ થાય પછી અનૂસંધાન થાય. આપણને મનુષ્યપણાનું વિસ્મરણ છેજ નહિ, તેથી તેનું સ્મરણ કરવાની જરૂર નથી, પણ તેનું અનુસંધાન બની રહ્યું છે. અર્જુને કહ્યું કે “ હું સ્વરુપ ભુલી ગયો હતો. ” મૂળ

કોટ ભલે ઊડે, પણ તે લોક દૃષ્ટિમાં દેખાય. સ્વદૃષ્ટિમાં રાખવું નહિ. "આપ આપકે મનમેં ગદ્ધાખી મસ્તાન." અજ્ઞાનીજ અહંકારને અને આત્માને એક માની ધૂળ આકાશને એક માને છે અને પોતાને જીવરુપ માને છે. પ્રથમ સંકલ્પ ઊઠે પછી નિશ્ચય થાય, પછી ક્રિયા. પણ એ સર્વે એટલી ત્વરાથી ઘણીક વાર થાય છે કે સંકલ્પ ક્રિયારુપ થઈ જતો જણાય ત્યાં સંકલ્પનું સ્વરુપજ નથી. સંશયભેદ જ્ઞાને થાય; ભેદજ્ઞાન અજ્ઞાને થાય, માટે નિશ્ચય તેજ પરમેશ્વર. આકાશમાં સૂર્ય તેમ હૃદયમાં આત્મા. સૂર્ય તો પરિચ્છિન્ન છે પણ આત્મા તો વ્યાપક છે. હૃદયમાં પ્રકાશે ત્યારે શું પ્રકાશ્યા વિનાનું રહી જાય? પાણીમાં પરપોટા તેમ ચૈતન્ય પર જગત્ નામરુપ છે. શુદ્ધ મણી પર પ્રતિબિંબ છે. વિષયોની સત્યતા મટી તો હર્ષ શોક શું? સુવર્ણબુદ્ધિવાળાને સોનું, લગડી, ગીની, સહુ સરખાં છે, દાગીનાબુદ્ધિ હોય તેજ સોનું લેવા ના પાડે. સમદૃષ્ટિને આત્મરુપ છે અનિષ્ટ બુદ્ધિ નથી. હર્ષ ખેદ પણ પ્રતિબિંબ આભાસ માત્ર છે, સત્ય નથી. વિષય નથી અને ખેદ દેખાયો તોપણ આત્મરુપ છે. હર્ષવિષાદ નહિ એ મુક્તિનું સ્વરુપ છે. જ્ઞાન થવું સહેલું છે, માત્ર દૃઢતાને વાર છે, કેમકે ચિત્ત ઠરતું નથી. સ્થિતપ્રજ્ઞ થવું જોઈએ. ઉત્પત્તિ, સ્થિતિ અને લય એને પરાવર કહે છે. ચિંતા ભયથી થાય છે; ભય ભેદબુદ્ધિથી થાય છે; ભેદ અજ્ઞાને થાય છે. જેમ ઘડિઆળમાં મૂળ ચક્ર ચાલુ રહે, ત્યાં સુધી વચલું ચક્ર અટકે નહિ, તેમ સૃષ્ટના ઘડિઆળમાં આપણે સ્થિર શું કામ થવા મથીએ? મૂળચક્ર ફરે ત્યાંસુધી ફર્યા કરીએ, પણ મૂળચક્રને આધારે માત્ર અહંભાવથી સ્થિર સાક્ષીરુપે રહેવું.



તા. ૨૮-૮-૧૯૦૩.

## ૨૨. નિષ્કામતા.

सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम् ।

मनुः

અર્થ:—જેટલું જેટલું સ્વવશ તેટલું સુખ, જેટલું પરવશ તે બધું દુઃખ.

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोतिपुरुषः ॥

भगवद्गीता.

અર્થ—માટે અસક્ત રહી નિત્યે કાર્ય એવાં કર્મને સારી રીતે કર, કેમકે અસક્ત રહી કર્મ કરનાર પુરુષ પરમ (પદ) ને પામે છે.

સદા જેને આત્મસ્વરુપનું અનુસંધાન રહે, તે ગમે તે કર્મ કરે તેનો બાધ નથી. સુષુપ્તિમાં વ્યવહારનો લોપ થાય છે અને જાગ્રતમાં સર્વ કાર્ય કરે પણ હર્ષશોક રાખે નહિ તો સુષુપ્તવત્ ગણાય. સંકલ્પ

ભૂત ભવિષ્યના ચિંતનથી થાય છે. વર્તમાન કાળમાં તો મન તન્મય થઇ જાય છે, માટે ભવિષ્ય ચિંતન નહિં કરવું પણ ભવિષ્ય નિમિત્તે વર્તમાન કાર્ય કરવું. કર્તવ્ય ભવિષ્ય માટે પણ કરવું. ખેડુત બી વાવે છે અને પછી ફળને માટે પરમેશ્વરની મરજી પર આધાર રાખે છે. જે સંકલ્પ ક્રિયાત્મક થાય અને બાકી રહે તે ફોકટ છે; તેમાં જીવરૂપતા છે; હર્ષ શોક છે. મનની ત્વરા એવી છે કે પ્રથમ ઉત્તર ક્ષણ સમજાતી નથી. એક અક્ષર વાંચવામાં ત્રણ ત્રિપુટી થઇ મનના નવ પ્રકાર થાય છે. જોવાપણાની જ્ઞાનત્રિપુટી, બોલવાની કર્મત્રિપુટી અને સમજવાની ભોગત્રિપુટી એ સઘળું એકદમ થાય છે. વચ્ચેનો અંતર સૂક્ષ્મ છે; શતપત્ર શૂચિકા ન્યાયની પેઠે વળી અલાતચક્ર ગોળ અગ્નિ દેખડાવે પણ તેમાં અગ્નિ એકજ જગો પર છે; તેમ મનુષ્ય દુઃખાકાર બને ત્યારે જ્ઞાનાકાર નહિ. દુઃખ ભોગવે ત્યારે ખરૂં જોતાં દુઃખ નથી અને એવી રીતે દુઃખ નથી ત્યારે દુઃખ માને છે, કેમકે દુઃખ હમેશાં ઉત્તર ક્ષણમાં ભાસે છે. મન એ સ્વરૂપે બને નહિ માટે દુઃખ નથી. નિદ્રામાં સુખ છે, પણ તે ઊઠયા પછી જણાય છે. આ પ્રમાણે સુખદુઃખ વર્તમાનમાં નથી તો ભૂતમાં કયાંથી આવ્યાં ? અને ભવિષ્યમાં કદાપિ છે તોપણ વર્તમાનમાં આવનાર ન હોય તો તેનો ભય શું ? સુખદુઃખનો ભય છે જ નહિં પણ મન મહા જાદુગર છે. હાથ ચાલાકીથી મોહ ઉપજાવે છે. સ્વરૂપ શું તે નક્કી થતું નથી, કારણકે મન બધા વેશ લઈ શકે છે. વળી આ સ્થુલ વર્તમાન સમજવાનું નથી, પણ સૂક્ષ્મ વર્તમાન સમજવાનું છે. પાણી રેડીએ છીએ ત્યારે પાણીને અખંડ ધાર હોતી નથી. પ્યાલાના પાણીમાં પણ વચમાં પોલાણ રહે છે. સમુદ્રના પાણીમાં માછલાં પોલાણની હવાથી જીવી શકે છે. ખાંડ નાખીએ તો પ્યાલાના પાણીમાં સમાઇ જાય છે. એજ પ્રમાણે જગત્ પણ કડકા કડકા છે છતાં અખંડ દેખાય છે. જગત્ના કડકાઓની વચ્ચેની સંધીઓ પર લક્ષ રહેવું જોઇએ. દરેક વૃત્તિમાં જગત્ ઊઠે છે અને લય પામે છે. વૃત્તિના ચમકારા એજ જગત સ્વરુપ છે. એને પ્રત્યભિજ્ઞા અથવા સ્મૃતિ જોડે છે. તંતુઓ જુદા હોય છે; કપડું અખંડ દેખાય છે તેનું કારણ આડાં ઉભાં કાણાં છે. વૃત્તિરુપી તંતુ પળમાં હજારો બીજી વૃત્તિને ગુંથી દે છે. દેશકાળ, કાર્યકારણ ભાવ એ આડા તંતુ છે. કાલે જોયેલું ઘર કાળ કલ્પનાથી આજે તેનું તે દેખાય છે. જગત્નો પટ અખંડ દેખાય છે તે વૃત્તિના તંતુથી છે. વૃત્તિના તંતુ નીકળી જાય તો જગત્ છે જ કયાં ? યોગ પ્રાણાયામથી વૃત્તિ મનનો વેગ રોકે છે પણ સમુદ્ર ઊછળે ત્યાં કોને રોકે ? નિદ્રામાં શાન્ત થાય તેટલી ઘડી દબાઇ રહે. તત્ત્વવેત્તાએ પણ યથાશાસ્ત્ર વર્તવું જોઇએ. પોતા પર શાસ્ત્રનો દંડ નથી, વિધિ નિષેધ નથી. પોતે શાસ્ત્રદ્વારા મુમુક્ષુની સ્થિતિને પાત્ર થયો છે. શ્રવણઆદિ કરીને

અભ્યાસ પડયો છે તે અભ્યાસે વધેલો છે. નિષ્કામ વૃત્તિ વિના મુમુક્ષુતા થાય નહિ, તેથી તેનામાં વિપરીતતા સંભવે નહિ; તેનાં કાર્ય તો સહજ શાસ્ત્રાનુસાર થાય. લોકસમૂહને માટે પારકાના સંબંધમાં પણ સારી રીતે વર્તે. મેળવવાનું જેને બાકી રહ્યું નથી અને જેણે મેળવ્યું છે તે કદી જવાનું નથી, એનું નામ કૃતકૃત્યત્વ. એ અનુભવ ક્ષણિક આવે છે; જે નિયમસર કામ કરે તેને આવે. અંગ્રેજ લોક તેમ કરે છે અને તેથી યશ પામે છે. આપણે તો મુહૂર્ત કરતાં મોડું વહેલું થાય તેની દરકાર કરતા નથી. અંગ્રેજ લોકની ખૂબી જુઓ; તે હુકમ કરે તે માન્ય થશે એમ તેની ખાત્રી છે, અને તે હુકમ માન્ય થાય છેજ. આગગાડી પર જવું હોય તો પા કલાક પહેલાં સ્વસ્થ હોય, કેમકે તેની વૃતિ એકજ સ્થળે હોય છે. આવા દાખલા હરરોજ જોવામાં આવે છે તો પછી જેને અખંડ કૃતકૃત્યતા પ્રાપ્ત થાય તે લક્ષ ચોર્યાશીમાં ફરીથી આવે નહિ. હવે તેને ફક્ત રમવાનું બાકી રહેલું છે અને જગતને માત્ર "રામલીલા" તરીકે જુએ છે. તે નિરંકુશા તૃપ્તિ સપ્તમ ભૂમિકા દૃઢ નિશ્ચયથી પામે છે. આત્મપદ જ્યાં લગી નહિ પામે ત્યાં લગી પુરુષાર્થ ફળ્યો નહિ. સત્તા પર મનરૂપી ચિતારો ચિત્ર પાડે છે અને ભુંસી નાખે છે એમ ખેલ કરે છે. તે સતસ્વરૂપ હું છું. દેશ, વસ્તુ, દર્શન પ્રાપ્તિ નથી કે જે નજરે દેખાય. માત્ર અનુભવથી જાણવાનું છે. એવી પરમ સંપદની ખાણ ભરી મૂકી છે. લાખો રૂપિઆ ખરચ કરેથી પણ મળે એમ નથી કે શાસ્ત્રો ભણેથી પણ મળે એમ નથી "નિર્ધનકો ધન રામ હે." એકાંત બેસી વિચાર કર કે હું કોણ છું ? આ જગત્ શું છે? મારામાં શી શી વસ્તુઓ છે? એ જુદાં પાડે તો આત્મજ્ઞાન થાય. ઉત્તમ પદથી સ્વર્ગ મળે પણ તે નષ્ટ થાય છે. પરંતુ વિચારે જે પદ મળે છે તે નિર્મળ હોય છે. મન પર અજ્ઞાનના પડદાથી ચિત્રવિચિત્ર જગત્ ભાસે છે, પણ અંદર દીવો પ્રગટ થાય તો જગત્ નષ્ટ થાય. અંધારૂં હોય તે દૂર કરવાને એક નાનું છોકરૂં દીવાસળી સળગાવે તો બસ છે. પણ હજારો જબરા મલ લાકડીઓ લઇ અંધારાને મારે તો તેથી અંધારૂં દૂર થાય નહિ. અનુષ્ટાન બેસાડેથી અંધારૂં મટે નહિ. કહ્યું છે કે આત્મા અગ્નિની જ્યોતિરુપ છે, છતાં માથા પર અંધારૂં છે અને તે અંધારાએ આખા વિશ્વમાં અજવાળું કર્યું છે. એવું અદ્ભૂત અંધારૂં છે તે માયા—અજ્ઞાન છે. તે ક્રિયાથી જાય નહિ પણ વિચારે જાય. આ સંસાર તરવો દુર્ઘટ છે; ત્રિવિધ તાપથી સર્વે સમાન દુઃખી છે, પણ બુદ્ધિથી જ્ઞાનપ્રકાશ ઉદય થાય, તો તરવું સુગમ છે. દરીઓ મોટો પણ વ્હાણ મળે તો તરી જવાય, માટે વિચાર નૌકાની જરૂર છે. મૂર્ખને થોડી આપદા હોય તે પણ મોટી લાગે. પોતાની હાના કરે એવું દેહાભિમાન જેમને છે એવા મનુષ્ય વિદ્વાન, ભણેલા, ઐશ્વર્યવાન્ હોય તોપણ તે અતિ મૂર્ખ ગણાશે. પીછાં કીડી

વગેરે પવનમાં ઊડે પરંતુ પર્વત ડગે નહિ. દેહાભિમાનીને ભય બતાવો તો તે ડરી જશે. આત્મવેત્તા જગત્ પ્રલય થઈ જાય તોપણ ડગે નહિ. પરપોટાને પોતાનો ભય થાય તેમાં સમુદ્રને શું ! સંતોનો સમાગમ અને સચ્છાસ્ત્રોનો વિચાર જરૂરનાં છે. શાન્તગુણ વગેરે સામાન્ય ધર્મ છે પણ તત્વજ્ઞાનથી શૂન્ય હોય તો મોક્ષ નહિ. તત્વજ્ઞાનથી બુદ્ધિ ખીલતી જાય છે. કઠણ અનાજ પાણીમાં ભીંજાય તેમ ખીલે અને મધુરતા આવે. કોઈ કોઈ કાંગરુ જેવા રહી જાય. પણ વ્યવહારમાં બુદ્ધિ સંકુચિત થાય છે. દેહાભિમાનમાં એક ગઠ્ઠો બંધાય છે માટે બુદ્ધિ સન્માર્ગે દોડે તોજ આત્મસ્વરુપ જણાય છે.

---

તા. ૨૯-૮-૧૯૦૩.

## ૨૩. આત્મસ્વરુપ.

नाहोरात्रे यथा सूर्ये प्रभारुपाविशेषतः ।
बोधरुपाविशेषान्न बोधाबोधौतथात्मनि ॥

उपदेशशास्त्री.

અર્થ:—સર્વથા પ્રભારૂપ એવા સૂર્યમાં દિવસ નથી કે રાત્રી નથી, તેમ સર્વથા બોધરુપ આત્મામાં જ્ઞાન નથી કે અજ્ઞાન નથી.

આત્મદેવની કૃપા થાય તો ઇંદ્રિયરુપી શત્રુઓને જીતી શકાય. કૃપા ત્રણ જાતની છેઃ ગુરુકૃપા, શાસ્ત્રકૃપા અને આત્મકૃપા. અંતઃકરણ શુદ્ધ થઇ સંસારથી છૂટવાની શુભેચ્છા થાય એ જ્ઞાનની પ્રથમ પાયરી છે. જ્ઞાનની ચાર ભૂમિકા છેઃ–૧. શુભેચ્છા, ૨. વિચારણા, ૩. તનુમાનસા અને ૪. સત્વાપત્તિ. સદ્‌ગુરૂ સચ્છાસ્ત્ર સામેલ રાખી વિચાર કરીએ અને મનનઆદિ તનુમાનસાથી સજાતીય પ્રવાહ કાયમ રાખી સદોદિત આત્મચિંતન કરીએ તો આત્મદેવનું પૂજન થાય છે, એટલે સ્વરુપનું પૂજન થાય છે; જે લીલા માત્ર ભાસે છે. યોગવાસિષ્ઠમાં આત્મદેવનું પૂજન શું છે તે બતાવેલું છે. સિદ્ધાંતમાં પણ ઇશ્વર, જીવ અને જગત્ માયિક કહ્યાં છે. માયાની ઉપાધિ સહિત ચૈતન્ય તે માયિક છે. જગત્ છે તો ઇશ્વર છે. રૈયત વિના રાજા નહિ. પુરુષપણા ઉપર રાજાપણું છે તે આવે જાય પણ પુરુષપણું કાયમ રહે છે. તેમ આત્મા પર જીવ ઇશ્વર જણાય અને જગત્ તથા જીવ મટયાં કે ઇશ્વર પણ ગયો. ચૈતન્યસ્વરુપ નિરંતર પ્રાધાન્ય છે અને ઇશ્વરપણું ગૌણ આગંતુક છે. ધણીઆણી હોય ત્યાંસુધી ધણી; છોકરો હોય ત્યાંસુધી બાપપણું એમ અભિમાન રહે છે, પણ સામાન્ય ધર્મમાં અભિમાન રહેતું નથી. સૂર્યની સત્તા નથી કે નહિ

પ્રકાશવા ધારે તો તે તેમ કરી શકે. નામરુપમાં ચૈતન્યદૃષ્ટિ થાય તો દોષદૃષ્ટિ અથવા ભેદદૃષ્ટિ દૂર થાય. ભેદદૃષ્ટિ સારી હોય કે નરસી હોય પણ તે વિષમ દૃષ્ટિ છે. ખેડુત મુઠી ભરીને બી નાખે છે અને એકમાંથી અનેક ઊગે છે, તેમ મોહરુપી બી મુઠીએ મુઠીએ વાવે તેમાંથી અનેક જન્મરુપી ફળો અને આપદાનો વરસાદ વરસે છે. મોહ થાય તે નિશા કીધા જેવું છે. મોહ થાય અથવા નિશા કીધી હોય તો મિત્ર શત્રુ દેખાય. કાદવમાં પડયો હોય તો સુખમાં સૂતેલો છું એમ માને અને ઘરમાં સુખમાં હોય તોપણ બળતો જળતો જણાય. સંસાર અને દેહ સત્ય માને એ મહા મોહ છે. સકામ વ્યવહાર કરવો એ મોહની મુઠીઓ ફેંકવાની છે અને તેમાંથી મહામોહ તથા અહંકાર થવાથી અનર્થનો વિસ્તાર વધે છે. એ પસારો આત્મજ્ઞાનના ઓસથી બાળી મૂકવો જોઇએ. દોરી જાણી તો પછી તે સાપ થાય નહિ. જ્યાં નામરુપ દેખાય છે ત્યાં સાક્ષાત્ ચૈતન્યતા જોવી. આંખ મીંચેથી સાક્ષાત્કાર થતો નથી, કેમકે તેવી રીતે તો પરમાત્મા એકદેશી ગણાય. પરમાત્મા કંઈ કચેરી લગાવી બેઠા નથી. સૂર્ય એકદેશી છે તેથી તેની તરફ નજર ફેરવીએ તોજ તે દેખાય છે, પણ આકાશ સર્વત્ર છે. તેમ ચૈતન્ય સર્વવ્યાપક છે. ચિત્રને જોતાં છતાં ચિત્રપટ જુએ, ચિત્રને મિથ્યા જાણે અને ચિત્રનું જીવનસ્વરુપ પટ છે એમ જાણે. જેણે પટ નથી જાણ્યો તે ચિત્રને સત્ય માને છે, પણ તેથી પટની સત્યતા ગઇ નથી. એક જાણે છે અને બીજો જાણતો નથી; દેખાવ તો તેનો તેજ છે. ઝવેરી અને અઝવેરી હીરો તો તેનો તે જ જુએ છે પણ ખરી કિંમત ઝવેરી કરી શકે છે. તેથી ઇંદ્રિય અને મન બન્નેનો મોહ બાધક છે. ઇંદ્રિયનો મોહ હોય પણ મનનો ન હોય તો તે બાધક નથી. મનનો મોહ નિર્મળ થવાને વિચારની જરૂર છે. વિચાર કરીએ તો તમામ ભય નિવૃત્ત થાય છે. લાલ કાચમાંથી બધું લાલ દેખાય છે. તેમ નેત્રમાંથી આકાર દેખાવા તે નેત્રનો સ્વભાવ છે. કાનથી અવાજ સાંભળવો એ કાનનો સ્વભાવ છે, પણ મન તેની સાથે એકરુપ દેખાય અને તેની વાત સાચી માને તો મોહ ઉત્પન્ન થયો કહેવાય. અસલ લાકડું તો છેજ પણ આંખને મોહથી લાકડાનો સાપ ખરો સાપ લાગે છે તેથી સાપનું લાકડું કરવાની જરૂર છે, કેમકે તે લાકડાનો સાપ જોઈ તેને સાપ કહે છે; લાકડું છે એમ જાણતો નથી. તે લાકડા પર ચિત્રામણ હોવાથી તેને સાપ તરીકે જુએ છે, તેથી ચિત્રામણ કાઢી નાખીને લાકડું કરીએ તો આંખ લાકડું દેખે; પણ મનને તેમ કરવાની જરૂર નથી. આંખને માટે માત્ર જરૂર છે. લાકડા પર ચિત્રામણ ભલે રહ્યું તોપણ મન તો જાણે કે એ સાપ નથી પણ લાકડું છે. જો કે બોલાવશે "સાપ" કહીને. સો રૂપીઆ ગણવા હોય તો અભણને પાંચ પાંચની થોકડી મૂકી સમજ પાડવી પડે, પણ ભણેલો

છૂટક છૂટક ગણ્યા વિના સહેજમાં સો રૂપીઆ ગણી લે છે અને સમજી જાય છે. માટે લાકડાના સાપ, હાથી, જોવામાં આનન્દ છે. ખરૂં સ્વરુપ સમજીએ તો એમાં બગડી શું જાય? જેવો આનન્દ લાકડાનાં રમકડાં જોવામાં આવે છે તેવો આનન્દ એકલું લાકડું જોવામાં નથી. માત્ર સમજવું જોઇએ કે મૂળ અને રમકડાં બન્ને લાકડું છે. તેથી સાપ, હાથી વગેરે સહુ લાકડા પર લીલા માત્ર છે. ઝુમ્મરના લોલકમાંથી ભીંત પર જુદા જુદા રંગ દેખાય છે તે માત્ર રંગરુપ છે. પણ તેને મન ખરૂં માને તેથી મોહ થાય છે. જ્યાં દેખો ત્યાં સઘળે રામ; તેમ લાકડાની દુકાનમાં ખુરસી, ટેબલ, રમકડાં એવાં નામ આપીએ અને તે તેવાં દૃષ્ટિએ દેખાય તથા તેવો વ્યવહાર થતો રહે તો પણ લક્ષ તો લાકડા તરફજ રહે છે; એ અને સૌ લાકડુંજ છે. દીવાસળી મૂકીએ તો ખુરસી બળે અને ટેબલ નહિ બળે એમ નથી. ખાંડનાં રમકડાંનાં નામ જૂદાં જૂદાં હોય છે; કોઈ કમરખ તો કોઈ ખુરશી, અને આપણે એમ પણ કહીએ કે પેલું "વહાણ" આપ કે પેલી "બંદુક" આપ, પણ કમરખ, ખુરશી, વહાણ કે બંદુક સર્વે ચહામાં નાખેથી ખાંડ હોવાથી ગળપણ તો સરખુંજ આપશે. છોકરૂં ભલે એમ કહે કે બંદુક ખાંડમાં નહિ નાખવા દઉં, પણ મોટાને મન બધી ખાંડજ છે. તેમ ચૈતન્યસત્તા હુંજ છું એમ સાક્ષત્કાર થવો જોઈએ. એ કાંઇ ઢાંકયો છુપાયો નથી. માટીનો ઘોડો અને માટીનો વાઘ દેખાય, તેમાં ઘોડોએ નથી અને વાઘ પણ નથી, પરંતુ માટીજ છે. માટી પર નજર ન કરે અને ઘોડો વાઘ જાણીને મમતા રાખે અથવા બીહે તેમાં કોઇ શું કરે? માટી કાંઇ છુપાઈ રહી નથી. પ્રકાશ અંધારાનો નાશ કરે છે પણ ચૈતન્યનો પ્રકાશ તો અજવાળા અંધારા સર્વને પ્રકાશે છે. જો તેમ નહિ હોય તો અંધારૂં દેખાય કેવી રીતે? જેમ લાકડાનો સાપ લાકડું છે એમ જાણ્યા પછી રહેવા દો તો શોભા છે, તેમ જગતની શોભા ભલે બની રહી, પણ જગતની સત્યતા જો કાયમ રાખીએ તો ફરી ઉત્પન્ન થશે એવો ભય રહેશે. માટે સર્પની સત્યતા કાઢી નાખી જગતનો અત્યંત મિથ્યા નિશ્ચય થવો જોઈએ, અને મુક્તિ તો મુવા પછી થઇ શકતી નથી, દેહ છતાંજ થાય છે. નેત્રનો વિષય દૃષ્ટિ કહેવાય છે અને મનનો વિષય લક્ષ કહેવાય છે. માટે દૃષ્ટિ ગમે ત્યાં જાય પણ લક્ષ આત્મા પર રાખવું. વાચ્યાર્થમાં ભેદ છે, લક્ષ્યાર્થમાં ભેદ નથી. નિરંતર આત્મવિચાર કરવો એ આત્મદેવની કૃપાથી બની શકે. ચળરુપ તે મૃગજળરુપ થઈ જાય છે. દ્વૈતનો ભય વર્તી રહ્યો છે. સૌનો ભય. અગ્નિ, જળ, ઘર, જડ વસ્તુનો પણ ભય છે. એમાંથી પુરુષાર્થ સિવાય કોઇ રક્ષણ કરે એમ નથી. ભયને ગળી જાય તો છૂટે, બાકી ધન, બાંધવ, દેવ, યજ્ઞ કે પરમેશ્વર એ ભયમાંથી રક્ષણ કરે એમ નથી. પાંગળો લંગડો જીવ કહેશે કે દેવ રક્ષણ કરશે. "ધણીનું ધાર્યું થવાનું

છે. ” છતાં પોતે તો સદા સંકલ્પ વિકલ્પના તાર કાઢે છે. આચાર, શાસ્ત્ર વિરુદ્ધ કરે છે તેવો મનુષ્ય મંદબુદ્ધિ છે. તેની બુદ્ધિ વધતી નથી કેમકે તે બીજા ઉપર આધાર રાખે છે; તેનામાં સ્વાશ્રય નથી અને સ્વાશ્રયહીન થવું એ દુર્બળતા છે. રોગીથી ચલાતું નહિ હોય તેને બીજો ટેકો આપે તો તે છેક ગગડી પડે છે. “ રડતી હતી ને પિયેરિયાં મળ્યાં ” જેવો ઘાટ થાય છે; પછી તો ટેકા વગર તેનાથી ટગુમગુ પણ ચલાતું નથી. પરંતુ પુરુષ પ્રયત્ન કરે તો તેનાથી ચલાય એટલુંજ નહિ, પણ તેનો રોગ પણ જતો રહે છે. માટે પોતે પોતાને જુઓ. સદ્‌વિવેક પરમ નિર્ણય છે. પોતાની મેળે નિર્મળ બુદ્ધિથી કોઈ પારકું નથી એમ જાણવું. આકાશથી ફળ આયતું આવે એમ સહેજમાં સિદ્ધના વચનથી જ્ઞાન થઇ શકે છે. જ્ઞાનરુપી વૃક્ષની મંજરી વિચાર છે. સૂર્યથી જેમ સૂર્યમુખી ખીલે છે તેમ વિચારથી હૃદય ખીલે છે. હું-પણું મમત્વ છે તેજ સંકુચિતપણું છે. જાણવું જોઇએ કે હું જીવ છું તેવા સૌ છે. મારૂં સુખ તેવું સૌનું છે. મારૂં શું ઓછું થાય છે? શું હતું ને શું જતું રહ્યું? મને ઉપયોગી નથી એવી કેટલી બધી ચીજો મારી પાસે નકામી પડી રહી છે! મારા વધારામાંથી કોઇને આપું તોપણ કોઇને ખપ લાગશે. શ્રીમંતની ઝુલોમાંથી કડકા કડકા સાંધી કેટલા ગરીબ લોકોને વસ્ત્ર પૂરાં પાડી શકાય? પણ ભાઈઓમાં પણ માંહોમાંહે જુદાઈ જોવામાં આવે છે. આંગળીથી નખ વેગળા એટલા વેગળા સમજવા એજ કૃપણુતા છે. વિચારકરો કે કોના ભાઈ અને બાપ? પ્રભુ સર્વેનો એક પિતા છે. મનનો મનન ભાવ હું મમત્વથી ઊઠે છે. બરફ તડકામાં ગળી જાય તે પહેલાં કપાળમાં મારે તો લોહી કાઢે છે. માટે પરમાત્મા જળમાં “ હું તું ” ના બરફના ગઠ્ઠા છે તે એકરસ જળ કરી દો. ત્યાગની વાસના પણ છોડી દો. હું કાંઇ છું એમ માનશો અને કાંઈ બનશો તો બહાર સઘળું બનેલું રહેશે. તમે નથી તો બહાર પણ કાંઈ નથી. હુંપણાના ભાનમાં ભેદ છે. અહંકાર વાદળું દૂર થશે તો ચિત્તાકાશ નિર્મળ થશે અને ભેદ દેખાશે નહિ. દૃષ્ટિદોષે આકાશમાં ભ્રાંતિથી મોતનમાળ દેખાય છે તે ભુંસી નાખો. તેનાથી આત્મા સૂર્ય ઢંકાયો છે. “ હું જ્ઞાની છું”, “ તત્વવેત્તા છું ”, “ બ્રહ્મ છું,” એ પણ એક વાદળું છે. એ વાદળું પણ ખસેડી નાખવાની જરૂર છે. વાસણ અજવાળવાને માટે મટોડું રાખ જોઇએ, પણ વાસણ ઉજળું થયા પછી મટોડું રાખ દૂર કરવાનાં છે.

તા. ૨૯-૮-૧૯૦૩.

## ૨૪. પરમાનન્દ પ્રાપ્તિ.

न मे द्वेषरागौ न मे लोभमोहौ मदो नैव मे नैव मात्सर्यभावः ।
न धर्मो न चार्थो न कामो न मोक्ष श्चिदानन्दरुपः शिवोऽहं शिवोऽहम् ॥
न पुण्यं न पापं न सौख्यं न दुःखं न मन्त्रो न तीर्थं न वेदा न यज्ञाः ।
अहं भोजनं नैव भोज्यं न भोक्ता चिदानन्दरुपः शिवोऽहं शिवोऽहम् ॥
न मे मृत्युशङ्का न मे जातिभेदः पिता नैव मे नैव माता न जन्म ।
न बन्धुर्न मित्रंगुरुर्नैव शिष्य श्चिदानन्दरुपः शिवोऽहं शिवोऽहम् ॥

शंकराचार्य-आत्मषट्कम्.

**અર્થ**:—ન દ્વેષ કે રાગ, ન લોભ કે મોહ, નહિ મદ, નહિ માત્સર્યભાવ, ન ધર્મ, ન અર્થ, ન કામ કે ન મોક્ષ, હું કાંઇ નથી, હું ચિદાનન્દરુપ શિવ છું, શિવ છું. પુણ્ય, પાપ, સુખ, દુઃખ, મંત્ર, તીર્થ, વેદ, યજ્ઞ, ભોજન, ભોજ્ય, ભોક્તા, કાંઇ હું નથી, હું ચિદાનન્દરુપ શિવ છું, શિવ છું. મને મૃત્યુશંકા નથી, મારે જાતિભેદ નથી, પિતા, માતા કે જન્મ મારે નથી, બન્ધુ મિત્ર, ગુરૂ, શિષ્ય, કાંઇ નથી, હું ચિદાનન્દરુપ શિવ છું, શિવ છું.



જેમ વૃક્ષને જળ સીંચેથી ફળપ્રાપ્તિ થાય છે તેમજ નામરુપ છોડી સત્યસ્વરુપમાં બુદ્ધિનો પ્રવેશ થાય તો પરમાનન્દપ્રાપ્તિ થાય છે. શુકલપક્ષનો ચંદ્ર વૃદ્ધિ પામતો પૂર્ણિમાને દિવસે અતિ પ્રકાશે છે, તેમ બુદ્ધિ આત્મમય થાય ત્યારે તેનો પ્રકાશ અલૌકિક છે. સંસાર નિમિત્ત યત્નો કરી રહ્યા છીએ તેમાંથી મુકત થઇ સન્માર્ગે રહેવું. પ્રવાસ તો કરીએ છીએ પણ સુખને માર્ગે પ્રવાસ થતો નથી. સંપત્તિસુખને માટે છે. સર્વે સુખ એવાં છે કે તેનો આધાર ખસેથી ખસી જાય છે પણ વિશેષ સુખ આધારવાળું નથી. સામાન્ય સુખ કેવાં છે કે એક રોગી હોય તો તેને બધાં સુખ નકામાં છે. આ સંસાર એક વૃક્ષ સમાન છે. બુદ્ધિની મૂઢતા એજ એ વૃક્ષનું બીજ છે. અજ્ઞાને સર્વ કાંઇ જગત્રુપ ભાસી રહ્યું છે. બાકી સંસાર કે દેહ છેજ નહિ. સ્વપ્નાનો દેહ કલ્પિત છેઃ ત્યાં સ્વપ્નમાં દેખાતી વસ્તુઓ મિથ્યા છે. એ સ્વપ્ન ભાસવાનું કારણ નિદ્રા છે; સ્વરુપ અને સ્થિતિનું અજ્ઞાન એનું નામ નિદ્રા. સ્વપ્નનો ભય સ્વપ્નના ઉપાયથી મટે નહિ. જાગ્રત થાય તો મટે. પૈસાથી સુખ છે અને નિર્ધનતામાં દુઃખ છે એમ પણ નથી. પૈસાથી દુઃખનો અભાવ હોય તો શ્રીમંતો સર્વે સુખીજ હોવા જોઇએ, પણ તેમને પૂછીએ તો તે પોતાને અનેક રીતે દુઃખી માને છે અને કહે છે કે તેમના કરતાં ગરીબ સુખી છે. પુત્રપ્રાપ્તિ આદી અનેક સુખોનું એમજ છે. કુંવારો કોડે મરે ને પરણેલો પીડાએ મરે. એક દુઃખ મટે તો અનેક બીજાં ઊભાં થાય. પુત્રપ્રાપ્તિ થાય તો

ઉઠવેઠાદિ અનેક દુઃખ વધે. પ્રયત્નથી એક ટળે પણ બીજાં કાંઇ કાંઈ ઊઠે; એ તો ઊંટવૈદું ગણાય. માટે દુઃખ નિવૃત્ત કરવું હોય તો સ્વરુપમાં જાગો, મૂઢતા કહાડવી એજ ખરૂં છે. સ્વર્ગમાં પણ શું લાભ છે? અજ્ઞાનની નિવૃત્તિ પોતાના જ્ઞાને થાય છે. સદ્ગુરુનો ઉપદેશ, વિશ્વાસ, ભાવના એજ ફળે છે. ફળસિદ્ધિ માટે ૧. ઇચ્છા, ૨. સાધનોનું જ્ઞાન અને ૩. પ્રયત્નો જરુરનાં છે. તીવ્ર ભાવનાથી સ્વપ્નમાં રાજા થવાય છે. તે જ્ઞાનસ્વરુપમાં સૌ સંપદ હતી તેમાંથી ઉદય થયો; ક્ષણ માટે રાજા થયો, તો દ્રઢ ભાવનાથી પૂર્ણ કેમ નહિ થાય? સ્વપ્ન પુરૂં થયું તેથી એનો રાજ્ય વૈભવ નષ્ટ થયો. તેમ જાગ્રત મોટું સ્વપ્ન છે. એ બન્ને સ્વપ્ન પોતાના નિયમપૂર્વક નથી. એ બન્ને સ્વપ્નને મનમાંથી ક્યારે કહાડવા એ ખબર નથી. ખીચડો થઇ ગયો છે; હલાવેથી એની મેળે નીકળે તો હીરો જડી આવે પણ તેમાં પુરુષાર્થ નથી; ધ્યાન હોય તો તરત મળે. મનની પેટીનો ભંડાર ભરપૂર છે. મન અવ્યવસ્થિત હોય તેથી હાલ્યા કરે અને ભંડારમાંથી જોઇતી વસ્તુ મળે નહિ. પણ સ્વપ્નમાં ચમકારા થાય, ઉપર આવે ને સમાઈ જાય. સ્વપ્ન સારૂં હોય તોપણ તેને પોતાનું કરી રખાતું નથી, પણ મનની વ્યવસ્થા હોય તો ભાંજગડ પડે નહિ. માટે મન સાધ્ય કરો. જે સંકલ્પ કરીએ તેજ ઊભો રહે, બીજાને પેસવા દેવો નહિ, તો પછી જે જોઇએ તે તૈયાર છેજ. પડ ખસેડો અને જ્યાં હોય ત્યાંથી લો. ચાલતા સંકલ્પને ત્યાગવા અને ધારેલા બીજાને ઉદય કરવા એ બન્ને કુંચીઓ આવે તો ઇશ્વર થવાય. સહુ કહે છે કે પ્રારબ્ધ છે અને તે સંકલ્પ તથા સુખદુઃખ લાવી આપે છે. જેનું મન સાધ્ય નથી તેને એમજ જણાય છે. બાકી પ્રારબ્ધ છેજ ક્યાં? પ્રારબ્ધ લાવે તે તમારૂં પ્રારબ્ધ કે કોઈ બીજાનું? તે પણ તમોએ કર્મથી રચેલું. માટે પ્રારબ્ધ લાવે તો તમે કેમ નહિ લાવો? પ્રારબ્ધને બદલો. બદલવું તમારા હાથમાં છે. તમારૂં મન દ્દઢ હોય તો પ્રારબ્ધ શું કરે? સઘળું તમેજ કરી શકો છો. સર્વે મનની કરામત છે. માટે મનને સ્વાધીન રાખો અને પછી કરી જુઓ. શું નથી બની શકતું? નહિ બને ત્યાંસુધી મન નિર્બળ છે માટે તેને હજી પણ ફરી ફરી પ્રયત્ને સબળ કરો. ઇશ્વરનું લક્ષણ શું છે કે "कर्तुं अकर्तुं अन्यथा कर्तुम् समर्थः" એ ઇશ્વરની શક્તિ તમારામાંજ છે. સ્વપ્નસૃષ્ટિ રચવામાં તમને કોઇની સહાયતા જોઇતી નથી. તમારૂં મન કાંઈ કાંઇ સંકલ્પ કરે છે અને ભુંસી નાખે છે અને વળી નવા કરે છે. કાંઇ, કાંઈ સ્વપ્નના સોંગ ખડા કરે છે. તેજ મન આ જાગ્રત ઇંદ્રજાળ રચી રહ્યું છે. દેહાભિમાનનો પથરો પડેલો છે તેથી કુંચીઓ ભુલાઈ ગઈ છે અને જે જ્યારે જોઇએ ત્યારે મન શોધી લેતું નથી. યોગાભ્યાસે મન સ્થિર થાય તો ભૂલ છૂટે અને કુંચી જડેથી મન સાધ્ય થયેલું તરત જે

જોઇએ તે શોધી આપે. સ્વપ્નમાં રાજા થવાય, જાગ્રતમાં રાજ્ય ભોગવાય, એ શું કાંઈ બહારથી આવે છે? એ પણ મન ભંડારમાંથી જ આવે છે. "મન ચંગા તો કથરોટમાં ગંગા." આત્મામાંથી સઘળું નીકળે છે. જ્ઞાનરુપી ભંડારમાંથી પુરુષાર્થનું ફળ મળે છે. બુદ્ધિરુપી ઝાઝથી આ ભવસાગર તરાય છે. શું ઊંધી સમજ છે? તમે મહા સમુદ્ર આત્મારુપ છો અને સંસાર તમારે વિષે એક રાઇના કણ જેવો બિન્દુમાત્ર છે તે છતાં તમે કહો છો કે આ મોટા સંસારસમુદ્રમાં હું તો એક બિન્દુરુપ જીવ છું! તમે સમુદ્રરુપ છો, તમારા એક બિન્દુમાં આખો સંસાર છે. અધિષ્ઠાન તો આપણે છીએ. આપણા ઉપર આ જગતની રચના છે. આપણી એક પલકમાં જગત્ છે, નથી છે. એક સંકલ્પમાં, એક વૃત્તિમાં, સંસાર ખડો થાય છે, અને એક આત્મકીરણમાં સૃષ્ટિ અનેક ખડી થાય છે. જીવરુપ માનીએ તેથી તરવું કઠણ છે. સ્વપ્નમાં ભયંકર સમુદ્ર, પર્વત, અરણ્ય, દેખાય છે. તેમાં જે દેહ આપણે ધારણ કર્યો છે તે રુપ બનીએ છીએ તેથી ડરીએ છીએ પણ તે સંકલ્પમાં છે. જાગીએ તો તેમાંનું કાંઇ નથી. ભય પણ નથી. નહિ તો જાગ્યા વિના સ્વપ્નના હજારો ઉપાયથી ભય જાય એમ નહોતું. સ્વપ્નમાં આખી સૃષ્ટિ પોતે ખડી કરે છે, તોપણ તેમાંના જરાકમાં અહંભાવ કરી પોતાને સ્વપ્નનર માની બાકીનું બધું ખોટું છે એમ માને છે અને પોતાનાથી જુદું પારકું છે એમ પરભાવ માને છે; જોકે પોતામાં પોતે આખી સ્વપ્નસૃષ્ટિ ખડી કરે છે એ મનની કરામત છે. એને સ્વપ્નના ભયોનો જરાએ સ્પર્શ નથી. સ્વપ્નનર તરીકે પણ નથી અને પથારીપુરુષ તરીકે પણ નથી, છતાં સ્વપ્નમાં પોતે કેવો ભયભીત થઈ જાય છે! શો ચમત્કાર! શું ભ્રાંતિ! કેવો ખેલ! કેટલી દીનતા! આખી સ્વપ્નસૃષ્ટિ થાય છે તેનો પથારીપુરુષને જરા પણ બોજો છે? પરિશ્રમ પણ છે? તેમ જાગ્રતમાં પણ જીવપણું થયુંજ નથી, માત્ર ભ્રાંતિ છે. ભાવના બદલો, બીજો ઉપાય નથી. શરીર છે એમ શું કામ માનો છો? શરીર છેજ કયાં? થયું છે માનશો તો તે કદાપિ નિવૃત થશે, પણ તેને ફરી ઊઠવાનો પણ સંભવ છે. કર્મથી ઉત્પત્તિ, નાશ, ઉત્પત્તિ થાય છે પણ જ્ઞાનથી નથી જ. સાપ મુઓ પણ તે અથવા તેવો બીજો ફરી દેખાશે; સાપ છેજ નહિ. લાકડાનો સાપ છે તો છો જીવતો પડયો તેનો ભય થનાર નથી; તેને ખસેડવાની જરૂર નથી. ઝાંઝવાનાં જળ આસપાસ બધે ફેલાઇ રહ્યાં છે પણ તેમાં પોતે કોરો છે તે પણ જોઇ જાણી શકતો નથી. એ જાણતો નથી તેજ ભ્રાંતિ. ઝાંઝવામાંથી હું પ્રયાસ કરતો ચાલ્યો જાઊં છું. બધે ઝાંઝવાં છે પણ જ્યાં હું પગ મૂકું છું ત્યાં તો ભીંજાતો નથી, ત્યારે ઝાંઝવાના જળની ભ્રાંતિ નક્કી સિદ્ધ થાય છે, એટલો વિચાર આવે તોપણ ભ્રાંતિ દૂર થાય. પોતે ઊભો

છે ત્યાં તો સ્વરુપનો પ્રકાશ છે, પણ સ્વરુપ પર દ્રષ્ટિ કરતો નથી અને આસપાસ ઝાંઝવાં જોઈ રહ્યો ગભરાય છે. "મૃગ ઢુંડતા ફીરતા બનોમે કસ્તુરી ઉસકી પાસ હે, પાસ હે પાતા નહિ ઔર સુંઘતા હે સો ઘાસ હે." હું કોરો છું જળ તો મને બાધ કરતું નથી, તેમ સંસાર સમુદ્રમાં હું કોરો છતાં આ પસારો બની રહ્યો છે, તે દેહની આસપાસ બધે છે અને દેહની અંદર જોતો નથી કે હું કોણ છું? ક્યાં છું? મારી સ્થિતિ શું છે? હું જ્ઞાનસ્વરુપમાં આ સઘળું દેખાય છે તે એ શું તોફાન પેઠું છે? હું તો કોરો છું. બાલ્યાવસ્થા, યુવાની વગેરે દેહને આવી પણ હું તો જ્ઞાનસ્વરૂપ તેજ છું, સર્વેનો હું સાક્ષી છું-શરીર ઇંદ્રિયાદિમાં ફેર થયો છે; મારામાં કાંઈ પેઠું નથી. હું પણું તેનું તેજ છે. પ્રયાસ કરવા છતાં પણ કોરો છું; કેથે ભીંજાયો નથી. સંસ્કાર મનાદિ પર પડયા છે એમાંથી ચાલવાને મને ભીનાશ નથી. મેં તો મારી આસપાસ ઓરા (Aura)-તત્વજ્ઞાનનો કીલ્લો-પટ બાંધી દીધો છે; મને સ્પર્શ થતોજ નથી. હવે તો મારે સંસાર સાગરમાં તુંબડું બાંધીને ડૂબવું છે તેથી ડૂબાય એમ નથી. વાયુમાં આપણે ફરીએ છીએ તેનો ભય રહે છે? વાયુનો ભંડાર ભરેલો છે પણ જળ સમૂહમાં ફરાશે? ડર રહે છે તેનું કારણ કે તેની કુંચી હાથમા નથી. જીવરુપતા છે અને દેહાભિમાન છે. દેહ તો અનેક થાય છે— "**वासांसि जीर्णानि यथा विहाय.**" અંદર હું તેનો તે છું; ઉપરના સોંગ જુદા જુદા છે. મનનો પણ હું સાક્ષી છું. આકાશને સૌ જાણે ઘેરી લઇએ છીએ તેથી શું આકાશ ઘેરાય છે? તેમ હું તો કોરો છું એ વ્યતિરેક જ્ઞાને જાણ્યું. પણ નામરુપ છેજ નહિ, એમ અન્વય જ્ઞાને જાણવું કે ચૈતન્યસ્વરૂપ માં સૌ આભાસ પ્રતિબિંબ છે તો પૂર્ણ નિર્ભયપદ પ્રાપ્તજ છે. સંસાર તો વગર કિનારાનો સમુદ્ર છે. અહિંજ કોરો કરો તો થાય છે; ઝાઝ લઇને તરી શકાતો નથા; અહિંનું પાણી સૂકવવાનું છે. ઝાઝ કાંઇ ચાલીને ખસવાનું નથી. ઝાઝ તો ત્યાંનું ત્યાંજ રાખવાનું છે પણ બુદ્ધિરુપી ઝાઝ પાણીને ચૂસી લઈ કોરૂ બનાવે, અગસ્ત્યમુની એજ પ્રમાણે દરીઓ પી ગયેલા. સંસાર ખારો કરી દીધેલો. તેમ તમે પણ સંસાર ખારો કરી દો. દરીઓ પી જાઓ; કોરૂં ફરી કોરા રહો. બુદ્ધિરુપી ઝાઝ સાધારણ ઝાઝ જેવું નથી. કૃત્રિમ ઝાઝ તો પ્રવાસ કરે પણ જળને કાયમ રહેવા દે છે. બુદ્ધિનું ઝાઝ તો પ્રયાસ કરે નહિ. પ્રયાસ કરતું જણાય અને તમામ જળને સોશી લે. કોરૂ થાય ને કોરૂ બનાવે. ઝાંઝવાનું સ્વરૂપ દેખાડે. તપ, તીર્થરુપી પુણ્ય ક્રિયાથી બુદ્ધિ દઢ થાય છે. હોડકું તો ડુબાવે પણ ઝાઝ તારે. તેમ મન નિર્બળ હોય તો તેને સબળ બનાવવું એ પ્રથમ જરૂરનું છે કે ખડક મોજાંથી ડગે નહિ અને સદાસન્માર્ગેજ પ્રવર્તે. બુદ્ધિરુપી વેલી દૈવીસંપદ જળથી ફૂલે છે. ક્ષમા, આર્જવ આદિ ગીતાજીના અધ્યાય ૧૬

માં દૈવીસંપદ ગુણો કહ્યા છે. બાકી અજ્ઞાની તો તુચ્છ બાબતમાં પણ નષ્ટ થાય છે. સિંહ નિર્બળ થયો હોય તો તેને ગીધ પણ ખાઈ જાય. હાથી કીચડમાં પડે તો દેડકો પણ તેના માથા પર ચડી બેસે છે. માટે જે દેશ જવું હોય તેનો માર્ગ પકડી ખંતથી તેમાં ચાલવું; આડા અવળા રઝળવું નહિ; ઉલટા જઇએ તો દૂર જતા જઇએ. માટે પ્રથમ તો માર્ગ જાણવો અને પછી તેમાં ક્રમણ કરવું. ચિંતામણી સૌમાં શ્રેષ્ટ છે તે હાથ લાગે તો પછી બીજી શું ઇચ્છા બાકી રહે? સર્વ છે તો ઇચ્છા શાની? વિવેક જળ પડે તો બુદ્ધિ ખીલે. કલ્પવૃક્ષમાં બધુંએ છે. તેમ આત્મજ્ઞાનમાં સંપૂર્ણ ફળ ભરેલાં છે. સમ્યક્ બોધ પાર કરે છે. જાણીતો ભોમીઓ જોઇએ. ધર્મગુરુ ઉપદેશક તો છે પણ તેને પોતાને જ્ઞાન જોઇએ, નહિ તો ગુરુ કલ્યાણ શું કરે? અલ્પબુદ્ધિ સન્માર્ગે દોરાય તો નાની હોડી પણ નદી તરાવે. આત્મબુદ્ધિરુપી લોહબખતર એવું છે કે તેમાં દુઃખ પેસી શકે નહિ. આત્મરુપ સૂર્ય અહંકાર વાદળથી ઢંકાયાની ભ્રાંતિ છે. પોતે પોતાની બારી બંધ કરીને કહે છે કે બહાર સૂર્ય ઊગ્યો નથી પણ પવન જેમ વાદળાંને ઘસડી લઇ જાય તેમ બોધ અજ્ઞાનને દૂર કરી સ્વરુપ સૂર્ય દેખાડે છે. ખેડુત જમીન ખેડે છે, નીંદણ કાઢી નાંખે છે, બી રોપે છે, પાણી પાય છે અને રક્ષણ કરે છે, તો ફળ મળે છે. તેમ મનરુપી જમીનમાંથી દુર્ગુણોનું નિંદણ દૂર કરી નિર્મળ કરો. શાસ્ત્ર ગુરુઉપદેશનું બીજ વાવો; પાણી નિરંતર અભ્યાસ તથા વૈરાગ્યનું પાઓ. વિઘ્ન પક્ષીઓથી રક્ષણ કરો અને આત્મસ્વરુપ ફળ ચાખો.



તા. ૩૧-૮-૧૯૦૩.

## ૨૫. ભેદનો અવકાશ નથી.

उपादानं प्रपञ्चस्य ब्रह्मणोन्यत्र विद्यते ।
तस्मात्सर्वप्रपञ्चोऽयं ब्रह्मैवास्ति न चेतरत् ॥
व्याप्यव्यापकता मिथ्या सर्वमात्मेतिशासनात् ।
इति ज्ञाते परे तत्त्वे भेदस्यावसरः कुतः ॥

अपरोक्षानुभूति.

**અર્થ**:—પ્રપંચનું ઉપાદાન બ્રહ્મ વિના અન્ય નથી. માટે સર્વ પ્રપંચ બ્રહ્મજ છે, અન્ય નથી. વ્યાપ્ય અને વ્યાપક એ સંબંધમાત્ર મિથ્યા છે, કેમકે "સર્વ આત્મા છે" એવી શ્રુતિ છે—આ પ્રકારે પરતત્ત્વ જાણ્યા પછી ભેદનો અવકાશજ ક્યાં છે?

"નુ મૈ હું ન જગત્ હૈ" એ ભાવના દૃઢ કરવી. સ્વપ્નનો વિચાર કરવો. ત્યાં સ્વપ્ન જોનાર આપણે નથી પણ સ્વપ્નમાં જેને હું કહીએ છીએ તે છે. એટલે સ્વપ્ન દૃષ્ટા છે. દૃષ્ટા દૃશ્ય એવા ભેદ જણાય છે પણ વાસ્તવિક ત્યાં કશું નથી. અધિષ્ટાન સત્ય જે પથારીપુરુષ તેને તો સ્વપ્નની

ખબર પણ નથી. સ્વપ્નના જીવ સ્વપ્નને જુએ છે. સ્વપ્ન ખોટું તો જીવ ખોટા છે નહિ તો કલ્પના શેની ઊઠે? "ન નાસ્તિ હે ન અસ્તિ હે." એ સર્વે કલ્પનાનાં ઘર છે. માટે એ રહિત જે છે તે છે. વ્યાવહારિક "છે" થી વિલક્ષણ પરમાત્માનું "છેપણું" જાણવું. કેમકે "છે" નથી આધારમાં છે અને "નથી" કલ્પિત છે. ઉપરની દૃષ્ટિથી જોડકાં જુદાં દેખાય પણ વાસ્તવિક એકજ છે. શંકરની મૂર્તિ સ્ત્રી પણ નથી, પુરુષ પણ નથી; પણ સ્ત્રી પુરુષ બે નથી, છે એકજ. તેમ એકજ વસ્તુ બે અંગે દેખાય છે પણ દ્વૈત થતું નથી. શીવ પાર્વતીની મૂર્તિથી પણ એ દ્વૈત અદ્વૈતની વાત સમજાય છે. સત્તામાં "છે" "નથી" નો અભાવ છે. "છે" "નથી" ભાસે છે. ગ્રહણત્યાગબુદ્ધિ થવી એ મનનું તોફાન છે. મનનું સ્વરુપ દેખાતું નથી. વાયુનું સ્વરુપ શું? વાયુ ગતિથી જણાય છે. ગતિ રહિત થાય તો વાયુ કયાં છે? મન એટલે ગ્રહણ ત્યાગ ભાવના. તે મટે તો મન અમન છે. મનનું સ્વરુપ કયાં રહ્યું? અને એજ બંધનનું કારણ છે. વસ્તુમાં સત્યબુદ્ધિ ન હોય તો બંધન નથી. ઇંદ્રિયોના વિષયોમાં ગ્રહણત્યાગબુદ્ધિ થાય છે. વિષયનો પ્રકાશ કરવો એજ ઇંદ્રિયોનો ધર્મ છે. મન પ્રીતિ અપ્રીતિ કરે છે. કાન તો સ્તુતિ નિંદા સાંભળશેજ. કેવળ ઇંદ્રિયો બંધન કરતી નથી. મન ઇષ્ટ અનિષ્ટ બુદ્ધિથી બંધાય છે. તટસ્થ જોયાં કરો તો કાંઈ હાની નથી. રસ્તે આપણે આંખ મીચીને જતા નથી. ગાડી ઘોડા કાંઈ કાંઇ રસ્તેથી જાય છે તેના ઉપર ધ્યાન પણ કરતા નથી; પણ જેના પર ફરી દૃષ્ટિ બેઠી કે મન ચોટયું. પુસ્તકમાં સ્તુતિ નિંદા વાંચીએ છીએ તેની શું અસર છે? પણ પોતાની સ્તુતિ નિંદાથી મન વેગવાળું બને છે. સ્તુતિ નિંદા બન્નેને ત્યાગીને જે શેષ રહે તેમાં રહો. તે સ્થિતિ અનુભવે જણાય. ગ્રહણ ત્યાગ છોડયા પછીની સ્થિતિ ઉત્તમ છે; એ સ્થિતિ સ્વયંવેદ્ય છે. બીજા બહારથી કલ્પી લે છે. કેટલાક અતિ શોક મનમાં રાખે પણ બહાર જવા દે નહિ; જેવા કે દક્ષણી અને અંગ્રેજ લોક વગેરે. કામ, ક્રોધ, મોહ, મત્સર આદિ સ્થિતિ પોતે પોતાની જાણે. સામો અનુમાનથી, બાહ્ય ચિન્હથી જાણે. નિદ્રા, જાગ્રતાદિ સૌ સૌની જાણે પણ પોતાના પરથી અનુમાન કરે કે બીજાને પણ એમજ હશે. કોઈ આંખ મીચી પડી રહે અને જાગતો હોય, કોઈ ઉઘાડી આંખ છતાં ઉંઘતો હોય. જેને સ્વપ્ન આવ્યું નથી તે સ્વપ્નની વાત શું જાણે? નિદ્રાનું પણ તેમ. કુંવારી છોકરીને તેની યુવાન બેનપણી ઢીંગલા ઢીંગલીની રમત શું સમજાવે? સંતોષ ગ્રહણ ત્યાગબુદ્ધિ જાય છે. પ્રાપ્ત છે તે છે. હું તો અલ્પ છું. પાછલી ક્ષણ ગઇ તેની તથા આગલી ક્ષણની ખબર નથી. આંખો છતાં આંધળો છું. અંધારામાં ઝીણો દીવો લઈ ફરીએ છીએ. આંખો છે પણ બધે અંધારું છે. સળી લાકડી ચાલ્યો જાઉં છું. એમ આયુષ્ય વ્યતીત થાય છે. મા-

બાપ ગયાં તે ગયાં તે શું પાછાં આવશે? એક વાર પણ મળવાનાં? પત્તોજ નથી. ભવિષ્યની પણ ખબર નથી. કાલની વાત તો રામજી જાણે. સળગતી બત્તિએ પ્રવાસ કરીએ છીએ તેમાં અંધારામાં સારાસાર લાભાલાભનો જરા વિચાર કરવાની મારી શું યોગ્યતા? પરમેશ્વર જે સમયે જે આપે છે તે મારા હિતને માટેનીજ સ્થિતિ છે. હું તેની અપ્રીતિનો પાત્ર નથી ભગવત કરે તે ભલી. જવાનું હશે તે જશે ને રહેવાનું હશે તે રહેશે ને થવાનું હશે તે થશે; અને ન રહેવાનું હશે તે રહેશે? થવાનું હશે તે થશે. પ્રભુને ગમે તે ખરૂં. પરમેશ્વર પર પૂર્ણ વિશ્વાસ રાખવો. સમતાભાવ નથી ત્યાંલગી અદ્વૈત માત્ર વાણીમાંજ છે. મેઘ નષ્ટ થયા વિના ચાંદનીની આશા નથી. મનમાં માનીએ કે ચંદ્ર છે, પણ વાદળાં ખસે તો ચાંદનીનો લાભ મળે. રાગદ્વેષનાં વાદળાં ખસે તો આનન્દ અનુભવ થાય. મન લોલુપ (આસ્તિક) રહે તો સમતા નહિ. વસ્તુમાં નિરસતા આવે તો ઉપરામ થવાય. પુત્ર, ધન, સ્ત્રી, ઘર, દેહાદિ નાશવંત છે. કોઈ મને સુખરુપ નથી; કેવળ મનનો ધર્મ છે. વસ્તુ તેજ છે. રસરુપતાવાળાને અટકાવે તો દુઃખ લાગે; છોકરાંને મેળો કે નાટક જોવા ના પાડો તો મન ખિન્ન થશે; તમારૂં મન વળશે. છોકરાંને માઠું લાગશે. વસ્તુ તેજ છે પણ દષ્ટિ ફેર છે. સમતા અને નિરસતા એ મોટા ગુણ છે. સર્વનું આદિકરણ પરમાત્મા છે. એક લોટની રોટલી ભાખરી અને એક ખાંડનાં રમકડાં છે. દુઃખ મનની ચંચળતામાં છે; સુખ મનની સ્થિરતામાં છે. સુખ શું અને કેમ પ્રાપ્ત થાય તે સમજવું જાઇએ. સૌ સુખ શોધે છે, પણ સાધનને ફળરુપ માને છે. ભોજન સુખરુપ નથી પણ ક્ષુધાની નિવૃત્તિ સુખરુપ છે. પુણ્યક્રિયા કષ્ટરુપ છે પણ તેનું પરિણામ સુખરુપ છે તેથી પુણ્યક્રિયા સુખરુપ મનાય છે. દ્રવ્ય બહુરુપી છે તેથી બહુરુપી બહુ મોહ કરે. અન્ન તો ખાવામાંજ આવે પણ દ્રવ્ય તો બહુરુપી છે. તેમાંથી ઘર, સ્ત્રી, વસ્ત્ર, સૌ બને. દ્રવ્ય કાંઇ સ્વરુપે પ્રિય નથી, સાધનરુપે છે. દ્રવ્ય તો બીજે દરજ્જે સાધન છે અને અનાજ તો પ્રથમ સાધન છે. મનની શાન્તતા કોઈ પણ રીતે પ્રાપ્ત થાય તો સુખ છે. ઇચ્છાથી સુખનો ભંગ થાય છે. ૧. ઇચ્છા, ૨. પ્રયત્ન, ૩. સુખ અને ૪. આશામાં આનન્દ છે પણ આશા તૂટેથી તેટલુંજ દુઃખ છે. જે સુખનો પ્રયત્ન કરે છે તે ઇચ્છા કરે છે, તેથીજ તે સુખને આઘું કરે છે. ગમે તેમાં સુખનો આરોપ કરીને તેને વળગી ક્ષણિક સુખાનુભવથી આનન્દ માને છે; બાકી સુખ તો અંતર રહ્યું છે, આયતું તૈયાર છે; બહાર શું કામ ભટકે છે? વિષયોથી શાન્તિ નથી; વિશેષ અશાન્તિ થાય છે. અગ્નિમાં ઘૃત નાખે તો જરા હોલવાતો દેખાય પણ અંતે વધારે દીપે છે. ઇચ્છા ન થાય તો ઠીક એ પણ ઇચ્છા છે. ઇચ્છા અનિચ્છાની ઇચ્છા નહિ કરવી. અછોડા છોડી ઉભા રહેવું.

કનકવો ગમે ત્યાં પડે. અંકુશ છોડી દો. થયા પછી કલ્પના નહિ. સંકલ્પનો સંકલ્પ કરવો નહિ. કનકવાને ગોથ મારો, લોટાવો, પણ પછી એની મેળે અચળ થશે, નહિ તો નીચે ઉતારો. આગળ મૂકો તોપણ હલાવી આચકા મારવા પડે. આખરે અછોડા છોડેથી બળદ પણ ઊભા રહી જાય. આ અથોટી જ્ઞાનીને પ્રાપ્ત થાય છે. સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ વ્યાપે. જેમ રાજાના અંતઃપુરની પટરાણી અને ઇંદ્રાણી પશુને સમાન છે તેમ.

---

તા૦ ૧–૯–૧૯૦૩.

## ૨૬. વિશ્વપારિસ્પન્દ.

इमं विश्वपारिस्पन्दं करोमीत्यस्तवासनम् ।
प्रवर्तते यः कार्येषु स मुक्त इति मे मतिः ॥

**योगवासिष्ठम्.**

**અર્થઃ**—આ વિશ્વપરિસ્પન્દ હું કરું છું એમ વાસનારહિત જે કાર્યને વિષે પ્રવૃત્ત થાય છે તે મુક્ત છે એમ હું માનું છું.

જેને નિરસતા તથા વૈરાગ્ય ઉત્પન્ન થાય છે તે ગમે તેવા ભોગોથી ચલાયમાન થતો નથી. દેહાભિમાનથી રહિત થાય તેને તત્વજ્ઞાન થાય છે. સ્થૂલ, સૂક્ષ્મ, ને કારણશરીર મધ્યે કારણશરીર બી છે. જેમ વૃક્ષનું બી માનવામાં આવે છે પણ બી વૃક્ષની તળે જણાતું નથી, તેમ કારણશરીર પણ જણાતું નથી. સૂક્ષ્મશરીર સત્તર તત્વનું છે. જે મન જ્ઞાનશક્તિ તથા ક્રિયાશક્તિ સહિત હોય તે સૂક્ષ્મશરીર કહેવાય. સર્વ તત્વ મનથી ચાલે છે તેથી મનનું પ્રાધાન્ય છે અને મનને સૂક્ષ્મશરીર કહીએ તો ચાલે. મન અને પ્રાણ જૂદાં પડતાં નથી; પ્રાણથી મનને જૂદું શોધીએ તો જડતું નથી. ઉપનિષદ્‌માં એ વાત લખેલી છે. અંતકરણ જ્ઞાનાત્મક હોય ત્યારે મન કહેવાય છે અને ક્રિયાત્મક હોય ત્યારે પ્રાણ કહેવાય છે. જગત્‌માં સઘળું ચક્રાકાર છે. કાર્ય કારણતાનો નિયમ નથી તેથી પહેલું કોણ તે કહી શકાતું નથી; જો કે મનની ઇચ્છા વગર પ્રાણ ચાલે નહિ. સઘળી એક આદિસંકલ્પની આજ્ઞા છે. શક્તિનું કાંઈ સ્વરુપ હોતું નથી. શક્તિ કાર્યદ્વારા ઓળખાય છે. કોઈનામાં ઊંચકવાની શક્તિ હોય અથવા જોવાની શક્તિ હોય તો તે શક્તિ દેખાતી નથી પણ તેટલો બોજો ઊંચકી દેખાડે અથવા વસ્તુ તેને દેખાય ત્યારે તેની શક્તિ માલુમ પડે છે. શક્તિ, ઇંદ્રિય અથવા મનનો વિષય થઈ શકતી નથી. શક્તિ અને સત્તા, પ્રકૃતિ અને પુરુષ, માયા અને બ્રહ્મ, એકજ છે. શક્તિ

અલૌકિક છે પણ તેને આશ્રય જોઈએ અને આશ્રય શક્તિ વગરનો હોય તો તે નિરર્થક છે. સ્થૂલ શરીર અને સૂક્ષ્મશરીર જેને વિષે અભાવને પામે અને જેમાંથી નીકળે તે કારણશરીર છે અને તે દેખાય નહિ, કેમકે તેને જોનારૂં મન તો તેમાં લય પામેલું છે. કારણશરીરરૂપી અજ્ઞાન મનનો વિષય નથી; અજ્ઞાન વિષયને છોડીને રહે નહિ, જ્ઞાન નિર્વિષય સ્થિતિમાં રહે. અજ્ઞાનને વર્ત્તમાનકાળ નથી. જે ઇંદ્રિય તથા મનથી જણાય તે વર્ત્તમાનકાળ. ભૂતકાળમાં અજ્ઞાન છે તે અનાદિ છે પણ દેખાતું નથી; અનાદિ છે પણ શાન્ત છે એટલે અંતવાળું છે. માયા અંતવાળી છે. જ્ઞાન થયા પછી અજ્ઞાન મુએલું જોવામાં આવે છે. અજ્ઞાન જીવતું જોવામાં આવતું નથી અને અજ્ઞાન મરે છે ત્યારે કહીએ છીએ કે હતું. પણ પ્રત્યક્ષ જ્ઞાનનો અભાવ હોય છતાં પરોક્ષજ્ઞાન હોય તો તે અજ્ઞાન નથી. તે વૃત્તિજ્ઞાનનો વાંધો છે. અજ્ઞાન બીજરુપે કારણ રુપે કલ્પના છે. બી કહાડે તો પછી ઝાડ ઊભું રહે તો પણ રસ સૂકાતાં નષ્ટ થાય છે. તત્વજ્ઞાની બી અને મૂળીઆં બાળી મૂકે તોપણ પ્રારબ્ધનો રસ સૂકાય ત્યાં સુધી તેનું શરીર રહે છે. માત્ર તેનું સંચિત બળી જાય છે. અજ્ઞાન ઉપાદાન કારણ નાશ થાય તો પણ સ્થૂલ સૂક્ષ્મ રહે છે. નવી પુષ્ટિ નહિ મળે તો પણ બનેલું કાર્ય જોવામાં આવે છે. ઇંદ્રિયોનાં કાર્યોમાં મન ખોટો અહંકાર કરે છે. જુએ છે આંખ, ને કહે છે કે હું જોઉં છું. ગાડા નીચે કુતરો ચાલે તો "શકટનો ભાર જેમ શ્વાન તાણે" તેમ હાંકનાર ખેંચનાર જુદા છે છતાં હું કરૂં છું એમ મન માને છે. ભૂખ તરસ પ્રાણના ધર્મ છે અને પ્રાણ ધરાય છે તે છતાં મન પોતે હુંપણું માને છે. મનના ધર્મ પણ એજ પ્રકારે છે, છતાં હું સુખ ભોગવું છું, હું દુઃખ ભોગવું છું, એમ સ્થૂલનું અને સૂક્ષ્મનું અભિમાન થાય છે અને તેથી આત્મા ઉપર ઢાંકણાં દેવાય છે; અને બીજા બહારના અહંકાર–બાપપણું, પતિપણું એ તો જુદા. જે સામો આવે તેવી તેની ભાવના ચોંટે છે. શત્રુરુપે આવે તો પોતાનામાં શત્રુપણાનો અહંકાર થાય છે. એવી રીતે સંગ તેવો સોંગ અભ્યાસે ચોંટી જાય છે, તેથી વિષમબુદ્ધિ થાય છે, માટે સામાની ભાવનાનું ચિત્ર પડતું ભુંસી નાખવું. પોતાના અહંકારથી સામામાં ફેર જણાય છે, બાકી સામાનામાં કાંઇ નથી. ઇચ્છા અનિચ્છા અહણત્યાગ ત્યજે તો દેહાભિમાન જઈ નિર્ભયતા આવે. રોગ, મરણ, વિયોગ, એ તો દેહના ભય છે અને જેને દેહની ઉપેક્ષા તેને ભય જતો રહે છે. સૂક્ષ્મદેહ તેજ મન અને તેને પણ સ્વર્ગ નરક વગેરેનો ભય છે. મન અચળ થાય અને વિષયો પર વિરાગ થાય તો દૃઢ બોધ થશે અને "ડર થા સો ઢાલ દીયા" એમ સમતા તથા નિત્યપણું ઉત્પન્ન થાય તો આરસાના ઓરડાની પેઠે આત્મશક્તિ જાગૃત થાય. સ્વપ્નામાં હજારો કાર્ય કરીએ, પણ

જાગીને જોઇએ ત્યારે જાણીએ કે કાંઇ કીધું નથી. કોઇનો ઘાત કર્યો હોય તો પણ મનમાં નિશ્ચય છે કે એ તો સ્વપ્ન હતું. અન્યની દૃષ્ટિમાં ઇષ્ટ અનિષ્ટ છે તેમાં સમાનતા કરવી એ સહેલું છે. રાજદરબારમાં કોઈ રાજા, કોઇ નોકર, એમ ઊંચા નીચા દરજ્જાના લોકો ભરાયલા છે, ત્યાંથી ચલ્લીઓ ઊડી જાય છે તે રાજા પર કે નોકર પર કોઈ પર દૃષ્ટિ પણ કરતી નથી, કેમકે તેને કોઈ ઊંચ કે નીચ નથી; તેને દ્રવ્યની કદર નથી; તો દ્રવ્યથી થતા ઊંચા નીચાપણામાં ફેર જોવાની શી જરૂર? ગાયને એક પાસ સોનાનો ઢગલો મૂકયો હોય ને બીજી પાસ ભાતનો ઢગલો મૂકયો હોય તો તે ભાત ખાશે અને સોના પર કદાપિ પોદળો મૂકશે. માટે સૂવર્ણતા માણસોએ માનીને ઊભી કરેલી છે. સંકલ્પ પર સંકલ્પ નહિ કરવો એનું નામ નિર્વિકલ્પતા છે. શ્રીશંકરાચાર્યને ભગંદરથી અતિ કષ્ટ હતું, જો કે તે જગદ્ગુરુ હતા. જ્યારે ભોગ દુઃખ આવે ત્યારે માણસ ભોગરુપ દુઃખરુપ બની જાય છે. ઉત્તર ક્ષણની કલ્પના નહિ કરીએ તો આનન્દ છે. નફીકરા સાંઢને શી ઉપાધિ છે? સમજીને નિવૃત્તિ રાખવી એ જ્ઞાનીનું લક્ષણ છે. સદા ધૈર્ય રાખવું. ભય આવે ત્યારે તો ભોગવવામાં આનન્દ છે. આવતા પહેલાં ભય છે. બીજાયા પછી શું ભય? બીજા કલ્પના ભલે ઉઠાવે; આપણે તો સિદ્ધાંતનું બળ, સત્યબળ, એજ નિશ્ચય રાખવો. હાથ પગને મારશે એવો ભય નથી. દાંતની વચમાં જીભ પડી રહી છે તો પણ બીહીતી નથી, કેમકે આત્મતા છે, એકતા છે. કોણ કોને મારશે એ વિસ્મય વાર્તા છે. જેમ ઢોરને કહીએ ને તેને કાંઇ સાંભળવાનું ભાન નથી તેમ કોઇ અવધૂતને કહીએ કે અહિં આ દરમાં સાપ છે માટે આ જગા પર સૂશો નહિ; સૂશો તો આવીને તે તમને કરડશે. તો એ સાંભળીને તેને કાંઇ તેની દરકાર નથી. કદાપિ તે સૂશે અને સાપ નીકળશે તો તેની આસપાસ ચકરડાં ફરીને ચાલ્યો જશે. આત્મદૃષ્ટિનો પ્રભાવ એવો છે કે સર્વ વિઘ્ન દૂર થાય. બીજાં અનુષ્ઠાન સિદ્ધ થાય કે ન થાય પણ આત્મદષ્ટિ એવી છે કે શત્રુ હોય તે મિત્ર થાય. સૌને સુખી જોવામાં આનન્દ માનવો. જીંદગી સુધી ખૂટે નહિ એટલા દ્રવ્યથીં સંતોષ કરે તો થાય. તો પછી આત્મારુપી ધન કે જેનો કદી વિયોગ નથી તેમાં સંતોષ થાય એમાં તો શી નવાઇ? મૃદુ ભાષણ કોનું નામ કે જે હિત, મિત અને સત્ય છે.

તા. ૨-૯-૧૯૦૩.

## ૨૭. યોગ.

यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥

**भगवद्गीता.**

**અર્થ**:—યોગસેવાથી નિરુદ્ધ ચિત્ત જ્યાં ઉપરામ પામે છે અને જ્યાં આત્માએ આત્માને જોતું આત્માને વિષે સંતોષ પામે છે ( તે યોગ જાણવો ).

સંસારના પદાર્થ તરફ મન દોડેછે માટે વૈરાગ્યથી મનને ઉપદેશ આપી પદાર્થ તરફ જતું ઉલટાવી પાછું ખેંચવું જોઇએ. જેમ પાણીની વચમાં માટીની પાળ બાંધેથી પાણી રોકાય છે અને તેનો વેગ અટકે છે, તેમ જગતથી મનની પાળ આત્મભાવ પ્રકાશમાન કરવામાં ઉપયોગી છે. જગતનું અત્યંત મિથ્યાત્વ જાણી, હું દેહધારી મિથ્યા છું, એ દૃઢ નિશ્ચયથી વાસના મટે છે. સંસાર સમુદ્રમાં વાસનાનું જળ છે તેમાં ચિંતારુપી જાળથી તૃષ્ણાવાન્ જીવરુપી મચ્છ ફસાય છે. બુદ્ધિરુપી ચપ્પુ વિચારરુપી પથ્થર પર ઘસેથી તીક્ષ્ણ થાય છે, અને ચિંતાની જાળને કાપી નાખે છે. સંસારવૃક્ષનું બીજ મન છે. મનને સ્થિર કરવાના બે માર્ગ છે: ૧. પિપીલિકા માર્ગ અને ૨. વિહંગમ માર્ગ. પિપીલિકા એટલે કીડી વૃક્ષપર ધીમે ધીમે ચઢે છે તેમ અને વિહંગમ માર્ગ એટલે પક્ષી એકદમ ઊડીને જાય છે તેમ. તેમજ ઉપાસના શ્રવણ, મનન, નિદિધ્યાસનથી મોક્ષ માર્ગે જવાય છે અને કોઈને પૂર્વના સંસ્કારથી એકદમ મોક્ષ મળે છે. આધિ, વ્યાધિ, ઉપાધિથી રહિત થવાય છે. મનનું મનનથી છેદન કરી શકાય છે. લોહથી હીરો કપાય નહિ; હીરો હીરાને કાપે તેમ મનન મનને છેદે છે. સંસાર વહાલો લાગે તેજ મનને દૂષિત કરી ફસાવનાર (સર્પ) છે. સંસારનું અસત્ય જાણવું તે માટે આ આપણો જન્મ છે, સુખ ભોગવવાને માટે નથી. જો માત્ર સુખ ભોગવવાને માટે હોત તો મનુષ્ય દેહ દુર્લભ ગણાત નહિ અને પશુપક્ષીનો જન્મ ઉત્તમ ગણાત. કેમકે મનુષ્યને જન્મથી મરણ સુધી ચિંતા છે તે છતાં મનુષ્ય દેહ ઉત્તમ ગણાય છે કારણ કે માત્ર મનુષ્ય દેહ મોક્ષનું દ્વાર છે અને તે વૈરાગ્ય ઉત્પન્ન કરવાને માટે છે. દેવના શરીરથી સ્વર્ગાદિક સુખ માત્ર મળી શકે છે પણ મોક્ષ મળતો નથી અને સ્વર્ગાદિ મળે છે તે પણ શ્રમથી જ ફળ પ્રાપ્ત છે. મનુષ્યદેહ સંસારમાં પડવાને માટે નથી પણ સંસારમાંથી છૂટવાને છે. થઇ ગયું તે થયું ને નવું થશે તે થશે. પાછલાને યાદ કરવું નહિ ને આગળ થનારની ચિંતા રાખવી નહિ. કોઈને સ્વપ્નમાં રાજ્ય મળે તો તે જાગીને રડતો નથી, કે મારૂં રાજ્ય

જતું રહ્યું ને હવે પાછું કે દહાડે મળવાનું ? કેમકે તે જાણે છે કે ખરેખરૂ રાજ્ય મળ્યું જ નથી. તેમ સર્વ સ્વપ્ન માત્ર બનીજ રહ્યું છે તો પછી ચિંતવન શાનું કરવું ? આ સંસાર માયાનું ચિત્ર છે. આ દેહ " હું મારા " નો " અહં મમ " નો મળ છે અને તેથી સંસાર ભાસે છે અને સંસાર દુઃખ દેવા સમર્થ થાય છે. અંતરથી મૂળ કહાડી નાખો. બહારના ઉચ્ચાર એકલા કાંઇ કરી શકવાના નથી. ઉપલક ક્રિયાથી કાંઇક આરામ લાગે પણ અંતરથી દબાયું નથી ત્યાં લગી પાછું ઊઠવાનો સંભવ છે, માટે જાણવું કે સર્વ કાંઈ હુંજ છું. રાજ્ય આવે તો રાજ્ય કરો. પ્રમાણિકપણે જે કરશો તેમાં કાંઈ બગડી ગયું નથી; બોજારુપ જાણવાની જરૂર નથી; વકીલનો ધંધો નહિ થાય કેમકે તેમાં ખટપટ બહુ છે એવી શંકા કરવાની નથી; કારણ કે તું તારે પ્રમાણિકપણે થાય તેમ કર્યો જા. એમાં શું બગડી જવાનું છે કે ગભરાય છે ? જેની જોડે તું સંબંધમાં આવે તે તેની રીત પ્રમાણે ભલે ચાલે; તું તારે તારી સ્વતંત્ર, પ્રમાણિક રીતે ચાલ. સત્યતા જાણી ગભરાય છે શા માટે ? સ્વતંત્રતાનું ડોળ ઘાલી ઉદ્ધત થઈશ નહિ. પ્રમાણિક નહિ છતાં પ્રમાણિક કહેડાવવાનો દંભ કરીશ તો હાંસીને પાત્ર થઇશ. સંસારમાં કોઇ પણ ઉદ્યમ બોજારુપ નથી, જે ઉદ્યમ આવી મળે તેમાં આનન્દ માની ઉદ્યત રહેવું. શીરો કે સૂકો રોટલો જે મળે તેમાં સંતોષ રાખવો કે જેથી ભોગ લેતાં આસ્થા બંધાય નહિ. અભ્યાસે આસ્થા બેસી જવાનો ભય છે. શરીરના અભ્યાસથી મનને આસ્થા થાય છે; મન તેની ઇચ્છા કર્યા કરે છે માટે તિતિક્ષાની જરૂર છે. સુખદુઃખ સહન કરતાં શીખવું. શરીર નહિ નીભતું હોય તો પણ મનની હિંમત હોય તો શરીર કસાય છે. શ્રીમંતને તિતિક્ષા માટે વ્રતો છે તે શ્રમવાળાં છતાં ઊલટાં ઉલ્લાસ ભરેલાં હોઇ શોભારુપ છે અને તેથીજ શાસ્ત્રની યુક્તિથી વ્રતો થયાં છે. નહિ તો અર્જુનને થયો कार्पण्यदोष તેમ થાય. રાજાઓ મૃગયાની ટેવ પાડે છે. એકાદશી ભોજનના ફેરફાર માટે છે. જેણે ષટ્સંપત્તિ સાધ્ય કરી છે તેને સર્વ સુગમ છે. જગત્, રાજ્ય કાયમ રહે એવી આસ્થા ન કરો. આકાશમાં સર્વ પદાર્થ આવે છે પણ આકાશ તેમાંના કોઇને કોટે બાંધતું નથી. સ્પર્શ કરવાનો તેનો સ્વભાવ નથી. પણ વાયુ જેને અડકે તેનો સંગ લઈ લે છે; તે વિષ્ટા હોય કે પુષ્પ હોય. પરંતુ આકાશ વિષ્ટા પડી રહે તેને પણ અડકે. નહિ. માટે કહ્યું છે કે " સંસારથી સરસો રહે ને મન મારી પાસ, સંસારમાં લેપાય નહિ તેને જાણું મારો દાસ." પથ્થરની દૃષ્ટિમાં ઊનું ટાઢું છે જ નહિ માટે હું મહેશ્વરની સંજ્ઞા છું. શરીર, ઇંદ્રિય, પ્રાણ, મન, હું નથી. શરીરાદિનો પ્રકાશક અજન્મા નિત્ય ચૈતન્ય હું જ છું. હું

ઈશ્વરને ઉત્પન્ન કરવાવાળો છું. આકાશ પોતાને ખરડાયલું સમજે તો તે તેની ભ્રાંતિ છે. ઘડામાં તેલ ભરીએ તો ઘડામાંનું આકાશ ચીકણું થયું લાગે, પણ આકાશ તો ચીકણું થવા ધારે તો થઈ શકે એમ નથી અને આકાશમાં તો વાયુ વગેરે બીજાં તત્વ છે, પણ મારાથી ભિન્ન કોઈ વસ્તુ જ નથી અને તે વસ્તુઓ રૂપે હું જ અંતર બહાર છું. જે સંસારથી ભુલાવો ખાઈ હું જીવ છું, સંબંધી છું, એમ સત્ય માની આસક્તિ કરે તેને વિકારો થાય છે; હર્ષ, શોક, ભય થાય છે, તે પરાધીન મનથી થાય છે. સત્તા પર ઢાંક પીછોડાના આકારો છે. આકારનું સ્વરૂપ શું છે? સર્વ આકાર આકાશમાં થાય છે. ચૈતન્યમાં દૃશ્ય, અદૃશ્ય થાય એ માયાશક્તિ છે. કાગળનાં બીબાં આકાશને ઉઘાડું કરે છે અને ઢાંકી રાખે છે. ઢાંકેલું ઊઘાડવું એજ કર્તવ્ય છે. એકનું અનેકપણું માયાથી થાય છે. સાંજીના દિવસમાં કાગળમાં વાઘ કોતરી બીબું ધરી તેમાં રંગ પૂરીએ તે રંગ નીચે પડે છે, એટલે સફેત યા કાળી સલંગ જમીન પૂરી હોય તે એક છે તેના પર અનેકપણું થાય છે, કેમકે કેટલોક ભાગ રંગથી ઢંકાયલો છે અને કેટલોક ઉઘાડો છે. જેવો કોતરેલો કાગળ તેમાં તેવાં ચિત્ર દેખાય. વાઘ કોતર્યો હોય તો વાઘ દેખાય પણ તે કાંઈ વાઘ નથી; તે તો માત્ર રંગ વાઘના આકારમાં ગોઠવાયલો છે. તેમજ માણસ કોતર્યો હોય તો માણસ દેખાય. કાંઈ જાણવું, નહિ જાણવું, એમ વગર આવરણનું આવરણ થાય છે. છે તેને નથી કહીએ છીએ, કેમકે નથી કહેવામાં આવે છે ત્યાં પણ શુદ્ધ ચૈતન્ય છે. કોઇ ઢંકાય તો કોઈ ઊઘડે. કોઇ ઊઘડે તો કોઈ ઢંકાય. સત, ચિત્ત, આનન્દ ત્રણે ખુલ્લા જુઓ. એક દેખાશે અને બે ઢાંકયા રહેશે; બે દેખાશે ને એક ઢાંકયો રહેશે. એમ પરમ્યુટેશન (Permutation) અને કૉમ્બીનેશન (Combination) થાય છે. બાકી પૂર્ણ તો પૂર્ણ જ રહે છે, તો ઢંકાયું એ પણ કહેવા માત્રજ છે. ઉંચા કિલ્લા પર ઊભા થવાથી આકાશને સંકોચ નથી, તેની દૃષ્ટિમાં કોઈ ઘૂસતું જ નથી. પરમાત્માને ખબર પણ નથી કે મારામાં વિશ્વ છે કે નહિ. ભલે આખું વિશ્વ પોતામાં પડી રહે. એક સ્ત્રી પુરુષ દંપતી ચાલ્યાં જતાં હતાં; સંસારની મોહ માયા છોડી વિરક્ત થઇ વનમાં જવા નીકળ્યાં હતાં; ઘરબાર પૈસો ટકો તજી નીકળ્યાં હતાં. રસ્તામાં કાંઇ સોનૈયો પડયો હશે; સ્ત્રી સોનૈયો દેખી તે ત્યાં પડયો રહેવા દઈ આગળ ચાલી. પુરુષે તેના ઉપર ધૂળ નાખી. સ્ત્રીએ પૂછ્યું: "તમે મારાથી આગળ ચાલતા હતા તે શું કરવા પાછળ પડયા છો?" પુરુષે કહ્યું: "આ સોનૈયા પર ધૂળ નાખું છું" સ્ત્રીએ કહ્યું: "હજી આપણી સમજ પરજ ધૂળ પડી સમજાય છે. તમે હજી એને સોનારૂપે જ દેખો છો કે શું? એના ઉપર ધૂળ નહિ નાખો તો શું બગડી જશે? સોનૈયો અને

પડયો રહે તે શું નડે છે? તેના પર મમત્વ ન રાખો એટલે બસ છે. ઘરબાર પૈસો ટકો છોડો તો ખોટું નથી, પણ સર્વ રિદ્ધિ છતાં એ મમત્વ ત્યજી દેવાનું હોય તો તેનાપર ધૂળ નાખી તેને દાટવાની કે ફેંકી દેવાની કાંઇ જરૂર નથી. તમે સોનું અને ધૂળમાં ફેર દેખો છો. જનાવરને મન સોનું અને ધૂળ એકજ છે. તે તો દાણીના પર પગ મૂકીને ચાલ્યું જાય છે. તેને તો પથ્થર નડે તેમ સોનાનો ઢગલો નડતર કરનારો થઈ પડે છે." માટે ઘરબાર, ધનદોલતના બાહ્ય ત્યાગથી મુક્તિ છે એમ નથી, પણ સંસારની વાસના મનથી ઊઠી જાય તો મુક્તિ છે તે છે. જ્યાં વાસના છે ત્યાં જગત્‌દર્શન છે, ત્યાં દેહ છે. તમાસો જોવો હોય તેણે તો કિનારે ઊભા રહી સમુદ્ર જોવો જોઇએ. વરના બાપ થઇને કાંઈ પૂરો વરઘોડો જોવાય નહિ, માત્ર દોડાદોડમાં વખત જતો રહે. રાજાની સત્તા એ સ્વરુપ છે. નોકરોમાં રાજાનું અંગ વ્યાપેલું છે. અંગ જાય તોપણ રાજાપણું કાયમ છે. પટેલ જાય તોપણ પટેલાઇની સત્તા છે. એક પટેલ જાય ને બીજો આવે. તેમ વ્યાપકપણે તો રાજાની સત્તા બની રહે છે પણ વૈભવ લેવા હોય અનુભવ લેવો હોય તો રાજાપણું આરોપ કરવું પડે. માટે વિશ્વથી અલગ રહી ખુણે ભરાઈને જુઓ તો આનન્દ જ આનન્દ છે.

તા. ૩-૯-૧૯૦૩.

## ૨૮. સ્વેચ્છા.

इच्छाद्वेषसमुत्थेन द्वन्द्वमोहेन भारत ।
सर्व भूतानि सम्मोहं सर्गे यान्ति परन्तप ॥

**भगवद्गिता.**

અર્થ:—હે ભારત! ઇચ્છા અને દ્વેષથી ઉત્પન્ન થએલા દ્વન્દ્વથી ઉપજતા મોહે કરીને ભૂતમાત્ર, હે પરંતપ! સર્ગને વિષે પૂર્ણ મોહ પામી જાય છે.

રોગ એ પણ ઇચ્છાનું પરિણામ છે. રોગ થવામાં તથા મોત થવામાં પણ તમારી કરેલી જ ઇચ્છા છે; ક્યારે કરી તે તમને ખબર નથી, પણ છે તમારી કરેલી. માટે હમેશાં જો ઇચ્છા કરવી તો રૂડી કરવી. જે તાત્કાલિક દુઃખરુપ તેનું અવાંતરે સુખ છે; માટે દીર્ઘદ્રષ્ટિ રાખવી. પારકાનું ભુંડું ઇચ્છીએ તો આપણું પોતાનું બુરૂં ઇચ્છયું જાણવું અને તેનું ફળ પણ પોતાને જ મળે. બીજાની અપકીર્તિ કરવા જતાં પોતાની અપકીર્તિ થાય છે. ભીંતપર મારેલો દડો આપણા જ અંગ પર આવે છે, વધારે જોરથી મારે તો વધારે જોરથી આવે છે, માટે કોઇ પર દોષદ્રષ્ટિ કરવી નહિ. ઊંટનાં અઢારે અંગ વાંકાં હોય છે તોપણ તે બીજાના એકેક અંગને જોઇ નિંદા કરે છે; તો તે દોષ

પોતાના મનમાં જ છે; બીજામાં છે કે નહિ તે તો કોણ જાણે પણ તે દોષ આપણામાં ઊભો થયા વિના બીજામાં ઊઠે નહિ. ટાઇપ આપણામાં ગોઠવાયા વિના, તેનો છાપો સામા કાગળ પર પડે નહિ. ફલાણો ખરાબ છે એવો સંસ્કાર આપણા મન પર પડવા દીધો એ આગળ જતાં આપણને જ નડે. એ નેગેટીવ (Negative) છબી પડી તે કોઈ સમય પણ પોઝીટીવ (Positive) રુપે બહાર પડવાની. માટે કોઇનો સારો ગુણ જોવો પણ કોઈનો દોષ મનમાં લાવવો નહિ. સારા નરસા ગુણ બીજામાં ભાસે તો તે દેખવા, પણ તે કલેજું કોરે એમ જરા પણ અસર અથવા લાગણી પરત્વે ઊઠવા દેવા નહિ. આપણે તો મૈત્રી, કરૂણા વગેરે રાખવાં. એક વેળા સંતપુરુષને જતાં રસ્તામાં ભંગી મળ્યો. તેનાપર ક્રોધ કર્યો કેઃ "આઘો ખસ; તું ચાંડાળ જાત તારો મને સ્પર્શ થશે." ચંડાળે જવાબ વાળ્યો કેઃ "હું તો ગમે તે છું અને મને અડકવું, નહિ અડકવું તમારી ખુશીની વાત છે, પણ ક્રોધ કેમ કરો છો? તમારામાં ક્રોધ જેવો ચંડાળ તો ઊભેલો જ છે. એ ક્રોધરૂપી ચંડાળ તો દુનિઆમાં બીજો કોઈ ભાગ્યે જ હશે કે જે તમારા જેવાને ભેટીને રહ્યો છે, અને પોતાને તે બાળે છે એટલું જ નહિ પણ બીજાને પણ બાળે છે." વળી પારકાના દોષ જોવાથી કાંઈ હિત નથી. ઇચ્છા એ મનનો ધર્મ છે અને વાસનાથી થાય છે. વાસના છે ત્યાંસુધી મનનું મનપણું છે, મનનું સ્વરુપ બીજું છે જ નહિ. સાપ જોતાં ત્રાસ થાય છે; તેનાં આકૃતિ રંગ સુંદર છે, અંગ કોમળ છે, પણ વિબુદ્ધિ તેને અપ્રિય બનાવે છે. ડંખ ગયો તો સાપપણું ગયું. વાસનાનું વિષ દૂર થયું તો મનરુપી સર્પ અમન થાય. નિરંતર જગતનું અસત્યપણું રાખી અભાવવૃત્તિ કરવી. પશુ, મનુષ્ય, દેવમાં, વિષયસુખ છે તે સિવાય બીજું અધિક સુખ છે તે મનુષ્ય દેહથી જણાય છે. વસ્તુ સુખરુપ હોય, તો તે જોતજોતામાં દુઃખરુપ બને નહિ. પ્રિય અપ્રિય વૃત્તિમાં છે. મોળું છે તેને ઘરની સાકર ભેળીને ગળ્યું કરીએ છીએ. ઘીએ ગોબર મીઠાં બનેલાં છે. કૂતરો હાડકું ચાટે છે તેમાં લોહી પોતાના જડબાનું છે; હાડકું તો સુકું માંસ રહિત છે, પણ ચાવતાં જડબામાં વાગે છે અને લોહી નીકળે છે; પોતાના લોહીનો સ્વાદ લઈ આનન્દ માને છે. સુખદુઃખ પશુઓને અને દેવતાઓને વિના પ્રયત્ને મળે છે પણ મનુષ્યને તો પરિશ્રમ અને ઉદ્યોગ કરવો પડે છે. ચિંતાથી કોઇ મુકત નથી. ઘણું હોય તેને પણ વધારવાની ઇચ્છા. આવી ચિંતાવાળો જન્મ કાંઇ ઉત્તમપણું સાબીત કરતો નથી. ગદ્ધા વૈતરૂં જોઇને ઉપરામ થઇએ એજ ફળ છે અને તેથી ઉત્તમતા છે. નહિ તો સંસારને સુખરુપ માને તો પ્રવૃત્તિપ્રવાહની રેલમાં તણાતાં કિનારો હાથ લાગે નહિ, કેમકે સુખ પોતાનામાં છે બહાર નથી. ઇચ્છાથી મન બહાર ભટકતું ચંચળ રહે અને સ્વરુપનો આનન્દ આવિ-

ભાવ થાય છતાં કહે છે કે વસ્તુથી આનન્દ થયો, પરંતુ જાણતો નથી કે ઈચ્છા નહિ થાય તો સુખ બનેલું જ છે. ઇચ્છા ઊઠી કે સુખનો ભંગ થાય અને પછી તેને ઠેકાણે લાવવાને મહેનત કરતા ઠેકાણે આવે તો સોના સાઠ કરીને પણ આનન્દ માને. તળાવનું પાણી મેલું કે હાલતું હોય તો તળિયું દેખાતું નથી પણ નિર્મળ હોય તો તળિયું દેખાય છે અને તળીયું તે જ સ્વરુપ છે. વિષય સુખમાં સુખ માનનારને એનાથી અધિક સુખની ખાત્રી થાય તો એની મેળે તેના વિષય છૂટે. અખંડ સમાધિ તો કાર્યથી થવી અશકય છે; વિચારે બની શકે છે, કેમકે સમાધિ ક્રિયાસાધ્ય છે અને ક્રિયાનું ફળ અંતવાન છે. હજારો વર્ષે ઉત્થાન થાય છે અને ચંચળતા કાયમ થાય છે. ઉત્થાન દશામાં મન પાછું ભટકે છે. માટે મન તથા ઇંદ્રિયોનો નિરોધ વિચારે થવો જોઇએ. સમાધિ સાધનરુપ છે. મનને સ્વરુપ તરફ જાગતું કરવું એ છોકરાંને નિશાળે મૂકવા જેવું છે. અક્ષરો ધોઇને કાગળનું કોરાપણું બતાવવા કરતાં અક્ષરો સાહીના છે એમ સમજણ પાડેથી કાગળનું અસલ કોરાપણું સમજાય છે. તેમ સમાધિ નામરુપ ધોવા માટે છે; મંદબુદ્ધિને સમજાવવાની વાતો છે. "છે" મૂકયા વિના વસ્તુત્વ નથી. પૂર્વે હતું તો ઘટમાંથી "નહિ" થયું. એવી રીતે કે જે ઘટ હતો તે ઘટ નથી પણ સત્તામાંથી ઘટ ઉત્પન્ન થયો. ખાંડ અને મીઠાશ સુક્ષ્મબુદ્ધિથી જૂદાં પડે; પૃથક્કરણથી જુદાં પડતાં નથી. વિચાર કરે તો જૂદાં છે. ગળપણ નહિ હોય તો ખાંડ કહેવાય નહિ પણ ખાંડના જન્મ પહેલાં ગળપણ હતું; ગોળમાં હતું અને ગોળ પહેલાં રસમાં હતું, અને રસ પહેલાં શેરડીમાં હતું, અને શેરડી પહેલાં પૃથ્વિમાં હતું, અને પૃથ્વિ પહેલાં આત્મામાં હતું. એ જ ગળપણ પાંચમી સાતમી પેઢીએ ખાંડને આધારે રહેલું છે, બલ્કે એના આધાર પર ખાંડ રહેલી છે, પણ પાણીમાં કે દૂધમાં ખાંડ નાખીએ તો ખાંડ કોણ જાણે કયાં જાય છે અને ગળપણ તો પાણી કે દૂધમાં કાયમ રહે છે. પણ કોઈ કહેશે કે ગળપણને જૂદું પાડીને અમારી આગળ ઊભું કરો તો તે યુક્તિ અને વિચાર વગર બતાવી શકાય નહિ. તેમ જડ ચૈતન્ય જૂદું હોય તો સમજમાં બતાવાય, પણ છૂટું પાડી બતાવાય નહિ. જુઓ કે પ્રથમ પ્રતીતિ સત્તાની થાય છે અને પછી નામરુપની થાય છે. પણ ઘોડા ઉપર સ્વારને બદલે, સ્વારને માથે ઘોડો ચડાવ્યો છે. છે ઘટ એમ કહેવાને બદલે ઘટ છે એમ બોલીએ છીએ. પુસ્તક છે તે પણ બાળી નાખેથી ખાખ છે અને ખાખ સૂક્ષ્મ થએલી અભાવ છે, પણ છે એમ કહીએ છીએ. માટે છે પણું સૂક્ષ્મ હોય તેથી નથી એમ કહેવાય નહિ, અને હું છું તો બધું છે, હું નથી તો કાંઈ નથી. તેથી છે એમ મારૂં સ્વરુપ છે. [illegible] પણ આત્માને આધારે છે. "હું નથી" એવો અનુભવ કોઇને બનતો

નથી. મનમાં ઉઠાવો તો છે; નહિ ઉઠાવો તો નથી. આંખ મીચો તો નથી, અને આંખ ઉઘાડો તો છે; ઉઘાડાં નેત્રે પણ મનમાં નહિ લાવો તો નથી. તમારા સ્વપ્નનો દેખાવ તમારા પાડોશીની દૃષ્ટિમાં નથી. સ્વપ્નના વાઘથી થતો ભય અને સુંદરીથી થતો વિકાર બન્ને જાગ્રતમાં નથી, માટે હૃદયનું જગત્ તેજ જગત્ છે. બહારનું ભલે પડી રહ્યું તે તમને નડતું નથી. મન વ્યાપક સ્વરુપ છે, અને પરિચ્છિન્ન સ્વરુપ છે, માટે વ્યાપક સ્વરુપને નજરમાં રાખવું. કાશીનું સ્વપ્ન આવે ત્યારે મન કાશી જતું નથી પણ મનમાં પેઠેલું કાશી પ્રતીત થાય છે. સંપૂર્ણ જગત્ મારે વિષે રહેલું છે, એ અદ્વૈત બ્રહ્મ હું છું, એમ નિશ્ચય થવો જોઇએ. ગધેડાને સાબુ ઘસીને ઘોડો બનાવાતો નથી અને તમે કાંઈ પણ બનશો તો કૃતિથી ન બન્યા થશો. જેવા હથોડાથી દાગીનો ઘડાય તેવાજ હથોડાથી તે ભંગાય. અખંડ બ્રહ્મમાં કોઇ અજ્ઞાની નથી; બગાડ થયો નથી. સ્વપ્નમાં હજારો બરાડા પાડો તોપણ તમે તો એક શબ્દ પણ બોલ્યા નથી; હજારો પ્રવાસ કર્યા પણ એક પગલું હાલ્યા ચાલ્યા નથી. કર્તા છતાં અકર્તા છો, સુખદુઃખ સમાન છે. ચિત્રમાં એક તરફ મોટી નદી ચીતરેલી છે અને બીજી તરફ આગ સળગેલી છે. બન્ને એક સત્તા પર છતાં નદીનાં જળ આગ હોલવતાં નથી અને તમને આગ બાળતી નથી. નદી ડુબાવતી નથી તે છતાં એ બળું છું, એ બુડું છું, એમ બૂમો પાડો તો તમને કોઇ અટકાવવા આવે એમ નથી. એ ચિત્ર દૂર કરો, તો ચૈતન્ય આકાશ સિવાય બીજી વસ્તુ તમારી દૃષ્ટિમાં ઘુસશે જ નહિ.

---

તા. ૪–૯–૧૯૦૩.

## ૨૯. મનરૂપી પડદો.

दूरदेशं गते पुत्रे जीवत्येवात्र तत्पिता ।
विप्रलम्भकवाक्येन मृतं मत्वा प्ररोदिति ॥
मृतेऽपि तस्मिन्वार्तायां न श्रुतायां न रोदिति ।
अतः सर्वस्य जीवस्य बन्धकृन्मानसं जगत् ॥

પંચદશી.

અર્થ:—પુત્ર દૂર દેશમાં ગયો હોય અને જીવતો હોય છતાં અત્રે તેનો પિતા, કોઇ ધૂર્તના વચનથી, તેને મુવો જાણી રડે છે અને મરી ગયો હોય છતાં વાત ન જાણી હોય ત્યાંસુધી રડતો નથી;—અર્થાત્ જીવ માત્રને બંધ ઉપજાવનારી તેના પોતાના મનની કલ્પેલી સૃષ્ટિ છે.

મન જડરુપ છે. ચૈતન્યની સત્તાથી મન પદાર્થને ગ્રહણું કરે છે. મન અજ્ઞાન કાળે ભેદ જુએ છે અને જ્ઞાનકાળે સમતાને પ્રાપ્ત થાય છે. મનને પોતાને વિષે સત્તા નથી—સબળતા નથી. સિંહે મારેલા પશુનું માંસ

બિલાડી ખાય છે પણ પશુને મારવામાં બિલાડી સમર્થ નથી. તેમ મન જડ છતાં ચેતનના પ્રભાવે વસ્તુને ગ્રહણ કરે છે. પંચમહાભૂતમાંથી સર્વ કાર્ય છે. પરમાત્મામાં માયા ઉત્પન્ન થઈ. માયા જડ છે અને ત્રિગુણાત્મક છે, અને પંચમહાભૂત માયામાંથી ઉત્પન્ન થયાં તેથી તે પણ જડ છે અને પ્રત્યેક ભૂતમાં ત્રણે ગુણ છે. આકાશ, વાયુ, તેજ, જળ, પૃથ્વી એ પંચભૂત છે. એ દરેકને સત્વ, રજ, તમ ગુણો છે. આકાશના સત્વગુણમાંથી કર્ણેંદ્રિય થઈ, એમ પાંચે ભૂતના સત્વગુણમાંથી પાંચ જ્ઞાનેંદ્રિય થઈ. આકાશના રજોગુણમાંથી વાક્ કર્મેંદ્રિય થઇ. એમ પંચભૂતના રજોગુણમાંથી પંચ કર્મેંદ્રિય અને પંચ પ્રાણ થયાં. આકાશના તમોગુણમાંથી શબ્દ વિષય થયો. એમ પાંચે ભૂતમાંથી તેના તમોગુણથી પંચ વિષયો થયા. આ પ્રમાણે પંચ મહાભૂતોના સત્વ અને રજો-ગુણથી તેઓના મિશ્રણથી એકંદર મનથી અંતઃકરણ થયું. એજ સૂક્ષ્મદેહ અથવા લિંગશરીર અને એ જડ, કેમકે જડની ઉત્પત્તિ જડજ. સ્થૂલ થાય ત્યારે સ્થૂલ વિષયાદિ થાય છે. પંચીકૃત ત્રિકૃત એ વિરોધી ભેદો છે. વિરોધ પણ યુક્તિથી જ છે. જે નથી તેને સમજાવી નિયમ બાંધવા છે. જગત્ થયું જ નથી; સમજાવવા કહેવાનું છે. ભિન્નતાને આદિ કારણ પર પહોંચાડવા કલ્પના છે. ઘરો હજારો છે, છતાં દરેકની રચના જૂદી; પણ ચૂનો ઈંટ વગેરેની સમાનતા સરખીજ. તેથી મન જડ છે પણ ચૈતન્યની ચેતનતાથી ચેતન છે. મનથી જ્ઞાન થાય છે; પ્રાણ ગતિને પામે છે. કુહાડાને હાથો મળે પણ મનુષ્ય વાપરે નહિ ત્યાંલગી તે હાથો મળતાં પણ શું કરે? સત્તા આપે તે સજાને પાત્ર થાય. કુહા-ડાને કોઈ સજા કરશે નહિ. કાપનાર કુહાડો છતાં ચૈતન્ય (મનુષ્ય) જવાબ-દાર ગણાશે. ચૈતન્યની સત્તા વિના પાંદડું પણ હાલે નહિ. વસ્તુમાં ચેતનશક્તિ પ્રવેશ થઈ તે દ્વારા કાર્ય થાય છે. એન્જીન (Engine) કેટલું કામ કરે છે? પણ તે આડું જાય તો ડ્રાઈવર (Driver) જોખમદાર છે. બળદ ઘોડામાં ચેતનતા છે માટે તે હાથ ન રહે તો હાંકનાર નિર્દોષ પણ ગણાય છે. પણ જ્યાં ચેતનની સત્તાએ વિશેષ કાર્ય કર્યું ત્યાં જોખમદારી. ઘડિઆળનાં સર્વ ચક્ર એક ચક્રને આધારે છે. કારખાનાનાં ચક્ર મુખ્ય ચક્રથી ચાલી રહ્યાં છે. મૂળ મુખ્ય ચક્ર બંધ પડે કે બધું બંધ. મૂળ ચક્ર ચાલે ત્યાંસુધી તેની ગતિને બળે તમામ ચક્રને ગતિ મળેથી કોઈ કાપે છે, કોઈ ખાડો પાડે છે, કોઇ વણે છે અને કોઈ ગુંથે છે એમ ઉપર નીચે ક્રમ ચાલી રહ્યા છે. વિશ્વરુપી મોટું કારખાનું છે તેમાં દેહરુપી નાનું કારખાનું છે તેમાં મન આદિ ચક્ર છે તેને અનુસાર વિશ્વ ફરે છે. જડ ચક્ર વરાળના વેગે ફરે છે. મન ઈચ્છારુપી વરાળે પ્રેરાય છે પણ તેને ચેતનતા આપનાર આત્માજ છે. સાંખ્ય પુરુષ પ્રકૃતિ બે જૂદા માને છે. ચેતન અને જડ અનાદિ જૂદા છે એમ માને છે. નૈયાયિક આત્મા અને પરમાણુ જૂદાં માને છે. પરમાણું

નિત્ય છે. જડ એટલે જે પોતાને અને પારકાને ન જાણે તે અસિદ્ધ છે. તેની સિદ્ધિ માટે ચેતનની ( બીજાની ) અપેક્ષા છે. અસિદ્ધ માટે અસત્ય છે. કાર્ય કારણ ભાવે ભિન્ન કહેવાય છે, વૃક્ષ થડ દૃષ્ટિથી અચળ છે, પત્ર ( પાંદડાં ) દ્રષ્ટિથી ચળ છે અને વૃક્ષ થડ, પત્ર વિના વૃક્ષ કહેવાય નહિ. તેમ આત્માને મન એકજ છે. મન સ્વરુપે અચળ છે અને આત્મા છે. સ્ફુરણથી ગતિમાન છે તેથી મન છે. વૃક્ષમાં થડ ડાળાં એ નામરુપ છે. સત્તામાં આત્મા, મન, એ નામો ઊઠેલાં છે. કળ ફેરવનારના હાથમાંથી વેગ નીકળી આગગાડી ચાલે છે. ચૈતન્ય (પુરુષ) કાંઈ કરતો નથી. આદિ સંકલ્પની કૂંચી ફરી છે તેથી અનાદિ બ્રહ્માંડ ચાલી રહ્યાં છે. થયાં છે કે નહિ તે તો પછી વાત, પણ અટકતું નથી. બધું ચાલતું દોડતું દેખાય છે પણ પોતે તો અચળજ છે. ગતિ તે અચળતા અને અચળતા તે ગતિ એમ બની રહ્યું છે; કેમકે બે છે જ નહિ એકજ છે. જમીનનો આધાર છે તો તે પર આગગાડી ચાલતી દેખાય છે. તેનો તો વેગ સાથે અવાજ પણ સંભળાય છે. પણ પાણી પર વહાણ અથવા માછલું ચાલે છે તે એકરસ છે. તેમ આત્મા પર ચલ ધમ છે તે અચલ પર દૃષ્ટિ વગર જણાતો નથી. દરેક વેળા અચલ પર દૃષ્ટિ હોય તોજ ચળ દેખાય એ નિયમ છે. વેગ સાથે વેગરુપ થવું એ અચળતા છે. વહાણમાં બેઠેલા આપણે વહાણના વેગ સાથે વેગવાળા હોઈ ગતિ જોઇ શકતા નથી, પણ જલપર દ્રષ્ટિ રાખી ચળ જણાઇએ છીએ. આત્મા મનને પ્રેરતો નથી. મનનો સ્વભાવ જ વિલક્ષણ છે કે આત્માની સન્નિધિમાં મન પોતાની મેળે નાચ કરે છે. સૂર્યનો તડકો પડયો કે અંકૂર ફૂટે છે. લોહચુંબક પાસે સોય નાચ કરે છે. સોય જડ છે અને લોહચુંબક પણ જડ છે. હાલતો હલાવતો નથી. આરસાનો સ્વભાવ એવો છે કે પ્રતિબિંબ લેવું. વસ્તુની ઇચ્છા નથી કે પ્રતિબિંબ આપવું; આરસાની ઇચ્છા નથી કે લેવું. મનનો સ્વભાવ છે કે આત્માની સત્તાથી ચંચળ ગતિમાન થાય. મનનું ગતિમાન થવું તે વિશ્વ છે. ગતિ થઈ ભાસે છે, વાસ્તવિક ગતિ થતી નથી. સ્વપ્નમાં ઉત્પાત થાય પણ કાંઇ થતું નથી અને કોઈ હાલતુંએ નથી. ગતિમાન્ દેખાતી વસ્તુ જ નથી તો ગતિ શું ? મન અસત્ય છે અને મનનાં કાર્યે પણ અસત્ય છે અને છે તો એક ચૈતન્ય. સ્વપ્નમાં હરણ નથી તો તેનું દોડવું શું ? વિશ્વ નથી તો ગતિ કયાંથી ? અભાવ નામરુપનો કહીએ છીએ. નામરુપમાં જે ચૈતન્ય છે તે તો સદ્રુપ છે, નામરુપ અસત્ય છે. માટીમાં ઘડો એ નામરુપ છે. જગતમાંથી પરમાત્માની સત્તા જૂદી કાઢી લઇને જગત્ બનાવી શકાય ખરૂં ? પછી રહ્યું શું ? " હુંપણું " સર્વત્ર વ્યાપી રહેલું છે. નામરુપ ભાડુતી ઘરેણાં છે. સૂર્યની સત્તાથી ચંદ્ર શીતળતા આપે છે, રાજાની સત્તાથી નોકર શોભે છે, જો નહિ

જાણે તે નોકરનો દાદ પોતાની સત્તાનો સમજે છે. જે જાણે છે તે તો કહેશે કે એના ધણી રાજાની સત્તાથી છે; એનો તો ભાડુતી છે; એ બિચારો તો જડ છે. અને જે જાણે તે એ સર્વ આડંબરને દેખતાં છતાં અસત્ય કહે છે. આત્મા મનનાં કાર્ય સમજે છે, પણ મન તો આત્મા વડે છે અને જાતે કંગાલ છે, પણ આત્માની સત્તાથી છે. અનાત્મ વસ્તુને જડ અસત્તા અસત્યતા છે. છેપણારુપી શ્રીમંતાઈ નામરુપીની નથી. સોનાનું છેપણું કાઢી નાખીએ તો દાગીના નામરુપ રહે નહિ. સત્તા સમાન છે; નામરૂપમાં ભેદ છે. તેથી સઘળું સઘન છે. નામરૂપથી છે નથી ભાસે છે. " **मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः** " એમ કહ્યું છે, પણ મન બિચારૂં કયાં ફસાવે છે? મન, આત્મા, દેહ કોઇ દોષિત નથી તો પછી જન્મ મરણ છે જ કયાં? ઉટાંગ પાયા વિનાનુંજ ચાલી રહ્યું છે તેને શાસ્ત્ર પુરાણ ટેકો દે છે. ધાત્રીની કથા સમજાવવાને સો વાંસ પાણી કહી ધૂળ ઉડતી દેખાડે છે. જગત્‌શાસ્ત્ર, ખંડન મંડન છતાં જગતનું બી નથી. અક્ષરો નથી જાણતા કે અમે કાંઇ છીએ. અક્ષરોને ચેતન જીવતા કરે છે. નથી તેને સાચા કરીએ છીએ; વાંચી સમજીએ છીએ. દરેકને સજીવન વિદ્યા આવડે છે. દરેક જડ વસ્તુને સજીવન કરીએ છીએ. કીડી દાણાને સજીવન કરી એક જગાથી બીજી જગાએ ચલાવે છે. ચિત્ર વિચિત્રતાનો ખેલ કરવો એજ મનનો સ્વભાવ. પોતાનું ખુદ કાંઇ નહિ તેથી ચાહે તે સોંગ લઈ શકે. આંતરા પડી ગયા છે તે તોડો તો અસલ મેદાન છે તે ખુલ્લું દેખાય. મનરુપી પ્રથમ પડદો, તેમાં મુખ્ય પાંચ ઇંદ્રિયો, તે પાંચ સ્વરૂપ કરી એકમાં બતાવે તેથી નામરુપ વધે છે. આત્મારુપ મેદાનમાં " હું તું " થવું એ મનરુપી પડદાથી થાય છે. નિદ્રામાં એકરસ છે; જાગ્રતમાં ભેદ છે.

---

તા. ૫–૯–૧૯૦૩.

## ૩૦. જ્ઞાનનો ચમત્કાર.

दृश्यं नास्तीति बोधेन मनसो दृश्यमार्जनम् ।
संपन्नं चेत्तदुत्पन्ना परा निर्वाणनिर्वृतिः ॥

**पञ्चदशी.**

**અર્થ**—દશ્યજ નથી એવા બોધે કરીને મનમાંથી દશ્યજ ઉરાઢી દેવાયું તો નિર્વાણની પરમ નિર્વૃત્તિ પ્રાપ્ત થઇ.

દ્રષ્ટા પોતાને જાણતો નથી પણ પારકાને જાણે છે તેથી દ્રષ્ટાની સિદ્ધિ થાય છે, નહિ તો પોતે પણ દ્રશ્ય ગણાય. માટે પોતે પોતાને જાણે એમ કહેવાય નહિ. જે કાળે ઘટનું જ્ઞાન થાય તે કાળે હું ઘટ જોઉં છું

એમ થતું નથી. ત્યાં પણ દ્રષ્ટા અદૃશ્ય રહ્યો. દ્રષ્ટા દૃશ્ય વડે સિદ્ધ થાય. વિશેષી સાપેક્ષકથીજ સિદ્ધ છે. જડ પોતાને પણ નહિ જાણે અને પારકાને પણ નહિ જાણે એવી વ્યાખ્યા નહિ આપીએ તો અતિવ્યાપ્તિ દોષ આવે. દિવાને નહિ જોનારો ગ્લોબ (Globe)નું અજવાળું છે એમ જાણે. પણ મનરુપી ગ્લોબ (Globe) માંથી આત્માનો પ્રકાશ પડે છે. ચશ્માંમાંથી દેખે પણ ચશ્માં કાંઇ જાતે જોતાં નથી. મન અંધરુપ જ્ઞાનશૂન્ય સત્તા રહિત છે. અખંડ આત્મ-સ્વરુપમાં ભેદ નથી. ત્યાં ભેદ કરે તે પડદાનું નામ મન. નહિ પડદાનો પડદો અદ્ભૂત છે. દશમ પુરુષ નવને ગણનારો પોતે દશમો છે. નવને ગણનાર અને દશમો એકજ છે. જીવતો છતાં મુએલો જણાય છે. પોતે પોતાને ગણતો નથી, જોતો નથી, જાણતો નથી. બન્ને વચ્ચે અંતર જાણે ત્યાંસુધી અંતર છે. બાકી દશમો હુંજ છું એમ જાણે તે વેળા કાંઇ કેથેથી આવ્યો નથી. છે તે છે; અભેદ હતો. ભ્રાંતિએ ભેદ માનેલો તે મટે. હજારો કોશનું અંતર નહોતું ને ઉભું થયેલું તે અમાપ પડદો. દશમો પોતાને દેખાતો નહોતો. નિશ્ચય થયા પછીની સ્થિતિ અજબ છે. દ્રષ્ટા, દૃશ્ય, હુંજ છું. પડદો ગયો કે મન નથી. જ્ઞાનનો ચમત્કાર છે. મન તો કલ્પના છે. દ્રષ્ટાની મર્યાદા કયાં પૂરી થાય છે? દૃશ્ય કયાં શરૂ થાય છે? દ્રષ્ટા દૃશ્ય વચ્ચે કાંઈ અંતર નથી, ખંડિત નથી, વિભાગ નથી, પૃથ્વી પર હદનાં બાણ કલ્પિત છે, તેમ મનનો પડદો કલ્પિત છે; ભેદ ઉઠાવેલો છે. સૂર્યનો તડકો, મારૂં માથું, એ વાસ્તવિક અને સૂર્ય તડકાથી જુદો નથી, હું માથાથી જુદો નથી. દ્રષ્ટાની દૃષ્ટિ તેજ દૃશ્ય છે. અહં ઇદમ્ વૃત્તિ થાય તે સમજાવવા મન છે. બધું લૂછવા ને મેલ એકઠો કરવા કપડું રાખેલું છે. આત્માની અસંગતા સમજાવવા મનને ઊભું કીધું છે. મન મનને સિદ્ધ કરે છે. એ સ્કંધારોહણ ન્યાય થયો. સિદ્ધ કરવાને યુક્તિપ્રમાણ ન્યાય સાક્ષી જોઇએ; પણ હદ કલ્પિત છે છતાં મારામારી છે, કેમકે સત્ય માન્યું છે માટે ખુવારી થાય છે. નીચે સત્યપણું બેઠું છે તેથી સત્યતા આવી છે. સત્ એક જ હોય. બે હોઇ શકે નહિ. કાળ, દેશ, વસ્તુ એ ત્રણ પરિચ્છેદ જેને નહિ હોય તે સત. જેનો કેથે અભાવ નથી તે સત્. શાહુકાર એક જ, બીજા બધા તેના કરજદાર. જે જોઇએ તે ત્યાંથી લે અને તેને વ્યાજ ભરે. સત્રુપી ધન એકનું જ છે; એક પરિચ્છેદમાં ત્રણે આવી જાય છે, પણ નૈયાયિક આકાર, દિશા, કાળ, એ ત્રણેને નિત્ય વિભુ ( વ્યાપક ) માને છે અને તે છેક એકેકથી પરિછિન્ન છે અને ત્રિવિધભેદ શૂન્ય છે તે સત્ છે. સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદ શૂન્ય. સાંખ્ય અનેક આત્મા માને છે તેમાં દરેકને સજાતીય ભેદ થયો. જડ ચેતન જુદા માને તેથી વિજાતીય ભેદ થયો. "અહં અહં" સ્ફુરણ થવું એ સ્વગત ભેદ; માટે તેવું સ્ફુરણ પણ સ્વરુપમાં

થયું જ નથી; એ તો ભ્રાંતિ છે. સઘન પોલાણ વગરનું છે, તેમાં સ્ફુરણ કયાં? અગ્નિનો સ્ફુલિંગ નીકળી કયાં ગયો? ખાલી જગા કયાં દીઠી? એ તો અરૂંધતી ન્યાયથી સમજાવવાનું છે. સ્થૂલ પર લઇ સૂક્ષ્મને પોંચાડે. સાધનનું ખંડન નહિ કરવું, બાધકનું કરવું.

તા. ૬-૯-૧૯૨૩.

## ૩૧. મનની ભારરુપતા

तरवोऽपि हि जीवन्ति मृगपक्षिणः ।
स जीवति मनो यस्यमननेन न जीवति ॥
भारोऽविवेकिनः शास्त्रं भारो ज्ञानं च रागिणः ।
अशान्तस्य मनो भारो भारोऽनात्मविदोवपुः ॥

**योगवासिष्ठम्.**

**અર્થ**:—વૃક્ષો પણ જીવે છે, મૃગપક્ષીઆદિ પણ જીવે છે, પણ તેજ જીવે છે કે જેનું મન મનનથી જીવતું નથી. અવિવેકીને શાસ્ત્ર ભાર છે, રાગવાળાને જ્ઞાન ભાર છે, અશાન્તને મન ભાર છે, અનાત્મજ્ઞને શરીર ભાર છે.



**મન** જડ અને અસત્ય છે. ઝુમ્મરનો હીરો સૂર્યના તેજથી નાના પ્રકારના રંગો બતાવે છે, પણ તે રંગો હીરામાં નથી; માત્ર હીરા દ્વારા ભાસે છે. તેમ ચૈતન્યમાં જગત્ નથી અને મનમાં જગત્ નથી, માત્ર ચૈતન્યની સન્નિધિમાં મનદ્વારા ભાસે છે. પણ મન અને જગત્ છેજ નહિ. અજવાળું ન હોય, તો હીરો પથરા જેવો છે. તેમ ચૈતન્ય વિના મન જડરુપ છે. સ્વાભાવિક ચિત્ર છે તે છતાં પોતે ઇષ્ટ અનિષ્ટ બુદ્ધિથી ચિત્ત પ્રમાદથી તપાયમાન થાય છે. પોતાના પર દુઃખ નહિ છતાં પોતા પર માનવું એ પ્રમાદ છે. શરીર પર રોગ છે તેમાં મારે શું? શરીર પણ જડ છે. પથરા પર કુહાડો મારો તો પથરાને કુહાડાનું ભાન નથી. શરીરને દુઃખ નથી પણ મન દુઃખ માને છે. હવે મનનું સૂક્ષ્મસ્વરુપ છે તેથી મનને ઘા પોહોંચે નહિ છતાં માને છે, માટે પ્રમાદ. પોતે રડવા બેસે છે. જણાય તે છતાં નહિ જાણવું એ પ્રમાદ. ચૈતન્ય સત્તા કહાડી લઇ જુઓ તો બધુંએ સમાન છે. સમાન જડ છે. પટને આશ્રયે તંતુ છે. ચૈતન્યને આશ્રયે નામરુપનું સત્પણું છે. ચૈતન્ય સિવાય મનને ઊઠવાનું પણ સામર્થ્ય નથી. મન વગર જ્ઞાનક્રિયા થાય નહિ. આત્માની સત્તાથી મન નવાબી ભોગવે છતાં આત્માનું વિસ્મરણ કરાવી પોતાનું પ્રાધાન્ય સ્થાપિત કરે છે. બાદશાહને ભુલાવી નવાબ કારભાર

કરે. એમ્પરર(Emperor)ને ભુલાવી ગવર્નર(Governor)પોતે માલીક બને,પણ બીજો નવાબ અથવા ગવર્નર (Governor) બાદશાહી સત્તાથી આવી લડાઈ કરી કાહાડે ત્યારે વળી બાદશાહને જાણે. નહિ તો આત્મસત્તા તરફ દષ્ટિ નહિ ને મન કરે તે થાય. મનને ભાવે ભાવ અને મનને અભાવે અભાવ. આત્માને જગાડે તો મનની પોતાની સત્તા જાય, તેથી આત્માને જગાડવો પણ ગમતો નથી. તે આવે તો બીજે દરજ્જે બેસવું પડે. દરબારમાં જો પ્રિન્સ ઓફ વેલ્સ (Prince of Wales) આવે તો ગવર્નર (Governor)ને બીજે દરજ્જે બેસવું પડે. મનને આત્મસ્વરુપમાં જાગવામાં અપ્રીતિ થાય છે, કેમકે તેની હુંપણાની સત્તા નષ્ટ થાય. કલના એટલે ભાન ઊઠવું તે. પાણીમાં કીરણ પડેથી ચમકારા થાય તે પાણીની ચંચળતા નથી; સ્થિર જળ છે, ચમકારા મિથ્યા છે; ચમકારાને હીરા જાણી કોઇ લેવા દોડતું નથી, આભાસ છે. આત્મામાં ચમકારા સમ વિષમ છે. વિશેષ પ્રકાશ તે ચમકારો છે. આત્માનો સામાન્ય પ્રકાશ તો છે જ. તે ઉપર વિશેષ પ્રકાશ ભાસે છે. વૃત્તિજ્ઞાનરુપી ઘટ પટના ચમકારા હોય યા નહિ હોય તોપણ સામાન્ય જ્ઞાન તો બનીજ રહ્યું છે. સામાન્ય ઉપર વિશેષ છે. વિશેષતાથી અન્ય સ્થળે અભાવ જેવું દેખાય પણ તે સામાન્ય ઉપર છે. સામાન્ય ધર્મ નહિ હોય તો વિશેષ ધર્મ ઊભો રહે નાહિ; વિશેષ ધર્મ સામાન્યને આશ્રયે છે. વિશેષ એકમાંજ જણાય; બીજામાં જણાય તો તે વિશેષ નહિ. મનુષ્ય સામાન્ય અને પુરુષ વિશેષ તો તે પશુમાં નહિ. અખંડપણામાં ભાન નથી, માત્ર ઊઠે છે અને તેની આજુબાજુ અભાવ છે. જ્યાં આજુબાજુ અભાવ હોય ત્યાંજ બાકીની જગામાં ભાન સ્વરુપ પકડે છે અને તેથી ભાન મર્યાદિત છે. કલ્પના મનનું પરિણામ છે. તેનો ચૈતન્યથી ભાસ થવો એ કલના કહેવાય છે. જ્યાં જ્યાં ભાન ઊઠે છે ત્યાં ત્યાં આત્મસ્વરુપનું દર્શન થાય છે, કેમકે તે આત્માનો ચમકારો છે. પાટી જોયા વગર તે પર ચિત્રેલો ઘોડો જોવાતો નથી, તે છતાં પાટી જોઇ એમ કહેતો નથી. પૂછીએ કે શું જોયું તો કહેશે કે ઘોડો જોયો. ઘોડો તો છે નહિ; છે તો પાટી; કોરી બાજુ ફેરવી બતાવે તો તુરત કહે કે પાટી છે. તો શું ઘોડો પાટી પર ચિત્ર્યો તેથી ઘોડા વાળી બાજુનું પાટીપણું મટી ગયું ? એ મુજબ જુએ છે તેને નથી જોતો એમ કહે છે અને નથી જોતો તેને જોઊં છું એમ કહે છે, કેમકે તેની નજર પાટી પર છતાં દષ્ટિ પાટી પર નથી. દષ્ટિ બાહ્ય ચિત્ર પર છે કે જે રંગ માત્ર છે અને પાટીને આધારે છે, વાસ્તવિક છેજ નહિ. આનું નામ ભ્રાંતિ છે કેમકે વસ્તુને જાણીને જૂદું કહે છે. બહાર જે કાંઇ મનાય છે તે અંદર જ્ઞાનમાં ચમકારા થાય છે; તેજ જ્ઞાનમાં ભાસે છે. જે છે તે બધું જ્ઞાનરુપી આરસામાં જ છે. આખું એક પરમાત્માસ્વરુપ છે. તે કયાં છુપે ? છુપાવાની જગા કયાં છે ? દોડીને ક્યાંથી

લાવવું ? માટે જ્ઞાનરુપી આરસોજ છે. આરસા સિવાય દેખાય છે, તે કાંઇજ નથી. તે જ્ઞાનરુપી દર્શન આપણું આત્મસ્વરુપ છે, તે છતાં જગત્‌માં વહ્યા જાય તે પ્રમાદ છે. દશ્ય, ચિત્ત કલનાનું નિમિત્ત થાય છે. જ્ઞાનમાં જે નહિ ભાસે તેને જ્ઞાન ગ્રહણ કરે નહિ. સ્વપ્નમાં બહારના પદાર્થ નથી પણ જાગ્રતના સંસ્કાર હોવાથી પરંપરાએ બહારના પદાર્થ છે, અને એવા અનુભવમાંજ બ્રહ્મપણું છે તેથી બ્રહ્મ સનાતન છે. હું બ્રહ્મ છું એ કલ્પના દશ્યની કલ્પનાને લીધે કરવી પડી છે. જાગ્રતમાં દેખાય છે તે દશ્ય છે. આંખ મીચીને ચિત્તથી જણાય છે તે ચૈત્ય છે અને તે વેળા અંદરના સંસ્કાર ભાસે છે. ઈશ્વરને તમે અનુભવથી ઊભો કર્યો છે. તમે મર્યાદિત છો તો આજુબાજુ વિસ્તાર છે તે ઇશ્વર છે. બિંદુ પર નજર છે ત્યાં સુધી "કૉનસેંટ્રિક સરકલ્સ" (concentric Circles) છે જ. તમે નાના છો તો ઇશ્વર કોઇ મોટો છેજ. તમે અલ્પજ્ઞ છો તો ઈશ્વર કોઇ સર્વજ્ઞ છેજ. તમે અલ્પ શક્તિવાળા છો તો તમારાથી વધારે શકિતવાળો જે સર્વ શક્તિમાન છે તે ઇશ્વર છેજ. માટે જીવ છે ત્યાં ઇશ્વર છેજ. તેથી જીવ ઇશ્વરનો અભાવ કરી બ્રહ્મ જાણો. કલ્પના રહે ત્યાંલગી બ્રહ્મ કેમ જણાય ? ચિત્‌કળાની ખુબી એવી છે કે શેષનાગ કે સરસ્વતી પણ વર્ણન કરી શકે નહિ. ભાવના વધારી વધે છે. તમારો અભાવ માનો તેટલી ભાવરુપતા બહાર ઈશ્વર વિષે છે. જીવ અને ઈશ્વર એક બીજાના "કોમ્પ્લીમેંટરી" (complimentary) છે અને બન્ને બ્રહ્મ ઉપર હોવાથી બન્નેનો સર્વાળો "એકસ" (X) થવો જોઇએ. જીવ "ઝીરો" (Zero) હોય, તો ઇશ્વર "એકસ" (X) છે. જીવ "એકસ" (X) થાય તો ઇશ્વર "ઝીરો" (Zero) થાય અને જીવ તથા ઈશ્વર બન્ને "એકસ" (X) જાણીએ તો સર્વાળો "એકસ" (X) જ રહે અને એ "ઝીરો" (Zero) છતાં "ઝીરો" (Zero)+"ઝીરો" (Zero) "એકસ" (X) થાય, પણ "ઝીરો" (Zero) થાય નહિ એવો સર્વાળો ધ્યાનમાં રાખવાનો છે. દશ્ય બહારના પદાર્થ છે; ચૈત્ય સંસ્કારના છે. માટે નથી ચિત્ત, નથી દશ્ય કે નથી ચિત્કળા. મનના ભેદે સ્વરુપમાં ભેદ ભાસે છે. નિદ્રામાં જગતનો અભાવ છે; દેહનો તથા ઇંદ્રિયનો અભાવ છે; પ્રાણ છે પણ સ્વદૃષ્ટિમાં નિદ્રા સમયે પ્રાણનો પણ અભાવ છે; મનનો અભાવ છે; એ સર્વ અભાવને અંતે જે સત્ વસ્તુ છે, હતી અને રહેશે તેજ બહુરુપીને બધા જોયા કરે છે. સત્‌માં સઘળું ભાસે છે; એ જાગેથી ખાત્રી થાય છે. બ્રહ્મસ્વરુપમાં ઊઠયા છે. ભાસ વર્તમાનકાળમાં બધું ખરૂં ભાસે, પણ છે નહિ. જેમ સ્વપ્નમાં છે તેમ જાગ્રતના જગતમાં જાણવું. ઊલટું માનવાથી શો લાભ છે ? સ્વપ્નનું તો ઘણું ખરૂં જાગ્રતમાં સ્મરણ થાય છે ત્યારે સ્વપ્નમાં જાગ્રતનું સ્મરણ કેમ નથી થતું ? કોઇને કદિ થાય પણ છે. તે સ્વપ્નમાં પકડી કહાડે

છે, કે આ તો સ્વપ્ન છે, અને હું તો જાગ્રતમાં રહેવાવાળો જીવ છું. પરંતુ સ્વપ્નમાં મનનો અભાવ હોવાથી મન હાજર થાય નહિ ત્યાંસુધી તો જાગ્રતનું સ્મરણ અસંભવિત છે. તેથી ઉપર પ્રમાણે આ સ્વપ્ન છે એમ પકડી કહાડનાર તરત જાગી ઊઠે છે અને તે વેળા તે સ્વપ્નની સ્થિતિ કહેવાય નહિ.



તા. ૭–૯–૧૯૦૩.

## ૩૨. ચિન્નગર.

पुरमेकादशद्वारमजस्यावक्रचेतसः ।
अनुष्ठाय न शोचति विमुक्तश्च विमुच्यते ॥

**कठोपनिषत्.**

**અર્થ**:–એકાદશ દ્વારવાળું (મસ્તકમાંના સાત દ્વાર, અધોભાગના બે દ્વાર, નાભિ, અને બ્રહ્મરંધ્ર એ અગીઆર) અવક્રચેતસ્ જે અજ તેનું પુર છે, એને જાણીને શોચ પામતો નથી, વિમુક્ત સતે વિમુક્ત (જીવન્મુક્ત હોઇ વિદેહમુક્ત) થાય છે.

અંતઃકરણની વૃત્તિ વિષયાકાર થાય તેથી ભાન–કલના થાય છે. ચિન્નગર દર્પણમાં રુપાદિ વિષયો જ્ઞાનેંદ્રિયરુપી બારી દ્વારા ચિત્રિત થાય છે તે દૃશ્ય કહેવાય છે. અંતર સંસ્કારથી પડે છે તે ચૈત્ય કહેવાય છે. દૃશ્યની અંદર પણ બ્રહ્મસ્વરુપ રહેલું છે. પુત્રને જોઇને પિતાની કલ્પના થાય છે. બ્રહ્મતત્વ અખંડ છે તેમાં મન ભાસે છે તે ભ્રાંતિ છે. જાણવાપણાથી બહાર બીજું કાંઇ નથી; જાણવું એ આપણાથી ભિન્ન નથી; એજ બ્રહ્મ સનાતન છે. સ્ફુરણમાં પણ વ્યાપકપણું છે. સ્ફુરણ ભાસે છે તે સ્ફુરણ નથી. દૃશ્ય પોતાની સામું છે એમ ચૈતન્ય ભાવના ઉઠાવે છે એ તેની કલના છે. આપણે પોતાને જાણીએ છીએ, છતાં આરસામાં આપણું મુખ જોઇ પોતાની ખાત્રી કરીએ છીએ. ચેતનની સામે દૃશ્ય નહિ હતું. ભિન્ન કરી દૃશ્ય દેખાડી અભેદનો નિશ્ચય કર્યો; અને આરસામાંનું મુખ છેજ નહિ; દેખાય છે તે મારા મુખને દેખાડે છે; છે તો મારૂં મુખજ અને દેખાય છે તે તો પ્રતિબિંબ; વાસ્તવિક નથીજ. ચેતન દૃશ્ય સન્મુખ નહિ હોય તો કલના થાય નહિ. આરસો ભૂલી જવાય અને વસ્તુ ખરી મનાય એજ ભ્રાંતિ, સ્વરુપનું વિસ્મરણ થાય છે અને દૃશ્ય પર દૃષ્ટિ પડી રહે છે. ચકલી આરસાની ચકલીને ચાંચ મારવા જાય છે. શ્વાનદૃષ્ટિ, બાળદૃષ્ટિ અને વળી મનુષ્યદૃષ્ટિ એમ ત્રણ છે. રાગદ્વેષ એ શ્વાન દૃષ્ટિ છે. કુતરો આરસામાં બીજો કુતરો જોઇ ભસે છે એ ભેદદૃષ્ટિ શ્વાન

દષ્ટિ છે. દેહાભિમાનીની શ્વાનદષ્ટિ છે. મુમુક્ષુની બાળકદષ્ટિ છે. અનુભવ બહાર બીજી વસ્તુ નથી. ભિન્ન ભાસે પણ છે સ્વરુપ એ મનુષ્ય દૃષ્ટિ છે. બાળકને આરસામાં પોતાના જેવું જોઇ આશ્ચર્ય થાય છે. સમજાતું નથી કે પોતે છે કે પોતા જેવોજ બીજો છે; અને મનુષ્યદષ્ટ તત્વજ્ઞાનીની છે. તે જાણે છે કે પોતાનું સ્વરુપ આરસામાં જણાય છે બીજું કાંઇ છેજ નહિ. આરસાના ધર્મનું વિસ્મરણ તથા પોતાના સ્વરુપનો ભુલાવો થવાથી, જીવ પોતે પરિચ્છિન્ન થાય છે. અતિ સૂક્ષ્મ હોય, તે ધીમે ધીમે સ્થૂલતાને પ્રાપ્ત થાય. માટીનું મૃદુપણું માટી ઠોકાયાથી ગતિ મળવાથી કઠીનતાને પ્રાપ્ત થાય છે, કેમકે પરમાણુ સમીપ આવે છે. તપ એ કલનાનું ચિંતન છે અને તેથી જડરુપ ખડું થાય છે. તપસ્વીઓ તપથી–સંકલ્પથી ચાહે તે કરતા હતા. એ સૃષ્ટિ પણ સંકલ્પમય થયેલી છે. સઘળું પરંપરાએ 'માટીનું છે. કાગળ, લાકડું, શરીર એનો ઇતિહાસ જોતાં માટી છે. કુંભારને ત્યાંનાં માટીનાં પૂતળાં આપણે છીએ. આકાર જોઇને રાજા અને ચંડાળની કલ્પના છે. માટીનું આદિકારણ જળ, તેનું તેજ, તેનું વાયુ, તેનું આકાશ, અને તેનું મહતતત્વ અહંકાર. અહંબિંદુની આસપાસ શૂન્યતા, આકાશ, અહં થાય છે તે માયા અથવા અવિદ્યાથી છે, સ્થૂલ છતાં જગત્ સ્થૂલ નથી. નિત્યકર્મમાં પણ જગત્ સંકલ્પમય છે. મનુષ્યસૃષ્ટિ કૃતિથી ઊભી કરેલી છે. ઘર બાંધ્યું તેમાં માટી ઇશ્વરે કરી પણ ગતિસ્વરુપે દેખાતો ઘડો મનુષ્યે કર્યો. કુંભાર માટીના ઘાટ કરે છે પણ તે ગતિનું પરિણામ છે. ક્રિયા માત્રમાં ગતિ છે; ગતિનું બીજું નામ વેગ છે. ગતિનું સ્વરુપ નથી; કાર્યથી જણાય છે. અનેક તરેહની ગતિઓ ભેળી થઇ આકાર બતાવે છે. ગતિ નિરાકાર છતાં મટોડી હતી તે ઘડો થયો; નેત્રનો વિષય થયો. પણ શબ્દ વિષય માટે શું હતું? સારંગી જુઓ. શબ્દ કયાંથી નીકળે છે? સ્નાયુમાંથી નીકળેલો પ્રાણ ગતિ નિમિત્તે બહાર પડે છે અને પાછો તે ગતિમાં લય પામે છે. બી યંત્ર માત્ર છે. રસ એક આકારજુદો. બી તો તેજ છે તેમાંથી પરમાણું પણ ઓછું થતું નથી અથવા તો વૃક્ષમાં જતું નથી. બી તો પડયું પડયું ફૂલે છે અથવા મરી જાય છે. દરેક શરીર પણ યંત્ર છે; સર્વ વસ્તુને પોતાના સ્વરુપ આકાર બનાવે છે. રૂધીર, ચામડી, નખ, માંસ, હબસીનાં કાળાં, અને ગોરાનાં ગોરાં એ સ્વાભાવિક. જે યંત્રમાં પડે તે યંત્રરુપ થાય. પશુ પક્ષીના ભાત ભાતના રંગો કેવા વિચિત્ર છે? તેજ રુપે તેનું ખાધેલું અન્ન. થઈ બેસે છે. પુષ્પાદિકનું પણ તેમજ છે. એ યંત્રો કરનાર મહા ચતુર હોવો જોઇએ. તે જડ, શૂન્ય કે અભાવરુપ કેમ હોય? બધાં યંત્રો બીજરુપ છે. ગતિ ઉપર અંકુર એ પદાર્થ છે. અખંડ ગતિ અર્થાકાર થાય તો તે પદાર્થ. ગતિ તો ચાલુ જ છે. તેજ ગતિ પ્રગટ કરે છે-લય

કરે છે; ફળ ફૂલ થઇ લય થાય છે. ઇચ્છા એ જ્ઞાનનું સ્ફુરણ છે. નથી તે છે જેવું દેખાય છે. સ્થિર રહેવું નહિ એ ગતિ. કોલાબાની દીવાદાંડીની ગતિ ફરતી છે. ગતિ અટકી તો ચિત્રવિચિત્રતા મટે. ગતિ એ જ્ઞાનનું સ્ફુરણ છે. સ્ફુરણ, કલ્પના બળવાન હોય તો તરત થાય. સ્વપ્નમાં તરત બધું તૈયાર. આરસામાં મુખ એકદમ તૈયાર. ગતિથી ક્રમે થાય તે દઢ સંકલ્પ તુરત કરી શકે. વ્યર્થ સંકલ્પ મનને નબળું કરે છે માટે નિરોધ બળરુપ છે. હું સિદ્ધ કરીશ જ એવો દઢ સંકલ્પ જોઇએ. પોતાની દુર્બળતા થવી નહિ જોઇએ. મારૂં ધાર્યું કાંઈ થાય છે ? અલ્યા બધું તારૂં ધાર્યું જ થાય છે તો. જેટલું તારાથી થાય છે તેટલું તારૂં ધાર્યું નહોતું ? આરામ થાય તોપણ રોગ દૃષ્ટિથી કોઈ જગાએ રોગ જેવું ભાસે છે, માટે મનને દુર્બળ શું કામ કરો છો ? સિંહે પોતાને બકરો માની લીધો છે. પંચદશી જુઓ. કોઇ કહેશે તું નિરોગી છે, તું સિંહ છે તો કહેશે કે નારે ભાઇ હું તો જીવડું. ભુખ લાગે એવી દવા માગે પણ ખાતો હોય બમણું, કેમકે પોતે કડકે કડકે ખાય છે તેનું પોતાને ભાન નથી. તેમજ સર્વ સામર્થ્ય છતાં દુર્બળતા છે. નથી તેને સત્ય પ્રતિપાદન કરે છે તે સચ્છાસ્ત્ર નહિ. માટે અદ્વૈતનાં જે સચ્છાસ્ત્ર છે તેનો વિચાર કરી વૈરાગ્ય કરવો કે વિષયોને આધીન હું છું કે વિષયો મારે આધીન છે ? ઘી તપેલીને આધારે કે તપેલી ઘીને આધારે ? દૂબળો બળદ ગાજરની લાલચે આગળ ચાલ્યો જાય છે પણ જાણતો નથી કે મારા પર બેઠેલો છે તેણે આ વાંસથી ગાજર બાંધી રાખેલું છે. જીવો વિષયરૂપી ગાજર પાછળ લલચાઇને દોડે છે. બધું એક કારણમાંથી ઉત્પન્ન થયું છે. આદિ પુરુષથી એકના એકવીશ સો થયા છે અને પછી મૂળ પુરુષને કે માંહોમાંહે કોઇને ઓળખે નહિ, ને લઢે વઢે. કાર્ય ક્ષણભંગુર છે. પેલો બળદ પ્રાણ જતાં પણ દોડયો જાય છે; ઉભો રહે તો ડાહ્યો. હું પણ ખાલી લાલચમાં ભમું છું–ભટકું છું–સુખ ટકતું નથી–હું કોણ છું ? અંતર્મુખ વૃત્તિ કરવી જોઇએ અને તે ઇંદ્રિયનિગ્રહ વગર બને નહિ. માટે જાણવાપણું એજ તત્વ છે.



તા. ૮-૯-૧૯૦૩.

## ૩૩. મનરૂપી દર્પણ.

मनसो निग्रहायत्तमभयं सर्वयोगिनाम् ।
दुःखक्षयः प्रबोधश्चाप्यक्षया शान्तिरेव च ॥

**श्रीगौडपादाचार्या.**

અર્થ:—યોગિમાત્રને અભય પ્રાપ્તિ થવી તે મનના નિગ્રહ ઉપર આધાર રાખે છે; તેમજ દુ:ખક્ષય, પ્રબોધ, અક્ષય શાન્તિ, તે પણ તે ઉપરજ આધાર રાખે છે.

આરસાનું પ્રતિબિંબ આરસાથી જુદું ભાસે છે પણ પ્રતિબિંબ આરસાની સપાટી ઉપર હોય છે. આરસામાં માત્ર ચક્ષુનો વિષય ભાસે છે પણ મનરૂપી દર્પણમાં તો ચક્ષુ આદિ બધી ઇંદ્રિયોના વિષય ભાસે છે. રૂપ, શબ્દ, સ્પર્શ, રસ, ગંધ, ભાસે છે. ત્વચાનો વિષય સ્પર્શ. સૂક્ષ્મને બદલે સ્થૂલ થઈ કઠણ જડ ભાસે છે. મનદર્પણની રીત એવી છે કે જે ભાસે તેટલું જ તેનું સ્વરુપ. મન પોતે તેના જેવડું બને છે. કાગળ કાતરી કરેલું કુંડું ખરા કુંડા જેવું દેખાય છે, તેમ પ્રતિબિંબ મનને ઢાંકી દે છે. મનને ચોકઠું અથવા મર્યાદા નથી પ્રતિબિંબ સત્ય અને આરસો કાંઈ નહિ એ ભ્રાંતિ છે. કાચનો ઓરડો તે ક્ષણિક ભ્રાંતિ છે અને આ નિરંતર ભ્રાંતિ છે. મનને વિષે અનુભવનું પ્રગટ થવું એ પ્રતિબિંબ પડે છે. અનુભવ સ્વરુપમાં શું અનુભવ નહિ હોય? જળનું સ્વરુપ દ્રવતા છે. અગ્નિનું સ્વરુપ ઉષ્ણતા. પરમાત્મા અનુભવ સ્વરુપ છે. પાણીમાં પરપોટો થાય છે, તેમ અનુભવમાં લહેરો થાય છે તે અંદરથી જ થાય છે; શૂન્ય પ્રવૃત્તિ નિવૃત્તિ અનુભવે છે. પોતાના પ્રકાશથી પોતાને પ્રકાશે છે. જે નેત્ર આરસાને પ્રકાશે છે તે તેના પ્રતિબિંબને પ્રકાશે છે. આંખ આરસાને સિદ્ધ કરે છે. પોતે મનરુપી આરસાને તથા પ્રતિબિંબને સિદ્ધ કરે છે. પ્રતિબિંબને સત્ય માની બેસવું નહિ, કેમકે બધી ઇંદ્રયોનો ભ્રમ છે. આરસામાં તો ચક્ષુભ્રમ છે પણ મન દર્પણમાં પાંચે ઇંદ્રિયો સાક્ષી છે માટે તે સત્ય જણાય છે. પાંચ ઠગારા મળેલા છે. પાંચ ઇંદ્રિયની પેલી તરફનું અસત્ય મનાય એ ભ્રાંતિ છે. માંકડ કરડે છતાં અનુભવ નહિ તો કરડયો નહિ ગણાય અને કોઇ મારતું નહિ હોય, પણ અનુભવમાં આવે તો અમથો અમથો બુમ પાડે. માટે પોતાના સ્વરુપ તરફ ઉંઘેલું મન જાગવું જોઇએ. સ્વરુપને મારામાં ભાસે છે એમ ખબર નથી છતાં અંધ પરંપરા ચાલી છે. અંધેકી ટોળી દો દાતાર. ભૂત કોણે જોયું તો કે સાંભળ્યું છે જોયું નથી. તેમ જગત્ છે, સ્વર્ગ પાતાળ છે, એમ આંધળાએ કહ્યું તે બધાએ વિચાર કર્યો વગર કબુલ રાખેલું છે. ક્યાં છે તો કે

કોણ જાણે ? અનુભવમાં મિથ્યા પૂતળાં સાથે આપણું મિથ્યા પૂતળું છે. પોતાને ટાળીને કાંઈ થતું નથી. પોતાને ટાળીને જગત્ દેખાય નહિ. પોતેજ પરિચ્છિન્ન છતાં જગત્ સહિત એક રમકડું છે. પોતે એકલા તોપણ આજુબાજુ કાંઇ જોઈએ. મનને પૂતળામાંથી કહાડી સ્વરુપમાં સ્થિતિ કરનાર સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. ક્રોધી કોઇ રડતું એવું રમકડું હોય તે જોઈને પણ આનન્દ થાય. દેહ તથા સમુદાય ઊઠે છે અને લય થાય છે. રુપ પણ બદલાઇ જાય છે. માટે ખોટા છે સમુદાય, તેવા સહુ ભાસે છે તે પણ ખોટા છે. અનુભવપ્રકાશમાં રાજાની ચાર અવસ્થા કહી છે. કચેરીની ને અંતઃપુરની રાજાની અવસ્થા જૂદી છે. તેમ મનુષ્યો મિત્રોમાં મજાક મશ્કરીમાં બેસે છે, વડિલની સ્થિતિમાં ગંભીરતા ધારણ કરે છે. એકરુપ હોય તો બદલાવું ન જોઇએ. ચોર બીજાંઓની સાચી કલ્પનાથી પોતે પોતામાં ચોરપણું માની લે છે બાકી અનુભવનું સ્વરુપ શું ? એતો રુપ રહિત છે પણ અનુભવમાં રુપ છે. પોતે નિઃસંગ નિર્વિકાર હોઇ જગતરુપ ભાસે છે અને નથી. આપણી પ્રકાશ પર દૃષ્ટિ નથી તે થવી જોઇએ. પૂતળાં ખરાં માનીએ છીએ અને પ્રકાશ સાથે વસ્તુ છતાં પ્રકાશ પર દ્રષ્ટિ નથી. પરંતુ અસ્તિત્વ, ભાતિત્વ પ્રકાશ વડે છે. અનુભવથી પોતે જૂદો નથી; અનુભવ ખરડાતો નથી; અનુભવ સુખી થઇ જતો નથી; પ્રકાશ તરફ આંધળા શામાટે થવું ? દ્રશ્ય જોઇએ તેનો અનુભવ કરવા છતાં અનુભવ શું તે જાણીએ નહિ ? " અનુભવીએ એકલા આનન્દમાં રહેવુરે, ભજવા પરબ્રહ્મ બીજું કાંઈ ન કહેવું રે. " "**या निशा सर्वभूतानाम् तस्याम् जागर्ति संयमी।** " સંયમીએ તો સંસાર સ્વપ્નમાં જાગૃતી રાખી વર્ત્તવું જોઇએ. ઘર કર્યું તે ગમે ત્યાંથી આવ્યો હોય તો પણ પરદેશને પોતાનો દેશ સમજી જેણે ઘર પ્રમાણે વર્તે છે. પણ જેણે ઘરનો-સ્વદેશનો નિશ્ચય કર્યો નથી, ઘર કર્યું નથી તેને જગતનીજ કલ્પના ઊઠે છે. દક્ષણી લોક ગુજરાતમાં આવે છે તો ગુજરાતના વતની જેવા થઈ જાય છે અને પોતાના વતનને ભૂલી જાય છે, તેમ વતન પર દૃષ્ટિ પણ રાખતા નથી. તેમ સ્વરુપમાં બરાબર પહોંચેલા નથી તે ફરી ફરીને પાછા જગત્‌માં આવી ફસાય છે અને સ્વરુપને-સ્વદેશને વિસારી મેલે છે. જ્યાં બધા નિશો કરી બેઠા હોય ત્યાં ડાહ્યો મૂર્ખ ગણાય છે. મદોન્મત્તને પણ સચ્છાસ્ત્રનું શ્રવણ ઠેકાણે લાવે છે-પરોક્ષ બોધ થાય છે. વિષયોમાં આકર્ષણ થતું નથી. થાય તો જાગે નહિ. પણ કેટલાકને જ્ઞાન રૂચતું નથી. ભકિતમાર્ગવાળા કેટલાક જ્ઞાનના દ્વેષી હોય છે. કહેશે કે ભગવદ્ગીતા આપણા ઘરમાં નહિ જોઈએ, કેમકે આપણું જગત કાયમ રહેવું જોઇએ અને ગીતા તો " ભવદ્વેષિણી " છે. પણ તેવા લોકોમાં એક ખામી રહી જાય છે. તેમનું મન ઠાકોરજીની સેવામાં લાગી જાય છે તો તે પણ પછી તેને એક ઇચ્છા લાલચ થઈ

મન ગુંથાવાની જગા થઈ પડે છે. માટે શમ દમ પ્રથમ સાધન છે. વૈરાગ્યથી માણસ વિષય બળાત્કારે લે છે. સનત્કુમારે જવાબ દીધો કેઃ આહાર તો મળે છે, પણ મળ મૂત્રની પીડા પણ દૂર થાય તો ઠીક. વૈરાગ્યવાન તો ઉંટસ્વરુપે, સંતોષ માર્ગ પર જઇ ચઢે છે કે જેને પાણીની પણ ગરજ રહેતી નથી. વિષયવાળા ચિત્તને શ્રવણ ઉપલક રહે છે. અંદર ચોંટતું નથી. તું બધાને સિદ્ધ કરે છે અને જગાડે છે તો તું તારી કલનાને જગાડ. પ્રાણી માત્રમાં જેને વિષે જાણવાપણું છે તેને જ્ઞાન છે. ફુલનુ નામ તેને આવડે નહિ તો પણ ફુલ છે એમ તે જાણે છે તેથી જગાડવાનું સામર્થ્ય છે. દીવો પોતાને પ્રકાશે એમાં તેને શ્રમ નથી; પોતાની પાસે તો અજવાળું છેજ. ઉંધે રસ્તે જે હઠયોગ કરે તે ભમતો રહેશે. માર તિરસ્કાર સહિત પતંગીઆં દીવામાં મોહિત થઈ પ્રાણ જાય ત્યાંલગી પાપ નહિ ગણતાં પાંખ બળે તો પણ ઝંપલાય છે. એવી મોહની પ્રબળતા છોડવાનું કોઇને મન થતું નથી અને ઊંઘમાં જીંદગી પૂરી કરે છે અને જડને જોયાં કરે છે. કોઇ વસ્તુ એવી નથી, કે જે સંકલ્પથી ભિન્ન હોય. કલ્પનાજ સ્વરુપ છે. કલના જડને દેખાડે છે તે જડરુપ નથી. પાષાણની મૂર્તિ નાચે નહિ તેમ કલના જડરુપ દેહ સાથે એકરુપ થઇ પોતાને જડ જીવરુપ માને તેથી સામર્થ્ય દેખાડી શકે નહિ. મૂર્તિમાં ચિત્રેલો ચંદ્ર શી રીતે ઠંડક આપે અથવા ઔષધરુપ થાય?

---

તા. ૯–૯–૧૯૦૩.

## ૩૪. ચિત્સામાન્ય.

यदा सङ्क्षीयते चित्तमभावात्यन्तभावनात् ।
चित्सामान्यस्वरुपस्य सत्तासामान्यता तदा ॥

**योगवासिष्टम्.**

અર્થ:—અભાવની અત્યન્ત ભાવનાથી જ્યારે ચિત્ત પૂર્ણ રીતે ક્ષીણ થઇ જાય ત્યારેજ ચિત્સામાન્યસ્વરુપની સત્તાસામાન્યતા જાણવી.

કલના જડ છે. સૂર્યનાં કીરણો સુરંગમાં જાય નહિ તો આરસા મૂકીને પ્રતિબિંબ મોકલે છે; તે સૂર્યનાં કીરણો ગણાતાં નથી, છતાં તે પ્રકાશ પણ સુર્યનો જ છે. જેવી રીતે કાચમાં ભાડુતી પ્રકાશક શક્તિ છે, તેમ દાહકશક્તિ પણ થાય છે. કાચ તળે મૂકેલું રૂ સૂર્યનાં કીરણથી બાળી શકાય છે. કલ્પના મનનું સ્વરુપ છે; ચૈતન્યની ઓળખાણ કરાવે છે. આરસો મુખને ઓળખાવે છે; આરસો મુખને જાણતો નથી, પ્રકાશતો પણ નથી,

તેમ કલના જ્ઞાનના આકાર ભાસવે છે. કલના મનની વૃત્તિ છે તે વિકાસે છે. સૂર્યથી કમળ વિકાસે તેમ ચૈતન્યથી કલના ખીલે છે. મન પોતાની મેળે કાંઇ કરી શકતું નથી. ચિતરેલો રાજા લડી શકતો નથી. હું શરીરથી જૂદો છું, શરીર હાડ ચામડા વગેરેનું બનેલું છે; હું હાડ ચર્મ નથી અને આ શરીર કાંઇ પહેલું શરીર નથી, પૂર્વે પણ શરીર હતાં; શરીરમાં ચૈતન્યતા પોતાની નથી; શરીરમાં ગતિ કે જ્ઞાન નથી; હું તો ચૈતન્ય છું; ઇંદ્રિયોથી હું જૂદો છું, ઇંદ્રિયો શકિતરુપ છે; પ્રાણ હું નથી; પ્રાણમાં ક્રિયાશક્તિ છે પણ જ્ઞાન નથી; ગતિ, ક્રિયા અને જ્ઞાન, એ ત્રણે ધ્યાનમાં રાખવાનાં છે. જે પોતાને અને પારકાને ન જાણે તે જડ કહેવાય. પ્રાણ જડ છે. ઊંઘમાં માણુસ ઘોરતો હોય તે વખત તેને પ્રાણ છે છતાં પાસે કોણ શું કરે છે તેની તેને ખબર નથી. મનમાં જ્ઞાન, ક્રિયા, ઇચ્છા, ગતિ છે અને તેથી મન ચૈતન્ય છે અને તે હું છું એમ ભૂલી જવાય છે. મન નથી ત્યાં જાણવાપણું નથી, મનમાં હુંપણું છે, મન સિવાયના બીજા બધા સંઘાતથી હું જૂદો છું એમ સમજીને પણ સંસારનો બોજો ઉતરે છે કેમકે તે અડધી મજલ પેહોંચ્યા એમ ગણી શકાય. પિતામાતાદિ શરીરના સંબંધી છે; મનને તો તે કે આપણે કોઈપણ જાણતાં નથી. મારૂં કોઈ નથી. શરીરમાં છે ત્યાંલગી મારાં છે. ઘરમાં છું ત્યાંસુધી ઘરનાં બારી દાદર વગેરે છે. બહાર ગયા કે પછી તે સાથે આવતાં નથી. તેમજ હું જીવ છું એ વાત સમજવી; કેમકે જીવ સાથે કોઈ આવતું જતું નથી. પણ એ માનવું પણ ખુણે રહે છે; ખરેખર એમ માને તો નિર્ભયતા થાય છે, કેમકે કોઈથી ડરવાની જરૂર રહેતી નથી. મન પર કોઇની સત્તા નથી, રાજા શરીરને બાંધશે, મનને બાંધી શકશે નહિ. કર્તાભોકતાપણું સ્વર્ગ નરકનું બંધન જીવને છે. જીવને શરીરનું બંધન એજ બંધન છે, શરીર વગર સ્વતંત્ર છું. દેવતા કે ઈશ્વર મન પર શું કરી શકે? મન કહેશે કે ઈશ્વર નથી તો ઈશ્વર આવીને મનાવતો નથી કે ના હું છું. નિંદા કરે તોપણ મનને તે કાંઈ કરી શકતો નથી. જો રાજા કરે તો તે શરીરને કરે છે. જગન્નાથજીના હાંડામાં સઘળા જાતીભેદ ગણ્યા વગર જમે છે અને જે નહિ જમે તેના ઉપર તે દેવ કોપે છે. એક બ્રાહ્મણ ન જમ્યો ને ચાલ્યો ગયો, અને થોડે ચાલ્યો એટલે આંધળો થઇ ગયો. સૌ કહેવા લાગ્યા કે જુઓ પરચો-પ્રત્યક્ષ પારખું. બ્રાહ્મણે કહ્યું કેઃ "નેત્ર લીયા ઉસમે અમેરા કયા ગયા? તુમારા દેવ અમારા મનકું કુછ કર શકતે નહિ." સુખદુઃખ માનવું મનનું કારણ છે. જે મનથી માને તેના પર તો વેર વાળ્યું ગણાય પણ જે મનથી દુઃખ ગણતો નથી તેના પર વેર વાળવાનો ઉપાય છે જ નહિ, માટે પોતે પોતાથી બંધાએલા કર્મથી છૂટવું. હું મનથી પર છું; મનની સ્થિતિને હું જાણું છું; તેથી જ્ઞાતા જૂદો છે. મારૂં મન એમ કહીએ

છીએ તો તે કોનું ? હું માલીક છું તો મન જૂદું છે. ગતિ, ઈચ્છા, કર્મ, ફળ, સુખ, દુઃખ, મનનું કર્તવ્ય છે, મારૂં નથી. મનથી જૂદો હું સાક્ષી છું. મનમાં જ્ઞાનનો આભાસ આવે છે તે આત્મસ્વરુપ છે. બારી પ્રકાશરુપ નથી, પણ બારીએ અજવાળું કર્યું તે સૂર્યનું છે. તેમ મનમાં જ્ઞાન ઊઠે છે તે મનનું નથી પણ આત્માનું છે. મનના ગ્લોબ ( globe ) થી શરીર પ્રકાશે છે. યંત્રના ચક્કરોનું મુખ્ય ચક્ર મન છે ને ચેતન તેને ગતિ આપે છે. એન્જીન ( Engine ) ચક્ર તે મન તે જુએ તો ખબર પડે કે તેના વેગે બધું આડું અવળું નિયમસર ચાલે છે, પણ તે પોતે પણ જડ જેવું જડ છે, તેને પોતાને વરાળ ચલાવે છે. તેમ મન વડે વિશ્વ ચાલે છે; મન એ આત્માનો પસારો છે—ફુલાવો છે. શરીરના ભાન વિના વિશ્વની સ્થિતિ નથી, કેમકે મન પોતાને સિદ્ધ કરવાને સમર્થ નથી. પોતે પોતાની મેળે કાંઇ કરવાને સમર્થ નથી. મનને ભૂલે તો મનનો લય થાય પછી પોતાનું સ્વરુપ જ છે. અસમર્થનો ડર કેવો ? છે તોપણ ઠીક. અત્યંતાભાવ નહિ થાય તો ભલે રહ્યું; મનનો ખેલ છે. **मनोमात्रं इदं सर्वम्.** મન વિશ્વને દેખાડે છે તે દેહ વગર દેખાડે નહિ. આપણે જડ બનીએ તો જડ દેખાય. મૃત્યુ થયા પછી મન રહેશે નહિ એ કેમ જાણીએ ? યજ્ઞ કરે સ્વર્ગ મળશે એની શી ખાત્રી ? કેવળ માનવાનું છે કે બીજું કાંઈ ? કોઈનો કાગળ આવતો નથી પણ ગુરુ શાસ્ત્ર પર વિશ્વાસ કરવાનો છે અથવા બુદ્ધિથી વિચારો. મન કાંઈ વસ્તુ નથી તો મન બંધન શી રીતે કરી શકે ? તમે પથ્થર પર અથડાઓ છો; પથ્થર ઊડીને તમારી સામો આવતો નથી; સત્તા આપશો તો આવશે; તમારી સંમતિ વગર તમારી સત્તા વગર કાંઈ બનનાર નથી; સત્તા આપો ન આપો તમારા અખત્યારની વાત છે. છે કહેશો તો છે, કહાડી નાખો તો નથી. ભાવનામાંથી ઉડાવી દો. માનો છો એટલે સત્તા આપી; કોહું આપો તો ફ્દતું આવે, બાકી કમળ સૂર્યના પ્રકાશ વગર શું કરે એમ છે? તમારા પ્રકાશે મન કલ્પના કરે છે. પથરાની મૂર્તિને કહીએ કે નાચ તો તે નાચે નહિ; તમે કળ આપો તો નાચે. કલના એટલે મન અને મન છેજ નહિ. અવયવ વિનાની સ્ત્રીને આલિંગન શી રીતે થાય ? ભ્રાંતિથી સ્ત્રી ભાસે ત્યાં આસપાસ હાથ ફેરવે તો ખાલી જગા દેખાય. આકાશમાં ધુમાડાના બાચકા છે. આકાશમાં વૃક્ષ દેખી તેની છાયા તળે બેસવાનું કરે તેમાં શું વળે ? ઝાંઝવાથી તરસ છીપે નહિ. તેમ મન ક્રિયાનો વિષય થતો નથી. સૂર્યનાં કિરણો રેતીના પ્રકાશે જળ દેખાય તેવી રીતે મન ભાસે છે. ચિત્ત કલના સ્ફુરે જ્ઞાનના ચમકારા થાય, તેથી જગતરુપે ભાસે. સમુદ્રનાં જળ સ્થાન છોડતાં નથી; ત્યાંને ત્યાં રહે છે તે છતાં દોડતાં દેખાય છે, હાલતાં દેખાય છે, ચમકાર કરે છે, તેમ સ્વરુપમાં અનુભવની લહેરો ચાલે છે.

પોલાણ ખોલાણની જરુર નથી. અંદર હીરામાં લખલખ થાય છે તે તેનું પાણી કહેવાય છે. ગતિ કરતું ભાસે છે પણ હીરાનું અંગ છે. તેમ આત્માનો લખલખાટ જગત્ છે. સર્વ શક્તિ શરીરમાં છે તે પ્રાણને લીધે છે. ચાલું છું એવા અનુભવમાં અનુભવ ચાલતો નથી. અનુભવમાં ચાલું છું એવું ભાસે છે. ભાવના ઊઠી તેવું ભાસ્યું. અજ્ઞાનથી પોતાનાં અનંત નામો થયાં છે. અનુભવદષ્ટિમાં પરમાત્મા સિવાય મન, બુદ્ધિ, શરીર કાંઇ નથી; પરમાત્મા સિવાય કાંઇ નથી. અનુભવરુપ જેવું તેવું છેજ. કાળ ક્રિયા કોઈ નથી. અસ્તિ નાસ્તિ અનુભવ સદા નિર્મળ છે; છે પણ નથી જેવું થઈ રહ્યું છે; સત્યતા એનીજ છે; એ જ્ઞાન થાય તો મન ક્ષીણ થાય.

---

તા૦ ૧૦-૯-૧૯૦૩.

## ૩૫. પ્રાણ.

एकतत्त्वघनाभ्यासः प्राणानां विलयस्तथा ।
मनोविनिग्रहश्चेति मोक्षशब्दार्थसङ्ग्रहः ॥

**योगवासिष्टम्.**

**અર્થ:**—એક તત્ત્વનો ઘનાભ્યાસ, પ્રાણનો વિલય અને મનોનિગ્રહ એ મોક્ષ શબ્દના અર્થનો સંગ્રહ જાણવો.

પ્રાણની ભાવના સાથે હું તે છું એવી ભાવનાથી પોતે સ્ફુરણ ગતિરુપ જીવરુપે થાય છે. આત્મામાં પ્રાણની ભાવના ઊઠી. આરસામાં ગતિ જણાઈ; બીજા હાલે તેની એ ગતિ છે, આરસાની નથી. પ્રાણ એટલે ગતિ. આરસો એમ માને કે મારામાં વસ્તુ હાલતી ભાસે છે માટે હું હાલું છું. તો પોતે અચળ છતાં પોતાને ચળ માને છે, તેથી જીવ કહેવાય છે. જીવ, બુદ્ધિ, મન, ચિત્ત પોતે થાય છે તે ભ્રાંતિ છે. દોરીમાં સર્પ ઝાંઝવા પેઠે ભાસે છે. સ્થિરનાં સ્થિર પ્રતિબિંબ; હાલતાનાં હાલતાં પ્રતિબિંબ, પણ તે સ્થિર આરસાપરજ છે. ત્યાંતો આરસો છે તેમાં સ્થિરતા ને ગતિ બન્નેનો અભાવ છે. એની પોતાની સ્થિરતા હોય તો તેમાં ચળતા નહિ ભાસે. આત્મામાં જડ ચેતનતા નથી. જડ, ચેતન, કાળ, ક્રિયા સર્વે આત્મા છે. દર્પણમાં સ્થળ ( space—સ્પેઇસ ) દેખાય છે. કાળ ( time–ટાઈમ ) દેખાતો નથી. આરસાની સપાટી છે પણ તેમાં ઓરડાનો વિસ્તાર દેખાય છે. આત્માને વિષે કાળ, દેશાદિ સર્વ ભાસે છે. આકાશને મળ લાગતો નથી, ભાસ થાય છે. આત્મામાં હું અનુભવ, એ આત્માનું સ્વરુપ છે. અનુભવ ઊઠતો નથી. અનુભવ ઊઠયો એ અનુભવ સ્વરુપના ઉપર ભાસે છે. અગ્નિની ઉપરની વરાળ છે તેને અગ્નિ પ્રકાશે છે; લોહ વ-

રાળમાં છે. અલ્પ વ્યાપક અનુભવમાં સમજાય છે માટે અનુભવને અલ્પ મોટો કહેવાય નહિ. એમાં અંધારૂં તથા પ્રકાશ રહે છે તેથી પ્રકાશરુપ જ્ઞાનસ્વરુપ કહેવાય નહિ. કોઈ લક્ષણરૂપી મળ એને નથી. ખાસ લક્ષણ એજ મળ. આકાશ નિર્મળ છે, અનુભવ સ્વરુપ ધર્મ રહિત મળ રહિત છે, તેથી સર્વ ધર્મ લઈ શકે. કોઇનો વિરોધી નથી. સદા અદ્વૈત છે, દ્વૈતની કલ્પના છે. જે જે કાળે "છે" નો અનુભવ થાય છે, તે તે કાળે "નથી" નો અનુભવ નથી. ગળ્યું ત્યાં કડવું નહિ. અનુભવમાં એકી વખતે બે ચિત્ર નથી. જાગ્રત ત્યારે સ્વપ્ન નહિ. અષ્ટાવધાન, પાણીની અખંડ ધારા અથવા શતપત્ર ન્યાયે છે. એક અક્ષર વાંચનારને ત્રણ ત્રણ ત્રિપુટીઓ થાય છે. સૂક્ષ્મકાળ ત્વરાથી અગ્નિચક્ર ભાસે છે. આરસામાં મોંની આજુબાજુ આકાશ છે. આરસો તો તેજ છે, છતાં પ્રતિબિંબ બે છે. પ્રતીતિમાં બે છે. અનુભવમાં વાસ્તવિક બેપણું નથી અને પ્રતીતિ પણ બેની નથી. સ્ફુરણ પૂરતો અનુભવ થાય અને તે અદ્વૈત દેખાય. કાગળ હોઇને નહિ જેવો થાય ને પૂતળું નથી તે દેખાય છે, બાકી કાગળ છે. આરસા પર આકાશ તેમાં મોં, તેમ આત્મા પર મન તેમાં સંસાર. નામ અવસ્થા આત્માની નથી. ઉપરના આકારની નામરુપતા છે માટે આત્મા નિર્વણીય છે. સત્ છતાં અસત્ જેવો રહેલો છે—અનુભવરુપ છે. બધું અનુભવમાં પ્રગટ છે તેથી પ્રત્યક્ષ છે. કલનાથી રહિત છે. દિવો જેને પ્રકાશે તે રુપ દિવામાં નથી પણ દિવા વિના તેની સ્થિતિ નથી એવું જ્ઞાન થાય ત્યાં મન ક્ષીણ છે. અભાવને પ્રકાશે નહિ, તો અભાવની સ્થિતિ હતી એમ કહેવાય નહિ. અદ્વૈત પર દૃષ્ટિ બેસાડવાને મન ખડું કર્યું છે. મન છે મન નથી એ અનુભવમાં મન અમન ઘુસતું નથી. સુગંધ આવે તે મટી જાય તોપણ અનુભવ કાયમ રહે છે. અનુભવ કાંઇ સુગંધી થતો નથી. આકાશ વસ્તુ સાથે અભિન્ન થાય છે અને પાછું કોરૂં ને કોરૂં. એકરુપ છતાં ઉત્તર ક્ષણે તેનો તે. સૂર્યનો પ્રકાશ થયો કે અંધારૂં ગયું. મન જણાય છે; આત્મા જણાતો નથી. અંધારાને લીધે તળેનો આત્મા જણાતો નથી, પણ આત્મા પર તો મન ભાસે છે. ભાન રહિત જ્ઞાન છે. ચક્ષુ પદાર્થ હોય તો જુએ, ન હોય તો જોવાની શક્તિ કાંઈ જતી નથી. આંખો ઉઘાડી છે પણ જોવાપણું થતું નથી. શક્તિ છે તે જોવાપણાધર્મરહિત શક્તિ છે. શકિત છે તે આત્મા. જોવાપણા વિના નેત્ર નથી. દશ મણ બોજો ઉઠાવવાની શક્તિ છે. ઉઠાવે ત્યારે સિદ્ધ થાય. ઉઠાવી ચૂકયો તેથી ઉઠાવવાની શક્તિ, જોવાની શક્તિ, જાણવાની શકિત છે. ભાનથી પરમાત્માની સિદ્ધિ થાય છે. જે કાયમની છે તે પછી સિદ્ધ થાય છે. મધ્ય બિંદુમાં એક અને રેષાનું અંતર વધી જાય છે, તેથી કાર્યના પરિણામમાં ભેદના વિસ્તાર ભાસે છે; કારણ તો એકજ. મારા એક સ્ફુરણમાં જગતનાં તમામ પૂતળાં ઉત્પન્ન થાય છે, પણ ઉંધી દૃષ્ટિ બેઠેલી છે તેથી મનાતું નથી. સંકલ્પ

જાળની ફસાવટ છે. હજારો સંકલ્પ ઊંધે રસ્તે દોરવે છે. માયાની ગૉરડીઅન નૉટ ( Gordian Knot ) તૂટવી જોઈએ. બધા એક કૂળના છે. જન્મ મરણુથી આત્મા ઢંકાઈ ભુલાઈ ગયો છે. ઝાડનાં પાંતરાં ડાળાં શું જાણે કે એક સ્વરુપ છીએ ? સર્વ સંવિતમાં ઊઠયાં છે.



તા. ૧૧-૮-૧૯૦૩.

## ૩૬. ભેદભ્રમ.

किं गङ्गाम्बुनि बिम्बितेऽम्बरमणौ चाण्डालवाटीपयः
पूरे वान्तरमस्ति काञ्चनवटीमृत्कुम्भयोर्वाम्बरे ।
प्रत्यग्वस्तुनि निस्तरङ्गसहजानन्दावबोधाम्बुधौ
विप्रोऽयं श्वपचोऽयमित्यपि महान् कोऽयं विभेदभ्रमः ॥
जाग्रत्स्वप्नसुषुप्तिषु स्फुटतरा या संविदुज्जृम्भते
या ब्रह्मादिपिपीलिकान्ततनुषु प्रोता जगत्साक्षिणी ।
सैवाहं न च दृश्यवस्त्विति दृढप्रज्ञापि यस्यास्ति चेत्
चाण्डालोऽस्तु स तु द्विजोऽस्तु गुरुरित्येषा मनीषा मम ॥

शंकराचार्य-मनीषापञ्चकम:

**અર્થ**:—ગંગાજલને વિષે પ્રતિબિંબિત કે ચાડાલની વાટીના જલપૂરમાં પ્રતિબિંબિત અંબરમણિને વિષે શો અંતર પડે છે ? કાંચનઘટમાં કે મૃત્તિકાના ઘટમાં રહેલા આકાશમાં શો અંતર પડે છે ? તરંગરહિત એવી સહજાનંદ બોધામ્બુધિરૂપ પ્રત્યગ્વસ્તુને વિષે આ બ્રાહ્મણ અને આ ચાડાલ એવો મહાભેદ ભ્રમ શો ? જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ ત્રણેને વિષે સ્પષ્ટ રીતે જે સંવિત્ વલસે છે, જે સવિત્ બ્રહ્માથી પિપીલિકા પર્યંત તનુમાત્રમાં સૂત્રવત્ પરોવાઇ જગત-સાક્ષી છે, તેજ હું છું, હું કોઇ દશ્ય વસ્તુ નથી એવી જેને દૃઢબુદ્ધિ થઇ છે તે ચાડાલ હો કે દ્વિજ હો તોપણ તેજ ગુરુ છે એમ મારી બુદ્ધિ કહે છે.

અંધારૂ વસ્તુને દેખીતી કરે છે; અંધકારનું કાળું કે ગોરૂં સ્વરુપ જોવાનું નથી. તેનું પરિણામ જોવાનું છે. કાળાશ વસ્તુઓ પર આવરણ દેખાડે છે; તેને બીજી ઇંદ્રિય નથી; વસ્તુનું અદર્શન થવું એજ અંધકાર. કાળું હોય કે ન હોય; ભ્રાંતિ અંધકારરુપ છે. સૂર્યનો પ્રકાશ વસ્તુને પ્રગટ કરે; અંધકાર સૂર્યને પ્રકાશે ક્ષીણ થાય એટલે વસ્તુને દેખાડે. ભ્રાંતિ આત્મસ્વરુપને ઢાંકે છે. અનુભવદષ્ટિ એ સૂર્યપ્રકાશ છે. નિદ્રામાં સંવિત (જ્ઞાન) હોય છે પણ સંકલ્પ નથી. જાગ્રતમાં હુંપણું ઊઠયું કે સંકલ્પો જાગ્યા. ઊઠ-

વામાં ઇચ્છા કારણ છે. કેટલીક ક્રિયાઓમાં ઈચ્છા સ્પષ્ટ દેખાતી નથી. અંદરથી ઇચ્છાની પ્રેરણાથી સર્વ થાય છે. પાંપણ હાલે તે પણ સ્વાભાવિક નથી, પણ ગર્ભિત સૂક્ષ્મ ઇચ્છા છે. ઇચ્છા સ્વરુપે નથી, પણ કાર્યથી જણાય છે. સ્વાભાવિક ક્રિયા પણ અજ્ઞાનને અનુસાર છે. એક વખતની આજ્ઞા અથવા દર વખતની આજ્ઞા. વિશેષ કામ ખાસ આજ્ઞા. ચેતનની પ્રેરણાથી જડ કામ કરે છે. નિદ્રામાં ભાન વગરનું જ્ઞાન છે. " આહિ મેં ઇચ્છા કરી નથી હું પરાધીન છું " એમ પોતે માને છે. મંદિરની બન્ને તરફ ફરતી પૂતળી પ્રથમ હલાવેલી હાલે છે, છતાં એની મેળે હાલતી જણાય છે. પ્રથમ કોઇએ પ્રેરણા કરી નથી અને એની મેળે ચાલે છે એમ ભાસે છે. ઇચ્છા, સંકલ્પ, ફળ, ભોગ એ મુજબ ચક્ર ચાલ્યાંજ કરે છે. સંકલ્પ સાથે એકરુપ થવું એનું નામ ચિત્ત. ચિત્કળા સંકલ્પથી રહિત થાય તો મોક્ષરુપ થાય.. હઠયોગથી નિરંતર સંકલ્પ રહિત થવાય નહિ. હાથને સ્થિર રાખવો, ગતિમાન કરવો બન્ને પ્રયત્ન સાધ્ય છે. જેને ગતિ નહિ તેવી સ્થિરતા સ્વાભાવિક છે. અચળતામાં પ્રયત્ન તેના અંગમાં છે. પરમાણુનો સમુદાય કાયમ રહેવો એ પ્રયત્ન છે. પથ્થર માફક મનને સ્થિર રાખવાની ઇચ્છા એ પ્રયત્ન છે. સમાધિની સ્થિતિનુ બીજ ઇચ્છા પહેલીજ છે. ઇચ્છાથી ઇચ્છા કપાય. ઈચ્છા રહિત થવું એવી ઇચ્છા થવી એજ ઇચ્છાને મારવું છે. જીવવું ચાહે તો જીવે; મરવું ચાહે તો મરે. પોતાનો નાશ કે ઇચ્છાનો નાશ. ઇચ્છા પોતાને આશ્રયે છે સ્ફુરણુ ન થાઓ એ ઇચ્છા કરો. સૂર્ય ચંદ્ર મુક્ત પુરુષો છે. " અમે સસંકલ્પ નિયંતા ઉપકારક છીએ " એમ તેઓ રહેલા છે. બ્રહ્મા પોતાના સંકલ્પથી, મહા પ્રલય સુધી રહે છે. કાગભૂષંડની ઇચ્છા સસંકલ્પ હર જન્મ માટે છે. સંકલ્પ નાશ થયો કે ઇચ્છા મૂઇ. માયા નથી, પંચમહાભૂત નથી તો મન ક્યાં છે ? ચિત્કળાનું સ્પુરણ એજ મન. જે કર્મ ફળરુપ સંસ્કાર રહ્યા છે તે સ્ફુરણને જગાડે છે. કર્મ કરવું ન કરવુ હાથમાં છે; ફળ હાથમાં નથી. કૂદકો ન મારો તો ચાલે; માર્યો પછી હું નહિ પડું એમ ન થાય. અન્નજળ ત્યાગ કર્યું તો ભુખ ન લાગે એમ થાય નાહે. કર્મનું ફળ ભોગવે. ઝાડનો રસ ફળરુપે બહાર નીકળ્યો છે તે પ્રારબ્ધ કહેવાય છે. તે ભોગવે સિદ્ધિ. એ રસ અંદર નહિ ઘલાય. ફળ તોડી લેવાય. અંદર વ્યાપેલો રસ અજ્ઞાનનો છે ત્યાંસુધી ઝાડ ખોટું છતાં ખરૂં ભાસે છે. સંસારને ખરો માનવો એજ રસ છે. " વા વાયાથી નળીઉં ખસ્યું. " ચેષ્ટાથી સત્યપણું દ્રઢ થઇ જાય છે. સત્યપણાના રસનો પ્રવાહ સંસાર વૃક્ષની વૃદ્ધિ કરે છે. માટે રસ સૂકાય, સત્યપણું મટી જાય તો પ્રારબ્ધ મટે. અંદરનો રસ તો જ્ઞાનાગ્નિથી દગ્ધ થશે પણ બહારનો રસ ફળ સાથે છુટીને પડશે. પ્રયત્નની જરૂર નથી. કુવામાં પડેથી મુક્તિ થતી હોય તો હર બહાને મોત તરત આણાય છે.

મરતાં ક્યાં વાર લાગે છે? મન બહુરૂપી છે. બહુરૂપી અનેક વેષ એકી વખતે લઈ શકે નહિ પણ ચાલાકીથી એકી વખતે લેતો દેખાય ખરો. ચિત્કળા હર વખત એકજ વેશ લેછે. કોઇ બહુરૂપીને વેશ બદલતાં વાર લાગે ને કોઇ જોતજોતામાં ત્યાંને ત્યાં બદલે. તે બદલ્યો એમ પણ ખબર પડે નહિ. અંગ્રેજ ખેલાડી એવી નવાઈ બતાવે છે. તેમ મન એક મૂકી બીજો સોંગ અને બીજો મૂકી ત્રીજો એમ એક ક્ષણમાં અનેક વેશ લેછે. નિવૃત્તિનો અનુભવ કરવો એજ પ્રવૃત્તિ છે. ચેતન સંકલ્પની સન્મુખ થાય, ઓઠું ઊભું કરે અને પોતાને જોનારો થાય. ખાસ જોનારો થાય તો બંધન છે. સ્ફુરણ ભાસે છે તે સ્ફુરણ નથી, પણ આત્મસ્વરુપની ઉપલબ્ધિ છે. આંબાને લીધે ગોટલાની કિંમત છે; નહિ તો ગોટલાને કોણ ગણે? મહાદેવ વડે પોઠીઓ છે. ગુણ પરિણામે, મહિમાથી, શક્તિથી, કિંમત છે. માટે જે છે તે છે."

---

તા. ૧૨–૯–૧૯૦૩.

## ૩૭. સંવિત્.

जनयित्वात्मनात्मानं मोहयित्वा पुनः पुनः ।
स्वयं मोक्षं नयत्यन्तःसंवित्स्वं विद्धि राघव ॥

**योगवासिष्टम्.**

**અર્થ:**—હે રાઘવ! પોતે પોતાને ઉપજાવી, તેમ જ વારંવાર પોતે પોતાને મોહ પમાડી અંતે સંવિત્ પોતે પોતાને ( સ્વરુપાનુસંધાનરુપ ) મોક્ષે પહોંચાડે છે.

સંવિત્ જ્યારે સંકલ્પની સન્મુખ થાય છે ત્યારે મન કહેવાય છે. સંવિત સંકલ્પથી મલીન થાય તેજ કલના કહેવાય છે; તેજ મન છે. મન દ્રષ્ટા દશ્ય વિભાગ કરે છે તેથી પરિચ્છિન્ન થાય છે. પછી ભેદની સાથે જ ક્રિયાશક્તિ, જ્ઞાનશક્તિ, પ્રગટ થાય છે કે જે પૂર્વે ગુપ્ત હતી. બીમાં ગતિ થતી નથી પણ જમીનમાં વાવેથી ક્રિયા શરુ થાય છે. ક્રિયાશક્તિ જ્ઞાનશક્તિ પ્રગટ થઈ કે સંવિત્માં કર્તાપણું ઉત્પન્ન થાય છે. જ્ઞાન સિવાય બીજું કાંઇ નથી. જ્ઞાન ઉપર ભાસે છે તે ઉપરનું ભ્રાંતિથી સત્ય દેખાય છે, તેથી સ્વરુપ ઢંકાઈ જાય છે. પાણી ઉપર મોજાં તથા મેલ આવવાથી પાણી સ્વચ્છ દેખાય નહિ પણ તે જળ છે એમ જાણે તો ભ્રમ નથી. ઉપર ઉપર ક્રિયાશક્તિ જ્ઞાનશક્તિ ભલે કાયમ રહે. જળ ઉપરના પરપોટાને નહિ જાણે પણ મનુષ્ય તો જાણે કે પરપોટો પણ જળ છે. તેમ જ્ઞાનના ચમકારા પણ જ્ઞાન છે એમ જાણે તો ભ્રમ દૂર થાય. દ્રષ્ટા, જ્ઞાતા, પ્રમાતા એ જ્ઞાનસ્વરુપ છે. તે જ્ઞાન પર જ્ઞાતા, જ્ઞાન

અને જ્ઞેયની ત્રિપુટી ભાસે છે. ક્રિયા પ્રાણ વગર થાય નહિ. સિક્કાની એક બાજુએ છાપ અને બીજી બાજુએ મહારાજા એડવર્ડ કે ગદાધર હનુમાનજીની છબી હોય છે. તેમ એક તરફ જ્ઞાન અને બીજી તરફ ક્રિયા હોવીજ જોઇએ; પણ ગતિ ક્યારે થાય ? ગતિ થવાને અવકાશની જરૂર છે અને સ્વરુપમાં અવકાશ નથી. તત્વજ્ઞાનથી અને પ્રાણના નિરોધથી, અહંકારની નિવૃત્તિ થાય છે. પ્રાણશક્તિના નિરોધે મન સ્થિર થાય છે એટલે લીન થાય છે. હૃદય-કોશથી નીકળીને જે શ્વાસ બહાર જાય છે અને બહારથી નાક અને મુખદ્વારા અંદર આવે છે, તે શ્વાસોચ્છવાસ નિરંતર થાય છે, તેને પ્રાણ કહે છે. પ્રાણા-યામ યોગે દીર્ઘ થતાં નાભિથી નીકળે છે. શરીર બેઠું રહે છે અને વાસનાથી જે દેશ દેશાવર ભટકે છે તે મન છે. મન ચાહે તો માળવે જઇ બેસે છે અને સજ્જન શિરોમણી રત્ન લલામમાં મિવાસ કરી સત્સમાગમમાં રમણ કરે છે. પ્રાણ ગતિ કરે છે અને મન દૂર હોય તો તેને પાસે લાવે છે. મુખ્ય કર્તવ્ય એ છે કે મનને વાસનાથી રહિત કરવું જોઇએ. પોતાનામાં નથી તેને મન બળાત્કારે લાવે છે માટે મનને બે પ્રકારે રોકવું. એક વૈરાગ્યથી અને બીજું યોગાભ્યાસથી. વૈરાગ્યથી એટલે વિષયોનું ચિંતન થતું અટકાવીને અને યોગાભ્યાસથી એટલે પ્રાણને રોકી પ્રાણવાયુને સ્થિર કરીને. એ પ્રાણાયામથી થઇ શકે છે. અષ્ટાંગયોગ હઠયોગમાં છે પણ તેમાંનો પ્રાણાયામ રાજયોગમાં ગણાય છે. ભેદદૃષ્ટિ વગર ગતિ સંભવતી નથી. તત્વજ્ઞાનથી ભેદ ભાગે તો ગતિ ભાસે નહિ. પ્રાણ એટલે ગતિ અને ચિત્કળા એટલે વૃત્તિજ્ઞાન. એ બન્નેની એકતા થાય છે, તે જ્ઞાન અચળ શિલારુપ થયું, તેના ઉપર પ્રાણ ઉપર ઉપર હાલતા છો રહ્યા. વૃત્તિ થાય ત્યાં સુધી જે જ્ઞાન કહેવાય છે તે તો વૃત્તિજ્ઞાન છે, પણ અખંડ જ્ઞાન તો બનીજ રહ્યું છે. પ્રાણ અને વૃત્તિજ્ઞાન ભલે એક હોય, વૃત્તિજ્ઞાન હોય કે નહિ હોય તો પણ જ્ઞાન અખંડ છે. પ્રાણ અને મન એક-રુપજ છે. નિદ્રામાં ક્રિયાશક્તિ રહે છે અને જ્ઞાનશક્તિ લીન થાય છે. જાગ્ર-તમાં ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિ બન્ને કાયમ છે. નિદ્રામાં જ્ઞાનશક્તિ લીન થાય છે તેથી સ્વપ્નમાં જાગ્રતનું સ્મરણ થતું નથી. પ્રાણ સ્થિર થયા તો ચેતન ગતિરુપ નથી. પાંગળો ને આંધળો એક બીજાના સહાયક છે. આંધળો પાંગળાને ઉચકી પાંગળો રસ્તો બતાવે તે તરફ જાય છે. મન અને પ્રાણ બન્ને હોય તો કાર્ય બની શકે છે. બેમાંથી એક કાંઇ કરી શકે નહિ. પથ્થરમાં જેમ શ્વાસશક્તિનો અસંભવ છે તેમ મનને પોતાની મેળે પ્રાણની સહાયતા વિના હાલવું સંભવતું નથી; હાલે માટે મન કહેવાય છે, નહિ તો કાંઇ કરી શકે નહિ માટે મન છેજ નહિ. પરમાત્માને વલોવીને ડહોવી મૂકયો છે તેજ પ્રાણશક્તિ છે. ક્ષીરસાગર મંથન કરી પરમાત્માને કેમ ડહોવાવ્યો તેનું રુપક

છે. પ્રાણુશક્તિ પોતાની સિદ્ધિને માટે જ્ઞાનની અપેક્ષા રાખે છે અને જ્ઞાનનું ભાન તથા ઉપલબ્ધિ પ્રાણુશક્તિ વિના નથી. વાણી વિના પંડિતની પંડિતાઇ નકામી છે. વાકઇંદ્રિય કર્મેંદ્રિય છે–સાધન છે–શક્તિ છે, પણ કુવાડો હોય તેમાં શક્તિ પ્રેરીને વૃક્ષ છેદાય. પ્રાણુ જડ છે, આત્મસત્તાએ સિદ્ધ થાય છે અને આત્માવડે ગતિમાન છે. ચલરૂપ જડ છે. ચૈતન્ય સત્તા અને સ્પંદરુપ પ્રાણુ એનું નામ મન. આકાશમાં જે ગંધર્વનગર ભાસે છે તે જોવા પૂરતું છે–વાસ્તવિક નથી.



તા. ૧૩–૩–૧૯૦૩.

## ૩૮. અવિદ્યા

विद्याञ्चाविद्याञ्च यस्तद्वेदोभयꣳसह ।
अविद्यया मृत्युं तीर्त्वा विद्ययाऽमृतमश्नुते ॥

ईशावास्योपनिषत्.

**અર્થ**:—જે વિદ્યા અને અવિદ્યાને સાથેજ જાણે છે તે અવિદ્યાથી મૃત્યુને તરી જઇ, વિદ્યાથી અમૃત ભોગવે છે.

**અ**વિદ્યા સંસારરુપી વિષને આપનારી છે. જગતમાં તન્મય થઈ સ્વરુપનું વિસ્મરણ થાય તેનું નામ અવિદ્યા. દષ્ટા સાથે દેહાદિક સંઘાતનો સંબંધ થાય ત્યારે જગત્ ભાસે છે. દશ્ય સાથે તન્મયતા થાય તેથી હું જોઉં છું એવો ભાસ થાય છે તે ભાસ મિથ્યા છે; તેને પ્રકાશ આપનાર સત્તા સત્ય છે. સ્વપ્નમાં પોતે જોનાર તથા જોવાનું ભાસે છે તે અસત્ય છે, પણ જેના ઉપર એ સ્વપ્ન ભાસે છે તે સત્ય છે. અભાન રહેવું એજ અજ્ઞાન છે. દર્પણમાં જડ ચેતન સ્થિર અને ગતિવાન ભાસે પણ કાચ સિવાય બીજું કાંઈ નથી. તેમ ભાસતી વસ્તુ જ્ઞાનનો આભાસ છે. જ્ઞાન એટલે ચિત્શક્તિ અને ક્રિયા અથવા મન સ્પંદશક્તિ છે ચિત્શકિત અને સ્પંદશકિતનો સંબંધ કલ્પિત છે. જો સંકલ્પ ન ઉઠાવો તો મન ક્યાં છે? જે કાળે વસ્તુને ઈંદ્રિયો ગ્રહણ કરે છે તે કાળે તો વસ્તુને ઇંદ્રિય પ્રકાશ કરે છે, બીજું કાંઇ વિશેષ થતું નથી, પણ પૂર્વ કે ઉત્તર ક્ષણમાં સંકલ્પ ઉઠે છે. પૂર્વ ક્ષણમાં ચિંતવન થાય છે; ઉત્તર ક્ષણમાં સંકલ્પ ઉપર સંકલ્પ થાય છે. કર્મેંદ્રિય પણ વગર સંકલ્પે ક્રિયા કરતી નથી; ક્રિયા થતી જણાય છે તે પણ મન વડે છે. ગવૈઓ સહજ તાન મારે છે તેમાં કાંઈ ભય નથી; રાગદ્વેષમાં ભય છે. સંસાર ભય કરનારો નથી; સંસાર તો સુખદુઃખ આપતો નથી; મન રાગદ્વેષ કરી સુખદુઃખ વોહોરી લે છે. પ્રાણુ મૂળ ગતિ શક્તિ છે, વાયુ સ્પર્શવાન હોઇ સ્થૂલ છે. એ શક્તિ લોહચુંબક સોય ન્યાયથી કંપાયમાન થાય છે. ચિતસત્તાએ વર્તે છે તે પ્રાણુશક્તિ.

સ્થિરતામાં ગતિ થવી એ ચેતવું કહેવાય છે. ચેતાવવું એટલે પરમાર્થ તરફ લગાવવું. મનને ચેતાવે, મંડળ કરી આત્મજ્ઞાન ચર્ચા કરે તો સ્વરુપ સમજાય. જ્ઞાનસ્વરુપ આગળ ચિતશકિત ચેતે તેથી સંસાર ભાસે. પરિચ્છિન્ન થાય તો દુઃખરુપ બને. બાળક જેમ પોતાનો ઓળો જોઇ બીહે છે તેમ આપણો સંકલ્પ ઓળો તેજ સંસાર છે. ચૈતન્યસત્તા અખંડ છે, મંડળાકાર છે, જેને આદિ અંત મધ્ય નથી, પણ જે પોતે આદિ મધ્ય અંત છે અને ગોળ છતાં આજુબાજુ કાંઇ નથી; આદિ, મધ્ય, અંત જેના ઉપર ભાસે છે અને જે કાળ, સ્થળ, કાર્યકારણભાવ એ ત્રણે કલ્પનાથી રહિત છે; કાળ, સ્થળ અને કાર્યકારણ ભાવથી આદિ, મધ્ય, અંત જાણી શકાય છે, પણ જે સર્વ કાળે સર્વ સ્થળે છે, છે છે ને છે અને કાર્યકારણભાવ રહિત છે, તે અખંડ મંડળાકાર ચેતન સત્તા છે, કોઇ બીજી વસ્તુ નથી, તેથી તેનું મુખ્ય અખંડપણું છે, કેમકે અખંડપણું એ પણ બીજાની અપેક્ષાથી કહેવાનું છે. એવો કાળ, દેશ કે વસ્તુ નથી કે જેમાં પોતે સ્વરુપે ન હોય. તેને છોડીને પણ પોતે છે. નિદ્રામાં કાળ, દેશ, વસ્તુ કાંઇ નથી, છતાં પોતે છે. પરસ્પર કાળમાં ભેદ છે; વર્ત્તમાનકાળ ભૂતકાળમાં નથી; ભૂતકાળ વર્ત્તમાન કે ભવિષ્યમાં નથી, પણ આત્મા અખંડ છે. આવા અખંડ મંડળાકાર આત્માનો સંબંધ કોની સાથે બની શકે? આત્માને પ્રાણ-શક્તિનો મેળાપ સંભવતો નથી તો મન કયાં છે? સ્પંદ એટલે ગતિ અથવા હાલવું પણ આત્મામાં સ્ફુરણ નથી. અંદર ને અંદર લખલખાટ ભાસે છે. એ ભૂલભુલાંવા છે. ભાન ઊઠે છે પણ ગતિ થઇ એવો અનુભવ નથી. ગતિ છેજ નહિ. પોહો ફાટતા પહેલાં અંધારૂં કીલ હોય છે. અંધારૂં ત્યાંનું ત્યાંજ અજ-વાતું જાય છે; કાંઈ જતું નથી, કાંઈ દોડતું નથી, ત્યાંને ત્યાંજ છે, ગતિ થઈ નથી પણ બદલાએલું લાગે છે; તેમ આત્મસ્વરુપમાં સ્પંદ થતો નથી; ત્યાંજ ઊઠે, ત્યાંજ સ્પંદ થાય અને ત્યાંજ લય થાય. પાણીમાં ચીકાશ મળેલી છારી ભાસે, આંગળી અડકાડો કે નિર્મળ વળી તેવીજ. તે પરથી જણાય છે કે ત્યાં આગળ ગતિ થતી નથી તેમજ વૃત્તિથી આત્મા ઢંકાય છે. પડદો પડયાથી આત્મા જૂદે જૂદે રુપે ભાસે. પાણીમાં લીસોટો તેમ આભાસરુપ વૃત્તિની કાતરણ છે. કાતર-વાથી જૂદાં જૂદાં રુપો ભાસે છે. આત્મામાં કાંઇ નવું આવરણ નથી. વિશેષભાવ થાય તેથી સામાન્ય ઢંકાય છે. સંકલ્પ રહિતપણું એ સ્વરુપ છે. દેહ પ્રગટ કર્યાનો સંકલ્પ ઊઠેલો છે તે પ્રારબ્ધ હોવાથી મિથ્યા થાય નહિ. પોતાનો સંકલ્પ પોતેજ નષ્ટ કરે તો સત્સ્વરૂપ કહેવાય નહિ. પણ છે તો સતસ્વરુપ કે જેની સત્યતાથી સંસાર સત્ય મનાયો છે. સંકલ્પ રહિત થવું એટલે શું? સંકલ્પ તો છેજ નહિ. ખોટાએ ખોટું સિદ્ધ થાય છે. મનરુપી આરસાપણું પ્રતિબિંબે સિદ્ધ થાય છે. [illegible] વગેરે સૈન્ય એટલે શું એ જાણ્યું હોય તો સૈન્યનું કાંઈ

પૂતળું નથી. હાથી, ઘોડા, આદિ એકઠા થઇ સૈન્ય કહેવાય છે, તેમજ જ્ઞાનમાં ભાસે છે તેથી સ્પંદ મન વગેરે પણ છે, પરંતુ જ્ઞાન સિવાય બીજું કશું નથી. ભેદ નથી ત્યાં ભેદદૃષ્ટિ લગાડી તેથી ઠેકાણે આવવું મુશ્કેલ છે. મારી સત્તા માટે મારા પુત્રે મને ગુમાવ્યો છે એ વિક્રમની વાત યાદ કરો. આત્મસ્વરુપને નષ્ટ કરનારનું મન દુષ્ટ છે; રાજા છેજ નાહ, હુંજ છું એવો ઇમ્પોસ્ટર ( Imposter ) ઢોંગી છે. મનનું સ્વરુપ ઓળખ્યું કે એ તો મારી શક્તિ છે, મારું જ સ્વરુપ છે, મારી કીર્તિ વધારે છે માટે આનન્દ છે. સંકલ્પ કર્યો કે પછી તો સુખે દુઃખે હરિવશીનો અધમણીઓ ઝીંકવોજ પડે. ચમકારો નડતો નથી પણ દ્વિધા થાય છે, તે વિકાર દુઃખરુપ છે. પૂર્વ પશ્ચિમ સંકલ્પ નિરર્થક છે તેને ટાળવા. જો નહિ ટળાય તો ઇંદ્રિયોનો નિરોધ કરો. બાકી ખરું પૂછો તો ઇંદ્રિયો બિચારી શું કરી શકે એમ છે ? તેનો નિરોધ કરો યા નહિ કરો, કારણ કે મન વિફરેલું વશ કરવાનું છે. મન ચળ વિચળ થાય છે ને ફોગટમાં દોષ ઇંદ્રિયોનો કહાડવામાં આવે છે.

---

તા. ૧૪–૯–૧૯૦૩.

## ૩૯. મનનું સ્વરુપ.

अन्यत्रमना अभूवन्नादर्शमन्यत्रमना अभूवं नाश्रौषमिति-
मनसाह्येव पश्यति मनसा शृणोति कामःसङ्कल्पो-
विचिकित्सा श्रद्धाश्रद्धा धृतिरधृतिर्ह्रीर्धीर्भीरित्येतत्सर्वं
मन एव ॥

**बृहदारण्यकोपनिषत्.**

**અર્થ**:–મારું મન અન્યત્ર હતું તેથી મેં દીઠું નહિ; મારું મન અન્યત્ર હતું તેથી મેં સાભળ્યું નહિ, અર્થાત્ મનથી જ દેખે છે, મનથીજ સાંભળે છે; કામ, સંકલ્પ, શંકા, શ્રદ્ધા, અશ્રદ્ધા, ધૃતિ, અધૃતિ, લજ્જા, બુદ્ધિ, ભય, એ સર્વ મનજ છે.

**મ**ન ઉત્પન્ન થએલું ભાસે છે તે મિથ્યા છે, કેમકે મન મને કરીને જ સિદ્ધ થાય છે. મનને સિદ્ધ કરનારું કોઈ બીજું પ્રમાણ નથી, તેથી સ્કંધારોહણ ન્યાય થાય છે અને વળી આત્માશ્રય દોષ પણ આવે છે. ગંધર્વ નગર ભાસે એ આંખનો વિકાર છે. તેમ જગત્ ભાસે એ મનની ભ્રાંતિ છે, મનનું સ્વરુપ નથી. મન ઊઠયું છે એ ભાસવું મિથ્યા છે. લોક નથી તેમાં લોક

મનાયો છે, અને વળી સત્ય મનાયો છે. માયા, અવિદ્યા, અને માયાનું કાય મનકલ્પાયાં છે. જ્ઞાનના પ્રકાશ સિવાય બીજું કંઈ નથી. દૃષ્ટજગત્ અલ્પ છે અને શ્રુતજગત્ અપાર છે. તાપી નદીમાં પુષ્કળ જળ છે તેમાંથી જેટલું બહાર કહાડીએ એ તે જળનો અંશ છે, તેમ ખજાનો અંદર મનમાં છે. બહાર જગત્ નથી. આંખ મીંચો કે દૃષ્ટજગત્ ગયું. મનરુપી ટાંકીનું ચક્ર ફરતું જ રહે છે અને દૃષ્ટિ પણ ફરતા ફરતી છે. ક્ષણે ક્ષણે જૂદો પડદો મનમાંથી આવે ને મનમાં જાય છે. યંત્રના કાગળોનાં ચિત્ર અંદરજ એક પછી એક ફરતા ફરતી ચાલ્યાં આવે છે. સર્વ વસ્તુ મનમાં એટલે જાણવામાં ભરેલી છે; જાણવાથી જૂદી નથી. જાણવાપણું એજ સૃષ્ટિ છે. વધારે ઓછી નથી માટે જ્ઞાન એ સ્વરુપ અને બીજું કાંઇ છેજ નહિ. ખાંડનાં રમકડાં ખાંડજ છે. નામ પોતાનો પોતાથી વિયોગ કરાવે છે. માટીને ઘડો એવું નામ આપ્યું, કે ઘડો માટીની ન્યાતમાંથી બહાર થઈ ગયો, કેમકે ઘડો દેખીને ઘડાનું મટોડું જોવા છતાં મટોડું નથી એમ કહેવાય છે. વિયોગ નથી છતાં વિયોગ કહેવાય છે એ માયા મન છે. હું બ્રહ્મ નથી હું તો જીવ છું એ વિયોગ માયાથી થાય છે. દશમો હાજર છતાં, દૂર મનાયો છે. દશ હજાર વર્ષ તપ કરતાં પણ પત્તો મળતો નથી. ખરું જોતાં વિયોગ થયોજ નથી. કંઠીને સોનાનો વિયોગ થયેલો મનાયો છે તે દૂર કરી પોતાના સોના સાથે મેળાપ કરવો છે તે કંઠી બહાર પોતાના સોનાને શોધવા બધે રખડે છે છતાં પોતામાં રહેલા સોના સાથે મેળાપ થતોજ નથી. કેડમાં છોકરું ને ગામે શોધ્યું. વિયોગ થયોજ નથી; થવાનો સંભવજ નથી એમ જાણે તો વગર મહેનતે મેળાપજ છે, નહિ તો ઢુંઢવું હાસ્યજનક છે. “ તુમ પ્યારા યાદ કરતે પ્યારા તેરી પાસ હે, પાસ હે પાતા નહિ, જ્યમ ફૂલોમેં બાસ હે ” રહસ્ય એ પદનું જુઓ. “ ઘી માંખણ તો વહે ગયે અબ રહે ગઈ એક છાશ હે; કસ્તુરી મૃગકી પાસ હે ઔર સુંઘતા હે સો ઘાસ હે. ” સંકલ્પ અથવા જ્ઞાનના ચમકારા ભાન મન એ સહુ અજવાળાની નદીના કિનારા પર ખોદેલા કુવાઓ છે કે જેમાં પાણી નદીમાંનુંજ છે. ભાન થવું એ જ્ઞાન સિવાય બીજું શું છે ? ભાન થવું એ જ્ઞાનનું પ્રગટ સ્વરુપ છે. તે આત્માથી ભિન્ન વસ્તુ નથી. મૃગજળ પાછળ મૃગ દોડી મરે તેમ જીવો જગતમાં દોડયા જાય છે, નદીના જળમાં તરણાંની માફક વહ્યા જાય છે અને પ્રાણત્યાગ સુધી સુખ મેળવતા નથી. સુખ મળે તો સ્વરુપનું વચમાં મળે છે; જગતનું મળતું નથી અથવા બહારનું મળતું નથી. મૃગને પોતાની લાળથી સહેજ ઠંડક મળે પણ મૃગજળમાંથી ટીપું મળતું નથી, કેમકે મૃગજળ છેજ નહિ. સ્થિર મન થાય તેટલી ઘડી જીવને આનન્દ અનુભવાય. મૃગને કસ્તુરીની વાસ પોતાની ડુંટીમાંથી આવે તે છતાં ઘાસમાં હશે એમ

જાણી આખું વન ભટકી ઘાસ સુંઘે, પણ કસ્તુરી તો પોતાની પાસેજ છે. નિદ્રામાં બહારનો વિષય શબ્દરુપ વગેરે જણાતો નથી. પોતે શાના ઉપર સૂતો છે તેનું પણ ભાન નથી, છતાં પૂર્ણ આનન્દ રહે છે. દુઃખનો અભાવ છે. નિદ્રા નવું બળ અને જીવન આપે છે, બહારના શ્રમ અને જીવન હાની કરે છે. એ આનન્દ બહારથી આવતો નથી; ગરીબ, શ્રીમંત સર્વને સરખો છે. એક જ હૃદયરુપી જડ મરુતસ્થળ રેતીનું મેદાન છે, તેના ઉપર ચેતનરુપી સૂર્યનાં કીરણુ અડકવાથી મનરુપી મૃગતૃષ્ણાની નદી ભાસે છે તે પણ જડ છે. જુઓ કે જીભ માંસનો ટૂકડો જડ છે અને તેના પર મૂકેલો પદાર્થ ગોળાદિ પણ જડ છે. તોપણ પદાર્થ આવતાની સાથે જીભ સ્વાદ અનેક પ્રકારના પ્રગટ કરે છે. તેમ હૃદય જડ છતાં, માંસ છતાં, તેમાં પ્રતિબિંબ પડે છેઃ આંખ માંસ છતાં વિચિત્ર શક્તિ ધરાવે છે. એ સર્વ શક્તિ જડ માંસની નથી પણ ચેતનની જુદે જુદે રુપે જુદી જુદી શક્તિ જુદા જુદા સંયોગ અને સંબંધમાં પ્રગટ થાય છે. સ્વાદ એ જડ છે તેનું રુપ નથી. બે જડના સંબંધમાં ચેતન અનેકરુપે દેખાય છે. ચેતનમાં શબ્દકાર થયો તે ઘંટો વાગેથી થઈ શકે છે. હીરાના રંગ જુદા જુદા દેખાય છે. ચેતન નિરાકાર છે તેને શબ્દ વગેરે રુપતા આપે છે. મન, ઇંદ્રિયપણું અહંકાર આદિ ઉત્પન્ન કરે છે. મન છઠ્ઠી ઈંદ્રિય છે. સ્વાદ નિરાકાર છે. જીભદ્રવ્ય સાકાર છે. પાન ચુનો કાથો સમુદાય લાવી આપે છે. ચેતનથી સ્વાદ છે છતાં વસ્તુને ખારી તીખી કહીએ છીએ. જીભ કે વસ્તુ કે ચેતન ખારાં તીખાં નથી; સંબંધ ખારો તીખો છે, માટે સંબંધથી રહિત થઇ નિઃસંગ થવું. પોતાનો અનુભવ બીજાને કેવી રીતે જણાવાય ? અનુભવ થાય તે પોતાનેજ થાય છે. ગોળ જેવા દ્રવ્યમાં ગળપણ પ્રગટ કરવાનો ધર્મ છે. વાજીંત્ર તાઉસ વાગે છે તેમાં તારમાં કે કોણમાં ધ્વનિ નથી, ઘર્ષણમાંથી ઘર્ષણ નિમિત્તે ધ્વનિ નીકળે છે. ગજીઓ ફરે છે અને ધ્વનિ નીકળે છે. નથી તારમાં કે નથી ગજીઆમાં, બહાર એ સર્વને માટે એકજ તત્વ છે. શું છે તે કોઈ જાણતું નથી. તે એકજ તત્વ જીભને સ્વાદ આપે છે. જેવાં ચશ્માં પહેરીએ તેવુંજ દેખાય. બહારની વસ્તુ શું તે ખબર નથી. ખુલ્લી આંખ દેખાતી નથી. ચશ્માં પહેરવાં જોઇએ. આંખનો ચશ્મો રુપ બતાવે છે. રુપ કહાડી નાખીએ, તો શું છે તે ખબર નથી કેમકે તે આંખ વગર દેખાય કેમ ? આંખ કહાડી નાખીએ, તો છે તે છે પણ આંખ તેને જોઇ શકતી નથી, અને જેવાની શક્તિવાળી આંખ જતી રહે ત્યારે તેને જુએ કોણ ? તેથી ખરું સ્વરુપ જણાતું નથી, એજ તત્વ શબ્દરુપે ભાસે છે. એકજ ઓરડાની જુદી જુદી બારીએથી એકજ વસ્તુ જુદે રુપે દેખાય છે. એકજ હાથીનાં અંગ જુદાં જુદાં માણસને જુદાં જુદાં દેખાય છે. ખટ દર્શનમાંનું દરેક દર્શન એકેક અંગ હોઇ આખો હાથો

અડો કરવો જોઈએ. એકની એક વસ્તુ જુદે રુપે દેખાય છે તેથી તે એકલી અપૂર્ણ જેવી ભાસે છે. નારંગીનાં પાંચ સ્વરુપ પાંચ ચશ્માંથી દેખાય છે. પાંચ ચશ્માં કહાડી લઈએ તો નારંગી ક્યાં છે? પંચેંદ્રિય છે તો નારંગી છે. નહિ તો શું છે? કાંઈજ નથી. અનુભવજ બારીઓમાંથી અનંત દેખાય છે. પણ છે એકજ. અનુભવ કાગળપર બારીઓ ચાળણીનાં છિદ્ર છે. અનંત દેખાતાં છતાં પણ છે એકજ. ચક્ષુમાંથી દેખાતાં રુપો અંતરમાંજ છે. આખું વિશ્વ કુંભારની દુકાન છે. પરંપરા માટે અનુભવપ્રકાશ જુઓ. માટી સિવાય બીજું શું છે? "મટ્ટીમેં મીલ જાના સાધુ મટ્ટીમેં મિલ જાના, ચમડેકા પૂતળા સબ ચેતનકા ઉજવાલા સાધુ મટ્ટીમેં મીલ જાના." કુંભાર હાથી, ઘોડા, ઢીંગલી બનાવે છે પણ તેને મન સહુ માટીજ છે. હાથીનો પણ એક પૈસો તો ઘોડાનો પણ એક પૈસો; લેનારને પણ ફીકર રહેતી નથી કે ઘોડા કરતાં હાથીને વધારે ખવાડવું પડશે. અજ્ઞાન હોય ત્યાંલગી ભેદ જણાય છે, બાકી નામરુપનો અર્થ નથી. નામ કાયમ ભલે રહે તેનો અર્થ મનમાંથી ઊઠી જાય તો બસ; હૃદય જડ છે માટે અસિદ્ધ છે. પોતાને તથા પારકાને જાણતું નથી માટે મન નથી, માત્ર ચેતનની સત્તા છે. તેને લોકો મન કહે છે. ચેતનથી તેની સિદ્ધ છે. સૂર્યનું પ્રકાશતારુપ રૂપ તે મન છે. મન ક્રિયા રહિત છે—મૃતક છે. મુએલા સાપનો ભય શું? મુડદાને મારવાથી શું વળે? મૃતક મને બધાને ગૂલતાન કરી મૃતક બનાવી મુક્યાં છે તે એટલે લગી કે આપણે મનના મારેલા મુએલા છતાં અહંકાર કરીએ છીએ કે અમારા જેવા જાગૃત કોઈ નથી. એ કેવું આશ્ચર્ય છે? શું ઉટાંગ પાયા વગરની સૃષ્ટિ બની રહી છે? મનને જીતો એમ સહુ બોધ આપે છે, પણ મનને શી રીતે જીતવું? બારણે વાઘ તો છે નહિ અને સહુ કહેશે વાઘને જઈને મારી હઠાવો તેવી વાત છે. રુપ વિનાના નામે (એટલે મન જે એક નામ માત્ર છે તેણે) આખા જગતને ગળી જઈ ખાઈ નાખ્યું છે. નહિ જાળની જાળમાં સહુ ફસાયા છે. મનનું બળ કેવું છે કે વગર હથિઆરે બધાને જેર કરે છે. મન એ કેવું વિચિત્ર કમળ છે? કમળ સહુનું માથું ચીરી નાખે છે. સર્વ કોઈ ઘાયલ થઈ ગયા છે. જડ, મુંગુ, અધમ છતાં, તેનાથી બંધાએલા માને છે. પૂર્ણચંદ્રની શીતળતામાં બેઠેલો બળું બળું થાય છે. આવા મનને જીતનારો શૂરો કહેવાય છે? જેને કોઈએ જોયું નથી છતાં જેનો અમલ બધા પર છે એવું પસરેલું અજ્ઞાત ચંચળ મન આશ્ચર્યરુપ છે.

---

તા. ૧૫-૯-૧૯૦૩.

## ૪૦. મનની વિલક્ષણતા.

चित्तंकारणमर्थानां तस्मिन्सति जगत्त्रयम् ।
तस्मिन्क्षीणे जगत्क्षीणं तच्चिकित्स्यं प्रयत्नतः ॥

**योगवासिष्टम्.**

અર્થ:-ચિત્ત એજ અર્થમાત્રનું કારણ છે; ચિત્ત સતે ત્રણે જગત્ છે; ચિત્ત ક્ષીણ થયું કે જગત્ ક્ષીણ થયું માટે એની પ્રયત્ને કરીને પણ ચિકિત્સા કરવી.

અવિદ્યમાન મને જગત્‌ને શરણ કરી મૂક્યું છે. મનનો ઉદય, સ્થિતિ, ક્રમન છતાં થયેલું ભાસે છે. કોઈએ જોયું નથી. માત્ર શક્તિ ઉપરથી જ કહેવાય છે. ક્રમથી વિલક્ષણ પૂર્વે નહિ જોયેલું હોય તે આશ્ચર્ય કહેવાય છે. સામાન્યમાં ક્રમથી ચાલ્યું આવે તેમાં આશ્ચર્યતા નથી. અદષ્ટની કલ્પના દષ્ટ પરથી કરીએ છીએ, પણ મનનું દ્રષ્ટાંત નથી. દષ્ટમાં સામગ્રી તથા દેશ કાળ જોઈએ. લાકડામાંથી ખુરસી કરવી હોય તો એકદમ થાય નહિ; લાકડું, સુથાર, મહેનત જોઈએ. મનની સૃષ્ટિને કાંઈ સામગ્રી નથી; છોકરાં કરવાને માટે સ્ત્રી પુરુષના સંયોગની ખાસ જરુર નથી. મને જરા ચાંપ દાબી કે વૃક્ષ, માણસ અથવા આખું લશ્કર કે આખા શહેરનો દેખાવ એકદમ ખડો થાય, માટે મન આશ્ચર્ય વિસ્તૃતરુપ છે. ચંચળ અસત્ છે. ગતિમાન્ ક્ષણેક્ષણે રુપ બદલે છે. ગતિ થાય તે નહિ થાય એવી રીતે બદલે છે. નથી તેને સત્ય માનવું એ મૂર્ખનું લક્ષણ છે. મન નથી છતાં જીવ દુઃખને પાત્ર થાય છે. ભૂત નથી છતાં દુઃખી થાય એવા મૂર્ખોથી સૃષ્ટિ ચાલી રહી છે; અંધ પરંપરા છે. "અંધેકી ટોળી દો દાતાર." પોતે જોયું નથી ને બીજાને મનાવે છે. પાયો શોધતા નથી. ઉપલક ઉપલક ઊડે છે અને હું અને જગત માને છે. પણ હું શું છું? સંઘાત છું કે કોણ છું તેનો વિચાર કરતા નથી. પદાર્થોમાં સ્વાદ વગેરે છે કે મારામાં છે કે શું છે? જ્ઞાન બતાવું છું પણ જ્ઞાન શું છે? આ પુષ્પ છે એમ જાણીએ છીએ પણ પુષ્પનું રુપ શું છે? નેત્ર ઉઘાડીએ નહિ ત્યારે વસ્તુનું રુપ ક્યાં જાય છે? તત્ત્વ એકજ છે. તેના પર નામો બેસાડવાથી જગત્ છે. પોતાનાથી પોતાનો વિયોગ અત્યંત અસંભવ છે. નામે સ્વરુપ ભૂલાવ્યું છે. હું મને જડતો નથી! કેવી ગાંડાઈ! દરેક કાર્યમાં કારણ જણાય છે તે છતાં કાર્ય કારણનો વિયોગ ગણવામાં આવે છે. મેળાપ છે જ પણ બધું જ ઉલટું તે સુલટું દેખાય છે. મને તપ કરીને વર-

દાન માગી લીધું છે કે બધું વિપરીત તે સત્ય લાગે અને સત્ય હોય તે જણાય નહિ. એકે ગોપીપુરાની ગપ ચલાવી કે ચાલી. ચિંતાથી વિશ્વ નિમિત્ત વિના તપી રહ્યું છે. સહુ સંકલ્પની લહેરથી મૂઢ થયા છે. પરમાત્માના તરંગ શસ્રથી અનેક કડકા કરી નાખ્યા છે. કમળથી કોમળતા થવી જોઇએ તેને બદલે કડકા થએલા ગણે છે. મનરુપી કમળ શું કડકા કરવાને સમર્થ છે? અને મન તો કમળ કરતાં પણ અતિ સૂક્ષ્મ છે. મન પોતાની શક્તિરુપ છે. મનથી મૃતક અમે છીએ કેમકે આત્માનો ઘાત કર્યો છે. પૂતળા જેવા દેખાઈએ છીએ. એ પહેલાં આગળ કોણ હતા, અને પાછળ શું થઇશું તે કોણ જાણે? મૃત્યુ એટલે પ્રમાદ—એજ મૃત્યુ. મૃત્યુ એટલે નાશ પણ નાશ તો બનેજ નહિ? સત્ય વસ્તુ નાશને પામે નહિ. અસત્યનો નાશ શું? તે તો છે જ નહિ. છે છે તો નાશવંત માટે છે જ નહિ, દેખાતાં છતાં જોવું નહિ એ પ્રમાદ. અજવાળાને જોઉં છું એમ કોઇ કહેતું નથી પણ વસ્તુ જોઉં છું એમ કહે છે. અસત્ ને સતપણુ સત ને લીધે આવે છે. સત કાંઈ બજારમાં વેચાતું નથી. શૂન્યમાં ભ્રાંતિ નથી. ભ્રાંતિ થાય છે તે એટલુંજ બતાવવાને કે અધિષ્ટાન શૂન્ય નથી. સત્ અધિષ્ટાન પર ભ્રાંતિ છે. પશુપણું અને મનુષ્યપણું ઘણે દરજ્જે સરખાં છે. જીવ મિથ્યા કલ્પનાથી કૃપણતાને પાત્ર થાય છે. જીવપણું માની મન આત્મહત્યારૂ થાય છે. મનુષ્ય આત્મરુપી ધન છતાં ઉપયોગ કરતો નથી; ભયભીત છે. અમૃતનો કુપ્પો છતાં મરણનું ભય હરેક ક્ષણે રાખે છે. ચાળણીથી સમુદ્રને ખાલી કરવો છે પણ એક ટીપુ પણ બહાર નીકળતું નથી. એવો પ્રયત્ન નિષ્ફળ અત્યંત મિથ્યા છે. એ પ્રયત્ન કોણ કરે? જન્મથી મરતા સુધી જન્મોજન્મ એ પ્રયત્ન ચાલુ છે છતાં બધું ગેપ થાય છે. ભોગોના ઝબકારા આવે છે અને જાય છે; ટીપુ પણ મળતું નથી. પ્રવૃત્તિનો અંત નથી છતાં પ્રયત્ન છોડતા નથી. ગંદી દેહનો શો ગર્વ? મોઢું ધોયું ત્યારથી દુર્ગંધ વધવી શરૂ થાય, ચાલુ રહે; અને વધી પડે ત્યારે બીજે દિવસે સહવારમાં પાછી સાફ કરવી; એવો એવો દરેક જાતનો મિથ્યા પ્રયત્ન છતાં નિષ્ફળતા દેખાતી નથી. ફરીફરીને એનું એ. રોજ સુવું ને ઊઠવું. રોજ ખાવું ને કાઢવું ને વળી ફરી ફરી એનું એ. તોપણ મિથ્યાપણું માલમ પડતું નથી એ કેવી માયા? પાણી ખાલવવામાં ચાળણી કોરે મૂકી બીજું સાધન શોધે તોપણ ઠીક. પરંતુ તે નો તે પ્રયત્ન જારી રાખે છે. પૈસા અને માન મેળવશે; વારુ ઠીક છે. પણ પછી શું? "What then" (વોટ ધેન)? ચંદ્રકાંતમાં કહ્યું છે કે "ઉત્તમ વસ્તુ શું છે તે જાણું તો માગું." એક રાજેશ્રી શ્રીમંત સુખીને ગરીબે પૂછ્યું કે "તમારા જેવા તો કોઈ સુખી નહિ હોય, કેમકે તમને કોઈ વાતની ન્યૂનતા જણાતી નથી." સોલનની વાત યાદ લાવી તે ગરીબને

શ્રીમંત કહેવા લાગ્યો; "ભાઇ મારું દુઃખ હું જ જાણું છું, તે કહેવાથી વિશેષ નથી; એટલું જ કહું છું કે મારા જેવો દુઃખી કોઈ નહિ હોય. બધું પાસે છતાં ટટળવું પડે એ શું થોડું દુઃખ છે? રંભા જેવી પદ્મિની સ્ત્રી છતાં હું નપુંસક છું; બીજાં બધાં સુખ શા કામનાં છે? ઉલટાં જીવ બાળે છે. સુખદુઃખનો વિચાર બાહ્ય દેખાવ ઉપરથીજ લોકો કરી લે છે. માટે મનથી માને તે સુખી છે અને મનથી માને તે દુઃખી છે. આ વાત મેં તારા સિવાય બીજા કોઇને કહી નથી અને કહેવાનો પણ નથી, કેમકે કહેથી શો લાભ છે?" જીજ્ઞાસુને આત્મા સિવાય શું સુખ છે? સર્વ આભાસો છે. સૂર્યનો પ્રકાશ ખરો છે; બીજે તો આભાસ થાય છે, અને મટે છે. ઓળો તો ભૂતના ભડકા યાને 'ફૅન્ટમ' ( Fantom ) માફક અહિંથી ખસી બીજે જઈ ફસાવે છે—ભમાવે છે. મૃગજળ ખાલી ધૂમાડાના બાચકા છે. માટે લાભ હાની છેજ નહિ એજ નિશ્ચય કરવો. પેશ્વાને ત્યાં નિત્ય પાંચ પકવાન થાય; બત્રિશે વાનીની રસોઈ. તે જોઇ નાના ફડનવીસે કહ્યું "વાર તહેવાર તો રહ્યાજ નહિ." માટે સામાન્યમાં વિશેષ ભાસ થવાથી સુખ મનાય છે. સમાન્ય થઇ જવાથી સુખ જતું રહે છે. સુંદર પોતાને ઘેર પોતાની સ્ત્રી છતાં પુરુષ બહાર ભટકે છે કેમકે મન સ્થિર નથી. જો કોઇ નદી કિનારે કારકુનો સાથે ચોપડા લઈ બેસે, અને તેને પૂછીએ કે શું કરો છો? તો કહેશે કે "પાણીની લહેરોના હિસાબ લખીએ છીએ." તેને જવાબ મળશે કે "ભલે કર્યાં જાઓ; લહેરોનો હિસાબ રાખો." તેમ આ સંસારમાં ધુમાડાના બાચકાનો હિસાબ રાખવામાં પ્રવૃત્તિ ચાલી રહી છે. જીજ્ઞાસુને જો કે સ્વરુપનો સાક્ષાત્કાર થયો નથી, જ્ઞાન થયું નથી તો પણ સંસારમાં સુખ નથી એ નક્કી થયું છે અને આત્મલાભ મેળવવા ચાહે છે. પરતંત્રતાથી સ્વતંત્ર થવા ઇચ્છે છે; મોક્ષ માગે છે. ઢોર ત્યાંને ત્યાં આવી પરતંત્ર થઇ ગળામાં દોરડું બંધાવે છે. સંસારનું દોરડું, સ્ત્રી, રાજા, પંચમહાભૂત, સર્વનો ભય આપી પરતંત્ર બનાવે છે; પણ સિંહ પાંજરામાં બેસતોજ નથી; આમ તેમ છૂટવાનું શોધે છે.



તા ૧૬-૯-૧૯૦૩.

## ૪૧. વાસના

दृढभावनया त्यक्तपूर्वापरविचारणम् ।
यदादानं पदार्थस्य वासना सा प्रकीर्तिता ॥

**योगवासिष्ठम्.**

**અર્થ**:—પૂર્વાપરનો વિચાર કર્યાવિના દૃઢભાવનાથી જે પદાર્થોનું ગ્રહણ તે વાસના કહેવાય છે.

**સં**સાર સમુદ્રમાં જન્મ મરણનું ચક્ર ફરી રહ્યુ છે. એ ચક્રી જે ભૂકો નિરંતર ભભરાવે છે તેથી સંસાર સમુદ્ર ખારો લાગે છે; પણ અગસ્ત્ય જેવા આખા સમુદ્રને જોતજોતામાં પી જાય છે તેને તે ખારો નહિ પણ મીઠો મધ જેવો લાગે છે, છતાં અજીરણ થતું નથી. જે કોઇ મનને જડ અસત્ જાણે તે અભિલાષા પૂરી કરવા મથે નહિ; મથે ત્યાંલગી મનને સત્ જાણે છે. માટે ઉદાર આત્મસ્વરુપ મળે નહિ ત્યાંસુધી કૃપણ રહે. જન્મ અંધને સુંદર બગીચો નિષ્ફળ છે. અંધા આગળ આરસી તે ખરી ખૂબી શું જાણે? મન જીતે નહિ તેને આત્મબોધનો ઉપદેશ શું કરે? કુષ્ટ રોગીને સુગંધી પદાર્થ શું કરે? સ્મશાનમાં જઈ મુડદાં સાથે કોણ વાત કરે? દેહાભિમાની મુડદાં છે. અંતઃકરણમાં મનરૂપી સર્પ છે તે જડ છે. એવા જડને કહાડવું એમાં શું છે? એને જીતવું શું કઠણ છે? મન તો છેક તુચ્છ છે. સ્વપ્નનગર છેક પાસે હોય તો પણ જાગ્યા કે નથી. તેમ મનને વિચારથી નથી એમ જાણવું. જ્ઞાન સિવાય મન નથી અને જ્ઞાન તો સ્વરુપ છે. મન કાયમ રાખે તે અમૃતને ત્યાગીને વિષ પીએ છે. મન સ્થિર તે અમૃત અને કુદાકૂદ તે વિષ યાને હલાહલ ઝેર. મનની ચંચળતાથી વિષયદોડરૂપી વિષથી થતી મૂર્છા સ્વરૂપ તરફ ઉંઘ લાવે છે. ઇંદ્રિઓ, પ્રાણ વગેરે પોત પોતાનું કામ કરે છે અને તેમાં જીવને બંધાવવાનું કારણ નથી. આત્મા સર્વને સત્તા સ્ફુર્તિ આપે છે. પોતે પોતાના તાબેદારથી કેમ બંધાય? તાબેદારની શક્તિ શું પોતામાં નથી? જગત્માં દુઃખનો લેશ નથી. સુખ તો આનંદમય છે. ઊંટ જેમ કાંટાનીજ પરંપરા શોધે તેમ જીવો દુઃખ દેખે છે. જેમ જળના પરપોટા તેમ જીવો દેખાઇ લય થાય છે; થાય છે ને જાય છે, પરપોટાનો શોક શો? શોક કરે તે પશુથી પણ તુચ્છ છે. ક્ષણભંગુરનો શોક! પોતાને ક્યાં જીવરુપે રહેવાનું છે? આહાર, નિદ્રા, ભય, મૈથુન, એ ચારે પશુ તથા મનુષ્યને સામાન્ય છે. પશુને પરિશ્રમ નથી.

મનુષ્યને ચિંતા વગર મળતાં નથી. મચ્છર મારે તેનો કોણ શોક કરે છે? માછલાંનો કોણ શોક કરે છે? કેટલાં રોજ મરી જાય છે! નાનાંને મોટાં ખાય છે. સો જણને ગરીબ બનાવી એક જણ શ્રીમંત થાય છે. પક્ષીઓ મરી જાય છે તેનો વિલાપ કોણ કરે છે? વરસ દહાડા સુધી તેની પાછળ મોહોડાં વાળી કોણ રડે છે તથા જમવા ખાવામાં કોણ શોક પાળે છે? ક્ષણમાં લાખો જંતુ મરે છે, ઊત્પન્ન થાય છે, અને ઉડી જાય છે. કોણ સ્થિર રહેવાનું છે કે કલ્પાંત તથા વિલાપ કરવો. કોઇ આજ, કોઇ કાલ, ચાલ્યા જવાના છીએ. નામ રુપનો નાશ છે. જાયું તે જાવાને માટે. જે અનિવાર્ય અવશ્ય છે તેનો શોક કરવો નહિ, કેમકે છે ત્યારે પણ નાશના મુખમાં છે; છે તે નહિ સરખું; બલકે નથી ને ભાસે છે માટે નથીજ–નિરંતર નષ્ટ છે. કાળ સર્વનું ભક્ષણ કરે છે. કાળરુપી માળીનો બગીચો–આ સંસાર રમણીય લાગે છે, કેમકે માળી કાપ કૂપ કરી નિંદણ દૂર કરવામાં હોંશિયાર અને ચાલાક છે. નાનાંથી મોટાં પ્રાણી સુધી સંહાર સિવાય શું નજરે પડે છે? જુને માખી, માખીને દેડકો, દેડકાને સાપ, સાપને નોળીઓ, નોળીઆને બિલાડી, બિલાડીને કૂતરો, કૂતરાને શિયાળ, શિયાળને સિંહ, સિંહને મેઘની ગર્જના, ગર્જનાને વાયુ, વાયુને પર્વત, પર્વતને વજ્ર, વજ્રને સુદર્શન ચક્ર, ચક્રને વિષ્ણુ, એ મુજબ એક પછી એક પરંપરાએ નાનાને મોટા ખાઇ જાય છે અને વિષ્ણુને બિચારાને એ બધા ભારે હલકા અવતારો લેવા પડે છે. વળી જુઓ કે મોટો દેવ અનેક નાના દેવોના જીવોથી થાય છે. માકડ, જુ, વગેરે આપણું લોહી પીએ છે. જીવ જીવને ખાય છે. મટોડામાં કીડા થાય છે. જળમાં મચ્છ કચ્છ થાય છે, વનમાં મૃગ સિંહ થાય છે, સ્થાવરમાં કીડી દેડકાં કીડા થાય છે, વિષ્ટામાં કૃમિ થાય છે અને એ બધા જે થાય છે તે મરે છે અને હસે રડે છે. "હસતી કુંપાળયાં; મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપુડિયાં." એમ ભાઇની ટોપી ભાઇને માથે થતીજ ચાલી છે; પરંતુ ભાઇ ચાલ્યા ઉઘાડે માથે એ વાત નિઃસંશય છે. માટે પોતે પોતાને દયા કરી પોતાને તારવાનું છે. પશુધર્મવાળા દેખાતા મનુષ્યને શો ઉપદેશ? ઊજ્જડ જગામાં ઠુંઠું શું કરે? તે કોઇને વિશ્રાંતિ આપતું નથી. ગળામાં દોરડાથી પશુ દોરાય તેમ ચિત્તની તૃષ્ણાદોરીથી મન ખેંચાય છે. વિષયકીચમાં ફસે છે; પથરા પણ તે જોઈ રડે છે. મન જીતાતું ન હોત અને તેથી સુખ ન હોત, તો બુદ્ધિવાન પ્રયત્નજ કરત નહિ. મન એ પણ ભ્રમ છે. માણસ કોહું જાણી કોલાથી બીહે છે તેમ મન જાણી જીવ પોતાનો નાશ માને છે. જ્યાં લગી મન છે ત્યાં લગી આત્મસત્તાનું વિસ્મરણ છે. મન સાપને વિવેક ગરુડ ખાઈ જાય છે. સંકલ્પ ચિત્તને પોષે છે, એ ચિત્તશત્રુને સંકલ્પનું દૂધ પાઇ વધારશો નહિ. આપણો સંઘાત તથા સંકલ્પ વિકલ્પ તથા [illegible] [illegible]

હું પણું સર્વ દશ્ય છે; એ તમામ અસત્ છે. શરીર, ઇંદ્રિયો, પ્રાણ, મન. એ સહુના સંઘાતને સંઘાત એવું નામ આપેલું છે. એ સહુ દશ્ય કોટીમાં છે. દશ્યના ત્રણ ગુણની છે તેનો હું સાક્ષી છું. તેનાથી અસંઘ રહુંછું. નથી હું, નથી જગત એવું એક નિરંતર ધ્યાન બની રહ્યું છે. જે છે તે છે, અને તે હું છું. નિર્વિકલ્પ આનન્દ તો અનુભવથી જણાય છે. આત્મા અનાત્મા વચ્ચે વિભાગ ભાસે છે તેજ મળ છે. વૃત્તિ દશ્યાકાર છે તે દ્રષ્ટાકાર થાયજ નહિ. દ્રષ્ટા તો છૂપો રહે છે. દશ્ય પરથી અનુમાન થઇ શકે કેમકે દશ્યનું ભાસવું એજ દ્રષ્ટાનું જોવાપણું છે. આંખમાં જોવાપણું ક્યાં છે તે શોધેલું જડે નહિ. દશ્યનું દર્શન એજ નેત્રની પ્રગટતા છે. પ્રગટ છે પણ તેને જુએ કોણ? પોતાને અવયવો હોય તો પોતે જુએ. શરીરને જુદું પાડીને એકને દ્રષ્ટા અને એકને દશ્ય કરીએ છીએ. હું મને જોઉં છું. આખા શરીરમાં જોવાપણું હોય તો તમે તમને કેવી રીતે જુઓ? આત્મામાં તેમ છે. આત્મા અને જગત્ એ બેમાં અંતર શો છે? દ્રષ્ટા દશ્યમાં જે દર્શન છે તે આત્મા, અને જગતમાં એકપણાનો અનુભવ છે તે આત્મા. અદ્વૈત એકજ " તત્ત્વમસિ " મહાવાક્ય છે.



તા. ૧૭-૯-૧૯૦૩.

## ૪૨. અદ્વૈત.

सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् ।

छान्दोग्योपनिषत्.

અર્થઃ—હે સોમ્ય ! અગ્રે આ એકજ અદ્વિતીય હતું.

હું અને જગત્ જુદા એ ભેદ તેજ વિભાગ અને એ કલનાનો મળ માયા છે. નિદ્રામાં અજ્ઞાન છે. નિશાથી ઉંઘ લાવે તેથી જીવનમુક્તિ નથી. નિદ્રામાં જ્ઞાનસ્વરુપ સામાન્યરુપે છે અને તેના ઉપર અજ્ઞાન જ્ઞાનને આધારે વિશેષરુપે રહેલું છે. પણ નિદ્રામાંથી પાછા જાગીએ છીએ એટલે કે નિદ્રામાંથી પાછો ઉદ્દભવ થાય છે. જ્ઞાનસ્વરુપની અખંડ સ્થિતિ નિદ્રામાં અનુભવાતી નથી અને કાયમ રહેતી નથી, તેથી આત્માનુભવ ત્યાં થતો નથી. પણ નિદ્રામાં હોઇએ ત્યાં ભેદ નથી એટલું તો નક્કી તેથી તે વેળા દુઃખનો અત્યંતાભાવ છે. દુઃખ છે તે ભેદના ભાવમાં છે. અદ્વૈતસ્વરુપ સુખરુપ છે. એક કે ત્રણ અનુભવમાં આવે પણ દ્વૈત એટલે બેપણું તો કોઇને અનુભવમાં આવેજ

નહિ. હું અને તમે એ બન્નેનો અભાવ વચમાં રહ્યો હોય તોજ હું અને તમેનો ભેદ થાય. અભાવ વસ્તુરુપ નથી તેથી દ્વૈત છે એમ જો કહો તો અવસ્તુ ભેદ કરે નહિ. છતાં જેને અવસ્તુ માનો છો તે ભેદ તો કરતી ભાસે છે, માટે અભાવ છે તે ભ્રાંતિ છે. અભાવની નીચે આધાર છે. આધાર દરેકની નીચે છે. અભાવની નીચે ભાવ છે. ત્રણ વગર ભેદ નથી પણ દ્વૈત ભાનમાં આવે છે. અભાવના ભાન છતાં પણ અભાવનો અભાવ છે, તેજ સંધિ કહેવાય છે. અભાવનો પ્રકાશ ચૈતન્ય વગર થાય નહિ. પણ વૃત્તિજ્ઞાન થતું નથી તેથી એજ સંધિ સમજવી. વિશેષ ભાવની છાયા એ પણ સત્તા છે. વિશેષ ભાવ ન હોય ત્યાં તો સામાન્ય ભાવ બની રહ્યો છેજ. માટે અખંડ સ્વરુપમાં સ્થિતિ કરો એટલે ભાવના કરો કે "બ્રહ્મ સત્ય જગત્ મિથ્યા;" અને તે "હુંજ છું" એવી ભાવના કરો તો સત્ય જણાય. ભીંત ઉપર ચિત્ર થયું નથી; ચિત્ર ભ્રાંતિ છે. ભીંત ન જોવી અને ચિત્ર જોવું એ ભ્રાંતિ છે. માંદા હોઇએ ત્યારે ભીંત પર બાવા દેખાય છે; બીજાઓને દેખાતા નથી. જેને દેખાય છે તેને ભ્રાંતિ છે. મરતી વેળા કાંઈ કાંઈ ચિત્રની ભ્રાંતિ પડે છે. આત્મા ઉપર ચિત્ર વિચિત્ર જગત્ મન ઇંદ્રિયો વડે ભાસે છે પણ તેમાંથી ન જોઇએ અથવા તો મન ઇંદ્રિઓનો અભાવ થાય, તો અભેદ છે. જ્ઞાન નષ્ટ થયેલું નિદ્રામાં લાગે પણ જ્ઞાન વિશેષરુપે નથી એટલું જ; બાકી સત્તા ગઇ નથી. આંખ છે પણ પ્રકાશ નથી તેથી આંખની જોવાની શક્તિ ગઈ નથી. તેમ નિદ્રામાં મન ઇંદ્રિય ગઈ, પણ ચૈતન્ય સત્તા કાયમ છે. સ્વરુપમાં ભેદ કરી કલ્પિત પડદો કર્યો હતો તે લય થયો. ભીંત કહાડી નાખીએ તો અંદર બહારનો ભેદ મટે. ભીંત કાંઈ જમીનમાં નથી; ઉપર છે. જમીન તો સળંગ તેજ છે. અભેદ તો દેખાવો જોઇએ. મન ગયું કે ભેદતા ગઇ પછી અભેદતાને જુએ કોણ? તેથી તે નથી એમ જાણવુ નહિ. ભાન રહિત જ્ઞાન બની રહ્યું છે; દ્રષ્ટા દૃશ્ય નથી, અખંડ છે. બધું ભાનરુપ થાય છે ત્યાં વિશેષ ભાન શું કરે? યંત્રમાં લડાઓ, આગબોટો, વગેરે કાચમાંથી જોઇએ તો દેખાય નથી તે સત્ય ભાસે તેમ મન ઇંદ્રિયરુપી યંત્રમાંથી ચિત્ર વિચિત્રતા દેખાય છે, દ્રષ્ટાદૃશ્યમાં દર્શનથી ભાન ઊઠવું એજ અંતર છે. દર્શન દ્રષ્ટા હુંરુપ નથી જ્ઞાનરુપ છે. તેમજ દર્શન દૃશ્ય ઘટરુપ નથી. જ્ઞાનમાં હું, ઘટ, શોભા ક્યાંથી? ભેદ ઉત્પન્ન થાય કે દર્શન સત્ય છે અને તે હુંની નીચે તથા ઘટની નીચે પણ કાયમ છે. આત્મા ઉપર [illegible] બન્ને છે. અંતર નો જે અનુભવ તેજ અંતર છે. નવને ગણનારે અને દશમામાં અંતર શો? માનેલો અંતર છે; અનુભવમાં આવેલો તેટલો ભાનમાજ ભેદ છે. અનુભવથી હું અને ઘટ જુદા નથી. પહેલા ઍક્ષ્યમ (Axiom) થી હું અને ઘટ અભેદ છે. અનુભવસ્વરૂપ સત્ય છે; એ સિવાય બીજું કાંઈ નથી. અનુભવપ્રકાશ વગર દૃશ્ય

દેખાય નહિ. પણ અનુભવપ્રકાશ જોયા વિના દશ્યને આગળ કરીએ છીએ તેજ ભ્રાંતિ. પ્રકાશનો પ્રકાશ કરનાર નેત્ર છે તે ચર્મચક્ષુ નહિ. મુડદાની આંખ શું કરે? આંધળો અંબારામ કવિ અંતર ચક્ષુથી દેખતો કાને સાંભળે અને આંખ વગર ચિત્ર ખડાં કરી જોતો. શ્રવણઇંદ્રિય જેમ તેજદાર હોય છે, તેમ ઘ્રાણેંદ્રિય પણ તેજ હોય છે. કુતરાને ગંધમાં ચિત્ર ઉઠાવવાની સત્તા છે. પગલાંમાં પણ વાસ છે અને તે કુતરો પારખી શકે છે; તે ગંધશક્તિથી પારખે છે પણ આંખથી પારખતો નથી તેટલા માટે શોચની જરૂર છે. તેને ગંધમાં ખરી હકીકત જણાતી નહિ હોય એમ માનીએ તો આપણે આંખે જોઇએ છીએ તે ખરૂં જોઇએ છીએ એની શી ખાત્રી? અંદર કોઇ પણ રીતે ચિત્ર ઊઠે તે રીતે દ્રષ્ટા ઓળખ કરે છે. દુઃખી છું એ પણ અનુભવ અને આનન્દ એ પણ અનુભવ છે. માટે કોનાથી ડરવાનું છે? પથ્થર અને મનુષ્ય સમાન છે. પથ્થરનું પથ્થરપણું અનુભવમાં ભાસેથી છે નહિ તો જડ અસત્ છે. અનુભવમાં આવેથી પથ્થરને સત્યતા મળે છે, માટે દરેકને સત્તાસ્ફૂર્તિ આપે છે તેજ સ્વરુપ છે. સ્વાદનો લેનારો અને સ્વાદિષ્ટ વસ્તુ અસત્ છે. સ્વાદનો અનુભવ સાચો છે. હુંપણું દેહથી ઉપાડીને અનુભવ પર આરોપવું. એ વચ્ચે નિરાલંબ સાક્ષી સ્વરુપ છે, તે પર ધ્યાન કરવું. દર્પણમાં અથવા નેત્રમાં વાસ્તવિક આકાર થતો નથી, છતાં દરેક ચિત્ર પડે છે. જો બધા રહેતા હોય તો આખું ઢંકાઇ જાય; છતાં ઉપરા ઉપર બધાં ચિત્ર ભાસે છે છતાં એ નિરાલંબ છે. જ્ઞાનમાં બધું ભાસવા છતાં જ્ઞાન તેવુંને તેવું છે. આત્મા છુપો નથી પણ પ્રગટ છે. પરમાત્માએ જીવ સાથે એવી શરત કરી કે, હું એક બગીચો બનાવું અને તેના દરવાજા મોકળા રાખું; તેમાં એક બંગલો બાંધું; તેનાં બારણાં રાખું; તેમાં એક હીંચકો ટાંગું; તેના ઉપર હું બેસું અને તમને બધાને બગીચામાં ઊભા રાખું અને જે મને આવીને મળે તેને મારૂં સ્વરુપ અને મારૂં પદ આપું. નહિ આવી મળે તેટલાને બંદીખાને નાખું. એ શરત સવારે છ વાગ્યાથી તે સાંજના છ વાગ્યા સુધીમાં પૂરી કરવાની છે. જીવો તમાસો જોવાને સવારે છ વાગે દાખલ થયા પણ જુદાં જુદાં રમણીય વૃક્ષો, ફળ ફૂલ વગેરેની ખૂબી જોતાં સવારના નીકળેલા વખત ક્યાં જાય છે તેનો વિચાર કર્યા વિના, આ હમણાં જઇને હીંચકે ચડી બેસીશું, તેમાં કેટલી વાર લાગવાની છે? આ એક ફળ તોડીને અથવા એક ઝાડ જોઈને પછી નક્કી આપણે ખોટી થવુ જ નથી એવા ખોટા વિચારોમાં એક મૂકી બીજું મૂકી ત્રીજું, હમણાં પહોચીશું, એમ કરતાં સાંઝ પડી જાય છે અને શરતના વખત પૂરો થઈ ગયો કે પછી પસ્તાય છે. પણ આડું અવળું ન જોતાં ઘડીનો પણ વિલંબ કર્યા વગર, એકદમ સીધે રસ્તે સંસાર બગીચામાં કાયમ રહ્યા છતાં,

મોહિનીઓ તથા ખૂબીમાં જરાએ ન રોકાતાં, પરમાત્માસ્વરુપનું દર્શન પામે એવી તો કોઇ વિરલાને જ બુદ્ધિ ઉત્પન્ન થાય છે. બીજા તો જરાવાર રહીને એમ બહાનાં બતાવે છે. આ એક મારા નાના છોકરાની છોકરીના છોકરાનું અઘરણી આવે ને પછી આપણે વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરવો છે; હવે તો જરૂર. એમ વખત એક પછી એક લાલચમાં લંબાતો જાય છે અને આખરે પોતે કાળ આવે લાંબો થઈ પડે છે અને ધાર્યું પાર પડતું નથી. જે વસ્તુ પાસે જ છે, પણ જેનું દર્શન નથી, પ્રગટ છે છતાં મળવી કઠણ અને અસંભવિત લાગે છે, જેનો વિયોગ નથી, અને જેની મગદૂર નથી કે આપણાથી દૂર જઇ શકે. જ્યાં વસ્તુ છે, ત્યાં તે (સત્તા) સૌથી પહેલી છે અને પછી વસ્તુ તો દેખાય છે, તેને શોધવા નીકળવાનો પ્રયત્ન મિથ્યા છે. આકાશનો ઘડા સાથે અભેદ છે. માત્ર સ્વરુપ શું છે એ જાણવું એજ મોક્ષ છે. માટે અત્યંત વિયોગ કેટલેક જન્મે મટશે એમ નથી. અંતરનું અંતર કરેલું છે તે ચૈતન્ય પર દૃષ્ટિ જાય તો મટે. પોતાનું સ્વરુપ કાંઇ બજારમાંથી વેચાતું આણવાનું નથી.

---

તા. ૧૮–૯–૧૯૦૩.

## ૪૩. દૃષ્ટિફેર.

यत्र तत्र स्थितस्यापि कर्पूरादेः सुगंधिता ।
यथोदेति तथा दृश्यं चिद्धातोरुदरे जगत् ॥
अङ्गदत्वं यथा हेम्नि मृगनद्यां यथा जलम् ।
भित्तिर्यथा स्वप्नपुरे तथा द्रष्टरि दृश्यधीः ॥

**योगवासिष्टम्.**

અર્થ:—યત્ર તત્ર સ્થિત સતે પણ કર્પૂરાદિનો સુગંધ જેમ ઉદય પામ્યા વિના રહેતો નથી, તેમ ચિદ્ધાતુના ઉદરને વિષે દૃશ્ય જગત્ જાણવું. જેમ સુવર્ણમાં કટકત્વ છે, મૃગનદીમાં જલ છે, સ્વપ્નનગરને કોટ છે, તેમ દ્રષ્ટાને વિષે દૃશ્યબુદ્ધિ છે.

કોઇક ભાવરુપ અભાવરુપ એજ જગત્નું સ્વરુપ છે. ભાવ અભાવ ક્ષણિક સાપેક્ષક છે. પુસ્તકની આસપાસ પુસ્તકનો અભાવ છે પણ આકાશનો ભાવ છે. અભાવ કહીએ છીએ ત્યાં પણ અવસ્તુ નથી; આકાશ પોલાણ કાંઇ પણ છે. માટે ભાવાભાવ મિથ્યા છે. તેનો આશ્રય આત્મસ્વરુપ છે તેની ભાવના કરવી. ભાવાભાવની ભાવના તજો. વિશેષતામાં કાંઈ ખીલી આવતું નથી. ભાવનાથી વિશેષતા થઇ કે સામાન્યનો અભાવ ભાસે.

ભાવરુપતા આપવાને આકાર થવાની જરુર નથી. આકાર ઘણી જાતના છે; માટીનો ઘડો આકાર છે તે કૃતિથી થાય છે; દૂધનું દહીં તે પરિણામે થાય છે; ભીંત-પર લીટા કહાડવાથી, તેમજ કાગળ પર નખથી કાઢે તે આકાર; પાણીમાં લેહેરોથી પરપોટા થાય; અને આકાશમાં એની મેળે આંખના દોષે મોતનમાળ દેખાય; આત્મામાં ભાવનાથી જ વિશેષ ભાવ ઊઠે છે, કાંઈ ખરાં ચિત્ર નથી. અનુભવ શું નથી? સર્વ વસ્તુની ખાણ છે તેમાં બધું ભાસે છે. માટી તો ભૌતિક છે પણ અનુભવ તો સ્થૂલ સૂક્ષ્મ સર્વની ખાણ છે. તેમાં શું ચમત્કાર ન ઊઠે? ભાવાભાવ જગત્ છે. અનુભવમાં સઘળું ભાસે છે તે અનુભવ જ સ્વરુપ છે. "છું" બનો તેની સાથે "નથી" બનવું જ પડે. ગુરુ થયા તો ચેલા નહિ. પરિછિન્ન થયા તો બહાર બીજું બધું બને. અહંભાવના જ કહાડી નાખવી. જે છે તે છે, તે હું છું. "હું બ્રહ્મ છું" તો અબ્રહ્મ નહિ થવાય. બન્યા કે ઓળો-છાયો તૈયાર. જે બનો તેનો પ્રતિ-યોગી તૈયાર છે. સ્વરુપ ભાવાભાવથી રહિત છે. બે મોઢાની એક મૂર્તિ છતાં દ્વૈત નથી. જોવામાં માત્ર બે છે. વસ્તુમાં નિશ્ચય એક છે. વિરોધી એકજરુપ છે. વિરોધ દેખાતાં, વિરોધ નથી. સુખદુઃખ એકરુપ છે. એનું ચક્ર અલૌકિક છે. ક્રમ ચક્રાકાર છે માટે એક છે. જૂદી દૃષ્ટિમાં વિરોધ છે. ટાઢું ઊનું એક બીજાના ઘાતક છે. ઠંડુ પાણી દેવતાને ઓલવે; દેવતા પર પાણી બળે; અત્યંત ઠંડુ ઉષ્ણ થાય; હીમથી બળી જાય. ઊષ્ણતા અત્યંત વધારો તો ઠંડુગાર. એકજ છે-ડીગ્રીમાં ફેર માત્ર છે. સ્વાદમાં તૂરૂં, ખાટું, મીઠું, કડવું ઉત્તરોત્તર થાય છે. જમરૂખ કેરી કાચાં પાકાં જુઓ. એકજ માણસ છે, છતાં બાળક, જુવાન, ડોસો અને અવસ્થા ભેદ છે. ઘરડું તુરીયું કડવું; ઘરડું કડવું જણાય છે. સર્વ મનુષ્ય પણ માટીનાં પૂતળાં છે. ભ્રાંતિ દૂર કરો. ક્રિયા કાંઇ નથી. સાપને લાકડીથી મારો તોપણ નિવૃત્ત થશે નહિ; મનથી કાઢી નાખવો જોઇએ. નિદ્રામાં રોજ મુક્ત થાઓ છો. મૂળ તો સર્પની સત્યતા જવી જોઈએ. નિદ્રાથી જાગે જગત્ ખડું થાય છે. જગત્ મનમાં કાયમ છે, તે મુક્તિ ન કહેવાય. મુવા પછી મુક્તિ નથી. દેહ સિવાય મુક્તિ નથી. ( यं यं वापि स्मरन् ) વગેરે. મરણ સમયે यथा मति स्तथा गतिः એ ઉપાસક માટે છે. બહાર મૂર્છા છતાં અંદર સાવધ છે. આ દેહનો કંટાળો થાય છે અને મુખ્ય વાસ-નાનો દેહ આગળ ખડો થાય છે અને તે પ્રિય લાગે છે અને તેમાં પ્રવેશ કરે છે. મરેલાની આંખથી તેનો મારનારો પકડાય, કેમકે તે મરતી વખત તદ્રુપ થાય છે. તે ખુનીની છબીની છાપ મારનારની આંખમાં પડી રહે છે. મરનારની વાસના એકજ તદ્રુપ બને છે તે છેલ્લી છબી છે. બીજી કોઈ છબી નહિ હોવાથી તે પડી રહે છે. તેને પ્રયોગે કરી છબી પાડી લઈ પકડી

શકાય છે. જો કે તે પુનર્જન્મ તે ખુનીનો લે છે પણ એ ખુની પકડાઈ આવે છે. વૃત્તિ તીવ્ર થાય ત્યાં એમ બને. એક તાજવામાં સંકલ્પ અને બીજામાં દેહ. ભ્રાંતિને ભ્રાંતિ રુપે જાણી તો તેનો ભય શું? જગતની સત્યતા એજ સંસારનો રસ-જીવન છે તે નષ્ટ થાય તો સૂકું કાષ્ટ; નવો ફણગો ફૂટે નહિ. લાકડાનો સાપ બચ્ચાં જણે નહિ. કદાપિ ખાય પીએ પણ તે યુક્તિથી. જગત જો મુડદું થયું તો ડર કોનો અને પુનર્જન્મ કયાં છે? સત્ય નથી. આપણે સત્યતા આપીએ છીએ. ભાવનાથી ખોટો તે ખરો અને ખરો તે ખોટો થાય છે. ખેડુતનો સાપ બાઈડી મૂવા પછી પોતાને ખબર પડેથી મરણ કરતો હતો. કેદીનું ઑપરેશન ( Operation ) ભાવનાથી મૃત્યુને આપતું હતું. સ્વપ્નના પદાર્થો પણ ઇંદ્રિઓથી સિદ્ધ થાય છે તેને તમે મિથ્યા કેમ કહો છો? એજ ઇંદ્રિઓ જગતના પદાર્થોને ખરા સિદ્ધ કરે અને સ્વપ્નના પદાર્થોને ખોટા સિદ્ધ કરે ત્યારે તો ઇંદ્રિઓ ખોટા ખરા સિદ્ધ કરે છે તો તે નિરંતર છે. એવા સાચા જુઠા સાક્ષીને કોણ માને? આ જગત વારંવાર દેખાય છે તેથી સત્ય કહો તો કાશી એક જ વાર જોઇ છે માટે ખોટી કેમ માનતા નથી? ૧. વિષયાસક્તિ, ૨. મંદબુદ્ધિ, ૩. કુતર્ક, અને ૪. દુરાગ્રહ એ ચાર વર્ત્તમાન પ્રતિબંધ છે. સ્વલ્પ સંકલ્પ સ્વપ્ન છે અને તીવ્ર-દ્દઢ સંકલ્પ જાગ્રત છે; પણ બન્ને સંકલ્પો છે તેથી મિથ્યા છે. ચિત્તના ઘોડા પર ચડયો કે તે ધબુક ધબુક ધક્કા ખાવાનો, ને પ્રસંગે પડવાનો પણ ખરો; તેને પડવાનો ભય છે. સ્વરુપની સપાટી પર કાંઈ સુખદુઃખ નથી.



તા. ૧૯-૯-૧૯૦૩.

## ૪૪ તૃષ્ણારૂપી કૂતરી.

कतमो याज्ञवल्क्य सर्वान्तरो योऽशनायापिपासे शोकं
मोहं जरां मृत्युमत्येत्येतं वै तमात्मानं विदित्वा ब्राह्मणाः
पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थायाथ
भिक्षाचर्यंचरंति ॥

बृहदारण्यकोपनिषत्.

**અર્થ**:—હે યાજ્ઞવલ્કય! જે ક્ષુધા તૃષાથી મુક્ત, શોક મોહ જરા મૃત્યુની પાર, સર્વાન્તર છે તે કીયો? તે આ આત્મા, જેને જાણી બ્રાહ્મણો પુત્રૈષણા, વિત્તૈષણા, લોકૈષણાનો ત્યાગ કરી ભિક્ષા ચરે છે.



ચિત્ત સંસારરુપી બીજની કણીકા છે-જીવરુપી પક્ષીને બંધન જાળ છે. દાગીના સોનાના છે તે પરસ્પર જૂદા છે, અને વચમાં સોનાનો અભાવ છે, પણ ચૈતન્ય સત્તા આખો એક ગઠ્ઠો છે, તેમાં અભાવ કોઈ જણાએ નથી. ચિત્ત વિસ્તારને પામેથી મોહ ઉત્પન્ન કરે છે. માટી

તુચ્છ છે તેજ સૂવર્ણ, હીરા, માણેક, મોતી, પશુ, પક્ષી, મનુષ્યરુપે થઈ મોહ કરે છે. વિસ્તાર પામવાનું કારણ સંકલ્પ છે. મનુષ્યનો સંકલ્પ કે ઇશ્વરનો સંકલ્પ. સુથારના સંકલ્પે કેટલાં રુપ થાય છે? ખુરશી, ટેબલ–જેવો સંકલ્પ. મટોડા પહેલાંનો ક્રમ. ચિત્ત, આકાશ, વાયુ, જળ, માટી વગેરે રુપે થયું છે. માણસ મટોડાનું પૂતળું છે. સંકલ્પ સ્થૂલતાને કેમ પ્રાપ્ત થયો? મટોડું સોનું કેમ થયું? કાર્ય કારણમાં સાદશ્ય છુપાયું તેથી ભેદ ભાસે છે. ઝાડ, ડાળાં, ફળ, ફૂલ જુઓ જાણો છો તેથી કહો છો કે એકજ ઝાડનાં છે અને એકજ બીનાં પરિણામ છે. એકજ અન્ન, રૂધિર, હાડ, માંસ, ધાતુરુપે થાય છે. મૂળ પરિણામનો સંબંધ ન મેળવે તે મોહ. એકતા મેળવે તો જ્ઞાન. ચિત્ત વિસ્તર્યું કે તૃષ્ણાની વેલી વધી. મારૂં તારૂં ડાળાં થયાં કે પલ્લવ ફૂટયાં કે મૂર્છા; સ્વરુપને ભૂલ્યો. અંદર જાગતો પણ બહારથી ભૂલે તે મૂર્છા. ગાઢ મૂર્છામાંથી જાગે નહિ. વસ્તુની કિંમત પણ વિપરીત બતાવે છે; દષ્ટિ ફેર છે. મનુષ્ય સોનાની લાલચ કરે છે. પશુપક્ષી સોનાને શું કરે? ભાવના ફેર છે. તૃષ્ણાથી તુચ્છ વસ્તુની કિંમત વધે છે. તૃષ્ણા અંધારી રાત છે. એ વાદળામાં જ્ઞાન-સ્વરુપ ઢંકાઇ જાય છે. ચિત્રવિચિત્ર પદાર્થ જુએ છે અને તે જેમાં ખીલેલાં છે તે સ્વરુપ દેખે નહિ. તૃષ્ણા તરવારની ધાર જેવી શોભીતી–કોમળ સુંદર છે, પણ સ્પર્શ કરે તો નાશક છે. તૃષ્ણારુપી કુતરી (કુકકુરી) દેહ ઉકરડા પર ચિત્તરુપી ઘરમાં રહે છે. હૃદય છિદ્રમાં તૃષ્ણા સર્પિણી નથી તો શાંતિ છે. મનુષ્યને તૃષ્ણારુપી કીડો પેઠો તો મન પ્રફુલ્લિત રહે નહિ. તૃષ્ણા નદીમાં જીવ તૃણવત્ વહે છે. તૃષ્ણારુપી યંત્ર જીવ પૂતળાને ભમાવી નચાવે છે, ઊંચ નીચ યોનીમાં નાખે છે. તૃષ્ણા છે તો પુનર્જન્મ, સ્વર્ગ, નર્કના તર્ક છે. સંસાર દુઃખરુપ છતાં છૂટે નહિ. ચક્કરે ચડેલો શું કરે? એકદમ અટકે તો ધબ દઇને પડે. ગધેડે બેઠેલો ઘેરજ ઉતરે. બૅટરી (Battery) પકડી તે ધડધડ નસો બોલતાં છૂટે કેમ? લીલા ઘાસની લાલચે હરણ ફસાયાં છે. ઇચ્છા આનન્દરુપ ભાસે છે. આશા વિનાનું જીવતર વહાલું લાગતું નથી; પાયમાલ થતાં પણ આશા પર નીભે છે. જોશી કહે છે કે એક દશા ઉતરવા દો બીજી સારી આવશે. ટકાવી રાખે તેનેજ સ્વરુપ માને છે પણ તૃષ્ણાજ ખાડામાં નાખનાર છે. તૃષ્ણારુપી રાક્ષસી ઉત્સાહ કલેજું ખાનારી છે. ચિંતા ચીતા સમાન છે. તૃષ્ણાવાળાને બાળક પણ નચાવે. જ્યાં તે લાલચે બાળક દોરવે ત્યાં તે જાય છે–કહે તેમ કરે છે. સ્ત્રી સુંદરીને સિંહની વાત જુઓ; નખવાળા પંજા કઢાવી નંખાવ્યા. બે બાયડીનો ડોસો વાળ ઉખડાવી ટાલિયો થયો. સોનાના વાસણમાં વિષ્ટા છે તો તેને હાથ પણ કોણ અડકાડે? ધોઇને લે. તૃષ્ણાની વિષ્ટાથી હૃદય નીચ થયું છે. રાવણની સોબતે સમુદ્રનો

મહિમા ઘટયો છે. તૃષ્ણાથીજ વિષ્ણુને ચતુર્ભુજ થવું પડયું છે; એક મુખ મૂર્તિ બનવું પડયું છે, ઇંદ્રનો પક્ષપાત કરવાથી વામન થઇ બળીને ઘેર દાન માગવું પડયું. સૂર્ય પણ નિયમે બંધાયલો ફરે છે. હું આવોજ થાઉં એ તૃષ્ણા ચૌદ લોકને ભમાવે છે-બંધનમાં લે છે. દોરડીથી બંધાયેલા છૂટે પણ આ બંધનથી છૂટે નહિ. ગુરુ શું કરે? પોતાને પ્રયત્ને છૂટે. તૃષ્ણાવાન્ મુકત નથી; તૃષ્ણા રહિત મુકત છે. કલ્પના ન કરો. તારા સંકલ્પની ખોટી ઊભી કરેલી વસ્તુમાં શું તૃષ્ણા કરે છે? તારી પાસે શું નથી? પૂર્વ અપરનું અનુસંધાન કરાવે તે સંકલ્પ. અનુસંધાનનો ત્યાગ કર. વર્તમાન થવા દે; પૂછડા રહિત કરી વર્તમાન થવા દે. ભૂત ભવિષ્ય દેખાતાં નથી-પૂછડાં લંબાવે છે. પૂછડીઓ તારો જુઓ. વર્તમાન ક્ષણે ક્ષણે ચાલ્યું જાય છે. ભય પણ આવ્યું કે જાય છે તેમાં શું બંધન છ? સોનાને ગાળી લીધા પછી દાગીનાની સત્યતા નથી માટે અનુભવ ખરો છે. પદાર્થ શેષ રહ્યો નહિ. બરફી તો ખવાઈ ગઇ. મન પણ કાંઈ વસ્તુ નથી તે અનુભવ જ છે. પદાર્થ રહિત પ્રકાશ અનુભવસ્વરૂપ છે. હું તુંની ફોકટ કલ્પના ન કરો. માટીના છે તેમાં હાથી ઘોડા કરી વિયોગ ન કરો; અખંડતાનો ભંગ થાય છે. કડકા કડકા ન કરો. જાણ્યા છતાં ભાવના ભેદની છે. અનાત્મ ભાવ કાઢી નાખો તો તમે જ્ઞાનવાનના શિરોમણી છો. તમારા હાથમાં છે. "અહં" પોતાને વિષે એજ અપવિત્ર છે. પરિછિન્નતા કાઢો, પાંચમી ભૂમિકાએ પોહોંચ્યા. પૂર્ણ નિશ્ચય એ ચોથી ભૂમિકા છે. પાંચમી એ અપરોક્ષ છે; ચોથી પરોક્ષ છે.

---

તા. ૨૦ ૯-૧૯૦૩.

## ૪૫. પરમાર્થતા.

बन्धमोक्षदशाहीना द्वित्वैकत्वविवर्जिता ।
सर्वैव ब्रह्मसत्तेयमित्येषा परमार्थता ॥

**योगवासिष्ठम्.**

અર્થ—બન્ધમોક્ષ દશાથી રહિત, દ્વિત્વથી કે એકત્વથી અત્યંતવર્જિત, એવી બ્રહ્મ સત્તાજ સર્વ છે—એ પરમાર્થતા.

સુવીતજ્ઞાન થયુ તો અત્યનુ ચૈત્યપણું મટી જશે. પોતાને પરિચ્છિન્ન [illegible] કરવાથી જગત્ બને છે, "હું આત્મા છું" એ નિશ્ચયથી ચિત્તની શાન્તિ છે. નિરોધથી ક્ષણિક શાન્તિ થાય પણ કુતરાની પૂછડી વાંકી તે વાંકી. પાણીમાં દબાવેલી તુંબડી ડૂબે પણ દબાણ દૂર થતાં પાછી ઉપર આવે. માટે ભેદબુદ્ધિ અસત્ય થવી જોઇએ. સંકલ્પ વિકલ્પ કે નિશ્ચય છેજ બાહ; આત્મ-

તત્વજ છે. આત્મસૂર્યથી ચિત્તઅંધારૂં નષ્ટ થાય છે. મન માને ત્યાંસુધી ભય છે. ભેદનું ભાન એજ મનનું સ્વરુપ છે. ભેદ નહિ છતાં ભેદ ઉત્પન્ન કર્યા છે. તેનાં કારણો ભાન અને શબ્દ છે. અખંડસ્વરૂપમાં ભાવ અભાવ પ્રતીત થયા કે ભેદ ઊઠયો. એકજ વૃત્તિમાં ભાવ સાથે અભાવ ઊઠે છે તે એકજ છે. ઘટ શબ્દ નામ આવ્યું તેથી માટીનો માટીથી વિયોગ કર્યો, એ વિયોગ કયાં થયો ? નામનો થયો. માટીથી માટીનો વિયોગ એ વાતજ હસવા જેવી છે. માટીનાં પૂતળાંઓ કોઈ સ્થિર, કોઇ ચાલતાં, બની રહ્યાં છે. એક માટીના અનન્ત ભેદ, કોઈ બોલે, કોઈ ચાલે, કોઈ પડી રહે. અનન્તભેદ વ્યવહારમાં, કલ્પનામાં, ભ્રાંતિના છે, ભેદ માનીને વળી સત્યતા માની કે ઘડો માટી નથીજ એ મનનું સ્વરૂપ છે. એ ભેદને અત્યંત નષ્ટ કરો. જાણતા છતાં ભમાવે છે માટે દૃઢ થવાને એકની એક વાત ફરી ફરીને ધ્યાનમાં લેવી તેથી પુનરુક્તિદોષ થાય છે એમ સમજવું નહિ. દઢ થાય ને ભેદ ભાસે નહિ તો મનનું મનપાણું ગયું ને સર્વાત્મા દૃષ્ટિ થઇ. જે વિયોગ નામનો થયો છે તેનો યોગ કરવાનો છે, માટે કરવાનું કાંઇજ નથી–સમજવાનું છે. જુદાપણું મટાડવાનો ઉપાય છે કે નામરુપ નીકળી જાય તો એકસ્વરુપ છે તે છે, સ્વપ્નમાં વિયોગ થાય કે હું વિલાયત ગયો છું; જાગીને જોતાં ગાડીઘોડાનો ખરચ કરવો પડતો નથી પણ વિલાયતથી ઘેર આવેલાજ છીએ; કેમકે ઘરમાંજ હતા–ગયાજ નહોતા. ખરા ગયા હોઇએ તો પાછા આવવાને સાધન જોઇએ, માટે ભ્રાંતિ દૂર થાય તો ઘેરજ છીએ. આ પરમાર્થયોગ કહેવાય છે. વિના યોગ ભ્રાંતિ છે. મન નહિ રહ્યું તો ભ્રાંતિ શી ? પથ્થર ભયરહિત છે. ભય શરીરને નથી અને આત્માને પણ ભય નથી. મોજાંથી હું ડૂબી જઇશ એવી સમુદ્ર ફીકર રાખે નહિ. મનેજ ભય માનેલો છે માટે મનનો ત્યાગ કરો, કેમકે મન થયુંજ નથી એ નિશ્ચય છે. ચિત્તરુપી વૈતાળ એટલે ભૂત વળગેલું છે. ભૂત હોય તોપણ દેખાતાં નથી; જપ કરે તો આવે છે. કલ્પનારુપે આવે; ભાવના કરે તે થાય. ઉલટો ક્રમ થાય તો નિવૃત થાય. "( **एकोहं बहुस्याम्** )" ભૂતને નિવૃત્ત કરવાને "તે હું જ છુ" એ જપ જપે તો એ ભૂત નષ્ટ થાય. એવી રીતે હૃદયમાંથી ચિત્ત વૈતાળને નષ્ટ કરો. ભય બીજાથી છે. સાપને પોતાના ઝેરનો કે વાઘને પોતાનો ભય નથી. દાંતનો ભય જીભને નથી. કેમકે જુદા છતાં એકપણું માનવાથી તેની એકભાવના છે. દ્વૈત એજ ભય છે. જુદાપણા વગર ભય થતો નથી. ભેદબુદ્ધિ કાઢી તો ભય નથી. ઉદ્વેગ અજ્ઞાનથીજ થાય છે. હવે શું થશે ? થશે કે નહિ? એવી કલ્પના અથવા સંકલ્પ કરે તો ઉદ્વેગ નિશ્ચે થાય. નિશ્ચય હોય તો ઉદ્વેગ થાય નહિ. સંશયમાં ઉદ્વેગ છે. સંશય એજ જીવનું સ્વરુપ છે, માટેજ કહ્યું છે કે " **संशयात्मा विनश्यति.** " કૉન્ફીડન્સ ( Confidence ) ની જરૂર છે.

સહુ થઈ રહેલુંજ છે. શું થશે ? થનાર થશે. કૌતુક જોનારને છે, બાકી નાટકીઓને કૌતુક નથી, તે તો નિસરણ પ્રમાણે ભજવ્યાજ જાય છે; તેને મન તો એક પછી એક શું આવશે તે નક્કીજ છે. જોનારને ખબર નથી ત્યાંલગી નવું છે. જોનારને પડદાને લીધે હમણાં અદશ્ય છે. લગ્નમાં વરઘોડો નીકળે છે તેમાં વરઘોડાનો ક્રમ તો નક્કીજ છે. એકેક જાય ને બીજું આવે. ઉંચે બેઠેલાને અડધો ગયો અડધો આવવાનો છે એવું નથી; તેને તો જે આવે છે તે વર્તમાનજ છે. અલ્પજ્ઞને પડદા છે. સર્વજ્ઞને વર્તમાનજ છે. માછલું, ઝાડ, પથ્થર, પોતે શું અનુભવ લે છે તે તેજ જાણે. વિશેષ રૂપ જાણે તે વિત્ કહેવાય. બાકી પુરુષનો અનુભવ સ્ત્રી જાણે નહિ; માત્ર વેશ લઈ શકે. તદ્રુપ થાય તો સર્વવિત્ થાય. પરકાયા પ્રવેશ કરી તેની ચિત્કલના તેનાથી અતીત થઈને લેવાય. પક્ષી, ડાળ, સંયોગ, એ એકદેશી સંયોગ એટલે સંબંધ છે પણ આત્માનો સંબંધ સંપૂર્ણ રુપે છે. એકેક જીવ પૂર્ણ બ્રહ્મ છે. દેહ દષ્ટિએ પણ પૂર્ણ અને આત્મદૃષ્ટિએ પણ પૂર્ણ છે. સંકલ્પમાં સૃષ્ટિ ભાસે છે તો આપણે પૂર્ણ થયા. સ્વપ્નમાં દષ્ટશ્રુત સૃષ્ટિ છે. સ્વપ્ન સૃષ્ટિનો પણ આદિ અંત નથી. અનંત કોટી બ્રહ્માંડ તમારા એક સંકલ્પમાં કયે ખૂણે પડયાં છે ? તેમજ કીડીની સૃષ્ટિ તેના સંકલ્પમાં છે બહાર નથી. હું તું ઉપલક દષ્ટિમાં છે. સ્થૂલ સ્વરુપ દેહ છે તેમ સ્થૂલ સૃષ્ટિ છે. દેહને દીઠા વગર સ્થૂલ નજરે આવતું નથી. દેહનો પસારો સ્થૂલસૃષ્ટિ છે. દેહ પર સુખદુઃખ આણવાને ઊભો થયેલો છે. એ ભાન સાથે ઊઠે છે. અભાન સાથે લય થાય છે. ટોચકું ઉંચકયું કે બધું ઉંચકાય છે. છત્રીનો દાંડો આખી છત્રીના પસારાને ઝીલવા સમર્થ કરે છે. તમે હાલો તેમ સ્થૂલ જગત્ હાલે છે. સમજુત ને સમજુતમાં ફેર છે તેથી ક્રમ માટે વ્યવહાર જાળવવાનો છે. દ્રષ્ટાની દૃષ્ટિ તેજ સૃષ્ટિ છે. દ્રષ્ટા એટલે જોવાવાળો; જે નહિ જોવાય એવું હોય તેને ખોટું ખોટું જોવાવાળો ખોટો જાણવો. જીવપણું કાયમ રાખી આત્મા જોયો હશે તો જોવાશે નહિ. ભુંસી નાખવાની કાંઈ જરુર નથી. વગર ધોયે સમજી લેવું, કે અક્ષર કાગળ પર છેજ નહિ, અને છે તો ભલે રહ્યા. વ્યતિરેક અન્વયથી જ્ઞાન કરી લેવું. શ્રી ગીતામાં " જીવ મારા અંશરુપ " કહ્યા છે. સાંખ્યના મત પ્રમાણે અંશ માનવાનો નથી. આખામાં ને અંશમાં, પૂર્ણપણું, અભેદ, ધર્મની સમાનતા બતાવવાનો હેતુ છે. ચિત્ત, દેહ સાથે બીજા વિષયોથી–વસ્તુઓથી ચોંટેલું છે તે ઉખેડવું જોઇએ. વૈરાગ્ય ઉત્પન્ન થયો છે તો મોક્ષ થશે. ગર્ભિત તૃષ્ણા, વાસના, રહેવી ન જોઇએ. તૃષ્ણા જવી જોઇએ. લોકૈષણા, વિત્તૈષણા, પુત્રૈષણા, ત્રણે દૂર થવી જોઇએ; લોકૈષણા દૂર થવી મહા મુશ્કેલ છે. લોક ખરાબ કહેશે એવો ભય રહે છે પણ કોઈ શોધીને લાવતું નથી કે ખરાબ કહેનારો કયાંસુધી ખરાબ કહેશે અને કહેશે તો ભલે કહેશે; હું તો સત્ય માર્ગે લોકૈષણા નહિ રાખું.

---

તા૦ ૨૧-૯-૧૯૦૩.

## ૪૬. મુક્તિ.

शकुनीनामिवाकाशे जले वारिचरस्य च ।
पदं यथा न दृश्येत तथा ज्ञानविदां गतिः ॥

शङ्कराचार्याः

અર્થ:—આકાશમાં પક્ષીનાં કે જલમાં જલચરોનાં પગલાં જણાતાં નથી, તેમ જ્ઞાનીઓની ગતિ જણાતી નથી.

શરીરનું થઇ અહંકાર છે તો અહંકાર ત્યાગે શરીર કેમ રહેશે? અને શરીર નહિ રહેશે તો ચેષ્ટા કેવી રીતે થશે? એવી શંકા કરવાની જરૂર નથી, કેમકે જ્ઞાનમાં વાસનાનો ત્યાગ થાય છે. ત્યાગ બે પ્રકારે છે: ધ્યેયત્યાગ અને જ્ઞેયત્યાગ. ૧લો. હું કાંઈ બનેલો નથી અને બીજા પદાર્થ છે નહિ એમ માની આત્મપ્રકાશથી શીતળતાને પામે છે. ક્રિયા થાય તો પ્રયોજન વિના લીલા માત્ર છે. વાસનાત્યાગી જીવનમુક્ત છે. અને ૨જો. મન સંયુક્ત દેહવાસનાનો ત્યાગ તે જ્ઞેયવાસના છે તે વિદેહમુક્તિની સ્થિતિ છે. ઉન્મત્ત થઈ રહે; કૂદે કરે પણ કાંઈ ભાન નહિ. રડે હસે પણ કાંઇ કરવાનું ભાનજ નથી; પોતે ત્યાગ કર્યો તેનું પણ ભાન નથી. જ્ઞેય ત્યાગવાન્ સાતમી ભૂમિકાએ છે. જનક જીવનમુક્ત હતા. જીવનમુક્તને મનની પ્રતીતિ છે, પણ જ્ઞાનદૃષ્ટિ બની રહી છે તેથી સંતાપ થતો નથી; મનનું મિથ્યાપણું જાણ્યું છે. સંસારમાં ઇષ્ટ અનિષ્ટ ભેદ કાઢયો તો સુષુપ્તિ અવસ્થા છે. મજુર કે ગધેડું માટી લાવે છે તેને રાગદ્વેષ નથી. માટીનો અને એનો સંબંધ ઇષ્ટ અનિષ્ટ બુદ્ધિ રહિત છે. સ્વરુપને વિષે જીવનમુક્ત જાગતો જોધ છે. અંતરમાં આકાશવત્ નિર્મળ છે. આવી પડે છે તે કરે છે; આવી મળે છે તે લે છે; લાભ હાની જોતો નથી; મેં કર્યું એવી તૃષ્ણા અને અહંકાર નથી; ગાજરની પીપી વાગી તો વાગી નહિ તો કરડી ખાય છે; અર્થ સિદ્ધ કરવાના હેતુથી કરતો નથી, પણ પ્રસંગ આવ્યો માટે કરે છે. તૃષ્ણાથી બંધાયેલો કલનાથી કલંકિત થયો છે. તૃષ્ણા અને મમત્વનો ત્યાગ એ મોટી ઉદારતા છે. સમુદ્રવત્ અક્ષોભચિત્ત રહે; આ જગત્ ભ્રાંતિ માત્ર જાણે. તૃષ્ણા પણ ભ્રાંતિ છે. તારે ને તૃષ્ણાને શું-સંબંધ છે? તૃષ્ણાની લેહેરો મિથ્યા છે. દરેક વસ્તુનો ત્યાગ થઇ શકે છે. નેપોલીઅન સત્ય કહે છે કે: "કાંઈ પણ અશકય છે જ નહિ." શરીરમાં આત્મબુદ્ધિ એવી રીતે કરે કે દેહ તે હું છું, માતાપિતાથી ઉત્પન્ન થયો છું એજ બંધન છે—એજ ભ્રાંતિ છે—અને એજ અસમ્યક્ દર્શન છે.

ભાવપદાર્થથી અતીત છું, અતિ સૂક્ષ્મ છું, સાક્ષી પ્રકાશક છું, એ શાન્તિરુપ મોક્ષને ઉજ્વલિત કરનારી ભાવના છે. જે જે જગત્‌જાળ ભાસે છે તે હું જ છું-અનંતરૂપે ભાસું છું-એ ભાવના મોક્ષદાયી છે. હું અને જગત્ અસત્ય છીએ; એથી પર સન્માત્ર છે તેજ છે; એ જ્ઞાન મોક્ષ છે. વૈરાગ્યથી અંતઃકરણ શુદ્ધ હોય તો મોક્ષ નિશ્ચય ઉઠે. તૃષ્ણાસુગંધીથી ભમરો ભમે તેમ સંસારબગીચામાં ભમતો મનુષ્ય હું દેહરુપ જીવરુપ પિતાના પુત્રરુપ છું એવો નિશ્ચય કરે. એવા આંધળા હાથીને નદીમાં ઉછાળા મારતાં કિનારો જડે નહિ. અર્જુનને સંસારની સત્યતા જણાઈ તેથી ધર્મ માટે પણ સગાંઓનો વધ કેમ કરૂં એવી બુદ્ધિ તેણે બતાવી. શ્રીકૃષ્ણને તો જન્મથી જ હું વસુદેવ દેવકીને પેટે પુત્ર છું એવી બુદ્ધિ રહી નહિ. માટે સંસારમાં જે નહિ બૂડે તે જીવનમુ છે. સંસારમાંક્ત બૂડવું અથવા સંસારમાં વહેવું કોને કહે એ વિષે, કેટલીક સૂચના શ્રીસ્વામિનારાયણે આપેલી છે તે વ્યવહારિક મનુષ્યોને અતિ ઉપયોગી છે. મહાત્માને રાગદ્વેષ સંભવતો નથી, નહિ તો તે મહાત્મા નહિ. આત્મસ્વરુપ એક બેથી રહિત છે-તેજ સર્વ-રુપે ભાસે છે. આનન્દરુપ તમેજ છો-કદી દુઃખ નથી-તમે સર્વના પ્રકાશક છો. નેત્ર ઉઘાડો તો જગત્ આખું છે. દિવ્ય ચક્ષુ ઉઘાડો તો ચર્મચક્ષુ બંધ થાય અથવા ભલે ઉઘાડાં રહે તોપણ જગતનો નાશ બલ્કે અત્યંતાભાવ છે. ઘડો તૈયાર થયો કે આકાશથી ભરાઇને નીકળે; એમાં કોઈ આકાશ ભરતું નથી કે એને માટે કાંઇ નવું આકાશ પેદા થયું નથી. આકાશ તો છે તે પણ ઘડા સાથે ફરે છે. ઘડો ફૂટે તોપણ આકાશ છે. જન્મ સાથે આકાશ જન્મ પામ્યું નથી. તમે અજર અમર છો. દેહ પડેથી સ્મશાનમાં ઘડો ભલે ફૂટે પણ જીવનશક્તિનું જીવન તમે છો તેનું મરણ કે લય કયાં છે? સૂર્યમાં પોતા-નામાં ઊગવું આથમવું હોય નહિ; તેને તો સદા મધ્યાન્હજ છે અને તે તો જ્યાં છે ત્યાંજ છે. આપણી પૂઠ ફરે છે એટલે આપણે સૂર્યને અસ્ત થયો કહીએ છીએ; તેથી સૂર્યમાં કાંઇ ફેર પડતો નથી, અને આપણી પૃથ્વી ફરતી ફરતી તેના તરફ આવે છે ત્યારે આપણે સૂર્ય ઊગ્યો કહીએ છીએ. આપણે તારા દેખીએ નહિ, તેથી તારા છે નહિ એમ કહેવાય નહિ. તેમ આત્મા દેખાય નહિ, એટલા કારણથી નથી એમ કહેવું ઠીક નથી. આત્મા અનુભવરુપ છેજ. હાથી પાછળ કુતરાં ભસે તો તેથી કાંઈ હાથીના સ્વરુપમાં ફેરફાર થતો નથી. તેમ આત્માને ગમે તે લક્ષણ આપો તોપણ જે છે તે છે.

તા. ૨૨-૯-૧૯૦૩.

## ૪૦. અભિન્નતા.

उपादानं प्रपञ्चस्य ब्रह्मणोऽन्यन्न विद्यते ।
तस्मात्सर्वप्रपञ्चोऽयं ब्रह्मैवास्ति न चेतरत् ।
व्याप्यव्यापकता मिथ्या सर्वमात्मेतिशासनात् ।
इति ज्ञाते परे तत्वे भेदस्यावसरः कुतः ॥

अपरोक्षानुभूतिः

**અર્થ**:—પ્રપંચનું ઉપાદાન બ્રહ્મ વિના અન્ય નથી માટે સર્વ પ્રપંચ બ્રહ્મજ છે; અન્ય નથી. વ્યાપ્ય અને વ્યાપક એ સંબંધ માત્ર મિથ્યા છે, કેમકે " સર્વ આત્મા છે" એવી શ્રુતિ છે-આ પ્રકારે પરતત્વ જાણ્યા પછી ભેદનો અવકાશજ ક્યાં છે?

હૃદયનો નિશ્ચય એજ મુક્તિ અથવા બંધનનું કારણ છે. જગતની ગતિ આદિ અંત મધ્યમાં વિરસ છે. અસત્ય મધ્યમાં પણ વિરસ નાશરુપ છે. ૧. નિશ્ચય, ૨. સંશય, ૩. વિપર્યય, ૪. સ્મૃતિ, અને ૫. નિદ્રા, એ પાંચ સ્થિતિઓ છે. હૃદયમાં નામરુપ નહિ ઊઠે તો નિરાલંબતા છે. નામરુપના આકારરુપે તો સાવલંબતા છે. વિવેક વનમાં વિચરે અને જગતને વિષે સત્ય. બુદ્ધિ નિત્યબુદ્ધિ ન કરે, બોધરુપી બગીચામાં આનન્દ પામે, શ્રીસજ્જમ બાગની બારાદરીમાં સહેલ કરે, નામરુપ કાંટા ઝાડવાં ઝાંખરાં દૂર કરે, અતીતપદનું અવલંબન કરે અને અનુભવપ્રકાશમાં કહ્યા પ્રમાણે અતીતત્વને અનુભવે તેનું અંતઃકરણ પૂર્ણિમાના ચંદ્રવત શીતળ છે. નિશ્ચયથી તેને ઉદ્વેગ થતો નથી. સંશયવાનને ઉદ્વેગ છે. જ્ઞાનવાનનું ભાષણ કોમળ, ઉચિત, હિતકર છે; તે સંસાર કાર્યમાં હૂબે નહિ અંતે આત્મસ્થિતિમાં સ્થિતિ કરી સંસારને જોતો રહે છે. અનુભવપ્રકાશમાં ચોથો મજલો કહ્યો છે ત્યાંજ સ્થિતિ કરે છે. આ બદ્ધ છે, હું મુક્ત છું, એવો ભેદ જોતો નથી. ફેર વ્યવહારમાં ભાસે છે સ્વરુપે નથી. ભોગ કીચમાં જે મગ્ન છે તે મૂઢ ગર્દભ છે. મહા અગ્નિની જ્વાળા સ્રી છે. નારી પ્રત્યક્ષ રાક્ષસી તથા નારી કાળી નાગણ કહી છે. પંચદશીમાં નારીને "**नरकस्य द्वारं**" કહી છે. સૂરજ રૂકમણી સંવાદમાં સૂર્યલાલ નારીનું દૂષણ કહે તો રૂકમણી નારી પ્રતિષ્ટા સિદ્ધ કરી પુરુષને સર્વ રીતે અધમ રાક્ષસથી પણ અધિક છે એવું સાબીત કરી શકે છે. ભામિનીભૂષણમાં પણ એવો સંવાદ છે, પરંતુ એ એક તરફી વાત છે. જોકે સ્રી પુરુષની બન્ને વાત આથી ઉઘાડી પડે છે. સંસારમાં જીવરુપે રહેનાર બન્ને ખોડ કહાડે છે તેનું

કારણ કે ખોડ બન્નેમાં ભાસે છે, પણ પોતાની ખોડ કોઇ જોતું નથી, સામાની જુએ છે, તોપણ પુરુષે ચેતીને ચાલવું હોય તો સ્ત્રીને દૂષણયુક્ત જાણવી. સ્ત્રીએ ચેતીને ચાલવું હોય તો પુરુષને તેવો જાણવો. એક નરકની જ્વાળા છે તો બીજાએ તેમાં લાકડાં–ઇંધનરુપ થઈ બળવું ઝળવું નહિ. અર્થની આશામાં અનર્થ ઉપજાવવો નહિ. જીવને ખબર નથી કે ભોગોની દીનતા અનર્થરુપ છે. અવસ્થામાં ફેર છે. શાશ્વતપદનો આશ્રય કરો અને લોકમાં લોકવત્ વર્તો; અંતરથી વિરસ રહો. નાટકી પેઠે કૃત્રિમ થાઓ. બે સ્વરુપ જુદાં પાડો. એકમેક થાઓ નહિ. સ્ટેજ (stage) પર આનન્દ શોક એવો બતાવો કે બસ; પણ પડદામાં જાઓ કે અસલ મુજબ પોતાના સ્વરુપને જાણો એટલુંજ નહિ પણ નાટક ભજવતી વેળા પણ ક્ષણેક્ષણ અસલ સ્વરુપનું વિસ્મરણ થાય નહિ. તેનો નિશ્ચય તો છેજ; સંશય થવાનું કારણ નથી, કપટી કરે તેમ સ્વાર્થથી નહિ પણ અંતરત્યાગી બાહ્યકર્તા બનો. કાર્યકામનાથી રહિત થઇ આશા ફાંસી ગળામાં પડવા દો નહિ. આશા તૃષ્ણાનો પાર નથી. તૃષ્ણા તો એવી નચાવે કે નવસ્ત્રા કરે, માથે ખાસડું મુકાવી નાક લીસોટી ઘસાવી કુદાવે, હંફાવે અને આખરે જીવ લે ત્યારે છૂટે, કે કદાપિ ત્યારે પણ નહિ છૂટે. બંધ મોક્ષ ઇંદ્રજાળવત્ છે. કલ્પિત, મિથ્યા, તુચ્છ છે. જગત્ નથી તો તેમાં વર્તન શું? બંધન મોક્ષ ભ્રાંતિ છે. અનુભવ પર દ્રષ્ટિ નહિ અને નામરુપને જોઇને ભેદ જણાય છે મર્યાદા હોય તેનું બંધન છે. આકાશને દોરડાથી શી રીતે બાંધીએ? જોકે આકાશ તો પરમાત્માના અંશમાં એક ખૂણે એકઠું થઇને ભરાઈ બેઠું છે. જો બંધન નથી તો મુક્ત શું? બંધનનો સંભવજ નથી. આપણુંજ પૂતળું ખોટું છે તો બીજા બધા ભાઇ મિત્ર ક્યાં છે? માટે મમતા ત્યાગો. પોતે નથી તો ભાવના કોની કરે? સત્યસ્વરુપ હોય તો સત્યસ્વરુપની ભાવના કરો. અસત્યમાં આત્મભાવના છોડી દો. સ્વરુપનો કોઇથી સંબંધ નથી, પ્રપંચ ભ્રમમાત્ર છે. નિરાકાર અજન્માને બાંધવ વગેરે કેમ હોય અને ક્યાંથી હોય? જન્મ મરણને છેપણું–સત્તા આપનારો તુંજ છે. આત્મા છે તેની આગળ પાછળ તું છે. હમણાંનાં સગાંનો શોક કરે છે તો તારા ગયા દેહનાં બીજા દેહનાં માતાપિતાનો અને સગાંનો શોક કેમ કરતો નથી? જો તે ખોટાં હતાં એમ કહે તો આ સગાં પણ ખોટાંજ કહીશ અને ખોટાંજ છે એમ જાણીશ. આ પણ છે, છે ને નથી. થઇ થઈને મટી જવાનાં છે. વિના કારણ મોહને પ્રાપ્ત કેમ થાય છે? તારો કોઈ શત્રુ નથી, ઘાતક નથી, માટે ડર કોનો રાખે છે? જગત્ના મિથ્યા પદાર્થ વિત્તઆદિ મિથ્યા પાછળ શું કામ જીવ બાળે છે? "किम् इच्छन् कस्य कामाय" વગેરે કેમ ભુલી જાય છે? જાતિ દરેક વ્યક્તિમાં વ્યાપી છે. તેમ આત્મા સર્વ પદાર્થમાં જાતિરુપે વ્યાપેલો:

છે. મોતીની માળામાં આત્મા સૂત્રવત્ છે; સંસાર સંસરણરુપ છે, સ્ફુરણરુપ છે. સર્પની પેઠે અંગમાં ને અંગમાં જ ચાલે છે, પગે ચાલતો નથી—પન્નગરુપ છે. પગે ચાલે તો તેમાં અંતર રહે પણ પોતામાંને પોતામાં જ ચાલતો દેખાય છે, ત્યાંને ત્યાંજ છે પણ હાલતો ચાલતો જણાયાથી હજારો કોશ કાપતો ભાસે છે. કલનારુપ છે. સ્વપ્નમાં ક્રમ કે નિયમ મિથ્યા છે, માત્ર ભાસે છે. સર્વાત્મમાં સર્વ શક્તિ છે તેમાં બ્રહ્મ માયા ઊઠવી એ પણ તેની શક્તિ છે. ગાંધીને ત્યાં સાકર પણ હોય અને એળીયો પણ હોય. રાજાના દરબારમાં દીવાન પણ હોય ને ચપરાશી ચોપદાર પણ હોય; તેમ અનુભવમાં સારાનો તેમજ માઠાનો સર્વ અનુભવ હોવા જ જોઇએ, નહિ તો પૂર્ણ અનુભવસ્વરુપ કહેવાય નહિ. વિચાર કરે જ્ઞાન એક અનુભવજ છે. બ્રહ્મ માયા ક્યાં છે? માયાવાળું પણ સત્ય જ ભાસે છે, તો પછી સત્યતા સિવાય બીજું શું છે? સૂર્યથી પક્ષપાત બનતો પણ નથી. પરમાત્મા સર્વરુપ પોતે છે. ગર્દભ નહિ થાઉં એમ નથી. તેમાં ગર્દભરુપ તદ્રૂપ થાય. આપણે સાંભળ્યું છે કે ભગવાન બ્રાહ્મણનો અવતાર લે છે તેમ ઢેડનો પણ લે છે. "જય જય વિઠ્ઠલ રૂખમૈયા." વીઠોબાને ઢેડ શું ને બ્રાહ્મણ શું? ન્યાતજાત વ્યવહારની કલ્પના તથા રચના છે. નરસિંહ મહેતા ઢેડમાં ફરતા. ભાણદાસ રવિદાસના શિષ્યો ઢેડ હતા. આજે પણ કોઈ કોઈ નીચ વર્ગમાં ધર્મચુસ્ત અને આત્મજ્ઞાની મળી આવે છે એવા ઉત્તમ વર્ગમાં નથી જડતા. તેથીજ પોતે અમુક રુપે છે એમ નથી. સર્વરુપે, સર્વત્ર, સર્વદા, સર્વકાળમાં, સર્વથા આત્મા છે. સંવિત્ એટલે જ્ઞાન. સંવેદન એટલે ભાન. અગ્નિ પ્રકાશરુપ છે તે પ્રસરે છે; જળનો લખલખાટ કે હીરાનો ઝળઝળાટ એ જળમાં કે હીરામાં વિકાર કહેવાય નહિ, કેમકે તે વિના તેનું જળપણું કે હીરાપણું કમની થાય છે. તેમ અનુભવ સ્વરુપમાં બધું જોઇએ. કાંઇ કમતીપણું રહે તો તેનું સ્વરુપ નકામું નષ્ટ ભ્રષ્ટ ગણાય. માત્ર એટલુંજ છે કે અભિન્ન હોઈ ભિન્નરુપે ભાસે છે.

---

તા. ૨૩–૯–૧૯૦૩.

## ૪૮. વણિગ્વૃત્તિ.

किं वेदैः स्मृतिभिः पुराणपठनैः शास्त्रैर्महाविस्तरैः
स्वर्गग्रामकुटीनिवासफलदैः कर्मक्रियाविभ्रमैः ।
मुक्त्वैकं भवबन्धदुःखरचनाविध्वंसकालानलं
स्वात्मानन्दपदप्रवेशकलनं शेषाः वणिग्वृत्तयः ॥

भर्तुहरिः

**અર્થ**:—વેદ, સ્મૃતિ, પુરાણપઠન, મહાવિસ્તારવાળા શાસ્ત્ર તે સર્વથી શું? સ્વર્ગગ્રામની એક કુટીમા નિવાસ આપનાર એવા કર્મક્રિયાદિ વિભ્રમથી શું? ભવબંધરુપી દુઃખરચનાનો વિધ્વંસ કરનાર જે કાલાનલ-સ્વાત્માનંદ-પદપ્રવેશનો અનુભવ-તે વિનાની બધી વાતો વણિગ્વૃત્તિ માત્ર છે.

દેહધારી જીવોને વાસનારુપી તરંગો ઊઠયા કરે છે. સ્વર્ગના જીવો નરકમાં જાય છે, નરકના સ્વર્ગમાં જાય છે. પંચમહાભૂતનાં પૂતળાં ઉછળી રહ્યાં છે. ચામડાની ગુણો કૂદાકૂદ કરે છે. હાડકાં માંસની આકૃતિઓ આમતેમ અફળાયાં કરે છે. અગ્નિમાં બરફનો કડકો જડે તો આત્મસત્તામાં સ્થિતિ કરનારને દુઃખ હોય. ભગવાન જેટલા થયા તેટલા નષ્ટ થઇ ગયા. દશરથ, કૌશલ્યાસુતશ્રીરામચંદ્ર, વસુદેવ, દેવકીનન્દનશ્રીકૃષ્ણપરમાત્મા પણ પલાયન કરી ગયા. કોણ સ્થિર રહ્યું? ગધેડાં ભાર વહી ફોગટ બોજો ઉઠાવે તેમ નહિ બોજાનો બોજો; બોજારુપ સંસાર મનુષ્યો ઉઠાવી રહ્યા છે. વાસના ઊઠી ત્યાંથી સમજવું કે મિથ્યા છે. એમાં છે શું? એમ કહી સમદૃષ્ટિ કરી પરમ ઉદારતા બતાવવી. હું નથી ત્યાં કાંઇ નથી, સર્વ હુંજ છું, સર્વ મારૂંજ છે, કેમકે મારૂં ખાસ હું કાંઇ પણ માનતો નથી. આરસામાં દેખાતી કોઇ પણ વસ્તુનો અભાવ થાય તો તેથી આરસો કાંઈ રડવા માંડતો નથી. ફૂલની છાબ કે વિષ્ટાનો ટોપલો જે પોતા પર પડે છે, તેના પર સમાનતા રાખે છે, અને બેમાંથી જે દૂર થાય તેને થવા દે છે; તેનો હર્ષશોક નથી. તેવીજ સ્થિતિ સહૃદય મનુષ્યે પણ કરવી જોઇએ. આરસાએ જાણવું જોઇએ કે એવાં પ્રતિબિંબ તો હજારો પોતા પર આવે છે અને જાય છે તેનું સુખદુઃખ શું? તેને પોતાના ઉપર સારૂં દીઠું માટે ચોંટાડી રાખવાથી શું લાભ છે? પૂર્યષ્ટિકા એટલે લિંગશરીર એટલે જીવ, ચિદાભાસ સહિત અંતઃકરણ છે. આત્મા વ્યાપકરુપ છે જેમાં દ્વૈતનું ભાન પણ નથી. ધુમાડો આકાશમાં પ્રસરી જાય, તેમ આત્મામાં સઘળું એકરુપ થાય છે. પુણ્ય પાવનને કહેવા લાગ્યો કે તારા માતપિતાનો મોક્ષ થયો તે તને ગમતું નથી? તેની પાછળ તું કેમ રડે છે? જો તારે શોક કરવો હોય તો સંસારનો શોક કર; તેના મરણનો શોક મા કર. જે સંસારથી છૂટયાં તેને શું કામ રડે છે? તું સંસારથી છૂટતો નથી અને તેમને સંસારમાં રાખવા ઇચ્છે છે અને તે પણ તારા સ્વાર્થને માટે? તે તારાં સગાં હતાં, એજ ભ્રાંતિ છે. તારાં કેટલાંએ માતપિતા થઈ ગયાં છે! તે સઘળાંને તું સંભારતોએ નથી. સમુદ્રમાંથી અનેક મોજાં નીકળે તેમ તારા કાંઇ કાંઈ જન્મો થઇ ગયા છે અને તે તે જન્મોમાં કાંઇ કાંઇ સગાં સંબંધી સ્નેહી હતાં કે જેના વિયોગને તું આજે રડતો નથી. "**पुनरपि जननं पुनरपि मरणं**" એ વાત યાદ કર. દરેક વસ્તુ ઋતુએ થાય અને ઋતુએ જાય. નામ તેનો નાશ છે. તું માતાપિતામાં સ્નેહ બાંધે છે માટે તને

શોક થાય છે. જાગતો છતાં ભ્રમમાં પડયો છે. નિદ્રાનું સ્વપ્ન એવો તારો આ જાગ્રત ભ્રમ છે. કોઈ તારૂં સગું નથી. મરુસ્થળની નદી છે એમાં કાંઇ એક ટીપું પણ જળ મળે એમ નથી. લક્ષ્મીવાનની લક્ષ્મી ચંચળ છે. લક્ષ્મીનું સ્વરુપ બાણભટની કાદંબરીમાં જોઈ લો. લક્ષ્મીના વૈભવનો પણ આખરે અભાવ થાય છે. ગરૂડપુરાણમાં મૂવા પાછળ રોવું નહિ એ વિષે બોધ કહ્યો છે. રોનારો ક્યાં રહેનારો છે ? તું જ કયાં છે ? જગત્ ક્યાં છે ? પોતાનું શરીર અને જગત્ તારા જ્ઞાનમાં જણાયું છે એ તારૂં દૃશ્ય અને ભ્રાંતિ મિથ્યા છે તેને દૂર કર. દૃશ્યનો ભાસ માયાદૃષ્ટિ છે. થાય છે અને મટે છે; આપણી કલ્પનામાત્ર છે. સંકલ્પ સિવાય વસ્તુ નથી. વૃત્તિ અવૃત્તિ એજ વાત છે. વાસના તજો તો કાંઈ નથી. જગત્ મૃગજળમાં શુભ અશુભ મોજાં છે. પવનમાં ધૂળના કણ ઊડે તેટલાં સગાંવહાલાં માતપિતા થઈ ગયાં. એક એક કણ એકેક જીવ છે તેને પણ તેનાં સગાંવહાલાં છે. જેવી ભાવના તેવું ભાસે છે. કેવળ માનેલું તેજ જગત્ છે. " **भवोयं** " ભાવના માત્ર. ભવ એટલે થએલું એવું ભાસે છે તે. મિત્ર સ્નેહ મોહથી કલ્પિત છે. પોતીકા પારકા કહેવા કરવા આપણા હાથમાં છે. જો તારો હમણાંનો સ્નેહ ખરો છે એમ તું માનતો હોય તો બીજા જન્મનાં માતપિતા પરનો તારો તે વેળાનો સ્નેહ શું ખોટો હતો ? હતો તો ખોટો પણ તે વેળા તને તે ખોટો લાગતો હતો ? ચોર્યાશીલક્ષયોનિમાં મનુષ્ય, હાથી, વૃક્ષ, પથ્થર વગેરે તારાં માતપિતા થઇ ગયાં છે, તે સર્વે પર તારો એવોજ સ્નેહ તે વખતે હતો તે તો તું આજ ભૂલી ગયો છે તે સંભારીને પણ તું જો. આજે સર્વ પર સમાન સ્નેહ રાખે તો બસ છે કે ફલાણા જન્મના ફલાણા પોપટ પુત્ર પરનો સ્નેહ હોવાથી આજે તેને હું તેવોજ ચાહું. કદાપિ તે પોપટ હાલના પોપટથી જુદો હશે તોપણ તે પોપટ પોતાના તે વેળાના જ્ઞાતીલા તો ખરા કેની ? તે તે જન્મોમાં શું તેઓનો સ્નેહ તારા ઉપર ઓછો હતો કે તેં તેને સર્વને વિસારી મેલ્યા છે ? તને તે યાદ નહિ આવતા હોય, તો સર્વ પર સમાન સ્નેહ રાખ તેમાં તે આવી જશે; તે તો તને આજે યાદ પણ નથી. તે વેળા તેં જે શોક કર્યો હશે તે આજે મિથ્યા થયો છે માટે ખરૂં જોતાં કોઇને માટે ખાસ શોક કરવાની જરૂર નથી. મનુષ્ય પશુપક્ષી બધાંજ તારાં બાંધવો છે માટે સૌનો સ્નેહ કરવો એવી રીતે કે કોઇનો સ્નેહ ગળે વળગે નહિ કે શોક કરવો પડે. આ વાસનાપૂર્વક વૃત્તાંત કહ્યું કારણ કે જગત્ અપ્રમાણ છે.



તા. ૨૪-૯-૧૯૦૩.

## ૪૯. સંસારનું સ્વરૂપ.

सर्वे क्षयान्ता निचयाः पतनान्ताः समुच्छ्रयाः ।
संयोगा विप्रयोगान्ताः सर्वे संसारवर्त्मनि ॥

**યોગવાસિષ્ટમ્.**

**અર્થ:**—વૃદ્ધિને અન્તે ક્ષય, ઉન્નતિને અન્તે પતન, સંયોગને અન્તે વિયોગ, એમજ સંસારમાર્ગમાં સર્વની વ્યવસ્થા છે.

**સં**સારની અતિ ગહન વિચિત્રતા માણસના ધ્યાનમાં એકાએક ઉતરતી નથી એ વાત એક રીતે જોતાં ખેદજનક ગણાય. વિદ્વાનોનું કહેવું એમ પણ છે કે જગત્ ઈશ્વરજન્ય છે અને સ્વપ્નસૃષ્ટિ મનુષ્યજન્ય છે. એ ફેર ધ્યાનમાં રાખીને સ્વપ્ન તથા જગતનું સાદૃશ્ય બતાવવાનો પ્રયત્ન ચાલુ છે, છતાં વેદાંતવાદીઓનું માનવું એવું છે કે સ્વપ્ન અને જગત્ બન્ને મિથ્યા છે, એટલું જ નહિ પણ જીવ ઈશ્વર પણ મિથ્યા છે. જો જીવ ઈશ્વરમાં ફેર કરવાનો વિચાર હોય અને મિથ્યા વસ્તુઓમાં મોટા નાનાપણું માની લેવું હોય તો સ્વપ્ન એ અલ્પ સંકલ્પનું કાર્ય છે અને જગત્ એ દીર્ઘ સંકલ્પનું કાર્ય છે. પણ "**नास्ति मूलं कुतः शाखाः**"? જો રચનાર મિથ્યા છે તો રચેલું કાર્ય છેજ ક્યાં કે જેમાં નાના મોટાનો ફેર કરવા બેસીએ? સ્વપ્ન સૃષ્ટિ અને જગત્ એ બન્નેનાં પ્રત્યક્ષ, અનુમાન કે શાબ્દીયપ્રમાણ વગેરે પ્રમાણો અજમાવી જોઈએ તો તે પરથી પણ સંસારની સત્યતા અથવા સિદ્ધતા સાબીત થતી નથી. પુરાવો આપનારા આંખ કાન વગેરે પોતેજ મિથ્યા હોઈ, માનવા લાયક પુરાવો આપતાં નથી. આંખ રુપ સિવાય બીજું કાંઇ બતાવવામાં સાધન થતી નથી, એટલું જ નહિ પણ કાન વગેરેના પુરાવાને વિષે તે કાંઈ જાણતી પણ નથી. કાન શબ્દ સિવાય બીજા કશાનો પુરાવો આપી શકે નહિ અને પોતાના સિવાય બીજાની હકીકત કબુલ રાખે નહિ. આવી રીતે દરેક પુરાવો આપનાર એકજ વસ્તુને વિષે જુદી જુદી હકીકત બતાવી, એક બીજાથી વિરુદ્ધ પુરાવો આપે છે અને તેથી તેમાંના કોઈની પણ વાત વસ્તુને સિદ્ધ કરતી નથી. એજ વસ્તુની અસત્યતા તથા પુરાવો આપનારનું મિથ્યાપણું બતાવી આપે છે, અને જે સત્તાથી વસ્તુ અને વસ્તુને સિદ્ધ કરવાનું ડોળ કરનારી ઇંદ્રિઓ સત્ય ભાસે છે, તે અખંડ સત્તા સર્વદા, સર્વથા, સર્વત્ર, પ્રકાશી રહી છે તેજ સત્ય છે. આવું પરોક્ષજ્ઞાન થાય તો માણસ સંસારને અડધો સમજતો થયો એમ માનવામાં વિલંબ કરવાની કાંઇ જરૂર નથી. હવે અપરોક્ષ જ્ઞાન પ્રદીપ્ત થવાને મહા વાક્ય

સમજવાનોજ વિલંબ છે. મહાવાક્ય પૈકી ' तत्त्वमसि " માં तत् અને त्वं ને વિષે असि પદની સત્તા સમજવી. असिની સત્યતા સર્વત્રવ્યાપક પણ છે, અને असि સિવાય બીજું કાંઈજ નથી. તેથી तत् અને त्वं પદની પોતાની અસત્યતા સમજી तत् તેજ त्वं અને त्वं તેજ तत् असि પદને આધારે છે અને असि પદ તેજ હું છું. એમ સત્તાની ઉપરની ભાસતી સ્ફૂર્તિ સત્તાથી જુદી નથી, જુદી માને તો મિથ્યા છે. એ નિશ્ચય સમજવામાં આવે, તો સંસારમાં કોને જ્ઞાની અને કોને અજ્ઞાની કહેવો ? ધુમાડાના ગોટેગોટા ગગન તરફ જતા હોય છે તેમાં મોટા નાના આકાર ભાસે છે તથા વાદળાંઓમાં લાંબા ટૂંકા વિચિત્ર આકારો જોવામાં આવે છે. તેવીજ રીતે માણુસના મનમાં અનેક નાના મોટા તુરંગો ઊઠે છે. એ વૃત્તિ, એ તુરંગ, એ સંકલ્પ સંસારને ખડો કરે છે. સંકલ્પ ન ઊઠે એવી વૃત્તિ થાય તો મનનું મનપણું રહેતુંજ નથી અને સંસાર ખડો છતાં નીઃરસ–નહિ જેવો માત્ર સંસરણ કરતો ભાસે છે. તે આત્માને વિષે આત્માની શક્તિરૂપે બની રહે છે. પાણીદાર હીરો લખલખાટ બતાવે છે, તે લખલખાટ કાંઈ હીરાથી જુદો નથી પણ લખલખાટ એ હીરાની શક્તિ છે. એ લખલખાટ ન ભાસે તો તે હીરો કહેવાયજ નહિ. તેમ આત્માને વિષે સંસરણ ન ભાસે તો આત્માની સત્તાશક્તિ કાંઇ પણ છે એમ કહેવાનો, જાણવાનો, સંભવ આવેજ નહિ. સંકલ્પ મનને વિષે ઊઠે તેનો ભય નથી. તે સ્વાભાવિક ઊઠયા જાય અને કાર્યરુપે પરિણામ પામે નહિ તો તે સંકલ્પમાં ગણાતા નથી. આરસામાં સારી નરસી છબીઓ સારાં નરસાં જતાં આવતાં માણસોની પડે છે તે કાંઈ આરસામાં ચોંટી જતી નથી અથવા પેસી જતી નથી. અંદર પેઠેલી ભાસે છે પણ આરસાને કાંઈ અસર કરતી નથી. આરસો તો છે તેજ છે ને તેવોજ છે. એમ છબીઓ આરસા પર છતાં આપણે જાણીએ છીએ. કેમકે વસ્તુઓ ખસવાનીજ વાર છે. ખસી કે પ્રત્યક્ષ ખાતરી કે આરસો તો તેવોજ હતો અને હજી છે. જે થઇ તે ઉપર ઉપર વાત બની ગઇ કે જેનો થડ પાયો કાંઈ નથી. તેટલી ઘડી તેવા પ્રસંગોમાં તેવો ફોટો (Photo) પડેલો ભાસ્યો. આરસા પર જેવી છબીનો ઓળો પડે છે તેવું તે પોતાનું રુપ બતાવે છે પણ તે ઉપલક છે. બહારના જોનારને આરસાનું તેવું રુપ ભાસે છે પણ આરસો બદલાયો નથી કે આરસામાં કાંઇ વત્તુંઓછું બગડયુંસુધર્યું લાગ્યુંવળગ્યું નથી. ઓળો ખસ્યો કે આરસાના સ્વરુપની સાબીતી. આ પ્રમાણે આરસા ઉપર ભાવ તથા અભાવ વિશેષરુપે પ્રગટ થાય છે અને આરસાને આવરણ કરે છે તેમ આત્મા તથા મનને વિષે બનતું નથી, કેમકે આત્માથી મન જુદું નથી. મન મિથ્યા છે; આત્મા સત્ય છે. છતાં મનને આત્મા સત્યતા આપે છે તેથી મન સત્ય ભાસે છે. આત્મારુપી આરસાની ઉપલી સપાટીને મન એવું

નામ આપ્યું છે. વિશેષરુપે પ્રગટ ન થાય ત્યાંસુધી તે આત્માજ છે અને મન છે જ નહિ; પણ વિશેષરુપે પ્રગટ થાય ત્યારે ત્યારે તેને મન એવી સંજ્ઞા આપવાની જરૂર પડે છે; અને મનની ખુબી એવી છે કે જ્યાં વિશેષરુપે ચોંટયું ત્યાં તે તદ્રુપ થઈ જાય. "મન બન્યું પંખી મારું જહાં તહાં ઊડી ઊડી જાય, જેવા વૃક્ષે જઈ ચડે તેવાં ફળ તે ખાય." મનનો ચમત્કાર એ છે કે તેના ઉપર જે વસ્તુનો ઓળો પડે તે ભાવરુપે જ પોતે જણાય. આરસામાં તો બાકીની જગામાં આજુબાજુ ખાલી આરસો દેખાય, પણ મન તો મોટી વસ્તુ સાથે મોટું ને નાની સાથે નાનું થઈ રહે છે અને આસપાસનો અભાવ જણાતો નથી. તેથી મનનું સ્વરુપ ઓળખવું મુશ્કેલ પડે છે, પણ એ મનરુપી બહુરુપીને જેણે ઓળખ્યો છે તે તો એનું મિથ્યાપણું જાણે છે, એથી મન તેવા ઓળખનારને સદા વશ રહે છે. એટલુંજ નહિ પણ સવારને ઓળખી લેનારી મનરુપી ઘોડી ચતુર સવારની દરેક ચાકરી ઉઠાવવાને તત્પર રહે છે. આરસામાં એક વસ્તુનો ઓળો પડે તો તેની આસપાસની જગામાં આકાશ દેખાય છે પણ મનના ઉપર જે વસ્તુ પડે તેવડો આકાર મન કરી નાખીને તે વસ્તુની પાછળ ભરાઈ રહે છે, અને આસપાસ બીજું કાંઈ જણાતું નથી; મન તેમાંજ રોમેરોમ ગુંથાઈ જાય છે. તેથી વસ્તુને સત્ય માનવામાં આવે છે અને તેથી સંસારમાં મન એવો મંત્રી ખડો થયો છે. સંસારની સત્યતા આગ્રહ-પૂર્વક માનવામાં આવે છે; અને હજારો જાતના દુઃખસુખની મારામારી બની રહી છે. એક કોરો કાગળ લઈને તેને સારી રીતે કાતરીને કુંડું બનાવી ટાંગ્યુ હોય તો તે કાગળ છતાં આસપાસનો ભાગ કપાઇ ગયેલો હોવાથી અજાણ્યા માણસને કુંડા જેવું જ ભાસે છે, પણ એ કુંડાને ઓળખનાર તો કાગળ સિવાય બીજી વસ્તુને જોતોજ નથી. કાગળ પર કુંડું ચિતર્યું હોય, ત્યારે તો આસપાસના કાગળ પરથી કાગળપણું પકડાઈ આવે છે. આ પ્રમાણે મન એકરુપ થઇ જાય છે. કાતરેલું કુંડું થઈ પડે છે અને અજાણને છેતરે છે. આ દ્રષ્ટાંતમાં જેમ કાગળ કુંડા સાથે એક થઇ ગયો છે, છે કાગળ અને નામ તેનું કુંડું પાડયું છે, તેમ વસ્તુ સાથે મન એકરુપ થઈ જાય છે અને મન વસ્તુ કહેવાય છે. મન છે માટે વસ્તુ ભાસે છે; બાકી વસ્તુમાં વસ્તુપણું છે જ નહિ. ભલે વસ્તુ પડી રહે પણ તે નહિ જેવીજ છે. વસ્તુનો રસ ગયો તો તે વસ્તુનું વસ્તુપણું કહેવાતું નથી. પ્રાણ જતા રહ્યા પછી તેના તે અવયવો છતાં શબ મનુષ્ય કહેવાય નહિ. મન વિશેષ ભાવે પ્રગટ થાય છે, તેથીજ વસ્તુ પણ ખડી થાય છે. રંભા જેવી સ્ત્રી હોય તો પણ નપુંસકને તે સ્ત્રીમાં સ્ત્રીપણું સર્વાંગે ભાસતું નથી. એકની એક વસ્તુ જુદી જુદી દૃષ્ટિથી જુદે જુદે સ્વરુપે ભાસે છે માટે જે છે તે આત્મામાં છે વસ્તુમાં નથી. વસ્તુ તેની તે પણ જેનું જેવું

મન તે મુજબ તે ભાસે છે. કોઈની સ્ત્રી તો કોઈની બહેન. આત્મા વિશેષરૂપે મન નામથી નામરૂપ વસ્તુને ખડી કરે ત્યારે મિથ્યા છતાં વસ્તુની સત્યતા ભાસે છે અને તે એટલે લગી કે મનને સત્ય માનવામાં આત્માનું વિસ્મરણ થઈ જાય છે. ગવર્નર જનરલ ( Governor General ) ની સત્તા માનવામાં એડવર્ડ ધી સેવન્થ ( Edward the VII ) ને ભૂલી ન જવાય તે પર લક્ષ રહેવું જોઇએ, નહિ તો ચંદ્રનું તેજ ખરું માનવામાં સૂર્યનું આવરણ થઈ જાય છે. જે ચૈતન્યસત્તા ઘડામાં અને ઘડાની બહાર સ્વાભાવિક રીતે બની રહી છે તે ઘડો ફૂટયાથી વધતી ઘટતી નથી પણ ઘડારૂપી નામરૂપ ભાસેલું તે દૂર થાય છે. એજ ઘડાનું મિથ્યાપણું સિદ્ધ કરે છે. ઘડાથી આકાશ જન્મ પામ્યું નથી તેમ ઘડો ફૂટવાથી મૂઉં નથી. ઘડાને કરનારો કુંભાર છે પણ આકાશને કરનારો કુંભાર નથી. આકાશમાં ઘડો છે અને ઘડામાં આકાશ છે અને ઘટાકાશ તથા મહાકાશનો ફેર ભાસતાં છતાં, ઘડારૂપી આકારે દ્વૈત ખડું કર્યું છે, પણ ઘડાની નીચે ઘડાને સત્યતા આપનારી સત્તા ઘડો હોય ત્યારે અભાવ ભાસતી અને ઘડો ન હોય ત્યારે ભાવરૂપે બની રહી છે. તેના પર નજર કરીએ તો આકાશમાં કાંઈ કડકા થયાજ નથી. આ દેહને બનાવનાર માતપિતા છે પણ ચૈતન્યને બનાવનાર માતપિતા નથી, માટે ચૈતન્ય એક સત્ય છે અને માતપિતા તથ માતપિતાએ બનાવેલું શરીર મિથ્યા છે. આ સંસારમાં પાંચ વિષયોને અનુભવવા માટે સાધનરૂપ શરીર પંચેન્દ્રિયયુક્ત એક યંત્ર છે, અને એવાં અનન્ત રુપો અનન્ત યંત્રોદ્વારા અજ્ઞાનરુપી બહુરુપી અનન્ત મન ખડાં કરી ધારણ કરે છે. પોતે બને છે અને બીજાને બનેલાં માને છે. વસ્તુ સાથે અજ્ઞાની એકરૂપ થઇ જાય છે અને વસ્તુની સત્યતા માની વર્તે છે, અને દેહ, ઇંદ્રિઓ, પ્રાણ, મન, એ સર્વના ધર્મને પોતાના ધર્મો માને છે. માણસ જ્યારે કોઇ વસ્તુને દેખે છે ત્યારે તેને ખબર પડે છે કે આંખ હું છું, સાંભળે છે ત્યારે કહે છે કે કાન હું છું, એમ દરેક વિષયનો અનુભવ કરતી વેળા દરેક ઇંદ્રિયને પોતે છે એમ માને છે અને એકાકાર તદ્દરૂપ થઇ જાય છે. મન તે ઇંદ્રિયમાં, તે જગાએ, તે વસ્તુમાં, એકરસ થઈ ચોંટી લીન થઈ જાય છે અને પોતે મનને અથવા મનના સ્વામી આત્માને ઓળખતો નથી. ગાડા તળે કુતરૂં ચાલે તેજ ગાડાને ખેંચે છે એમ માની લે છે. વાવડી તો ચસકી જરાએ નથી તો પણ પોતાની પાઘડી વાવડી સાથે બાંધીને ખેંચે છે અને કહે છે કે મારી પાઘડીના સાધનથી, મારા બળથી, વાવડી ચસકી. પણ ભાન ઊઠે છે ત્યારે જુએ છે કે હું તો ઊભો છું અને મારી પાછળ એક પથ્થર બાંધ્યો છે તેણે મને પકડી રાખ્યો છે. આત્મદર્શી આ પ્રમાણે વસ્તુ સાથે એકરૂપ થઈ જતો નથી પણ તે સઘળું સત્યરુપે અખંડ જાણે છે. તે જાણે કે હું મનથી પર છું. મનના

પડદા સુધી સુખદુઃખ આવી શકે છે. મનના ધર્મ સુખદુઃખ છે તેથી તે મનની પેલી તરફ જઇ શકતા નથી; તે આત્માને અડકતા પણ નથી. છાપરા પર પડતો વરસાદ છાપરાને સ્પર્શ કરે છે અને આસપાસ વીખેરાઈ જાય છે પણ છાપરા તળે રહેલા સ્વરૂપને છાંટો પણ લાગતો નથી. એ રીતે આત્મા કર્તા છતાં અકર્તા છે. ઉપર બતાવ્યું કે આરસામાં રુપાળું કદરુપું દેખાય છે તેથી આરસામાં રંગ લાગતો નથી; આરસો રંગાતો નથી. તેથી કોઇ એમ કહેશે કે એ પ્રમાણે તો મનુષ્ય કઠોર થઈ જાય–સ્નેહરહિત થઇ જાય, સારી નરસી લાગણી તેને રહેજ નહિ અને જડભરતમાં અને તેનામાં શો ફેર પડે? પણ તેમ નથી. એક કુટુંબ પાસે જો એક મણ અનાજ હોય, અને નાનું ગામ છે તેમાં દુકાળ પડયો હોય તો એ અનાજ એક કુટુંબને જરા વધારે વખત ચાલે અને બધામાં વહેંચી દે તો વહેલું પૂરૂં થઈ જાય; તોપણ બીજા મરે જીવે તેની શું પરવા છે એમ માનવું એ કૃપણતા છે. જોકે વધારેનો લાભ વિચારવો સારો છે તોપણ બીજું અનાજ આવી પહોંચે એમ છે કે કેમ? બીજાના લાભ સાથે મૂળ માલીકનો લાભ જળવાય છે કે કેમ? મૂળ માલીકને જેટલો ગેરલાભ થાય છે તેથી સામાન્ય લાભ વધુ છે કે કેમ? એવા એવા પ્રશ્નો પરથી નિર્ણય ઉપર આવી શકાય છે. પરંતુ પ્લેગ (Plague) ચાલે ત્યારે કવૉરન્ટાઇન (Quarantine) માં મોકલી દેવા, અને આપણું સમાલી તેમની કાળજી નહિ લેવી એમ નહિ. થનાર પ્રભુનું ધાર્યું થશે પરંતુ આપણે તો તેમની કાળજી લેવીજ જોઇએ, છતાં વ્યવહારમાં જોઇશું તો સરકાર તેમની પાસે જવા દેશે નહિ અથવા તો પોતે તેની પાસે જશે નહિ. પોતાનો સ્વાર્થ આવી કૃપણતામાં સમાયલો સમજવો એ આત્મદૃષ્ટિનું કાર્ય નથી. પરંતુ વ્યવહારમાં ચાલે અને રૂડું ગ-ણાય એવું કાર્ય હાલમાં થઈ પડયુ છે. કારણ કે મન નબળું છે–સત્યાસત્યની ખાત્રી નથી. છે તો માત્ર મ્હોડે બોલવામાંજ છે–દૃઢનિશ્ચયના વાંધા છે. ધર્મ પરથી, પ્રભુ પરથી, પરમાત્મા પરથી, સત વસ્તુ પરથી, આસ્થા એટલી ઓછી થઇ છે; ભ્રાતૃભાવે જાદું રૂપ પકડયું છે; ભ્રાતૃભાવની વ્યાખ્યા સમજવામાં ફેર પડયો છે. સ્વાર્થ કેટલે લગી? ઘણી વસ્તુ એવી છે કે જે દરરોજ મારા ઉપયોગમાં આવતી નથી, નકામી જેવી પડી રહેલી છે તે જો હું બીજાને આપું તો બીજા તેનો ઉપયોગ કરી શકે એમ છે; એમ છતાં જે મારૂં ફલ કામ કરે છે અને પૂર્ણ સંતોષ આપે છે તેને પણ પૂરતું તેની મજૂરીનું આપતાં મારો જીવ ડડળે છે, કારણકે હું અને મારૂં ઘર કરી બેઠાં છે. આ ઉપરથી જે વિશેષભાવે સ્નેહ બતાવે છે તેજ સહૃદય અને જે સામાન્યભાવે સ્નેહ બતાવે પણ આમ વિશેષ ભાવે સ્નેહ નહિ બતાવે તે કઠોર સ્નેહરહિત, એમ કાંઈ સિદ્ધ થતું નથી. કેમકે સામાન્ય સ્નેહ બતાવનારનો સ્નેહ જો કે પ્રસરી

રહ્યો છે પણ તે કાંઈ જતો રહ્યો નથી. વિશેષ સ્નેહ તો દુઃખનું કારણ છે; સ્નેહરહિત થવાથી ઉત્તમ સ્નેહ દર્શાવી શકાય છે; વિશેષ સ્નેહથી તો ગભરામણ થાય છે. ડાકટર દરદીની દવા કરવા આવે છે તો તે યથાસ્થિત વ્યવસ્થા કરી શકે છે, કેમકે તેનો સામાન્ય સ્નેહ છે. વિશેષ સ્નેહવાળા ગભરાઇ જાય છે અને ઘણું થોડું કરી શકે છે. માટે સ્નેહરહિત કાર્ય ઘણાં અને સારાં થાય છે. ધુમાડાના બાચકા જેવા સંસારમાં વિશેષ સ્નેહ બતાવવાની અથવા બીજા કોઇ પણ પ્રકારની ઇચ્છા શી કરવી? સગાંવહાલાં અમુક વખતે હદ ઉપરાંત સ્નેહ રાખે છે અને અમુક વખતે નહિ. પરવડતું ન આવે તો સામું પણ જોતાં નથી; તો ખરો સ્નેહ હોય તો તે ક્યાં જતો રહે છે? ખરો સ્નેહ માનનારી સ્ત્રીઓ તો પતિ પાછળ સતીઓ થાય છે. તે પતિને પ્લેગ (Plague) થતાં પીએર નાશી જતી નથી. વિશેષ સ્નેહ તો માત્ર સ્વાર્થનો સ્નેહ છે; સામાન્ય સ્નેહ પરમાર્થનો છે અને સદા નીભે છે. આ સંસારમાં ગ્રહણ ત્યાગ યોગ્ય કોઇ પણ પદાર્થ નથી અને નથી તેને લેવા શું દોડવું? સ્વપ્નની અંદર સ્વપ્નને જોનારો સ્વપ્નનર પોતે પણ મિથ્યા છે અને સ્વપ્નમાં દેખાતી વસ્તુઓ પણ મિથ્યા છે. અધિષ્ઠાન ઉપર સ્વપ્ન બન્યું છે તે અધિષ્ઠાન માત્ર સાક્ષીરુપે સત્ય છે અને પોતાની સત્તાથી સ્વપ્નની સત્તા દેખાડે છે, અને જાગ્રતમાં પોતા વડે સ્વપ્નની સત્યતા હતી અને પોતા રહિત તેની અસત્યતા હતી અને છે એમ સાક્ષી પૂરે છે. તેવાજ મિથ્યા જગત્માં મિથ્યારુપ મનુષ્ય વસ્તુઓને જોઇને તેની પાછળ ઇચ્છા કરી સંસારમાં ભટકયાં કરે છે અને અધિષ્ટાન તરફ જાગૃત થતા નથી; જો કે તે સારી પેઠે સમજે છે કે દરેક ઇચ્છાને પાળ્યા છતાં-પોષ્યા છતાં તે પૂરણ થતી નથી, ઉલટી પાળેલી વધે છે; વધારે વધારે રખડાવે છે અને ફરી ફરીને તેની તે એ પ્રમાણે ઘટચક્ર ચાલ્યાં કરે છે. કાણા ઘડામાં રેડેલું પાણી અહર્નિશ રેડયા છતાં ઘડો ભરાતો નથી, ખાલી ને ખાલી રહે છે; તૃષ્ણા વધતી ચાલી જાય છે. આવું સંસારનું સ્વરુપ જાણવા, છતાં, મનુષ્ય એ ઇંદ્રજાળને ઓળખી કહાડી ચેતીને ચાલવા તત્પર થતો નથી. ચિત્ત મુવું કે સંસાર ટળ્યો એમ કહેવામાં આવે છે તે બરાબર છે. શ્રીમદ્ ભગવદ્ગીતામાં પણ કહ્યું છે કે: "**एषा ब्राह्मी स्थितिः पार्थ**" મનની સ્વસ્થતા પ્રાપ્ત થાય તો મન સ્વરુપે રહ્યું જ નથી. બહારની ક્રિયાથી સ્વસ્થ થયો, તે કાંઇ સ્વસ્થ કહેવાય નહિ. જેની સ્વરૂપમાં સ્થિતિ થઇ નથી-અંતરમાં વાસના ઉઠે છે-ચિત્ત ભટકે છે, તે સ્વસ્થ કહેવાય નહિ, પણ જે જ્યાં જુએ ત્યાં પરમ આકાશ જુએ છે તે નામરુપને જાણતો નથી; બુદ્ધિ એની સખી છે; પોતા પાસે વિવેક છે; અને સંસારસમુદ્રને તરવાને તેણે સ્નેહરુપી વૈતાળને દૂર કરેલો છે. સંસારમાં જે દુઃખ અને શોક થાય છે તેનું

મૂળ સ્નેહ છે. રાગદ્વેષની અવસ્થા સુખદુઃખ ઊભાં કરે છે. દુઃખની પૂર્વાવસ્થા સ્નેહ છે. મીઠાશ કડવાશને પ્રાપ્ત થાય છે. સ્નેહની મધુરતા દેખાય છે પણ તે કપટ ભાવે છે અને આખરે તે દુઃખરૂપ છે. મનુષ્યને પોતાના શરીર પર અત્યંત સ્નેહ બેઠો છે, અને દેહાધ્યાસી દેહને પોતાનો માને છે એટલું જ નહિ પણ દેહ તે હુંજ છું એમ દેહને વિષે અત્યંત સ્નેહ માનવાથી રોગ વગેરે દેહ પર થાય છે તેનું પોતે દુઃખ માને છે. દેહ પર માર પડે છે તે દેહને વાગી શકે નહિ. કારણ કે દેહ તો ચામડું છે. મુડદાને અથવા ચામડાને મારેલો માર વાગે છે કે નહિ તે જાણવાનું સાધન નથી, પણ એમ કહી શકાય કે વાગતું નથી અને આત્માને તો દેહ પર પડતા માર સાથે કે દેહ સાથે સંબંધ પણ નથી. વચમાં મન પોતાને માર પડતો હોય એમ સુખદુઃખ માની લે છે પણ મન તો સૂક્ષ્મ છે; મનનું સ્વરુપ કોઈએ જોયું નથી. સૂક્ષ્મ છે એમ કબૂલ કરીએ તોપણ સૂક્ષ્મને કાંઈ લાકડીના સપાટા વાગે નહિ. એ પરથી જણાય છે કે મન એ કાંઈ વસ્તુ છેજ નહિ તો પછી સુખ દુઃખ એ પણ માની લીધેલાંજ છે. કુતર્કી એમ પૂછશે કે જો મન નથી, અને દઢતાવાળો પુરુષ નિરંતર અભ્યાસથી દુઃખ નથી એવી ભાવના કરે તો તેના આત્માને વાગશે નહિ અને તેઓ 'મારા બાપરે' કહી બુમ પાડશે નહિ. એ શંકાનો ઉત્તર આપવામાં દેહ, મન તથા સપાટાનું મિથ્યાપણું તથા સપાટાથી પડતી બુમનું મિથ્યાપણું સમજવાની જરૂર છે. પ્રશ્નકર્તા સપાટાની સત્યતા લઈ તથા બુમની સત્યતા લઈ વાત કરે છે. જ્યાંસુધી જીવપણું કાયમ છે ત્યાંસુધી મોહોડે મોહોડે બ્રહ્મપણું કહેનારને એ સપાટાથી દુઃખભાવ ઉત્પન્ન થશેજ; પરંતુ જે આત્મદર્શી જીવપણું સમજે છે અને આત્માપણું દઢ સમજી ચૂકયો છે તેનાથી વૃત્તિજ્ઞાનથી દુઃખની બુમ પડાઇ જાય છતાં લેશ માત્ર પણ તેના મનને કે આત્માને તેની અસર નથી, કેમકે તેના મનને સપાટાનું દુઃખ મિથ્યા છે. પણ જે આત્મદર્શી નથી તેને આત્મદર્શી સમજવાથી–ખરાખોટાની પરીક્ષાનું સાધન નહિ હોવાથી આવા કુતર્ક ઉત્પન્ન થાય છે. શરીર સાથે અદભૂત સ્નેહ લાંબા વખતથી બંધાયેલો છે એ દૂર કેમ થાય એવો અભિનિવેશ બેઠો છે તે અભ્યાસથી દૂર થઇ શકે છે. અભ્યાસથી જે દઢતા પેસી ગઇ છે તે અભ્યાસથીજ દૂર થઇ શકશે. માટે 'ટ્રાય અગેન' (Try again) ના નિયમથી ફરી ફરીને પ્રયત્ન કરી શુભભાવના–આત્મભાવના કરવી, કે જેથી સંસારનું મિથ્યાપણું સિદ્ધ થઇ આત્મભાવ દઢ થાય. મનુષ્યને માથે પાંચ કલેશ–૧. અવિદ્યા, ૨. અસ્મિતા, ૩. રાગ, ૪. દ્વેષ અને ૫. અભિનિવેશ છે. અવિદ્યા બીજરુપે પડી રહે છે. જ્યાં કાંઈ નથી ત્યાં પણ "अहं" થયું–જ્યાં ભેદરુપી મોહ ખૂલે છે. જ્ઞાની તેમજ અજ્ઞાનીને દેહત્યાગની અસહ્યતા

હોય ત્યાંસુધી તેને અભિનિવેશનો ક્લેશ લાગુ છે. મરવું કોઇને ગમતું નથી; દેહનું સંરક્ષણ બની રહ્યું છે. બે વરસ વધારે જીવું તો ઠીક એમ લોભ રહે છે. મહા સંકટ આવે તો તમોગુણથી દેહ ત્યાગ કરવા તૈયાર થાય છે અને મૂઢ અવસ્થામાં દેહ ત્યાગ કરે પણ છે. પરંતુ તે તો જેમ મદિરાથી ઉન્મત્ત પુરુષ કરે તેમ વગર વિચારે થાય છે; કાંઇ વિચારથી દેહ ત્યાગ શતો નથી. જીવતો રહે અને ખરેખર દેહ ત્યાગ કર્યા વિના માત્ર વિચારથી દેહ ત્યાગ કરે તો નિરંતર અભ્યાસથી તેના અભિનિવેશ છૂટે છે અને તે સદા અમર બની રહે છે. તેનો દેહ છૂટી જાય છે ત્યારે પણ તે તો જીવેજ છે, અને એજ મોક્ષની સ્થિતિ છે-એજ જીવનમુક્ત સ્થિતિ છે. જ્યાં સુધી દેહ ત્રિગુણનો બનેલો છે ત્યાંસુધી મરણ અવશ્ય છે, પણ જેને મન દેહ છેજ નહિ તેને તો મરવુ સંભવતું નથી. આત્મા મરતો નથી; દેહ છે નહિ તો મરે ક્યાંથી ? અને આત્મા તથા દેહનો સંબંધ સંભવતો નથી તો તેનો વિયોગ ક્યાંથા ? માત્ર આત્માનો દેહ પ્રત્યે જે સ્નેહ આપણે બાંધ્યો છે તે સ્નેહ તૂટી જતો ભાસે છે તેમજ શોક ઉત્પન્ન થાય છે. માટે જાણવું જોઇએ કે સોનાના દાગીનામાંથી સોનું ગળી ગયું તો પછી દાગીના છેજ નહિ અને સોનું તો દાગીનો કહેતા હતા ત્યારે પણ હતું અને ગળી ગયું કહીએ છીએ ત્યારે પણ તેજ છે. દાગીનો નામરુપ હોઇ મિથ્યા હતો, સોનું સત્ય હતું અને છે. તેમ દેહ મરી જવાથી દેહ અસત્ય હતો એમ ઠરે છે અને તે નામરુપ હતો. પણ આત્માથી ચૈતન્યમય બનેલો તે આત્મા ત્યારે પણ સત્ય હતો. તે પહેલાં પણ સત્ય હતો અને પછી પણ સત્ય રહ્યો છે.



તા. ૨૫-૯-૧૯૦૩.

## ૫૦. પરતત્ત્વસ્થ ધીર.

परव्यसनिनी नारी व्यग्रापि गृहकर्मणि ।
तदेवास्वादयत्यन्तः परसङ्गरसायनम् ॥
एवंतत्त्वेपरेशुद्धे धीरो विश्रान्तिमागतः ।
तदेवास्वादयत्यन्तर्बहिर्व्यवहरन्नपि ॥

पञ्चदशी.

**અર્થ**:—પરવ્યસનવાળી નારી, ગૃહકર્મમાં વ્યગ્ર સતે પણ અંતરમા પરસંગનું રસાયન ચાખ્યાં જાય છે; એમજ પર શુદ્ધતત્વને વિષે વિશ્રાન્તિ પામેલો ધીર, બહાર વ્યવહાર કરતો સતો પણ તેને ને તેને જ અંતરમાં આસ્વાદે છે.

**સં**સારમાં દુઃખાદિ વિકારોથી તરવાને ધૈર્ય એકજ ઉપાય છે. સ્વરુપની પ્રાપ્તિ એજ ધૈર્ય કહેવાય છે. દેહ સહિત દૃશ્ય જગત્ની ઉપેક્ષા,

સત્ શાસ્ત્રનો વિચાર, શ્રેષ્ઠ ગુણોનો અભ્યાસ, એ સ્વરુપની પ્રાપ્તિનાં સાધનો છે. ત્રિલોકીના સર્વ ઐશ્વર્યનો ભંડાર તે સ્વરુપ છે. તૃષ્ણા છે ત્યાંસુધી જન્મ મરણ છે. પગમાં જોડા પહેર્યાથી આખી પૃથ્વી ચામડાથી મઢાઈ માનવી. આશાને વશ થયો તેનું ચિત્ત શૂન્ય છે. અગસ્ત્યે જળનું પાન કર્યું તેથી સમુદ્ર શૂન્ય થયો. તેમ આત્મજળથી શૂન્ય એવું જે હૃદય હોય તે સૂકું છે. તૃષ્ણા વાંદરી સ્થિર નથી; અટકચાળાં કર્યાંજ કરે છે. તૃષ્ણાવાન ક્ષોભ પામે છે. તૃષ્ણારહિત અંતઃકરણ શીતળ છે; તેની શીતળતાથી પૂર્ણ ચંદ્રની શીતળતા ઉતરે છે. વિવેકરુપી કુહાડાથી આશારુપી ડાળાની અનેક શાખાને કાપો. ચિત્ત ઉલુક પક્ષી છે તેની તૃષ્ણા સ્ત્રી છે, તે જ્યાં હોય ત્યાં અશુભ જ થાય. આશા ફાંસી સાથે બંધાયેલો મનુષ્ય મુક્ત નથી માટે બળવાન બુદ્ધિ કરો; કરેલો નિશ્ચય કદી ફેરવવો નહિ. બલીરાજાને જ્ઞાનવિજ્ઞાન છતાં ભેદ ઉત્પન્ન થયો–કે જે બળીને ત્યાં વિષ્ણુ દ્વારપાળ છે–કે જેની મીઠી નજરથી કુવલયાચલ પર્વત પળમાં તૃણ જેવો નરમ થઇ જાય છે. ત્રિલોકી મળી તોપણ શું શાન્તિ છે? રોજ એનું એ જ. રોજ ખાવું–પીવું–ભોગવવું. એકનું એક વાસી ફરી ફરીને ખાવામાં લાજ પણ આવતી નથી? જે વસ્તુ એક વાર નીરસ થાય તે કરવા ફરી પ્રવૃત્ત થઈએ છીએ. નીરસ થયેલું હોય તેમાં પાછા પડીએ ત્યારે તે ભ્રમ કહેવાય છે અને બીજાને હસવા લાયક થઇએ છીએ. સંકલ્પ ઊઠે છે અને સમાઇ જાય છે. દીવાના લોક જેવી ચેષ્ટા કરીએ છીએ પણ એમ નથી સમજ પડતી કે નાનાં છોકરાંની રમત કોણ કરે? સઘળો અનર્થનો પસારો છે. સંસારમાં વિષયો એક પણ મોટું ફળ ઉત્પન્ન કરનારા નથી. ભોગ લેતાં ભોગ મળે છે. અવિનાશી જાણ્યા નહિ. વિરોચનને પૂછયું કે: "એવું કયું સ્થાન છે કે જ્યાં સઘળાં સુખદુઃખનો અન્ત આવે અને સર્વ ભ્રમ શાન્ત થાય અને જે પદ પામીને બીજું પામવાનું રહે નહિ." ભોગના પદાર્થ ઘણા છે તેમાં સુખ નથી. પ્રાપ્તિ વેળા તથા અપ્રાપ્તિ વેળા ચિંતાગ્રસ્ત થવું પડે છે. જે ન બને તેને બનાવવાનો સંકલ્પ કરીએ છીએ. હૃદયઆકાશમાં સંશયરુપી વાદળ ઊઠયું છે તે વચનરુપી પવનથી દૂર કરવું સદ્ગુરુના હાથમાં છે. પથ્થર પર કમળ નાખે તો કમળ કુંઠિત થાય પણ પથ્થરને અસર થાય નહિ; તેથી શિષ્ય પણ સારો જોઇએ. યુદ્ધ કર્યાથી મન વશ થતું નથી. મને સર્વ દેવદેવીને વશ કરીને ફેંકી માર્યાં છે. પ્રલયકાળનો અતિ વાયુ છે તેથી નારાયણાદિને વશ કર્યા છે; કલ્પતરુને તોડી પાડયાં છે. રાજાને વશ કરીએ તો મંત્રી વશ થાય; મન જીત્યાથી સઘળું જીતાશે. ધૈર્ય અને દઢ નિશ્ચયથી બધું થાય જ. ગમે તેટલું અશકય જણાતું હોય તોપણ કોઈ વસ્તુ અશકય છે જ નહિ. નેપોલીઅનનો શબ્દકોશ જુઓ કે જેમાં "અશકય" બોલ છે જ નહિ.

---

તા. ૨૬-૯-૧૯૦૩.

## ૫૧. મનોનિગ્રહ.

शनैः शनैरुपरमेद्बुद्धया धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किञ्चिदपि चिन्तयेत् ॥
यतो यतो निश्चरति मनश्चञ्चलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥

भगवद्गीता.

**અર્થ**:—ધીરજથી બુદ્ધિને આધાર આપી ધીમે ધીમે ઉપરમ પામવો; મનને આત્મસંસ્થ કરી કશાનું પણ ચિંતન કરવું નહિ. ચંચળ અને અસ્થિર એવું મન જ્યાંથી જ્યાંથી બહાર નીકળી જાય ત્યાંથી ત્યાંથી પાછું નિયમમાં લાવી તેને આત્માને વશ કરવું.

બાળકને યુક્તિથી વશ કરીએ છીએ તે પ્રમાણે મનને યુક્તિથી વશ કરીએ તો આત્માનું દર્શન થાય છે. રાજાનું દર્શન નથી ત્યાંસુધી મંત્રી વશ થાય નહિ. મનમંત્રી પોતે સર્વ વિશ્વ થઇ બેઠો છે. જેમ મટોડું ઘડો થાય, ધુમાડો વાદળના એક આકારને પ્રાપ્ત થાય, તેમ આત્મામાં મનની ઉત્પત્તિ છે, અને મનમંત્રી યુક્તિથી વશ થાય છે. હાથીને ફસાવી ખાડામાં નાખી નિર્બળ કરી તેનો ખોરાક દૂર કરવો. મનનો ખોરાક શબ્દ, રુપ, રસ, ગંધાદિ છે. તેનો સર્વદા સર્વથા ત્યાગ કરવો—એટલે તેને નાશવંત, ભ્રમરુપ, અનર્થકારી જાણવાં. મનહાથી વિષયરસતણા મદે મસ્ત થયો છે, તેનું દમન યુક્તિથી થાય છે; બળે નહિ પણ કળે થાય છે; ક્રમે કરેલા અભ્યાસથી સુગમ થાય છે. પૃથ્વીમાં રસ છે ત્યાંલગી ઝાડ ખીલે છે. અંદરથી શઠ હોય અને બહારથી મોક્ષની ઇચ્છા કરે પણ અભ્યાસ કરે નહિ તેથી તેને યુક્તિ કઠણ પડે છે. માટે વિષયોના રસને સુખનાં સાધનો છે એવી બુદ્ધિથી જોવા નહિ; વિષયોની સત્યતાનો ત્યાગ કરવો. આત્માને ધ્યેય કરો. વિષયોને, નામરુપને, અસત્ય સમજી તેનું ચિંતવન નહિ કરો; તેનું મિથ્યાત્વ જાણી વર્તો. કલ્પના ઊઠે તેમાં આત્મસ્વરુપનું જ ભાન ઊઠે. પુરુષાર્થ વિના કાંઈ કાર્ય થતું નથી; યથાર્થ ક્રિયાનું ફળ થાય છે. પાણી વલોવે દહીં નહિ થાય; રેતી પીલે તેલ ન મળે અને છાણમાં તરવાર મારે લોહી ન નીકળે. પુરુષાર્થનો નિયમ એ જ દૈવ છે—એ જ દૈવ છે. પુરુષાર્થ એ જ પ્રારબ્ધ છે. જેમ આકાશને ભૂરાશ નથી તેમ સંસારમાં સુખદુઃખ નથી. ભૂરાશ જેમ આકાશમાં ખોટી ભાસે છે તેમ સુખદુઃખ સંસારમાં ખોટાં ભાસે છે. જેમ ભૂરાશ સત્ય જેવી લાગે છે તેમ સુખદુઃખ પણ સાચાં જેવાં જણાય છે. સંકલ્પ કરીએ તેવું ભાસે છે. સંકલ્પ નિયમ અનુસાર થાય છે. મન નિયમે ચાલે તો

કાર્યસિદ્ધિ થાય છે. અનિયમથી ચાલે તો નિષ્ફળ થવાય છે. મન છે તો નિયમ છે; મન છે ત્યાંસુધી દેવ છે. પુરુષાર્થ વિના મોક્ષ નથી માટે વૈરાગ્યનો પરમ પુરુષાર્થ કરો અને જે મોક્ષ સર્વદા બની જ રહ્યો છે તે મેળવો. મહેલ આગળ ઝુંપડી તેમ આત્મસ્વરુપની દૃષ્ટિથી વિષયને તુચ્છ જાણો. ચિત્ત સ્થિરતાને પામે તો જ સ્વરૂપ સુખ મળે. લક્ષ્મી સર્વ વિષયોનું બીજ છે તેનું જે કરવું હોય તે બને છે. તેથી સૂક્ષ્મ બુદ્ધિવાન વિષયને દેખીને લલચાતા નથી અને લક્ષ્મી પાસે રાખતા નથી; અને વિષય પર પ્રીતિ રાખે છે તો વિષયદૃષ્ટિથી રાખતા નથી પણ આત્મદૃષ્ટિથી સામાન્ય પ્રીતિ રાખે છે તેમાં ગર્ભિત શક્તિ છે. આત્મસ્વરુપ સર્વનું બીજ છે. નામરૂપમાં તેજ પ્રગટ છે. પ્રદેશ જાય ત્યાં દ્રવ્ય લઇને જાય, નોટો કે હુંડી લઈ જાય તેમાંથી પછી સહુ વેચાતું મળે. માટે દ્રવ્ય એ બીજ ગણાય છે. તેમ લિંગદેહ એ પણ બીજ છે કે જે વટાવેથી સ્થૂલ દેહ પ્રાપ્ત થાય. સ્થૂલ પડયું રહે છે અને લિંગદેહ અનુભવ સાથે બહાર પડે છે. આત્મરુપી દ્રવ્યથી જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં આનન્દની રેલ છે.

જાગ્રતકાળના ચાર ભાગ કરવા; બે ભાગ ધંધામાં; એક ભાગ શાસ્ત્રીય વિચારમાં અને એક ગુરુની સેવામાં કહાડવો.

૧. શારીરિક, ૨. ઉદરનિર્વાહ, ૩. મનરંજન અને ૪. પરમાર્થ, એમ ટાઇમ ટેબલ (Time Table) બાંધી નિયમિત વર્ત્તવું. પહેલા કરતાં બીજામાં, બીજા કરતાં ત્રીજામાં અને ત્રીજા કરતાં ચોથામાં વધુ વખત ગાળવો. પરંતુ એ પ્રમાણે ક્રમે થતું નથી. વટાવ ખાતું પરમાર્થમાંથી કહાડવામાં આવે છે. આવો શિથિલ પુરુષાર્થ કેમ સિદ્ધ થાય? કાળની વ્યવસ્થા રાખવી. દરેક વિભાગમાં કેટલો કાળ ગાળ્યો તેનો હિસાબ રોજમેળમાં રાખવો. પરમાર્થનો કાળ વધારવાની ઇચ્છા રાખવી. બધા કામમાં પરમાર્થને ઘુસાડવામાં શી હાની છે? પ્રભુ નામસ્મરણમાં કોણ ના પાડે છે? નામસ્મરણ ઘુસાવો કે જેથી નિદ્રામાં પ્રભાવ છૂટે. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ સિવાયની સંધિની જે અવસ્થા હોય ત્યાં જપ ચાલે છે એવો અજપાજાપ બની રહ્યો છે. નામસ્મરણમાં હરિ, નારાયણ, રામ, કૃષ્ણ, મંત્રરૂપ છે. માટે માળા ફેરવવાની કરી છે. મુમુક્ષુઓએ તો વિષયોનો ત્યાગ કરી, સત્‌શાસ્ત્રના અભ્યાસમાં તથા ગુરુસુશ્રુષામાં કાળક્રમ કરવો. ગુરુને પ્રશ્ન કરીએ એ પણ એક સેવા છે. ચિત્તરૂપી બાળકને શાસ્ત્રમાં લલચાવો. જ્ઞાન થાય કે પ્રપંચની ફાંસી છૂટે છે. મનમાં સમદૃષ્ટિ કરવી. કીડીથી બ્રહ્મપર્યંત એકજ સ્વરુપ છે. દરેક દાગીનામાં સોનું જ છે. બ્રાહ્મણ શ્રેષ્ઠ, શૂદ્ર કનિષ્ટ એ કયો ન્યાય છે? નૌકાને નાવિક લઈ જાય છે પણ નૌકા નાવિકને લઈ જાય છે એ વાત ભૂલવી જોઇએ નહિ. આત્મદૃષ્ટિ તૃષ્ણાને દૂર

કરી નાખે છે અને તૃષ્ણા ત્યાગ આત્મદૃષ્ટિ કરાવે છે. અભ્યાસની અવધિના આનન્દનો અભાવ નથી, અવિનાશી આનન્દ છે. આત્માનું દર્શન તો સદા છેજ પણ તે જાણવું એટલે સ્વભાવ જાણવો. વસ્તુ લપટાયેલી છે, પરભાવમાં દેખાયેલી છે પણ સ્વભાવમાં દેખાવી જોઇએ. નામરૂપના લપેટામાં ભેદ ભાસે છે. જે જાણવું થાય છે તેજ આત્મસ્વરુપ છે. આકારોને દૂર કરો. અનુભવ તેજ જ્ઞાન તેમ સ્વરુપ છે. કહેનાર તો ઘણું કહે પણ જોવું કહેવું પોતાના હાથમાં છે. બીજનો ચંદ્રમા સામાએ જોયો તે પોતાના જોયા વિના કહેવાય નહિ. નીચું જોઇને ઊંચો ચંદ્ર જોવાય કેમ? તેને જોવાને તો નીચી નજર છોડી ઊંચી નજર કરવાની જરૂર છે.

धर्माधर्मौ सुखं दुःखं मानसानि न ते विभो ।
न कर्तासि न भोक्तासि मुक्त एवासि सर्वदा ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः

तथास्तु.





तत्सत्परमात्मने नमः

विदेहमुक्त लल्लुभाई गोवर्धनदासनुं जीवनचरित्र.

# चतुर्थ भाग.

## ( સ્વામીશ્રી પ્રકાશાનંદજીના લેખો. )

दंभन्यासमिषेण वञ्चितजनं भोगैकचिन्तातुरं
संमुह्यन्तमहर्निशं विरचितोद्योगक्लमैराकुलम् ।
आज्ञालंघिनमज्ञमज्ञजनतासन्माननात्संमदं
दीनानाथ दयानिधान परमानंद प्रभो पाहि माम् ॥

અર્થઃ-દંભન્યાસના બહાનાથી-કપટથી કરેલા ત્યાગના નિમિત્તથી લોકોને છેતરતો, માત્ર વિષયભોગની ચિંતાથી વ્યાકુલ, (પ્રાપ્ત વસ્તુમાં) સારી રીતે મોહ પામતો, (પ્રાપંચિક સુખો માટે) રાત દિવસ કરેલી મહેનતના થાકથી વ્યાકુળ, (શ્રુતિ, સ્મૃતિ વિહિત) આજ્ઞાને ઉલ્લંઘનાર, અજ્ઞાની, અજ્ઞાની લોકસમૂહના સન્માનથી ઘણોજ ઉન્મત્ત થયેલો એવો જે હું તેનું એટલે મારૂં, દીનનું પાલન કરવાવાળા હે કૃપાના ભંડાર! અત્યુત્કૃષ્ટ આનંદ સ્વરૂપ (ષડૈશ્વર્ય સંપન્ન) પરમેશ્વર' (ઉપર્યુક્ત નરક નિમિત્તોથી) રક્ષણ કરો.



પૂજ્યપાદ ગુરુશ્રી વિદેહમુક્ત થતાં એક વખતે એમના પુત્ર ચંદુભાઈએ મને અમદાવાદમાં કહ્યુ કે, મારી "ઇચ્છા પિતાજીનું જીવનવૃત્તાંત લખવાની છે; તેથી મેં એમના સત્સંગીઓમાંથી કેટલાકને પોતપોતાના અનુભવ પ્રમાણે એ વિષે લખી મોકલવા જણાવ્યુ છે. આપ પણ આપના ધ્યાનમાં હોય તે પ્રમાણે લખાવો તો સારૂં." આ સાંભળી મેં કહ્યું કે, "ગુરુશ્રીની હયાતીમાં કોઈ પણ, વર્તમાનપત્રો વગેરેમાં એમની સ્તુતિ કરતા તો તે એમને તો જરાયે રૂચતું નહિ. વળી એમનું ચરિત્ર પ્રગટ કરવાથી એમનું કંઇ વિશેષ કલ્યાણ થાય તેમ નથી; કારણકે તેઓશ્રી તો પોતાના શુદ્ધ સ્વરુપમાં સર્વજ્ઞ

સ્થિતિ કરી રહ્યા છે. એમના આત્માની શાંતિ માટે તો આવી કંઈ જરૂર જણાતીજ નથી; છતાં પિતૃભક્તિને લીધે તમે કહો છો તો હું ખુશીથી મને જે સ્મૃતિમાં હશે તે લખાવીશ." આ સંબંધમાં મારી ઉદાસીન વૃત્તિને લીધે વિલંબ થતો જોઈ ચંદુભાઇએ મને બે ત્રણ વખત ફરી ફરીને તે વિષે કહ્યું. મને લાગ્યું કે ગુરુશ્રી વિષે જે કંઈ થોડું ઘણું હું જાણું છું તે ન લખાવું તો ચંદુભાઇનો ઉત્સાહ ભંગ થાય; એટલા માટે જે કંઇ સ્થૂળરુપે મારા સ્મરણમાં રહ્યું છે તેજ લખાવવાનો આ મારો પ્રયાસ છે. આવા મહાન્ પુરુષના સત્સંગથી સૂક્ષ્મરુપે જે કંઇ અનુભવાયું તે સ્મરણમાં ન હોય તો તે અહિં વર્ણવી તો ક્યાંથીજ શકાય ?

ગુરુશ્રી અનુકૂળ કુટુંબકબીલાવાળા હોવા છતાં વૈરાગ્યવૃત્તિથી છેલ્લાં સાત વરસ એકલા રહેતા. તેઓશ્રી સંસ્કૃત ભાષાના કંઈ એવા મોટા પંડિત નહોતા, પણ શાસ્ત્રમાં વર્ણવેલા બ્રહ્મનિષ્ઠપણાના ગુણો એમનામાં ખાસ તરી આવતા. તેઓશ્રી કંઈ ઉપદેશ દેવાનું કાર્ય કરતા નહોતા, પણ કોઇ યોગ્ય જિજ્ઞાસુ મળે તો તેની ઉત્કંઠા પૂર્ણ કરતા અને બને ત્યાંસુધી કોઈનો અનાદર કરતા નહિ. જિજ્ઞાસુ જનો જો કે એમના ઉપર ઘણોજ ગુરુભાવ રાખતા, પણ પોતે ગુરુપણાનું જરાપણ અભિમાન રાખતા નહિ.

ગુરુમુખથી મેં યોગવાસિષ્ઠ, ગીતા, અપરોક્ષાનુભૂતિ, પંચદશી, આત્મ-પુરાણ ઇત્યાદિ ગ્રંથોનું શ્રવણ કર્યું હતું. તેમાંથી કોઇ કોઇ પ્રસંગો આ વૃત્તાં-તમાં સંક્ષેપમાં આપ્યા છે. કથા અને બીજા પ્રસંગે જરૂરને વખતે હું કંઇ કંઇ નોંધ લઈ લેતો, અને તેમાં કોઇ બાબત વિષે મારી સમજણમાં ન્યૂનતા જણાતી તો પાછળથી તે ગુરુશ્રીને પૂછી લેતો. આ વૃત્તાંતમાંનો થોડોક ભાગ ગુરુશ્રીને મુખેથી મારી શંકાના ઉત્તરમાં કહેવામાં આવેલો તે છે; તેમજ બીજા-ઓએ પૂછેલા પ્રશ્નો ઉપર થયેલું વિવેચન કે જે મારા સાંભળવામાં આવેલું તે પણ મેં આમાં જેટલું સ્મરણમાં રહ્યું તેટલું લખાવ્યું છે. સનાતન ધર્મ ઉપર એમને પ્રીતિ હતી. આચાર્યોના સંપ્રદાય તરફ ગ્રાહ્યાગ્રાહ્ય વિવેક રાખતા અને તે સાથે શંકરવેદાંતને તો તેઓશ્રી પોતાનુંજ માનતા હતા. આવા મહાત્મા સંબંધે લખાવનાર પોતાની ન્યૂનતાને લીધે પોતે શ્રવણ કરેલું સંપૂર્ણ ન લખાવી શકે એ સ્વાભાવિક છે; માટે તેવી જે કંઈ ન્યૂનતા આમાં જણાય તે મારી પોતાની છે, પણ તે બ્રહ્મસ્વરૂપ ગુરુશ્રીની નથી. સરોવરની આગળ ઘડો લઇને જનારને વધારે પાણી ન મળે, તેમાં જેમ સરોવરની એટલે દેના-રની ન્યૂનતા નથી પણ લેનારનીજ છે; તેમ આવા મહાન્ પુરુષની પાસેથી મારા જેવાને અધિકાર પરત્વે ઓછું વધતું મળે તેમાં ન્યૂનતા દેનારની નહિ પણ લેનારનીજ છે. એમની પાસેથી અજાતવાદ આદિ જેવા સૂક્ષ્મ

વિષયો મારી અલ્પબુદ્ધિને લીધે ગ્રહણ ન કરી શકું, પણ વૈરાગ્યાદિ સાધન માત્ર યત્કિંચિત્ ગ્રહણ કરેલાં જેનું વિવેચન મારી સ્મૃતિ અનુસાર લખાવું છું. આમાં કેટલાક વિષય સંબંધે પુનરુક્તિ થયેલી જણાશે, પણ તે તો ગુરુશ્રીએ કહેલું ગ્રહણ કરવામાં મારી મંદ બુદ્ધિને લીધે, તેમજ **आवृत्तिरसकृदुपदेशात्** એ વેદાન્તસૂત્ર અનુસાર દૃઢપણાને માટે વારંવાર ગ્રહણ કરેલ ઉપદેશને લીધે છે.

ગુરુશ્રી સાથેનો મારો પરિચય સાત વર્ષનો છે, તેમાં સાથે રહેવાનો પ્રસંગ તો આશરે સવા વર્ષનો હશે. ગુરુશ્રીથી મને બ્રહ્મચર્ય દશામાં તેમજ સંન્યાસ આશ્રમમાં પણ બ્રહ્મવિદ્યાનો લાભ મળતોજ રહ્યો છે. એમનાથી મને જે કંઇ આત્મવિદ્યાનો લાભ થયો છે, અને તેથી જે કંઈ અપૂર્વ આનંદ આ જીંદગીમાં મળ્યો છે, તેનો બદલો તો હું અનેક જન્મ સુધી યત્ન કરૂં તો પણ આપી શકું તેમ નથી.

આ લોકમાં અનેક મહાપુરુષો થઈ ગયા છે. જેમના જીવનમાં ઘણા પ્રસંગો એવા હોય છે કે જેનું માત્ર અનુકરણ કરવાથી પણ મનુષ્યજન્મનું સાર્થક્ય થાય છે. તેમાં પણ જેઓ અધ્યાત્મદર્શી થયા છે તેઓનાં જીવનવૃત્તાંતમાં તો એવા અનેક આદર્શો હોય છે કે જેમાંના થોડાકનું પણ વ્યવહારમાં કૃતિ રુપે અવલંબન કરાય તો વ્યવહાર ઊંચો, નિર્મળ, સરલ, શુદ્ધ અને પુરુષાર્થ પર્યવસાયી બને એ નિઃસંશય છે. આ પ્રકૃત પુરુષવર્યનું જીવન પણ એક એવાજ વિશિષ્ટ પ્રકારનું છે.

ગુજરાતી ભાષાનો મને પરિચય ન હોવાથી, મારા વિચારોનું તે ભાષામાં અવતરણ કરવામાં પરિશ્રમ લેનાર રા. રા. બટુશંકર ગીરધરલાલ મહેતા તથા સંશોધનમાં સહાય કરનાર શ્રીયુત શાસ્ત્રીજી હાથીભાઈ હરિશંકરનો આભાર માનું છું.

प्र.



श्रीगुरुभ्यो नमः ।

ॐ सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै ।
तेजस्विनावधीतमस्तु । मा विद्विषावहै ॥
॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

**અર્થ**:—( તે ) અમારૂં બન્નેનું ( ગુરુ શિષ્યનું ) સાથે પાલન કરો, ( તે ) અમારૂં બન્નેનું સાથે રક્ષણ કરો, ( અમે બન્ને ) સાથે ( વિદ્યાકૃત ) સામર્થ્ય સંપાદન કરીએ, અમારૂં બન્નેનું કરેલું અધ્યયન સામર્થ્યવાળું થાઓ, ( અમે બે પરસ્પર ) દ્વેષ ન કરીએ.

ૐ શાંતિ ( થાઓ ) શાંતિ (થાઓ) શાંતિ ( થાઓ ).

## ૧. શ્મશાન વૈરાગ્ય અને ગુરુ શોધવાની ઇચ્છા.

આશરે સાત વર્ષ પહેલાં મારા એક ઓળખીતા બેલગામમાં લશ્કરમાં સુબેદાર હતા. તેમનાં પત્ની ઉત્તમ રુપગુણયુક્ત હતાં. તે પ્રસૂતિની પીડાથી ગુજરી ગયાં. તેમને દહન કરવાની ક્રિયામાં હું સામેલ હતો. જ્યારે તેમનું સુંદર શરીર શબરુપે અગ્નિમાં બળવા લાગ્યું, ત્યારે તે સમયની સ્થિતિ જોઇ શારીરિક ભૌતિક પદાર્થો પર મને ઘણો અનાદર થયો, અને છેવટે શરીરની આ દશા થવાની છે એવું મનમાં આવ્યાથી મારા પોતાના શરીર ઉપર ઘણીજ ગ્લાન ઉત્પન્ન થઇ; અને મનમાં નિશ્ચય કર્યો કે સંસાર વ્યવહારમાં પડવું નહિ, પણ ઘર છોડી ચાલ્યા જવું. આવી સ્થિતિ થવાથી મને ખાવું પીવું કાંઈ ગમે નહિ. મનમાં એવું થવા લાગ્યું કે કોઇ બ્રહ્મનિષ્ઠ ગુરુ મળે તો તેનું શરણુ ગ્રહણ કરી આ સંસારરુપી જન્મમરણથી મોકળો થાઉં. આવા વિચારથી અંગ્રેજી માસ્તર દત્તોપંત જેમણે વેદાંતનો સારો અભ્યાસ કર્યો હતો, અને જેમને ઘણા લોકો ગુરુ તરીકે માનતા હતા, તેમને મેં ઉપલી હકીકત જણાવી કહ્યું કે, “ઉપદેશક તો ઘણા લોકો છે અને તેઓના સમાગમમાં પણ હું આવ્યો છું, પરંતુ મને કોઈના ઉપર આસ્થા બેસતી નથી; કારણ ઘણા ગૃહસ્થ તથા ત્યાગીઓ વાચાળ હોય છે, પણ અનુભવી કોઈ દેખાતા નથી.” તેમણે ઉત્તર આપ્યો કે, “જો તમારામાં તીવ્ર જિજ્ઞાસા હશે તો ગુરુ પોતેજ આવી તમને ઉપદેશ કરશે. ગુરુને શોધવા જવાની કાંઈ જરૂર નથી.” તે ઉપરથી મેં બે ત્રણ માસ રાહ જોવા નિશ્ચય કર્યો, અને તે દરમ્યાન જો કોઇ બ્રહ્મનિષ્ઠ ગુરુ ન મળે તો પછી તેમની શોધમાં ઘર છોડી બીજે ઠેકાણે ચાલ્યા જવું એવું મનમાં નક્કી કર્યું.

## ૨. ગુરુની પ્રાપ્તિ.

એટલામાં આશરે પંદર દિવસની અંદર હું વાસુદેવરાવને ત્યાં ગયો હતો, ત્યાં શ્રીનિવાસરાવ પણ બેઠા હતા. પ્રસંગ નીકળતાં વાસુદેવરાવ કહેવા લાગ્યા કે, "અહિં હઝુર ડેપ્યુટિ કલેકટર આવ્યા છે તે જ્ઞાની છે; અમે દર્શન કરવા માટે ગયા હતા." મેં પૂછયું કે, "આપને પ્રથમથી જ તેમની પીછાન છે?" તેમણે કહ્યું, "ના." પછી મેં પૂછયું કે, "તેઓ જ્ઞાની છે તેની આપને કયાંથી ખબર?' પછી વાસુદેવરાવ કહેવા લાગ્યા કે, "શ્રીનિવાસરાવ મુંબઈથી ગાડીમાં આવતા હતા ત્યારે બ્રહ્મચારી શ્રી સુખાનંદજી મહારાજ તેમની સાથે ગાડીમાં બેઠા હતા. એક બીજા સાથે વાતચીતમાં સુખાનંદજી મહારાજ કહેવા લાગ્યા કે 'બેલગામમાં હઝુર ડેપ્યુટિ કલેકટર લલ્લુભાઈ ગોવર્ધનદાસ છે તેમને ત્યાં જાઉં છું.' સ્ટેશન પર ઉતરતી વખતે શ્રીનિવાસરાવે શ્રી સુખાનંદજીને કહ્યું કે, 'અત્યારે લલ્લુભાઈ સાહેબ કચેરીમાં ગયા હશે તો તમે મારે ત્યાં ચાલો અને સાંજના એમના આવવાના વખતે અમે આપને એમને બંગલે પહોંચાડીશું.' તે ઉપરથી સુખાનંદજી મહારાજ તેમની સાથે ગયા. સાંજના શ્રીનિવાસરાવ, તેમના પુત્ર ગોવિંદરાવ અને હું શ્રી સુખાનંદજીને તેડીને ગુરુશ્રીને બંગલે ગયા. ગુરુશ્રી સાથે અમારી ઓળખાણ કરાવી અને પછી જતી વખતે અમને ભલામણ કરી કે લલ્લુભાઇ સાહેબ ઘણા જ્ઞાનવાન છે માટે સમાગમ અર્થે વખતોવખત તમારે ફુરસદે એમની પાસે આવતા જવું." ગુરુવર્ય ખાનદેશથી બદલી થવાથી બેલગામ આવ્યા તે પછી બે ત્રણ મહિને હું બેલગામ આવ્યો હતો. મને કોઇ વખત તેમની મુલાકાતનો પ્રસંગ મળેલો નહિ. ઉપલા ગૃહસ્થો તરફથી જ્યારે મને તેઓશ્રી મહાત્મા પુરુષ છે એવી હકીકત મળી, ત્યારે મેં એમની પાસે જવાનો વિચાર કીધો. શાકે ૧૮૧૮ (સને ૧૮૯૭) ની મકરસંક્રાંતિને દિવસે (તા. ૧૨ જાન્યુઆરીએ) હું તેમને સાંજના આશરે પાંચ વાગ્યે 'તલ' લઇ મળવા ગયો. (દક્ષિણમાં મહારાષ્ટ્રમાં સંક્રાંતિને દિવસે ખાંડ પાયેલા કાંગરાવાળા રંગબેરંગી તલ પરપસ્પરમાં આપવાનો રિવાજ છે.) મારી ઉદાસીન વૃત્તિ વિષે અગાઉથી ઉપલા ગૃહસ્થોએ એમને વાકેફ કર્યા હતા, તેથી જેઓની સાથે હું ગયો હતો તેમને ગુરુશ્રીએ પૂછયું કે "તમે કહેતા હતા તેઓજ આ કે?" તેમણે કહ્યું "હા તેઓજ." તે ઉપરથી ગુરુશ્રીએ મને પૂછયું કે, "કેમ તમારે લગ્ન કરવાની મરજી નથી કે શું?" હું મુગો રહ્યો. તે ઉપરથી એઓ બોલવા લાગ્યા કે "કેવળ વૈરાગ્ય કામનો નથી. વૈરાગ્યમાં પણ શ્મશાનવૈરાગ્ય, પ્રસૂતિવૈરાગ્ય, પુરાણવૈરાગ્ય વગેરે અનેક પ્રકારના વૈરાગ્ય છે, પણ તે ખરા

વૈરાગ્ય નથી. વિવેકયુકત વૈરાગ્ય હોય તોજ તે કાયમ રહે છે. શ્મશાનવૈરાગ્ય તો ફકત શ્મશાનભૂમિમાં રહેવા પર્યંત જ રહે છે; કોઇક પુણ્ય અંતઃકરણવાળાને ચાર છ મહિના રહે છે; જ્યારે પૂર્ણ સંસ્કારી કોઈ યોગભ્રષ્ટ પુરુષને સદાકાળ રહે છે. એ ઉપર એક દ્રષ્ટાંત છે કે, કબીરના દર્શન સારૂ એમનું નામ સાંભળી કેટલાક જિજ્ઞાસુ પુરુષો દૂર દેશાવરથી આવ્યા. કબીરને ઘેર જઇ તપાસ કરી તો એમની સ્ત્રી તરફથી માલમ પડયું કે એઓ તો શ્મશાને ગયા છે. આવનાર પુરુષોએ કહ્યું કે, 'અમે શ્મશાનભૂમિમાં જઈ એમનાં દર્શન કરીશું, પણ ત્યાં ઘણા જણ હશે તેમાંથી અમે કબીરજીને શી રીતે ઓળખીશું? માટે કાંઇ એમની નિશાની બતાવો તો સારૂં.' કબીરની સ્ત્રીએ ઉત્તર આપ્યો કે, 'શ્મશાનમાં રહે ત્યાં સુધી સર્વ ડાઘુઓની મુખમુદ્રા ઉદાસીનતાથી વ્યાપ્ત થયેલી માલમ પડશે. પણ શ્મશાન છોડયા બાદ તે બદલાઈ જશે. કબીરની મુદ્રા તો જેવી શ્મશાનમાં જોશો તેવીજ પછી પણ જણાશે. તે ઉપરથી એમને તમારે ઓળખી લેવા.' તાત્પર્ય કે વિવેક સહિત જેને વૈરાગ્ય થાય છે તેને તો તે સદાકાળ રહે છે."

વળી એમણે કહ્યું કે "જુઓ આપણામાં અને કુતરાના શરીરમાં શો ફરક છે? અસ્થિ, માંસ ઇત્યાદિ આપણામાં છે અને કુતરામાં પણ છે; તેમજ બહાર ઓટલા પર બેઠેલા સિપાઇને દર માસે રૂા. ૮ આઠ પગાર મળે છે અને મને રૂા. ૭૦૦ સાતસો મળે છે. એ પણ મનુષ્ય છે, હું પણ મનુષ્ય છું. એના માથા પર થોડો ઘણો બોજો નાખીએ તો લઇ જાય; મારાથી તો તે પણ નહિ લઇ જવાય. કહેવાનું તાત્પર્ય એ કે, પ્રધાનતાએ વિવેક–બુદ્ધિ એજ મુખ્ય છે; માટે મનુષ્યશરીર ધારણ કરી, વિવેક બુદ્ધિનો ઉપયોગ કરી, જ્ઞાન સંપાદન કરવું એજ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે." આટલું બોલીને મને પૂછવા લાગ્યા કે "તમને પ્રાતઃકાળમાં ફુરસદ છે?" મેં કહ્યું, "મને આખો દિવસ ફુરસદ છે." ત્યારે પોતે બોલ્યા કે, "પ્રાતઃકાળમાં રોજ સાત વાગતાં તમે અહિંઆં આવતા રહેજો." તે દિવસે તેમનાં દર્શનથી મને ઘણોજ આનંદ થયો, અને તેમના તેજની મારા પર એવી છાયા પડી કે તેજ વખતે મેં મનમાં એવો દૃઢ નિશ્ચય કર્યો, કે ગુરુ કરવા તો એમનેજ કરવા; અને તેજ દિવસથી મારા મનથી મેં એમને ગુરુ તરીકે માન્યા અને દરરોજ સવારે શ્રવણ કરવા જવા માંડયું.



## ૩. મૃત્યુનું સ્મરણ વૈરાગ્યનો હેતુ છે.

એક દિવસ સાંજે ગુરુશ્રી, વાસુદેવરાવ અને હું બંગલે બેઠા હતા, એટલામાં ફરવા જવાનો વખત થયો અને ગાડી જોડાવી. ગુરુશ્રીએ અમને પૂછ્યું, "સાથે આવશો ?" અમે હા કહી. સર્વે ગાડીમાં બેસી ફરવા ગયા. રસ્તામાં એક મુસલમાનનો છોકરો બીડી પીતો જોવામાં આવ્યો એટલે ગુરુશ્રીએ ગાડીવાનને કહ્યું, "ગાડી ઉભી રાખો." ગાડી ઉભી રહી એટલે પેલા છોકરાને કહ્યું કે, "અહિં આવ." છોકરો પાસે આવ્યો એટલે ગુરુશ્રીએ પૂછ્યું, "બીડી પીતા હે?" છોકરાએ ગભરાઇને બીડી ફેંકી દીધી. ગુરુશ્રી બોલ્યા, "ઇતના છોટા હે અબીસેં બીડી પીતા હે ?" છોકરો બોલ્યો, "નહિ સાબ, નહિ પીઉંગા," એ સાંભળી તેને ચાર આના આપ્યા અને પૂછ્યું, "ઇસ્કા ક્યાઁ કરેગા, બીડી પીએગા ?" છોકરો બોલ્યો, "નહિ, મેરી માકું દઉંગા." ગુરુશ્રીએ કહ્યું, "અચ્છા કોઇ વખત બીડી નહિ પીના. નુકસાન કરતા હે." છોકરો ગયો એટલે ગુરુશ્રીએ અમને કહ્યું, "છોકરાએ માન્યું; ન માનત તો આપણે શું કરત ?"

ગાડી આગળ ચાલી. પ્રસંગ નીકળતાં મેં કહ્યું કે, "મને અંતરમાં હંમેશાં કાંઇક દિલગીરી રહે છે." ગુરુશ્રીએ પૂછ્યું, "શું કારણ ?" મેં કહ્યું, "જ્યારથી હું શ્મશાનમાં મડદું બળતું જોઇ આવ્યો ત્યારથી એમ થાય છે. ખાવું, પીવું વગેરે કાંઈ ઠીક લાગતું નથી." ગુરુશ્રી બોલ્યા, "એમ તો થવુંજ જોઇએ. એ વૈરાગ્યનું કારણ છે." એમ કહી પોતે દ્રષ્ટાંત આપ્યું.

"શુદ્ધોદન રાજાના કુમાર સિદ્ધાર્થ 'બુદ્ધદેવ' નું મન નાનપણથીજ વિચારચરત રહેતું, તેથી તે કદાચ નાસી જશે એમ તેના પિતાને વહેમ આવવાથી તેણે તેને સંસારનાં દુઃખોથી અજ્ઞાત રાખવા માટે ત્રણ મોટા મહેલો બંધાવ્યા. એમાં અપૂર્વ સુખ અને વૈભવ હોવાથી કુમારને કદિ મહેલ છોડી બહાર જવું ગમતું નહિ. પરંતુ સમય જતાં આવા અપૂર્વ સુખાલયમાં પણ સિદ્ધાર્થને ધીમે ધીમે ગમવા લાગ્યું નહિ. તેને બહારની દુનિયાનું દર્શન કરવાનો વિચાર આવ્યો. તેણે એક વાર બહાર જવા પિતાની આજ્ઞા માગી. રાજા શુદ્ધોદને નગર સુશોભિત કરવા પ્રજાજનોને ફરમાવ્યું અને કોઇ પણ ઠેકાણે દુઃખીનો દેખાવ નજરે ન પડે તેવી યોજના કરાવી. કુમાર સારથિ સાથે રથમાં બેસી નગર જોવા નીકળ્યો. નગર જોઇ કુમાર શહેર બહાર વિશાળ પ્રદેશમાં ગયો. રસ્તે એક વૃદ્ધ પુરુષને જોયો; તેથી કુમારે પૂછ્યું, "આ કોણ છે ?" સારથિએ જવાબ આપ્યો, "મહારાજા, એ એક વૃદ્ધ પુરુષ છે." "તે વાંકો કેમ વળી ગયો છે ? તેના વાળ સફેદ કેમ છે ? તેની આંખો ઊંડી કેમ ગયેલી છે ?" સારથિએ કહ્યું, "વૃદ્ધાવસ્થામાં મનુષ્યમાત્રની આવી સ્થિતિ સહજ થાય છે." કુમારે કહ્યું, "ત્યારે

હું પણ આવી સ્થિતિ પામીશ ?" "હાજી." સિદ્ધાર્થને આ ઉપરથી આઘાત થયો. તેઓ જરા દૂર નીકળ્યા ત્યારે તેમની દૃષ્ટિએ એક વ્યાધિગ્રસ્ત પુરુષ પડયો. કુમારે પૂછ્યું, "આ મનુષ્ય આવો કેમ જણાય છે ?" સારથિએ ઉત્તર આપ્યો, "એ એક રોગી પુરુષ છે, અને અસહ્ય રોગ એના દુ:ખનું કારણ છે. દેહમાત્રની આવી સ્થિતિ સ્વાભાવિક છે." સિદ્ધાર્થના હૃદયમાં ખળભળાટ થયો. કુમારનું મન વ્યગ્ર જોઈ સારથિએ રથ ત્વરાથી ચલાવ્યો; પરંતુ એટલામાં એક મૃત દેહને શ્મશાનમાં ઉપાડી જતા ચાર મનુષ્યો નજરે પડયા. આ જોતાંજ સિદ્ધાર્થે સારથિને આશ્ચર્યથી પૂછ્યું, "આ મનુષ્યો આ શું ઉંચકી જાય છે ? એની પાછળ આ રડારોળ શી થઇ રહી છે ?" સારથિએ કહ્યું, "મહારાજા, એ તો એક મૃત દેહને શ્મશાનભૂમિએ લઇ જાય છે. એ દેહ એક વાર ચેતનપૂર્ણ હતો, પણ અત્યારે તો ચેતનરહિત થઈ ગયો છે. એ દેહને શ્મશાનભૂમિમાં લઇ જઈ બાળી દેશે." કુમારનું હૃદય કંપી ઊઠયું, અને તે ત્રૂટક સ્વરે બોલ્યો, "આવા મનુષ્ય આ દુનિયામાં એકજ હશે કે બીજા કોઇ હશે ખરા ?" સારથિએ કહ્યું, "મહારાજા, એ દેહ મૃત્યુ પામ્યો છે, એટલે એની એ સ્થિતિ થઈ છે. પ્રત્યેક શરીરવાળું પ્રાણી મૃત્યુને અવશ્ય આધીન છે. મૃત્યુ એજ દેહની પ્રકૃતિ છે. જીવિત તો વિકૃતિ છે. આજ સુધી કોઇ મૃત્યુના પંજામાંથી બચી શકયું નથી અને કદિ પણ બચી શકશે નહિ." આ ભયંકર દેખાવથી તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થતાં તેજ રાત્રે સિદ્ધાર્થે પોતાની સ્ત્રી તથા પુત્ર રાહુલને સૂતાં મૂકી છાનામાના પલાયન કર્યું. કહેવાનું તાત્પર્ય કે મૃત્યુનું સ્મરણ એ વૈરાગ્યનો હેતુ છે. કહ્યું છે કે:—

मस्तकस्थायिनं मृत्युं यदि पश्येदयं जन. ।
आहारोऽपि न रोचेत किमुतान्या विभूतयः ॥

**અર્થ**:—માથા ઉપર ઉભેલા કાળને જો આ માણસ જુએ તો તેને ભોજન પણ ન ભાવે, ત્યારે બીજા વૈભવોની તો વાતજ શી ?

માટે મૃત્યુનું ચિંતન તે વૈરાગ્યવૃત્તિનું કારણ છે. કારણ કે ખુનીને જ્યારે ફાંસીનો હુકમ થાય છે ત્યારે તેને ખાવાપીવાનો કોઇ પણ પદાર્થ ગમતો નથી; તે પ્રમાણે જેને હરઘડી મૃત્યુનું ચિંતન રહે છે તેને દુનિયાદારીના સર્વ પદાર્થો પર અભાવ થાય છે.

# ૪. ગુરુશ્રીનું કુટુંબ.

આ પ્રસંગ બન્યા પછી ગુરુશ્રીનાં પત્ની દેવકોરબા તથા તેમના પુત્ર છોટુભાઇ તથા માકુભાઈ અને પુત્રી વેણીબ્હેન મુંબઈથી બેલગામ આવ્યાં. હું તેમને સ્ટેશન ઉપર તેડવા ગયો હતો. માતાજીના સમાગમથી મને આશ્ચર્ય લાગ્યું કે જેવા ગુરુશ્રી છે, તેવાંજ પતિપરાયણ ગુરુપત્ની પણ છે. શાસ્ત્રમાં જેવો ઋષિમુનિઓનો ગૃહસંસાર વર્ણવ્યો છે તેવો જ તેમનો ગૃહસંસાર પણ મને લાગ્યો.

એક સમયે હું દ્રવિડ દેશમાં હતો ત્યારે આશરે ૩૦૦ વર્ષ ઉપર થઈ ગયેલા તિરુવલ્લુવનયનાર નામના એક મહાત્માની પ્રસિદ્ધ વાતો મેં સાંભળી હતી. તેમનાં માતાપિતા બ્રાહ્મણ હતાં. તેઓ બન્ને ધર્મનિષ્ઠ હતાં; વળી સ્ત્રી તો આદર્શ પતિવ્રતા હતી. કોઇએક સમયે એ પતિપત્ની યાત્રાએ નીકળ્યાં. તે વખતે પત્ની સગર્ભા હોવાથી યાત્રામાંજ તેને પુત્રનો પ્રસવ થયો. એ પુત્ર ઘણોજ સુંદર હતો, છતાં તેના નિર્મોહી પિતાને તેના તરફ મમત્વ ઉત્પન્ન ન થયું અને પત્નીને કહ્યું કે, "એ જેનો છે તે તેને સંભાળશે. આપણે યાત્રામાં તેને સાથે ફેરવવાની જરૂર નથી; અહિંજ છોડી દો." પતિવ્રતા સ્ત્રીએ પુત્ર સંબંધી કંઈ પણ ફીકર ન કરતાં તેજ વખતે એકાએક નિર્જન સ્થળે તેને તજી દીધો. બન્ને યાત્રામાં આગળ વધ્યાં. પાછળથી કોઇ એક ઢેડ ગરોડો ત્યાં પાંદડાં એકઠાં કરવા આવી ચઢયો અને આવા સુંદર બાળકને જોઇ તેના મનનાં આનંદનો પાર ન રહ્યો. પોતે અપુત્ર હોવાથી "આ પુત્ર પ્રભુએજ આપ્યો" એમ માની તે તથા તેની સ્ત્રીએ તેનું લાલનપાલન કરવા માંડયુ; અને તિરુવલ્લુવનયનાર એવું નામ આપ્યું. તે યોગભ્રષ્ટ હોવાથી જન્મથી જ સંસ્કારી દેખાવા લાગ્યા. યોગ્ય વયે તો તેમના જ્ઞાનનું શું કહેવું? એમનાં લગ્ન થયા અને તે વણકરનું કામ કરી નિર્દોષ આજીવિકા ચલાવવા લાગ્યા. તેમને સ્ત્રી પણ એવીજ પતિવ્રતા મળી. એમના માહાત્મ્યની કથાથી આજુબાજુ શહેરોમાં રહેનાર લોકો માહિતગાર થયા અને તેમની પ્રસિદ્ધિ દિવસે દિવસે વધવા લાગી. કોઇ એક વખતે બાજુનાં શહેરોમાંથી બે ચાર ગૃહસ્થો પોતાની શંકાનું નિવારણ કરાવવા સત્સંગ અર્થે ત્યાં આવી ચઢયા. તેમના આવ્યા પહેલાં મહાત્માએ યોગી હોવાથી તેમના આવવાનું કારણ અગાઉથી જાણી લીધું હતું, તેથી તેઓ આવ્યા કે તરતજ તેમણે પોતાની સ્ત્રીને આજ્ઞા કરી કે, "દોરો તૂટી ગયો છે માટે સાંધવાને (દિવસનું અજવાળું હતું છતાં) દીવો લાવો." તે મુજબ તે સ્ત્રી દીવો લઇ હાજર થઇ. હાથમાં રહેલા દોરાને જોડી દઇ મહાત્માએ તે સ્ત્રીને કહ્યું કે, "દીવો લઈ જાઓ." સ્ત્રીએ પતિની આજ્ઞા મુજબ કર્યું. આવેલા ગૃહસ્થોએ પ્રણામ કરી પૂછયું કે, "જ્ઞાન માટે ગૃહસ્થાશ્રમ યોગ્ય છે કે સંન્યા-

સાશ્રમ ?" ત્યારે મહાત્માએ પ્રત્યુત્તર આપ્યો કે, "તમારી શંકાનું સમાધાન થઈ ગયું તે ન જોયું ? મારી સ્ત્રી દીવો લઇને આવી અને પાછી લઈ ગઈ તે ?" ગૃહસ્થોએ કહ્યું, "સ્પષ્ટપણે સમજાવો." ત્યારે મહાત્મા બોલ્યા કે, "આવી પ્રતિવ્રતા સ્ત્રી હોય તો ગૃહસ્થાશ્રમમાં પણ સુખે જ્ઞાન મેળવી શકાય, અને જો કોઇ અજ્ઞાની સ્ત્રી હોય તો આમ ધોળે દિવસે દીવો મંગાવતાં કહે કે, 'શું તમે આંધળા છો કે ? રાત દિવસમાં પણ સમજતા નથી;' પણ આ તો મારી આજ્ઞાનેજ વેદવાક્ય માની દીવો લઇ હાજર થઈ. જેને આવી સ્ત્રી હોય તેને ગૃહસ્થાશ્રમમાં જ્ઞાન મેળવવાની અનુકૂળતા પ્રાપ્ત થઈ શકે છે. બાકીનાઓને તો સંન્યાસાશ્રમ જ જ્ઞાન મેળવવા યોગ્ય હોઇ શકે." આ પ્રમાણે ગુરુશ્રીનો ગૃહસ્થાશ્રમ પણ ઉત્તમ પ્રકારનો હતો.

---

## ૫. વકીલને ઉપદેશ.

એક વખત એવો પ્રસંગ બન્યો કે શહેરમાં કોઈ વકીલ હતા તેનો યુવાન અને વિદ્વાન્ એકનો એક છોકરો ગુજરી ગયો, તે ઉપરથી તેને એટલી બધી દિલગીરી વ્યાપી ગંઇ કે ચિત્તભ્રમ જેવું થઈ ગયું ને કામધંધો છોડી દીધો. કેટલાક મિત્રો એના મનની શાંતિ થશે એમ ધારી તેને ગુરુશ્રી પાસે એક રવિવારની સાંજે લઈ આવ્યા. હું પણ તે વખતે ત્યાં હતો. ગુરુશ્રી તેને કહેવા લાગ્યા કે, "આ તમારૂં પોતાનું શરીર તમારૂં નથી, તો તેનાથી ઉત્પન્ન થયેલું બીજું શરીર તો તમારૂ શી રીતે કહેવાય ? આ શરીરદ્વારા પુત્ર થયો તે મારો છે એવી તમે મમતા ધારણ કરો છો તેને લીધે દુઃખ થાય છે; પણ એજ શરીરથી પ્રસ્વેદદ્વારા ઘણાં જંતુઓ પેદા થાય છે ને મરી જાય છે ત્યારે તમને કંઇ સંતાપ થતો નથી; કારણ કે એ જંતુ આદિ મારાં છે એવી મમતા તમે રાખતા નથી. વસ્તુતઃ પુત્ર તથા જંતુઓ બન્ને તમારા શરીરથી ઉત્પન્ન થયાં, પણ એકના સંબંધમાં તમે મમતા ધારણ કરો છો, અને બીજાના સંબંધમાં તેમ કરતા નથી; માટે મમત્વ એજ દુઃખનું કારણ છે; તે મૂકી દો એટલે સંતાપથી મુક્ત થશો. આપણા ઘરમાં પાળેલો પોપટ હોય તેને બિલાડી પકડી લે તો આપણને દુઃખ થાય, કેમકે તેનામાં આપણી મમતા છે; પણ ઘરમાંના ઉંદરને બિલાડી પકડે તો દુઃખ ન થાય. એવીજ રીતે સાડાત્રણ હાથનો માંસનો ટુકડો મને આનંદદાયક છે અને આ માંસનો ટુકડો નષ્ટ થવાથી મારો આનંદ નષ્ટ થાય છે એમ માનવું કેવળ અજ્ઞાન છે. વળી કદાપિ તમારા માનવા પ્રમાણે તમારો પુત્ર મરી ગયો એમ માનીએ, તોપણ તમારે શોક કરવો ઉચિત નથી, કારણ કે તે મુઓ શાનો ? તે તો 'પાછો' થયો. તમારે ત્યાં હતો તેના કરતાં વખતે સારા

સુખમાં હશે. સંસાર પ્રવાહમાં તમારે ઘણા પુત્રો થઈ ગયા, અને તેને તમારા જેવા ઘણા પિતા થઈ ગયા." એટલું કહીને યોગવાસિષ્ઠમાંથી ગુરુશ્રીએ પુણ્ય પાવનનું આખ્યાન કહ્યું:–

"જંબુદ્વીપમાં મહેન્દ્ર પર્વત ઉપર એક ઝરાને કિનારે રમ્ય આશ્રમમાં મુનિ દીર્ઘતમા પોતાની સ્ત્રી સાથે રહેતા હતા. તેમને બે પુત્રો હતા. મોટો પુણ્ય તે જ્ઞાનવાન હતો, ને નાનો પાવન તે કંઈક અધુરો હતો. વૃદ્ધાવસ્થામાં મુનિશ્રીનું શરીર પડયું; તેમનાં સ્ત્રી પણ યોગદ્વારા પોતાનું શરીર છોડી સ્વામીની સાથે ભળી ગયાં. પાવન માતાપિતાના વિયોગથી ઘણો શોક કરવા લાગ્યો, ત્યારે પુણ્ય તેની પાસે આવી કહેવા લાગ્યો કે, 'ભાઈ પાવન, શોક કેમ કરે છે? આપણાં માતાપિતા આત્મપદને પ્રાપ્ત થયાં છે. તેઓ પોતાના સ્વરૂપને પામ્યાં છે. તેમને ઉત્તમોત્તમ પદ મળ્યું છે, તો તારે શોક શામાટે કરવો જોઈએ? જેને માટે શોક કરવો યોગ્ય નથી તેને માટે તું શોક કેમ કરે છે? તું કોઈનો પુત્ર નથી અને કોઈ તારાં માતાપિતા નથી. તારાં આજ સુધીમાં કેટલાંય માતાપિતા થઈ ગયાં હશે, અને તું કેટલાંયનો પુત્ર થયો હોઈશ. જેમ ઋતુ ઋતુમાં વૃક્ષોને ફળ આવે છે અને નષ્ટ થાય છે, તેમ જન્મ અને મરણ થયાંજ કરે છે. તું આ તારાં માતપિતાનો શોક કરે છે તો અગાઉના જન્મોમાં અસંખ્યાત થઈ ગયેલાં તારાં માતાપિતાનો શોક કેમ કરતો નથી? હે મહાભાગ! જે પ્રપંચ તને દૃશ્ય ભાસે છે તે જાગૃત ભ્રમ છે. પરમાર્થદૃષ્ટિથી તો જગત્ નથી, કોઈ મિત્ર નથી, અને કોઈ બંધુ નથી. જેમ ઝાંઝવા વિષે મોટી નદી દેખાય છે, પરંતુ એક પણ જળનું બિંદુ તેમાં હોતું નથી, તેજ પ્રમાણે જગત્ કંઈ પણ વસ્તુ નથી. જો તું પરમાર્થદૃષ્ટિએ વિચારી જોશે, તો તને માલમ પડશે કે આ સર્વ જે દેખાય છે તે ભ્રાંતિરૂપ છે; અને માયાદૃષ્ટિથી વારંવાર ઉત્પન્ન અને નષ્ટ થતું દેખાય છે. આ જગત્ સર્વ આપણા સંકલ્પથી ઉત્પન્ન થયું છે. એમાં સત્પદાર્થ કોઈ પણ નથી. જેવી જેવી ભાવના આપણને સ્ફુરે છે તેવું તેવું ભાસે છે. પ્રપંચ વિષે જેવી મનની કલ્પના કરીએ તેવો તે દેખાય છે. જ્યાં સ્ત્રીની ભાવના થાય છે ત્યાં સ્ત્રી ભાસે છે. પુત્રની ભાવનાથી પુત્ર, બંધુની ભાવનાથી બંધુ અને માતાપિતાની ભાવનાથી માતાપિતા દેખાય છે. આ પ્રમાણે ભાવનાધીન પ્રપંચ હોવાથી નથી કોઈ બાંધવ અને નથી કોઈ શત્રુ. સર્વકાળમાં એક સર્વાત્મ સ્થિત છે. યોગદૃષ્ટિથી તું જોશે તો તને માલમ પડશે કે અગાઉ ઘણી વાર પશુ, પક્ષી, જળચર, આદિ ઘણીક યોનિઓમાં તારો જન્મ થયો હતો; અને તે વખતે તારાં ઘણાં સગાવહાલાં હતાં. તે સર્વનો તું હાલમાં શોક કરતો નથી, કેમકે તેના સંબંધમાં હવે તને લાંબો વખત થવાથી સ્મરણ રહ્યું નથી. હે ભાઈ! જેવી જેવી વાસના

તેવા તેવા તારો જન્મ થયો હતો. મારા પણ એવા અનેક જન્મો થયા હતા. જે અજ્ઞાની છે તેજ દેહ, ઇંદ્રિયોના ગુણો વિષે તદ્રુપ થઈ જાય છે, અને સુખદુઃખનો ભોક્તા બને છે. જ્ઞાનવાન દેહ અને ઇંદ્રિયોનાં કર્મો કરતાં છતાં પણ અકર્તા છે. જેમ દર્પણ વિષે પ્રતિબિંબ આવી પડે છે, પરંતુ દર્પણ ભલા બુરા રુપથી ખુશી અથવા દિલગીર થતું નથી, તેમ જ્ઞાનીને રાગદ્વેષ સંભવતો નથી; અને પોતાના સ્વરુપમાં નિમગ્ન રહે છે. તે પ્રમાણે તું મિથ્યા દેહાદિકની ભાવનાનો ત્યાગ કરી નિત્ય, શુદ્ધ, શાંત, પરમાનંદ સ્વરુપ વિષે સ્થિત થા. તું પરબ્રહ્મ રુપ છે.' આવીરીતે પુણ્યે બોધ કીધાથી પાવનને પોતાના સ્વરુપનું જ્ઞાન થયું અને તેનો માતાપિતાનો વિયોગ થવાનો શોક નિવૃત્ત થયો. આ પ્રમાણે બન્ને ભાઈઓ સદા આનંદમાં રહી પ્રારબ્ધ કર્મ ક્ષીણ થતાં, જેમ તેલ વગરનો દીવો નિર્વાણ પામે છે તેમ વિદેહમુક્તિને પામ્યા."

એમ આશરે કલાક સુધી કેટલોક ઉપદેશ દીધો અને કહ્યું કે, "જેવી પ્રીતિ તમે તમારા છોકરા પર કરો છો તેવીજ પરમાત્મામાં કરો તો શું ન થઈ શકે? વળી જુઓ કે જે પુત્રને માટે તમે ક્લેશ પામો છે તે પુત્ર જીવતો હોત અને તમે તેને મૂકી ગુજરી ગયા હોત, તો તે કાંઈ તમારી સાથે આવત નહિ." આટલું કહી પોતાનું વિવેચન સમાપ્ત કર્યું.

બીજે રવિવારે સાંજે તે વકીલ વગેરે મંડળી પાછી આવી, ત્યારે પોતે કેટલુંક વિવેચન કર્યા બાદ બોલ્યા કે, "અનિત્ય પદાર્થોની સાથે પ્રેમ જોડવાથી પરિણામ દુઃખરુપ થાય છે, કારણ કે તે વિયોગવાળા છે, અને આત્મા વિયોગવાળો નથી; તેથી આત્માની સાથે પ્રેમ જોડવાથી તેને વિયોગરુપી દુઃખ થતું નથી. બૃહદારણ્યક ઉપનિષદ્માં કહ્યું છે કે,

तदेतत्प्रेयः पुत्रात्प्रेयो वित्तात्प्रेयोऽन्यस्मात्सर्वस्मादन्तरतरं यदयमात्मा । स योऽन्यमात्मनः प्रियं ब्रुवाणं ब्रूयात्प्रियं रोत्स्यतीतीश्वरो ह तथैव स्यादात्मानमेव प्रियमुपासीत स य आत्मानमेव प्रियमुपास्ते न हास्य प्रियं प्रमायुकं भवति ॥

**અર્થ**:—જે આ આત્મા (પ્રાણ વિગેરેથી) વધારે અંતર છે, તે આ આત્મા પુત્રથી વધારે પ્રિય છે, ધનથી વધારે પ્રિય છે, અને બીજા બધાથી વધારે પ્રિય છે. જે (આત્મવાદી છે) તે આત્માથી પૃથક (પુત્ર વિગેરેને) પ્રિય કહેનારા પ્રતિ "તારૂં પ્રિય વિનાશ પામશે" એમ કહેવા સમર્થ છે, તેથી તેમ થાય છે. માટે આત્મરુપ પ્રિયનેજ ઉપાસે. જે તે આત્મરૂપ પ્રિયનેજ ઉપાસે છે, આનું પ્રિય મરણ સ્વભાવવાળું થતું નથી.

"અગાઉ ઋષિમુનિઓ પચાસેક વર્ષ પછી સંસાર છોડીને આત્મપરાયણ થતા હતા. આપની ઉમર પણ લગભગ સાઠ વર્ષની છે, તો હવે આ સર્વ

ચિંતા છોડીને આત્મપરાયણ થવું જરુરનું છે. વળી સર્વ પ્રકારનાં અનુકૂળ સાધન હોવાથી તમે જે ધારો તે કરી શકો એમ છે. તો હું કોણ છું, ક્યાંથી આવ્યો છું ઇત્યાદિ આત્મા અનાત્માનો વિવેક કરીને આત્મ સાક્ષાત્કાર માટે યત્ન કરો. જ્યારે દેહમાં અહંબુદ્ધિ થાય છે ત્યારે સ્ત્રીપુત્રાદિકમાં મમત્વ થાય છે. તમે પુત્રને માટે શોક કરો છો, પણ પુત્ર કરતાંયે દેહ ઉપર તમને વધારે પ્રેમ છે; છતાં એ દેહને પણ છોડવો પડે છે તો પુત્રને માટે રડવાની જરૂર ક્યાં રહી ? ”

આ પ્રસંગ બન્યા પછી તે વકીલે પોતાનો શોક ધીમે ધીમે તજી દીધો અને પરમાત્માના ચિંતનમાં મન રોક્યું ને ગુરુશ્રી પાસે પ્રસંગોપાત આવતા રહેવાનું રાખ્યું.



## ૬. લક્ષ્મીનો દોષ.

ગુરુશ્રી યોગવાસિષ્ઠમાં વૈરાગ્ય પ્રકરણ વાંચતા હતા, તેમાંનો એક પ્રસંગ અહિં લખું છું:

इयमस्मिन् स्थिरोदारा संसारे परिकल्पिता ।
श्रीर्मुने परिमोहाय साऽपि नुनं कदर्थया ॥

**અર્થ**:—હે મુનિ ! આ સંસારમા આ લક્ષ્મી ( મૂર્ખો વડે ) સ્થિર તથા ઉત્તમ મનાયેલી છે; તે ( તેઓને ) મોહ પમાડવાને અનર્થનું મૂળ એવી માયાવડે ખરેખર કલ્પાયેલી છે.

લક્ષ્મી અનંત મનોરથવાળા મલિન અને જડ એવા મૂર્ખ પુરુષોને ગોથાં ખવડાવ્યાં કરે છે. લક્ષ્મીથી ચિંતા ઉપજે છે, અને દુરાચરણો વૃદ્ધિ, પામે છે. લક્ષ્મી અસ્થિર છે. ધૂળથી જેમ મણિ મલિન થઈ જાય છે તેમ લક્ષ્મી વડે ડાહ્યા, શૂરવીર અને ચતુર પુરુષો પણ મલિન થઇ જાય છે. ઉછેરવામાં આવતી ઝેરી લતા જેમ સુખદાયક નથી પણ દુઃખદાયક છે, અને અંતે નાશ કરે છે, તેમ રક્ષણ કરાયેલી લક્ષ્મી સુખદાયક નીવડતી નથી, પણ દુઃખને માટેજ વૃદ્ધિ પામે છે, અંતે નાશ કરે છે અને દુઃખ ઉત્પન્ન કરે છે. સત્ય દૃષ્ટિરુપી દીવાને બુઝાવી નાખે છે અને વિકાર પેદા કરે છે. લક્ષ્મી વૈરાગ્યને શિથિલ કરે છે અને વિવેકબુદ્ધિનો નાશ કરે છે. લક્ષ્મી પાણીની લહરી અને દીવાની શિખા જેવી ચંચળ છે અને અણધાર્યા દુઃખમાં નાખનારી છે. લક્ષ્મી મનની વૃત્તિને ખેંચે છે, ખળ અને દુષ્ટોથી વિંટાયેલી હોય છે, સાહસ કર-

વાથી પ્રાપ્ત થાય છે અને ક્ષણભંગુર છે. વળી તે મૂર્ખ મનુષ્યને મોહ પમાડે છે. જ્યાં સુધી આવી તુચ્છ લક્ષ્મીમાં મોહ રહે છે ત્યાં સુધી કોઇ કાળે સ્વપ્નમાં પણ પરલોકની પ્રાપ્તિનું સાધન થતું નથી.

કઠોપનિષદ્‌માં યમરાજાએ નચિકેતા પ્રતિ કહ્યું છે કે:—

न साम्परायः प्रतिभाति बालं
प्रमाद्यन्तं वित्तमोहेन मूढम् ।

**અર્થ:**—પ્રમાદ કરનાર (તથા) દ્રવ્યના મોહ વડે મૂઢ અવિવેકી (જન) પ્રત્યે પરલોકની પ્રાપ્તિ રૂપ પ્રયોજનવાળું સાધન બુદ્ધિમાં સ્થિત થતું નથી.

સારાંશ કે જ્યાં સુધી દ્રવ્ય આદિક તુચ્છ પદાર્થમાં મોહ રહે છે ત્યાં સુધી એકાગ્રતા પ્રાપ્ત થતી નથી, અને જ્યાંસુધી એકાગ્રતા પ્રાપ્ત નથી ત્યાંસુધી સ્વરુપપ્રાપ્તિ થતી નથી. એકાગ્રતા માટે શ્રીમ઼ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે **समलोष्टाश्मकांचनः** । જેને સોનુ, માટીનું ઢેફું અને પત્થર સમાન છે. જિજ્ઞાસુ જ્યાં સુધી સોનાને માટી બરાબર નથી જોતો ત્યાં સુધી તેને બ્રહ્મવિદ્યાનો અધિકાર નથી. આ ઉપર ગુરુએ એક દ્રષ્ટાંત કહ્યું કે, "એક મુમુક્ષુ બ્રાહ્મણે પોતાની સ્ત્રીને પોતે સંન્યાસ લેવાનો વિચાર દર્શાવ્યો. પત્નીના સાથે આવવાના આગ્રહથી કહ્યું કે, 'જો તને સોના વગેરે સર્વ પદાર્થો માટી જેવા લાગવા જેટલી વૈરાગ્ય બુદ્ધિ પ્રાપ્ત થઇ હોય તો ચાલ.' સ્ત્રીએ કહ્યું, 'બહુ સારૂં.' પછી સ્ત્રી સાથે આવતાં બ્રાહ્મણે વિવેકી હોવાથી સંન્યાસનો વિચાર માંડી વાળી વાનપ્રસ્થ ગ્રહણ કર્યું અને સઘળી સંપત્તિ છોડી દઇ, બન્નેએ વનમાં ચાલવા માંડયું. રસ્તે જતાં માર્ગમાં બ્રાહ્મણે એક સોનાનો અલંકાર પડેલો દીઠો. પોતાની સ્ત્રી આ અલંકાર જોઈ મોહ પામશે એવા ભયથી બ્રાહ્મણે પગ વડે તેના ઉપર ધૂળ નાખીને ઢાંકી દીધો. આ બનાવ તેની સ્ત્રી જે પાછળ થોડે દૂર ચાલી આવતી હતી તેણે દીઠો. આગળ ચાલતાં શ્રમ લાગવાથી બ્રાહ્મણ તથા તેની સ્ત્રી એક વૃક્ષ નીચે બેઠાં. થોડો સમય થાક ખાધા પછી સ્ત્રીએ પૂછ્યું કે, 'રસ્તામાં તમે પગ વડે શું કરતા હતા?' બ્રાહ્મણે કહ્યું, 'કંઇ નહિ.' પરંતુ સ્ત્રીના આગ્રહથી કહ્યું કે, 'ત્યાં એક સોનાનો દાગીનો પડેલો હતો તે જોઇ તને મોહ થશે એવા ભયથી મેં તે ધૂળથી ઢાંકી દીધો.' સ્ત્રીએ કહ્યું, 'તમે મને ઉપદેશ દો છો, પણ હજુ તમે સોનાને સોનું જુઓ છો.' કહેવાનું તાત્પર્ય એ કે કહેવું સુગમ છે, પણ કરવું મુશ્કેલ છે. બ્રાહ્મણ આટલો વિરક્ત હોવા છતાં સ્ત્રીએ તેની નજર ખોલી;" માટે બનતા પ્રયાસે દ્રવ્યાદિક તુચ્છ પદાર્થોમાંથી મોહને કાઢવો જોઇએ. તેમ થાય નહિ ત્યાંસુધી ચિત્તની એકાગ્રતા થતી નથી.

જ્યાંસુધી લક્ષ્મી ઉપર મોહ રહે છે ત્યાંસુધી વિવેક બુદ્ધિનો અભાવ હોય છે, અને જ્યાંસુધી વિવેક બુદ્ધિ ન હોય ત્યાંસુધી વૈરાગ્ય આદિક સાધનો પ્રાપ્ત થતાં નથી. વૈરાગ્ય આદિક સાધનો પ્રાપ્ત ન થવાથી ધર્માચરણરૂપ માર્ગ સૂઝતો નથી.

આ ઉપર એક વિનોદવાર્તા ગુરુશ્રીએ કહી કે, "એક વખતે લક્ષ્મી તથા નારાયણ ભગવાનની વચ્ચે સંવાદ થયો. ત્યારે લક્ષ્મીજી કહેવા લાગ્યાં કે, 'દુનિયામાં મારા ઉપાસકો વધારે છે.' નારાયણ ભગવાન કહેવા લાગ્યા કે, 'નહિ, મારા ઉપાસકો ઘણા છે.' પછી તેઓ સંન્યાસી તથા યોગિનીનું સ્વરુપ ધારણ કરી મૃત્યુ લોકમાં આવ્યાં. બન્નેએ જુદે જુદે ઠેકાણે આસન રાખ્યાં. લક્ષ્મીજી જેને ત્યાં જમવા જાય ત્યાં ઝોળીમાંથી સોનાનાં પાત્રો કાઢી, તેમાં જમી તે પાત્રો મૂકી ચાલ્યાં જાય. આમ કરવાથી આખું ગામ તેમને નિમંત્રણ કરવા લાગ્યું. નારાયણ ભગવાન્ જેને ત્યાં ઉતર્યા હતા તે બ્રાહ્મણ પણ લક્ષ્મીજીને નિમંત્રણ કરવા ગયો; ત્યારે લક્ષ્મીજીએ કહ્યું કે, 'તારે ત્યાં જે સંન્યાસી ધામો નાખી બેઠો છે તેને કાઢું તો આવું.' બ્રાહ્મણે તરતજ સંન્યાસીને પોતાના ઘરમાંથી કાઢયા. પછી લક્ષ્મીજીએ કહ્યું, 'કેમ, આખરે નીકળવું પડયુ ને ?' અર્થાત્ કહેવાનું કે લક્ષ્મીના મોહને લીધે 'હું સંન્યાસીને કાઢું છું એ કામ અધર્મનું છે' એમ બ્રાહ્મણને સૂઝયુ નહિ. બ્રાહ્મણની તો એક કોરે વાત રહી, પરંતુ નારાયણ ભગવાન્ પોતે પણ લક્ષ્મીના સહવાસથી અંધતાને પ્રાપ્ત થયેલા છે. એ સંબંધમાં વિનોદમાં એક કવિ કહે છે કેઃ-

लक्ष्मि क्षमस्व वचनीयमिदं दुरुक्तमन्धीभवन्ति पुरुषास्त्वदुपासनेन ।
नोचेत्कथं कमलपत्रविशालनेत्रो नारायणः स्वपिति पन्नगभोगतल्पे ॥

**અર્થ**—હે લક્ષ્મી ! તું અમારા કઠોર વચનો માટે ક્ષમા કર. પુરુષો તારી ઉપાસનાથી અંધ થઇ જાય છે. જો એમ ન હોય તો કમળની પાખડી જેવા વિશાળ નેત્રવાળા શ્રી નારાયણ સર્પના શરીરરૂપી શય્યામા કેમ સૂઇ રહે ?

તાત્પર્ય કે લક્ષ્મીમાં મોહ રહેવાથી પોતાનું હિત અગર અહિત પણ સૂઝતું નથી. માટે લક્ષ્મી એ કંઇ વિચારદૃષ્ટિએ જોવાથી સુખનું સાધન નથી, એમ ધારીને આપણે દેશકાલને અનુસરીને નીતિરીતિથી જે મળે તેમાં સંતોષ માની વ્યવહાર ચલાવવો એ શ્રેયસ્કર છે."

જેમ શાસ્ત્રમાં દ્રવ્યનો નિષેધ કર્યો છે, તેમ ગુરુશ્રીએ ગૃહસ્થાશ્રમી હોવાથી વ્યવહારના સાધન તરીકે લક્ષ્મીનો ઉપયોગ કરેલો, પણ તેમાં તેમને મોહ નહોતો. આ હકીકત જણાવવાને આટલુંજ પૂરતું થઇ પડશે કે તેઓના અવસાન પછી તેમની પાછળ કંઈ દ્રવ્ય નીકળ્યું નહોતું.

## ૯. અધ્યયનની આવશ્યકતા.

એક દિવસે ગુરુશ્રીએ મને કહ્યું કે, "શાસ્ત્ર શીખવાને માટે તમે બાળબોધ અક્ષર શીખી લો તો સારૂં; કેમકે વેદાંતશાસ્રનો અભ્યાસ કરવામાં તેની જરૂર છે (અમારા દેશ તેલંગમાં તેલંગી ભાષા અને સંસ્કૃત ભાષા બન્ને તેલંગી લિપિમાં લખાતાં હોવાથી મને બાળબોધ લિપિનું જ્ઞાન ન હતું). હું તમારી ભાષા શીખીને તમને શીખવું એટલી મને ફુરસદ નથી અને તમને ફુરસદ હોવાથી તમે અમારી ભાષા શીખો." વળી ગુરુશ્રીએ મજાકમાં કહ્યું કે, "તમારે ઊડવાની મરજી છે, પરંતુ પાંખ નથી." ત્યારે મેં કહ્યું કે, "આપની આજ્ઞા છે તો હું શાસ્ત્રોનો અભ્યાસ કરીશ, પણ મને શંકા થાય છે કે બ્રહ્મપ્રાપ્તિ માટે શાસ્ત્રાભ્યાસની જરુર છે?" ગુરુશ્રીએ કહ્યુ કે:

"શ્રુતિમાં કહ્યું છે કે:—द्वे विद्ये वेदितव्ये । બે વિદ્યા જાણવા યોગ્ય છે. એક પરા અને બીજી અપરા. ચાર વેદ તથા ષટ્શાસ્ત્રનું જ્ઞાન એ અપરા વિદ્યા કહેવાય છે. વેદોક્ત રીતિએ આચરણ કરવાથી જે બ્રહ્મની પ્રાપ્તિ થાય છે તે પરા વિદ્યા કહેવાય છે. અપરા વિદ્યા જોકે મોક્ષનું સાક્ષાત્ કારણ નથી તોપણ પરાવિદ્યાની સહકારી છે. હુ ચાર વેદ તથા ષટ્શાસ્ત્ર ભણી લ્યો એમ કહેતો નથી, પરંતુ વેદાંતશાસ્ત્ર ભણવાની થોડી ઘણી આવશ્યકતા છે. શાસ્ત્રાભ્યાસ કરવાથી કોઇ મતમતાંતરવાળા તમને ફેરવી શકશે નહિ."

આ ઉપર એક દંતકથા કહી કે, "જગતને ફસાવનાર ભૂતોની એક ટોળી હતી. તેનો એક રાજા હતો. તે રાજાને દરેક ભૂતે પોતાના કરેલા કામની હકીકત નિવેદન કરી. તેમાંના એક ભૂતે કહ્યું કે 'મેં યુક્તિ કરીને નિશાળે જતા છોકરાઓ પાસે તેમની ચોપડીઓ કુવામાં નંખાવી દીધી'. આ સાંભળી ભૂતના રાજાએ તેને શાબાશી આપી, તેથી બીજા ભૂતોને ઇર્ષ્યા થઈ અને રાજાને કહ્યું કે 'અમે આવાં આવાં મોટાં કામ કર્યાં તો પણ આપે કદર ન કરી.' રાજાએ કહ્યું, 'તમારે જોવું છે?' એમ કહી બધાને તેડી ગયો. કોઈ એક ગામમાં અંધશ્રદ્ધાવાન્ અભણ ભક્ત જે રામનું ભજન કરતો હતો તેની પાસે એક ગધેડો લઈને દેવદૂતનો વેષ ધારણ કરીને ગયા. પછી ભક્તને કહ્યું કે. 'પ્રભુ તમારી ભક્તિથી પ્રસન્ન થવાથી તમને વૈકુંઠમાં બોલાવે છે.' તેને આંખે પાટા બાંધી બહાર લાવી, ગધેડા પર બેસાડી, ભરબજારમાં છોડી ચાલ્યા ગયા. લોકો તેને જોઈને હસવા લાગ્યા, અને તેને ગધેડા પરથી ઉતાર્યો, તેની આંખેથી પાટા છોડયા અને આમ થવાનું કારણ પૂછ્યું. ભકતે પોતાની હકીકત કહી સંભળાવી; લોકોએ હાંસી કરી કહ્યું કે, ભગવાને વાહન તો સારૂં મોકલ્યું છે.' પછી તેઓને તે ભૂતોનો રાજા એક વિદ્વાન પાસે તેડી ગયો અને તેને કહ્યું કે 'તમને ભગવાન્ વૈકુંઠમાં બોલાવે છે'. વિદ્વાને વિચાર કર્યો કે, 'હું સંધ્યાહ્નિક ષટ્કર્મ પણ

વિધિપૂર્વક કરતો નથી. તો મને ભગવાન વૈકુંઠમાં કેમ બોલાવે ? આ ખરેખર પ્રેતની ટોળી છે, એમ ધારી મંત્રનું ઉચ્ચારણ કરી તેના પર પાણી છાંટી બધાને ભગાડયા. પછી ભૂતોના રાજાએ ભાગતાં ભાગતાં કહ્યું, 'જુઓ, કેવું દોડવું પડે છે ?' કહેવાનું તાત્પર્ય એ છે કે ધર્મનો સત્યમાર્ગ શો છે તે થોડુંઘણું પણ શાસ્ત્ર ભણવાથી ખબર પડે છે અને તેથી મતમતાંતરથી તે દોરાતો નથી; માટે થોડું ઘણું શાસ્ત્ર ભણો, હું કંઈ વધારે ભણવાનું કહેતો નથી; જ્ઞાન માટે શાસ્ત્રાભ્યાસ મદદરુપ છે. હજી તમારી બાલ્યાવસ્થા છે, એટલામાં થોડો સમય અભ્યાસ કરશો તો થઇ જશે; કારણકે આરંભમાં બધો સમય અન્તર્મુખ રહી શકાતું નથી. સ્વરુપની અપેક્ષાએ શાસ્ત્ર જોકે બાહ્યર્મુખ છે, તોપણ સંસારની અપેક્ષાએ શાસ્ત્ર અંતર્મુખ છે; માટે જ્યાંસુધી બ્રહ્માનુભવના માર્ગની ખબર નથી, ત્યાંસુધી શાસ્ત્રાભ્યાસ પણ સાથે સાથે કરવોજ જોઇએ. તત્ત્વ ગ્રહણ કરી શાસ્ત્રાભ્યાસ મૂકી દેજો. બ્રહ્મબિંદુ ઉપનિષદ્‌માં કહ્યું છે કેઃ—

ग्रंथमभ्यस्य मेधावी ज्ञानविज्ञानतत्त्वतः ।
पलालमिव धान्यार्थी त्यजेद्ग्रंथमशेषतः ॥

**અર્થઃ**—જેમ ધાન્યની ઇચ્છાવાળો માણસ ધાન્યનું ગ્રહણ કરી ભુમાનો ત્યાગ કરે છે, તેમ બુદ્ધિમાન પુરુષે જ્ઞાનવિજ્ઞાન ( પરોક્ષ તથા અપરોક્ષ જ્ઞાન ) ના તત્ત્વથી ગ્રંથનો અભ્યાસ કરી, પછી અંતે સંપૂર્ણપણે ગ્રંથનો ત્યાગ કરવો.

જીંદગી પર્યંત શાસ્ત્રનો અભ્યાસ કરવો એમ મારું કહેવું નથી. રસોઈ કરવી હોય ત્યારે ચૂલો, લાકડાં, તપેલી વગેરે સાધન જેમ તૈયાર કરવાં પડે છે અને પછી તેમને બાજુ પર મૂકી દેવાં પડે છે, તેમ તમારે બે ત્રણ વર્ષ શાસ્ત્રનો અભ્યાસ રાખવો." મેં શંકા કરી કે, "શાસ્ત્રાભ્યાસ જો હું આખો દિવસ કરીશ તો મારા બ્રહ્માભ્યાસમાં ખલેલ પહોચશે." ગુરુશ્રી કહેવા લાગ્યા કે, "કેવળ શાસ્ત્રાભ્યાસ કરવાનું હું કહેતો નથી; બ્રહ્માભ્યાસની સાથે શાસ્ત્રાભ્યાસ પણ બે ત્રણ વર્ષ સુધી કરતા રહેવું."

ફકત ગુરુશ્રીની આજ્ઞાની ખાતર મેં બે ત્રણ વર્ષ થોડો ઘણો શાસ્ત્રાભ્યાસ કરી મૂકી દીધો.

---

## ૮. સંન્યાસ સંબંધી સદ્‌બોધ.

ઉપરનો પ્રસંગ બન્યા પછી મારો વિવાહ કરવાને ઘણો પ્રયત્ન થવા લાગ્યો. વડીલો તરફથી તે સંબંધમાં મારા ઉપર પત્રો આવવા લાગ્યા તથા મિત્રો તરફથી પણ મને આગ્રહ કરવામાં આવ્યો. તે ઉપરથી મેં ગુરુશ્રીને વિવાહ સંબંધી અભાવ બતાવ્યો અને કહ્યું કે, "મારે સંન્યાસ લેવાની

મરજી છે, આપ આજ્ઞા આપો." એમણે ઉત્તર આપ્યો કે, "અહો! તમારી હજુ બાલ્યાવસ્થા તો ગઈ નથી; બ્રહ્મચર્ય, ગૃહસ્થ અને વાનપ્રસ્થ આશ્રમો ભોગવ્યા પછી આશરે ૭૫ વર્ષની વયે સંન્યાસ લેવો એ શાસ્ત્રોક્ત છે. તમારો તો હજુ બ્રહ્મચર્યાશ્રમ પણ પૂરો થયો નથી. પ્રથમ બધા ઋષિમુનિઓએ ગૃહસ્થાશ્રમમાં રહીનેજ જ્ઞાન સંપાદન કર્યું હતું, તો તમે પણ ગૃહસ્થાશ્રમમાં રહીને જ્ઞાન સંપાદન કરી શકશો. નાની વયે સંન્યાસ લેવાથી લાભને બદલે ગેરલાભ થવાનો સંભવ રહે છે. કેવળ કાષાય વસ્ત્ર ધારણ કરવાથી મોક્ષ મળે એ માનવું ભૂલ ભરેલું છે. સંન્યાસ લેવો તો સુગમ છે, પણ આચરણ કરવું મુશ્કેલ છે. ટાઢ તડકો વગેરે સહન કરવાં, કોઈ ઠેકાણે અન્ન વિના પણ રહેવું, ભિક્ષા માગી ખાવું. પોતાની મેળે સર્વ ક્રિયા કરવી ઇત્યાદિ દુઃખ તેમાં વેઠવાં પડે છે. તમે હાલ ઘરમાં છો તથા સર્વ વાતે અનુકૂળતા છે, તો તમને હાલમાં વૈરાગ્ય પણ રહે છે; પરંતુ ઘર છોડી બહાર જશો અને ત્યાં દુઃખનો અનુભવ થશે, ત્યારે તમારો વૈરાગ્ય શિથિલ થઈ જશે; માટે હાલ સંન્યાસ લેવો ઠીક નથી." મેં કહ્યું કે, "ભગવાં કપડાં પહેરવાં એવો મારો આશય નથી, પણ લગ્ન સંબંધી દબાણ થાય છે અને હું જેમનો તેમ શિખાસૂત્ર સહિત રહું તો ફરીને પણ મારા ઉપર તે લોકો દબાણ કરે, માટે હાલમાં જ સંન્યાસ લેવાનો મારો વિચાર છે" ગુરુશ્રી કહેવા લાગ્યા કે, "હમણાં તમારે તે લોકોને સમજાવવું કે હાલમાં મારે લગ્ન કરવાનો વિચાર નથી." મેં કહ્યું કે, "તે લોકો મારું માને તેમ નથી;" ત્યારે ગુરુશ્રીએ કહ્યું કે, "લગ્ન કરવામાં શી હરકત છે? પણ તમારો વિચાર તે સંબંધી નથી તો હાલમાં તમારે સંન્યાસ લેવાનો સંકલ્પ દૂર કરવો અને આહંજ થોડો વખત શ્રવણ કરવું."

## ૯. સ્ત્રીઓ તરફ વૈરાગ્ય.

યોગવાસિષ્ઠના વૈરાગ્ય પ્રકરણમાંથી બીજો પ્રસંગ આ પ્રમાણે ચાલ્યોઃ-

मांसापाञ्चालिकायास्तु यंत्रलोलेऽङ्गपञ्जरे ।
स्नाय्वस्थिग्रन्थिशालिन्याः स्त्रियाः किमिव शोभनम् ॥

અર્થઃ—નાડી, અસ્થિ, આદિકની ગ્રંથિરૂપ જે કાંઇ અંગ છે તેણે કરીને શોભા છે જેની એવી માંસની પુતળીરૂપ સ્ત્રીના યંત્ર જેવા અસ્થિર શરીરરૂપ પિંજરામાં શી સુંદરતા છે? અર્થાત્ કંઇ નથી.

આ શ્લોક ઉપર વિવેચન કરતાં ગુરુશ્રી બોલ્યા કે, "આ પ્રમાણે સ્ત્રીઓના દરેક અંગ પર દોષદૃષ્ટિ કરવાનો જે કોઇ પુરુષ અભ્યાસ કરશે, તેને થોડા

દિવસમાં સ્ત્રીઓ પર વૈરાગ્ય પેદા થઈ ગ્લાનિ ઉત્પન્ન થશે. જેમને આવી રીતે સ્ત્રીઓ પરનો મોહ નષ્ટ થયો છે તેમને આખું જગત્ તુચ્છ ભાસે છે; જેની દષ્ટિ આ પ્રમાણે થાય છે તે વિષયસુખોથી મુક્ત થઈ બ્રહ્માનંદ અનુભવે છે. આ ઉપર એક એવું દષ્ટાંત છે કેઃ—

કોઇ એક દેશમાં રાજાનો યુવાન પુત્ર એક દિવસ મૃગયા રમવા ગયો. જ્યારે તે રાજપુત્ર શિકાર કરી પાછો ફરતાં નદીના તટ ઉપર થઈને પોતાના માણસો સાથે આવતો હતો, ત્યારે કોઈ એક વણિકની પુત્રી આજુબાજુ પડદો રાખી અંદર સ્નાન કરતી હતી. રાજકુંવર અશ્વારૂઢ હોવાથી પડદાની અંદર સ્નાન કરતી વણિકની પુત્રી પર એની દૃષ્ટિ પડી. તે તેની સુંદરતા જોઇને મોહિત થયો, અને તરતજ તેનું અંતઃકરણ ઉલ્લાસ છોડી શોક-સાગરમાં ડુબી ગયું. માણસોથી તપાસ કરાવતાં તેને માલમ પડ્યું કે, એ પોતાના શહેરમાં રહેતા નગરશેઠ વણિકની પુત્રી છે. આ બનાવ પછી રાજપુત્ર એટલો બધો વિહ્વળ અને દુઃખી થવા લાગ્યો કે તેને ખાવું પીવું કંઈ ગમે નહિ; રમત ગમતમાં કંઈ ભાગ લે નહિ, અને તેનું શરીર દિવસે દિવસે શુષ્ક થવા લાગ્યું. કુંવરના શરીરની આવી સ્થિતિ જોઈ રાજાને અત્યંત ચિંતા ઉત્પન્ન થઈ, અને પૂછપરછ કરતાં કુંવરનાં માણસો તરફથી પોનાને સર્વ વૃત્તાંત સમજાયું. તે ઉપરથી રાજાએ તે વણિકને બોલાવી પોતાના કુંવર સાથે તેની પુત્રીનાં લગ્ન કરવાની માગણી કરી. વણિકે કહ્યું કે, ‘ આપ ક્ષત્રિય છો અને હું વૈશ્ય છું; તેથી મારી પુત્રી આપના કુંવરને કેમ આપી શકાય ? ’ રાજાએ તેને ઘણો સમજાવ્યો, પણ તે એકનો બે થયો નહિ, ત્યારે છેવટે સાત દિવસની અંદર હા ન કહે તો જોર જુલમથી કન્યાને પરણાવવામાં આવશે એમ કહી તેને ઘેર જવા રજા આપી. ઘેર જઇ તે ગૃહસ્થ મોટી ચિંતામાં પડયો. કોઇને તેનાથી આ હકીકત કહી શકાય નહિ તેથી ચિંતાગ્રસ્ત રહેવા લાગ્યો. પિતાની આવી સ્થિતિ જોઇ પુત્રીને ફીકર ઉત્પન્ન થઇ અને પ્રસંગ જોઈ હકીકત પૂછી. ઘણો આગ્રહ કરવાથી પિતાએ પુત્રીને બધી હકીકત કહી. એ ઉપરથી પુત્રીએ હસીને કહ્યું કે, ‘ તમે ગભરાઓ છો શા માટે ? જઇને હા કહો અને રાજાજીને જણાવો કે લગ્ન થયા પહેલાં એક દિવસ રાજકુંવર મારી પુત્રીને એકાંતમાં મળે એવી એની ઇચ્છા છે.’ પછી શેઠ ઘણો ખુશી થયો અને રાજાને જઇને વિનતિ કરતાં તેમણે આ વાત માન્ય કરી. તેજ દિવસે વણિક પુત્રીએ કોઈ એક વૃદ્ધ વૈદ્યને પોતાને મકાને બોલાવ્યો અને તેને આ વાત નિવેદન કરી કહ્યું કે, ‘મને સાત દિવસ સુધી રોજ એવું ઔષધ આપતા રહો કે તેટલી મુદતની અંદર મારા શરીરમાંનું રક્ત, માંસ, સત્ત્વ સઘળું ગળી જઈ વિષ્ઠારુપે બહાર નીકળી જાય, એટલુંજ નહિ પણ ફક્ત હાડકાં અને ચામડાં દેખાય.’ વૈદ્યે તેના

કહેવા પ્રમાણે જુલાબ આપવા માંડયો અને વણિક પુત્રીએ આ દવાથી પોતાને જેટલા જુલાબ થયા તેટલા જૂદાં જૂદાં પાત્રોમાં એક ઓરડામાં રાખી મૂક્યા. સાત દિવસ દરમ્યાન તો પોતાની ઇચ્છા પ્રમાણે શરીર ઘણું દુબળું પડી ગયું. અને પોતે નિસ્તેજ થઈ ગઇ; ફક્ત હાડકાં અને ચામડી દેખાવા લાગ્યાં. બીજી બાજુએ રાજપુત્ર વણિક પુત્રીને મળવાની હોંસમાં અહર્નિશ એજ પ્રસંગનું ચિંતવન કરતો વખત ગાળવા લાગ્યો. સાત દિવસ પૂર્ણ થયે વણિક પુત્રી પાલખીમાં બેસી, ભેગાં કરી રાખેલાં વિષ્ઠાથી ભરેલાં પાંચ સાત કુંડાં મખમલથી ઢાંકી, જાણે રાજકુંવરને સારૂ ઉમદા ભેટ લઈ જતી હોય એવો દેખાવ કરી, તે કુંડાં નોકરોના મસ્તક ઉપર ઉપડાવી મુકરર કરેલી જગ્યાએ ગઇ અને રાજકુંવરની વાટ જોતી એક આસન પર બેઠી. એટલામાં રાજકુંવર આવ્યો અને બારણામાં પેસતાંજ આ મુગ્ધાનું ભયાનક રૂપ જોતાં ચમકયો અને આ કોઇ ભૂત અથવા પ્રેત હશે એમ માની ડરથી પાછો નાસવા લાગ્યો. વણિક પુત્રીએ તેને બોલાવી કહ્યું કે, ‘ તમે શામાટે ડરીને નાસો છો ? જે વણિકની કન્યા પર તમે મોહિત થયા હતા તેજ હું છું.’ ત્યારે તે કહેવા લાગ્યો કે, ‘ અહાહા ! તેનું તો કેવું સુંદર સ્વરુપ હતું ! તારૂં તો ભયંકર સ્વરૂપ છે. વણિક પુત્રીએ ઉત્તર આપ્યો, ‘તેજ હું છું, તમે ગભરાઓ છો શા માટે ? અહિંઆં તો આવો, મેં તો મારૂં સૌંદર્ય કાઢી બાજુ પર મૂકયું છે, તેથીજ તમને મારી હાલની સ્થિતિ જોઇને ડર પ્રાપ્ત થાય છે.’ રાજપુત્રે ઉત્તર આપ્યો કે, ‘સુંદરતા કાંઇ એવી વસ્તુ છે કે કાઢી બાજુ પર મૂકી શકાય ? વસ્ત્રાભૂષણ અલંકારાદિ શરીર ઉપરથી ઉતારી બાજુ પર મૂકી શકાય, પરંતુ શરીરની સુંદરતા બાજુ પર મૂકી છે એમ શી રીતે મનાય ?’ વણિક પુત્રીએ કહ્યું કે, ‘આ મખમલથી ઢાંકેલાં કુંડાંઓમાં મેં મારી સુંદરતા મૂકી છે તે ઉઘાડી જુઓ એટલે આપને ખાત્રી થશે.’ રાજકુંવર તે ઉઘાડીને જુએ છે તો એવી દુર્ગંધ આવવા લાગી કે નાકે રૂમાલ દઇ આઘો ખસી ગયો. તે ઉપરથી વણિક પુત્રીએ કહ્યું કે, ‘નાકે રૂમાલ દઈ આઘા કેમ ખસી જાઓ છો ? એજ મારી સુંદરતા છે.’ રાજપુત્રે પૂછયું, ‘એ શી રીતે ?’ તેણે ઉત્તર આપ્યો કે, ‘અન્નાદિ ખાવાથી આ શરીરમાં લોહી, માંસાદિ ઉત્પન્ન થાય છે, અને તેથી શરીર સુંદર દેખાય છે; તેજ મળરુપે બહાર નીકળે છે ત્યારે દુર્ગંધ મારે છે. જ્યારે આ સર્વ સાત દિવસ પહેલાં મારા શરીરમાં ભરેલું હતું ત્યારે આ શરીર અતિ સુંદર, કાંતિમાન અને મોહ ઉપજાવે એવું હતું, તેજ આજે બહાર છે તો દુર્ગંધ મારે છે; માટે અસ્થિ, માંસ, કૃમિ તથા મળમૂત્રાદિથી ભરેલા આ શરીર ઉપર મોહ કરવો તે તમારા જેવા સુજ્ઞ પુરુષને ઉચિત નથી.’ વણિક પુત્રીનાં આવાં વચન સાંભળી રાજપુત્રનો સ્ત્રી તરફનો મોહ તદ્દન જતો રહ્યો. તેને સ્ત્રીમાત્ર

પર ગ્લાનિ આવી અને તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થવાથી તાબડતોબ સર્વ પ્રપંચ છોડી જંગલમાં ચાલ્યો ગયો, તથા ધર્મપરાયણ થઈ ગુરુદ્વારા જ્ઞાન સંપાદન કરી બ્રહ્માનુભવ કરવા લાગ્યો.

આ દૃષ્ટાંત ઉપરથી સમજવાનું કે જ્યારે વિષયસુખ આપનારી કામવાસનાઓ તરફ ગ્લાનિ ઉત્પન્ન થઈ તે નીરસ માલમ પડે ત્યારેજ ખરો વૈરાગ્ય ઉત્પન્ન થયો એમ સમજવું. સર્વ વાસનાથી કામવાસના દૂર કરવી ઘણી કઠણ છે.

જેમ મોટાં મોટાં વહાણોને વંટોળીઓ સમુદ્રમાં ડુબાવી દે છે, તેમ સંસારરુપ સમુદ્રમાં સ્ત્રીરુપ વંટોળીઓ ધર્મ માર્ગથી પાર ઉતરવા નહિ દેતાં અધવચમાં ડુબાવી દે છે. આ સંબંધમાં ભર્તૃહરી મહારાજ કહે છે કેઃ—

संसारोदधिनिस्तारपदवी न दवीयसी ।
अन्तरा दुस्तरा न स्युर्यदि रे मदिरेक्षणाः ॥

**અર્થ**—જો સંસાર સમુદ્રમાં દુસ્તર એવી મદિરેક્ષણાઓ (સ્ત્રીઓ) ન હોત તો તેને તરવાનો માર્ગ કાંઇ દૂર નથી.

તાત્પર્ય કે જ્યાં સુધી સ્ત્રીઓ ઉપરથી રમણીય બુદ્ધિ નષ્ટ થઈ નથી ત્યાં સુધી ચિત્તની એકાગ્રતા થતી નથી, માટે વિચારદ્વારા સ્ત્રીઓ ઉપર વૈરાગ્ય લાવવાનો પુરુષાર્થ કરવો જોઈએ.”

## ૧૦. અદ્વૈતમાં સુખ.

એક સમયે સાંજે હું તથા ગુરુશ્રી સાથે બહાર પગે ચાલી ફરવા નીકળ્યા. હું ઉઘાડે માથે હતો તેથી ગુરુશ્રીએ પૂછ્યું, “આપના દેશમાં માથે બાંધવાનો રિવાજ નથી કે શું?” મેં કહ્યું કે, “નોકરીઆત વર્ગમાં અને કોઈ કોઈ વાર ખાસ પ્રસંગે બીજા લોકોમાં માથે બાંધવાનો રિવાજ છે; બાકી તો બધા ઉઘાડે માથે ફરે છે” ગુરુશ્રીએ કહ્યું કે. “છત્રી રાખે છે કે નથી રાખતા?” મેં કહ્યું કે, “છત્રી તો રાખે છે.” ગુરુશ્રીએ કહ્યું કે, “જેટલાં ઓછાં વસ્ત્રો હોય તેટલું સારૂં છે.” પછી આગળ ચાલતાં એક ટેકરી ઉપર જઈ થોડી વાર બેઠા. પ્રસંગ નીકળતાં ગુરુશ્રીએ કહ્યું, “ચાલવામાં સુખ છે કે બેસવામાં?” મેં કહ્યું કે. “બેસવામાં સુખ છે” ગુરુશ્રીએ કહ્યું કે, “આપણે ચાલવાનો થોડો પરિશ્રમ લીધો ત્યારબાદ બેસવાથી આપણને સુખ મળ્યું. સુખ મળ્યું એમ લાગ્યું તે પરિશ્રમ લીધા પહેલાં પણ હતું જ. એ રીતે ચોર્યાસીમાંથી ભટકેલાં ભટકતાં પણ સ્વરુપમાં સ્થિત થવાય ત્યારે સુખ મળે છે.”

ઘેર પાછા ફરતાં બગીચામાં બેઠા ત્યાં માતાજી વગેરે પણ આવીને બેઠાં હતાં. નાસ્તા માટે કંઇ ખાવાનું લાવ્યાં હતાં તેનો પડીઓ મેં હાથમાં લીધો. ખાવાની શરૂઆત વખતે ગુરુશ્રી બોલ્યા કે અભેદ કરી લો. (મતલબ કે ખાવાનું હાથમાં હોવાથી હાથને બોજારુપ છે તે ખાઈ જવાથી હાથ કે શરીરને બોજો રહેતો નથી; એટલે તે શરીર સાથે અભેદ થઇ જાય છે.) મેં કહ્યું કે, "ભેદમાં સુખ છે, અભેદમાં સુખ ક્યાંથી હોય? નાટકમાં જતાં ત્યાં દ્વૈત હોવાથી તે જોતાં સુખ જણાય છે, પણ ઘરમાં એકલા બેસી રહેવાથી તે સુખ મળતું નથી." ગુરુશ્રીએ કહ્યું કે, "બે ચાર દિવસ લાગલાગટ નાટક જોયા પછી થાકી જતાં ગમે તેવું સારૂં નાટક હોય છતાં આજ તો સૂઇ જાઉં અને કાલથી વળી નાટકમાં જઈશ એમ મનુષ્યને થાય છે. મતલબ કે મનુષ્ય દ્વૈતમાં થાકીને અદ્વૈતમાં જવાની એટલે એકલા પડવાની ઇચ્છા કરે છે; માટે અદ્વૈતમાં સુખ છે. વળી શ્રુતિમાં કહ્યું છે કે द्वितीयाद्वै भयं भवति।"

પછી બીજે દિવસે સાંજના હું ગુરુશ્રીને ત્યાં ગયો હતો. ત્યાં ગુરુશ્રીની સાથે વાસુદેવરાય અને તેમના બનેવી પરગામથી આવ્યા હતા તે બેઠા હતા. તે વખતે ગઈ કાલના અદ્વૈત પ્રસંગ સંબંધમાં મેં શંકા કરી કે "જેમ એક ઘડામાં પાણી હોય અને તે પાણી આપણે દરિયામાં નાખી દઈએ તો તે તેની સાથે એક થઈ જાય ત્યારે આનંદનો અનુભવ અભેદમાં સંભવે?" તે ઉપરથી ગુરુશ્રીએ પૂછયું, "બ્રહ્મ પોતાના સ્વરુપમાં પોતે આનંદ સ્વરુપ છે કે દુઃખ સ્વરુપ છે?" મેં કહ્યું, "આનંદ સ્વરુપ છે." પછી ગુરુશ્રી હસવા લાગ્યા. વાસુદેવરાવના બનેવીએ પૂછયું:–"રામાનુજ સંપ્રદાયી અને માધવ સંપ્રદાયી તો દ્વૈતમાંજ સુખ માને છે. તે સાચું કે ખોટું?" પછી ગુરુશ્રીએ તે પર એક દ્રષ્ટાંત આપ્યું:—

"એક શ્રીમંત માણસની આર્થિક સ્થિતિ વેપારમાં નુકસાન જવાથી બદલાઇ ગઇ; તેટલામાં તેનું અવસાન થયું. તેને પુત્ર હતો પણ નાનો હતો. થોડાં વર્ષ તો કાંઇ દરદાગીનો હતો તે વેચી તેની વિધવાએ નિર્વાહ ચલાવ્યો. છેવટે બે મોતી સિવાય કંઈ રહ્યું નહિ, એટલે તે મોતી લઇ તેણે પોતાના છોકરાને તેના બાપનો એક ઘણો સ્નેહી ઝવેરી હતો તેની પાસે મોકલ્યો. તે ઝવેરીએ મોતી જોયાં તો ખોટાં જણાયાં, પણ તે કંઈ બોલ્યો નહિ, અને છોકરાને કહ્યું કે, 'મોતી હમણાં રાખી મૂકો અને હાલ મારે ત્યાં કામ શીખવા રહો. તમારા નિર્વાહની વ્યવસ્થા હું કરીશ.' પછી તેણે છોકરાને ઝવેરીનું કામ સારી રીતે શીખવ્યું. છોકરો ઉમર લાયક થયો અને રત્નની પરીક્ષામાં બાહોશ થયો, એટલે જે મોતી લઈ તે પ્રથમ આવ્યો હતો તે મંગાવી તેની કિંમત આંકવા ઝવેરીએ છોકરાને કહ્યું. છોકરાએ મોતી જોયાં અને જાણ્યું કે તે ખોટાં છે,

ઝવેરીએ કહ્યું "તમારા બાપ મોટા ઝવેરી હતા એટલે મોતી ખોટાં ન હોય, માટે બરાબર જુઓ." પણ છોકરાને મોતી ખોટાં જ છે એમ નિશ્ચય થયો. ઝવેરીએ કહ્યું, "પ્રથમ જો હું આ મોતી ખોટાં છે એમ કહેત તો તમારાં માતુશ્રીને વિપરીત લાગત."

"વળી ભર્તૃહરિ મહારાજ કહે છે કેઃ स्वानुभूत्येकमानाय । પોતાનો અનુભવ એજ પ્રમાણ છે. માટે અભ્યાસ કરી અનુભવ કરવાથી નિશ્ચય થાય છે."

ત્યાર પછી વાસુદેવરાવના બનેવીએ પૂછ્યું, "હું આનંદ સ્વરૂપ બ્રહ્મ છું એવી રીતે નિશ્ચય કરવાથી એવો અભેદ આનંદનો અનુભવ પ્રાપ્ત થાય છે?" ગુરૂશ્રીએ જવાબ આપ્યોઃ

"જુદી જુદી જાતના સ્વાદિષ્ટ પદાર્થોનું ભક્ષણ કર્યું છે અને હું તૃપ્ત છું એમ નિશ્ચયપૂર્વક માની લેવાથી આપણને તેના સ્વાદનો અને તૃપ્તિનો આનંદ આવતો નથી. તેવીજ રીતે તે આનંદ વૃત્તિના નિરોધ દ્વારા અનુભવ કરવાથી જ પ્રાપ્ત થાય છે." વાસુદેવરાવના બનેવીએ પૂછ્યું. "વૃત્તિના નિરોધનું સાધન શું?" ગુરૂશ્રીએ કહ્યું, "વૃત્તિના નિરોધ માટે અભ્યાસ અને વૈરાગ્ય બન્ને જોઇએ. પતંજલિ ભગવાન્ કહે છે કેઃ—

अभ्यासवैराग्याभ्यां तन्निरोधः ।

**અર્થ**:—અભ્યાસ અને વૈરાગ્યથી તે (વૃત્તિઓ)નો નિરોધ થાય છે.

જેમ વાંદરો ઘણોજ તોફાની હોય છે અને તેને પકડવા માટે ભાંગ આદિ ખવરાવવાથી નિશો ચઢે ત્યારેજ સહેલાઈથી પકડી શકાય છે; તેવી રીતે અભ્યાસ તથા વૈરાગ્યથી મન ઉપર કાબુ મેળવી શકાય છે.

હવે શંકા થાય છે કે મન વશ કરવા માટે અભ્યાસ જોઇએ પણ વૈરાગ્યની શી જરૂર છે? તેના ઉપર એક દ્રષ્ટાંત છે કેઃ—

અમુક દેશના એક રાજા હતા. તેમનું અવસાન થયા પછી તેમની પાછળ કોઈ વારસ નહિ હોવાથી રૈયતે એવી યુક્તિ કરી કે એક હાથણીની સૂંઢમાં પુષ્પનો હાર આપ્યો અને જાહેર કર્યું કે આ હાથણી જેના ગળામાં હાર પહેરાવશે તે ગાદીનો વારસ થશે. ત્યાર પછી તે હાથણીએ પાસે ઉભેલા બધા સારા સારા માણસોને છોડી દઇ દૂર ઉભેલા એક ભિખારીને હાર પહેરાવ્યો. પછી બધાએ ભિખારીને કહ્યું કે 'તું તારાં કપડાં બદલી નાખ અને રાજાનો પોષાક, મુગટ આદિ પહેરી ગાદી ઉપર બેસ.' પણ ભિખારીએ કહ્યું કે, 'મારે તો આ ભિખારીપણું રાખવું છે અને ગાદી પર પણ બેસવું છે;' રૈયતે 'એ તો નહિ બને' એમ કહીને એને કાઢી મૂકયો.

તાત્પર્ય એ કે જ્યાં સુધી અંતઃકરણમાં લાલસારૂપી ભિખારીપણું છે ત્યાં સુધી અધિકાર પ્રાપ્ત થતો નથી. માટે વૈરાગ્ય ધારણ કરીને અભ્યાસ કરવો. અભ્યાસ એટલે સદા બ્રહ્માકાર વૃત્તિ કરવી. બ્રહ્માકાર વૃત્તિ જ્યારે કેવળ શુદ્ધ સાત્વિક હોય છે ત્યારે અજ્ઞાનને દૂર કરીને એ બ્રહ્માકાર વૃત્તિ પણ શાન્ત થઈ જાય છે, એનેજ બ્રહ્માનુભવ કહે છે; તેજ આનંદની સ્થિતિ છે. આ અભ્યાસ માટે ભગવાન પતંજલિ કહે છેઃ—

तत्रस्थितौ यत्नोऽभ्यासः ।

વૃત્તિ રહિત નિરૂદ્ધ ચિત્ત સ્વરૂપમાં પરિણામ પામે તેનું નામ સ્થિતિ છે. આ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે યત્ન કરવો. અર્થાત્ ઉત્સાહથી વારંવાર ચિત્તને તત્ત્વમાં જોડવુ. તેવુ એકાગ્ર ચિત્ત કરવા સાધનોનું અનુષ્ઠાન કરવું તે અભ્યાસ કહેવાય છે.

નિર્વિકાર ચિત્તનું સ્વભાવિક નિશ્ચલ ભાવે રહેવું તે સ્થિતિ અને જે જે ઉપાયથી આ સ્થિતિ ઉત્પન્ન કરાય તે તે ઉપાયોનું અવલંબન કરવું તેનું નામ અભ્યાસ છે. પરંતુ મન ઘણુંજ ચંચળ છે તેથી બધો સમય બહિર્મુખ રહે છે. માટે તેને અંતર્મુખ કરવા પ્રથમ વૈરાગ્ય પ્રાપ્ત કરીને પછી અભ્યાસ પણ કરવો અથવા એમ નહિ તો એ અભ્યાસની સાથે સાથે વૈરાગ્યની વૃદ્ધિ કરતા જવું. જ્યાં સુધી વૈરાગ્યની ન્યૂનતા હોય છે ત્યાં સુધી અભ્યાસ સફળ થતો નથી, અને જ્યાં સુધી અભ્યાસ બરોબર ન હોય ત્યાં સુધી ચિત્તવૃત્તિઓનો નિરોધ પણ થાય નહિ.

જેમ મેલાં કપડાં હોય છે તે આપણે પાણીમાં પલાળી સાબુ લગાડી પાછાં પાણીમાં બોળીએ છીએ ત્યારે સાબુ મેલ સાથે નીકળી જાય છે અને જેમ પગમાં કાંટો વાગ્યો હોય છે તેને બીજા કાંટાથી બહાર કાઢી બીજો કાંટો પણ નાખી દઈએ છીએ, તેમ વિષયાકાર વૃત્તિનો અભાવ થયા પછી બ્રહ્માકાર વૃત્તિનો પણ અભાવ થઈ જાય છે એનેજ બ્રહ્માનુભવ કહે છે.

હું બ્રહ્મ છું, હું આનંદ સ્વરુપ છું એવી રીતે માનીને બેસવાથી કોઇ દિવસ બ્રહ્મસુખ પ્રાપ્ત થવાનું નથી. નાનપણમાં મેં એક ત્રણ ચાર વર્ષના છોકરાને જોયો હતો. તે ઘણોજ માંદો પડી ગયો હતો; પછી સારો થયો હતો, છતાં ઘણો અશક્ત હતો, અને વૈદ્યે કહ્યું હતું કે તેને કંઈ ખાવાનું આપશો નહિ. પણ તે છોકરો માગ્યા કરતો હતો કે મને જલેબી, પેંડા, બરફી એવું એવું ખાવા આપો. પછી ના પાડવાથી તે રડવા લાગ્યો. તેના બાપે તેને ફોસલાવવા ચાકરને કહ્યું કે, "જા એક શેર જલેબી, એક શેર બરફી અને એક શેર પેંડા લઈ આવ; લે આ પૈસા." આમ જેમ જેમ તેનો બાપ બોલતો જાય તેમ

તેમ છોકરો તે સાંભળી રાજી થતો જાય; જોકે તેના મોંઢાને સ્વાદ લાગતો ન હતો. એવી રીતે જે અજ્ઞાની પુરુષ હોય છે તે બ્રહ્મનું નામ ઉચ્ચાર કરીને "હું બ્રહ્મ છું" વગેરે શબ્દો બોલીને રાજી થાય તેમાં કંઇ તેને બ્રહ્મસુખ પ્રાપ્ત થવાનું નથી. તે સંબંધમાં શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

अनुभूतिं विना मूढो वृथा ब्रह्मणि मोदते ।
प्रतिबिंबितशाखाग्रफलास्वादनमोदवत् ॥

**અર્થ**:—ડાળીના અગ્ર ભાગમાં રહેલા ફળોના પ્રતિબિંબને ચાખવાથી પ્રસન્ન થવાની પેઠે મૂર્ખ પુરુષ અનુભવ થયા સિવાય પરબ્રહ્મમાં વ્યર્થ આનંદ માને છે.

જેમ જળાશયના કિનારા ઉપર સ્થિત વૃક્ષનાં ફળોના પાણીમાં પડતા પડછાયાને પાણીમાં રહેલ માછલાં ખાવા દોડે છે અને તેના સ્વાદનો મિથ્યા અનુભવ કરે છે, તેમ અજ્ઞાની માણસ શાસ્ત્રદ્વારા અથવા શ્રવણદ્વારા અથવા ગુરુદ્વારા સાંભળીને અનુભવ કર્યો સિવાય "હું બ્રહ્મ છું, સાક્ષી છું" એમ બોલીને રાજી થાય છે. આમ વ્યર્થ આનંદ માનવામાં વખત ગુમાવવા કરતાં સમયનો સદુપયોગ કરી અભ્યાસદ્વારા બ્રહ્માનુભવ માટે પ્રયત્ન કરવો એજ આપણું કર્તવ્ય છે."

પછી વાસુદેવરાવના બનેવીએ શંકા કરી કે, "આજ કાલ ઘણે ઠેકાણે સત્સંગ કરનારા જોવામાં આવે છે પણ અભ્યાસ કરનાર કોઇક જ હોય છે એનું શું કારણ?" ગુરુશ્રીએ કહ્યું, "ફળનું જ્ઞાન નહિ હોવાથી પુરૂષાથ થતો નથી. જેમકે અમુક વેપાર કરવાથી ઘણા ધનની પ્રાપ્તિ થશે એવો નિશ્ચય થાય છે કે તુરત તે વેપાર કરવામાં ગમે તેટલું કષ્ટ વેઠવું પડે છે તે આનંદથી વેઠાય છે અને રાતદિવસ ઘાંચીના બેલની માફક તેમાં પુરુષાર્થ થઈ શકે છે; તેમ આત્મધન-નું સ્વરુપ જેને યથાર્થ જણાય છે તે અભ્યાસ કરી શકે છે. ધનદ્વારા પ્રાપ્ત થનાર વિષયસુખ કરતાં બ્રહ્મસુખ હજારગણું શ્રેષ્ટ છે એવો વિવેક જ્યારે આવે છે ત્યારે વિષય સુખ પર અભાવ થાય છે અને બ્રહ્મસુખ પ્રાપ્ત કરવામાં અભ્યાસ થઈ શકે છે."



## . ૧૧. ગુરુ થવાની આનાકાની.

મેં પ્રથમ વાસુદેવરાવ મારફત ગુરુશ્રીને મને ઉપદેશ કરી માર્ગ બતાવવા વિનતિ કરી. વાસુદેવરાવે ગુરુશ્રીને પૂછ્યું ત્યારે તેમણે કહ્યું કે, "એ કામ સારું નથી." આ હકીકત તેમણે મને જણાવી ત્યારે મને ઠીક લાગ્યું નહિ. મેં વાસુદેવરાવને કહ્યું કે, "તેઓ ભલે ના કહે, પણ મેં તો મારા મનથી તેમને ગુરુ

માની લીધા છે." ત્યાર પછી એક વખત મારી હાજરીમાં વાસુદેવરાયે ગુરુશ્રીને કહ્યું કે, "આમને આપે ઉપદેશ કરી રસ્તો બતાવવા ના કહેલી, પણ તેઓ તો કહે છે કે મેં તો મારા મનથી ગુરુ માની લીધેલા છે." ગુરુશ્રી હસીને બોલ્યા કે, "એ તો કબીરની પેઠે ગળે પડયા. કબીરને રામાનંદ સ્વામીએ ગુરુમંત્ર આપવાની ના કહી, ત્યારે તેઓ રામાનંદ સ્વામી કાશીના ઘાટ પર નાહવા જતા હતા, ત્યાં અગાઉથી જઇ સૂતા; અને ઘાટ ઉતરતાં અંધારું હોવાથી સ્વામીનો પગ ઓચિંતો કબીરના પર પડવાથી સ્વામી "રામ રામ" બોલી પોતાનો હાથ તેના માથા ઉપર ફેરવી ચાલ્યા ગયા. કબીર પણ આ તારકમંત્રને ગુરુમંત્ર માની ચાલતા થયા; અને પછી પોતે શિષ્ય છું એમ માની રામાનંદ સ્વામીને ગળે પડયા. તેમ આ પણ મને ગળે પડવાની યુક્તિ કરે છે. રામાનંદ સ્વામી તો ત્યાગી અને મહાત્મા હતા, હું તો સંસારી છું." થોડા દિવસ પછી બીજા સાથે પણ આવોજ પ્રસંગ બન્યો હતો. મારા એક ઓળખીતાએ મેં સંન્યાસ લીધા પછી એક વખત ગુરુશ્રીને પૂછયું કે, "મારે આપના શિષ્ય થવાની આકાંક્ષા છે." ત્યારે ગુરુશ્રીએ કહ્યું કે, "મેં કંઈ ગુરુપદવી ધારણ કરી નથી અને હું કંઈ જાણતો પણ નથી." તે ઉપરથી તેમણે ઘણી આજીજી કરી, ત્યારે ગુરુશ્રી બોલ્યા, "સોના શિષ્ય થવું સારું, પરંતુ એકના ગુરુ થવું બુરું છે." તોપણ તે હમેશાં ગુરુશ્રી પાસે આવતા હતા અને મારી માફક તેમણે પણ ગુરુશ્રીને (મનથી) ગુરુ તરીકે માન્યા હતા.

આવીજ રીતે બીજા ઘણા ખરા ગુરુશ્રીને ગુરુ તરીકે માનતા હત, પરંતુ પોતે પોતાને ગુરુ હોવાનું માનતા ન હતા અને સર્વ પ્રત્યે મિત્રભાવ રાખતા હતા.

---

## ૧૨. સંન્યાસ માટે પુનઃ પ્રયત્ન.

ત્યારપછી જેમ જેમ વૈરાગ્ય પ્રકરણ આગળ ચાલતું ગયું, તેમ તેમ મારામાં ઘર છોડી જવાની ઉલટ વધતી ગઇ. તેવા પ્રસંગમાં મારા ઉપર લગ્ન કરવા સંબંધી દબાણ પણ ઘણું થવા લાગ્યું, તેથી મેં ગુરુશ્રીને કહ્યું કે, "હજુ પણ મારા લગ્ન સારૂ ઘણો આગ્રહ થાય છે, માટે મને ઘર છોડવાની આજ્ઞા દેવા કૃપા કરો." તેમણે ઉત્તર આપ્યો કે, "મને પણ પહેલાં ચાર પાંચ વખત એવુંજ થઈ ગયું હતું; તે વખતે ગુલાબભાઈના ઘણા સમજાવવાથી હું રહી ગયો. ગુલાબભાઈ ગૃહસ્થ હોવા છતાં પણ મહાત્મા પુરુષ છે, માટે એમનો બોધ મારે અંગીકાર કરવો પડયો. હજુ પણ સંસારમાં રહેવું મને ઠીક લાગતું નથી, અને જેમ વેઠીઓ મન વગર વેઠ ઉઠાવીને જાય છે, અને ક્યારે મુકામ આવે ને બોજો નીચે પટકી હું ચાલ્યો જાઉં એવું રટણ કર્યા

કરે છે, તેમ મને પણ આ સંસારનો બોજો હમેશાં લાગ્યા કરે છે, અને કયારે એ છૂટશે એવું થયા કરે છે; પણ પ્રારબ્ધવશાત્ હજુ સુધી મારે પડયા રહેવું પડયું છે." તે વખતે મેં કહ્યું કે, "આપના આશ્રયમાં મોટું કુટુંબ છે, માટે આપના સંસાર છોડવાથી ઘણાંને ક્લેશ થાય, તેથી તેમ કરવું યોગ્ય નથી." તેનો તેમણે ઉત્તર આપ્યો કે, "સૌ સૌનું પ્રારબ્ધ સો સૌની સાથે છે; એ લોકોથી મારે શું લેવુંદેવું છે? થોડા દિવસ પછી આ સર્વ ખટપટ હું પણ છોડી દઇશ; માટે તમે પણ થોડા દિવસ રહો પછી થઈ રહેશે. અહિંઆ પણ સત્સંગ થાય છે. કેવળ ભગવાં કપડાં પહેરવાથી શું અધિક થવાનું છે? માટે તમે પ્રથમ સાધન સંપાદન કરો. લગ્નને સારૂ ઘણો આગ્રહ થાય છે, માટેજ જલદી સંન્યાસ ધારણ કરવાનો જો તમારો વિચાર હોય તો લગ્નની ઉતાવળ નહિ કરવા સંબંધી તમે કહી શકો છો. તો પછી સંન્યાસ લેવાની ઉતાવળ શામાટે કરો છો?" એમ કહી મને અટકાવ્યો.

તે અરસામાં યોગવાસિષ્ઠનું વૈરાગ્ય પ્રકરણ સમાપ્ત થયું અને મુમુક્ષુ પ્રકરણનો આરંભ થયો.

## ૧૩. મુમુક્ષુતા.

વૈરાગ્ય વિના બ્રહ્મપરાયણ થઈ શકાય નહિ, માટે વૈરાગ્ય પ્રકરણ પહેલાં આપેલું છે. સર્વ દુઃખોનો કારણ સહિત વિલય અને પરમાનંદની અભિવ્યક્તિ તે મોક્ષ કહેવાય છે. એવા મોક્ષને પ્રાપ્ત કરવાની તીવ્ર ઇચ્છા એ મુમુક્ષુતા કહેવાય છે; જેમ કોઇ પુરુષ અગ્નિની જ્વાળાથી વ્યાપ્ત થયેલો પાણીમાં પડવાની ઇચ્છા રાખી તેની શોધ કરે છે, તેમ સંસારરુપી અગ્નિથી બળતા પુરુષને તેમાંથી છૂટવાની તીવ્ર ઇચ્છા એ મુમુક્ષુતા કહેવાય છે. જેમ બ્રહ્મપ્રાપ્તિની પહેલાં જીવાત્મા બ્રહ્મથી વિમુખ અને માયાની સન્મુખ હોય છે, તેમ મુમુક્ષુ પુરુષ બાહ્ય વિષયોથી ઉપરત રહીને બ્રહ્મસન્મુખ થવાની ઇચ્છાવાળો હોય છે.

શુકદેવજીએ સ્વયં વિચારદ્વારા તત્ત્વનો નિશ્ચય કર્યો હતો; તથાપિ કોઈ વિષયમાં સંશય પડવાથી તેમણે પોતાના પિતાશ્રીને પ્રશ્ન કર્યો; પરંતુ પોતે વિચારદ્વારા જે નિશ્ચય કર્યો હતો તેજ ઉત્તર મળવાથી મનનું સમાધાન થયું નહિ, તેથી તેમના પિતાએ તેમને જનક રાજા પાસે ઉપદેશ લેવા મોકલ્યા. જનક રાજાને ખબર મળી કે શુકદેવજી પધાર્યા છે. તેઓએ કહ્યું કે, "ઉભા રહેવા દો." આમ સાત દિવસ વીત્યા, તોપણ જનકરાજાએ તેમને અંદર બોલાવ્યા નહિ.

ત્યારબાદ શુકદેવજીને રાજ્યમહેલના આંગણામાં દાખલ કર્યા. પછી જનકરાજાએ તેમને પ્રથમ અંતઃપુરમાં દાખલ કરાવ્યા. ત્યાં સાત દિવસ સ્ત્રીઓની સેવાથી મધુર ભોજન વગેરે બીજા અનેક ઉપભોગો કરાવ્યા; પરંતુ મંદ પવન જેમ પર્વતને ચલાયમાન કરી શકતો નથી તેમ તે વૈભવો અને સુખો શુકદેવજીના દૃઢ મનને ચલાયમાન કરી શક્યાં નહિ. આ પ્રમાણે તેમની પરીક્ષા કરી, જનકરાજાએ તેમને બોલાવી આદરપૂર્વક પાદપૂજન કરી કહ્યું કે, "આપ મહાન્ પુરુષ હોઈ મને મોટો જ્ઞાની માની મારી પાસે બોધ લેવા પધાર્યા છો. પણ હું કાંઈ આપથી મોટો નથી. આપનો અનુભવ વિશેષ છે." એમ કહી કેટલોક ઉપદેશ આપ્યો કે, "આ દુષ્ટ તથા સારહીન સંસાર અંતઃકરણથી ઉત્પન્ન થયો છે અને અંતઃકરણનો નાશ થવાથી નાશ પામે છે, આમ તત્ત્વવેત્તાઓએ નિશ્ચય કર્યો છે. વળી અખંડ ચૈતન્ય આત્મા એકજ છે, તેના વિના બીજું કાંઈ નથી. એ આત્મા પોતાના સંકલ્પથી બંધાયેલો છે, અને સંકલ્પનો ત્યાગ કરે છે ત્યારે મુક્ત થાય છે." આ રીતે મહાત્મા જનકે ઉપદેશ કર્યો ત્યારથી શુકદેવજી દૃશ્ય પદાર્થોથી રહિત ઉત્તમ પરમાત્મા વસ્તુમાંજ આશ્રય કરીનેજ રહેવા લાગ્યા; અને શોક, ભ્રમ તથા તૃષ્ણાથી રહિત થયેલા અને જેમના સર્વ સંશયો કપાઈ ગયેલા છે એવા શુકદેવજી નિર્વિકલ્પ સમાધિમાં તેલ વિનાના દીવાની પેઠે પોતાના સ્વરુપમાંજ શાંત થઈ ગયા. દૃશ્ય પદાર્થોમાં પ્રીતિ અને તેના કારણરુપ અજ્ઞાન એ બંનેનો નાશ થવાથી શુદ્ધ થયેલા મહાત્મા શુકદેવજી પાણીનો કણ જેમ સમુદ્રમાં ભળી જાય છે તેમ પોતે વાસનારહિત થઈને પવિત્ર સ્થાનરુપ આત્મસ્વરુપમાં એકતાને પામ્યા, અર્થાત્ તેમાં મળી ગયા. આ વાત વસિષ્ટ ભગવાને શ્રી રામચંદ્રજીને કહી અને બોલ્યા કેઃ—

तस्य व्यासतनुजस्य मलमात्रोपमार्जनम् ।
यथोपयुक्तं ते राम तावदेवोपयुज्यते ॥

અર્થઃ—હે રામ, તે વ્યાસપુત્ર શુકદેવજીને જેમ કેવળ મળજ દૂર કરવાનું કામ હતું, તેમ તમારા સંબંધમાં એટલુંજ કામ કરવાનું છે.

શ્રી રામચંદ્રમાં આ પ્રમાણે તીવ્ર મુમુક્ષુતા હોવાથી વસિષ્ટજીના ઉપદેશથી અજ્ઞાન દૂર કરવાને તેમને વાર ન લાગી; તે પ્રમાણે આપણામાં જ્યાંસુધી તીવ્ર મુમુક્ષુતા આવી નથી, ત્યાં સુધી જ્ઞાન પ્રાપ્ત થવાનો સંભવ નથી.



## ૧૪. સંન્યાસગ્રહણ.

મુમુક્ષુ પ્રકરણ પૂરૂં થયા પછી હું વારંવાર ગુરુશ્રીની પાસે સંન્યાસગ્રહણ કરવા સંબંધી આજ્ઞા માગવા લાગ્યો, અને તેઓ મને વારંવાર બોધ આપી શાંત પાડવા લાગ્યા; પરંતુ મારી ઈચ્છા તેવી ને તેવીજ રહી હતી, તેથી કોઈ પણ જાતનું બહાનું કાઢી જવાની રજા માગવાનો મેં વિચાર કર્યો. એક વખતે સંધ્યાકાળે આવી મેં કહ્યું કે, "મારે એક વાત આપને કહેવાની છે." પોતે ઉત્તર આપ્યો કે, "ભલે કહો." મેં કહ્યું, "મારે બાલાજી જવું છે." તેમણે કહ્યું, "હા ભલે જાઓ. ઘણું સારૂં." મનમાં તો પોતે મારા કહેવાનો ભાવાર્થ સમજી ગયા. બીજે દિવસે સવારના હું વ્યવસ્થા કરવા સંબંધીના કાગળપત્રો લખવામાં રોકાયો હતો, તેથી સવારે કથામાં ગયો નહોતો; પણ સાંજના જતા પહેલાં આજ્ઞા લેવા ગયો, ત્યારે પોતે પૂછ્યું કે, "કેમ આજે જાઓ છો?" મેં કહ્યું, "હાજી." તે વખતે માતાજીએ કહ્યું કે, "અહીંથી જઈ તુરત સંન્યાસ લેશે." હું જો કે ગુજરાતી જાણતો નહોતો, તો પણ સંન્યાસ શબ્દ સાંભળવાથી મેં અટકળ કરી કે માતાજી મારા સંબંધી વાતચીત કરે છે. "બાલાજી જવાનું કહે છે પણ એમને આજ્ઞા આપવી ન જોઈએ" એમ માતાજીએ કહ્યું. ગુરુશ્રીએ ઉત્તર આપ્યો કે, "એમનું પ્રારબ્ધ તીવ્ર છે, હવે રોકવાની કંઈ જરુર નથી." પછી મારા તરફ જોઇ હિંદુસ્તાનીમાં કહ્યું કે, "તમે જાઓ છો તે એમને સારૂં લાગતું નથી." પછી મને પૂછ્યું કે, "આજે કયો દિવસ છે તે માલમ છે?" મેં કહ્યું, "ના જી." પોતે બોલ્યા કે, "આજે રામચંદ્રજીના રાજ્યાભિષેકનું મુહૂર્ત હતું, અને આ દિવસે તેઓ વનવાસ ગયા હતા." જતી વખતે મેં ગુરુશ્રીને નમસ્કાર કર્યા. મારૂં જવું એમને ગમ્યું નહિ. પછી માતાજીને મેં નમસ્કાર કર્યા ત્યારે તેમની આંખમાં આંસુ આવ્યાં. તેજ રાતના હું ગુપચુપ બાર વાગતાની ગાડીમાં શ્રી બાલાજી ગયો. ત્યાં મેં ક્ષૌરાદિ કરાવી તીર્થમાં સ્નાન કરી પ્રૈષમંત્રનું ઉચ્ચારણ કરી શિખાસૂત્રનો પરિત્યાગ કર્યો; અને મારી મેળે ભગવાં વસ્ત્ર ધારણ કરી લીધાં. પછી ત્યાંથી મદ્રાસ તરફ ચાલ્યો ગયો. મારી પીછાનના કોઈ ગૃહસ્થો બાલાજીમાં યાત્રાર્થે આવેલા હતા તેમણે મારો સંન્યાસીનો વેશ જોયો હતો અને તેઓએ બેલગામ ખબર આપી હતી.

આશરે એક મહિના પછી ત્યાં ખબર પડતાં સુબેદાર એસ. મુદલિયાર ઘણો આગ્રહ કરી મને પાછા લઈ જવા માટે મારી સાથે બે માસ રહ્યા અને મને બેલગામ લઇ ગયા. તે વખતે એમની સાથે મેં કબુલાત કરાવી કે હું તમારી સાથે આવું ખરો, પણ બેલગામમાં ઘેર આવીશ નહિ; પરંતુ ગુરુશ્રીને બંગલે રહીશ. એમણે તે વાત માન્ય કરી, અને હું તેમની સાથે બેલગામ આવ્યો. ત્યાં મધ્યરાત્રે જેવો ઉતર્યો તેવોજ વાસુદેવરાવને ઘેર પરભાર્યો ચાલ્યો ગયો અને સવારે ગુરુશ્રીને બંગલે ગયો.



# ૧૫. બેલગામમાં ગુરુશ્રીનાં દર્શન.

સવારમાં ગુરુશ્રીને બંગલે ગયો ત્યારે તેઓ નાહાવાની ઓરડીમાં સ્નાન કરતા હતા. ગુરુપત્ની મળ્યાં તેમને હું પગે લાગવા જતો હતો એટલે મને રોક્યો, કારણ કે તેઓ પ્રથમથીજ મને પગે લાગવા તો દેતાંજ નહિ; અને તેમાં સંન્યાસ લીધા પછી તો બીલકુલ પગે લાગવાની મનાજ કરી. ઉલટું તેઓએ મને નમસ્કાર કર્યા અને દીલગીર થઇ કહ્યું કે, " નાની ઉમ્મરમાં સંન્યાસ લીધો એ ખોટું કર્યું."

તેવામાં ગુરુશ્રી સ્નાન કરી આવ્યા અને બોલ્યા કે, "કેમ સ્વામીજી આનંદમાં છો ને?" તેમને હું પગે લાગવા જતો હતો એટલામાં પોતે બોલી ઉઠયા, "હવે તમે ચતુર્થાશ્રમી છો તેથી તમારાથી પગે લાગી શકાય નહિ." અગાઉ પણ હું જ્યારે જ્યારે નમસ્કાર કરતો ત્યારે ત્યારે તેઓ મને તેમ કરવાની ના પાડતા હતા. પછી પાસેની પાટ ઉપર મને બેસાડયો. પોતે બેઠા અને ખબર અંતર પૂછવા લાગ્યા. મને સ્નાન કરવાનું કહી છ વાગ્યે તેઓ ધ્યાનની ઓરડીમાં ગયા. સાત વાગ્યા ત્યારે હમેશના નિયમ પ્રમાણે હું તેમની પાસે ગયો. શ્રી ગીતાજીના ત્રીજા અધ્યાયની કથા ચાલતી હતી. આઠ વાગ્યે કથા પૂરી થયા પછી ગુરુશ્રી મને બેસવાના ઓરડામાં તેડી ગયા. વાસુદેવરાવ પણ સાથે હતા. બેઠા પછી વાસુદેવરાવ બોલ્યા કે, "ગઈ કાલે મધ્ય રાત્રિના સ્વામી મારે ઘેર આવ્યા હતા. પથારી લીધી નહિ અને ઘણો આગ્રહ કર્યો ત્યારે માત્ર સાદડી લીધી અને તે ઉપર સૂઈ રહ્યા."

ગુરુશ્રીએ કહ્યું કે, " બરાબર છે. ભોગ અને યોગ બન્ને સાથે સિદ્ધ થઇ શકે નહિ. હવે તો તેઓ સંન્યાસી થયા છે, તેથી સર્વ ક્રિયા સાત્વિક અને સાદીજ હોવી જોઇએ." પછી મને પૂછયું કે, "તમે સંન્યાસ કોની પાસે લીધો?" મેં કહ્યું કે, "મેં મારી પોતાની મેળે પ્રૈષમંત્રનું ઉચ્ચારણ કરીને શિખાસૂત્રનો પરિત્યાગ કર્યો અને કાષાય વસ્ત્ર ગ્રહણ કરી લીધાં." ગુરુશ્રી હસવા લાગ્યા અને કહ્યું કે, " આ તો તમે વિદ્વત્ સંન્યાસની રીતે સંન્યાસ લીધો. યાજ્ઞવલ્કય વગેરે પ્રથમથી જ્ઞાની હોવાથી તેમણે તે સંન્યાસ લીધો હતો. તમારે તો પ્રથમ વિવિદિષા સંન્યાસ લેવો જોઇએ. વિવિદિષા સંન્યાસ માટે તો વિધિપૂર્વક ક્રિયા થવી જોઈએ. હવે પછી પ્રસંગ આવ્યે ઓછી વધતી ક્રિયા કરાય તો ઠીક." મેં ગુરુશ્રીને જવાબમાં જણાવ્યું કે, " મેં આપને ગુરુ માન્યા છે, એટલે બીજાને ગુરુ તરીકે ગુરુ ધારી તેની પાસે વિધિ કરાવવા મારી ઇચ્છા નથી." ત્યારે ગુરુશ્રીએ કહ્યું કે, "ગુરુ સિવાય તે વિધિ થઇ શકે છે અને તે કરવી જોઈએ." તે ઉપરથી અગાડી કહેવામાં આવશે તે પ્રમાણે મેં થોડી ઘણી વિધિ કરી હતી.

## ૧૬. મારા સ્નેહીમંડળને ઉપદેશ.

તે દિવસે સાંજે સુબેદાર વગેરે ગુરુ પાસે આવ્યા. ગુરૂશ્રીએ સુબેદારને પૂછ્યું કે, "આપજ એમને પાછા લાવ્યા કે?" સુબેદારે કહ્યું, "હા." પછી પોતે બોલ્યા કે, "કોઇના વંશમાં જો એક પણ સંન્યાસી થાય તો તે આખા કુટુંબને તારે છે. મારા કુટુંબમાં જો કોઈ થાય તો હું ઘણો ખુશી છું; માટે એમને કોઇ જાતની ઉપાધિમાં લાવવાનો પ્રયત્ન તમારે કરવો ન જોઇએ. ઘણાખરા નાના પ્રકારનાં કારણોથી સંન્યાસ ગ્રહણ કરે છે, પણ સર્વ સંપત્તિવાન્ હોઈ તેના પર ગ્લાનિ આવી સંસાર છોડે એવા કોઇકજ હોય છે; પરંતુ પુણ્ય વિના એમ બનતું નથી. યુવાવસ્થામાં સામાન્ય રીતે વિષયો તરફ વૃત્તિ દોડે છે, તેના પર ગ્લાનિ થઇ, પરમાર્થમાં લક્ષ લાગવું એ પણ મહા પુણ્ય સિવાય થતું નથી." આટલું કહી પોતે મહાલસાનું આખ્યાન સંભળાવ્યું.

માર્કંડેય પુરાણમાં એક કથા છે કે, મહાલસા નામની રાણી હતી તે પોતાને જેટલા પુત્રો થાય તે સર્વને બચપણથી ઉપદેશ કરતી કે, "હે પુત્ર, તું શુદ્ધ સ્વરુપ છે, તારૂં નામ નથી, પણ તેં હાલમાં કલ્પનાથીજ તે ધારણ કર્યું છે. આ દેહ પંચ મહાભૂતનો છે, એ તારો નથી; તેમ તું એનો નથી. શા માટે તું રડે છે? તારા ગુણ કલ્પાય એવા નથી. દેહ પંચ મહાભૂતનો છે, તે વૃદ્ધિ પામે છે ને ઘટે છે; પણ તું કાંઈ વૃદ્ધિ પામતો નથી ને ઘટતોયે નથી; કારણ કે તું છ પ્રકારના વિકારથી રહિત છે. મા, બાપ, દેહ વગેરે તારે કંઈ નથી. માત્ર એ ભૂતસંગ તેં માની લીધેલો છે. તને સુખ દુઃખ કંઈ નથી, પરંતુ તું શુદ્ધ અદ્વિતીય, ચૈતન્યસ્વરુપ છે, માટે અજ્ઞાનનિદ્રાથી જાગ."

આ ઉપદેશ પ્રમાણે છોકરાઓ મોટા થાય કે સંસાર છોડીને ચાલ્યા જાય. એમ કરતાં કરતાં એના ત્રણ છોકરાઓ ગયા. તે ઉપરથી રાજાએ રાણીને કહ્યું કે, "આવી રીતે ઉપદેશ કરી સર્વ છોકરાઓને સંસાર ત્યાગ કરાવી મોકલી આપો છો, તો પછી રાજપાટ કોણ સંભાળશે, અને દેવકાય કોણ કરશે? એથી તો કર્મમાર્ગનો ઉચ્છેદ થઈ જશે. એક છોકરાએ તો તે કામ કરવું જોઇએ." આ પ્રમાણે પતિનું વાક્ય સાંભળી રાણીએ પોતાનો ચોથો પુત્ર જેનું નામ અલર્ક પાડયું હતું તેને ગૃહસ્થાશ્રમ તથા રાજ્યધર્મનો ઉપદેશ કીધો; પણ પાછળથી પોતાના મનમાં વિચાર થયો કે, મારે તુચ્છ સંસારમાં ડુબાવવા સંબંધી બોધ કરવો અયોગ્ય છે, છતાં પણ પતિની આજ્ઞાને માથે ચડાવી; હવે અંતે પણ તે સંસારથી મુક્ત થાય એવી કંઇક યુક્તિ કરવી જોઇએ. એમ વિચારી એક સુવર્ણનું માદળિયું, તેમાં ઉપદેશનો કાગળ મૂકી પુત્રને આપી કહ્યું કે, "ઘણાજ

સંકટમાં આવી પડે ત્યારે આ માદળિયું ખોલી એમાંની ચિઠ્ઠી વાંચી, તે પ્રમાણે વર્ત્તજે." ત્યાર પછી એ છોકરો રાજપાટ સંભાળવા લાગ્યો અને સંસારવ્યવહારના કામમાં છેક નિમગ્ન થઇ ગયો, ત્યારે આગળ ગયેલા સર્વ તેના બંધુઓ પૈકી સુબાહુએ વિચાર કર્યો કે, "આપણો ભાઇ સંસારજાળમાં લુબ્ધ થયો છે, એને છોડાવવો જોઇએ." તેથી અલર્કના શત્રુ કાશીરાજની સહાયતા લઈ રાજ્યમાં આવ્યો અને પોતાના ભાઇ પાસેથી તેણે તથા કાશીરાજે રાજ્ય માગ્યું. રાજાએ કહ્યું, "યુદ્ધમાં જય કરી રાજ્ય મેળવાય છે. માગ્યાથી કાંઇ મળતું નથી." એ ઉપરથી લડાઇ થઇ. તેમણે એના રાજ્યમાંના જુદા જુદા કિલ્લા કબજે કરી લીધા, તેથી રાજાને અતિ સંકટ આવી પડયું અને તે ઘણો મુંઝાવા લાગ્યો. તે વખતે પોતાની માતાનું વચન યાદ આવ્યું અને માદળિયાની અંદરથી પત્ર કાઢી વાંચ્યો; તેથી રાજ્ય પર વૈરાગ્ય આવવાથી તરતજ એ રાજ્ય પોતાના ભાઈ સુબાહુને સોંપી સંસાર છોડી ચાલવા લાગ્યો. ત્યારે સુબાહુએ કહ્યું કે, "મારે રાજ્ય જોઈતું નથી, પરંતુ તમને સૂચના કરવા માટે આવ્યો હતો." એટલું કહી સુબાહુ ચાલી નીકળ્યો. પછી અલર્ક પોતાના મોટા પુત્રને રાજ્યાભિષેક કરી શ્રી ગુરુ દત્તાત્રેય પાસે ગયો. આ પ્રમાણે મદાલસા આખ્યાન પુરું થયા બાદ ગુરુશ્રીએ કહ્યું કે, "મોટા મોટા રાજાઓ પણ સંસાર છોડી ચાલ્યા ગયા હતા. જો સંસારમાં સુખ હોત તો એ લોકો કેમ તેને ત્યાગ કરત? તેઓ ભિક્ષા માગી ઉદરપોષણ કરતા હતા. સ્વામીને પણ હું દેહાધ્યાસ છોડાવવા સારૂ માધુકરી માગવા જવાને કહેવાનો છું. તમારે સર્વેએ એમને કોઈ પ્રકારના બંધનમાં ન લાવવા જોઈએ. તમે જો એમને હવે બંધનમાં લાવવા પ્રયત્ન કરશો તો તેમાં તમે પણ દોષાપત્તિમાં આવી પડશો, અને એમને પણ પતિત થવું પડશે. હું પણ એમને કોઇ પ્રકારના બંધનમાં રાખવા ઇચ્છતો નથી." આટલું કહ્યાથી તે સર્વને શાંતિ થઇ અને સંતોષ પામી વિદાય થયા.



## ૧૭. મારા શુભેચ્છાને ઉપદેશ.

એ મંડળ ગયા પછી મારા એક શુભેચ્છક સુબેદાર મેજર આવ્યા. તેમને ગુરુશ્રીએ કહ્યું કે, "એમણે સંન્યાસ લીધો તેથી તમે કોઇ નારાજ છો?" સુબેદાર મેજરે ઉત્તર આપ્યો કે, "સંન્યાસ લીધો એ તો ઠીક છે, પણ એથી મારો ને એમનો વિયોગ થાય છે, તેથી મને ખેદ થાય છે." ગુરુવર્યે કહ્યું કે, "વિયોગ તો સર્જેલો જ છે. કોઈ દિવસ તે થયા વિના રહેવાનો નથી. મોટા પુણ્ય વિના સંન્યાસ લેવાતો નથી, માટે તમારે કાંઇ ખેદ કરવા જેવું

નથી." સુબેદાર મેજરે પૂછયું, "ત્યારે શું એમનો પ્રારબ્ધયોગ એવો છે કે એમણે સંન્યાસ લેવો જોઈએ ?" ગુરુશ્રીએ ઉત્તર આપ્યો કે, "કર્મ ત્રણ પ્રકારનાં છે:– સંચિત, ક્રિયમાણ અને પ્રારબ્ધ. પ્રારબ્ધ કર્મ પણ ત્રણ પ્રકારનાં છે:– નિવાર્ય, દુર્નિવાર્ય અને અનિવાર્ય. પહેલાં બે કર્મો પુરુષાર્થથી મટી શકે છે, પણ અનિવાર્ય પ્રારબ્ધ મટી શકતું નથી. એનો ક્ષય તો ભોગવ્યે જ થાય છે." એ ઉપર એક દૃષ્ટાંત આપ્યું કે, "જેમ કોઈ પારધિ કોઈ જનાવરનો શિકાર કરવા સારૂ પોતાના ભાથામાંથી બાણ કાઢીને છોડે, અને પછી તેના મનમાં એવો વિચાર થાય કે, 'અરરર ! મેં ઘણું ખોટું કામ કર્યું; આ બાણ છૂટયું છે તે જનાવરનો નાશ ન કરતાં પાછું વળે તો ઠીક.' પણ એ છૂટેલું બાણ પાછું ફરતું નથી. તે તો પોતાનું કાર્ય કરીને જ અટકે છે. તે જ પ્રમાણે સંચિત કર્મોના સંચયમાંથી પ્રારબ્ધરૂપી બાણો છૂટયાં છે તે તો પોતપોતાના ભોગ આપ્યા સિવાય અટકવાનાં નહિ. તે જ પ્રમાણે સ્વામીનું પ્રારબ્ધ તીવ્ર છે, એટલે મટી શકવાનું નહિ. એમનું પ્રારબ્ધ સંસાર સંબંધમાં નિવાર્ય જણાય છે, અને તેથી એમના પુરુષાર્થવડે તેનું નિવારણ કરી, સંન્યાસનો લાભ લઈ શકશે." સુબેદાર મેજરે પૂછયું, "ત્યારે જનકાદિ સંસારમાં રહી જ્ઞાની શી રીતે થયા ?" ગુરુવર્યે ઉત્તર આપ્યો કે, "યોગભ્રષ્ટને સંસારમાં રહી જ્ઞાની થવું કઠિન નથી; પણ બીજાને સંસારની ઉપાધિમાં રહી, તેનાથી બચી જ્ઞાની થવું એ ઘણુંજ કઠિન છે. વળી પૂર્વના સંસ્કારદ્વારા કેટલાકને સંસાર પર ત્યાગવૃત્તિ થઈ જાય. તેવાને રોકયાથી તેમના કર્તવ્યમાં રોકનાર સહાય કરવાને બદલે અવરોધ નાખે છે એ શ્રેયસ્કર નથી. એમનું પ્રારબ્ધ ત્યાગદ્વારા જ્ઞાન મેળવવા જેવું લાગે છે, માટે એમને તે માર્ગ પકડવા દેવો એ ઠીક છે." સુબેદાર મેજરે કહ્યું કે, "એઓ ભલે પોતાનો આશ્રમ રાખે, પરંતુ અમારી સાથે રહે તો સારૂં." ગુરુશ્રીએ ઉત્તર આપ્યો કે, "સંન્યાસીમાં તિતિક્ષા હોવી જોઈએ, તેમને માનાદિકની જરુર નથી; કારણ કે એથી તેમને લાભને બદલે હાનિ છે. એઓ જ્યાં જ્યાં જશે ત્યાં ત્યાં એમનું પ્રારબ્ધ એમની સાથેજ રહેશે, માટે તે સંબંધી ચિંતા કરવી નહિ. વળી આપણે પણ મનુષ્ય જન્મની સફળતા કરવા પ્રયત્ન કરવો જોઈએ. કેટલાક એવું પણ કહે છે કે ગૃહસ્થાશ્રમમાં રહીને ત્યાગબુદ્ધિ કયાં રહી શકતી નથી ? તેનો ઉત્તર એવો છે કે પૂર્ણ ત્યાગબુદ્ધિ તો ન હોઇ શકે. કદિ એમ માનીએ કે રહી શકે તોપણ માન અપમાન છૂટતાં નથી. સંન્યાસ આશ્રમમાં ભિક્ષા માગવાથી અને જયાં ત્યાં પડી રહે-વાથી દેહાભિમાન શિથિલ થવાનું સાધન થાય છે. સંન્યાસીઓને પણ માન અપમાન છોડવાં કઠિન પડે છે, તો પછી ગૃહસ્થની શી વાત ?" આ ઉપર ગુરુ-શ્રીએ એક સંન્યાસીનું દૃષ્ટાંત કહ્યું:—

"કોઈ એક સંન્યાસી ( ત્યક્ત દંડી ) મંદિર પાસે થઈને જતા હતા. ત્યાં એક પુરાણી શ્રીગીતાજીની કથા કરતા હતા. ઘણાં સ્ત્રીપુરુષો શ્રવણ કરવાને બેઠાં હતાં. પુરાણી મહારાજ શ્રીમદ્ ભગવદ્ગીતાના ૧૩ મા અધ્યાયના ૭મા શ્લોકની પ્રથમ લીટી अमानित्वमदंभित्वमहिंसाक्षांतिरार्जवम् । બોલ્યા. તે ફક્ત તે સંન્યાસીને કાને પડી. તે ઉપરથી એમને વિચાર થયો કે, 'અહો ! શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનને કેવો સારો બોધ આપ્યો છે કે અમાનીપણું, અદંભીપણું, અહિંસા, ક્ષમા, નિષ્કપટતા વગેરે ગુણો ગ્રહણ કરવા. આજથી હું પણ નિશ્ચય કરૂં છું કે મારે આ ગુણો પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો.' સંન્યાસી કથા સાંભળવા મંદિર પાસે ઉભા નહોતા રહ્યા, પણ ચાલતાં ચાલતાં એમને કાને ઉપલા શબ્દો પડવાથી ઉપર પ્રમાણે તેમને વિચાર આવ્યો, તેથી મન સાથે નિશ્ચય કર્યો. બીજે દિવસે તે સંન્યાસી કોઈ ગામમાં ભિક્ષા લેવા ગયા. જતાં જતાં કોઈએક વણિકના ઘર આગળ આવી પહોંચ્યા અને માધુકરી માગી. ઘરમાંથી સ્ત્રીએ ભિક્ષા લાવી મહારાજના પાત્રમાં નાખી, પણ તેમ કરતાં પાત્રને તેનાથી અજાણતાં સ્પર્શ થઈ ગયો. મહારાજને એકદમ ક્રોધ વ્યાપ્યો અને મોટો ઘાંટો કાઢી સ્ત્રીને કહેવા લાગ્યા કે, 'અરે નિર્લજ ! તું મારા પાત્રને અડકી ! મારા સંન્યાસમાં ધૂળ નાખી, ધિક્કાર છે તને. તું વૈશ્યજાતિની સ્ત્રી મને અડકી ગઈ. હવે મારે સર્વ વસ્ત્રો ધોવાં પડશે.' આવી રીતે ક્રોધ કરી ઘણું બોલ્યા, અને અન્ન સહિત પાત્ર વગેરે જમીન પર ફેંકી દઈ નદીએ સ્નાન કરવા ચાલ્યા ગયા. બિચારી સ્ત્રી કાંઈપણ બોલી નહિ અને ઘરમાં ગઈ. સ્નાન વગેરે કર્યા બાદ થોડી વારે સંન્યાસી ઠંડા પડ્યા ત્યારે વિચાર કરવા લાગ્યા કે, 'અરરર ! મેં આ શું કર્યું. ગઇ કાલેજ નિશ્ચય કર્યો હતો કે ક્ષમા રાખવી, માન અપમાનથી રહિત રહેવું, અભિમાન ન રાખવું, અને આજેજ તે નિશ્ચય પર પાણી ફેરવ્યું. બિચારી સ્ત્રીના ઉપર મેં ઘણો ક્રોધ કર્યો, છતાં મારા કરતાં તે કેટલી ક્ષમાવાળી કે એક અક્ષર પણ ન બોલી ! હું સંન્યાસી થયો એટલે બ્રાહ્મણ ન રહ્યો. મારે તો ચારે વર્ણ સરખા તે છતાં મને અભિમાન થયું, કે હું પવિત્ર બ્રાહ્મણ અને એક વણિકની સ્ત્રી મને અડકી જાય ! સંન્યાસીના ધર્મ પ્રમાણે વણિકના ઘરનું અન્ન જ્યારે હું લેવા ગયો અને તે અન્ન હું ખાત પણ ખરો, ત્યારે વણિક સ્ત્રી મારા પાત્રને અડકી ગઈ એમાં એનો શો દોષ ? અરે ! આ શરીરનું ' હું બ્રાહ્મણ છું' એવું પૂર્વાશ્રમનું અભિમાન હજી છૂટયું નથી. ધિક્કાર છે મને કે હું સંન્યાસી થઈ ક્રોધ અને અભિમાન વગેરે છોડી નથી શકયો. હવેથી જરૂર આ દોષોને ત્યાગ કરી શ્રી કૃષ્ણ ભગવાને કહેલા ગુણો ધારણ કરવાનો પ્રયત્ન કરીશ.' ઘણા લાંબા વખતનો પડી ગયેલો સ્વભાવ છોડવો મુશ્કેલ પડે છે; તે પ્રમાણે સંન્યાસીને

પોતાનો સ્વભાવ છોડવાનો ઘણો પ્રયત્ન કરવા માંડયો, પણ કાંઈ કાંઈ એવા પ્રસંગો બને કે દોષો આગળ જ આવી ખડા થાય અને તેને વશ થવું પડે. આમ કરતાં કરતાં એક વર્ષ નીકળી ગયું. ફરતાં ફરતાં તે સંન્યાસી પાછા તે જ મંદિર આગળ થઈને જતા હતા. એમની નજર પુરાણી મહારાજ ઉપર પડી. તેમને ઓળખી વર્ષ ઉપરનો પ્રસંગ યાદ આવવાથી પોતે ત્યાં ઉભા રહ્યા. પુરાણી મહારાજ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાની જ કથા કરતા હતા અને છેવટનો ૧૮ મો અધ્યાય ચાલતો હતો. શ્રોતાઓ પણ ઘણા બેઠા હતા અને લક્ષપૂર્વક શ્રવણ કરતા હતા. આ સર્વ જોઈ સંન્યાસીની આંખમાંથી અશ્રુ પડવા લાગ્યાં, અને તાબડતોબ પુરાણી મહારાજની પાસે જઈ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. પછી શ્રોતાઓ તરફ ફરી તેમને પણ તે જ પ્રમાણે પ્રણામ કીધા. સંન્યાસી મહારાજને આ પ્રમાણે કરતા જોઈ સર્વ કોઈ વિસ્મય પામ્યું, અને પુરાણી મહારાજ પણ આસન પરથી ઊઠી મહારાજની સામે હાથ જોડી ઉભા રહી કહેવા લાગ્યા કે, 'મહારાજ, આપ આ શું કરો છો? આપ અમને પૂજ્ય, અમારાથી આપનો આશ્રમ શ્રેષ્ઠ, તે છતાં આવું વિપરીત આપ કેમ કરો છો? અમને ઉલટા દોષિત કરો છો.' સંન્યાસી બોલ્યા, 'ધન્ય છે મહારાજ આપને અને ધન્ય છે આ શ્રોતામંડળને! આપ સર્વ કેટલા વિદ્વાન અને અનુભવી છો, કે શ્રીકૃષ્ણે કરેલો બોધ સર્વે આપે શ્રવણ કરી તેને આપના હૃદયમાં ઉતાર્યો છે. ગયે વરસ આ સ્થળે મેં આપને મુખેથી ફક્ત **अमानित्वम्** વગેરે થોડાક શબ્દો સાંભળ્યા, અને તે પ્રમાણે વર્તન કરવાને આખું વર્ષ મેં પ્રયત્ન કર્યો, પણ મારાથી હજી તે ગુણો યથાર્થ રીતે સંપાદન કરી શકાયા નથી; અને આપ તો હમેંશાં તેમનાં જ વચનોનો બોધ કરો છો અને શ્રોતાઓ પણ રોજ તે ગ્રહણ કરે છે, તો આપની બુદ્ધિ કેટલી વિશાળ હોવી જોઈએ? માટેજ હું આપને અને શ્રોતામંડળને ધન્યવાદ આપું છું, અને આપના મુકાબલામાં મારા પામરપણાનો વિચાર કરું છું.' પુરાણી મહારાજ બોલ્યા, 'મહારાજ, આપ જેવા ઉત્તમ અધિકારી તો આ પૃથ્વી પર કોઈક જ હોય છે, કે જેને શબ્દમાત્રના સહજ કાને પડવાથી જ્ઞાન થાય છે. અમારા જેવા કનિષ્ઠ અધિકારીઓને તો ગમે તેટલો બોધ કરવામાં આવે, પણ તે હૃદયમાં ઉતરેજ નહિ; માટે આપ જેવા મહાત્મા પુરુષોને ધન્ય છે.' એમ કહી પુરાણી મહારાજ તે સંન્યાસીને પગે પડયા, અને પછી સંન્યાસી પોતાના વિચારમાં ને વિચારમાં જ ત્યાંથી ચાલ્યા ગયા. તાત્પર્ય કે મુમુક્ષુને સંન્યાસ આશ્રમમાં રહીને જ્ઞાન સંપાદન કરવું વધારે અનુકૂળ પડે છે; માટે સ્વામીએ જે કર્યું છે તે ઠીક કર્યું છે; ખેદ કરવા જેવું નથી." આ પ્રમાણે ગુરુશ્રીએ સુબેદાર મેજર વગેરેને સમજાવ્યાથી તેઓ સંતોષ પામીને ચાલ્યા ગયા.

# ૧૮. તીવ્ર વૈરાગ્ય સંબંધી વાત.

બીજે દિવસે સાંજે બીજા લશ્કરના સુબેદાર રામસ્વામી અને ત્યાંના અંગ્રેજી સ્કૂલમાસ્તર વગેરે દશ બાર માણસો ગુરુશ્રીને બંગલે આવ્યા હતા. સુબેદાર પૂર્ણ સંસ્કારી હતા. ગુરુશ્રીએ તેમને પૂછયું કે, "આમના સંન્યાસ લેવાથી બીજાની પેઠે તમને પણ ખોટું લાગે છે કે કેમ ?" તેમણે કહ્યું કે, "મને ખોટું લાગતું નથી, કેમકે બીજાઓના આગ્રહથી લગ્ન થયા પછી તેઓ અવશ્ય ઘર મૂકીને ચાલ્યા જાત તે કરતાં હમણાંજ મૂકી દીધું છે તેમાં કંઈ ખોટું કર્યું નથી. મારા મનમાં પણ કોઈ કોઇ વાર થઇ જાય છે, કે હું ઘર છોડીને ચાલ્યો જાઉં; પણ મારા ગુરુની આજ્ઞા ન થવાથી હું જઈ શકતો નથી. છતાં કોઈ કોઈવાર મારી મરજી એકાંતમાં રહેવાની થઈ જતાં હું બે ત્રણ માસ રજા લઈને બહાર એકાંતમાં ગાળી આવું છું; જ્યાં ત્યાં પડયો રહું છું; કોઇ વાર ભૂખ્યો પણ પડી રહું છું." તે સાંભળીને ગુરુશ્રી હસવા લાગ્યા, કેમકે પોતાને પણ કોઈ કોઈ વાર એવી ઇચ્છા થતી. ગુરુશ્રીએ કહ્યું કે, "આપણે કાચા છીએ, તેથી એકદમ નીકળી શક્તા નથી; પણ ભર્તૃહરિ જેવા તો સંસારમાં દોષદૃષ્ટિ થતાંજ એકદમ નીકળી ચૂકયા હતા." પ્રસંગ ચાલતાં સુબેદારે આ સંબંધમાં પટ્ટણત્તુ સ્વામીનું આખ્યાન કહ્યું.

"પટ્ટણત્તુ સ્વામી મદ્રાસમાં આશરે સાડાત્રણસો વર્ષ પહેલાં નગરશેઠ હતા. તેઓ વિવિધ પ્રકારનો વ્યાપાર કરતા. બહાર વેપાર અર્થે તેમનાં વહાણો પણ ફરતાં; તેમાંનું એક વહાણ કયાંયે ચાલ્યું જતાં લાંબી મુદત સુધી તેનો પત્તો મળ્યો નહિ. એ વહાણ કોઈ અજાણ્યા બેટ તરફ ચઢી ગયું. આ વહાણમાં નગરશેઠના ઘણા નોકરો હતા. તેમાંનો કોઈ એક રત્નનો પારેખ હોઇ, ત્યાં રત્નની ખાણ છે એમ જાણી, ઘણાં રત્નો એકઠાં કરાવી વહાણમાં ભરી, તે વહાણ છૂટું પડયા પછી આશરે ત્રણ વર્ષે, મદ્રાસને બંદરે મધ્યરાત્રે આવી પહોંચ્યો. નગરશેઠ મૂળથીજ સમૃદ્ધિમાન્ હોઈ તેને આ હકીકતની ખબર મળતાં થોડો આનંદ થયો. સવારમાં વહેલા શેઠ બંદર ઉપર ગયા. આ દરમ્યાન તેમના ગુરુ ઘેર પધાર્યા અને ઉપરના કારણથી બંદરે ગયા જાણી તાલપત્રમાં—તમારી સાથે એક તૂટેલી સોય પણ આવશે નહિ—એમ લખી તે પત્ર નગરશેઠ ઘેર આવ્યે તેમને આપવા શેઠાણીને દઈ તેઓ ચાલ્યા ગયા. શેઠ બંદર ઉપરથી આવી નાહવા બેસતાં પત્નીએ ગુરુએ લખેલું તાલપત્ર આપ્યું, અને તે જોતાંજ નગરશેઠ તરતજ ચાલતા થયા. નીકળતી વખતે એમની માતાએ કહ્યું કે, 'તમે જાઓ છો તો મને અગ્નિસંસ્કાર કોણ કરશે ?' શેઠે કહ્યું કે, 'હું કરીશ.' છ એક માસ દરમ્યાન તેમની માતા સ્વર્ગસ્થ થયાં, ત્યાં સુધી તેઓ ગામમાંજ ફરતા

હતા. માતા મરી ગયાની ખબર મળતાં શ્મશાને પહોંચી તેને અગ્નિસંસ્કાર કર્યો. ત્યારપછી તેઓ ગામ છોડી બહાર નીકળી પડયા. હળવે હળવે અંતર્દષ્ટિ થતાં તેઓ પંચમ ભૂમિકામાં પહોંચી વિચરતા રહેતા. ફરતાં ફરતાં બદ્રગિરિ નગરમાં ગયા ત્યાં એક સમયે નિર્જન સ્થાનમાં રહેલા ગણપતિના ઉજ્જડ મંદિરમાં જઈ સમાધિસ્થ થઈ બેઠા હતા. ત્યારે કેટલાક ચોર લોકોએ પોતે કરેલી ચોરી પૈકી, તેઓએ કરેલી માનતા પ્રમાણે, એક મોતીનો હાર ગણપતિને પહેરાવ્યો, પણ તે ગણપતિની પાછળ અડોઅડ બેઠેલા સ્વામીજીના ગળામાં પડયો. ચોરી રાજ્યમહેલમાં થયેલી હોવાથી તપાસ થતાં તેમને રાજ્ય તરફથી ફાંસીનો હુકમ થયો. ફાંસી ચઢાવ્યા અગાઉ રાજાએ તેમને પોતાની પાસે બોલાવી જોતાંજ તે બ્રહ્મનિષ્ટ છે એમ જાણ્યું તેજ વખતે વજીરને રાજ્ય સોંપી પોતે સ્વામીજી સાથે ચાલ્યો ગયો, અને થોડા સમયમાં સ્વામીજીના જેવીજ સ્થિતિમાં આવી ગયો. ”

“આ દૃષ્ટાંતનું તાત્પર્ય એ છે કે જેને તીવ્ર વૈરાગ્ય થાય છે તે આગળ પાછળનો વિચાર કરતો નથી. માટે સંસારમાં રહીને જ્ઞાન ઉત્પન્ન થાય એમ મને આ કાળમાં લાગતું નથી, માટે સ્વામીજીએ સંન્યાસ લીધો તેને માટે મને કંઈ દીલગીરી થતી નથી.” તે સાંભળીને ગુરુશ્રી હસીને બોલ્યા કે, “આટલા બધામાંથી ફક્ત તમે એકલાજ સ્વામીજીને અનુકૂળ છો એમ લાગે છે. મને પણ બે ત્રણ વખત ઘર છોડીને ચાલ્યા જવાનો વિચાર થયો હતો, પરંતુ મારા મોટાભાઇએ મને રોકવાથી તેમની આજ્ઞાનું હું ઉલ્લંઘન કરી શકયો નહિ.” પછી સુબેદાર સાથે આવેલા માસ્તરે કહ્યું કે, “આશરે અઢીસો વર્ષ પહેલાં તાયુમાન્ કરીને એક સ્વામી થઈ ગયા હતા. તે દ્રવિડ દેશમાં શોળ નામના પ્રાંતના વજીર હતા. તેમને બાલ્યાવસ્થામાંથીજ સંસાર ઉપર વૈરાગ્ય હતો અને ઘર છોડી ચાલ્યા જવાનું કરતા હતા, પરંતુ તેમના મોટા ભાઈએ તેમને કહ્યું કે, ‘એક પુત્ર થયા પછી ભલે જજો.’ થોડાં વર્ષ પછી તેમની પત્નીનું પ્રસૂતિના સમયમાં બાળક સહિત મૃત્યુ થવાથી તે સંસાર છોડી ચાલ્યા ગયા. જે રાજ્યમાં તે નોકરી કરતા હતા તે રાજાને આની ખબર પડતાં તેણે સ્વામીને કહ્યું કે, ‘આપ જેવા જ્ઞાની પુરુષને મેં નોકર તરીકે રાખ્યા હતા તે અપરાધની ક્ષમા માગું છું.’ એમ કહી તે રાજા તેમના શિષ્ય થયા. એવા મહા પુરુષને પણ મોટાભાઈની આજ્ઞા પાળવી પડતી હતી, માટે આપણે પણ મોટાભાઈનું કહેવું માનવું એ આપણો ધર્મ છે.” પછી ગુરુશ્રી હસીને કહેવા લાગ્યા કે, “આ બધાં પ્રમાદનાં વચન છે. તીવ્ર વૈરાગ્યવાન્ કોઈનું કંઈ સાંભળતા નથી. બુદ્ધ મહારાજને તેમના પિતા ઘણી યુક્તિથી રાખતા હતા, છતાં બધાંને મૂકીને છુપી રીતે નાસી ગયા.” એ સાંભળી સુબેદારે કહ્યું કે, “બરાબર છે. આશરે ચારસો વર્ષ અગાઉ કર્ણાટક દેશના રાજાને પણ સંસારમાં રહીને જ્ઞાન સંપાદન

કરવું મુશ્કેલ લાગ્યું તેથી તેમણે સંસારનો ત્યાગ કર્યો. રાજ્યપાટ છોડી નીકળતી વખતે તેની રાણીએ કહ્યું કે, 'આપ ભલે ત્યાગ લો, પણ મારો ધર્મ આપની સાથે રહેવાનો છે.' તેને રાજાએ ઉત્તર આપ્યો કે, "મારી આજ્ઞા પાળવી તે પણ તમારો ધર્મ છે. હું આજ્ઞા કરૂં છું કે તમારે ઘરમાં રહેવું." તે પછી તેની માતાએ કહ્યું કે, 'સત્સંગને માટે અહિં મહાત્માઓને બોલાવીશું; તું રાજ્યમાં રહી સંતસમાગમ કરી જ્ઞાન સંપાદન કર.' પરંતુ માતાને પણ નહિ માનીને સંસાર છોડીને તેઓ ચાલ્યા ગયા અને થોડા દિવસમાં પૂર્ણ જ્ઞાની થયા. તેમને સર્વ પ્રકારની અનુકૂળતા હતી, તો પણ તે ચાલ્યા ગયા. તે કાંઈ અણસમજુ હતા ?" આ સાંભળી ગુરુશ્રી હસવા લાગ્યા. આ પ્રમાણે વાર્તાવિનોદ થયા પછી સૌ ચાલ્યા ગયા.



## ૧૯ અપરા વિદ્યા.

બીજે દિવસે શ્રીગીતાની કથા સમાપ્ત થયા પછી ગુરુશ્રી પોતાના ખાનગી બેસવાના ઓરડામાં મને તેડી ગયા અને વાતમાં ને વાતમાં મને પૂછયું કે, "મદ્રાસમાં ત્રણ મહિના સુધી તમે શું કર્યું ?" મેં કહ્યું કે, "સત્પુરુષોના સમાગમમાં મેં થોડો વખત ગાળ્યો. એક તો મદ્રાસમાં કનુપર્તિ વ્યંકટરામ વિદ્યાનંદ નાદુલુ મળ્યા. તેમની ઉમ્મર ૯૬ વર્ષની છે. તેઓ પહેલાં અગ્નિહોત્રી હતા. મારા દાદાજીના ઓળખીતા હતા. હું ગયો તે પહેલાં છ માસ અગાઉજ તેમણે આતુર સંન્યાસ લીધો હતો. તેઓ મોટા વિદ્વાન છે. મેં વિધિપૂર્વક સંન્યાસ લીધો નથી એમ જાણી "તેં શૂદ્ર સન્યાસ લીધો છે" એમ મને ઠપકો આપ્યો. હું ચૂપ રહ્યો. તેમણે કહ્યું કે, "મે. તો સંન્યાસ લીધો છે, તેથી આ ઘર હવે મારૂં ન રહ્યું. પણ આ (પૂર્વાશ્રમથી) મારી દીકરીનું ઘર છે. અહિં હું ભિક્ષા કરું છું, તો તમે પણ અહિં ભિક્ષા કરજો." મેં કહ્યું કે, "હું તો માધુકરી માગીશ અને આપની પાસે અભ્યાસ કરીશ." આ સાંભળી સ્વામીશ્રી ઘણાજ રાજી થયા અને કહેવા લાગ્યા કે, "માધુકરી માગી જેઓ બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કરે છે તેઓને શીઘ્ર જ્ઞાનસિદ્ધિ થાય છે. હાલમાં તો અહિંજ ભિક્ષા કરજો. પછી માધુકરી માગજો." તેઓશ્રી પ્રસંગોપાત મને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરતા; અને તેઓશ્રીએ પોતાના રચેલા "કૈવલ્ય નવનીત" વગેરે ગ્રંથો મને આપ્યા હતા.

બીજા બુચ્ચય્યા પંતુલુ મળ્યા હતા તેઓ પ્રથમ કોલેજમાં સંસ્કૃતના પ્રોફેસર હતા. તેમણે નોકરી મૂકીને ઘરનું ખાનખર્ચ કરી પ્રથમ ઉપનિષદની

મૂળ મંત્ર, પદચ્છેદ, પદાર્થ અને ભાવાર્થ સહિત શાંકર ભાષ્યના આધારથી સુંદર ટીકા છપાવી હતી. હવે તેઓ ઋગ્વેદ ઉપર ટીકા લખી છપાવે છે. તેઓ નીતિમાન્ અને ધર્મનિષ્ટ છે, પણ બ્રહ્મસમાજી છે. તેમણે પોતાની કરેલી ટીકાવાળાં ઉપનિષદો મને આપ્યાં: અને કહ્યું કે, "વ્યાકરણ જાણ્યા વિના અર્થ બરાબર બેસી શકે નહિ, માટે જરૂર વ્યાકરણ ભણવું." ઉપનિષદો વેદાંતનું મૂળ છે. મને જે કંઈ પ્રાપ્ત થયું છે તે તેમાંથીજ થયું છે; માટે હું તમને પણ વ્યાકરણ શીખી ઉપનિષદો ભણવાની સલાહ આપું છું." મેં કહ્યું કે, "દશોપનિષદ્ ઉપર આપની ટીકા ઘણી ઉત્તમ છે તે વાંચી લઈશ." તેઓએ કહ્યું, "માત્ર ટીકા વાંચવાથી જે સ્વાદ આવશે તેના કરતાં વ્યાકરણ ભણી પછી મૂળ શ્રુતિનો અર્થ સમજવાથી જુદોજ સ્વાદ આવશે;" અને આગળ કોઈપણ વખત વ્યાકરણ ભણવા માટે મારી પાસેથી વચન પણ માગી લીધું, અને કહ્યું કે, "વધારે નહિ તો લઘુમાત્ર ( લઘુ કૌમુદિ ) શીખી લો. કારણ હજી તમારી બાલ્યાવસ્થા છે. થોડા અભ્યાસથી પણ તમને બોધ થઈ જશે."

ગુરુશ્રીએ આ સર્વ વાતો સાંભળી કહ્યું કે, "એ વાત ખરી છે; કારણકે ઉપનિષદ્ વેદાંતનું મૂળ છે. યથાસ્થિત અર્થ સમજવા માટે વ્યાકરણ પછી એકાદ પ્રમેય ગ્રંથ પંચદશી અને એકાદ પ્રમાણ ગ્રંથ વેદાંતપરિભાષા વગેરે ભણવાની જરૂર છે, જેથી ઉપનિષદો સમજવાં સુગમ પડશે; અથવા ભાષા ભણવી હોય તો વિચારસાગર અને વૃત્તિપ્રભાકર એ પણ પ્રમેય પ્રમાણ ગ્રંથ કહેવાય છે; તેના અભ્યાસથી પણ બોધ થઈ જાય છે."

હું બુચ્ચય્ય પંતુલુ પાસે જતો આવતો તેથી કેટલાક બ્રાહ્મણો મને કહેતા કે, "તેઓ તો બ્રહ્મસમાજી છે, એની સાથે તમે સમાગમ શું રાખો છો ?" મેં કહ્યું કે, "ભલે બ્રહ્મસમાજી છે પણ બીજા મૂર્તિપૂજક લોકો છે તેના કરતાંયે એમની ઈશ્વર ઉપર ભક્તિ વધારે દેખાય છે, તેમજ વૈરાગ્યવૃત્તિ અને નિરભિમાનતા વગેરે સદ્ગુણો પણ વધારે દેખાય છે, તો એવા પુરુષનો સમાગમ હું કેમ ન કરું ?" તે સાંભળી ગુરુશ્રી કહેવા લાગ્યા કે, "બ્રહ્મસમાજ કાંઈ ખરાબ નથી. કોઈ પણ પુરુષના ધર્મને ન જોવો, પણ તેની સ્થિતિને જોવી. કચરામાં પણ હીરો પડયો હોય તો તે ગ્રહણ કરવો. અવધૂત ગીતામાં કહ્યું છે કેઃ—

रत्नं कथं त्यजति कोऽप्यशुचौ प्रविष्टम् ।

અર્થ—અપવિત્ર કીચડ આદિમાં પડેલા રત્નને કોણ છોડી દે ?

સારાંશ કે મનુષ્ય કોઈ પંથ, કોઈ જાત કે કોઈ પણ આશ્રમનો હોય, તે ન જોતાં તે પુરુષની સ્થિતિ જોવી."

બીજી વખતે પ્રસંગ નીકળતાં મેં કહ્યું કે, "બુચ્ચય્ય પંતુલુએ મને જેમ ઉપનિષદ્ ભણવા કહેલું, તેમજ તાયુમાન સ્વામીનો તામિલ ભાષામાં રચેલો ગ્રંથ પણ ભણવા કહ્યું હતું." તામિલ ભાષા મારી માતૃભાષા નહિ હોવાથી, મને પૂછયું હતું કે, "તમને તામિલ ભાષા આવડે છે?" ત્યારે મેં કહ્યું કે, "બોલવા ચાલવામાં તો મને માતૃભાષા જેવી થયેલ છે, પરંતુ છંદમાં બરાબર સમજણ નહિ પડે." ત્યારે તેમણે કહ્યું કે, "કંઈ હરકત નહિ. વાંચો, આવડી જશે." પછી ગુરુશ્રીએ કહ્યું કે, "તે દિવસે સુબેદાર સાથે આવેલા માસ્તરે કહ્યું હતું તેજ તાયુમાન્ સ્વામી કે?" મેં કહ્યું, "હાજી." ગુરુશ્રીએ કહ્યું, "વેદોનો તરજુમો કરનાર વિદ્વાન્ પુરુષ જ્યારે તે ગ્રંથની આટલી બધી સ્તુતિ કરે છે ત્યારે તેમની (તાયુમાન્ સ્વામીની) બુદ્ધિ કેટલી વિશાળ હોવી જોઇએ?" પછી મેં કહ્યું કે, "એ ગ્રંથની રચના અને અર્થ અતિ ગંભીર છે; તેમજ તેમનો ત્યાગ પણ તેવોજ હતો." એટલે ગુરુશ્રીએ કહ્યું કે, "આવા મહાન્ પુરુષો દક્ષિણ (દ્રવિડ, કર્ણાટક વગેરે) દેશમાં થઈ ગયાની ખબર અમારા દેશમાં નથી, પરંતુ શંકર રામાનુજ વગેરે આચાર્યો થઈ ગયાની ખબર છે."



## ૨૦. પરા વિદ્યા.

બીજે દિવસે પ્રસંગ નીકળતાં મેં કહ્યું કે, "મને મદ્રાસમાં ગુરુલિંગ શાસ્ત્રી પાસે કોઈ કોઈ વખત જવાનો પ્રસંગ મળતો હતો. તેઓ ભગવદ્‌ગીતા ઉપર સંસ્કૃત સાત ટીકાનો તેલંગી ભાષામાં તરજુમો કરતા હતા. શાસ્ત્રીજીને મેં કહ્યું, 'આપ તો લોકો પર ઉપકાર કરો છો.' તેમણે જવાબ આપ્યો કે, 'મહત્તા તો આચાર્યોની છે કે જેમણે આવું ભાષ્ય અને ટીકા કર્યાં છે; અગર તો જેઓ ગીતાના બોધને અનુસરીને જ્ઞાન સંપાદન કરે છે તેઓની મહત્તા છે. આ બંને વર્ગમાંના એકે વર્ગમાં હું નથી, અને આવા તરજુમા કરી પેસા ઉપાર્જન કરી પેટ ભરૂં છું." ગુરુશ્રીએ આ વાત સાંભળી કહ્યું કે, "શાસ્ત્રીજીએ નિરભિમાનથી તેમ કહ્યું એ ખરૂં, પણ તેમની વાત સાચી છે." પછી એક દષ્ટાંત પોતે આપ્યું.

"ચારે વેદનું સાંગોપાંગ અધ્યયન કરીને એક બ્રાહ્મણ દ્રવ્યની આશાથી વેદની કથા કરવાની માગણી કરવા માટે કોઈ રાજા પાસે ગયો. રાજાએ તેને સ્વરુપનું જ્ઞાન ન થયેલું જાણી કહ્યું કે, 'વેદ યથાર્થ જાણવામાં તમારામાં કાંઈ ખામી હોય એમ મને લાગે છે.' તેણે કહ્યું કે, 'હું સાંગોપાંગ વેદ જાણું છું.' તો પણ રાજાએ કહ્યું કે, 'તમે ફરી વેદ વિચારો, હું તમને સર્વ પ્રકારની સગવડ કરી આપું છું. માટે વેદનો સંપૂર્ણ અભ્યાસ કરી તેનો અર્થ સમજી મારી પાસે

કથા કરજો.' બ્રાહ્મણ તે પ્રમાણે ત્યાં રહી ગ્રંથો વાંચી તેના અર્થ ઉપર વિચાર કરી પાછો રાજા પાસે ગયો અને કથા કરવાની માગણી કરી. રાજાએ પ્રથમ પ્રમાણેજ પાછો જવાબ આપ્યો. બ્રાહ્મણે ફરી વાર વેદનો અભ્યાસ શરૂ કર્યો. તેમાં તેને મનન કરતાં કરતાં નિદિધ્યાસનદ્વારા પૂર્વ જન્મના સંસ્કારને લીધે સમાધિષ્ટ થતાં બ્રહ્મસુખનો અનુભવ થયો, તેથી ઉત્થાન થયા પછી રાજાએ રહેવા આપેલા ઉતારામાંથી ઊઠીને ચાલવા માંડયું. નોકરોને રાજાની આજ્ઞા હતી કે, 'શાસ્ત્રીજી જાય ત્યારે મને ખબર આપવી'. તે પ્રમાણે ખબર મળતાં તરત શાસ્ત્રીજી પાસે રાજા ગયો અને જવાનું કારણ પૂછયું. શાસ્ત્રીજીએ જવાબ આપ્યો કે, 'આપની પાસે કરેલી માગણી મારી અજ્ઞાનતાને લીધે હતી'. રાજાએ ઉત્તર આપ્યો કે, 'હવે જ તમે વેદનો અર્થ બરાબર સમજ્યા છો, તેથી આપ હવે કથા કરી શકો." આ દ્રષ્ટાંત આપીને ગુરુશ્રી બોલ્યા કે, "છાંદોગ્ય શ્રુતિમાં કહ્યું છે કેઃ—

यदा वै विजानात्यथ सत्यं वदति ।

**અર્થ**:—જ્યારે સત્યને વિશેષે કરીને જાણે છે, ત્યારે જ સત્ય કહે છે.

વેદવિદ્યા પણ જ્ઞાનમાં પર્યવસાન પામવી જોઈએ. આ સંબંધમાં શ્રુતિ ભગવતી કહે છે કે—

ऋचो अक्षरे परमे व्योम्नि. यस्मिन्देवा अधिविश्वे निषेदुः ।
यस्तं न वेद किमृचा करिष्यति, य इत्तद्विदुस्त इमे समासते ॥

**અર્થ**:—ઋચાઓ (ઋગાદિ વેદો) જે અવિનાશી પરમ આકાશમા (આકાશ જેવા બ્રહ્મમા) આશ્રય પામીને રહે છે, અને જેમા સર્વ દેવા (મનુષ્ય લોકોની) ઉપર આશ્રય પામીને રહે છે, તે (બ્રહ્મ) ને જે (પુરુષ) જાણતો નથી, તે (પુરુષ) ઋચા વડે (અધ્યયન કરેલા વેદ વડે) શું કરશે? જેઓ એવી રીતે તેને જાણે છે, તેઓ (કૃતાર્થ થઇને) સારી રીતે સ્થિત થાય છે.

જેમ પાકશાસ્ત્ર ભણવાથી ક્ષુધાની નિવૃત્તિ ન થાય, પરંતુ સામગ્રી ભેગી કરીને રસોઈ કરી ખાવાથી ક્ષુધાની નિવૃત્તિ થાય; અને ગણિતશાસ્ત્ર શીખવાથી દરિદ્રતા દૂર ન થાય, પરંતુ નાના પ્રકારના ધંધામાં પ્રવૃત્ત થઈ દ્રવ્ય સંપાદન કરવાથી દરિદ્રતા દૂર થાય છે, તેમ એકલા વેદ ભણવાથી મોક્ષ થતો નથી. જો અધિકારી વિવેક વૈરાગ્ય આદિ સાધન સંપાદન કરીને પ્રબળ પુરુષાર્થ કરે તો જ્ઞાનદ્વારા તેનો મોક્ષ થાય. તેણે શાસ્ત્રનો ભલે થોડો અભ્યાસ કર્યો હોય, તોપણ જ્ઞાન એજ મોક્ષનો હેતુ હોવાથી તેનો મોક્ષ થાય છે. માટે ગુરુલિંગ શાસ્ત્રી જે કહે છે તે સત્યજ છે."

# ૨૧. મતમતાંતર સંબંધી વિવેક.

મારા મદ્રાસ તરફના પ્રવાસ સંબંધી વાત નીકળતાં એક વાર મેં ગુરુશ્રીને જણાવ્યું કે, "બુચ્ચય્ય પંતુલુ નામના પંડિતની સાથેના મારા સમાગમમાં, મેં તેમને પ્રસંગ નીકળતાં કહેલું કે, 'શાંકર વેદાંત સર્વમાં ઉત્તમ છે'. તમણે જવાબ દીધો કે, 'અધિકાર પરત્વે સર્વના લેખો યથાર્થ છે, પરંતુ અમે માનીએ છીએ તે સાચું અને બીજા કહે છે તે ખોટું', એમ કહેવું ઠીક નથી'. આ પ્રમાણે ઘણા મતમતાંતર સંબંધી વાતચીત થઈ હતી."

આ વાત સાંભળી ગુરુશ્રી હસ્યા અને બોલ્યા કે, "એ વાત તો ખરી કે મતમતાંતરમાં પડવાથી પોતાનું કર્તવ્ય ભુલાય છે; તેના ઉપર એક દૃષ્ટાંત છે કેઃ-

મહાલસાના ચોથા પુત્ર અલર્કને માતાના આપેલા માદળીઆમાંથી મળેલા બોધથી જ્યારે વૈરાગ્ય પ્રાપ્ત થયો, ત્યારે પોતાના વડીલ ભાઈ સુબાહુ પાસે માગણી કરી કે મને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરો. તેમણે કહ્યું કે, 'તમે દત્તાત્રેય ગુરુ પાસે જાઓ. તેઓ નિષ્પક્ષપાતી છે. જો હું ઉપદેશ કરૂં તો તમારો ભાઈ હોવાથી શ્રદ્ધા પણ નહિ બેસે'. અલર્ક તે જ વખતે ગુરુ દત્તાત્રેયની શોધમાં નીકળ્યો, ત્યારે આંગળીએ માત્ર એક સોનાની વીંટી જાણી જોઇને પહેરી લીધી હતી. મહાત્માને શોધી કાઢવા સારૂ ઠેકાણે ઠેકાણે જતાં પૂછે કે, 'આ વીંટી શાની છે ? ' એટલે ઉત્તર મળે કે, 'સોનાની છે' તો અલર્ક કહે, 'ના સોનાની નથી, પિત્તળની છે'. બીજા મહાત્માને વળી 'ચાંદીની છે' એમ કહે. એવી રીતે જ્યારે મહાત્મા સોનું કહે ત્યારે તે ગમે તે બીજી બીજી ધાતુની કહે; એટલે મહાત્માઓ અલર્કને ખિજાઈ ખિજાઈને ચાલ્યા જવાનું કહે, અને તેને કહે કે, 'તું ગાંડો છે'. આમ કરતાં કરતાં ગુરુ દત્તાત્રેય પાસે આવ્યો. તેમને પણ પૂછયું કે, 'આ વીંટી શાની છે ?' ઉત્તર મળ્યો કે, 'સોનાની છે.' અલર્કે કહ્યું, 'ના ચાંદીની છે.' મહાત્માએ કહ્યું, 'તેમ હશે.' ફરી કહ્યું, 'ના પિત્તળની છે.' તેમણે કહ્યું, 'ઠીક તેમ હશે.' આમ કેટલીક વાર અલર્ક ઉલટું બોલ્યો, પણ મહાત્માએ 'તેમ હશે, તેમ હશે' એવો ઉત્તર આપ્યા કર્યો. તે ઉપરથી એ સમજી ગયો કે આ ગુરુ દત્તાત્રેય જ હોવા જોઈએ. અલર્ક એકદમ તેમને પગે પડયો અને બોલ્યો, 'પ્રભુ, હું વાંકું બોલતો હતો, છતાં આપે તો 'તેમ હશે' એટલો જ ઉત્તર આપ્યા કર્યો તેનું શું કારણ ? ' ગુરુ દત્તાત્રેય બોલ્યા કે, 'તમે ધાતુનું જ નામ લેતા હતા, તેથી હું દરેક વખતે 'તેમ હશે' એમ કહેતો હતો, કારણ કે સોનું. ચાંદી, પિત્તળ, વગેરે સર્વ ધાતુ પાર્થિવ છે.' પછી અલર્કે એમની પાસેથી બ્રહ્મોપદેશ લીધો."

આ દષ્ટાંત કહી ગુરુશ્રી બોલ્યા, " સર્વ ધાતુનું મૂળ એક સ્વરુપ છે, એટલે પૃથ્વી છે; તે પ્રમાણે સર્વ જ્ઞાનનું મૂળ એક બ્રહ્મ છે એમ સમજીએ· એટલે સર્વ શંકાઓની નિવૃત્તિ થાય અને પછી કોઇ મતમતાંતરોમાં ભેદ રહે નહિ. અષ્ટાવક્ર ગીતામાં કહ્યું છે કેઃ—

नानामतं महर्षीणां साधूनां योगिनां तथा ।
दृष्ट्वा निर्वेदमापन्नः को न शाम्यति मानवः ॥

**અર્થ:**—મહર્ષિઓના અનેક મત છે. સાધુઓના અને યોગીઓના મત પણ જુદા જુદા છે. તેથી તેના (ભેદ) ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થવાથી કયા મનુષ્યને શાંતિ ન થાય?

મતલબ કે પ્રત્યક્ષ વિષયમાં પણ મતભેદ હોય છે, કારણ કે માણસ માત્રની શક્તિઓ અને દેશ કાળ જુદાં જુદાં હોવાથી જ્ઞાનમાં મતભેદ પડે છે. તો·પછી અગોચર વિષયમાં મતભેદ પડે તેમાં શું આશ્ચર્ય ?

માટે મતમતાંતર સંબંધી દુરાગ્રહ મૂકીને આપણા કર્તવ્યમાં પરાયણ થવાથી પોતાની મેળેજ અનુભવ થશે. નકામો વાદવિવાદ કરવામાં કર્તવ્યથી વિમુખ થવાય છે."

આ પ્રસંગ બન્યા પછી માતાજી વગેરે બેલગામથી મુંબઈ ગયાં.



## ૨૨. અવધૂતજીનો ગુરુશ્રી સાથે મેળાપ.

સંન્યાસ લઈ બેલગામ આવ્યા પછી ગુરુશ્રીના બંગલાના કંપાઉન્ડની અંદર એક ઓરડીમાં હું રહેતો હતો. એક વખત સાંજે કચેરીમાંથી આવીને ગુરુશ્રી આરામખુરસી ઉપર દિવાનખાનામાં એકલા બેઠા હતા. હું મારી ઓરડીમાં હતો. તે વખતે પાંચ સાત આદમી એક અવધૂત મહાત્માને તેડીને મારી ઓરડી પાસે આવ્યા. હું તેમને ગુરુશ્રી પાસે લઈ ગયો. મહાત્માએ તો ગુરુશ્રીને દીઠા કે તરત અમારાથી આગળ વધી તેઓ તેમને પગે પડયા. ગુરુશ્રીએ કહ્યું કે, " અહો સ્વામીજી સ્વામીજી ! ઉઠો ઉઠો, આપકા દર્શન હુવા સો બડા આનંદ હુવા. " અમારી સામે જોઈ ગુરુશ્રીએ કહ્યું કે, "જુઓ આ મહાત્માને કાંઇ અભિમાન છે ? જુઓ, ગૃહસ્થને પગે પડે છે ને આપણને અભિમાન છોડવાનું શીખવે છે." પછી ગુરુશ્રીએ મહાત્મા સામે જોઇ હસીને પૂછયું કે, "આ સંસારબંધનથી છૂટવાનો કાંઇ ઉપાય છે?" મહાત્માએ કહ્યું, " શિવ શિવ. " ફરીથી ગુરુશ્રીએ પૂછયું, " કેમ કોઈ અધિકારી નથી, જેથી આપ બોલતા નથી ?" તોપણ મહાત્માએ

હસીને ‘ શિવ શિવ ’ જ ઉત્તર આપ્યો. વળી ગુરુશ્રીએ કહ્યું કે, “અમે અધિકારી ન હોઈએ તો કૃપા કરી અમને અધિકારી કરી લો.” આ વખતે તો મહાત્મા ખૂબ હસવા જ લાગ્યા. તે ઉપરથી સાથેના માણસો બોલ્યા કે, “મહાત્માને બોલવાનું, ચાલવાનું અને ખાવાપીવાનું કશું ઠેકાણું નથી.” પછી ગુરુશ્રીએ કહ્યું કે, “આ મહાત્માની પૂર્ણ બ્રહ્મસ્થિતિ છે. આશરે બે માસ પહેલાં હું કોઈ ગૃહસ્થને ત્યાં લગ્નપ્રસંગે ગયો હતો, ત્યાં આ મહાત્મા એકદમ આવ્યા હતા અને સર્વને હસવું આવે એવી ચેષ્ટા કરી ચાલ્યા ગયા હતા. તેજ વખતે મને લાગ્યું હતું કે આ કોઈ અવધૂત છે, એમને મકાન પર સાથે લઈ જઈએ તો ઠીક. અનાયાસે આજ એમનાં દર્શન થયાં.”

તે મહાત્માનાં લુગડાંનું ઠેકાણું નહિ હોવાથી ગુરુશ્રીએ તેમને એક લાંબો સરખો કાશ્મીરી ઝબ્બો પહેરાવ્યો અને સાથે ફરવા લઈ ગયા. હું પણ તેમની સાથે ગયો. તે મહાત્મા તે દિવસે ત્યાં રોકાયા. બીજે દિવસે સવારે મેં મહાત્માને પૂછ્યું કે, “આપને સ્નાન કરવું છે?” મહાત્મા બોલ્યા, “આપકી મરજી.” પછી હું તેમને નહાવાની ઓરડીમાં લઈ ગયો અને તેમને નવરાવ્યા. તેઓ નહાતાં નહાતાં પાણી ઉછાળવા લાગ્યા. હસતાં હસતાં ડોલમાંથી ખોબો ભરી પાણી મારા માથા ઉપર નાખ્યું અને પુરા નહાયા પણ નહિ. આ વાત મેં ગુરુશ્રીને કહી ત્યારે તેઓ બોલ્યા કે. “એ તો મહાત્માની બાળચેષ્ટા છે, આપણે તો તેમની સેવાજ કરવી જોઈએ.”

સાંજે ત્રણ ચાર માણસો ગુરુશ્રીને મળવા આવ્યા હતા, તેઓએ કહ્યું કે, “આ મહાત્માને ગાંડા સમજી ગામમાં કેટલાક માણસો તિરસ્કાર કરતા હતા.” ગુરુશ્રીએ કહ્યું કે, “તેઓને માન અપમાન નથી.” આ ઉપર એક દૃષ્ટાંત છે કે—

“ કોઈ એક મહાત્મા હતા તેમને એક રાજા પૂજ્ય ગણતો અને ગુરુ માનતો હતો. તેમને હાથીની અંબાડીમાં બેસાડી પોતાના શહેરમાં ઘણાજ સત્કારથી ફેરવતો હતો. ત્યાર પછી તે મહાત્મા બીજા દેશમાં ગયા અને ત્યાં જંગલમાં કોઈ એકાંત સ્થળે સમાધિમાં એક વખત બેઠા હતા, તેવામાં ચોર લોકો તે દેશના રાજાના અંતઃપુરમાંથી ચોરી કરી ત્યાંથી પસાર થતા હતા. તે રાજાના માણસો ચોરને પકડવા સારૂ પાછળ આવતા જોવામાં આવતાં તેમનાથી બચી જવા સારૂ તેઓ ચોરીનો માલ મહાત્મા પાસે મૂકીને ચાલ્યા ગયા.

રાજાના માણસોએ ચોરીનો માલ મહાત્મા પાસે પડેલો જોઈ વિચાર કર્યો, કે આ આપણને છેતરવા સારૂ સમાધિનો ઢોંગ કરી બેઠેલો છે. તેમ માનીને મહાત્માને માર મારવા લાગ્યા, તેથી મહાત્મા સમાધિમાંથી ઉત્થાન થયા; એટલે રાજાના માણસો મહાત્માને ઘસડી રાજા પાસે લઈ ગયા. રાજાએ તેમને ગધેડા ઉપર બેસાડી શહેરમાં ફેરવ્યા તે જોઈ લોકો મહાત્માની હાંસી કરવા લાગ્યા.

આ પ્રમાણે ગધેડા ઉપર ફેરવ્યા બાદ તેમને છોડી મૂકયા, એટલે તેઓ ગામ બહાર કોઈ એકાંત સ્થળે જઈ બેઠા. ત્યારે કોઈ માણસે ( કે જેણે મહાત્માને રાજાની સાથે હાથી ઉપર બેઠેલા અને પછીથી ગધેઠા ઉપર બેઠેલા પણ જોયેલા હતા તેણે ) મહાત્માને પૂછયું કે, 'જ્યારે આપને હાથી ઉપર બેસાડેલા હતા ત્યારે આપની મુખમુદ્રા હર્ષિત નહિ પણ ઉદાસીન હતી, તેજ મુજબ જ્યારે ગધેડા ઉપર બેસાડયા ત્યારે પણ આપના ચ્હેરા પર શોક નહિ દેખાતાં તેવીજ ઉદાસીનતા જોવામાં આવતી હતી, તો તેનું શું કારણ ?' તેના ઉત્તરમાં મહાત્માએ કહ્યું કે, 'ભાઈ હું આ હાડ માંસનું પૂતળું નથી, પણ માત્ર તેનો સાક્ષી છું', તેથી આ શરીરરુપી હાડ માંસના પૂતળાને હાથી ઉપર બેસાડો તેમજ ગધેડા ઉપર બેસાડો તેમાં હર્ષ શોક થવાનું શું કારણ ?–

એ પ્રમાણે દ્દષ્ટાંત કહ્યા બાદ ગુરુશ્રી બોલ્યા, " ગીતામાં કહ્યું છે કે—

मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।
सर्वारम्भपरित्यागी गुणातीतः स उच्यते ॥

**અર્થ**—જેને માન અપમાન સરખા છે, તેમજ શત્રુ અને મિત્રનો પક્ષ સરખો છે, તથા સર્વ કર્મના આરંભનો જેણે પરિત્યાગ કરેલો છે તે ગુણાતીત કહેવાય છે.

એવા એ તો ગુણાતીત પુરુષ છે."

પછી લોકોએ અવધૂતજીને કહ્યું કે, "અમને કાંઇ ઉપદેશ આપો," ત્યારે ગુરુશ્રીએ કહ્યું કે, "તેઓ તો ઉપદેશ કરી રહ્યા છે, પરંતુ આપણને ખબર પડતી નથી. તેઓનું અહંતા મમતાથી રહિત વિચરણ એજ ઉપદેશ છે. માટે તેઓશ્રીને ઝાઝી તકલીફ આપવી નહિ."

બીજે દિવસે મહાત્મા ગામમાં ચાલી ગયા. ગુરુશ્રીએ તપાસ કરવા માણસ મોકલ્યા. તે તેમને પાછા તેડી લાવ્યા અને કહેવા લાગ્યા કે, "મહાત્મા એક ઠેકાણે બેઠા હતા અને છોકરાં તેમના ઉપર પથ્થર ફેંકતાં હતાં. તે જોઇ તે હસતા હતા." તે ઉપર ગુરુશ્રીએ મહાત્માને કહ્યું કે, "એક મહાત્મા હતા. તેમના ઉપર જ્યારે છોકરાં પથ્થર ફેંકતાં ત્યારે તે કહેતા કે તમે પથ્થર ફેંકો તો નાના નાના ફેંકો, જેથી તમને રમત થાય અને મને વાગે નહિ. આપે પણ તે પ્રમાણે કહેવું." તે સાંભળી મહાત્મા હસવા લાગ્યા.

તે મહાત્માં પછી કયાં ચાલ્યા ગયા તેનો પત્તો લાગ્યો નહિ.



## ૨૩. ધ્યાન.

ગુરુશ્રી નિત્યક્રમ પ્રમાણે ગીતાજીનો સ્વાધ્યાય કરતા હતા, તેમાંના છઠ્ઠા અધ્યાયના ચાર શ્લોકનું વિવેચન મારી સ્મૃતિ પ્રમાણે આપું છું:-

योगी युञ्जीत सततमात्मानं रहसि स्थितः ।
एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ ગીતા ૬-૧૦.

**અર્થ**—યોગી પુરુષે એકાન્ત દેશમા રહી, એકલા થઇ, અંતઃકરણ તથા ઇંદ્રિય સહિત શરીર વશ રાખી, આશા રહિત થઇ, ભોગ સાધનોના સંગ્રહ વિનાના થઇ પોતાના મનને સદા આત્મા સાથે જોડવું-ધ્યાન કરવું.

**रहसि स्थितः** । જ્યાં લોકોનો સંસર્ગ ન હોય એવી ગુહા આદિ એકાંતમાં રહેલો.

**एकाकी** । એકલો. પ્રાચીન ઇતિહાસ જોઈએ છીએ તો ઋષિમુનિઓ વ્યાસ વસિષ્ટ આદિ કુટુંબ મૂકી એકલા ઘણો વખત જંગલમાં રહી આત્માનું અનુસંધાન કરતા હતા. એવા મહર્ષિઓને પણ જ્યારે એકલા રહેવાની જરૂર પડતી હતી; ત્યારે આપણે તો આત્માનું અનુસંધાન કરવું હોય તો વિક્ષેપ અટકાવવા માટે એકલા રહેવાની ઘણી જરૂર છે.

**यतचित्तात्मा** । અહિં ચિત્ત વડે અંતઃકરણ સમજવું અને આત્મ શબ્દ વડે ઇંદ્રિયો સહિત શરીર સમજવું. જેનું અંતઃકરણ, ઇંદ્રિયો અને શરીર યોગના પ્રતિબંધક વ્યાપારોથી રહિત થાય છે તે **यतचित्तात्मा** કહેવાય છે.

**निराशी** । દોષદૃષ્ટિપૂર્વક વૈરાગ્યની દઢતાને લીધે સર્વ પદાર્થોમાં તૃષ્ણારહિત.

**अपरिग्रहः** । ધ્યાનયોગના પ્રતિબંધક પદાર્થોના સંગ્રહ વિનાનો. ઇંદ્રિયો સ્વાભાવિક રીતે બહિર્મુખ હોવાથી માયાનાં કાર્ય જે વિષયાદિક પદાર્થો છે તેને ગ્રહણ કરે છે; અને તેથી જો યોગીનું ચિત્ત ઇંદ્રિયોદ્વારા માયાના પદાર્થના ગુણદોષ તરફ વળે અને પદાર્થ ગ્રહણ કરે તો તે તે પદાર્થમાં મોહ થવાથી ધ્યાનપરાયણ થઇ શકાતું નથી.

આવી યોગ્યતાવાળા પુરુષે ધ્યાનયોગ માટે પવિત્ર દેશ વિષે બેસવાનું છે. પવિત્ર દેશ એટલે સ્વભાવથીજ પવિત્ર એવાં તીર્થ, દેવાલય આદિ અથવા તો સંસ્કારથી પવિત્ર કરેલો એટલે માર્જન આદિથી શુદ્ધ કરેલો દેશ. આસન ઘણું ઊંચું કે નીચું ન રાખવું; અને પ્રથમ દર્ભ, તે ઉપર મૃગચર્મ, તે ઉપર વસ્ત્ર બિછાવી આસન કરી બેસવું. શરીર, માથું તથા ગરદન સીધાં રાખી નાસિકાના

અગ્ર ભાગ ઉપર દષ્ટિ રાખી કાંઇ ન જોતાં વૃત્તિ ભ્રકુટી કે હૃદયમાં સ્થિર કરવી અને નેત્ર અડધાં ખુલ્લાં રાખવાં; એટલે કે નાસિકાનો અગ્ર ભાગ જોતાં રાખવાં. આમ નેત્ર રાખવાનું કારણ એ કે બંધ રાખવાથી વૃત્તિનો લય થઈ નિદ્રા આવે છે અને ખુલ્લાં રાખવાથી ચિત્તનો વિક્ષેપ થવા સંભવ છે.

આ પ્રમાણે તૈયારીવાળા યોગી માટે મૂળ શ્લોકમાં **युञ्जीत** (જોડે) એટલે ધ્યાનસ્થ થવા આજ્ઞા છે. ત્યાં શંકા થાય કે વૃત્તિદ્વારા બ્રહ્મ સાથે જોડાવાનું તે કેવળ વૃત્તિથીજ બને છે કે કોઈ સાધનની અપેક્ષા છે? તેનું સમાધાન એ છે કે ૐ રૂપી સાધનની અપેક્ષા છે. ૐ બ્રહ્મનો વાચક છે અને બ્રહ્મ વાચ્ય છે. વાચ્ય વાચકનો અભેદ છે. તૈત્તિરીય શ્રુતિ પણ એમ કહે છે **ओमिति ब्रह्म।** નારાયણ ઉપનિષદ્‌માં કહ્યું છે કે **ओमित्यात्मानं युञ्जीत।** આ રીતે ૐ નું અવલંબન કરી ધ્યાન કરવાનું છે.

ધ્યાનની વ્યાખ્યા યોગસૂત્રમાં આ પ્રમાણે છેઃ **तत्र प्रत्ययैकतानता ध्यानम्।** ધારણા પ્રદેશમાં વૃત્તિની એકતાનતા (સ્થિરતા) તે ધ્યાન કહેવાય છે; માટે એવી સ્થિરતા ઉત્પન્ન થાય તેમ ૐ ના અવલંબન દ્વારા યોગીએ ધ્યાનનો યત્ન કરવાનો છે. શંકા થાય કે અપરોક્ષ વસ્તુનું ધ્યાન થઈ શકે, પણ કોઈ વખત ન જોયેલી પરોક્ષ વસ્તુનું ધ્યાન શી રીતે થઈ શકે? એનું સમાધાન પંચદશીમાં ધ્યાનદીપમાં કર્યું છે, કે ધ્યાન પરોક્ષનુંજ થઇ શકે છે. પદાર્થ અપરોક્ષ થયો એટલે જ્ઞાન થઈ ગયું, પછી તે માટે ધ્યાન કરવાનું રહેતું નથી. કેમકે પદાર્થનું જ્ઞાન તો પ્રમાણ પ્રમેયને આધીન છે; અને ધ્યાન તો વિધિ, વિશ્વાસ, ઇચ્છા તથા હઠને આધીન છે. આમ હોવાથી બ્રહ્મનું ધ્યાન પરોક્ષજ બની શકે છે.

આત્મામાં વૃત્તિ જોડવાની રીત આમ છે, કે ૐકાર સાથે વૃત્તિનું ઉત્થાન કરી તે વૃત્તિ આત્મામાં જોડવી. આ રીતે કરવાથી ધ્યાન કેમ બને? તેના સંબંધમાં દષ્ટાંત છે કે —

જ્યારે બાળક ચાલતાં શીખે છે ત્યારે પહેલાં ત્રણ પૈડાંની ગાડીનો આધાર લઇને પોતાના પગ ઉપર ભાર દઈ ઉભું થાય છે અને ગાડીને ધકેલે છે, તથા આગળ ગાડી સાથે ચાલવા પ્રયાસ કરે છે અને પાછળથી ગાડી ઉપરથી હાથ ખસેડી પોતે થોડી વાર ઉભું રહી થોડું થોડું ચાલવા માંડે છે. એમ કરતાં કરતાં બાળક ચાલતાં શીખી જાય છે. સિદ્ધાંતમાં એમ સમજવાનું છે કે જ્યારે જ્યારે સાધક આત્માનુસંધાન કરતાં શીખે છે, ત્યારે **अ** કાર, **उ** કાર અને **म** કારવાળી ત્રણ પૈડાંની ૐ રૂપી ગાડીનું અવલંબન કરી ભક્તિ અને વૈરાગ્યરૂપ બે પગ ઉપર ભાર દઈ ઉભો થાય છે. ૐ શબ્દની સાથે વૃત્તિનું પ્રથમ ઉત્થાન થવાથી સાધક આત્માનું ધ્યાન કરી શકે છે, અને ગાડી હાથમાંથી

છૂટી જાય, છતાં બાળક જરા વાર ઉભું રહી પડી જાય; તેમ ૐ શબ્દ શાંત થઈ જાય, તો પણ વૃત્તિ થોડી વાર ટકી પછી શાંત થઈ જાય છે. ફરી ૐ દ્વારા વૃત્તિનું ઉત્થાન કરી જેવી રીતે બાળક ગાડીને ઠેલે છે, તેવી રીતે સાધક વૃત્તિ વડે ૐ કારને આગળ કરે છે તથા આત્માનું ધ્યાન કરવા પ્રયત્ન કરે છે. ૐ શબ્દ શાંત થઈ જાય છે અને વૃત્તિ ટકી રહે છે.

આ પ્રમાણે ૐ કાર દ્વારા સહેલાઈથી આત્માનું ધ્યાન થઈ શકતું હોવાથી શ્રુતિ કહે છે કે **एतदालम्बनं श्रेष्ठम्** । આ ( ૐ કારરૂપ ) આલંબન શ્રેષ્ટ છે. માટે ૐ દ્વારાજ સાધકે અત્માનુસંધાન કરવું.

ૐ દ્વારા ધ્યાન કરવાની રીત મુંડક ઉપનિષદ્‌માં છે કે—

प्रणवो धनुः शरो ह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते ।
अप्रमत्तेन वेद्धव्यं शरवत्तन्मयो भवेत् ॥

**અર્થ**—ૐ કાર ધનુષ્ય છે, આત્મા બાણ છે અને બ્રહ્મ તેનું લક્ષ્ય કહેવાય છે. તે પ્રમાદથી રહિત ચિત્તવાળા પુરુષથી વિંધવા યોગ્ય છે તેથી તેણે બાણની પેઠે તન્મય થવું.

ધનુષ્ય જેમ બાણને ગતિ આપવાનું સાધન છે, તેમ ૐ એ ધનુષ્ય જીવાત્માની વૃત્તિરુપ બાણને ગતિ આપવાનું સાધન છે. જેમ બાણ લક્ષ્યથી તન્મય થાય છે તેમ જીવાત્માની બાણરૂપ વૃત્તિ બ્રહ્મ સાથે ૐ કાર દ્વારા તન્મય થાય છે; માટે શ્રુતિમાં કહ્યું છે, કે **ओमित्येवं ध्यायथ आत्मानम्** । ૐ એમ આત્માનું ધ્યાન કરો.

ૐ શબ્દ સાથે વૃત્તિનું ઉત્થાન કરી આત્માનું ધ્યાન કરવું. ૐ કારની સાથે વૃત્તિ પણ ઊઠે છે, અને શબ્દ શાંત થવા છતાં વૃત્તિ આત્માકાર થઈ ટકી રહે છે. જ્યાં સુધી ૐકાર સહિત વૃત્તિ છે, ત્યાં સુધી શબ્દાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ છે. ક્રમે ક્રમે આલંબન છૂટી જાય છે.

શબ્દાનુવિદ્ધ સવિકલ્પ સમાધિમાં શબ્દવેધી દશરથ રાજાનું દૃષ્ટાંત છે. એક વખત દશરથ રાજા શિકાર કરવા સારૂ અંધારામાં જળાશય પાસે એક ઝાડ પર બેઠા હતા. લગભગ ચાર વાગતાં શ્રવણ તુંબડું લઈ પોતાનાં માતાપિતા સારૂ પાણી ભરવા આવ્યો. તે તુંબડામાં પાણી ભરાતાં બુડ્ બુડ્ અવાજ થયો. તે દશરથ રાજાએ સાંભળ્યો અને તેણે અટકળ કરી કે કોઈ હાથી સૂંઢ વતી પાણી પીએ છે. તેથી ધનુષ્ય ચડાવી શબ્દદ્વારા લક્ષ્ય કરી તે તરફ બાણ છોડયું અને શ્રવણ વિંધાયો. આ દૃષ્ટાંતમાં બુડ્ બુડ્ શબ્દની સાથે શ્રોત્ર ઇંદ્રિયનો સંબંધ થયો અને શબ્દવાળી વ્યક્તિની સાથે વૃત્તિનો સંબંધ થયો. સિદ્ધાંતમાં ઓંરૂપ શબ્દ સાથે શ્રોત્ર ઇંદ્રિયનો સંબંધ છે અને [illegible] સાથે

વૃત્તિનો સંબંધ છે. પ્રણવરૂપ શબ્દથી અનુવિદ્ધ બ્રહ્મરૂપ લક્ષ્યનો વેધ કરવા શ્રુતિ ભગવતી આજ્ઞા કરે છે. જ્યાંસુધી શબ્દાનુવિદ્ધ છે ત્યાં સુધી શબ્દ-વેધ કહેવાય.

ૐ શબ્દ બંધ પડી જવાથી એકલી વૃત્તિ માત્ર રહે છે, તેને શબ્દ અનનુવિદ્ધ કહે છે. શબ્દ અનનુવિદ્ધ વૃત્તિ જેમ જેમ સત્ત્વપ્રધાન થતી જાય છે તેમ તેમ સૂક્ષ્મતાને પામે છે. જ્યારે શુદ્ધ સાત્વિક થાય છે ત્યારે આવરણનો ભંગ કરે છે. વૃત્તિની આ ક્રિયાને લક્ષ્યવેધ કહે છે.

મૂળ શ્લોકમાં **सततम्** એમ કહ્યું છે, તો નિરંતર વૃત્તિ બ્રહ્માકાર કરવાનું કેમ બની શકે ? આસન નાખીને માત્ર વધારેમાં વધારે બે ત્રણ કલાક બ્રહ્માકાર વૃત્તિ થઈ શકે, તો બાકીના વખતમાં હરતાં ફરતાં વૃત્તિ બ્રહ્માકાર કરવી જોઈએ. તે બ્રહ્માકાર વૃત્તિ દૃશ્યાનુવિદ્ધ રીતિથી કરવી. દૃશ્યાનુવિદ્ધ બે પ્રકારની છેઃ આંતર તથા બાહ્ય. બાહ્ય દૃશ્યાનુવિદ્ધની રીતિ માંડૂક્ય ઉપનિષદમાં આપી છે.

ओमित्येतदक्षरमिदं सर्वम् ।

**અર્થ**—ૐ આ પ્રકારનો આ અક્ષર આ બધુ છે.

પ્રત્યક્ષ પ્રમાણના વિષયભૂત આ બધું જગત્ ૐકાર રૂપ છે.

છાંદોગ્ય શ્રુતિમાં કહ્યું છે કેઃ—

सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति शान्त उपासीत ।

**અર્થ**:—આ સર્વ ( નામ રૂપાત્મક જગત ) નિશ્ચયે બ્રહ્મ છે; કારણ કે (આ જગત્) તેમાંથી ઉપજેલું, તેમાં લય પામનારૂં ને તેમા સ્થિત છે. તેથી શમદમાદિ સાધન સંપન્ન કરી તેની ઉપાસના કરવી.

એટલે કે નામરુપનો પરિત્યાગ કરી અસ્તિ ભાતિ પ્રિય રુપ જે બ્રહ્મ છે, તેની સાથે વૃત્તિને જોડવી. આ ઉપર મત્સ્યવેધનું દ્રષ્ટાંત છે કે—અર્જુને કરેલા મત્સ્યવેધ સમયે એક પાણીના કુંડમાં વચ્ચોવચ એક સ્તંભ હતો, અને તે સ્તંભની વચમાં ત્રાજવું હતું. ત્રાજવાના પલ્લામાં ઊભા રહી શરીર, સમતોલ રાખવાનું હતું; અને સ્તંભના ઉપલા ભાગમાં એક સુવર્ણ મત્સ્ય ટાંગેલો હતો, જે ગોળ ફર્યા કરતો હતો. આ ફર્યા કરતા મત્સ્યનું પ્રતિબિંબ પાણીમાં પડતું હતું. તે પ્રતિબિંબ ઉપર લક્ષ રાખીને મત્સ્યવેધ કરવાનો હતો. તે પ્રમાણે શરીર સમતોલ રાખી અર્જુને તીર ફેંકયું અને એ મત્સ્યનો વેધ કર્યો.

દ્રષ્ટાંતમાં નેત્રેંદ્રિયનો સંબંધ પ્રતિબિંબ સાથે થયો અને વૃત્તિનો સંબંધ બિંબ સાથે થયો. સિદ્ધાંતમાં નામ રુપની સાથે નેત્રને જોડીને અસ્તિ ભાતિ અને પ્રિયરુપ બ્રહ્મની સાથે વૃત્તિને જોડવી, એ બાહ્ય દૃશ્યાનુવિદ્ધ સવિકલ્પ છે; અને અંતઃકરણમાં ઊઠતી વૃત્તિઓના સાક્ષીપણા વડે આત્માનું ધ્યાન કરવું તે આંતર દૃશ્યાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ છે. અભ્યાસના પરિપાક વડે રૂપના અવલંબન સિવાય પણ વૃત્તિ બ્રહ્માકાર થઈ શકે છે, એટલે કે અસ્તિ, ભાતિ અને

પ્રિયરુપ બ્રહ્મનું ધ્યાન કરી શકે છે. માટે સાધક, જ્યાંસુધી શબ્દાનુવિદ્ધ સિદ્ધ ન થઈ હોય ત્યાંસુધી દૃશ્યાનુવિદ્ધ કરવા જાય તો તે થઈ શકતી નથી. શબ્દાનુવિદ્ધ યત્કિંચિત્ સિદ્ધ થયા પછી સાથે સાથે દૃશ્યાનુવિદ્ધનો અભ્યાસ કરવો જોઈએ. માટે પ્રથમ શબ્દાનુવિદ્ધ સિદ્ધ કરીને પછી દૃશ્યાનુવિદ્ધનો અભ્યાસ કરવો.

આવી રીતે પ્રબળ પુરુષાર્થ કરવાથી ધ્યાનની પરિપક્વ અવસ્થા થાય છે. ધ્યાનની પરિપક્વ અવસ્થાને સવિકલ્પ સમાધિ કહે છે; સવિકલ્પ સમાધિની પરિપક્વ અવસ્થાને નિર્વિકલ્પ સમાધિ કહે છે. નિર્વિકલ્પ સમાધિ પણ બે પ્રકારની છે: આંતર અને બાહ્ય. નિર્વિકલ્પ સમાધિ જ્ઞાનનો હેતુ છે.

મૂળ શ્લોકમાં નિરાશી તથા અપરિગ્રહ શબ્દ વડે આંતર તથા બાહ્ય ત્યાગ કરીને એકાંતમાં બેસીને ધ્યાન કરવાનુ કહ્યું છે. તેનું કારણ કે જ્યાંસુધી વૈરાગ્ય હોતો નથી ત્યાંસુધી કોઈ પણ કાળે સમાધિ સિદ્ધ થતી નથી, અને જેને તીવ્ર વૈરાગ્ય હોય છે તેને જ સમાધિ થાય છે. યોગસૂત્ર છે કે:—

तीव्रसंवेगानामासन्नः समाधिलाभः ।

**અર્થ**:—તીવ્ર વૈરાગ્યવાળાને સમાધિનો લાભ થાય છે.

આ લોક તથા પરલોકના સર્વ વિષયોમાં કાકવિષ્ઠાની માફક રાગનો અત્યંત અભાવ તે તીવ્ર વૈરાગ્ય કહેવાય છે. એવા તીવ્ર વૈરાગ્યવાળાને જ સમાધિનો લાભ થાય છે. રાજાના દરબારમાં જેવો તેવો માણસ પ્રવેશ કરી શકતો નથી; માત્ર યોગ્યતા વાળાજ જઈ શકે છે. તો ઈશ્વરના દરબારમાં દાખલ થવાને વિશેષ યોગ્યતા જોઈએ જ. વૈરાગ્યાદિ તૈયારીથી સજ્જ થએલો જ માત્ર સમાધિનો એટલે ઈશ્વરને મળવાનો લાભ લઈ શકે છે.

વૈરાગ્ય સિવાય જે સમાધિનો અભ્યાસ કરે છે તેને તે સિદ્ધ થતો નથી. એવો અભ્યાસ કરનારને તો શાસ્ત્રમાં અવિવેકી કહ્યો છે.

मातुरंकगतो बालो गृहीतुं चंद्रमिच्छति ।
यथा योगं तथा योगी संत्यागेन विनाऽबुधः ॥

**અર્થ**:—જેમ માતાના ખોળામા રહેલું બાળક ચંદ્રને ગ્રહણ કરવાની ઇચ્છા કરે છે, તેમ અવિવેકી યોગી સમ્યક્ ત્યાગ વગર યોગને સિદ્ધ કરવા ઇચ્છે છે.

માટે આપણામાં પૂર્ણ વૈરાગ્ય ન હોય અને આપણે ધ્યાનાભ્યાસ કરીએ, તો તે કોઈ પણ કાળે સિદ્ધ ન થાય. માટે સર્વ અનિત્ય પદાર્થોમાં દોષ દૃષ્ટિ કરી પૂર્ણ વૈરાગ્ય સંપાદન કરતાં કરતાં ધ્યાનાભ્યાસ કરવો. ગમે તેવો હોંશિયાર રસોઈઓ હોય, તોપણ દાળ, ચોખા, લોટ, ઘી, શાકભાજી વગેરે સામગ્રી સિવાય રસોઈ બનાવી શકતો નથી, તેમ સાધક પણ વૈરાગ્યાદિ સાધન સિવાય યોગસિદ્ધિને પ્રાપ્ત કરી શકતો નથી. માટે પહેલાં સાધનસંપન્ન થઈને યોગાભ્યાસમાં પ્રવૃત્તિ કરવી.

---

## ૨૪. અસંપ્રજ્ઞાત સમાધિ.

सुखमात्यंतिकं यत्तद्‌बुद्धिग्राह्यमतीन्द्रियम् ।
वेत्ति यत्र न चैवाय स्थितश्चलति तत्त्वतः। ગીતા ૬—૨૧.

**અર્થ:**—ઇંદ્રિયોનું અવિષય એવું (અને માત્ર) બુદ્ધિથી અનુભવી શકાય એવું નિરતિશય જે બ્રહ્મસુખ છે, તેને જે સ્થિતિમાં જાણે છે, અને જેમાં સ્થિત થયેલો આ યોગી પુરુષ તત્ત્વથી (કદિ પણ) ચલાયમાન થતો નથી (તે સ્થિતિને જ યોગ જાણવો.)

**આ**ત્યંતિક સુખ એટલે દેશકાળ વસ્તુ પરિચ્છેદથી રહિત નિરતિશય  બ્રહ્મરુપ સુખ.

આ બ્રહ્મસુખ સંબંધે તૈત્તિરીય શ્રુતિમાં કહ્યું છે કેઃ—

....પુરુષ રુપવાળો, યુવાવસ્થાવાળો, શાસ્ત્રજ્ઞ, અત્યંત દૃઢ મનવાળો તથા બળવાન હોય અને જેને ધનથી સંપૂર્ણ આ સર્વે પૃથ્વી હોય, તેનો આનંદ એક મનુષ્યનો શ્રેષ્ઠ આનંદ કહેવાય છે. એવા સો મનુષ્યોનો આનંદ તે મનુષ્ય ગંધર્વોનો એક આનંદ છે, તે શ્રોત્રિય ને કામના રહિત પુરુષને થાય છે. એવા સો મનુષ્યગંધર્વોનો આનંદ છે તે દેવગંધર્વોનો એક આનંદ છે, તે શ્રોત્રિય અને કામના રહિત પુરુષને થાય છે. એવા સો દેવગંધર્વોનો આનંદ છે તે ચિરકાળ સ્થાયી લોકવાળા પિતૃઓનો એક આનંદ છે, તે શ્રોત્રિય અને કામના રહિત પુરુષને થાય છે. એવા સો ચિરકાળ સ્થાયી લોકવાળા પિતૃઓનો આનંદ છે તે આજાનજ દેવોનો એક આનંદ છે, તે શ્રોત્રિય અને કામના રહિત પુરુષને થાય છે. એવા સો આજાનજ દેવોનો આનંદ છે તે કર્મ વડે દેવને પામનારા કર્મદેવોનો એક આનંદ છે, તે શ્રોત્રિય અને કામના રહિત પુરુષને થાય છે. એવો સો કર્મદેવોનો આનંદ છે તે મુખ્ય દેવોનો આનંદ એક છે, તે શ્રોત્રિય અને કામના રહિત પુરુષને થાય છે. એવા સો મુખ્ય દેવોનો આનંદ છે તે, ઇન્દ્રનો એક આનંદ છે, તે શ્રોત્રિય અને કામના રહિત પુરુષને થાય છે. એવા સો ઇન્દ્રનો આનંદ છે તે બૃહસ્પતિનો એક આનંદ છે, તે શ્રોત્રિય અને કામના રહિત પુરુષને થાય છે. એવા સો બૃહસ્પતિનો આનંદ છે તે પ્રજાપતિનો એક આનંદ છે, તે શ્રોત્રિય અને કામના રહિત પુરુષને થાય છે. એવા સો પ્રજાપતિનો આનંદ તે એક બ્રહ્માનો આનંદ છે, તે આનંદ તો પરમાનંદનો એટલે બ્રહ્મસુખનો અંશ માત્ર છે.

છાંદોગ્ય શ્રુતિમાં પણ કહ્યું છે કે—

यो वै भूमा तत् सुखम्—જે બ્રહ્મ છે તેજ સુખરુપ છે.

અતીન્દ્રિય એટલે નેત્રાદિ ઇંદ્રિયજન્ય જ્ઞાનનો અવિષય. વિષયજન્ય સુખ ઇંદ્રિયાપેક્ષ છે, અને આ બ્રહ્મસુખ અતીંદ્રિય હોવાથી તેના કરતાં ઉત્કૃષ્ટ છે, એમાં પણ સંદેહ નથી.

બુદ્ધિગ્રાહ્યં એટલે રજતમથી રહિત બુદ્ધિ વડે અનુભવ કરવા યોગ્ય.

એ વિશેષણ એવી રીતના અર્થનો બોધ કરાવે છે કે બ્રહ્મસુખ કેવળ બુદ્ધિગ્રાહ્યજ છે, એટલે કે સુષુપ્તિના સુખથી પણ તે ભિન્ન છે: કારણકે સુષુપ્તિના સુખના અનુભવ વખતે વૃત્તિ સહિત બુદ્ધિનો લય અજ્ઞાનમાં થઈ જાય છે, તેથી સુષુપ્તિનું સુખ બુદ્ધિગ્રાહ્ય નથી.

અસંપ્રજ્ઞાત સમાધિમાં તો બુદ્ધિની વૃત્તિ માત્ર લીન થઈ જાય છે; પણ બુદ્ધિ લીન થઈ જતી નથી. તેથી આ સુખનો અનુભવ બુદ્ધિથી થઈ શકે છે માટે બ્રહ્મસુખ બુદ્ધિગ્રાહ્ય છે એ નિઃસંશય છે.

મુંડક ઉપનિષદ્‌માં બ્રહ્મસુખનું બુદ્ધિગ્રાહ્યપણું આ પ્રમાણે સમજાવેલું છે:—

न चक्षुषा गृह्यते नापि वाचा नान्यैर्देवैस्तपसा कर्मणा वा ।
ज्ञानप्रसादेन विशुद्धसत्त्वस्ततस्तु तं पश्यते निष्कलं ध्यायमानः ॥

અર્થ—તે બ્રહ્મ નેત્રથી ગ્રહણ થઈ શકતું નથી, વાણીથી પણ ગ્રહણ કરી શકાય તેવું નથી, બીજી ઇંદ્રિયોથી પણ નહિ, તપથી પણ નહિ. અથવા કર્મથી પણ નહિ. (જેથી) બુદ્ધિની શાંતિ વડે નિર્મળ અંતઃકરણવાળો યોગી ( બ્રહ્મના સાક્ષાત્કાર કરવાને યોગ્ય છે તેથીજ ) ધ્યાન કરતો છતો તે કળા રહિત બ્રહ્મને જુએ છે. ( પામે છે. )

બ્રહ્મને રૂપ નથી એટલે ચક્ષુ ગ્રહણ કરી શકે નહિ; જાતિ, ગુણ, ક્રિયા કે સંબંધ રૂપી નિમિત્ત નથી એટલે પરિચ્છિન્ન નથી, માટે વાણીનો વિષય નથી; એમ સર્વ ઇંદ્રિયોને અગોચર છે. વળી કૃચ્છ્, ચાંદ્રાયણ તપથી કે અગ્નિહોત્રાદિના ફળ તરીકે મળે તેવું નથી, કેમકે આત્મસ્વરુપ છે. આત્મસ્વરુપ મોક્ષ મૃત્તિકામાંથી ઘટ ઉત્પન્ન થાય છે તેમ ઉત્પાદ્ય નથી, કેમકે ઉત્પાદ્ય હોય તો તે વિનાશી થાય. તે દૂધથી બનતા દહીંની માફક વિકાર્ય નથી, કેમકે મોક્ષ બ્રહ્મસ્વરુપ છે અને બ્રહ્મને અવસ્થાન્તરનો અભાવ છે. જેમ પરગામ જનારને તે ગામની પ્રાપ્તિ થાય છે તેમ મોક્ષ પ્રાપ્ય પણ નથી, કેમકે બ્રહ્મ સર્વવ્યાપક હોવાને લીધે સર્વને બ્રહ્મનું સ્વરુપ નિત્ય પ્રાપ્ત છે. તેમજ મોક્ષ સંસ્કાર્ય પણ નથી, કેમકે સંસ્કાર ગુણ ગ્રહણ કરવાથી કે દોષ દૂર કરવાથી થાય, પરંતુ તે બન્ને ક્રિયાનો બ્રહ્મમાં અસંભવ છે, તેથી એ કર્મથી પ્રાપ્ત થાય નહિ. મળ વિક્ષેપ રહિત અને શાંતિવાળી જે બુદ્ધિ તેનાથીજ બ્રહ્માનુભવ થાય છે. ધ્યાન એ બ્રહ્માનુભવનું પરંપરા કારણ છે, અને સમાધિ સાક્ષાત્

કારણ છે. બ્રહ્માનુભવ એજ બ્રહ્માનંદ, અને તે બુદ્ધિગ્રાહ્ય છે. તે સંબંધમાં શ્રુતિ છે કેઃ—

समाधिनिर्धूतमलस्य चेतसो निवेशितस्यात्मनि यत्सुखं भवेत् ।
न शक्यते वर्णयितुं गिरा तदा स्वयं तदंतःकरणेन गृह्यते ॥

**અર્થ**—જેના ( રજોગુણ અને તમોગુણરૂપી ) મળ સમાધિ વડે ધોઈ નાખેલા છે, એવા ( અને પછી ) આત્મામાં પ્રવિષ્ટ થયેલા મનવાળા પુરુષને ( સમાધિના સમયમાં ) જે સુખ થાય છે તે ( સુખ ) તે સમયે વાણીથી વર્ણન કરવાને શક્ય નથી. (પણ) તે (તો) પોતાની મેળે અંતઃકરણ વડે ગ્રહણ કરાય છે.

શ્લોકમાં આ બ્રહ્મસુખને બુદ્ધિગ્રાહ્ય કહ્યું છે, અને તૈત્તિરીય શ્રુતિમાં છે કેઃ—

यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।

**અર્થ**—જેનાથી મન સહિત વાણી ( જે બ્રહ્મને ) વિષય ન કરીને પાછી વળે છે.

આ શ્રુતિમાં બ્રહ્મને મનનો અવિષય કહેલ છે. એમ મૂળ શ્લોકનો શ્રુતિ સાથે વિરોધ આવે છે; અને યુક્તિથી પણ વિરોધ આવે છે કે અંતઃકરણ બ્રહ્મની અપેક્ષાએ તો જડ છે, અને જડનો વિષય ચૈતન્ય થઈ શકે નહિ, માટે બ્રહ્મ બુદ્ધિગ્રાહ્ય કહેલું છે તેમાં વ્યાઘાત દોષ આવે છે. વ્યાઘાત દોષ નિવારણ કરવા માટે અંતઃકરણદ્વારા આત્માનું જ્ઞાન આત્માનેજ થાય છે એમ કહેવામાં આવે તો આત્માશ્રય દોષ થાય છે. કોઈ શંકા કરે કે જેમ દર્પણ-દ્વારા પોતાનું મુખ પોતે જુએ છે તેમ અંતઃકરણદ્વારા આત્મા આત્માને જાણી શકે છે; પણ પોતે પોતાનું મુખ જુએ છે એ વાસ્તવિક નથી, પરંતુ બિંબ પ્રતિબિંબને જુએ છે અને બિંબ બિંબને જોઈ શકતું નથી; માટે અંતઃકરણ-દ્વારા આત્માનું જ્ઞાન આત્માને થતું નથી.

વળી એમ કહેવાય કે આત્માને અંતઃકરણ પરસ્પર જાણે છે, તો તેમાં અન્યોન્યાશ્રય દોષ આવે છે. એ દોષનું નિવારણ કરવા એમ કહેવામાં આવે કે આત્મા અને અંતઃકરણ એ બન્નેનો જાણનાર ત્રીજો ચિદાભાસ છે, તો ચક્રિકા દોષ આવે છે. કારણ કે ચિદાભાસને પોતાની સ્થિતિ માટે અંતઃક-રણની અપેક્ષા છે, અને અંતઃકરણને સ્વાધિષ્ઠાન કૂટસ્થની અપેક્ષા છે, અને કૂટસ્થને પોતાના પ્રકાશને માટે ફરીથી ચિદાભાસની અપેક્ષા છે, માટે ચક્રિકા દોષ આવે છે.

હવે જો ચાક્રકા દોષના નિવારણ માટે જાણનારા અન્ય અન્ય કલ્પાય તો અનવસ્થા દોષ આવે છે. આમ છે તો બુદ્ધિગ્રાહ્યનો શો અર્થ કરવો ? તેનું

સમાધાન કે આવરણ ભંગરુપ માત્ર વૃત્તિની વિષયતા બ્રહ્મમાં છે, પણ ચિદાભાસરૂપ ફળનો વિષય બ્રહ્મ નથી માટે જ્યાં જ્યાં બ્રહ્મમાં મનનો ઉપયોગ કર્યો છે ( એટલે કે બ્રહ્મને મનોગોચર કહેલ છે ), ત્યાં ત્યાં એકલી વૃત્તિનીજ અપેક્ષા સમજવી; અને જ્યાં જ્યાં મનના ઉપયોગનો નિષેધ છે ( એટલે કે બ્રહ્મ મનને અગોચર છે એમ કહેલ છે ), ત્યાં ત્યાં ચિદાભાસરુપ ફળનો નિષેધ છે, એમ સમજવું. બ્રહ્મના જ્ઞાન માટે બુદ્ધિ સિવાય બીજું સાધન નથી એમ પણ શ્રુતિ કહે છેઃ—

दृश्यते त्वग्र्यया बुद्धया सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥

**અર્થ**—સૂક્ષ્મદર્શીઓથી સૂક્ષ્મ અને એકાગ્રતાવાળી બુદ્ધિ વડે તે (બ્રહ્મ) દેખાય છે.

એ શ્રુતિ પ્રમાણે અતદ્‌વ્યાવૃત્તિ લક્ષણથી અંતઃકરણદ્વારાએ બ્રહ્મનો અનુભવ બની શકે છે, તે ઉપરથી ગુરુશ્રીએ દૃષ્ટાંત કહ્યું કેઃ—

ભગવાન્ રામચંદ્રજી વનવાસમાં જંગલમાં ફરતાં ફરતાં જ્યારે દંડકારણ્યમાં ગયા ત્યારે ઋષિ અને ઋષિપત્નીનો સમૂહ તેમને સામો લેવા ગયો. એક બીજાને ભેટી ઋષિમંડળ સાથે રામલક્ષ્મણ આશ્રમે આવ્યા અને ઋષિપત્નીઓના સમૂહ સાથે સીતાજી આવ્યાં. સ્ત્રી પુરુષોના સમૂહ સામાસામા બેઠા. રામલક્ષ્મણે પણ ઋષિની માફક જટાદિ ધારણ કર્યા હતાં. તે પ્રસંગે કોઈ ઋષિપત્નીએ રામચંદ્રનાં દર્શનની ઇચ્છાથી બાળકબુદ્ધિ હોવાને લીધે ઋષિપત્નીઓની સમક્ષ સીતાજીને "રામ કયાં ?" એમ પૂછયું. સીતાજી જેવાં કુળવધૂએ જવાબ ન આપ્યો ત્યારે કોઈ વૃદ્ધ ઋષિપત્નીએ પેલી તરૂણ ઋષિપત્નીને કહ્યું કે એમ ન પુછાય; અને પછી સીતાજીને હારમાં બેઠેલા ઋષિ તરફ અનુક્રમે આંગળી કરી કરીને દરેક માટે પૂછવા માંડયું કે "આ રામ છે ?" "આ રામ છે ?" સીતાજીએ કેટલાકના સંબંધમાં "ના" કહી. પછી જ્યારે લક્ષ્મણજી તરફ આંગળી કરી પૂછયું, "આ ગૌર મૂર્તિ રામ છે!" સીતાજી કહે "તે મારા દીયેર છે". વૃદ્ધ ઋષિપત્નીએ પૂછયું, "તેમની જોડે બેઠેલી ઘનશ્યામ મૂર્તિ રામ છે ?" સીતાજીની તે મૂર્તિ સામું જોઈને દૃષ્ટિ તરત નીચી થઈ ગઇ, એટલે ઋષિપત્ની સમજ્યાં કે એજ "રામ". ઋષિપત્નીએ જેવી આંગળીથી અન્ય ઋષિની વ્યાવૃત્તિ ( ભિન્નતા ) કરાવી, એમ આપણા પંચ કોશાદિની વ્યાવૃત્તિ કરવા રુપ સાધનથી જેમ સીતાજીએ રામચંદ્રજીનું દર્શન કરીને નીચું મોઢું કરી દીધું, તેમ આ અદ્વૈત ભાવનારુપ સમાધિદ્વારા અતદ્‌વ્યાવૃત્તિથી બ્રહ્માનુભવ કરવાનો છે. સીતાજીથી જેમ નીચે જોવાઈ ગયું, તેમ એ અદ્વૈતભાવનારુપ સમાધિ વડે બ્રહ્માનુભવાત્મક વૃત્તિનો તિરોભાવ અદ્વૈત અવસ્થાન રુપ નિર્વિકલ્પ સમાધ છે, જે પરમ પુરુષાર્થ છે.

આમ અતદ્દવ્યાવૃત્તિ લક્ષણગ્રાહ્ય સાક્ષી આત્માના સંબંધમાં શ્રુતિ કહે છે કેઃ—

स एष नेति नेत्यात्मागृह्यो न हि गृह्यते ।

અર્થઃ—તે આ નેતિ નેતિ એવી રીતે સર્વ ઉપાધિના નિષેધ વડે કથન કરાયેલો જે પ્રત્યગાત્મા છે, અને ( કાર્ય ધર્મથી પર હોવાથી ) ઇંદ્રિયોનો અવિષય છે, તેથી ઇંદ્રિયો વડે ગ્રહણ કરી શકાતો નથી.

આવો બ્રહ્મ હું છું એમ જે વખતે યોગી અનુભવે છે ત્યારે પોતાના સ્વરુપ સચ્ચિદાનંદરુપ બ્રહ્મમાં તદ્રુપપણે સ્થિત થયેલો તે યોગી પોતાના સ્વરૂપથી અનેક પ્રકારના વિક્ષેપ થવા છતાં પણ ચલાયમાન થતો નથી, એટલે કે વિપરીત ભાવને પ્રાપ્ત થતો નથી.



## ૨૫. અસંપ્રજ્ઞાત સમાધિનું ફળ.

यं लब्ध्वा चापरं लाभ मन्यते नाधिकं ततः ।
यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥ ગીતા. ૬. ૨૨.

અર્થઃ—જે લાભ મેળવ્યા પછી બીજા કોઈ પણ લાભને વધારે માનતો નથી, અને જે સમાધિમાં સ્થિર થઇને મોટા દુઃખથી પણ ચલાયમાન થતો નથી.

સ્મૃતિમાં કહ્યું છે કેઃ—आत्मलाभान्न परं विद्यते ।



અર્થઃ—આત્માની પ્રાપ્તિથી બીજી એકે શ્રેષ્ઠ પ્રાપ્તિ નથી.

જેમ જેમ ધન, રાજ્ય, ઇત્યાદિની પ્રાપ્તિ થતી જાય છે, તેમ તેમ તેમાં તૃષ્ણા વધતી જાય છે. ફક્ત પ્રાપ્તકાળમાંજ સહેજ આનંદ રહે છે અને પાછી તૃષ્ણા વધતી જાય છે; પણ જ્યારે બ્રહ્મની પ્રાપ્તિ થાય છે ત્યારે તેમાં સર્વ લાભનો સમાવેશ હોવાથી તેનાથી વધારે લાભ મનાતો નથી. એ સંબંધી ભગવાન શંકરાચાર્ય કહે છે કેઃ—

यल्लाभान्नापरो लाभो यत्सुखान्नापरं सुखम् ।

અર્થઃ—જે લાભથી બીજો કોઇ પણ મોટો લાભ નથી, જે સુખથી બીજું કોઇ પણ સુખ અધિક નથી.

બ્રહ્માનન્દનું સુખ બીજા કયા સુખની જોડે સરખાવાય? કેમકે બીજાં સુખો સૌ તુચ્છ છે. જે બ્રહ્મવેત્તાએ બ્રહ્મસુખરૂપી મહાન લાભ પ્રાપ્ત કર્યો છે

તેને તુચ્છ પદાર્થોમાં લાભબુદ્ધિનો અભાવ થઈ જાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

लब्धत्रैलोक्यराज्यो ना भिक्षा माकांक्षते यथा ।
एवं लब्धपरानंदः क्षुद्रानंदं न कांक्षति ॥

**અર્થ**:—જેમ ત્રિલોકના રાજ્યને પ્રાપ્ત થયેલો પુરૂષ ભિક્ષા વૃત્તિ કરવા ચાહતો નથી, તેમ નિરતિશય આનંદને અનુભવનાર તુચ્છ ( વિષય ) આનંદને ચાહતો નથી.

અર્થાત જે મહત્ બ્રહ્મસુખનો અનુભવ કરે છે તે પુરૂષ માયાનાં કાર્યો જે વિષયો છે તેમાં મિથ્યાત્વબુદ્ધિ થવાથી પદાર્થોમાં ઇચ્છા કરતો નથી.

જેમ કોઈ પુરુષ તડકામાં ચાલતાં ચાલતાં ઝાડ નીચે વિસામો લેવા માટે બેઠો હતો, ત્યારે તેને મરુભૂમિ ઉપર સૂર્યનાં કિરણોથી ઝાંઝવાનું જળ જોવામાં આવતાં, તેને તૃષા લાગેલી તેથી તે જળ છે એમ માની પીવા માટે તે તરફ ગયો. જેમ જેમ જતો ગયો તેમ તેમ તે પાણીનો દેખાવ દૂર દૂર જણાવા લાગ્યો, એટલે તેને ખ્યાલ આવ્યો કે આ તો ઝાંઝવાનું જળ છે એમ જાણી પોતે પોતાના મૂળ સ્થાનકે બેઠો. તોપણ તેને ઝાંઝવાનું જળ તો જોવામાં આવે છે, પણ હવે તેને તે પીવાની કે તેમાં સ્નાન કરવાની વૃત્તિ થતી નથી. પરંતુ મૃગો તો તે જળ તરફ અજ્ઞાનતાને લઈને દોડયા કરે છે; તેમ વિષયોમાં જ્ઞાનીને અધિષ્ઠાનનું જ્ઞાન થવાથી અધ્યસ્ત પદાર્થોમાં મિથ્યાત્વબુદ્ધિ હોવાથી પદાર્થોમાં તેઓ ઇચ્છા કરતા નથી. પરંતુ અજ્ઞાનીજ ઇચ્છા કરે છે. આ સંબંધમાં અષ્ટાવક્ર ગીતામાં ગુરુશિષ્યના સંવાદમાં પણ ગુરુશ્રીએ શિષ્ય પ્રત્યે ઉપદેશ કર્યો. પછી શિષ્ય મને જ્ઞાન થયું છે એમ માનીને ડોળ કરવા લાગ્યો જે હું જ્ઞાની છું. ત્યાર બાદ થોડા દિવસ પછી પદાર્થો પણ ભેગા કરવા લાગ્યો, તે જોઈને ગુરુ કહે છે કેઃ—

अविनाशिनमात्मानमेकं विज्ञाय तत्त्वतः ।
तवात्मज्ञस्य धीरस्य कथमर्थार्जने रतिः ॥

**અર્થ**:—આત્મા એકજ અને અવિનાશી છે એમ યથાર્થ રીતે જાણીને આત્મજ્ઞાની થયેલા એવા અને ધીરતાવાળા એવા તને વિષય મેળવવામાં પ્રીતિ કેમ હોઇ શકે ?

आत्माज्ञानादहो प्रीतिर्विषयभ्रमगोचरे ।
शुक्तेरज्ञानतो लोभो यथा रजतविभ्रमः ॥

**અર્થ**:—આત્માનું જ્ઞાન ન હોવાથી વિષયોમાં ભ્રાંતિને લીધે પ્રીતિ હોય છે, જેમ છીપના અજ્ઞાનથી ભ્રમને લીધે તે ( છીપ ) માં રૂપું સમજી લોભ થાય છે.

માટે તું હજી પૂરેપૂરો જ્ઞાની થયો હોય તેમ જણાતું નથી. તાત્પર્ય એજ કે જે જ્ઞાની હોય છે તે વિષયથી વિમુખ હોય છે; અને જે વિષયાસક્ત

હોય છે તે જ્ઞાની હોતો નથી; કારણ કે જ્ઞાન સાથે વૈરાગ્યની વ્યાપ્તિ છે. જેમ જ્યાં જ્યાં ધુમ છે ત્યાં ત્યાં અગ્નિ છે, તેમ જ્યાં જ્યાં જ્ઞાન છે ત્યાં ત્યાં વૈરાગ્ય હોયજ. જિજ્ઞાસુ અવસ્થામાં પૂર્ણ વૈરાગ્યવાન્ હોય છે તો જ્ઞાનદશાની શી વાત કરવી ?

જેણે અમૃતનું પાન કર્યું છે તે પુરુષ છાશ પીવાની ઇચ્છા કરતો નથી, તે પ્રમાણે બ્રહ્માનંદનો અનુભવ કરનાર જ્ઞાની પુરૂષ તુચ્છ વિષયોની ઇચ્છા કરતો નથી. આ સંબંધમાં યમરાજા નચિકેતા પ્રતિ કહે છે કે:--

अथ धीरा अमृतत्वं विदित्वा
ध्रुवमध्रुवेष्विह न प्रार्थयन्ते ॥

અર્થ:—જ્ઞાની પુરુષો અચલ અમૃતપણાને જાણીને અહિં અનિત્ય પદાર્થોમાં ઇચ્છા કરતા નથી.

મૂળ શ્લોકમાં સમાધિમાં રહેલો યોગી દુઃખથી ચલાયમાન થતો નથી એમ કહ્યું છે. તેમાં શંકા થાય કે ઉત્થાન કાળમાં તો તે યોગીને દુઃખ થવું જોઈએ. તેનું સમાધાન એ છે કે દુઃખનો હેતુ તો અવિદ્યા છે. સમાધિથી અવિદ્યાનો ભંગ થવાથી એવા જ્ઞાનીને દુઃખનો અભાવ થયેલો છે; માટે એને સમાધિમાં કે ઉત્થાન દશામાં પણ દુઃખનો અભાવજ છે. તે ઉપર દ્રષ્ટાંત છે કે—એક બ્રાહ્મણ સમુદ્રસ્નાન માટે ગયો હતો. ત્યાં સ્નાન કરી પહેરેલું વસ્ત્ર સમુદ્રમાં બોળી નીચોવી ઘેર લઇ આવ્યો. તે વસ્ત્ર સૂકવવા માટે ખુલ્લું કરતાં એક નાની માછલી તરફડીયાં મારતી નીચે પડતાં તેની દષ્ટિએ પડી. તેણે તેને લઈને, સ્નાન વખતે લોટામાં લઈ આવેલા સમુદ્રના જળ સાથે એક ઘડામાં નાખી. તે ઘડાના જળમાં પડવાથી તેને આનદ થયો. પછી તે ઘડો માછલી સહિત સમુદ્રમાં મૂકી દીધો. માછલી તેમાંથી નીકળી સમુદ્રના જળમાં ફરતી ત્યારે તેને ઘડામાં આનંદ થતો તેવોજ આનંદ બહાર સમુદ્રના જળમાં પણ થતો. મતલબ કે જ્ઞાનીને માયાનું બંધન છૂટી જતાં સમાધિ કાળમાં જે આનંદ હોય છે તેજ આનંદ ઉત્થાન કાળમાં પણ હોય છે. તેને દુઃખનો અત્યંતાભાવ છે. છાંદોગ્ય શ્રુતિ પણ કહે છે કે:--

न पश्यो मृत्युं पश्यति न रोगं नोत दुःखतां
सर्वं ह पश्य: पश्यति सर्वमाप्नोति सर्वशः ।

અર્થ:—જ્ઞાની પુરુષ મરણને જોતો નથી; વ્યાધિને દેખતો નથી; દુઃખને પણ અનુભવતો નથી. જ્ઞાની સર્વને આત્મરુપજ જુએ છે, તેથી સર્વ રીતથી સર્વને પ્રાપ્ત કરે છે.

આ ઉપર ભર્તૃહરિ મહારાજનુ દ્રષ્ટાંત છે. એક વખત ભર્તૃહરિ મહારાજ ટાઢીના દિવસમાં જંગલમાં ફાટેલી ગોદડી સાંધવાને માટે કાંટાની એક

શૂળથી બીજી શૂળમાં છિદ્ર પાડી સોય બનાવી ઝાડની છાલનો દોરો કરી તેમાં પરોવતા હતા. તે સમયે શંકર પાર્વતી વિમાનમાં આકાશ માર્ગે જતાં હતાં. શ્રીશંકરે ભર્તૃહરિને જોઈ નમસ્કાર કર્યો, એટલે પાર્વતીએ પૂછયું કે. "તમે કોને નમસ્કાર કરો છો?" શંકરે જવાબ આપ્યો કે, "જીવન્મુક્ત ભર્તૃહરિ બેઠા છે તેમને." પાર્વતીએ કહ્યું કે, "આપે નમસ્કાર કર્યા તે પુરુષ કેવો હોવો જોઈએ? માટે મારે તેમનાં દર્શન કરવાં છે." તે ઉપરથી શંકર તથા પાર્વતી બંને નીચે આવી પાસે ઉભાં રહ્યાં. પાર્વતીએ ભર્તૃહરિ મહારાજને કહ્યું કે, "શંકર પધાર્યા છે, માટે કાંઈ વરદાન માગો." ત્યારે ભર્તૃહરિએ કહ્યું કે, "માતાજી, હું આપનું વચન ઉત્થાપન કરી શકતો નથી, તેથી માગું છું કે આ શૂળમાં દોરો પરોવી આપો." એ સાંભળી શંકર ભગવાન હસ્યા. તાત્પર્ય એ કે જ્ઞાની, બ્રહ્મસુખનો અનુભવ કરવાથી બ્રહ્મસુખ કરતાં બીજા કોઈ પણ પ્રકારના સુખને વધારે માનતો નથી અને પોતાના શરીરમાં અહંતા ન હોવાથી પોતે પોતાને દુઃખી માનતો નથી. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં કહ્યું છે કે:—

आत्मानं चेद्विजानीयादयमस्मीति पुरुषः ।
किमिच्छन् कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥

અર્થ:—જો જીવાત્મા પોતાના સ્વરુપને "આ હું પરમાત્મા છું" એમ જાણે તો તે કયા ફળને ઇચ્છતા કોના પ્રયોજનને સિદ્ધ કરવા શરીરની પછવાડે સંતાપ પામે?

જ્યાં સુધી દેહમાં આત્મત્વ બુદ્ધિ રહે છે, ત્યાં સુધી પુરુષ વિવિધ પ્રકારના વિષયોથી આનંદ માને છે અને શરીરમાં રોગાદિક દુઃખ ઉત્પન્ન થવાથી તે "અહુ દુઃખી છુ" એમ માને છે. જ્યારે જ્ઞાન થવાથી દેહઇંદ્રિયાદિકનો સાક્ષી થાય છે, ત્યારે શરીરનાં સુખદુઃખોનો આત્મામાં આરોપ કરતો નથી, તેથી પોતાને શરીરનાં સુખથી સુખી અને શરીરના દુઃખથી દુઃખી માનતો નથી.

જ્ઞાન થયા પછી બધા પ્રકારની વર્તણૂકમાં ફેરફાર થઈ જાય છે. જેમ કોઈ ચક્રવર્તી રાજા સ્વપ્નમાં ભિખારી બનીને ભીખ માગે છે અને તે વખતે તેની પાસે જે કાંઈ હોય છે તેના ઉપર તેનો મોહ રહે છે, તેવામાં કોઈ ઉઠાડે છે તો બેસીને પણ લવારો કર્યા કરે છે; અને ત્યાં સુધી તેનું સ્વપ્ન દૂર નથી થયું એમ સમજાય છે. જ્યારે તે જાગે છે ત્યારે એ બધો લવારો બંધ થઈ જાય છે. તેવી જ રીતે સ્વપ્નાવસ્થામાં શિકારના પ્રસંગે વાઘ આવીને પકડે છે, તે વખતે તે ગભરાય છે અને જ્યાં સુધી તે જાગતો નથી ત્યાં સુધી એ ગભરામણ રહે છે, પરન્તુ જ્યારે તે જાગે છે ત્યારે તે દુઃખ દૂર થઈ જાય છે. તેમજ જ્યારે કોઈ બ્રાહ્મણને નીશો ચઢે છે ત્યારે બ્રાહ્મણ હોવા છતાં ભંગીની જેમ ચેષ્ટા કરે છે અને જ્યાં સુધી એ ચેષ્ટા બંધ નથી થતી ત્યાં

સુધી એનો નીશો ઉતર્યો નથી એમ સમજવામાં આવે છે. તેવીજ રીતે સન્નિપાતમાં પણ જ્યાં સુધી લવારો હોય છે ત્યાં સુધી સન્નિપાત મટ્યો નથી કહે. વાતો. આવીજ રીતે જ્યાં સુધી અજ્ઞાનની નિવૃત્તિ થઈ સ્વરુપનું જ્ઞાન નથી થયું, ત્યાં સુધી જુદી જુદી જાતના પદાર્થમાં પ્રીતિ રહે છે, તે માટે ચેષ્ટા કરે છે અને શરીર સંબંધી જાતજાતનું દુઃખ પોતાને થયું એમ માની લે છે. જ્ઞાન થયા પછી પણ પ્રથમ પ્રમાણે મોહ દુઃખ વગેરે હોય તો તેને ભ્રાન્તિજ્ઞાન સમજવું. વિવેકચૂડામણિમાં કહ્યું છે કેઃ—

विज्ञातब्रह्मतत्त्वस्य यथापूर्वं न संसृतिः ।
अस्ति चेन्न स विज्ञातब्रह्मभावो बहिर्मुखः ॥

**અર્થ**:—જેણે બ્રહ્મતત્ત્વને જાણ્યુ છે તેની અજ્ઞાનદશાના જેવી વિષયોમાં ગાઢ પ્રીતિપૂર્વક પ્રવૃત્તિ થતી નથી. જો તેની ગાઢ પ્રીતિપૂર્વક પ્રવૃત્તિ થાય તો તેણે બ્રહ્મભાવનો અનુભવ નથી કર્યો કિન્તુ બહિર્મુખ છે એમ સમજવું.

માટે ગીતામાં ભગવાન કહે છે કે આત્મલાભને પામીને, એનાથી અધિક બીજો લાભ જે યોગી માનતા નથી તે શરીર સંબધી જાતજાતના દુઃખ વડે વિપરિત ભાવનાને પ્રાપ્ત થઈને ચલાયમાન થતા નથી.

## ૨૬. સમાધિ માટે પુરુષાર્થ.

तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा ॥

**અર્થ**—દુઃખના સંબંધથી રહિત નિરોધ અવસ્થાનેજ યોગ શબ્દનો અર્થ જાણવો. તે યોગ નિશ્ચયે કરીને અને ઉદ્વેગ રહિત ચિત્તે કરીનેજ અભ્યાસ કરવા યોગ્ય છે.



**અ**નેક લક્ષણોથી કથન કરેલો, વૃત્તિઓના અભાવવાળો અને પરમાનંદને પ્રગટ કરનાર અવસ્થાવિશેષરુપ ચિત્તવૃત્તિનો નિરોધ સર્વ દુઃખોનો વિરોધી છે, એટલે તેમાં યોગીને ત્રિવિધ દુઃખના વિષયો સાથે સંબંધનો અભાવ છે. આમ હોવાથી આ દુઃખ સંબંધના અભાવને જો કે વિયોગ કહેવો જોઈએ, છતાં તેને યોગ શબ્દ કહ્યો છે, તેનું કારણકે યોગનું લક્ષણજ એવું છે કે योगश्चित्तवृतिनिरोधः । ચિત્તવૃત્તિઓનો નિરોધ તે યોગ. જે યોગમાં આમ વૃત્તિઓનો નિરોધ છે, તેમાં તે નિરોધના એક ફળરુપ દુઃખના સંબંધનો પણ અભાવ આવી જ જાય છે; તેથી અગાઉ યોગથી જે અનેક ફળ કહ્યાં, તેમાં આ દુઃખાભાવ પણ એક ફળ છે એમ ભગવાને પૂર્વાર્ધથી જણાવ્યું છે. એ દુઃખાભાવને યોગ કહે છે.

ચિત્તવૃત્તિ એટલે પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિ; આ વૃત્તિઓનો નિરોધ તે યોગ કહેવાય છે. આ યોગ ચાર પ્રકારનો છે. મંત્ર, લય, હઠ તથા રાજયોગ. આ શ્લોકમાં ભગવાને પણ રાજયોગનું લક્ષણ આપેલું છે. રાજયોગમાં સર્વ યોગોનો અંતર્ભાવ હોવાથી તે સૌથી શ્રેષ્ઠ કહેવાય છે. કઠ શ્રુતિ કહે છે કે—

यदा पञ्चावतिष्ठन्ते ज्ञानानि मनसा सह ।
बुद्धिश्च न विचेष्टते तामाहुः परमाङ्गतिम् ॥

અર્થ—જયારે પાંચ જ્ઞાનેંદ્રિયો મન સહિત સ્થિર થાય છે તથા જયારે બુદ્ધિ કાંઈ વ્યાપાર કરતી નથી, ત્યારે તેને યોગીઓ પરમ ગતિ કહે છે.

तां योगमिति मन्यन्ते स्थिरामिन्द्रियधारणाम् ।
अप्रमत्तस्तदा भवति योगो हि प्रभवाप्ययौ ॥

અર્થ—તેને યોગ એમ માને છે. જયારે અચળ ઇન્દ્રિયોની ધારણા પ્રતિ પ્રમાદ રહિત થાય છે ત્યારે યોગમાં પ્રવૃત્ત થાય છે; કેમકે યોગ ઉત્પત્તિ અને નાશવાળો છે.

તે યોગ નિશ્ચયે કરીને કરવા કહે છે. આચાર્ય વચન અને શાસ્ત્ર વચનનો તાત્પર્યાર્થ સત્ય છે, એવી દૃઢ બુદ્ધિનું નામ નિશ્ચય એથી ઉલટું તેવાં વચનોમાં એવી દૃઢ બુદ્ધિનો અભાવ એટલે અશ્રદ્ધા. આ સંબંધે છાંદોગ્યમાં કહ્યું છે કે-

यदा वै श्रद्दधात्यथ मनुते नाश्रद्दधन्मनुते ।

અર્થ—જયારે શ્રદ્ધા કરે છે ત્યારેજ મનન કરે છે; અશ્રદ્ધા કરતો છતો મનન કરતો નથી.

જયારે શ્રદ્ધા ઉત્પન્ન થાય છે, ત્યારેજ મનન, નિદિધ્યાસન આદિ પુરુષાર્થ કરે છે, એને જ જ્ઞાનનો ઉદય થાય છે. જેને શ્રદ્ધા હોતી નથી તેનાથી પુરુષાર્થ બનતો નથી.

વાસ્તે પ્રથમ શ્રદ્ધાને દૃઢ કરવી જોઈએ. શાસ્ત્રમાં વિષયસુખથી બ્રહ્મ સુખ અબજોગણું મોટું કહ્યું છે, માટે બ્રહ્મસુખ છે એમ નિશ્ચય કરવો. ભર્તૃહરિ મહારાજ રાજપાટનો ત્યાગ કરીને બ્રહ્મસુખનો અનુભવ કર્યા પછી કહે છે કે:—

त्रैलोक्याधिपतित्वमेव विरसं यस्मिन्महाशासने ।

જે ઉપનિષદમાં કહેલું જ્ઞાન થવાથી ત્રણ લોકનું આધિપત્ય રસહીન થાય છે.

આવા આવા મહાન પુરુષોના વચન પર આસ્થા રાખીને વૈરાગ્ય સંપાદન કરી સમાધિના અભ્યાસમાં જોડાવું જોઇએ.

આજકાલ આપણે વૈરાગ્ય સિવાય એકાંતમાં અભ્યાસ કરવા મંડીએ છીએ. આમ અભ્યાસ કરતાં કરતાં વધુમાં વધુ સવિકલ્પ સમાધિ સુધી પહોંચી શકાય છે. તેમાં અનુભવાતા રસાસ્વાદને જ કેટલાક પુરૂષો બ્રહ્મસુખ માનીને અને કેટલાક કષાય (સ્તબ્ધ વૃત્તિ) ને નિર્વિકલ્પ સમાધિ માનીને, હું જ્ઞાની છું અને કર્તવ્યથી મુક્ત થયો છું એમ ગણી પછી વૈભવ વિલાસમાં પડી જાય છે; પણ તે નિર્વિકલ્પ સમાધિ સુધી પહોંચતો નથી તેથી તેને અવિદ્યાનો ક્ષય થતો નથી. જેમ સર્પને મારવાથી તેનો પ્રાણ મસ્તકમાં ચડી જતાં તે મુએલા જેવો લાગે છે, પણ હળવે હળવે વાયુના સ્પર્શથી પહેલાં હતો તેવોજ થઈ જાય છે; તેમ સવિકલ્પ સમાધિ સુધી પહોંચીને રસાસ્વાદ તથા કષાયને લીધે, સર્પની પેઠે અંતઃકરણ શિથિલ થઈ જવાથી તેને નિર્વિકલ્પ સમાધિ માની અવિદ્યાનો ક્ષય થયો ગણે છે; પણ વિષયના સંસર્ગથી પાછો વૈભવવિલાસ પરત્વે પ્રથમના જેવોજ થઇ જાય છે. સર્પનું મસ્તક છેદન થવાથી ગમે તેટલો વાયુ લાગતાં પણ તેમાં પ્રાણ આવતો નથી, તેમ નિર્વિકલ્પ સમાધિદ્વારા અવિદ્યાનો ક્ષય થવાથી ગમે તેટલો વિષયનો સંસર્ગ થાય, છતાં અવિદ્યાનો ભાવ થતો નથી.

આચાર્યવચન અને શાસ્ત્રવચનનો તાત્પર્યાર્થ સત્ય છે, એવી બુદ્ધિ જ્ઞાનનું કારણ બને છે એમ કહ્યું. કૈવલ્ય ઉપનિષદ્‌માં કહ્યું છે કેઃ—

श्रद्धाभक्तिध्यानयोगादवेहि ।

**અર્થ**:—શ્રદ્ધા, ભક્તિ તથા ધ્યાન યોગથી જાણો.

બ્રહ્મસુખ અમને અવશ્ય મળશે એવી શ્રદ્ધા રાખવી. વિષયસુખ સિવાય બ્રહ્મસુખ છે કે નહિ એમ કહેનાર પ્રથમ કોઈક જ સંશયાત્મક બુદ્ધિવાળા થતા, તોપણ શ્રુતિસ્મૃતિમાં તેઓને આસ્તિકપણું રાખી પુરુષાર્થ કરવા માટે કહેલું છે. આજ કાલ તો સર્વ વિષયમાં પડયા છે અને તેથી બીજું કોઈ અધિક સુખ છે કે નહિ એમ ભ્રાંતિમાં પડયા છે. તેઓ જ્યાંસુધી વિષયોનો પરિત્યાગ કરીને નિશ્ચયાત્મક બુદ્ધિ રાખી પ્રબળ પુરુષાર્થ ન કરે, ત્યાંસુધી તેમને બ્રહ્મસુખ મળતું નથી. કઠ ઉપનિષદ્‌માં કહ્યું છે કે—

अस्तीत्येवोपलब्धस्य तत्त्वभावः प्रसीदति ।

**અર્થ**:—(બ્રહ્મ) છે એમજ જેને સમજાણું છે તેને તત્ત્વજ્ઞાન અભિવ્યક્ત થાય છે.

अनिर्विण्णचेतः । આટલા કાળ યોગનો અભ્યાસ કર્યો તોપણ યોગ સિદ્ધ ન થયો, તો અધિક કરવાથી શું પ્રયોજન ? એવા સંતાપવાળું ચિત્ત તે નિર્વિણ્ણ ચિત્ત, અને તેવા સંતાપથી રહિત ચિત્ત તે અનિર્વિણ્ણ ચિત્ત.

અનિર્વિણ્ણ ચિત્ત વડે આગળ કહ્યા પ્રમાણે નિશ્ચયવાન થઈ યોગ આદરવો. શ્રી ગૌડપાદાચાર્યજી કહે છે કે—

उत्सेक उदधेर्यद्वत्कुशाग्रेणैकबिंदुना ।
मनसो निग्रहस्तद्वद्भवेदपरिखेदतः ॥

**અર્થ:**—જેમ દર્ભના અગ્રથી એક એક બિંદુ વડે સમુદ્રનું ઉલેચવું થયું, તેમ અપરિખેદથી મનનો નિગ્રહ થાય છે.

અસ્ખલિત ઉદ્યોગનું ટિટોડીનું દૃષ્ટાંત છે કે—

સમુદ્રને તીરે વસતી કોઈ ટિટોડીનાં ઇંડાં સમુદ્ર પોતાના તરંગથી હરણ કરી ગયો. તેથી તે ટિટોડીએ નિશ્ચય કર્યો કે હું સમુદ્રને સૂકવી નાખું. એવા નિશ્ચયથી પોતાની ચાંચ વડે એક એક બિંદુ લઈ બહાર નાખવા માંડયું. આ જોઈ ટિટોડીનાં સગાંસંબંધી બહુ પક્ષીઓ તેજ પ્રમાણે સમુદ્ર સૂકવવાના કામમાં વળગી ગયાં. ટિટોડીએ તો એવો નિશ્ચય કર્યો કે મરતાં સુધી પણ હું સમુદ્રને સૂકવી નાખીશ. એમ ટિટોડીએ ત્યાં આવેલા નારદમુનિ આગળ પ્રતિજ્ઞા કરી. નારદજી પક્ષીના રાજા ગરૂડ પાસે ગયા, હકીકત કહી અને બોલ્યા કે, "આ સમુદ્રે તમારા જાતભાઈનો દ્રોહ કર્યો છે, તેથી તમારૂં પણ અપમાન થયું છે." એમ કહી નારદજીએ ગરુડજીને મોકલ્યા અને તેમણે પોતાની પાંખથી પવન ઉડાડી સમુદ્ર સૂકવવા માંડયો. સમુદ્ર ગભરાયો અને ટિટોડીનાં ઇંડાં પાછાં આપ્યાં.

તાત્પર્ય એ કે યોગી પુરુષે ખેદ રહિત થઈને મનના નિરોધરુપ સમુદ્ર શોષણ કરવાનો ટિટોડીના જેવો નિશ્ચયપૂર્વક યત્ન કરવો જોઇએ.

## ૨૭. ગીતાજી સંબંધી શંકાઓ.

ગુરુશ્રીએ ગીતાની કથા કરી તેમાં પ્રસંગોપાત મને શંકાઓ થયેલી, તેનું સમાધાન મેં જ્યારે જ્યારે પ્રસંગ મળેલા ત્યારે ત્યારે મેળવેલું, તે પૈકીનું થોડું શંકા સમાધાન આ નીચે આપું છું:—

એક વખત ચોથા અધ્યાયનું પ્રવચન ચાલતું હતું તેની સમાપ્તિ થયા પછી જમતી વખત કર્મના ઉપર મેં એવી શંકા કરી કે, "કૃષ્ણ ભગવાન કર્મ કરવાને અર્જુનને આજ્ઞા આપે છે, તો લુલાં લંગડાં પાંગળાં વગેરે (યજ્ઞયાગાદિક) કર્મ કેવી રીતે કરી શકે?" ગુરુશ્રીએ ઉત્તર આપ્યો કે, "બીજા પાસે કરાવે." આટલો ઉત્તર આપી મુંગા રહ્યા. પછી સાંજે પ્રસંગ નીકળતાં બોલ્યા કે, "આપે સવારે કર્મના સંબંધમાં પૂછયું હતું, પણ આપે તો કર્મનો ત્યાગ

કર્યો છે, તો પછી આપની શંકા નિરર્થક હતી." તેથી મેં ટુંકમાં ઉત્તર આપ્યો. મેં બીજી શંકા કરી કે, "મહાત્માઓને તો જંગલમાં ઘણો કાળ રહેવું પડે છે અને યત્નો કરવા પડે છે, ત્યારે ઘણી મુશ્કેલીએ બોધ થાય છે; પણ યુદ્ધની વચ્ચે કૃષ્ણ પરમાત્માને અર્જુનને બોધ કરવા માટે કાંઈ બહુ વખત મળ્યો હોય નહિ, ત્યારે તેટલા ટુંકા વખતમાં અર્જુનને બોધ થયો તે કેવી રીતે ?" જવાબમાં ગુરુશ્રી બોલ્યા કે કોઇ દિવાનખાનામાં મોટી ભીંત ઉપર સુંદર ચિત્ર કાઢવામાં આવે અને તેની સામેની ભીંત ઉપર તેટલાજ કદનો આરસો મૂકવામાં આવે, તો તે આરસા પર ફરીથી ચિત્ર કાઢવાની જરૂર પડતી નથી, પણ આપોઆપ પ્રતિબિંબ પડી જાય છે; તે પ્રમાણે કૃષ્ણ ભગવાન જેવા મહાન વકતા અને અર્જુન જેવા પૂર્ણ જિજ્ઞાસુ સાત્વિક હૃદયના શ્રોતા હોય, ત્યાં ભગવાનના ઉપદેશનું પ્રતિબિંબ અર્જુન જેવાના હૃદયમાં પડતાં શી વાર લાગે ?"

બીજી વખત મેં શંકા કરી કે, "છઠ્ઠા અધ્યાયમાં એકાંતમાં બેસી ધ્યાન કરવાનું કહ્યું છે પણ હું બ્રહ્મ સ્વરુપ જ છું તો પછી ધ્યાન કોનું અને કોણે કરવું ?" ગુરુશ્રીએ કહ્યું:—

"અવિધ્યાનું બંધન છે ત્યાંસુધી તમે જીવ સ્વરુપ છો. તડકામાં સૂર્યનાં કિરણ સામાન્ય રીતે વ્યાપક છે, તેમાં રૂ મૂકીએ તેથી તે સળગતું નથી, પણ રૂ પર આગયા કાચદ્વારા સૂર્યનાં વિશેષ કિરણ પાડીએ તો તે સળગી ઉઠે છે. કાષ્ટમાત્રમાં અગ્નિ સામાન્ય રીતે છે તેનાથી અંધકાર દૂર થતો નથી કે કાષ્ટનો નાશ થતો નથી, પણ જંગલમાં કાષ્ટ કાષ્ટના ઘર્ષણદ્વારા અગ્નિ પ્રદીપ્ત થાય છે ત્યારે સર્વ જંગલનો નાશ કરે છે. તેવીજ રીતે સામાન્ય ચેતન સર્વત્ર વ્યાપક છે પણ વિશેષ ચેતન અંતઃકરણમાં ધ્યાનથી વ્યકત થાય છે. તે જ અવિધ્યાનો નાશ કરે છે. શ્વેતાશ્વતર શ્રુતિ કહે છે કેઃ—

स्वदेहमरणिं कृत्वा प्रणवं चोत्तरारणिम् ।
ध्याननिर्मथनाभ्यासादेवं पश्येन्निगूढवत् ॥

અર્થઃ—પોતાના હૃદયને નીચેની અરણી કરીને તથા પ્રણવને ઉપરની અરણી કરીને ધ્યાનરુપ મથનના અભ્યાસથી જેમ ગૂઢ અગ્નિ ઘર્ષણરુપ ઉપાયથી દશ્ય થાય છે તેમ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો.

સ્વદેહનો અર્થ અહિં અંતઃકરણની વૃત્તિ કરવો. તે એક અરણી અને પ્રણવમંત્ર એ બીજી અરણી સમજવાં. એ બેના સંબંધથી ધ્યાન રુપી ક્રિયા થાય છે. ધ્યાનથી ઉત્પન્ન થયલી બ્રહ્માકાર વૃત્તિને વિશેષ ચેતન કહે છે અને તેનાથી આવરણ ભંગ થાય છે."

મેં શંકા કરી કે, "દીર્ઘ કાળનું આવરણય ધ્યાનદ્વારા ભંગ થશે ?" ગુરુશ્રીએ કહ્યું:–"ગુફામાં હજારો વર્ષનો અંધકાર એક દીવાસળી સળગાવવાથી દૂર થાય છે. અંધકાર એમ કહેતો નથી કે હજારો વર્ષથી અહીં છું તે ઝટ નહિ નીકળું." એમ કહી હસવા લાગ્યા.

આવી રીતે હું બીજી પણ ઘણી શંકાઓ કરી તેમને તસ્દી આપતો હતો, પરંતુ ગુરુશ્રી શાંત. રીતે ઉત્તર આપી મારું સમાધાન કરતા હતા. એક વખત શંકાનું સમાધાન કર્યા પછી મેં એમને કહ્યું કે, "આપને આવી ગાંડી ઘેલી શંકા કરી હું તસ્દી આપું છું." ગુરુશ્રી બોલ્યા કે, "સામા માણસની પરીક્ષા લેવા સારૂ અથવા વિનોદ સારૂ અથવા પોતાની વિદ્વત્તા જણાવવા સારૂ શંકા કરનારા બહુ મળે છે, પરંતુ ખરી જિજ્ઞાસાથી પૂછનારા તો ક્વચિત્ હોય છે."

"નચિકેતા એક વખત યમરાજા પાસે ગયો અને બ્રહ્મવિદ્યા સંબંધી પ્રશ્ન કરતાં યમરાજાએ કહ્યું કે, 'જે જે કામનાઓ મૃત્યુલોક વિષે દુર્લભ છે તે સર્વની તું માગણી કર–જેવી કે સ્ત્રી, ધન, વાહનાદિક સંપૂર્ણ વૈભવો, પણ મરણ સંબંધી અવસ્થાનો પ્રશ્ન ન કર.' નચિકેતાએ ઉત્તર આપ્યો કે, 'વાહનો તથા ધનાદિક વૈભવો આપની પાસે જ રહેવા દો. મારે તેની જરા પણ ઇચ્છા નથી. મારે તો આપની પાસે આત્મસ્વરૂપનુંજ વરદાન જોઈએ છીએ.'

તે સાંભળીને યમરાજાએ નચિકેતાને કહ્યું કે—

नैषा तर्केण मतिरापनेया प्रोक्ताऽन्येनैव सुज्ञानाय प्रेष्ठ ।
यां त्वमापः सत्यधृतिर्बतासि त्वादृशो भूयान्नचिकेतः प्रष्टा ॥

અર્થ—આ મતિ તર્કવડે પ્રાપ્ત થવા યોગ્ય નથી. હે પ્રિયતમ, અન્ય વડે કહેલીજ સાક્ષાત્કારને માટે થાય છે, જેને તું પ્રાપ્ત થયો છે. અહો! તું સત્ય ધૈર્યવાળો છે. અરે નચિકેત, અમને તારા જેવો પૂછનાર (બીજો) થાઓ.

આમ વૈરાગ્યવાન્ નચિકેતા પોતાના પ્રશ્ન માત્રથી યમરાજાને પ્રિય થયા. એ રીતે ગાંડા ઘેલાની રીતે પણ જિજ્ઞાસાથી અહાય એટલું પૂછો તો તે મને આનંદરુપ લાગે છે."

## ૨૮. અંતર્દષ્ટિનાં સાધનો.

**એ**ક દિવસ ગુરુશ્રી સાંજના બેઠકમાં બેઠા હતા ત્યાં હું ગયો અને વાત નીકળતાં મેં કહ્યું કે, "હું તો આંધળો, બહેરો અને મુંગો એવી રીતે ભાન વગરનો જડ જેવો છું, તો મને સુધારવામાં આપને બહુ મુશ્કેલી પડશે." એટલે ગુરુશ્રી હસીને કહેવા લાગ્યા કે, "શાસ્ત્રમાં એમ કહે છે કે જે આંધળા, બહેરા. મુંગા વગેરે જડ સરખા હોય તેનેજ વસ્તુની પ્રાપ્તિ થાય છે." એમ કહી સમજાવવા લાગ્યા કે:--

> अजिह्वः षंडकः पंगुरन्धो बधिर एव च ।
> मुग्धश्च मुच्यते भिक्षुः षड्भिरेतैर्न संशयः ॥

**અર્થ:**—જિહ્વા રહિત, ષંઢ, પાંગળો, અંધ, બહેરો તથા મૂઢ ભિક્ષુ અજિહ્વત્વ આદિ છ ગુણો વડે મુક્ત થાય છે. એમાં લેશ પણ સંશય નથી.

अजिह्वः । ભોજન કરતાં આ પદાર્થ મને સ્વાદિષ્ટ લાગે છે, આ અસ્વાદિષ્ટ છે એમ જે ભોજ્ય પદાર્થોમાં આસક્તિ કરતો નથી, તેમજ હિતકર, સત્ય અને પ્રયોજન પૂરતું ઓછુંજ બોલે છે તેને જીભરહિત કહે છે.

षंडकः । તરતની જન્મેલી કે સો વર્ષની સ્ત્રીને જોયા છતાં પુરુષ નિર્વિકાર રહે છે, તેવોજ નિર્વિકાર સોળ વર્ષની સ્ત્રીને જોઈને પણ જે પુરુષ રહે તે ષંઢ કહેવાય છે.

पंगुः । જે કેવળ ભિક્ષા માટે તથા મળમૂત્રના ત્યાગ માટેજ જાય આવે છે, તેમજ જે એક યોજન ઉપરાંત ચાલતો નથી એટલે કારણ વિના જે જા આવ કરતો નથી તે સર્વથા પાંગળોજ છે.

अन्धः । ઉભા રહેતાં કે ચાલતાં જેની નજર સોળ હાથથી વધુ દૂર જતી નથી તે સંન્યાસી અંધ કહેવાય છે.

बधिरः । હિતકર, અહિતકર, મનોહર કે શોકપ્રદ વચન સાંભળ્યા છતાં પણ જે ન સાંભળ્યા જેવોજ રહે છે, એટલે કે તેથી હર્ષ શોક પામતો નથી તે બહેરો છે.

मुग्धः । વિષયો સમીપજ હોય તથા વિષય ભોગવવામાં સામર્થ્યવાળો હોય, છતાં પણ જેની ઇંદ્રિયો વિકલ થતી નથી અને નિદ્રામાં પડેલા પુરુષની માફક નિત્ય વર્તે છે તે ભિક્ષુ મુગ્ધ કહેવાય છે.

આ રીતે પ્રથમ અજિહ્વત્વ આદિ ધર્મોનો અભ્યાસ કરવાની જરૂર છે; કેમકે જ્યાં સુધી ઇંદ્રિયોનું દમન થયું નથી ત્યાં સુધી મનોવૃત્તિ અંતર્મુખ

થઈ શકતી નથી, માટે વાગાદિક ઇંદ્રિયોનો નિરોધ કરીને ચિત્તવૃત્તિને આત્મામાં જોડવી. કઠ ઉપનિષદ્‌માં કહ્યું છે કેઃ—

यच्छेद्वाङ्मनसी प्राज्ञस्तद्यच्छेज्ज्ञान आत्मनि ।
ज्ञानमात्मनि महति नियच्छेत्तद्यच्छेच्छान्त आत्मनि ॥

**અર્થ**—વિવેકી પુરુષ વાણીનો મન વિષે લય કરે, તે (મન) નો પ્રકાશરુપ બુદ્ધિમાં લય કરે, બુદ્ધિનો મહાન્ આત્મામા લય કરે અને તેનો શાંત આત્મામા લય કરે.

લૌકિક તથા વૈદિક સર્વ શબ્દના ઉચ્ચારણના હેતુરુપ વાક્ ઇંદ્રિયનો અધિકારી પુરુષે મનમાં લય કરવો; અર્થાત્ વાગાદિ ઇંદ્રિયના સર્વ વ્યાપારનો ત્યાગ કરી કેવળ મનના વ્યાપાર વડે તેણે સ્થિતિ કરવી. વાણીનો જય થયા પછી સંકલ્પ વિકલ્પરુપ મનનો વિજ્ઞાનાત્મા (બુદ્ધિ) માં લય કરવો. તેમાં હું મનુષ્ય છું, હું બ્રાહ્મણ છું, ઇત્યાદિ વિશેષ અહંકારનું નામ જ્ઞાનાત્મા છે. અધિકારીએ જ્ઞાનાત્મ માત્ર રુપે કરી સ્થિત થવું. વિશેષ અહંકારનો મહત્ આત્મામાં લય કરવો. અર્થાત્ હું મનુષ્યરુપે છું, બ્રાહ્મણરુપે છું, ઇત્યાદિ અહંકારના ત્યાગ વડે અસ્મિતા રુપે શેષ રહેવું.

અહિં અહંકારની સૂક્ષ્મ અવસ્થાનું નામ અસ્મિતા છે. આ અસ્મિતાને મહત્તત્ત્વ કહે છે તથા સૂક્ષ્મ અહંકાર પણ કહે છે.

અસ્મિતારુપ મહત્ આત્માનો એકરસ ચૈતન્યરુપ શાંત આત્મામાં લય કરવો; અર્થાત અસ્મિતાનો પણ ત્યાગ કરી કેવળ ચૈતન્ય માત્ર રુપે રહેવું.

મહત્તત્ત્વનો ચૈતન્ય આત્મામાં લય કહ્યો છે. આ રીતે ચૈતન્ય આત્મામાં ચિત્તનો સર્વ પ્રકારે નિરોધ નિર્વિકલ્પ સમાધિ છે.

આ ચાર ભૂમિકાઓનાં નામ (૧) વાઙ્‌નિરોધ, (૨) નિર્મનસ્કત્વ, (૩) અહંકારરાહિત્ય; (૪) મહત્તત્ત્વરાહિત્ય. (આ સ્થળે અહંકારરાહિત્ય એટલે વિશેષ અહંકારરાહિત્ય અને મહત્તત્ત્વરાહિત્ય એટલે સામાન્ય અહંકારરાહિત્ય એમ સમજવું.)

૧. ગો, અશ્વ, વગેરે પશુઓમાં જેમ મનુષ્યના જેવી વાગ્ ઇંદ્રિયનો સ્વાભાવિક અભાવ છે, તેમ વાગ્ ઇંદ્રિય હોવા છતાં તેના વ્યાપારનો સ્વાભાવિક રીતે અભાવ થાય તે વાઙ્‌નિરોધ નામની પહેલી ભૂમિકા જાણવી.

૨. જન્મથી મુંગા અને બહેરા બાળકમાં જેમ મનના વ્યાપારનો સ્વાભાવિક રીતે અભાવ હોય છે; તેમ વાક્ શ્રોત્ર તથા મન હોવા છતાં જે પુરુષના મનના વ્યાપારનો સ્વાભાવિક રીતે અભાવ, તે નિર્મનસ્કત્વ નામની બીજી ભૂમિકા જાણવી.

૩. તંદ્રાવસ્થામાં એટલે નિદ્રાના આરંભમાં સામાન્ય અહંકાર હોય છે,

પણ વિશેષ અહંકાર હોતો નથી, કારણકે તે વખતે હું છું એવી પ્રતીતિ થાય છે; પણ હું અમુકનો પુત્ર છું તથા અમુક જાતિવાળો છું ઇત્યાદિ પ્રકારની વિશેષ પ્રતીતિ હોતી નથી, માટે જેમ તંદ્રાવસ્થાથી નિદ્રાવસ્થામાં જવા વખતે કેવળ સામાન્ય અહંકાર જ રહે છે, તેમ તંદ્રા વિના પણ જે વિશેષ અહંકારની નિવૃત્તિ થઈ હોય તે અહંકારરાહિત્ય નામની ત્રીજી ભૂમિકા જાણવી.

૪. સુષુપ્તિ અવસ્થામાં જેમ સામાન્ય અહંકાર હોતો નથી, કારણકે તે વખતે હું છું એવું ભાન પણ સ્પષ્ટ થતું નથી; તેવીજ રીતે સુષુપ્તિ ન હોવા છતાં જે સામાન્ય અહંકારની નિવૃત્તિ, તેનુ નામ મહત્તત્ત્વરાહિત્ય નામની ચોથી ભૂમિકા છે.

આવી રીતે અજિહ્વત્વાદિક બાહ્ય સાધન અને શ્રુતિમાં કહેલાં આંતર્ સાધન એ જ્ઞાનના હેતુ હોવાથી એનો અભ્યાસ પ્રબળ પુરુષાર્થ વડે કરવો જોઈએ. તમે હું આંધળો, બહેરો, મુંગો છું એમ કહો છો તો તમને અંતર્ સાધન જલદી સિદ્ધ થશે, એ કંઇ ખોટું નથી એમ કહીને ગુરુશ્રી હસ્યા. પછી મેં કહ્યું કે, "હું ગમે તેમ બોલું છું છતાં આપ તો મારા પર દયા હોવાથી સુધારીને ઉપદેશ કરો છો." ગુરુશ્રીએ કહ્યું કે, "મારી દયા તમારા પર નથી પરંતુ તમારી દયા તમારા પર છે."

---

## ૨૯. વાસનાક્ષય.

વાસુદેવરાવ તથા હું ગુરુશ્રી સાથે બેઠકની ઓરડીમાં બેઠા હતા. વાસના સંબંધમાં વાત નીકળતાં મેં પૂછયું કે, "વાસનાનું સ્વરુપ શું છે?" ગુરુશ્રીએ જવાબ આપ્યો કે, "કોઈ કાર્ય વારંવાર અનેક પ્રકારે કરવામાં આવ્યુ હોય અને એના સંસ્કારો પડયા હોય, જેઓ પૂર્વાપરના વિચાર વિના પદાર્થોનું ગ્રહણ કરાવવામાં હેતુરુપ થાય છે, તે સંસ્કારો વાસના કહેવાય. અંતઃકરણમાં વાસનારુપી પડેલાં પ્રતિબિંબો જીવને જુદા જુદા જન્મ ધારણ કરવાનુ કારણ થાય છે. દરેક કર્મની અંતઃકરણમાં છાપ પડે છે, તેજ બંધમોક્ષનું કારણ છે. એ ઉપર આપણે કેમેરાનું દ્રષ્ટાંત લઈએ. કેમેરા એ સ્થૂળ શરીર છે, લેન્સ એ ઇંદ્રિયો છે અને અંદર મૂકેલી પ્લેટ અંતઃકરણ છે. લેન્સની દ્વારા પદાર્થોનું પ્રતિબિંબ પ્લેટ પર પડે છે, તેમ સારાં નરસાં કર્મોનું પ્રતિબિંબ ઇંદ્રિયોદ્વારા અંતઃકરણમાં પડે છે. પ્લેટ પર પડેલાં પ્રતિબિંબો પ્લેટને ખીલવવાથી તેમનાં તેમ રહે છે અને તેના પરથી જેટલી પ્રત કાઢવી હોય તેટલી નીકળી શકે છે; તેમ વાસનારુપ પ્રતિબિંબ જુદા જુદા જન્મ ધરવામાં કારણરુપ છે.

વાસના બે પ્રકારની છેઃ શુદ્ધ વાસના તથા મલિન વાસના. જે વાસના જન્મના મૂળનો નાશ કરી બળી ગયેલ બીજની પેઠે દેહની સ્થિતિ માટે રહે છે અને જે વાસનાથી બ્રહ્મનો સાક્ષાત્કાર થાય તે શુદ્ધ વાસના છે. બ્રહ્મના સ્વરુપના ઢાંકણુરુપ અજ્ઞાન વડે ઘટ્ટ થયેલા આકારવાળી, ઘાટા અહંકારવાળી અને જન્મમૃત્યુ દેવાવાળી વાસના મલિન વાસના કહેવાય. શાસ્ત્રમાં તેના ત્રણ વિભાગ કરેલા છેઃ લોકવાસના, શાસ્ત્રવાસના તથા દેહવાસના. જે આચરણ ધારણ કરવાથી સર્વ લોક મારી સ્તુતિ કરે, કોઇ પણ મનુષ્ય મારી નિંદા ન કરે, સર્વ લોકોને હું ખુશ કરૂં, આવાં આચરણને હું ધારણ કરૂં એવી રીતનો જે અભિનિવેશ તે લોકવાસના કહેવાય છે. શાસ્ત્રના તાત્પર્યને ગ્રહણ ન કરતાં એટલે જ્ઞાનસંપાદન માટે યત્ન ન કરતાં શાસ્ત્રના અધ્યયનની વાસના તે શાસ્ત્રવાસના કહેવાય છે. શાસ્ત્રવાસના ત્રણ પ્રકારની છેઃ પાઠવાસના, અર્થવાસના તથા અનુષ્ઠાનવાસના. સ્થૂલ શરીરમાં અભિનિવેશ તે દેહવાસના કહેવાય છે. દેહવાસના ત્રણ પ્રકારની છેઃ દેહાત્મત્વ ગુણાધાન અને દોષાપનયન. દેહમાં હુંપણાની બુદ્ધિ તે દેહાત્મત્વ છે; પોતાના શરીરમાં જે ગુણ ન હોય તે પ્રાપ્ત કરવો તે ગુણાધાન કહેવાય છે. ગુણાધાન શાસ્ત્રીય તથા લૌકિક એમ બે પ્રકારનું છે. શાસ્ત્રીય ગુણને પ્રાપ્ત કરવા સારૂ ગંગાસ્નાન અને શાલિગ્રામના ચરણામૃતાદિકનું સેવન કરવું તે શાસ્ત્રીય ગુણાધાન છે; અને શરીરને સુકોમળ સ્પર્શવાળું કરવા માટે તૈલાભ્યંગ, શરીરને પુષ્ટ કરવા માટે પુષ્ટિકારક ઔષધિ તથા આહારનું સેવન, શરીરને સુંદર રૂપવાળું જણાવવા માટે સુદર વસ્ત્રો તથા અલંકારોનું ધારણ, શરીરને સુગંધવાળું કરવા માટે ચંદન તથા પુષ્પમાળાનું ધારણ કરવું તે સઘળું લૌકિક ગુણાધાન કહેવાય છે. શરીરસ્થ દોષોને દૂર કરવા તે દોષાપનયન કહેવાય છે. તે પણ લૌકિક તથા શાસ્ત્રીય એમ બે પ્રકારનું છે. ઔષધોનું સેવન તથા મુખપ્રક્ષાલનાદિ કરવું તે લૌકિક દોષાપનયન કહેવાય છે. શૌચ આચમન શાસ્ત્રીય દોષાપનયન કહેવાય છે. દેહાત્મત્વ, ગુણાધાન તથા દોષાપનયનરુપ દેહવાસના ભ્રાંતિથી ઉત્પન્ન થાય છે સર્વ વાસનાઓનું કારણ અવિદ્યા છે. અવિદ્યાથી દેહમાં હુંપણાની બુદ્ધિ થાય છે; દેહમાં હુંપણાની બુદ્ધિ થવાથી વિષયોની ઇચ્છા તથા બાહ્ય વિષયોપભોગરુપ ક્રિયા થાય છે, અને તેથી વાસના વધવાથી બંધન થાય છે. આ સંબંધમાં આચાર્ય ભગવાન્ કહે છે કેઃ—

संसारबन्धविच्छित्त्यैतद्द्वयं प्रदहेद्यतिः ।
वासनावृद्धिरेताभ्यां चिन्तया क्रियया बहिः ॥

અર્થ—સંસારરૂપ બંધના વિનાશ માટે તે બંને (૧. વાસના તથા ૨. વિષય-

ચિંતન અને વિષયોમાં પ્રવૃત્તિ) ને યત્નશીલ પુરુષે બાળી નાખવાં. વિષયચિંતન અને બાહ્ય ક્રિયા એ બે વડે વાસનાની વૃદ્ધિ થાય છે.

જેમકે આપણી પાસે એક ઘોડાની ગાડી છે તેને બદલે; બે ઘોડાની ગાડી રાખવાનું પ્રથમ ચિંતન કરીએ, પછી તેવી રીતે તૈયાર કરીએ અને પછી તેમાં બેસીએ, એ બાહ્ય ક્રિયા છે. આ બાહ્ય ક્રિયા એજ વિષયભોગ છે, અને તેથી વળી વાસનાની વૃદ્ધિ થાય છે; માટે ત્રણેનો ગમે તેમ કરીને નાશ કરવો જોઈએ. વળી શંકર ભગવાન કહે છે કે—

तास्पां प्रवर्धमाना सा सूते संसृतिमात्मनः।
त्रयाणां च क्षयोपायः सर्वावस्थासु सर्वदा ॥

અર્થ:—તે બે વડે અત્યંત વધેલી તે (વાસના) આત્માને સંસાર સાથે જોડે છે. એ ત્રણેના નાશનો ઉપાય સર્વે અવસ્થામાં સર્વદા કરવો જોઈએ.

જેમ જેમ સર્પને દૂધ પાઈએ તેમ તેમ તેના વિષની વૃદ્ધિ થતી જાય છે, એવી રીતે જેમ જેમ વિષયચિંતન અને વિષયક્રિયા કરીએ તેમ તેમ વાસના વધતી જાય છે, માટે આ મલિન વાસનાનો પરિત્યાગ કરતાં સાથે સાથે શુભ વાસનાનું અનુષ્ઠાન કરવું જોઈએ. આ સંબંધમાં શંકર ભગવાન્ કહે છે કે—

सर्वत्र सर्वतः सर्वं ब्रह्ममात्रावलोकनैः।
सद्भाववासनादार्ढ्यात्त्रितयं लयमश्नुते ॥

અર્થ—સર્વત્ર, સર્વ પ્રકારે, સર્વને બ્રહ્મરુપે જ જોવાથી બ્રહ્મભાવની વાસનાના દૃઢપણાથી તે ત્રણે નાશ પામે છે.

અર્થાત્ સર્વની બ્રહ્મરૂપે અભેદ ઉપાસના કરવાથી જગતના પદાર્થોમાંથી રાગદ્વેષાદિ નાશ થતાં ક્રિયા, ઇચ્છા અને વાસના પણ નાશ પામે છે. એ રીતે સદ્ભાવની વાસના પ્રબળ પુરુષાર્થથી દૃઢ થતાંજ ઇચ્છા, ક્રિયા અને વાસના ત્રણે નાશ પામે છે.

લોકવાસના, શાસ્ત્રવાસના તથા દેહવાસના એ ત્રણમાંની એક પણ વાસના જરા પણ હોય તોપણ જન્મ મરણરુપ સંસારના બંધનો હેતુ થાય છે, કારણકે તેને અનુકૂળ સામગ્રી મળતાં તે વિશેષ રુપે ઉદ્ભૂત થાય છે. જેમ જંગલનો નાશ કરવા માટે કોઈ અગ્નિ લગાડે તો ઉપર ઉપરથી સઘળું બળી જાય છે, પરંતુ મૂળીયાં વગેરે રહી જાય છે, અને વરસાદ પડે છે કે તે પલ્લવિત થાય છે અને ધીમે ધીમે વધીને આગળની માફક થઈ જાય છે; તેમ વાસનાના ક્ષયને માટે જે પુરુષ સર્વ વિષયોનો બહારથી ત્યાગ કરે છે તેની જો કે

થોડીઘણી વાસના નાશ પામેલી હોય છે, તોપણ તેના અંતઃકરણમાં સૂક્ષ્મ વાસના રહેલી હોવાથી અનુકૂળ વિષયોપભોગનાં સાધનો મળતાં તે વાસના ફરીથી આગળની માફક ધીમે ધીમે સ્થૂળતાને પ્રાપ્ત થાય છે. માટે ત્રણે વાસનાને તદ્દન નિર્મૂળ કરવી જોઇએ વાસના ક્ષય થતાં મનોનાશ તથા તત્ત્વજ્ઞાન થાય છે, કેમકે તે ત્રણે સમકાલીન છે.



## ૩૦ શ્રવણ, મનન, નિદિધ્યાસન.

એક દિવસે હું રામભાઈ વગેરે બેઠા હતા ત્યારે ગુરુશ્રીને મેં પ્રશ્ન કર્યો કે, "શ્રવણ, મનન અને નિદિધ્યાસનનાં શાં લક્ષણ ?" પ્રશ્નના સમાધાનમાં ગુરુશ્રીએ સવિસ્તર કહ્યું:-

ઉપક્રમાદિક છ લિંગો વડે વૈદિક શબ્દોનું અદ્વિતીય બ્રહ્મમાં જ તાત્પર્ય છે એમ નિશ્ચય કરીને સમજવું તેનું નામ શ્રવણ કહેવાય છે.

જે પ્રકરણમાં જે વસ્તુનું પ્રતિપાદન કરવાનું હોય, તે પ્રકરણના આરંભમાં અને અંતમાં એજ વસ્તુનું જે પ્રતિપાદન કરવામાં આવે તે ઉપક્રમોપસંહાર કહેવાય છે.

જે પ્રકરણમાં જે વસ્તુનું પ્રતિપાદન કરવાનું હોય એ વસ્તુનુંજ એ પ્રકરણમાં મધ્ય ભાગમાં વારંવાર પ્રતિપાદન કરવું તે અભ્યાસ કહેવાય છે. જેમ છાંદોગ્યના છઠ્ઠા અધ્યાયમાં **तत्त्वमसि ।** એ વાક્યથી અદ્વિતીય બ્રહ્મવસ્તુનું નવ વાર પ્રતિપાદન કરવામાં આવ્યું છે તેમ.

જે પ્રકરણમાં જે વસ્તુનું પ્રતિપાદન જે પ્રમાણથી કર્યું હોય, તેનાથી (પ્રતિપાદન કરનાર શબ્દ પ્રમાણથી) અતિરિક્ત પ્રમાણનો અભાવ બતાવવો તેનું નામ અપૂર્વતા કહેવાય છે. જેમ છાંદોગ્યના છઠ્ઠા પ્રપાઠકમાં કેવળ ઉપનિષદ્ પ્રમાણથીજ અદ્વિતીય બ્રહ્મનું પ્રતિપાદન કર્યું છે અને બ્રહ્મના ગ્રહણમાં અન્ય પ્રમાણનું અસામર્થ્ય બતાવ્યું છે તેમ.

જે પ્રકરણમાં જે વસ્તુનું આત્મજ્ઞાન કે તેના અનુષ્ઠાનનું પ્રતિપાદન કર્યું હોય, તે પ્રકરણમાં તે પ્રતિપાદિત વસ્તુનું જે પ્રયોજન કહેવામાં આવ્યું હોય તે ફળ કહેવાય છે. જેમકે છાંદોગ્યના છઠ્ઠા અધ્યાયમાં **आचार्यवान् पुरुषो वेद तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्ये अथ संपत्स्ये ।** આચાર્યની ઉપાસના કરનાર પુરુષ બ્રહ્મને જાણવામાં સમર્થ થાય છે. તે જ્ઞાની પુરુષ વિમુક્તિ પર્યંત પ્રતીક્ષા કરે છે, એટલે કે પ્રારબ્ધ ક્ષયની જ પ્રતીક્ષા કરે છે. પ્રારબ્ધક્ષય થયેથી પરબ્રહ્મમાં લીન થઈ જાય છે. એ પ્રમાણે અદ્વિતીય બ્રહ્મ,

જ્ઞાનનું બ્રહ્મપ્રાપ્તિરુપ પરમ પ્રયોજન છે. જે પ્રકરણમાં જે વસ્તુનું પ્રતિપાદન કર્યું હોય, તે વસ્તુની પ્રશંસાને અર્થવાદ કહેવામાં આવે છે. જેવી રીતે, છાન્દોગ્યના છઠ્ઠા અધ્યાયમાં ઉદ્દાલક ઋષિએ શ્વેતકેતુ પ્રત્યે કહ્યું કે, **उत तमादेशमप्राक्ष्यो येनाश्रुतं श्रुतं भवत्यमतं मतमविज्ञातं विज्ञातं भवति।** હે પુત્ર! જેનું શ્રવણ કરવાથી શ્રવણનો અવિષય પણ શ્રવણનો વિષય થઈ જાય છે, મનનો અવિષય પણ મનનો વિષય થઈ જાય છે, બુદ્ધિનો અવિષય પણ બુદ્ધિનો વિષય થઈ જાય છે; અર્થાત્ જાણી શકાય છે, તે આત્મતત્ત્વ સમજવા માટે તમે ગુરુ પાસે જિજ્ઞાસા કરી હતી? એ પ્રમાણે અદ્વિતીય બ્રહ્મવસ્તુની પ્રશંસા કરી છે.

જે પ્રકરણમાં જે વસ્તુનું પ્રતિપાદન કર્યું હોય, તે પ્રકરણમાં તે વસ્તુનું જ પ્રતિપાદન કરવા માટે કહેલી યુક્તિને ઉપપત્તિ કહેવામાં આવે છે. જેમકે છાન્દોગ્યના છઠ્ઠા અધ્યાયમાં **यथा सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृन्मयं विज्ञातं स्यात् वाचारंभणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम।** હે સોમ્ય, જેમ માટીના પિંડનું જ્ઞાન થયેથી તમામ માટીથી બનેલા પાત્રોનું (વાસણોનું) જ્ઞાન થઈ જાય છે; માટીની ઘટ વગેરે વિકૃતિઓ (વિકારો) અને નામ અર્થાત્ રુપ અને સંજ્ઞા કથનમાત્ર છે; વાસ્તવમાં સત્યરુપ એક માટી જ છે. તેમ અદ્વિતીય વસ્તુનું પ્રતિપાદન કરવામાં વિકાર (સાંસારિક પદાર્થો) ની યુક્તિઓ કથનમાત્ર સમજવીઃ વાસ્તવિક નહિ. વાસ્તવમાં તો અદ્વિતીય બ્રહ્મ સિવાય કોઈ પણ બીજી વસ્તુ છે જ નહિ.

આ પ્રમાણે છ લિંગોથી ઉપનિષદાદિદ્વારા બ્રહ્મ સંબંધી સર્વ પ્રમાણ સંશય મટતા સુધી જે અભ્યાસ કરવો તેનું નામ શ્રવણ છે, અને તે શ્રવણ ગુરુના ઉપદેશથી તેમજ શાસ્ત્રદ્વારા સંપાદન કરી શકાય છે.

શ્રવણ કરેલા અદ્વિતીય બ્રહ્મરુપ અર્થનું શ્રુતિ અનુકૂળ અનુમાનાદિ યુક્તિઓ વડે ચિંતન કરવું તે મનન કહેવાય છે. જેમ ગાય ચારો ચર્યા પછી કોઇ વૃક્ષની છાયા નીચે બેસી વાગોળ કરી તૃપ્તિ મેળવે છે, તેમ વેદાંત શાસ્ત્રનું શ્રવણ કર્યા પછી એકાંતમાં બેસી તેનું મનન કરવાથી દૃઢ બોધની પ્રાપ્તિ થાય છે. પંચદશીમાં મનનનું લક્ષણ આ પ્રમાણે આપેલું છેઃ—

युक्त्या संभावितत्त्ववानुसंधानं मननं तु तत्।

**અર્થ**—ગુરૂથી સાંભળેલ અભિપ્રાયને યુક્તિઓ વડે કરીને સંભવિત છે એમ નિશ્ચય કરવો તે મનન કહેવાય છે.

શ્વેતકેતુને એમના પિતાએ तत्त्वमसि એમ નવ વાર ઉપદેશ કરેલો છે, અને તેજ ઉપદેશ એટલે ' જીવ બ્રહ્મ છે, ' એમ આપણને બધાને શ્રુતિ

કહે છે, પણ 'જીવ બ્રહ્મ છે' એવું જ્ઞાન મનનના અભાવે કોઈ વ્યાવહારિક અનધિકારી જીવને થતું નથી; માટે જીવ બ્રહ્મનું ઐક્ય જ્ઞાન સંપાદન કરવા સારૂ तत्त्वमसि ના તત્ અને ત્વમ્ શબ્દોના અર્થમાં ભાગત્યાગ લક્ષણા કરી જીવ-બ્રહ્મનો અભેદ નિશ્ચય કરવાનો છે. તત્ નો વાચ્યાર્થ ઈશ્વર છે, અને તે સર્વ-જ્ઞત્વાદિ ધર્મવિશિષ્ટ છે. ત્વમ્નો વાચ્યાર્થ જીવ છે, અને તે અલ્પજ્ઞત્વાદિ ધર્મ-વિશિષ્ટ છે. સર્વજ્ઞત્વ અને અલ્પજ્ઞત્વ એ બે વિરુદ્ધ ધર્મ છે, પરંતુ જેણે ઉપ-નિષદાદિનો અભ્યાસ કર્યો છે, તેને ખબર છે કે તે ધર્મો કેવળ ઉપાધી છે; અને ઉપહિત જીવચૈતન્ય અને ઈશ્વરચૈતન્ય એકજ ચિદેકરસ બ્રહ્મજ છે. આવી રીતે જીવ બ્રહ્મ છે એમ સાધકે નિશ્ચય કરવો. વળી જેમ એકજ આકાશ ઘટ અને મઠની ભિન્ન ભિન્ન ઉપાધિથી ઘટાકાશ તરીકે નાનું અને મઠાકાશ તરીકે મોટું પ્રતીત થાય છે, તેમ એકજ ( બ્રહ્મ ) ચૈતન્ય અવિદ્યા અને માયાની ભિન્ન ભિન્ન ઉપાધિથી જીવ તરીકે અલ્પજ્ઞ અને ઈશ્વર તરીકે સર્વજ્ઞ પ્રતીત થાય છે. આવી યુક્તિઓ હું શુદ્ધ છું, એમ અભેદ નિશ્ચય કરવામાં ઉપકારક છે, અને અભેદ જ્ઞાન કરવામાં આવી યુક્તિઓનો ઉપયોગ કરવો તેનું નામ મનન કહેવાય છે.

આ કારણે જે યુક્તિ વડે ભેદ જ્ઞાન વધે તે કુતર્ક છે, પણ મનન નથી. બ્રહ્મવિદ્યા સંપાદન કરવા ઈચ્છનારામાં વિનય, મહાત્મ્યજ્ઞાન, શ્રદ્ધા તથા બ્રહ્મ-ચર્યાદિ જોઈએ; અને તે ન હોય, છતાં બ્રહ્મવિદ્યા સંપાદન કરવા યત્ન કરે તો તે કુતર્કમાં પડે છે. મનનમાં યુક્તિનો ઉપયોગ છે, પણ વિરોચન જેવી કુયુક્તિ ન જોઈએ.

વિજાતીય વૃત્તિઓના તિરસ્કારપૂર્વક સજાતીય વૃત્તિઓનો પ્રવાહ ચલાવવો તે નિદિધ્યાસન કહેવાય છે. હું સત્, ચિત, આનંદ, કૂટસ્થ, અક્રિય, અજર, અમર, પૂર્ણ, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વરૂપ આત્મા છું, એવા જ્ઞાનરૂપ વૃત્તિનો પ્રવાહ તે સજાતીય વૃત્તિનો પ્રવાહ કહેવાય છે, અને હું બ્રાહ્મણ આદિ ચાર વર્ણ નથી, બ્રહ્મચર્યાદિ ચાર આશ્રમ નથી, તથા પુરુષ, સ્ત્રી, બાળક વગેરે હું નથી એવા જ્ઞાનરુપ વૃત્તિનો પ્રવાહ તે વિજાતીય પ્રત્યયનો તિરસ્કાર કહેવાય છે. નિદિધ્યાસન એ જ્ઞાનનું સાક્ષાત્ કારણ છે અને તેના પરિપાક વિના અવિદ્યાનો ક્ષય થતો નથી.

આત્મસાક્ષત્કારની પ્રાપ્તિ માટે શ્રવણ, મનન, અને નિદિધ્યાસન કરવાં જોઈએ. નિદિધ્યાસન પછીની અવસ્થા અંતરહિત અનુભવની છે. સજાતીય વૃત્તિ એકાગ્રતા પર લાવે છે ત્યાં બ્રહ્મદર્શન ( બ્રહ્માનુભવ ) થતાં વૃત્તિનું વિસ્મરણ થાય છે, અને એકરસ અચિંત્ય જણાઈ રહે છે.

જ્યાંસુધી વિષયોથી પૂર્ણ વૈરાગ્ય પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી શ્રવણ પણ થતું નથી, તો મનન, નિદિધ્યાસન તો ક્યાંથી જ થાય ! માટે પ્રથમ વિષયોથી વિરકત થઈ પૂર્ણ વૈરાગ્ય ધારણ કરીને શ્રવણ કરવું જોઈએ. શાસ્ત્રમાં કહ્યું છે કે—

विषयासक्तिनाशेन विना नो श्रवणं भवेत् ।
ताभ्यामृते न मननं न ध्यानं तैर्विना भवेत् ॥

**અર્થ**:—વિષયને વિષે આસકિતનો નાશ કર્યા સિવાય શ્રવણ થઈ શકતું નથી, અને વિષયાસકિતના ત્યાગ તથા શ્રવણ વિના મનન થઈ શકતું નથી, તેમજ એ ત્રણે એટલે વિષયાસકિતનો નાશ, શ્રવણ અને મનન સિવાય ધ્યાન થઈ શકતું નથી.

બહુ મેલાં કપડાં સ્વચ્છ કરવાં હોય તો પ્રથમ તેને પલાળવાં જોઈએ, પછી સાબુ લગાડવો જોઇએ, પછી ધોકા મારવા જોઈએ, અને પછી પાણીમાં ધોવાં જોઇએ. એ રીતે કરવાથી તેમાંથી મેલ નીકળી જાય છે ને સ્વચ્છ થાય છે. સુકાં કપડાંને પલાળ્યા સિવાય ગમે તેટલા ધોકા મારો તોપણ તેમાંથી મેલ નીકળે નહિ. એ રીતે વૈરાગ્ય વિના ગમે તેટલું શ્રવણ કરો તોપણ તે ચિત્તમાં બિલકુલ બેસે નહિ. માટે પ્રથમ વૈરાગ્યની જરૂર છે. વાસ્તે વૈરાગ્ય ધારણ કરી શ્રવણ, મનન, તથા નિદિધ્યાસન કરવાં જોઇએ.

રામભાઉએ શંકા કરી કે, "સંન્યાસીને તો ઠીક છે, પરંતુ ગૃહસ્થાશ્રમીને જો પૂરેપૂરો વૈરાગ્ય હોય તો વ્યવહાર કેમ ચાલે ?" ગુરૂશ્રીએ કહ્યું કે, "જે લોકોને વ્યવહાર મુખ્ય છે તથા પરમાર્થ ગૌણ છે તેઓને જ્ઞાનનો સંભવ નથી, પરંતુ જેઓને પરમાર્થ મુખ્ય છે અને વ્યવહાર ગૌણ છે એવા તીવ્ર વૈરાગ્યવાળાને જ્ઞાન થાય છે. જેમ માટી વગેરે સાધનો સિવાય ઘડો થતો નથી, તેમ વૈરાગ્યાદિ સાધનો સિવાય કોઇ પણ આશ્રમવાળાને જ્ઞાનદ્વારા મોક્ષ મળતો નથી. માટે શ્રુતિમાં કહ્યુ છે કે:—

त्याग एव हि सर्वेषां मोक्षसाधनमुत्तमम् ।

સર્વ વર્ણાશ્રમવાળાને ત્યાગજ મોક્ષનું ઉત્તમ સાધન છે. જ્ઞાનની સાથે આશ્રમ વગેરેને કંઇ સંબંધ નથી. માટે ગૃહસ્થાશ્રમી હોય છતાં તીવ્ર વૈરાગ્યવાન હોય તો જ્ઞાન થઈ શકે છે."

# ૩૧. ધર્માચરણ.

એક વખતે ગુરુશ્રી પાસે બે ચાર માણસ આવ્યા હતા. તેમાંથી એકે પ્રશ્ન કર્યો કે, "ઘણે ઠેકાણે લોકો ધર્મની ચર્ચા કરે છે, શાસ્ત્ર સાંભળે છે, છતાં ધર્મમાં પ્રવૃત્તિ જોવામાં આવતી નથી તેનું કારણ શું ?" ગુરૂશ્રી કહેવા લાગ્યા કે, "લોકોની વાત શા માટે કરવી ? આપણે કયાં ધર્મપરાયણ થઈ શકીએ છીએ ? ધર્મજ્ઞાન કોને માટે છે તે વિષે મનુ ભગવાન કહે છે કે--

अर्थकामेष्वसक्तानां धर्मज्ञानं विधीयते ।

**અર્થ:**—અર્થ અને કામમાં જેનું મન આસક્ત ન થયું હોય તેવા પુરુષને ધર્મજ્ઞાન વિહિત થઈ શકે છે.

જ્યાંસુધી ધન ઉપરથી મોહ ગયો નથી અને સ્ત્રી ઉપરથી રાગ ગયો નથી એટલે ધનને માટી સમાન અને સ્ત્રીને મુડદા સમાન પુરુષ જોતો નથી, ત્યાંસુધી ધર્માચરણ કોઈ પણ કાળે થઈ શકતું નથી.

એક મોટા ચક્રવર્તી રાજાને નગરચર્ચા જોવાની ટેવ હતી. કેટલાક ચોરોએ વિચાર કર્યો કે આપણે લાગ જોઈ રાજાને પકડીએ તો એના અંગ ઉપર પહેરેલા કિંમતી ઝવેરાતના દાગીના આપણને મળે. તે ઉપરથી લાગ જોઈ, એક રાત્રે જ્યારે તે બહાર નીકળ્યો ત્યારે તેને ચોરોએ પકડયો; અને ઉંચકીને ઘાઢા અરણ્યમાં લઈ જઈ, સર્વે દાગીના કાઢી લીધા, તથા એક ઝાડની સાથે ઉભો ને ઉભો બાંધી દઈ નાસી ગયા. અરણ્ય ઘાડું. ટાઢનો દિવસ, તેથી રાજાને ભુખનું, થાકનું, જંગલી જનાવરના ભયનું, ટાઢ તડકાનું એવાં ઘણાં ઘણાં કષ્ટ સહન કરતાં કરતાં ચાર પાંચ દિવસ નીકળી ગયા. તે પછી રાજાની બૂમ કોઈ લાકડાં કાપવા આવેલા કઠિયારે સાંભળી. તેણે આવી રાજાને છોડયો અને હકીકત પૂછતાં અમુક દેશના મહારાજા છે એમ જાણી પોતાની પાસે જે ખાવાનું હતું તે આપી થોડો વખત રાખી સહેજ શકિત આવી, ત્યારે કઠિયારે તેને રાજધાનીનો રસ્તો બતાવ્યો અને ત્યાં પહોંચતાંજ રાજાને અતિ આનંદ થયો.

આ મુજબ આત્મા પણ રાજાની પેઠે સ્વતંત્ર છે, પરંતુ તેને રાગદ્વેષ આદિ ચોરોએ સંસારરુપી અરણ્યમાં દેહ રૂપી ઝાડે સ્ત્રી અને ધનરુપી દોરડા વડે બાંધેલ છે. શાસ્ત્રમાં કહ્યુ છે કે--

कान्ताकनकसूत्रेण वेष्टितं सकलं जगत् ।

**અર્થ**--સોનું (પૈસો) અને સ્ત્રીરૂપ સૂત્રો વડે બધું જગત્ વિંટાયેલું છે.

જ્યાંસુધી કનકકાંતામાંથી મોહબુદ્ધિ નષ્ટ ન થઈ હોય, ત્યાંસુધી ધર્માચરણ થવા સંભવ નથી; કારણકે તે બંનેમાં આસક્તિ થવી એ તમોરજોગુણનો ધર્મ છે. માટે તમોગુણને તથા રજોગુણને મૂકીને અધિકારીએ સત્ત્વગુણ ધારણ કરવો જોઈએ. મનુ ભગવાન કહે છે કેઃ—

तमसो लक्षणं कामो रजमस्त्वर्थ उच्यते ।
सत्त्वस्य लक्षणं धर्मः श्रैष्ठ्यमेषां यथोत्तरम् ॥

અર્થ—તમનું મુખ્ય લક્ષણ કામ છે, રજનું મુખ્ય લક્ષણ અર્થ (ધન મેળવવાની ઇચ્છા) છે અને સત્ત્વનું મુખ્ય લક્ષણ ધર્મ છે. આ ગુણોમા ઉત્તરોત્તર ગુણને શ્રેષ્ઠ જાણવો.

કામને તમોગુણનું કાર્ય કહેવાનું કારણ એ છે કે કામીને ધર્મ સૂઝતો નથી અને આંધળો થઈ વિષયો ભોગવે છે. અર્થને રજોગુણનું કાર્ય કહેવાનું કારણ એ છે કે દ્રવ્યની ઇચ્છાવાળો પુરુષ ચંચળતાને લીધે સઘળી જગાએ ધનસંચય માટે ભટકે છે તથા તેને પ્રપંચ રચવા પડે છે. ધર્મને સત્ત્વગુણનું કાર્ય કહેવાનું કારણ એ છે કે સત્ત્વગુણવાળો પુરુષ ધર્માચરણ કરી શકે છે. જ્યાંસુધી તમોગુણ તથા રજોગુણનો પરિત્યાગ થતો નથી ત્યાંસુધી અંતઃકરણ સત્ત્વ-પ્રધાન ન થવાને લીધે ધર્માચરણ થઈ શકતું નથી.

સ્રીધનાદિકનો ત્યાગ કરવો એમ શાસ્ત્રનો અભિપ્રાય નથીઃ તેમાં રહેલી આસક્તિ દૂર કરવાની છે. વસિષ્ઠ આદિ જે જે ઋષિ મુનિઓ થઈ ગયા છે તેઓ સ્રીધનાદિકથી વિરક્ત હતા. આજ કાલ દ્રવ્ય સિવાય ચાલતું ન હોવાથી ધર્મને બાધ ન આવે એવી રીતે નિર્વાહ પૂરતું ગૃહસ્થાશ્રમીઓને યત્કિંચિત્ દ્રવ્ય રાખવામાં દોષ જણાતો નથી. આ પ્રમાણે સાત્ત્વિક વ્યવહાર કરવાથી ધર્માચરણ કરવું સહેલું પડે છે અને રાજા જેમ પોતાની રાજધાનીમાં પહોંચવાથી સુખી થયો, તેમ ધર્માચરણ કરવાથી આપણને પણ માયારૂપ અરણ્યમાંથી મુક્ત થતાં મૂળ સ્વરુપને પામતાં સુખ પ્રાપ્ત થાય છે."

તે પછી તેમાંથી એક માણસ, જે શંકા કરતો હતો તેને ઉદ્દેશીને કહેવા લાગ્યો, "આપ જેમ કહો છો તેમ આ પુરુષ પણ સાત્ત્વિક છે અને તેને દ્રવ્યાદિક પર વધારે પ્રેમ નથી. ઉલટા પાંચ પૈસા ધર્માદામાં વાપરે છે." તે સાંભળી ગુરૂશ્રી કહેવા લાગ્યા, "એક વખત કોઈ દેશમાં રાજાની પાસે સભા ભરાઈ હતી. તેમાં એક બાજુ અમલદાર વર્ગ અને બીજી બાજુ શેઠીઆ વર્ગ એમ બેઠા હતા. રાજાની નજીકમાં ગામના નગરશેઠ બેઠા હતા. રાજાએ નગરશેઠને પૂછ્યું, 'તમારી પાસે પૈસા કેટલા છે અને તમારે છોકરા કેટલા છે?' નગરશેઠે જવાબ આપ્યો, 'મારી પાસે બે લાખ રૂપીઆ છે અને

મારે એક છોકરો છે.' આ સાંભળી રાજા તથા સભામાં બેઠેલા બીજા બધા વિચારમાં પડયા. તે જાણી નગરશેઠ કહેવા લાગ્યા, 'મેં જે કહ્યું છે તે આપ સર્વે સમજ્યા નથી. મારી પાસે રૂપીઆ તો ચાર પાંચ કરોડ છે પણ તેમાંથી મારા હાથથી મેં બે ત્રણ લાખનો જ ધર્માદા કરેલો છે અને તેજ મારૂં પરલોકનું ભાથું છે; અને તેવી રીતે મારે છોકરા તો ચાર છે પણ તેમાંથી મારી આજ્ઞામાં એક છોકરો રહે છે. જેવી રીતે મારા શરીરમાંથી જંતુ ઉત્પન્ન થઇ ને મનેજ કરડે છે તેવી રીતે આ બીજા છોકરા પણ મારાથી ઉત્પન્ન થઇને મને દુઃખ દે છે. તેથી હું તેમને છોકરા તરીકે ગણતો નથી.' કહેવાનું તાત્પર્ય કે પોતાના હાથથી જેટલું સારા માર્ગમાં વાપર્યું હોય તેટલુંજ પોતાની સાથે આવે છે.

શાસ્ત્રમાં કહ્યું છે કે.—

धनानि भूमौ पशवश्च गोष्ठे
मार्या गृहद्वारि जनः स्मशाने ।
देहश्चितायां परलोकमार्गे
कर्मानुगो गच्छति जीव एकः ॥

**અર્થ**—પૈસા પૃથ્વીમાં, પશુઓ ગોહામાં, સ્ત્રી ઘરમા, સગાં સ્નેહી શ્મશાન સુધીમાં અને દેહ ચિતામા રહે છે. પરલોકમા તો કર્મને અનુસરી જીવ એકલો જ જાય છે.

માટે જેમ દીવાનું અજવાળું હોય ત્યાંસુધી બધી ચીજો ભેગી કરી લેવી જોઈએ, તેમ જ્યાંસુધી શરીરમાં પ્રાણ હોય ત્યાંસુધી જે જે કર્તવ્યો હોય તે કરી લેવાં. માટે ધર્મમાં આસ્તિક બુદ્ધિ રાખીને આચરણ કરવું તે કાંઈ આશ્ચર્ય નથી, આચરણ ન કરવું તે આશ્ચર્ય છે."

## ૩૨. નિરભિમાનતા.



બેલગામમાં કૃષ્ણાજીપંત કરીને એક શિક્ષક હતા. તેઓ વેદાંતમાં સારા નિપુણ હતા અને કથા વગેરે કરતા હતા, તેમજ તેમને શિષ્યમંડળ પણ હતું. એક વખત કોઈએ કહ્યું કે, "હું લલ્લુભાઈ સાહેબની કથામાં જાઉં છું અને કથા ઘણી સારી થાય છે. આપ પધારો તો સારૂં." તેમણે ઉત્તર આપ્યો, "મારી કથા તો એક વખત સાંભળો." આ વાત તે માણસે વાસુદેવરાવને કહી. પછી કૃષ્ણાજીપંતને કેટલીક મંડળીએ સમજાવી ગુરુશ્રી પાસે આવવાનું નક્કી કરાવ્યું. એઓ રવિવારે સાંજે આવવાના હતા તે

દિવસેજ સવારે કથા પછી ગુરુશ્રીને કૃષ્ણાજીપંતની હકીકત વાસુદેવરાવે જણાવી અને હાસ્યમાં કહ્યું કે, " એઓ બીજી મંડળી સહિત આજે સાંજે અહિંઆ આવવાના છે અને આપની પરીક્ષા કરવાના છે. આપ મને કોઈ પ્રશ્ન એમને પૂછવાનું શીખવો કે જેથી એમની પરીક્ષા થાય." ગુરુશ્રી હસ્યા અને બોલ્યા, "તમે બુઢ્ઢા થયા, હજી તમારૂં છોકરવાદપણું ગયું નહિ. આપણી પાસે આવનારને કહિ. થોડુંક જ્ઞાન હોય તોપણ આપણી સાથે ધર્મની વાત સિવાય બીજું કાંઈ કરશે નહિ, અને તે આપણા હિતની વાત છે એમ સમજી આપણે માથા પર ચડાવવી જોઈએ. સામાને મોટાપણું આપવું એ આપણો ધર્મ છે. પોતે વિદ્વાન્ હોય તેની પાસે કોઈ ઓછા જ્ઞાનવાળો આવીને ઉપદેશ પણ આપે તો તેણે તે હાથ જોડીને સાંભળવો જોઈએ; વિદ્વાન્ હોવા છતાં પણ સાત્વિકપણું ન ધારણ કરે તો તે ખરો વિદ્વાન્ ગણાય નહિ. વળી આપણે તો એવા વિદ્વાન્ પણ નથી; માટે સામાને મોટાપણું આપવું એ આપણો ધર્મ છે. એના પર એક દ્રષ્ટાંત આપ્યું કે—

એક ધર્મિષ્ઠ અને વિદ્વાન્ મોલવી જુદા જુદા ગામોમાં ફરીને ઉપદેશ આપતા હતા. એક ગામમાં તેઓ પધાર્યા અને ત્યાં તેમની પાસે વાયજ સાંભળવા ઘણા પ્રતિષ્ઠિત લોકો આવતા હતા. તે ગામના મોલવીને ઈર્ષા આવી કે હું ઘણાં વર્ષ થયાં અહિંઆં રહું છું, પણ મારી પાસે કોઈ આવતું નથી અને આ રખડનાર મોલવી પાસે તો ટોળેટોળાં જાય છે, માટે હું વાયજના સમય પર જઈ એનું અપમાન કરૂં. એમ મનમાં લાવી એક દિવસ તે ગયા અને સભાની વચ્ચે ઉભા રહી મોલવી સાહેબને અપમાનકારક શબ્દોમાં કુરાનનો એક ફકરો કાઢી બોલ્યા કે, 'આનો અર્થ સમજાવો તો તમે ખરા વિદ્વાન્ કહેવાઓ.' મોલવી સાહેબ ઊઠી ઉભા થઇ નમ્રતાથી એમને પોતાના આસન પર બેસાડી પોતે નીચે બેસી હાથ જોડી બોલ્યા કે, ' મને કાંઈ આવડતું નથી; આપજ મને સમજાવો, જેથી મને અને આ શ્રોતામંડળને બંનેને લાભ મળે.' બાદ મોલવી ગમે તેમ પટપટારો કરવા લાગ્યા અને જો કે એમનું બોલવું યથાર્થ નહિ હતું તે છતાં મોલવી સાહેબે શાંતપણે સાંભળી લીધું; અને મોલવીનું મહાત્મ્ય ઉલટું વધાર્યું. આ પ્રમાણે નમ્રતાથી વર્તી સામાવાળાને વડપણ આપવું એ આપણો ધર્મ છે. "

પછી સાંજે કૃષ્ણાજીપંત વગેરે મંડળી આવી અને ગુરુશ્રી સાથે વાતચીત કરવા લાગી. તેનો એમનાથી એટલો સંતોષ થયો કે જતી વખત કૃષ્ણાજીપંત વગેરે સર્વ મંડળી ગુરુશ્રીને પગે લાગી. તેમના ગયા બાદ વાસુદેવરાવ મને કહેવા લાગ્યા કે, "જુઓ અભિમાન કરતા હતા, પણ અંતે પગમાં પડયા."

કૃષ્ણાજીપંત પછી દરરોજ સવારે ગુરુશ્રીની કથામાં આવવા લાગ્યા અને એમને ધીમે ધીમે ગુરુ માનવા લાગ્યા. તે વખતે હું બૃહદારણ્યક ઉપનિષદ્ વાંચતો હતો, અને તેમાં બાલાકિ અને અજાતશત્રુનો પ્રસંગ ચાલતો હતો. બાલાકિ અજાતશત્રુને ઉપદેશ કરવા આવેલા, પણ તેની સાથે સંવાદ કરતાં કરતાં ઉલટા અંતે અજાતશત્રુના શિષ્ય બન્યા હતા. જે વાંચી મેં વાસુદેવરાવને કહ્યું કે, "કૃષ્ણાજીપંતનો દાખલો પણ આના જેવોજ છે." વાસુદેવરાવ બોલ્યા કે, "કૃષ્ણાજીપંત સુજ્ઞ પુરુષ છે, પોતાથી બીજામાં શ્રેષ્ઠતા જોતાં ગુરુશ્રીને એમણે ગુરુ માન્યા, તેમાં એમની યોગ્યતા જણાય છે." કૃષ્ણાજીપંત ગુરુશ્રીના સત્સંગમંડળમાં સર્વ કરતાં વિશેષ અનુભવી અને વેદાંતશાસ્ત્રમાં કુશળ હતા.

## ૩૩ મારો બીજો પ્રવાસ.

થોડા દિવસ કથાનું શ્રવણ કર્યું; શહેરમાં પ્લેગ ચાલતો હતો અને લોકો સર્વે શહેર બહાર રહેવા ગયાથી ભિક્ષા એકજ સ્થળેથી લેવી પડતી, તેથી મેં ગુરુશ્રી પાસે થોડો વખત બહાર ફરી આવવાની આજ્ઞા માગી.

તેમણે મને પૂછ્યું, "શા માટે?" મેં કહ્યું, "મારે આપની સેવા ઉઠાવવી જોઇએ તેને બદલે આપને હું બોજારૂપ થઈ પડયો છું. વળી મારે વિષે આપને સર્વ બાબતની કાળજી રાખવી પડે છે અને આજે એક મહિનો થયાં અહિંઆંજ ભિક્ષા લેવી પડે છે." ગુરુશ્રીએ ઉત્તર આપ્યો કે, "દરેક વસ્તુ પ્રારબ્ધવશાત્ થયા કરે છે. જેના નિમિત્તનું જે અન્ન હોય છે તે તેનાજ મુખમાં જાય છે. કોઈ કોઈને ખવાડતું નથી અને કોઈ કોઈનું ખાતું નથી, માટે એ બાબતમાં તમારે મનમાં ઉલટો વિચાર લાવવો યોગ્ય નથી." મેં કહ્યું, "મને ઠીક લાગતું નથી માટે મને તો જવાનીજ આજ્ઞા આપવી." તેમણે ઉત્તર આપ્યો કે, "ઠીક છે, આજે વિચાર કરી જુઓ; અને કાલે મને કહેજો." બીજે દિવસે તેમણે મને પૂછ્યું કે, "શો વિચાર નક્કી કર્યો? જવાનું તો બંધ રહ્યું ને?" મેં કહ્યું, "મારે તો જવાનો વિચાર છે." તેઓશ્રીને ઠીક ન લાગ્યું. મેં કહ્યું કે, "આપે રાજી થઈ મને રજા આપવી જોઈએ." તેઓ બોલ્યા, "જેમાં તમે રાજી, તેમાં અમે રાજી છીએ. ઠીક જઈ આવો." પછી સાંજના જતી વખ્તે પોતે મને કહ્યું કે, "મનમાં આવું ઉલટું માની જવું એ ઠીક નથી. તમારા જવાથી કંઈ મને લાભ થઈ જતો નથી, અને તમારા અહિંઆં રહેવાથી મને નુકસાન થતું નથી." મેં કહ્યું, "હું થોડા વખતમાં પાછો આવીશ." ત્યારે તેમણે હસતાં હસતાં કહ્યું, "નહિ! નહિ! બાર

માસ પૂરા થયા બાદ આવજો. ફરી આવ્યા પછી હું જાઉં છું, હું જાઉં છું, એમ વારંવાર કહેતા નહિ."

પછી અંદર જઈને રૂપીઆ લઈ આવી સિપાઈને આપ્યા અને મને ટિકિટ કરાવી આપવાનું કહ્યું. મેં કહ્યું, "મને સ્ટેશન ઉપર પહોંચાડવા બીજી મંડળી આવનાર છે." પોતે ઉત્તર આપ્યો કે, "જ્યાં પહેલું મળે ત્યાંથી લઈ લેવું." મેં ઘણી ના કહી તે છતાં માન્યું નહિ. હું કોઈ વખત તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરતો નહિ; તેમ તેઓશ્રી કંઇ પણ પ્રસંગે મને ફરજ પાડતા નહિ. આવી રીતે અમે જૂદા પડયા. હું મદ્રાસ તરફ ગયો.

હું જ્યારે નવ માસ પર્યટન કરી બેંગલોર આવ્યો ત્યારે ગુરુશ્રીના શ્રવણમાં જનારા એક સુબેદાર મને મળ્યા. ગુરુશ્રીની ખબર પૂછતાં તેમણે મને કહ્યું કે, "તેમનું શરીર સારૂં છે. હાલ અપરોક્ષાનુભૂતિની કથા ચાલે છે. તેઓ પુસ્તક તો માત્ર આધારરૂપ હાથમાં રાખે છે, બાકી સર્વ કથા મુખથી થાય છે. એવા મહા પુરુષ પાસેથી જ્યારે આપણે જ્ઞાન સંપાદન ન કરી શકીએ ત્યારે આપણાં દુર્ભાગ્યજ સમજવાં." આ સાંભળીને મને પણ ત્યાં જવાની ઉત્કંઠા થઈ; પરંતુ હું નીકળ્યો ત્યારે ગુરુશ્રીનો વિનોદયુકત આદેશ તો બાર માસ પર્યટન કરવાનો હતો, તેથી હું ત્યાં જતાં અટકયો. ગુરુશ્રીને હું બેંગલોર આવ્યો છું એમ એક ગૃહસ્થના પત્રથી ખબર મળતાં તેમણે સૂચવ્યું, કે સ્વામીજી મારી પાસે વહેલા આવે એમ તેમને કહેજો. આ વાત તે ગૃહસ્થે મને કહી, પછી ત્યાં હું ગયો. મને જોઈ ગુરુશ્રી બોલ્યા કે, "મેં જે હસવામાં કહ્યું હતું તેને તમે પકડી લીધું." મેં ઉત્તર આપ્યો કે, "દક્ષિણમાં એક ગામમાં એક ગૃહસ્થ ગુરુ હતા તે દરરોજ રાત્રે પોતાના ઘરથી દૂર એકાંત જગ્યાએ જઈ કથા શિષ્યોને શ્રવણ કરાવતા હતા. કથા પૂરી થતાં રાત પડતી તેથી બે શિષ્યો ગુરુને હમેશ ઘર સુધી મૂકવા આવતા અને ગુરુપત્ની ઘર ઉઘાડે એટલે ગુરુ 'હવે જાઓ' એમ શિષ્યોને કહેતા અને શિષ્યો તે પછી જતા. એક દિવસ શિષ્યોને 'હવે જાઓ' એમ કહેવાનું ગુરુ ભૂલી ગયા, જેથી શિષ્યો સવાર સુધી ત્યાંજ ઉભા રહ્યા. સવારે જ્યારે ગુરુએ આ વાત પત્નીદ્વારા જાણી ત્યારે શિષ્યોને બહાર આવીને પૂછ્યું, 'ભાઇ, કેમ ઉભા છો?' શિષ્યોએ કહ્યું, 'અમને રાત્રે પાછા જવાની આજ્ઞા ન મળવાથી ઉભા છીએ.' આ વાત મેં સાંભળી છે, તેથી આપ જેમ કહો તેમ મારે તો કરવું એવો મારો નિશ્ચય છે."

આ સાંભળી ગુરુશ્રી હસ્યા અને બોલ્યા કે, "આપણે કાંઈ ગુરુ શિષ્ય નથી."



## ૩૪. સ્વાર્થમય જગત્.

એક ગામમાં પ્લેગને લીધે ઘણાં મરણ થયાં. કેટલાંક તો આકરાં મરણ હતાં, અને તેવાં મરણ જે કુટુંબમાં થયાં તેમાંનાં કેટલાંક સાથે મારે ઓળખાણ હતી. એવા મારા એક ઓળખાણવાળા કુટુંબમાં એકનો એક યુવાન્ પુત્ર, સ્ત્રી તથા બે છોકરાંને મૂકીને મરણ પામ્યો, અને તેની માનો પ્રેમ એ છોકરા ઉપર મેં જોયેલો, તેથી મને લાગ્યું કે એ વૃદ્ધ માજીનો પ્રાણ નહિ રહે. માજી થોડો કાળ કલ્પાંત કરી પછી વ્યવહાર કાર્યમાં વળગ્યાં. એવા બે ચાર પ્રસંગો મેં અનુભવ્યા, તેથી મને લાગ્યું કે કોઈ કોઈનું નથી. આ વાત જ્યારે ગુરુશ્રીને મેં કહી ત્યારે તેઓ બોલ્યા કેઃ—

"એક છોકરો વીશ બાવીશ વર્ષનો હતો. તે જિજ્ઞાસુ હોવાથી એક મહાત્મા પાસે દરરોજ સમાગમ માટે જતો હતો. એક દિવસ અમુક વિષય પૂરો થતાં વાર થાય તેમ હતી, તેથી મહાત્માએ તે પૂરો થાય ત્યારે જવા કહ્યું. છોકરો બોલ્યો, 'હું ઘેર ન જાઉં ત્યાંસુધી કોઈ ખાશે નહિ.' આ સાંભળી મહાત્મા મનમાં હસ્યા. તે છોકરો પ્રસંગોપાત્ એવુંજ કહેતો કે, 'મારા ઉપર મારી સ્ત્રી, માબાપ વગેરેનો ઘણો પ્રેમ છે, અને તે એવો છે કે મારા વિના તેમને ચાલેજ નહિ.' એક વખત મહાત્માએ કહ્યું કે, 'ભાઇ, દુનિયામાં કોઈ કોઈનું નથી.' છોકરો બોલ્યો કે, 'બીજે ઠેકાણે ગમે તેમ હશે પણ મારે ત્યાં એવું નથી.' મહાત્મા કહે, 'પરીક્ષા કરવી છે ?' છોકરો કહે, 'હાજી.' મહાત્મા યોગી હતા, તેથી તે છોકરાને તેમણે એવી ક્રિયા શીખવી કે જે કરવાથી મરવા જેવી સ્થિતિ થઈ જાય, એમ જોનાર સૌ કોઈને પણ લાગે. ઘેર જઈ તે ક્રિયા છોકરાએ અજમાવી, જેથી ઘરનાં સૌ માણસો ગભરાયાં. જ્યારે તેઓએ છોકરાને પૂછ્યું કે, 'તને શું થાય છે ?' ત્યારે લથડતે અવાજે તે બોલ્યો કે, 'હું મરી જાઉં છું.' પુત્રનું આવું હૃદય ભેદક વચન સાંભળી ગદ્ગદ્ કંઠે મા બોલી કે, 'દીકરો જીવે અને હું મરૂં તો સારૂં;' અને તેજ પ્રમાણે બાપ તથા સ્ત્રી વગેરેએ કહ્યું અને સઘળું કુટુંબ રડવા લાગ્યું. છોકરાએ કહ્યું, 'રડવાથી શું થશે ? મહાત્માને બોલાવો. એ કદાચ ઇલાજ કરશે.' તે પ્રમાણે મહાત્મા આવ્યા અને બોલ્યા કે, 'બચે તેમ નથી.' ત્યારે તેમણે કાલાવાલા કર્યા. પછી મહાત્માએ એક વાડકીમાં પાણી મંગાવ્યું; તે છોકરાના માથા પર ફેરવી ઉતારીને કહ્યું કે, 'હવે બલા આ પાણીમાં આવી છે. આ પાણી જે પીશે તેના શરીરમાં તે બલા જશે અને તે મરશે અને છોકરો જીવશે.' ત્યારે મા બોલી કે, 'મને તો બે ચાર દીકરાઓ છે. હું મરૂં તો તેમની શી વલે થાય ?' એમ સૌ સગાંએ બહાનાં કાઢયાં. પછી તે બધાંએ મહાત્માને વિનતિ કરી કે, 'મહારાજ, આપનું શરીર પરોપકાર માટે છે માટે

આપ જો પીશો તો આપની પાછળ સમાધ બાંધીશું, ભંડારો કરીશું, અને સારી રકમ ખર્ચીશું."

આમ કહી ઘણું કરગર્યાં. મહાત્માએ છોકરાને કહ્યું કે, "તારે માટે સગાંઓનો કેટલો પ્રેમ છે તે જોયો ?" છોકરો સંસ્કારી હતો તેથી એને બોધ મળ્યો અને જ્ઞાન સંપાદન કરવા તેણે યત્ન કર્યો.

બૃહદારણ્યક ઉપનિષદ્‌માં યાજ્ઞવલ્કય ઋષિએ પોતાની સ્ત્રી મૈત્રેયીને ઉપદેશ કરતાં કહ્યું છે કે—

न वा अरे पत्युः कामाय पतिः प्रियो भवत्यात्मनस्तु
कामाय पति प्रियो भवति ! न वा अरे जायायाः कामाय
जाया प्रिया भवत्यात्मनस्तु कामाय जाया प्रिया भवति ।
न वा अरे पुत्राणां कामाय पुत्राः प्रिया भवन्त्यात्मनस्तु
कामाय पुत्राः प्रिया भवन्ति ॥

**અર્થ**—હે મૈત્રેયિ, પતિના પ્રયોજન માટે પતિ પ્રિય થતો નથી, પણ પોતાના પ્રયોજન માટે પતિ પ્રિય થાય છે. સ્ત્રીના પ્રયોજન માટે સ્ત્રી પ્રિય થતી નથી, પણ પોતાના પ્રયોજન માટે સ્ત્રી પ્રિય થાય છે. પુત્રોના પ્રયોજન માટે પુત્રો પ્રિય થતા નથી, પણ પોતાના પ્રયોજન માટે પુત્રો પ્રિય થાય છે.

આ પ્રમાણે દરેક મનુષ્ય સ્વાર્થી છે અને જગત્ સ્વાર્થમય છે.



## ૩૫. સાત્વિક, રાજસિક અને તામસિક ગુણો.

એક રવિવારે સાંજના કથા પ્રસંગમાં શ્રોતાજનોની સંખ્યા વધી ગઈ. બધાય માણસોનો સમાવેશ બંગલાની અંદર નહિ થઈ શકે એમ ધારી બેસવાની ગોઠવણ બહાર ચોગાનમાં કરવા ગુરુશ્રીએ નોકરોને કહ્યું. આ આજ્ઞા માત્ર નોકરોને ઉદ્દેશીને હતી તેમ છતાં કેટલાક શ્રોતાજનો બિછાનાં પાથરવામાં મદદ કરવા લાગ્યા ને ગુરુશ્રીને માટે પાટ ઉપર ગાદી તકિયા ગોઠવી દીધા. સઘળી ગોઠવણ થઈ ગઈ એટલે ગુરુશ્રી બહાર આવ્યા ને તેમને માટે રાખેલું ઊંચું આસન નોકરો પાસે ઉપાડી લેવડાવ્યું. બીજા શ્રોતજનોની સાથે પોતે પણ બાજમ પરજ બેઠા ને તે વિષય પર એક દ્રષ્ટાંત આપ્યું.

એક શહેરમાં કુંભના મેળાનો પ્રસંગ હતો. એ ટાણે ઘણાક મહાત્માઓ ને લોકોનો સારો જમાવ થયો હતો. કોઈ પ્રજ્ઞાનિષ્ઠ મહાત્મા પણ ત્યાં આવી

ચઢેલા હતા. વ્યાખ્યાનકાર માટે એક સુશોભિત સુવર્ણ સિંહાસન ગોઠવવામાં આવ્યું હતું. નિયત સમય પહેલાં લોકો ઉભરાવા લાગ્યા તેમાં પેલા મહાત્મા પણ આવ્યા. ભાષણનો સમય થયો ત્યારે ત્યાં મળેલા મહાત્માઓ અને લોકોએ પેલા બ્રહ્મનિષ્ઠ મહાત્માને વિજ્ઞપ્તિ કરી કે આપ આ સિંહાસન ઉપર બિરાજી વ્યાખ્યાનારંભ કરો. ઉત્તરમાં મહાત્માજીએ એક પ્રશ્ન કર્યો, " મને બ્રહ્મનિષ્ઠ ગણી ઊંચા આસન પર બિરાજી વ્યાખ્યાન આપવા સૌ વિનવી રહ્યા છો એમાં મારૂં શ્રેય છે ? " જવાબ કોઈ વાળી શક્યું નહિ એટલે મહાત્માએ જ્યાં બેઠા હતા ત્યાંથી જ વ્યાખ્યાન શરૂ કર્યું. શાસ્ત્ર વચન છે કે—

गुणैर्गौरवमायाति नोच्चैरासनमास्थितः।
प्रासादशिखरस्थोपि काकः किं गरुडायते ? ॥

અર્થ :—મનુષ્ય સદ્‌ગુણો વડે ગૌરવ પામે છે, કંઈ ઊંચા આસન ઉપર બેસવાથી મ્હોટાઈ મળતી નથી. મહેલના શિખર ઉપર બેઠો હોય તો પણ શું કાગડો ગરૂડ તુલ્ય થઈ શકે ?

ગુણો યદ્યપિ સત્ત્વ, રજઃ અને તમઃ એમ ત્રણ પ્રકારના વર્ણિત છે, તેમાં જે ગુણો ગૌરવના નિમિત્તભૂત મનાય છે તે વિદ્યા તપઃ આદિક સત્ત્વના પરિણામ હોવાથી ગુણનિરુપણ પ્રસંગમાં સાત્વિક પુરુષાપેક્ષિત સત્ત્વગુણનું નિરુપણ પ્રથમ પ્રાપ્ત થાય છે.

મનુ ભગવાન કહે છે કે—

वेदाभ्यासस्तपो ज्ञानं शौचमिन्द्रियनिग्रहः।
धर्मक्रियात्मचिन्ता च सात्त्विकं गुणलक्षणम् ॥ અ૦ ૧૨. શ્લો. ૩૧.

અર્થ—વેદાભ્યાસ, તપ, જ્ઞાન, શૌચ, ઇંદ્રિયોનો નિગ્રહ, ધર્મક્રિયા અને આત્મચિન્તા એ સાત સત્ત્વગુણનાં લક્ષણ છે.

वेदाभ्यासः

૨૫ વર્ષ સુધી બ્રહ્મચર્યનું પાલન કરી ગુરુસુશ્રૂષાપૂર્વક ગુરુની આજ્ઞામાં વર્તી કુટુંબમાં આસક્તિ વગેરે રજોગુણ વ્યવહારમાં નહિ પડતાં નિયમ પુરસ્સર વેદોનું સાંગ તથા સાર્થ અધ્યયન કરવું. યદ્યપિ અભ્યાસ એ શબ્દનો અનેક વાર આવૃત્તિ કરવી એટલો જ અર્થ છે, તથાપિ આ સ્થલે તાત્પર્યાનુરોધથી 'સાંગ તથા સાર્થ અધ્યયન' એવો અભ્યાસ પદનો અર્થ વિવક્ષિત છે. કારણ કે કર્મ, જ્ઞાન તથા ઉપાસના, એ ત્રણ કાંડમાંના કર્મકાંડાનુષ્ઠાનથી ચિત્તશુદ્ધિ સંપાદન કરવી, ઉપાસનાકાંડોક્ત ઉપાસનાનુષ્ઠાનથી મલવિક્ષેપાદિ દોષોને દૂર કરી જ્ઞાનકાંડોક્ત શ્રવણ મનનાદિ ઉપાયાનુષ્ઠાનપૂર્વક સ્વરૂપાનુ-

સંધાનમાં નિષ્ઠા પામી જીવાત્મા તથા પરમાત્માના અભેદાનુભવ પર્યન્ત પહોંચવુ એ વેદાભ્યાસપદનો તાત્પર્ય વિષયીભૂત અર્થ છે તે સાથે અનેકવાર આવૃત્તિ-રૂપ મુખ્યાર્થનો પણ તેમાં સંગ્રહ છે. અર્થાત્ હમેશાં વેદ તથા વેદાંગોનું અર્થાનુસન્ધાન પુરસ્સર નિત્ય સ્વાધાય તરીકે પરિશીલન કરવું તેમજ બીજાને ભણાવવું તથા પ્રવચન (વ્યાખ્યાન રૂપે કથન) કરવું; આ સર્વ અર્થનો વેદા-ભ્યાસ પદમાં સમાવેશ સમજવાનો છે.

तपः

यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ भ. गी. अ. १८. श्लो. ५.

**અર્થ**—યજ્ઞ, દાન અને તપ એ ત્રણ મનુષ્યોને પવિત્ર કરનારા છે.

. આ ભગવદ્ગીતા સિદ્ધાન્ત જોતાં તેમજ ઉપનિષદ્‌માં પણ યજ્ઞ દાન તથા તપનો મહિમા વર્ણવ્યો છે તેથી યજ્ઞ દાન અને તપ એ ત્રણ ધર્મનાં પ્રધાન અંગ ગણાય છે. ધર્મનું યથાવત્ આચરણ સાત્ત્વિક જનથી જ બની શકે છે, તેટલા જ માટે ભગવાન્ મનુએ સાત્ત્વિક પુરુષ લક્ષણનું નિરૂપણ કરતાં તપને અગ્રમાં ગણ્યું છે. તેમાં પણ સાંગવેદ પરિશીલનરૂપ બ્રહ્મયજ્ઞ, ગાયત્રી, જપ વગેરે વાઙ્મય તપની ચાંદ્રાયણાદિ શારીર તપની અપેક્ષાએ પ્રશસ્તતા છે. શ્રીમદ્ભગવદ્ગીતા ૧૭મા અધ્યાયમાં તપના કાયિક વાચિક અને માનસિક એવા ત્રણ ભેદો દર્શાવ્યા છે—

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥ अ. १७, श्लो. १४.

બ્રહ્મા, વિષ્ણુ, શિવ, સૂર્ય, અગ્નિ આદિ સાત્વિક દેવોની વિધિપૂર્વક પૂજા કરવી. દ્વિજ શબ્દ જો કે બ્રાહ્મણ ક્ષત્રિય તથા વૈશ્ય એ ત્રણેનો બોધક છે તથાપિ અહિં દ્વિજોત્તમ બ્રાહ્મણનેજ કહેનારો છે. અત્રિભગવાને આચરણાનુસાર દશવિધ બ્રાહ્મણ કહ્યા છે, તેમાં અધ્યાત્મ વિદ્યાભ્યાસી, સાંસારિક વિષયાસક્તિરહિત, જીવ તથા બ્રહ્મનું ઐક્ય બોધન કરનારાં ઉપનિષદ્ વચનોના વિચારમાં પરિનિષ્ઠિત જે બ્રાહ્મણ તેની સર્વભાવે પૂજા તથા ગુરુ=માતાપિતા આચાર્ય પ્રભૃતિની પૂજા=આજ્ઞા-પાલન, સેવા સુશ્રૂષા કરવી. અહિં પિતા શબ્દમાં જન્મદાતાજનક, ઉપનયનપૂર્વક વિદ્યા ભણાવનાર, અન્નદાતા, ભયથી બચાવનાર એ સર્વેનો સમાવેશ થાય છે. આચાર્ય એટલે શાસ્ત્રના પરમાર્થ તત્ત્વને જાણનાર, સમગ્ર પ્રજાને સદાચરણમાં પ્રવૃત્ત કરનાર, તે સાથે સ્વયં-પોતે પણ સદાચરણથી વર્ત્તનાર આપ્તપુરુષ આચાર્ય સંજ્ઞાને યોગ્ય મનાય છે. જે પુરુષ શાસ્ત્ર તથા વ્યવહારમાં વંચના ન

કરે, અર્થાત્ બીજાઓને ઠગવાના હેતુથી અંદર કંઈ અને બહાર બીજું આચરણ રાખી વિપરીત વ્યવહાર ન કરે, તે સાથે પક્ષપાતરહિત રહી સર્વ મનુષ્યોના હિત અહિતનો યથાવત્ ઉપદેશ કરે તેને જૈમિનિ મુનિએ અને શ્રી ગૌડપાદાચાર્ય આદિ મહાશયોએ આપ્તપુરુષ કહ્યો છે. પ્રાજ્ઞ–પંડિત–અર્થાત્ વેદશાસ્ત્રાદિ વિચાર દ્વારા જેને પંડા=तत्त्वबुद्धि ઉત્પન્ન થઈ હોય તેવા પુરુષોને યથાશાસ્ત્ર યથાશક્તિ પ્રણામ સુશ્રુષાદિ કરવાં તે પ્રાજ્ઞપૂજા.

शौच=જળ મૃત્તિકાદિકથી શરીરની જે પવિત્રતા તે બાહ્યશૌચ કહેવાય છે અને અંતઃકરણની રાગ દ્વેષાદિદ્વંરહિતતા થવી એ આભ્યંતર શૌચ ગણાય છે.

आर्जव=સરલતા. વિધિવિહિત કર્મમાં પ્રવૃત્તિ અને નિષિદ્ધ કર્મથી નિવૃત્તિ એ શારીર આર્જવ; વાણીમાં કુટિલ શબ્દનો અપ્રયોગ એ વાચિક આર્જવ, અને મનમાં કુટિલ વિચારનો અસંચાર એ માનસ આર્જવ, એમ આર્જવ ત્રિવિધ છે.

ब्रह्मचर्य=અષ્ટવિધ મૈથુન પરિત્યાગ.

स्मरणं कीर्तनं केलिः प्रेक्षणं गुह्यभाषणम् ।
सङ्कल्पोऽध्यवसायश्च क्रियानिष्पत्तिरेव च ॥
एतन्मैथुनमष्टाङ्गं प्रवदन्ति मनीषिणः ॥

સ્ત્રીનું સ્મરણ, તેના ગુણનું કથન, તેની સાથે બાજી વગેરે રમવું, સાભિલાષ દૃષ્ટિથી તેના ભણી નિહાળવું, એકાંતમાં ગુપ્ત વાર્તાલાપ કરવો, વિષયભોગનો સંકલ્પ કરવો, મળવા માટે સમય તથા સ્થાનનો સંકેત કરવો અને વિષયભોગ આ આઠે પ્રકારના વ્યવહારના અભાવને બ્રહ્મચર્ય કહેલ છે.

કોઈ ગ્રંથમાં પરસ્ત્રી તથા નિષિદ્ધ તિથ્યાદિને ત્યાગી માત્ર ઋતુકાલેજ સ્વસ્ત્રી ગમન કરનારને બ્રહ્મચારી કહેલ છે, પણ એવા પુરુષમાં બ્રહ્મચારી શબ્દનો ગૌણ પ્રયોગ સમજવો. મુખ્ય બ્રહ્મચારી તો પૂર્વોક્ત લક્ષણસમ્પન્નનેજ કહી શકાય. કારણ કે યોગસૂત્રમાં ભગવાન્ પતંજલિએ કહ્યું છે કે ब्रह्मचर्यप्रतिष्ठायां वीर्यलाभः ॥ આ સૂત્રમાં સકામ મનુષ્યને સર્વ પ્રકારનાં કર્મ કરવાનું સામર્થ્યરૂપ ફળ મળે છે અને નિષ્કામ મનુષ્યને કામરૂપ શત્રુનો જય કરવાનું સામર્થ્ય મળે છે એમ ફળ સૂચવ્યું છે; તેમજ બીજા શાસ્ત્રકારોએ બ્રહ્મચારીને દેવની ઉપમા આપી છે. અર્થાત્ કામજયદ્વારા દેવત્વાદિપ્રાપ્તિયોગ્યતા તથા આ લોકના ઉપયોગી સર્વકર્મનું સામર્થ્ય અને આરોગ્યયુક્ત દીર્ઘાયુષ્યનું સાધન તો પૂર્વોક્ત બ્રહ્મચર્યજ છે અને એજ પરમ શ્રેષ્ઠ તપ છે.

અહિંસા—કોઈ કાળે કોઈ દેશમાં કોઇ પ્રયોજન માટે કોઈ પણ પ્રાણીને પીડા ન કરવા રુપ મહાવ્રતને ભગવાન પતંજલિએ અહિંસા કહેલ છે.

આ સઘળાં કાયિક તપનાં લક્ષણ કહ્યાં.

वाचिकतपः

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ. गी. अ. १७ श्लो, १५.

અનુદ્વેગકર વાક્ય એટલે કોઈના મનને ઉદ્વેગ ન થાય તેવું વચન બોલવું અને તે સત્ય=શાસ્ત્રપ્રમાણમૂલક હોઈ, યથાદૃષ્ટ=જેવું જોયું જાણ્યું હોય તેવુંજ કહેવું, તે સાથે સાંભળનારને સાંભળી સુખ ઉપજે એવું પ્રિય તથા પરિણામે સુખજનક થાય તેવું હિતકર હોય એવું વચન બોલવું એ વાણીનું તપ સમજવું.

આ શ્લોકોમાં સ્વાધ્યાયાભ્યસનને પણ વાઙમયતપમાં ગણ્યું તેનું વિવેચન વેદાભ્યાસના વિષયમાં થઈ ગયું છે, અર્થાત્ વેદશાસ્ત્રાદિકનું પરિશીલન કરવું એ પણ વાઙમય તપ છે.

मानस तपः

मनः प्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येतत् तपो मानसमुच्यते ॥ भ. गी. १७–१६

मनः प्रसाद—મનની નિર્મળતા એટલે વિષય ચિંતનરુપ વ્યાકુળતાનો અભાવ, सौम्यत्व=પ્રાણિ માત્રનું હિતચિંતન અને પરદ્રોહાદિક નિષિદ્ધ ચિન્તનનો અભાવ; मौन=વ્યર્થ વાગ્વ્યવહારથી વિમુખતા–મુનિભાવ–અર્થાત્ એકાગ્રતા પૂર્વક નિદિધ્યાસનાખ્ય આત્મચિન્તન. આવા પ્રકારનું મૌન–વાણીનો સંયમસંપાદન કરવા માટે મનઃ સંયમને ભગવાન્ ભાષ્યકારે પરમ કારણ માનેલ છે. आत्मविनिग्रहः—અંતઃકરણની સાત્ત્વિક રાજસ તામસ વૃત્તિઓના નિરોધરુપ અસંપ્રજ્ઞાત સમાધિસ્થિતિ. भावसंशुद्धि=હૃદયની નિર્મળતા અર્થાત્ કામ ક્રોધ લોભાદિ મળનિવૃત્તિપૂર્વક પુનઃ તાદૃશ દોષોત્પત્તિ શંકારહિતતા તેમજ અન્યની સાથેના વ્યવહારમાં કપટના અભાવરુપભાવશુદ્ધિ પણ ભાષ્યકાર સમ્મત છે. આ સઘળાં માનસ તપનાં લક્ષણો કહ્યાં. પૂર્ણ શ્રદ્ધાથી અને નિષ્કામ ભાવથી કરેલાં ઉપર કહેલાં ત્રણે પ્રકારનાં તપનું મનુવચનોક્ત તપઃ શબ્દથી ગ્રહણ થાય છે.

ज्ञान.

પરોક્ષ તથા અપરોક્ષ એમ બે પ્રકારનું જ્ઞાન છે. શાસ્ત્ર અને ગુરુદ્વારા પરમાર્થ તત્ત્વરુપ પરમાત્મા છે એમ નિશ્ચય કરવો તે પરોક્ષ જ્ઞાન કહેવાય અને

શ્રવણ કરેલા પરમાત્મ સ્વરૂપનો મનન તથા નિદિધ્યાસનદ્વારા પ્રત્યક્ આત્મા—સ્વ-સ્વરુપ સાથે અભેદ સાક્ષાત્કાર થવો એ અપરોક્ષ જ્ઞાન કહેવાય છે. આ જ્ઞાનની સામાન્ય વ્યાખ્યા છે. જ્ઞાનની સાત્વિકાદિ ભેદથી ત્રણ પ્રકારે વ્યાખ્યા શ્રી ભગવદ્ગીતામાં કહી છે તેનો સંક્ષિપ્તાશય એવો છે કે —

### સાત્ત્વિક જ્ઞાન.

ઈશ્વર હિરણ્યગર્ભ વિરાટ્ આદિ, તથા મનુષ્ય પશુ પક્ષિ આદિ વિવિધ પ્રકારનાં પ્રાણીઓમાં અવ્યય—નાશરહિત, અવિભક્ત—ભેદરહિત એકરસ, અર્થાત્ અદ્વિતીય, પરમાર્થ સદ્રુપ, સ્વયંપ્રકાશ, આનંદઘન આત્માનો, વેદાંતવાક્ય વિચારથી ઉત્પન્ન થએલ અંતઃકરણવૃત્તિવિશેષ સાક્ષાત્કાર થાય છે તથા નિરોધ સમાધિ વડે ત્વંપદલક્ષ્ય તથા તત્પદલક્ષ્ય શુદ્ધ તત્ત્વનો સાક્ષાત્કાર થતાં એ બન્નેની એકતાને ગોચર કરનારી तत्त्वमसि વેદાંતવાક્ય વિચારજન્ય નિર્વિકલ્પક સાક્ષાત્કાર રુપ બ્રહ્મ વિદ્યાનામક વૃત્તિ જ્યારે ઉદ્ભવે છે ત્યારે આવરણ ભંગ દ્વારા કાર્યસહિત મૂલા વિદ્યાની નિવૃત્તિ થતાં બ્રહ્મસુખના સાક્ષાત્કારરુપ જે અનુભવ એજ સાત્વિક જ્ઞાન સમજવું.

### રાજસિક જ્ઞાન.

ભેદથી પ્રતીત થતાં સર્વ પ્રાણીઓમાં પ્રત્યેક દેહના સુખ દુઃખાદિ તારતમ્યથી પરસ્પર વિલક્ષણ આત્મબુદ્ધિને ઉત્પન્ન કરતું જ્ઞાન રાજસ જ્ઞાન છે.

### તામસ જ્ઞાન.

નિઃસંગ તથા કૂટસ્થ આત્માને સસંગ તથા વિકારી સમજવો અને અનાત્મ વસ્તુમાં આત્મબુદ્ધિ થવી એ તામસ જ્ઞાન કહેવાય.

આ ત્રણે પ્રકારનાં જ્ઞાનમાં મનુ ભગવાનનું વિવક્ષિત સાત્વિક જ્ઞાન છે.

### શૌચ.

પવિત્રતાની સાધનભૂત ક્રિયા શૌચ કહેવાય; તેમાં જળમૃતિકાદિથી સ્થૂળ દેહની શુદ્ધિ કરવી તે બાહ્ય શૌચ, અને મૈત્રીઆદિ ભાવના તથા ઈશ્વરધ્યાન આદિથી મનની શુદ્ધિ સંપાદન કરવી તે આભ્યંતર શૌચ કહેવાય છે. જો કે ગ્રંથાંતરમાં કર્મશૌચ, કુલશૌચ, શારીરશૌચ, વાક્શૌચ અને મનઃશૌચ; એમ પાંચ ભેદ કહ્યા છે, પણ તેમાંના પ્રથમના ત્રણ બાહ્ય શૌચ અને છેલ્લા બે આભ્યંતર શૌચ જ છે. વળી મનઃશૌચનાં જ બીજાં ઉપકારક હોવાથી દ્વિવિધ શૌચમાં જ તેઓનો અંતર્ભાવ છે. તથાપિ તે પાંચે શૌચનું નિરૂપણ-

## કર્મશૌચ.

मोक्षार्थी न प्रवर्तेत तत्र काम्यनिषिद्धयोः ।
नित्यनैमित्तिके कुर्यात् प्रत्यवायजिहासया ॥

અર્થઃ—મુમુક્ષુ પુરુષ કામ્ય તથા નિષિદ્ધ કર્મમાં પ્રવૃત્ત ન થાય કિંતુ કર્મત્યાગ પ્રયુક્ત પ્રત્યવાયથી બચવા માટે નિત્ય તથા નૈમિત્તિક કર્મોનું અનુષ્ઠાન કર્યા કરે.

આ કર્મશૌચ કહેવાય. વળી જે કર્મ પરિણામે પરમાત્મપ્રીતિજનક હોઈ અનર્થ ફળનું ઉત્પાદક ન હોય પણ ધર્મોત્પાદક હોવાથી ધર્મ કહેવાય તેવું નિષ્કામ કર્મ કરવું એ, તથા પોતાની આજીવિકાનિમિત્ત વ્યવહારમાં છળ-કપટ રહિત પ્રવૃત્તિ કરવી એ પણ કર્મશૌચ છે.

## કુળશૌચ.

શ્રેષ્ઠ કુટુંબવાળો અર્થાત્ વંશપરંપરાથી વૈદિક ધર્મનું આચરણ કરનાર, અને તે સાથે હીન વ્યવહાર તથા હીન જીવિકાથી રહિત હોય તે કુળશૌચ-વાન્ કહેવાય છે.

वनेऽपि सिंह मृगमांसभक्षिणो
बुभुक्षिता नैव तृणं चरन्ति ॥
एवं कुलीना व्यसनाभिभूता
न नीचकर्माणि समाचरन्ति ॥

અર્થ—જંગલમાં રહેનાર સિંહ ઘણો ભૂખ્યો થાય તો પણ માંસ જ ખાશે, તૃણ સર્વથા નહિ ચરે. તેમ કુલીન મનુષ્ય અત્યંત દુઃખમાં આવી પડે તો પણ નીચ કર્મ નહિં જ કરે.

સદાચારમાં સ્થિતિ અને ગમે તેવું સંકટ પડે તોપણ નીચ કર્મ ન કરવું એ જ્યાં સ્વભાવસિદ્ધ છે ત્યાં કુલશૌચ મનાય છે.

સ્નાનાદિકશૌચ એ શારીરશૌચ; અને સત્ય બોલવું એ વાક્શૌચ=વાણીનું શૌચ ગણાય; ઈશ્વરભજન, દયા, ક્ષમા આદિથી માનસશૌચ સંપાદન કરી શકાય છે.

शौचं मानसं तु रागद्वेषादिमलक्षालनम् ॥

અર્થ—અંતઃકરણમાંથી રાગદ્વેષ વગેરે મળને ધોવા-દૂર કરવા એ માનસશૌચનું સ્વરુપ કહ્યું છે.

આ પાંચે પ્રકારનાં શૌચ આવશ્યક છે તથાપિ શ્રી ભાગવતમાં કલિવર્ણન પ્રસંગમાં લખે છે કે—स्नानमेव प्रसाधनम्—કલિકાલમાં માત્ર નહાવા ધોવામાં

જ દેખાશે. યથાર્થ વિચાર કરતાં તો માનસશૌચની શ્રેષ્ઠતા છે. બીજાં બાહ્ય-શૌચ પણ મનઃશુદ્ધિને માટે જ અપેક્ષિત છે અને આત્મોન્નતિમાં મનઃશૌચનો જ પરમોપયોગ છે.

બીજા ગ્રંથોમાં આ સિવાય શૌચના ઘણા પ્રકાર આપેલા છે.

इन्द्रियनिग्रह :–

સ્વભાવથી વિષયો તરફ જનાર ઇંદ્રિયોને વિષયોથી હઠાવી આત્મચિંતનમાં જોડાએલા મનને તે ઇન્દ્રિયો અનુસરે તેવી પ્રેરણા કરવી એ ઇંન્દ્રિય નિગ્રહ કહેવાય. મન વિષયાસક્તિ ન છોડે અને હઠથી ઇંદ્રિયોને વિષયોથી રોકવી એથી ઇંદ્રિયનિગ્રહ સિદ્ધ થતો નથી. કિંતુ મનમાંથી વિષયેચ્છા ટળી જાય ત્યારે ઇંદ્રિયો સ્વભાવથીજ વિષય તરફ જતાં અટકે છે ત્યારે જ યથાર્થ ઇંદ્રિયનિગ્રહ થાય છે. ઇંદ્રિયોના બાહ્યવિષયગામિપણા વિષે કઠ શ્રુતિ કહે છેઃ—

पराञ्चि खानि व्यतृणत् स्वयम्भूस्तस्मात् पराङ् पश्यति नान्तरात्मन् ।
कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥

અર્થ—પરમાત્માએ ઇંદ્રિયોને બાહ્ય પ્રવૃત્તિવા હિંસિંત કરી દીધા તેથી ઇંદ્રિયો બહારના પદાર્થોને જોઈ શકે છે, અંતરાત્મામાં તેઓની ગતિ નથી. કોઇ ધીર પુરુષ મોક્ષની ઇચ્છાવાળો જ્યારે आवृत्तचक्षु=અંતર્મુખ વૃત્તિ થાય ત્યારે અંતરાત્માને અનુભવે છે.

આ શ્રુતિમાં ઇંદ્રિયોનું આત્મદર્શનમાં અસામર્થ્ય તથા બાહ્યપ્રવૃત્તિપરાયણતા દર્શાવેલ છે. ઇંદ્રિયનિગ્રહ વિનાનો પુરુષ ધર્મ અર્થ કામ એ ત્રિવર્ગ સાધનમાં પણ સમર્થ થઈ શકતો નથી, તો પછી ચતુર્થ પુરુષાર્થ મોક્ષની તો વાત જ શું? જેમ અશિક્ષિત ઘોડા સવારને અંતરીયાળ ખાડામાં નાખી દુઃખી કરે અને મકાન ન પહોંચાડે, તેવીજ રીતે અનિગૃહીત ઇંદ્રિયો વિષય ગોચરમાં અથડાવી મોક્ષદ્વાર ભેળા થવા દેતી નથી, એટલું જ નહિં કિંતુ નરકમાં ઘસડી જાય છે. જ્ઞાનેંદ્રિય પાંચ છેઃ શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જીહ્વા અને ઘ્રાણ. શ્રોત્રનો વિષય શબ્દ છે, તેથી સંગીત આદિ સાંભળવાની પ્રીતિ રહે; ત્વચાનો વિષય સ્પર્શ છે, તેથી નરમ શય્યા, પંખા વગેરેમાં પ્રીતિ રહે; ચક્ષુનો વિષય રુપ છે, તેથી નાટક વગેરેમાં પ્રીતિ રહે; જીવ્હાનો વિષય રસ છે, તેથી સ્વાદિષ્ટ પદાર્થમાં પ્રીતિ રહે; અને પ્રાણનો વિષય ગંધ છે, તેથી અત્તરાદિમાં પ્રીતિ રહે. આ પાંચે વિષયનું સેવન જ્યાસુધી થાય ત્યાંસુધી ઇન્દ્રિયનિગ્રહ થઈ શકે નહિ. ભર્તૃહરિ મહારાજ કહે છે કેઃ–

विश्वामित्रपराशरप्रभृतयो वाताम्बुपर्णाशना
स्तेऽपि स्त्रीमुखपङ्कजं सुललितं दृष्ट्वैव मोहं गताः ।

शाल्यन्नं सघृतं पयोदधियुतं भुञ्जन्ति ये मानवा
स्तेषामिन्द्रियनिग्रहो यदि भवेद्विन्ध्यस्तरेत्सागरम् ॥

અર્થ:—વાયુ, જળ અને પાંદડા ખાઈ નિર્વાહ કરનારા વિશ્વામિત્ર પરાશર આદિ ઋષિઓ પણ સ્ત્રીનું સુંદર મુખકમળ જોઈ મોહ પામ્યા છે. તો જે મનુષ્યો ઘી, દૂધ, દહીં અને ભાત ખાય છે તેઓથી ઇન્દ્રિયનિગ્રહ થાય તો વિંધ્યાચળે સાગર તરવા જેવું છે.

મહત્પુરુષો આ પ્રમાણે કહી ગયા છે. સારા સારા સ્વાદિષ્ટ પદાર્થ ખાઈ પી અને અનેક પ્રકારના મોજશોખ કરતા રહી ઇંદ્રિયોનો નિગ્રહ કરવાની આશા રાખવી એ સર્વદા અસંભવિત છે.

## धर्मक्रिया.

ધર્માચરણ—શાસ્ત્રવિહિત વર્ણાશ્રમાદિ ધર્મનું યથાવત્ પરિપાલન—સાત્ત્વિક લક્ષણ છે. કણાદમુનિ વૈશેષિક દર્શનારંભમાં यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः । જે વૈદિક આચરણ વિશેષથી આ લોક સંબંધી તથા પારલૌકિક—સ્વર્ગાદિ તેમજ મોક્ષસુખની પ્રાપ્તિ થાય તે ધર્મ, આવું ધર્મલક્ષણ દર્શાવે છે.

અર્થાત્ દાનાદિ ધર્માચરણ અભ્યુદયનો હેતુ છે તથા શ્રવણ મનન નિદિધ્યાસનરૂપ ધર્માચરણ નિશ્રેયસ=મોક્ષનો હેતુ છે. ધર્મના દેશધર્મ, કુલધર્મ, જાતિધર્મ, વયોધર્મ, ગુણધર્મ, શરીરધર્મ, કાળધર્મ, આપદ્ધર્મ, ઇત્યાદિ અનેક ભેદ મહાભારતમાં કહ્યા છે.

દક્ષિણમાં બ્રાહ્મણો પણ માતુલ કન્યાનું પાણિગ્રહણ કરે છે તે દેશધર્મ કહેવાય.

वासिष्ठाः पञ्चचूडाः=વસિષ્ઠ ગોત્રીઓ બાળકને બાળમોવાળા ઉતરાવતી વેળા પાંચ જુલફાં રાખે એ કુળધર્મ ગણાય.

ब्राह्मणेन षडङ्गो वेदोऽध्येयो ज्ञेयश्च । બ્રાહ્મણે છ અંગ સહિત વેદનું અધ્યયન કરવું તથા અર્થજ્ઞાન સંપાદન કરવું. આ જાતિધર્મ કહેવાય.

अष्टवर्षं ब्राह्मणमुपनयीत=આઠ વર્ષના બ્રાહ્મણ (બાળક) ને ઉપનયન કરવું, कृष्णकेशोऽग्नीनादधीत=કેશ કાળા હોય તેવામાંજ અગ્નિહોત્ર લેવું ઇત્યાદિ વયોધર્મ કહ્યા છે.

પટ્ટાભિષિક્ત ક્ષત્રિયે પ્રજા પાલન કરવું એ અભિષેક ગુણપ્રયુક્ત હોવાથી ગુણધર્મ કહેવાય છે.

संक्रान्तौ ग्रहणे चापि दत्तं भवति चाक्षयम् । સંક્રાતિ દિને વા ગ્રહણ પ્રસંગે કરેલું દાન અક્ષય ફલ ગણાય છે. આ કાળધર્મ મનાય.

પોતાના કુલ, જાતિ, વયોવસ્થા, ગુણ વગેરેને અનુરૂપ આજીવિકા ન મળવાથી ઉતરતી આજીવિકા સ્વીકારવી ઇત્યાદિ વિવિધ પ્રકારના આપદ્ધર્મ ગણાય છે.

ધર્મના સત્ય, શૌચ, દયા અને દાન એ ચાર પાદ છે. તેમાં સત્ય સર્વમાં પ્રધાન છે, કારણ કે સત્યનો લોપ થતાં અન્ય ધર્મના આચરણનું ફળ મળતું નથી. ભગવાન્ પતંજલિ લખે છે કેઃ—

सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम् ।

અર્થ.— સત્યમા પૂર્ણ દ્રઢતા સિદ્ધ થતા યજ્ઞાદિક સકલ ક્રિયાના યથાર્થ ફળની પ્રાપ્તિ થાય.

પોતાના અપવિત્ર શરીરમાં ગ્લાનિ થવી તથા દુર્જન સંસર્ગથી બચવું એ શૌચનું ફળ છે. પ્રાણિપીડનના પાપથી બચવું એ દયાનું ફળ છે. યથોક્ત વિધિથી ધનનો વિનિયોગ કરી લોભદોષથી બચવું એ દાનનું ફળ છે. આવી રીતે સત્ય, શૌચ, દયા ને દાન આ ચાર ધર્માચરણનાં પરમોપકારક ગણાય છે. જેનામાં એ ચાર ન હોય તે પુરુષ ધર્માચરણ કરી શકતો નથી અને તેથીજ એ ચાર ધર્મના પાદ તરીકે વર્ણવ્યાં છે.

आत्मचिन्ता.

સત્ અસતના વિવેકદ્વારા અપરોક્ષ જ્ઞાનોપયોગી આત્મવિચાર કરવો તથા ધ્યાનાદિ કરવું એ આત્મચિંતન પદાર્થ છે. મનુ ભગવાન્ કહે છે કેઃ—

एकाकी चिन्तयेन्नित्यं विविक्ते हितमात्मनः ।
एकाकी चिन्तयानो हि परं श्रेयोऽधिगच्छति ॥ अ. ४, श्लो. २५८.

અર્થઃ—નિર્જન સ્થાનમાં એકલા બેસીને હમેશાં પોતાના હિતનું ચિંતન કરવું, કારણ કે એકલા રહી આત્મચિન્તન કરનારો પુરુષ મોક્ષલક્ષણ પરમ શ્રેય પ્રાપ્ત કરે છે.

આ પ્રમાણે વેદાભ્યાસાદિ આત્મચિન્તા પર્યન્તનાં છ, મનુ ભગવાને સાત્વિક ગુણલક્ષણો દર્શાવ્યાં તેનું સંક્ષિપ્ત સ્વરૂપ નિરુપણ થયું.

(२) रजोगुण लक्षण.

आरम्भरुचिताऽधैर्यं मसत्कार्य परिग्रहः ।
विषयोपसेवा चाजस्त्रं राजसं गुणलक्षणम् ॥ मनु. अ. १२, श्लो. ३२.

અર્થઃ—અનેક પ્રકારનાં ફળની લાલસાથી મ્હોટાં કર્મ આરંભવાની ટેવ, અધૈર્ય—અર્થાત્ જે કાર્ય આરંભ્યું તેના પરિણામને માટે અતિ અધીરતા, તે સાથે શાસ્ત્રે નિષેધ કરેલાં કર્મોનું આચરણ અને નિરંતર વિષયોનું સેવન; આ ચાર રાજસ ગુણનાં લક્ષણ છે.

## आरंभरुचिता.

નિરંતર નવી નવી પ્રવૃત્તિ આદરવામાં પ્રીતિ, અર્થાત બહુદ્રવ્યસાધ્ય, કામ્ય તથા નિષિદ્ધ લૌકિક ગૃહાદિવિષયક વ્યાપારમાં ઉદ્યુક્ત રહેવામાં અત્યંત રુચિ વધવાથી ધર્મ અથવા મોક્ષાર્થ પ્રવૃત્તિ થઇ શકતી નથી: કારણ કે ચિત્તનું સ્વરુપ અતિ ચંચળ હોવાથી પ્રવૃત્તિના ઉપરામ કાળમાં પણ મોક્ષમાર્ગને અભિમુખ થવું કઠિન થઈ પડે તો પછી લૌકિક પ્રવૃત્તિ વધતી જતી હોય ત્યા સન્માર્ગમાં પ્રવૃત્તિ કેમ સંભવે? લાૈકિક પ્રવૃતિ એટલે પોતાને માટે ગૃહક્ષેત્ર વગેરે મેળવવા પ્રયત્ન કરવો તે આરંભ અને એવી અધિકાધિક પ્રવૃત્તિ કરવામાં અતિશય પ્રીતિ રાખવી એ આરંભરુચિતા. તેમજ વ્યવહારમાં આસક્તિપૂર્વક પુનઃ પુનઃ જોડાવું એ પણ આરંભરુચિતાજ કહેવાય. વળી પુત્રપાત્રાદિ કુટુંબ ખૂબ વધે એવી ઇચ્છાથી તદનુકૂળ પ્રયત્નો કરવામાં આવે, તથા કુટુંબનિર્વાહ પૂરતું દ્રવ્ય હોય તો પણ અધિક વૈભવાકાંક્ષાથી અધિક ધનલાભાર્થ નોકરી કે વ્યાપાર આરંભાય, તથા જમીન, ઘર, ખેડ પૂરતાં હોવા છતાં જાગીરદાર કહેવાવાની આકાંક્ષાથી ખેડ વધારવી, તેમજ પોતે પોતાના ગુજારા પૂરતા લાભ વ્યાપારથી મેળવતા હોય તથાપિ ધનવાન પુરુષોની ગણનામાં આગળ આવવાની ઉમેદથી મીલ, ફૈકટરી, જીન, પ્રેસ, વગેરે ઉદ્યોગોમાં ઝંપલાવવાની આતુરતા અને એક બે મકાનો કુટુંબના નિવાસ પૂરતાં હોવા છતાં વધારાનાં વિશાળ મકાનો, બગીચાઓ, નાના પ્રકારનાં વાહનો, વગેરે ઉપભોગસાધનોના ઉદ્યોગમાં મંડયા રહેવું એ સઘળી આરંભરુચિતાજ ગણાવા યોગ્ય છે.

## अधैर्य.

અધૈર્ય એટલે વ્યાકુલતા. ધૈર્યહીન પુરુષ યત્કિંચિત્ દુઃખ પણ સહન કરી શકતો નથી. જ્યારે દુઃખ સહન ન થાય ત્યારે તિતિક્ષારુપ સાધન સંપાદન થઈ શકતું નથી. જેનામાં શીતોષ્ણાદિ દ્વંદ્વ સહન કરવાનું સામાર્થ્ય નથી તેને દેહાધ્યાસ છૂટવો અશકય છે. દેહાધ્યાસપરિત્યાગદ્વારા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરવાનો શાસ્ત્રનો મુખ્ય ઉદ્દેશ હોવાથી બ્રહ્મચર્યાદિ ચારે આશ્રમોમાં વિશેષ રુપથી અધ્યયન કાળથી આરંભી આત્મજ્ઞાનની પરિસમાપ્તિ પર્યન્ત તિતિક્ષાનું પ્રયોજન કર્યું છે. જૂના જમાનામાં બ્રહ્મચર્ય દશામાં રાજાઓના કુમારો પણ ગુરુ પાસે જઈ રહેતા હતા. ભોજ પ્રભૃતિ રાજાઓના ઇતિહાસ ઉપરથી તેઓ લગભગ વર્ષનો અર્ધ સમય રાજસુખ ત્યાગી વનમાં તથા નાનાં ગામોમાં વિચરતા હતા એમ જણાય છે. મનુષ્યે લાયક પુત્રને ગૃહભાર સોંપી વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરી વનમાં જઈ તપશ્ચર્યા કરવાની રીત હતી. આ સઘળાંનો ઉદ્દેશ તિતિક્ષા સમ્પાદન કરી સંન્યાસાશ્રમની યોગ્યતા પ્રાપ્ત કરવાનો હતો.

આજકાલ લોકોના વિચાર એવા જોવામાં આવે છે કે તિતિક્ષા આદિ સાધનોની કશી જરૂર નથી, ફક્ત જ્ઞાનની જરૂર છે. કોઈ તિતિક્ષા ઘણી રાખે છતાં જ્ઞાન ન હોય તો તે શા કામની? આ વાત ઠીક છે, તથાપિ તિતિક્ષા વિના મોક્ષસાધન સંપાદન કરવાનું બની શકે નહિ, કારણકે ઇષ્ટ પદાર્થ ન મળવાથી તથા અનિષ્ટ પદાર્થની પ્રાપ્તિથી થતા દુઃખનો પરિહાર કરવાને માટે તિતિક્ષા સમાન અન્ય સાધન નથી. તિતિક્ષાવાન્ પુરુષ જ ભોગ્ય વસ્તુની અપ્રાપ્તિથી થતા તથા દુર્જનકૃત નિંદા આદિથી થતા વિક્ષેપ સહન કરી શકે છે. જેનામાં તિતિક્ષાદિ ગુણ ન હોય તેને યોગ્ય ગુરુદ્વારા બ્રહ્મવિદ્યાનો ઉપદેશ પણ થઈ શકતો નથી. જ્યાં ઉપદેશ જ ગ્રહણ થઈ શકતો નથી ત્યાં પછી જ્ઞાનની તો વાત જ શી કરવી? એટલા માટે મુમુક્ષુ પુરૂષોને તિતિક્ષાની તો ખાસ જરૂર છે અને તે ધીરજવાળા પુરુષો જ ફક્ત સંપાદન કરી શકે છે. આટલા જ માટે રાજસ લક્ષણ અધૈર્ય, તિતિક્ષાનું વિરોધિ હોવાથી મોક્ષ માર્ગમાં તેને પ્રતિબંધક રૂપે ગણાવ્યું છે.

असत्कार्यपरिग्रह:

શાસ્ત્ર મર્યાદાનો પરિત્યાગ કરી વિષયપ્રાપ્તિ માટે અયોગ્ય પ્રયત્ન આદરવો તે અસત્કાર્યપરિગ્રહ કહેવાય. શાસ્ત્રોમાં યજ્ઞ, દાન, તપ તથા તેના સાધન માટે જે પ્રવૃત્તિ તે સત્કાર્ય કહેલ છે, એથી ભિન્ન પરનિંદા. વિવાદ, અહંકાર, નિષ્કારણ વૈર, પરદ્રવ્યાદિગ્રહણ, કઠોરતા, અનમ્રતા, ઇત્યાદિયુક્ત પ્રવૃત્તિઓ અસત્કાર્ય ગણેલ છે.

अश्रद्धया हुतं दत्त तपस्तप्तं कृतं च यत् ॥
असदित्युच्यते पार्थ न च तत् प्रेत्य नो इह ॥
भ. गी. अ. १७. श्लो. २८.

**અર્થ**—અશ્રદ્ધાથી કરેલો હોમ, દીધેલું દાન, તપેલું તપ અને જે કંઈ કરાય તે સઘળું હે પાર્થ! અસત્-અસત્કાર્ય-કહેવાય કે જે આ લોકમાં કે પરલોકમાં નકામું જ છે.

રજોગુણી મનુષ્ય યજ્ઞદાનાદિ પ્રવૃત્તિ કરતો જ નથી; કદાચ કરે તો પણ લોકોમાં સત્કાર માન પૂજા વગેરે પામવાના ઉદ્દેશથી કરે છે. જેમ અશ્રદ્ધાથી કરેલા રાવણાદિકના યજ્ઞો યથોક્ત ફલદાયક નીવડ્યા નથી, તેમ પ્રત્યુપકાર અથવા માનની આકાંક્ષાથી કરેલાં દાન પણ વાસ્તવિક દાનસંજ્ઞાને લાયક ગણાતાં નથી. એક શ્રીમાન્ પુરુષ પાસે એક યાચકે તેને ઘેર જઈ માત્ર ચાર પૈસા ખાવાનું લેવા માટે માગ્યા તેને તે શ્રીમાને તરછોડી કાઢી મેલ્યો. જ્યારે તે શ્રીમાન્ બજારમાં જઈ બે ચાર ગૃહસ્થોની સાથે વાત કરતા ઉભા હતા ત્યાં

પેલા યાચકે જઈ પાછા ચાર પૈસા માગ્યા ત્યારે એજ શ્રીમાને તેને ચાર આના કાઢીને આપ્યા. આ તેનું દાન માત્ર પાસે ઉભેલા ગૃહસ્થોમાં પોતાનું માન વધારવા ખાતર જ હોવાથી કેવળ રાજસદાન સંજ્ઞાને યોગ્ય ગણાય. એવા જ ઉદ્દેશથી કરેલ તપ તથા યજ્ઞ આદિ કાર્યો, શ્રદ્ધારહિત હોવાને લીધે ધર્માભાસ છતાં શાસ્ત્રદષ્ટિથી યોગ્ય ફલદાયક ન હોવાથી તેવી પ્રવૃત્તિઓ અસત્કાર્યપરિગ્રહ મથાળા તળે ગણાઈ રાજસ ગુણલક્ષણમાં આવે છે.

अजस्त्रं विषयोपसेवा.

**અર્થ**—નિરંતર વિષયોપભોગપરાયણતા, અર્થાત હમેશાં વિષયસેવનમાજ મચ્યા રહેવું.

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, આ પાંચ વિષયો છે જેનો ઉપયોગ શરીરનિર્વાહ અર્થે છે. વિષયભોગથી મનની તૃપ્તિ સંભવિત નથી. વિષયોના ઉપભોગથી તૃપ્ત થઈ તેનો ત્યાગ કરવો અશકય છે; કારણ કે અગ્નિમાં ઘૃત હોમવાથી જેમ અગ્નિ હોલવાતો નથી, કિંતુ ઉલટો વધારે પ્રજ્વલિત થાય છે, તેવી જ રીતે અધિક વિષયસેવન થવાથી વિષયોપભોગની ઇચ્છા અધિક વધે છે, સર્વથા તૃપ્તિ થતી જ નથી. એક એક વિષયની આસક્તિથી હરિણ, હાથી, પતંગ, માછલું અને ભ્રમરનો નાશ થાય છે, તો પછી પાંચે વિષયોમાં આસક્તિ ધરાવનાર મનુષ્યને હાનિ થાય એ સ્પષ્ટ જ છે. પ્રહલાદને જ્યારે રાજગાદી આપવામાં આવી ત્યારે તેણે દોષદષ્ટિથી રાજ્ય સ્વીકાર્યું નહિ, અને કહ્યું કે, "હે ભગવાન્ રસનાદિક ઇંદ્રિયો મનુષ્યને વિષય તરફ ખેંચી જઈ સંસારમાં ડુબાવે છે." ખંજવાળ આવે ત્યારે સમજુ માણસ તે સહન કરે છે, કારણ કે ખંજવાળવાથી વધુ દુઃખ થશે એમ તે જાણે છે, તેમ વિષયભોગની ઇચ્છા થાય ત્યારે પરિણામ દુઃખતા જાણી જે સહન કરે છે તે સુખ પામે છે, જ્યારે સહન ન કરનાર તેનું સેવન કરી કૃપણ બની દુઃખ પામે છે. વિષયોને જીતવા તે ઘણું કઠણ છે. અનેક જન્મથી ચાલી આવતી વિષયવાસના અતિ પ્રબળ હોવાથી કોઈ મનુષ્ય બાહ્ય ઇંદ્રિયોના હઠનિરોધદ્વારા વિષયોથી નિવૃત્ત રહે, છતાં મનમાંથી વિષયેચ્છાનો પરિત્યાગ કરવો એ દુષ્કર છે.

ભર્તૃહરિ મહરાજ કહે છે કે—

भिक्षाशनं तदपि नीरसमेकवारम्
शय्या च भूः परिजनो निजदेहमात्रम् ॥
वस्त्रं तु जीर्णशतखण्डमयी च कन्था
हंहो तथापि विषया न परित्यजन्ति ॥

**અર્થ**:—ખાવાનું ભિક્ષા માગીને, તે પણ નીરસ=સુકું પાકું લૂખું ને એકજ વાર, સૂવાને શય્યામાં ભૂમિ, સેવા કરનાર પરિજનમાં પોતાના હાથ પગ, વસ્ત્રમાં સેંકડો ચીંથરાંની બનેલી કંથાગોદડી જ છે, છતાંય આશ્ચર્યની વાત તો એ છે કે વિષયો સર્વથા છોડતા નથી.

આ પ્રમાણે પ્રથમ મહત્પુરુષો શરીરનિર્વાહ માટે ખાવા પીવા ઓઢવા વગેરેમાં રાજસિક વ્યવ્હારનો પરિત્યાગ કરી સાત્ત્વિક વ્યવ્હાર રાખતા હતા, છતાં અંતરમાંથી વિષયવાસના નિર્મૂળ કરવી કઠિણ સમજતા હતા. આજકાલ ઉલટું આપણા લોક ખાનપાનાદિમાં રજોગુણી વ્યવહાર વધારતા જાય છે અને સાથે સાથે વિષયવાસના નિર્મૂળ કરી જ્ઞાનસંપાદન કરવા ઇચ્છે છે. આપણી આ સમજુત વિપરીત છે. રાજસિક વ્યવહારનો પરિત્યાગ કર્યા સિવાય જ્ઞાન સંપાદન કરવાનો પુરુષાર્થ કોઈ કાળે સફળ થશે નહિ. એવો વ્યવહાર કેવળ અનર્થનો હેતુ થાય છે.

વિષયોપસેવા મનુષ્યને સંસારહેતુ છે, તથાપિ સર્વથા તેનો પરિત્યાગ અશક્ય હોવાથી અજસ્ર વિષયોપસેવા એટલે નિરંતર વિષયાસક્તિ એ રાજસ હોઈ અનર્થમૂળ છે એવા આશયથી રાજસ ગુણગણનામાં વિષયોપસેવાને અજસ્ર એવું વિશેષણ આપી કેવલ પ્રાણયાત્રા નિર્વાહક વિષયની અત્યંત અનિવાર્યતા સૂચવવામાં આવી છે અને ભર્તૃહરિવાક્ય પણ એજ અર્થ બોધે છે.

## (૩) तामस गुणलक्षण.

लोभःस्वप्नोऽधृतिःक्रौर्यं नास्तिक्यं भिन्नवृत्तिता ।
याचिष्णुता प्रमादश्च तामसं गुणलक्षणम् ॥

मनु अ. १२, श्लो. ३३.

**અર્થ**:—લોભ, નિદ્રાળુતા, અધીરતા, ક્રૂરતા, નાસ્તિકપણું, આચારભ્રષ્ટતા, યાચના કરવાનો સ્વભાવ અને પ્રમાદ: આ આઠે તામસ ગુણનાં લક્ષણ છે.

લોભ—પૂરતું ધન મળ્યા છતાં અધિક ધન મેળવવાની આકાંક્ષા, પરાયું ધન છીનવીને પોતાના ધનને વધારવાની અત્યંત અભિલાષા તથા પ્રાપ્ત ધનનો વ્યય કરવામાં અનિચ્છા; આ સઘળાં લોભ પદનાં જ અર્થાતર્ગત છે.

શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં—

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामःक्रोधस्तथा लोभस्तस्मादेतत्रयंत्यजेत् ॥

भ. गी. अ. १६, श्लो. २१.

**અર્થ**:—કામ, ક્રોધ, અને લોભ એ ત્રણ પ્રકારનું નરકદ્વાર છે કે જે આત્માને નષ્ટ કરે છે, અર્થાત્ અધોગતિએ લઈ જાય છે; માટે એ ત્રણે તજવાં જોઈએ.

આ વાક્યમાં લોભને નરકના દ્વાર તરીકે ગણાવી ત્યાજ્ય કહ્યો છે. માત્ર પોતાના ઉદરપોષણમાં જ ધનનો ઉપયોગ પર્યાપ્ત નથી, પણ પ્રાણિમાત્ર પર ઉપકાર કરવો અને એવાંજ બીજાં શુભ કાર્યોમાં ઉપયોગ કરવો એ તેનો મુખ્ય ઉદ્દેશ છે. લોભી પોતે પણ ધનનું કાંઈ સુખ ભોગવી શકતો નથી. કોઈ મનુષ્ય ધન પરોપકારમાં ન ખર્ચતાં પોતાની જરૂરિયાતો વધારવામાં ખર્ચે તો તે લોભી ન કહેવાય પણ તે ઉદારાત્મા ન કહેવાય, સ્વાર્થી કહેવાય. સ્વાર્થ પણ ધર્મવિરૂદ્ધ હોવાથી લોભ તુલ્ય જ છે વ્યાસ કહે છે કે—

अयं निजः परो नेति गणना लघुचेतसा ।
उदारचरितानां तु वसुधैव कुटुम्बकम् ॥

**અર્થ**:—આ અમારા છે, આ પારકાં છે એમ સમજવું એ અત્યન્ત તુચ્છ બુદ્ધિવાળા મનુષ્યનું કામ છે. ઉદાર ચરિતશાલી–મ્હોટા મનવાળા–મનુષ્યને મન તો આખી પૃથિવી પોતાનું કુટુંબ જ છે.

આવા ઉન્નત આશયથી તેવા મહાપુરુષો તો કુટુંબપોષણથી આગળ વધીને જ્ઞાતિભાઇઓ માટે, દેશ માટે અને પ્રાણીમાત્ર માટે યથાશક્તિ ધનનો ઉપયોગ કરી લોભમુક્ત થઈ શકે છે.

યદ્યપિ શ્રીમદ્દભગવદ્દગીતાદિ શાસ્ત્રોમાં કામ તથા ક્રોધની સાથે લોભને પણ નરકદ્વાર તરીકે ગણાવી રજોગુણ પરિણામ રુપે વર્ણવ્યો છે, તથાપિ ખાન-પાન, કોમળ વસ્ત્ર, શય્યા આદિક ભોગની અત્યંત તૃષ્ણા=અતૃપ્તિ=વગેરે દોષોનો લોભ શબ્દાર્થમાં સમાવેશ થતો હોવાથી ભગવાન્ મનુએ તેનો તમોગુણમાં ઉલ્લેખ કર્યો છે. લોભ દુઃખની પ્રાપ્તિ કરનારો છે, તમામ પ્રકારનાં પાપ કર્મો કરાવનારો છે, અને માતા પિતા ગુરુ વગેરે તમામનો વિયોગ કરાવનાર છે.

स्वप्नः—આ સ્વપ્નપદથી સર્વલોકપ્રસિદ્ધ અર્થ તો સુતેલા મનુષ્યને જાગ્રત તથા નિદ્રાની અંતરાલાવસ્થા કે જેમાં શરીરની અંદર હસ્તી આદિ પદાર્થોનું દર્શન થાય છે તેવો અવસ્થાવિશેષ પ્રથમોપસ્થિત થાય છે, તો પણ તમઃ પ્રધાન પ્રકૃતિનું ખાસ લક્ષણ નિદ્રાળુતા છે તેથી ભગવાન્ મનુએ સ્વપ્ન શબ્દને તમઃકાર્યમાં મુકી નિદ્રાળુતા પૂરતો જ અર્થ સૂચવ્યો છે. સાત્વિકાદિ સર્વેને નિદ્રાની તો જરૂર હોય છે એટલે ઉંઘેલાં સર્વ માણસો કંઈ તામસી નથી, છતાં જે માણસો અયોગ્ય કાળે ઉંઘે અથવા દિવસમાં પણ ઘણો કાળ ઉંઘ્યાં જ કરે તો તે તમઃ પરિણામ જ ગણાય. એવાને જ માટે અહિં મનુભગવાને સ્વપ્ન શબ્દ વાપર્યો છે. પતંજલિ ભગવાનના 'अभावप्रत्ययालम्बना वृत्तिर्निद्रा અર્થાત્ અભાવ પ્રત્યયનું આલંબન કરતી વૃત્તિ, નિદ્રા.' આ નિદ્રા

લક્ષણસૂત્ર પ્રમાણે તો નિદ્રા માત્ર તમોગુણાશ્રય જ છે, તથાપિ નિદ્રામાંથી જાગેલો પુરુષ ' હું સુખમાં સુતો હતો ' આવું સ્મરણ કરે ત્યારે એ નિદ્રા સત્ત્વસહકૃત હોવાથી સાત્ત્વિક નિદ્રા કહેવાય, પણ જો ઉઠીને કહે કે-' દુઃખથી સૂતો, મન સ્થિર નથી અને ઠીક નથી લાગતું ' તો આવી નિદ્રા, રજઃસહકૃત હોવાથી રાજસ નિદ્રા કહેવાય, તેમજ ઉઠતી વખતે ગ્લાનિ લાગે અને જડતા જણાય તો તે નિદ્રા તમઃસહકૃત હોવાથી તામસી નિદ્રા કહેવાય. એમ સહકારી ગુણમાત્રાને લઈને નિદ્રા પોતે તમઃપરિણામ છતાં સાત્ત્વિકાદિ ભેદવાળી થાય છે. કોઈ મનુષ્યસમુદાયમાં વાત કરતો હોય કે કથાવાર્તા સાંભળતો હોય અને ઉજાગરો ન હોય છતાં ઉંઘે તો તે પણ તમોગુણનું લક્ષણ છે.

અધૃતિઃ—આ અધૃતિ પદનો અર્થ લક્ષ્યમાં લેવા માટે પ્રથમ ધૃતિ પદાર્થ સમજવા યોગ્ય છે. મનુષ્યને દરેક કાર્યમાં દૃઢતા આપનાર પ્રયત્ન વિશેષનું નામ ધૃતિ. જે ધૃતિ મન તથા ઇંદ્રિયોની ચેષ્ટાને અશાસ્ત્રીય પ્રવૃત્તિમાંથી રોકે છે તે સાત્ત્વિક ધૃતિ. રાજા હરિચંદ્રમાં આ સાત્ત્વિક ધૃતિ હોવાથી તેના ઉપર અનેક વિપત્તિઓ પડવા છતાં તેણે સ્વધર્મનો ત્યાગ ન કર્યો. જે ધૃતિથી કર્તૃત્વાદિ અભિમાન સહિત ધર્મ અર્થ કામ માત્રમાં કર્ત્તવ્યતાનો નિશ્ચય કરાય છે અને મોક્ષને કર્ત્તવ્ય મનાતો નથી એ રાજસી ધૃતિ છે. આ બેય ધૃતિનો અભાવ એટલે ચારે પુરુષાર્થના નિશ્ચયનો અભાવ અધૃતિ શબ્દથી કથન કરી જેને લઈ ભય શોક મદ આદિનો મનુષ્ય ત્યાગ નથી કરતો તે તામસી ધૃતિનો ભાવ જણાવે છે.

क्रौर्यम्—क्रूरता—તમોગુણની વૃદ્ધિ થવાથી કૃત્ય અકૃત્ય વિભાગને ભૂલી ક્રોધ દ્વેષાદિકથી ઉશ્કેરાઈ મનુષ્ય હમેશાં વિરુદ્ધ કાર્યમાં પ્રવૃત્ત થાય છે. આવા પ્રાણીઓને શાસ્ત્રમાં રાક્ષસ પિશાચાદિ શબ્દોથી વર્ણવ્યા છે. એવા લોકો હમેશાં બીજાઓને ઉપદ્રવ કરી સંતુષ્ટ રહે છે. જે વૃક્ષના કોટરમાં અગ્નિ છે તે વૃક્ષ લીલું થવાનો સંભવ નથી, તેવી રીતે બીજાને અપકાર કરનારના હૃદયમાં દયા હોવાનો સંભવ નથી. હું એક વખતે છાવણીની સડકે ફરવા જતો હતો ત્યાં જોયું તો હલકા વર્ણનાં છોકરાંઓ ઉંદરિયામાં કોળ (ઘુસ) પકડી સોલજરોને બબ્બે આને વેચતાં હતાં. સોલ્જરો પોતાનાં પાળેલાં કૂતરાં વચ્ચે એ કોળ મેદાનમાં છોડે, તેને મારવાને કૂતરાં દોડે અને કોળ જીવ બચાવવા નાસભાગ કરે તે જોઈ બેઠા સોલ્જરો હસે ને રાજી થાય. આમ કોળના પ્રાણ જતા સુધી રમત થાય. આવી રમત ગમ્મતો પણ ક્રૂરતાનાં તામસ કૃત્યો જ છે.

नास्तिक्यम्—વેદ તથા શાસ્ત્રમાં અશ્રદ્ધા. આવી અશ્રદ્ધાથી ઉપાસનાદિક સંસ્કાર તથા અગ્નિહોત્રાદિ કર્મમાં નિષ્પ્રયોજનતાબુદ્ધિ થવી એ નાસ્તિકતા.

એથી ઉલટું વેદ તથા ધર્મશાસ્ત્રાદિકનો સમ્યક્ પ્રકારે વિચાર કરી, પક્ષપાત રહિત રહી, પરમાર્થ વસ્તુને સમજી તથા સમજાવી અનુષ્ઠાન કરનાર તથા કરાવનાર જન આસ્તિક કહેવાય છે. પરલોક નથી એવી બુદ્ધિ અને તેવો ઉપદેશ કરવો; ઈશ્વર નથી એમ કહેવું; શાસ્ત્રોક્ત ફળવાળાં કર્મોમાં ફળના અભાવની બુદ્ધિ અને ઈતરને તેવો ઉપદેશ કરવો; યજ્ઞાદિકનું કંઈ ફળ છેજ નહિ આમ કહેવું; પાખંડવાળાં આચરણ કરવાં; આ સમગ્ર નાસ્તિક્યનાં જ ઉદાહરણો સમજવાં. વળી જે દ્વિજ શ્રુતિ તથા સ્મૃતિની આજ્ઞાઓને હેતુશાસ્ત્ર એટલે ખોટા તર્કના આશ્રયથી હણે છે; અર્થાત્ વેદશાસ્ત્રો અપ્રમાણ છે ઇત્યાદિ વચનોથી નિંદા કરે છે તે પુરુષ પણ નાસ્તિક કહેવાય છે. આવા નાસ્તિક અગાઉ કોઈક હતા; આજે ઘેર ઘેર છે. આસ્તિક આજકાલ કોઈક છે. આ નાસ્તિક્ય તામસ ગુણ મનુષ્યને અંત્યંત અનર્થાવહ હોઈ પરિણામે ઘણો ભયંકર છે.

भिन्नवृत्तिता—આચારભ્રષ્ટતા. સદાચારથી ભ્રષ્ટ થયેલો દુરાચારમાં જ તત્પર રહે છે. વૈદિક આચારથી સર્વ મનુષ્યોના ધર્મનું રક્ષણ થાય છે, અને આચારભ્રષ્ટ ધર્મથી વિમુખ થાય એટલે એ દુરાચારીને લોકો નિંદે છે. વળી તે દુઃખભાગી, રોગી, અલ્પાયુષ્ય, અને લોકવિદ્વિષ્ટ થાય છે. આ સઘળા અનર્થ ભિન્નવૃત્તિતારુપ તામસ લક્ષણથી થાય છે.

याचिष्णुता—યાચનાની ટેવ. યાચક એ દારિદ્રયની સાક્ષાત્ મૂર્તિ છે. જગત્માં તુચ્છતાનો અવધિ યાચક છે.

तृणादपि लघुस्तूल स्तूलादपि च याचक : ।
वायुना किं न नीतोऽसौ मामयं याचयिष्यति ॥

અર્થ—તૃણથી હલકું રૂ અને રૂથી પણ હલકો યાચક; છતાં તેને વાયુ ઉડાડી લઈ કેમ નથી જતો? વાયુને પણ ભીતિ રહે છે કે રખે હું એને લઈ જાઉં ને મારી પાસે પણ કંઈ માગશે.

આ કારણથી હલકામાં હલકા પણ યાચકને વાયુ ઉડાડતો નથી. વામન ભગવાન પણ બલિનું અભિમાન ટાળવા યાચના કરી લઘુતાને પામ્યા. માત્ર ભિખ માગવી એજ યાચના નથી, કિન્તુ ધન પુત્રાદિકની પ્રાપ્તિ માટે પરમાત્માની પ્રાર્થના કોઈ કરે તો તે પણ યાચનાજ છે; પછી તે રાજા હોય તોપણ યાચક જ છે.

प्रमादः—સમયાનુસાર જે કર્ત્તવ્ય છે તે તે વખતે ન કરવું એ પ્રમાદ છે. (તત્કાલ કર્ત્તવ્ય તરીકે પ્રાપ્ત થયેલ વસ્તુનું અનુસંધાન ન રહે એ પ્રમાદ.)

प्रमादो ब्रह्मविद्यायां न कर्त्तव्यः कदाचन ॥
प्रमादो मृत्युरित्याहुर्विद्यायां ब्रह्मवेदिनः ॥

અર્થ:—બ્રહ્મપ્રાપ્તિનું સાધન કરવામાં કદી પણ પ્રમાદ ન કરવો. બ્રહ્મવેત્તાઓ સાધનાનુષ્ઠાનના પ્રમાદને મૃત્યુતુલ્ય સમજે છે.

કાળધર્મને બહાને અથવા પ્રારબ્ધનું નિમિત્ત લઈ પુરુષાર્થથી હીન થવું એ પ્રમાદ છે. દ્રવ્યથી સર્વ વિષયોની પ્રાપ્તિ થાય છે એવું દ્રવ્યપ્રાપ્તિના ફળનું જ્ઞાન હોવાથી તે પ્રાપ્ત કરવામાં અનેક કષ્ટ સહન થઈ શકે છે તેથી ફળનું અજ્ઞાન એ પ્રમાદનો હેતુ છે. પરમાત્માની પ્રાપ્તિથી પરમાનંદરુપ ફળનું જ્ઞાન ન હોવાથી તેના સાધનમાં પુરુષાર્થ થઈ શકતો નથી; આ ઘોર પ્રમાદમાંથી, જગત્માં પરમાર્થ વસ્તુ આત્મા અને તદ્વ્યતિરિક્ત મિથ્યા વસ્તુરુપ અનાત્માનો વિચાર દ્વારા નિર્ણય કરી, બચી શકાય છે.

આ પ્રમાણે ગુણોના વિભાગ જાણીને પ્રત્યેક કાર્યમાં વિવેકથી રજોઅંશ તથા તમોઅંશના ત્યાગપૂર્વક દૈવી સંપત્તિના કારણભૂત સત્ત્વનું સંપાદન કરવું એ પરમ કર્ત્તવ્ય છે. કારણ કે सत्त्वात् सञ्जायते ज्ञानम्=સત્ત્વસમ્પત્તિથી જ્ઞાનોત્પત્તિ થાય છે અને ज्ञानात् मुक्तिरिति स्थितिः=જ્ઞાનથી મોક્ષ પ્રાપ્તિ છે એ સિદ્ધાંત છે.

આ પ્રમાણે મનુ ભગવાનના આ ત્રણ શ્લોકોમાંથી તે રવિવારે પ્રથમ શ્લોક અને તે પછીના રવિવારે સાજે બે શ્લોકનું વ્યાખ્યાન કરી આ વિષય પૂરો કર્યો હતો.



## ૩૬. આશાપાશ.

એક વખત ગુરુશ્રીને બંગલે તેઓશ્રી તથા ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટિ કલેક્ટર રૂદ્રગૌડા, હું, વાસુદેવરાવ અને બીજા ચાર પાંચ માણસો બેઠેલા હતા અને વિનોદવાર્તા ચાલતી હતી. દરમ્યાન રૂદ્રગૌડાએ હસતાં હસતાં વાસુદેવરાવને મારી તરફ આંગળી બતાવી કહ્યું કે, “આ સ્વામી તમારી દીકરીના દીકરા કરતાંયે નાની ઉમ્મરના છે અને તેમણે સંન્યાસ લીધો છે, તો તમે ક્યારે સંન્યાસ લેશો?” આ સાંભળી બધા હસવા લાગ્યા, અને ગુરુશ્રીએ હસીને જવાબ દીધો કે “ભાઇ, સંન્યાસ લેવો સહેલો નથી.” એમ કહી એક ઢેડનું દૃષ્ટાંત આપ્યું.

“કોઈ એક ગામમાં ઢેડવાડામાં ઓચ્છવ હતો, તેથી રસોઈ માટે મોટી ચૂલ બનાવી હતી. લોક જમી રહ્યા પછી ચૂલનો દેવતા ઓલવાઈ જઈ ફક્ત

રાખ હતી. સંધ્યાકાળ પછી અકસ્માત્ ત્યાં ભર્તૃહરિ મહારાજ આવી ચડયા. શિયાળાની ઋતુ અને રાતનો વખત હોઈ પોતાની પાસે ઓઢવાનું સાધન ન હોવાથી ચૂલની રાખ ઉની જોઈ તેઓશ્રી તેમાંજ સૂઈ ગયા. પાસે ઢેડવાડામાં એક ઢેડ દારૂ પી નીશામાં ગમે ત્યાં પડી રહ્યો હતો તે મધ્ય રાત્રે પોતાને ઘેર આવ્યો અને બારણું ઠોકયું. સ્ત્રી બોલી, 'તું દરરોજ મોડો મોડો આવે છે, દારૂ પીએ છે, કમાતો નથી, તેથી આજે તો બારણું ઉઘાડવાની નથી. ભર્તૃહરિ જેવા રાજા સિવાય તેની રાણીઓને ચાલ્યું, તો શું તારા વિના મારે નહિ ચાલે ?' આમ તિરસ્કારનાં વાકયો સાંભળતાં છતાં ઢેડે વારંવાર તેને બારણું ઉઘાડવા આજીજી કરવા માંડી. તે સાંભળી ભર્તૃહરિ મહારાજે વિચાર કર્યો કે અરેરે મોહ ! તને ધિક્કાર છે ! કે તુચ્છ સ્ત્રીનાં આટલાં મહેણાં છતાં આ ઢેડ તેની હજી આજીજી કરે છે." આ વાત કહી ગુરુશ્રી બોલ્યા કે "વૃદ્ધ છતાંયે સંસારનો મોહ છોડી સંન્યાસ લેવો કાંઈ રમત છે ?

આ સંબંધે શ્રીશંકર ભગવાન કહે છે કેઃ—

अंगं गलितं पलितं मुंडं दशनविहीनं जातं तुंडम् ।
वृद्धो याति गृहीत्वा दंडं तदपि न मुञ्चत्याशापिंडम् ॥

અર્થઃ—શરીર ગળી ગયું, માથું ધોળા વાળવાળું થઈ ગયું, મોઢું દાતરહિત થયું, વૃદ્ધ થતાં લાકડી લઈને ચાલે છે, તોપણ મનુષ્ય આશારૂપી પિંડને (જીવનતૃષ્ણાને તથા વિષયતૃષ્ણાને) છોડી દેતો નથી.

જુઓ, વાસુદેવરાવમાં આ સર્વ લક્ષણોમાંથી એક પણ બાકી નથી, તે છતાં આશા છૂટી નથી; તો પછી સંન્યાસ શી રીતે લઈ શકે ?" વાસુદેવરાવ સાથે ગુરુશ્રીનું મન મળેલું હતું તેથી આવી રીતે કોઈ કોઇ વખત હાસ્યવિનોદ કરતા.

બીજે દિવસે વાસુદેવરાવ ગુરુશ્રીને પૂછવા લાગ્યા કે, "મને ઘણા લોકો સંન્યાસ લેવા કહે છે અને મને પણ તેમ કરવા કોઈ વખત ઇચ્છા થાય છે." તે સાંભળી ગુરુશ્રી કહેવા લાગ્યા, "તમને બીજા કોઈ પ્રકારની ઉપાધિ નથી માટે તમે સંન્યાસી જેવાજ છો. ભગવાં પહેરવામાં અધિકતા નથી. મનુષ્યશરીર ધારણ કરીને પોતાના જીવનનું સાર્થક કરવું એજ મનુષ્યકર્તવ્ય છે, પણ પોતાનું કર્તવ્ય ન કરે તો પરિણામે દુઃખ થવાનુંજ છે.

એક શહેરમાં એવો રિવાજ હતો કે (એક વર્ષ સુધી) વારા ફરતી એક એક સારા માણસને રાજ્યગાદી પર બેસાડતા. વર્ષ વીત્યા પછી તેને રાજ્ય બહાર નદીને પેલે તીરે ભયંકર જંગલમાં છોડી દેતા. ત્યાં જંગલી પ્રાણીઓથી ત્રાસ પામી ને ભૂખ તરસનું દુઃખ વેઠી થોડા કાળમાં તે મરણ પામતો. ઘણા

માણસો એ પ્રમાણે ઘણો વૈભવ ભોગવ્યા બાદ જંગલમાં જઈ દુઃખી થતા, કારણ, તેઓ પરિણામને ભૂલી જતા અને મોજ શોખમાં પડી જતા. પછી એક બુદ્ધિશાળી માણસ ગાદી પર આવ્યો. તેણે વિચાર કર્યો કે એક વર્ષ આમ વૈભવ ભોગવી પછી અત્યંત દુઃખ ભોગવવામાં શું ફાયદો ? માટે આ કંઈ ઠીક નથી. તેથી પરિણામનો વિચાર કરી વૈભવ ભોગવવાને બદલે લોકોને એકઠા કરી નદી પર પૂલ બંધાવા માંડયો, પેલે પારની ઝાડી કપાવી નાખી અને ત્યાં આગળ મહેલ વગેરે ચણાવી રાજાને લાયક બધી સગવડ કરી દીધી. લોકો પણ ત્યાં આવી વસવા લાગ્યા, તેમજ તે જંગલમાં સોનારૂપાની તથા ઝવેરાતની ખાણો પણ નીકળી, એટલે રાજા સમૃદ્ધિવાળો થયો, અને ધીમે ધીમે રાજ્ય પણ નાનું મટી મોટું થયું. રાજા હમેંશાં પ્રજાનું સુખ પણ જોતો તેથી પ્રજા પણ તેના પર પ્રેમ રાખતી. એટલામાં વર્ષ પૂરું થયું એટલે પ્રજાએ કહ્યું, "હવે હમેશ માટે તમેજ રાજ્ય કરો, કારણ જે જંગલ હતું તે રાજધાની કરતાં વધુ વૈભવવાળું થયું છે; આ તો નામની રાજધાની રહી છે. શ્રુતિ ભગવતી કહે છે કેઃ—

इहैव सन्तोऽथ विद्म.स्तद्वयं न चेदवेदिममहती विनष्टिः ।
ये तद्विदुरमृतास्ते भवन्त्यथेतरे दुःखमेवापि यान्ति ॥

**અર્થ**:—આ લોકને વિષે રહેવા છતાં આપણે બ્રહ્મને જાણી શકીએ છીએ. જો આપણે તેને જાણતા નથી તો આપણો મોટો નાશ થાય છે. જેઓ તેને જાણે છે તે અમૃતરુપ થાય છે, પણ જેઓ તેને નથી જાણતા તેઓને મહાન્ દુઃખ પ્રાપ્ત થાય છે.

આવીજ રીતે જે મનુષ્ય જન્મ મળ્યા છતાં પોતાનું કર્તવ્ય ન કરતાં એક વર્ષ સમાન આયુષ્યને મોજમાં ગુમાવે છે, તે ચોર્યાશીરુપી જંગલમાં ભટકી ભટકી અતિ દુઃખ પામે છે. માટે કર્તવ્યનો વિચાર કરી પુરુષાર્થ કરવાની જરૂર છે." પછી વાસુદેવરાવે કહ્યું, "આ વયે પુરુષાર્થ કરૂં તો જ્ઞાન પ્રાપ્ત થશે ?" ગુરુશ્રીએ કહ્યું કે, "જ્ઞાનને માટે ઉમ્મરનું પ્રમાણ નથી; અને કદાચિત્ જ્ઞાન નહિ થાય તો પણ કરેલો પુરુષાર્થ નકામો નહિ જાય."

વાસુદેવરાવ ગુરુશ્રીના અવસાન બાદ ચાર પાંચ વર્ષ પછી આતુર સંન્યાસ લઈને સમાધિષ્ટ થયા.

# ૩૭. પાંચ પ્રકારની ભિક્ષા.

મેં સંન્યાસ લીધા પછી માધુકરી માગવા સંબંધમાં ગુરુશ્રીને પૂછયું, “ માધુકરી કેવી રીતે લેવાય ? ” ગુરુશ્રીએ ખુલાસો કરી મને સમજાવ્યું. ત્યારપછી મેં ગુરુશ્રી પાસે માધુકરી માગવા જવાની આજ્ઞા માગી, પરન્તુ તેઓશ્રી આજ્ઞા આપતા નહોતા. પછી એક વખત ગુરુશ્રીને પૂછયા સિવાય હું ચાલ્યો ગયો. હું માધુકરી માગું છું તે જાણી ઘણા લોકોને ખોટું લાગ્યું. ગુરુશ્રી પાસે આવી ઘણા લોકોએ અરજ કરી કે, “સ્વામી માધુકરી માગે તે અમને ઠીક લાગતું નથી, માટે તમે ના પાડશો.” ગુરુશ્રીએ તે સાંભળી કહ્યું કે, “એ તો ત્યાગી છે. હું એમને ના ન કહી શકું.” પછી મને સમજાવવા લાગ્યા કે, “ એકાદ વખત માધુકરી માગી હવે વારંવાર માગવાની શી જરૂર છે ?” એમ કહી મને ના પાડી. થોડા દિવસ પછી ગુરુશ્રી પાસે મેં માગણી કરી કે, “મને કોઇ વખત માધુકરી માગવા આજ્ઞા આપજો.” ગુરુશ્રીએ કહ્યું કે, “ આસપાસના ગામમાં જ અજાણ્યે ઠેકાણેથી કોઈ વખત માગજો. ” પછી હું મદ્રાસ તરફ જઈ બીજી વખત આવ્યો, ત્યારે શાહપુરમાં માધુકરી માગવા ગયો. તે પછી મને ઓળખનારા ગુરુશ્રી પાસે આવીને કહેવા લાગ્યા કે, “સ્વામી માધુકરી માગે છે એમ અમે સાંભળ્યું છે, તે અમને બધાને ઠીક લાગતું નથી. તેથી પ્રથમ જ આપને વિનતિ કરેલી અને આપે તેમને કેવળ પ્રતિબંધ કરવા ના કહેલી, એટલે હજુ તેઓ કોઈ કોઈ વખત માધુકરી માગે છે. તેમજ એક ઘેર ભિક્ષા લે તે પણ અમને ઠીક લાગતું નથી. તેથી અમે ગામ બહાર એક નાની ઓરડી બાંધી આપીએ અને સ્વામી ત્યાં રહે. ત્યાં તેમને માટે ભિક્ષાનો પ્રબંધ કરીએ; પણ આપ કહો તો સ્વામી માને. ” ત્યારે ગુરુશ્રીએ કહ્યું, “ નાની ઓરડી મટી મહેલ થાય, જાગીર થાય, ગાય ભેંસ થાય, ગાડીઘોડા થાય, અને નોકર ચાકર શિષ્યો વગેરે થાય. એવી રીતે મોટો સંસાર થઈ જાય. માટે મકાન વગેરે બાંધવાનો ત્યાગીને અત્યંત નિષેધ છે. આના પર એક દ્રષ્ટાંત છેઃ—

એક બ્રાહ્મણનો છોકરો એક મહાધીશ પાસે સંન્યાસ લેવા ગયો. મહાધીશે તેને કહ્યું, ‘ થોડા દિવસ મારી પાસે રહો, પછી સંન્યાસ આપીશ. ’ એમ કહીને પોતાના ગુરુભાઈઓને બતાવી કહ્યું, ‘આ બધા તમારા કાકા ગુરુઓ છે;’ પોતાના શિષ્યોને બતાવી કહ્યું કે, ‘ આ તમારા ગુરુભાઇઓ છે.’ એવી રીતે પોતાના બધા કુટુંબીઓની ઓળખાણ કરાવી. બે દિવસ પછી તેઓ બધા પોતાની ખેતરવાડી જોવા ગયા. પેલા છોકરાને પણ સાથે લેતા ગયા. ત્યાં પોતાનાં ખેતરો, વાડી બતાવ્યાં અને કહ્યું કે, ‘ આટલી આપણી જાગીર છે. ’

ત્યારપછી જુદે જુદે ઠેકાણે પોતાના શાખામઠો હતા તે પણ દેખાડ્યા અને મઠમાં પાછા આવી ગાય, ભેંસ, ગાડી, ઘોડા બતાવ્યા. આવી રીતે બધી સમૃદ્ધિની મહત્તા બતાવી. પેલો છોકરો મોટી સમૃદ્ધિ મૂકીને આવ્યો હતો એટલે તેને આવી બાબતો તુચ્છ લાગી. તેથી સ્વામીને કહ્યું કે, 'મારે ઘેર પણ ખેતર, વાડી, ગાડી, ઘોડા, ગાય, ભેંસ, સગાંવહાલાં વગેરે છે. આપ પણ તે જ દેખાડો છો. તમારા મઠમાં તો મારા ઘર કરતાં દશગણી ઉપાધિ જણાય છે, તેથી મારું ઘરજ શું ખોટું ?' એમ કહી તે છોકરો પોતાને ઘેર ચાલ્યો ગયો." ગુરુશ્રીએ કહ્યું કે. "ગુજરાતમાં એવી કહેવત પણ છે કે 'ઓલામાંથી નીકળી ચુલામાં પડવું.' વળી આવા ત્યાગીઓ માટે તુલસીકૃતરામાયણમાં ગરૂડ અને કાકભુશંડીના સંવાદમાં કાકભુશંડી કહે છે કેઃ—

> बहु धाम सँवार हिं जोगि जति विषया हरिलीन्ह भई विरति ।
> तपसी धनवंत दरिद्र गृही कलिकौतुक तात न जात कही ॥

**અર્થ**:—સંન્યાસીઓ પુષ્કળ ધન એકઠું કરી મઠો બાંધશે અને તેઓનો વૈરાગ્ય વિષયાસક્તિથી નાશ પામશે. તપસ્વીઓ ધનવાન થશે અને ગૃહસ્થો દરિદ્રી થશે. હે તાત! આ રીતે કળિયુગનાં કૌતુકો ન કહી શકાય એવાં છે.

આવા આવા કારણોને લઈને ત્યાગીને સ્થાન બાંધી રહેવાનો નિષેધ છે. તમે કહોછો તેમ એક સ્થાન બાંધી રહેવાનું સ્વામીજીને કહીએ તો વિપરીત થાય.

જાબાલોપનિષદમાં પણ કહ્યું છે કે, 'ખાલી ખંડેર, દેવસ્થાન, ઘાસની ઝુંપડી, ઝાડ નીચે, કુંભારને આંગણે, નદીકિનારાની રેતીમાં, ગુફા વગેરેમાં સંકેતરહિત થઈને શુકલ ધ્યાનપરાયણ રહેવું,' માટે સંકેત કરી એક સ્થાનમાં રહેવાનો જ શાસ્ત્રમાં નિષેધ છે તો સ્થાન બાંધવાનું ક્યાંથી હોય ?" ત્યારે તેઓ ગુરુશ્રીને કહેવા લાગ્યા કે, "એક સ્થાનમાં રહેવું શાસ્ત્રવિરૂદ્ધ છે તો તેનો આગ્રહ નથી, પણ ભિક્ષા ન માગે તો ઠીક." તે સાંભળી ગુરુશ્રી હસવા લાગ્યા અને કહ્યું કે, "ભિખારીની જેમ ભિક્ષાને પેટ ભરવા માટે જ છે એમ સમજો છો? ભતૃહરિ મહારાજ રાજપાટ મૂકી ગયા તો પણ સંન્યાસ લઈને પછી પોતાના રાજ્યમાં આવી ભિક્ષા માગવા લાગ્યા. તેવી રીતે બુદ્ધદેવ વગેરેના પણ ઘણા દાખલા છે. ભિક્ષા માગવી તે કંઈ પેટ ભરવા માટે જ નથી. સંન્યાસી માટે તે એક શ્રેષ્ઠ સાધન છે. ભિક્ષા પાંચ પ્રકારની છેઃ માધુકરી, પ્રાક્પ્રણિત, અયાચિત, તાત્કાલિક અને ઉપપન્ન. ભ્રમરાની જેમ ત્રણ, પાંચ અથવા સાત ઘેરથી અન્ન એકઠું કરી ખાવું તેનું નામ માધુકરી છે. ઉઠતા પહેલાં કોઈ ભિક્ષા માટે નિમંત્રણ આપે અને પછી ત્યાં જમે તેને પ્રાક્પ્રણિત કહે છે.

ભિક્ષા માગવા જતી વખતે નિમંત્રણ આપેલી જગ્યાએ જમવું તેનું નામ અયાચિત. ભિક્ષા માગતાં કોઈ ત્યાં જ જમાડે તે તાત્કાલિક અને તૈયાર અન્ન કુટીરમાં લઈ જઈ જમાડે તેનું નામ ઉપપન્ન છે. આ પાંચ પ્રકારની ભિક્ષામાં માધુકરી ઉત્તમ છે. પંચસૂનાદિકથી ઉત્પન્ન થયેલો દોષ તેને લાગતો નથી. તેથી દેહાભિમાનાદિ ઘટતાં જાય છે. આવા તેમાં અનેક ગુણો છે. ભર્તૃહરિ મહારાજ કહે છે કેઃ—

भिक्षाहारमदैन्यमप्रातिहतं भीतिच्छिदं सर्वदा
दुर्मात्सर्यमदाभिमानमथनं दुःखौघविध्वंसनम् ।
सर्वत्रान्वयमप्रयत्नसुलभं साधुप्रियं पावनम्
शंभोः सत्रमवार्यमक्षयनिधिं शंसन्ति योगीश्वराः ॥

અર્થઃ—માધુકરી અન્ન એવું છે કે દિનતા વગર મળે છે; જેનું કોઈ નિવારણ કરી શકતું નથી, જેથી સર્વદા ભયનો નાશ થાય છે, જેથી મ્રાત્સર્ય, અહંકાર અને અભિમાનનો નાસ થાય છે, જે સર્વ દુઃખનો નાશ કરે છે, જે બધે પ્રાપ્ત થાય છે, જે થોડા પ્રયાસથી મળે છે, જે મહાત્માઓને પ્રિય છે, જેથી પાપનો નાશ થાય છે, જે મહાત્માઓના યજ્ઞ જેવી છે અને જેને યોગીઓ અવિનાશી ખજાનો કહે છે.

માટે સ્વામી ભિક્ષા માગે તે યોગ્ય જ છે, કારણ સંન્યાસીને તો વૈરાગ્ય એ જ્ઞાનનું મુખ્ય સાધન છે. તેમાં આપણાથી વિઘ્નરુપ ન થવાય." આ સાંભળી બધા ચાલ્યા ગયા.

પછી મને ગુરુશ્રી કહેવા લાગ્યા કે "હમણાં માધુકરી માગવાનું બંધ કરો. બીજા દેશમાં જાઓ ત્યાં માગવી." તે પછી શાહપુરમાં માધવરાવના બંગલામાં ભિક્ષા માટે બોલાવ્યો, અને ત્યાં જતો હતો તે વખતે રસ્તામાં મેં પ્રથમ જે ઘરમાં ભિક્ષા લીધી હતી તેમાંના એક ઘરમાં વેશ્યાને જોઈ. આ બાબતની મને માધવરાવદ્વારા તે વખતે ખબર પડી. મહારાષ્ટ્ર દેશ મને અપરિચિત હોવાથી ચહેરા ઉપરથી મને જાતિની ખબર પડતી નહોતી, અને લક્ષ પણ બરાબર ન હોવાથી તે ઘર મેં બ્રાહ્મણનું ધારી ભિક્ષા લીધી હતી. વેશ્યાનું અન્ન ખાધું એમ મેં જાણ્યું ત્યારે મનમાં ગ્લાની થઈ. તે વાત ગુરુશ્રીને તેજ દિવસે સાંજે મેં કરી. ત્યારે તે સાંભળી ગુરુશ્રીએ તે ઉપર એક દ્રષ્ટાંત આપ્યુંઃ-

"કાશીની પાસે કોઈ એક સંન્યાસી રહેતા હતા. પોતાના પ્રબળ પુરુષાર્થને લીધે એટલી સ્થિતિએ પહોંચ્યા હતા કે માત્ર કોઈ પ્રતિબંધથી આવરણભંગ અવશેષ હતું, તેથી પૂર્ણ દશાને પ્રાપ્ત થયેલા ન હતા. એક વખત

પોતાના અવસાનનો સમય નજીક છે એમ જાણી પોતાના શિષ્યવર્ગ પ્રતિ કહેવા લાગ્યા કે મારો દેહ કાશીમાં પડે તો ઠીક. શિષ્યો ઇચ્છા મુજબ તેમને પાલખીમાં કાશી લઈ જતા હતા; રસ્તામાં ગભરામણ થવાથી તેમણે પાણી પીવા માગ્યું. તેથી પાલખી ઝાડ નીચે મૂકી એક શિષ્ય પાણી લેવા ગયો. પાણી માટે આસપાસ ઘણી તપાસ કરવા છતાં મળ્યું નહિ. પણ નજીક એક ઢેડવાડો દૃષ્ટિએ પડયો. તે જોઈ વિચાર કર્યો કે ગુરુશ્રીને તૃષા ખૂબ લાગી છે અને પાણી મળતું નથી તેથી આ ઢેડવાડામાંથી લઈ જાઉં તો શું ? વળી આપત્કાળમાં એવું પીવાને દોષ નથી. એમ વિચાર કરી ત્યાંથી પાણી લઈ ગુરુને આપ્યું. પાણી પીવાથી કંઈક શાન્તિ વળી ત્યારે તેઓએ શિષ્યોને પૂછયું, 'પાણી કયાંથી લાવ્યા હતા ?' શિષ્યે કહ્યું: 'ભગવન્, પાણી માટે ઘણી તપાસ કરી પણ કયાંય ન મળવાથી પાસેના ઢેડવાડામાંથી લાવ્યો છું.' આ સાંભળી ગુરુ નિરાશ થતાં બોલ્યા. 'અરેરે ! આખી જીંદગી વૃથા ગઈ અને મારો દેહ વટલાયો.' એટલું કહેતામાં તેમના પ્રાણ નીકળી ગયા. પછી તેમનો જન્મ કાશી નગરમાં દાંડી પીટનાર ઢેડને ઘેર થયો, કારણ અંત્યાવસ્થામાં બ્રાહ્મણપણાનું અભિમાન આવ્યું. પરન્તુ જ્ઞાન થવાની તૈયારીમાં તેમનું અવસાન થવાથી બીજા જન્મમાં વામદેવજીની પેઠે ગર્ભમાંથી જ જડભરત જેવા મુંગા હતા. તેમને સહુ ગાંડા ગણતા હતા.

એક વખત તેમના પિતાને કોઈ અગત્યના કામ માટે બહારગામ જવાનું થયું, તે વખતે પોતાનો દાંડી પીટવાનો વારો હોવાથી, પોતાના મુંગા દિકરાને તે કામ કરી લેવાનું ઇસારાથી સમજાવી તે ગયો. મહાત્મા રાત્રે દાંડી પીટવા નીકળ્યા અને જતાં જતાં વિચાર કર્યો કે હમેશાં અંધારી રાત્રિમાં ચોર લોકથી જાગૃત રહેવા દાંડી પીટાય છે; આજ રાત્રે હું અધિકારી જનોને અજ્ઞાનરુપી રાત્રિમાં કામક્રોધાદિ ચોરોથી જાગૃત રહેવા માટે જ્ઞાનોપદેશ રુપી દાંડી પીટીશ. પછી પહેલે પ્રહરે દાંડી પીટતાં પીટતાં બોલ્યાઃ-

आशायां बध्यते लोकः कर्मणा परिबध्यते ।
आयुः क्षयं न जानाति तस्माज्जागृहि जागृहि ॥

**અર્થ**:—(પ્રાણી) આશામાં બંધાય છે અને કર્મથી વિશેષ બંધાય છે. પણ આયુષ્યના ક્ષયને જાણતા નથી, માટે જાગો, જાગો.

એમ આખા ગામમાં દાંડી પીટતાં પીટતાં આખરે રાજાના અંતઃપુરની પાસે આવીને પણ આજ શ્લોક બોલ્યા, તે વખતે રાજા જાગતા હોવાથી, તેમણે આ સાંભળી વિચાર કર્યો કે 'આ કોઈ દાંડી પીટનાર નથી, પણ

પૂર્ણ યોગી જેવા લાગે છે.' એ વિચારમાં ને વિચારમાં રાજા જાગતા રહ્યા. બીજે પ્રહરે પણ તેજ પ્રમાણે બીજો શ્લોક બોલ્યા:–

जन्मदुखं जरादुखं जायादुखं पुन: पुन: ।
अन्तकाले महादुखं तस्माज्जागृहि जागृहि ॥

અર્થ:—જન્મ દુ:ખરુપ છે, વૃદ્ધાવસ્થા દુ:ખમય છે, વળી સ્ત્રી દુ:ખરુપ છે અને અંતકાળે પણ મોટું દુ:ખજ છે, માટે જાગો, જાગો.

આ પણ રાજાએ સાંભળ્યું. ત્રીજો પ્રહર થયો ત્યારે તેજ પ્રમાણે ત્રીજો શ્લોક મહાત્મા બોલ્યા:—

कामक्रोधौ लोभमोहौ देहे तिष्ठान्ति तस्करा: ।
ज्ञानरत्नापहाराय तस्माज्जागृहि जागृहि ॥

અર્થ:—કામ, ક્રોધ, લોભ તથા મોહ વગેરે ચોરો આ શરીરરુપી રત્નની ચોરી કરવા માટે ભરાઈ રહ્યા છે, માટે જાગો, જાગો.

તે પણ રાજાએ સાંભળ્યું. ચોથે પ્રહરે પણ તેજ પ્રમાણે ચોથો શ્લોક બોલ્યા:–

ऐश्वय स्वप्नसंकाशं यौवनं कुसुमोपमम् ।
क्षणिकं चलमायुष्यं तस्माज्जागृहि जागृहि ॥

અર્થ:—ઐશ્વર્ય સ્વપ્ન સરખું છે, યૌવન પુષ્પ જેવું છે, આયુષ્ય ક્ષણિક તથા ચંચળ છે, માટે જાગો, જાગો.

રાજા અધિકારી હતો, તેથી છેલ્લો શ્લોક સાંભળી નિશ્ચય કર્યો કે સવારમાં તે મહાત્માનાં દર્શન કરવા જવું. પછી બીજે દીવસે સવારના દાંડી પીટનારના ઉપરીને બોલાવી પૂછયું કે, 'રાત્રે દાંડી પીટવાનો કોનો વારો હતો?' ત્યારે પેલા ઢેડનું નામ દીધું. રાજાએ કહ્યું કે, 'ના, કોઇ બીજો હતો, માટે બરાબર તપાસ કરી લાવો.' પછી તે ઢેડને તેડી લાવ્યો. ઢેડ ઘણો ગભરાયો અને આજીજી કરી કહેવા લાગ્યો, 'અન્નદાતા, કાલે મારે ઘણું જરૂરનું કામ આવી પડયું અને મારે ગામ જવું પડયું, તેથી મારો મુંગો છોકરો દાંડી પીટવા આવ્યો હતો. તેણે કંઈ ભૂલ કરી હશે માટે મારો ગુનો માફ કરો.' પછી રાજાએ કહ્યું, 'મારે તારા દીકરાનું જ કામ છે.' એમ કહી તુરતજ ઢેડવાડામાં જ્યાં પેલો છોકરો હતો ત્યાં ગયા અને સાષ્ટાંગ દંડવત્ કરી કહ્યું કે, 'પ્રભુ, હું આપને શરણે આવ્યો છું, મને ઉપદેશ કરો.'

કહેવાનું તાત્પર્ય એ કે મળમૂત્ર ભરેલા શરીરમાં જાતિનું અભિમાન રાખવાથી સ્વરુપના જ્ઞાનમાં પ્રતિબંધ થાય છે. આ ઉપરથી એમ નથી કે જેનું તેનું ખાઈ લેવું. પરન્તુ કોઈ અજાણતાં એવો પ્રસંગ આવે તો તે વખતે મનમાં ગ્લાની ન લાવવી." પછી મેં કહ્યું કે, "મને કંઇ જાતિ પરથી ગ્લાની આવી નહતી. પણ વેશ્યાને ઘેર મલિન આચાર હોય છે તેથી મનમાં ગ્લાની આવી હતી. આપની કૃપાથી જાતિ ઉપરથી ગ્લાની મારા મનમાંથી નીકળી ગઈ છે; પરન્તુ બાહ્ય આચાર સંબંધમાં ગ્લાની આવે છે." ગુરુશ્રીએ કહ્યું કે, "એ તો બરાબર છે. નાનપણના સંસ્કાર એકદમ કેમ જાય ?" પછી મેં કહ્યું કે, "આગ્રહથી છોડવું ઠીક નથી, કારણ જેમ સ્થિતિ બદલાતી જાય તેમ એની મેળેજ છૂટવું જોઈએ."

સન્યાસીના સાધનકાળમાં (જ્ઞાન પ્રાપ્તિના સાધનકાળમાં) ભિક્ષા આદિમાં જાતિ આદિના વિચારની જરૂર રહેતી નથી. એટલે વિધિ કે નિષેધ રહેતાં નથી. કહ્યું છે કેઃ—

भेदाभेदौ सपदि गलितौ पुण्यपापे विशीर्णे
मायामोहौ क्षयमुपगतौ नष्टसंदेह वृत्तिः ।
शब्दातीतं त्रिगुणरहितं प्राप्य तत्वावबोधम्
निस्त्रैगुण्ये पथि विचरतः को विधिः को निषेधः ॥

અર્થઃ—ભેદાભેદ નષ્ટ થયા છે, પુણ્યપાપ વેરાયાં છે, માયા અને મોહનો ક્ષય થયો છે અને સંદેહની વૃત્તિનો નાશ થયો છે. શબ્દથી અગમ્ય અને ત્રણે ગુણરહિત તત્વજ્ઞાન સંપાદન કરીને, એવા ત્રિગુણશૂન્ય માર્ગે જતા (જીવનમુક્ત)ને શાનો વિધિ ને શાનો નિષેધ ?

## ૩૯. સમાન દષ્ટિ.

ગોવિંદરાવ નામના એક ગૃહસ્થ બેલગામમાં બહાર બંગલામાં રહેતા હતા. તેમણે વાસુદેવરાવને કહ્યું કે, "મહારાજ (ગુજરાતીમાં મહારાજ શબ્દ શ્રેષ્ઠ માનીને, ગુરુશ્રી વૈશ્ય હોવા છતાં પણ દક્ષિણી લોકો મહારાજ શબ્દ વાપરતા) ની કથામાં નાના મોટાનો ભેદ રહેતો નથી; ગમે તેવા લોકો આગળ બેસી જાય છે અને સારા લોકોને પાછળ બેસવું પડે છે, તેથી ઘણાને માઠું લાગે છે. માટે મહારાજને આ વાત તમારે જણાવવી." વાસુદેવરાવે કહ્યું કે "હું કેમ કહી શકું ?" ગોવિંદરાવ બોલ્યાં, "મારૂં નામ લઈને કહેજો."

વાસુદેવરાવે કહ્યું, "તું કેવોક મોટો માણસ ?" આ વાતને થોડા દિવસ થઇ ગયા પછી હું બેલગામ આવ્યો, તે વખતે વાસુદેવરાવે મને આ હકીકત જણાવી. ચાર પાંચ દિવસ પછી હું સહેજ ગોવિંદરાવને બંગલે ગયો તે વખતે તેઓએ પણ મને આ વાત કહી. થોડા દિવસ પછી ગુરુશ્રી પાસે અમે બેઠા હતા, તે વખતે આ પ્રસંગ મેં કાઢયો. વાસુદેવરાવે પણ એ વાતને ટેકો આપ્યો અને કહ્યું કે, "ગોવિંદરાવે મને પણ આપને કહેવા જણાવ્યું હતું." ગુરુશ્રીએ કહ્યું, "આ વાત મારાથી અજાણી નથી." તે ઉપર એક દ્રષ્ટાંત આપ્યું કેઃ—

એક સમય બંગાળામાં વિદ્વાનોની પરિષદ્ મળી હતી. તેમાં સર્વે વિદ્વાનોને નિમંત્રણ આપવામાં આવ્યું હતું. તે પરિષદ્‌માં સઘળા વિદ્વાનો આવી ગયા તથા ગૌરાંગ (કૃષ્ણ ચૈતન્ય)ની રાહ જોવા લાગ્યા. પ્રમુખને વ્યાખ્યાન શરૂ કરવાનું કહેતાં તેણે કહ્યું કે, "હજી ગૌરાંગ પ્રભુ પધાર્યા નથી તો વ્યાખ્યાન કેમ્ શરૂ થાય ?" એટલામાં એક માણસે કહ્યું, "ગૌરાંગ પ્રભુ તો કયારના આવીને બહાર એક ખુણામાં બેઠા છે." સઘળા વિદ્વાનો એકદમ ઉઠી બહાર ગૌરાંગ પ્રભુ પાસે ગયા તથા કહેવા લાગ્યા કે, "આપ અહિં બેસીને અમને અપરાધમાં શામાટે નાખો છો ? અંદર પધારો." પછી ગૌરાંગ પ્રભુ અંદર ગયા અને વ્યાખ્યાન શરૂ કરવામાં આવ્યું. ગૌરાંગ પ્રભુ જેવા પણ પરિષદ્‌માં જ્યાં ત્યાં બેસી જાય છે અને તેમાં અપમાન સમજતા નથી તો આપણે તો ભગવત્ ચર્ચામાં શા માટે માઠું લગાડવું જોઇએ ? જિજ્ઞાસુ થવાને માટે દેહાધ્યાસ છોડવાનો યત્ન કરવો જોઇએ અને તે માટે મોટાઇ તજી લઘુતા ધારણ કરવી જોઇએ. સંતપુરુષ કહે છે કે "લઘુતાસેં પ્રભુતા મિલે, પ્રભુતાસેં પ્રભુ દૂર."

આ વાત કહી ગુરુશ્રી બોલ્યા કે, "આગળ આવ્યો તે આગળ બેસે અને પાછળ આવ્યો તે પાછળ બેસે. સત્સંગમાં તો સર્વ સમાન છે."



## ૩૯ એક મહાત્માનું દર્શન.

એક દિવસ રવિવારે સાંજે કથાના પ્રારંભમાં એક સંન્યાસી આવી બેઠા.

તેઓ પૂર્ણ ત્યાગવૃત્તિમાં વિચરતા હતા. ગુરુશ્રીએ તેમને આદર સત્કાર ..ી બેસાડયા, અને કંઇ પણ શ્રવણ કરાવવા તેમને વિનતિ કરી. સ્વામીશ્રીએ કહ્યું, "મારી બોલી શ્રોતાઓને બરાબર સમજાશે નહિ, માટે આપ જે પ્રસંગ ઉપર વિવેચન કરો છો તે ચાલુ રાખો." આગ્રહ કરવા છતાં તેમણે બોલવા ના પાડવાથી ગુરુશ્રીએ વિવેચન ચલાવ્યું, અને તે પૂરૂં થયું ત્યારે શ્રોતા

પૈકી બે ત્રણ જણે આવેલા સ્વામી પાસે ચાર પાંચ રૂપીયા ભેટ મૂકયા, તે ઉપરથી સ્વામીશ્રી શાસ્ત્રનું પ્રમાણ આપી બોલ્યા કે, “સંન્યાસીને દ્રવ્ય આપવું તે આપનાર તથા લેનારને માટે નિષેધ છે, અને સંન્યાસીની સમક્ષ દ્રવ્ય મૂકવું તે તેનું અપમાન કરવા બરાબર છે.” તે સાંભળી હસીને ગુરુશ્રીએ એક દ્રષ્ટાંત આપ્યું.

એક શહેરની બહાર જંગલમાં એક મહાત્મા રહેતા હતા. ત્યાં તેમની પાસે સાંજે એક ગૃહસ્થ દર્શન કરવા આવ્યા અને જતી વખતે મહાત્માની ના છતાં એક સોના મહોર ભેટ મૂકીને ચાલ્યા ગયા. પછી સવારે મહાત્માએ પોતાના શિષ્યને કહ્યું કે, “આ મહોર કોઈ ભિખારીને આપી દો.” શિષ્ય મહોર લઇ આપવા ગયો. એટલામાં એક રાજાની સ્વારી લશ્કર સાથે જતી તેણે જોઈ. મધ્યમાં રાજાની પાલખી હતી. પૂછવાથી માલૂમ પડયું કે રાજા કોઈ બીજો દેશ જીતવાની ઇચ્છાથી સ્વારી લઈ જાય છે. શિષ્યે જાણ્યું કે આ ભિખારી છે; તેથી પાલખી પાસે જઈ તેમાં મહોર નાખી. એટલામાં સિપાઇઓએ તેને પકડી લીધો. રાજાએ પાલખી ઉભી રખાવી પૂછ્યું કે, “તેં શામાટે પાલખીમાં મહોર નાખી?” શિષ્યે જવાબ આપ્યો કે, “મારા ગુરુશ્રીએ કોઈ ભિખારીને સોનામહોર આપવાનું કહ્યું છે. મેં તમને ભીખારી જાણી પાલખીમાં મહોર નાખી.” રાજાએ ગુસ્સે થઇને કહ્યું, “કોણુ તારો ગુરુ છે? ચાલ બતાવ મને.” રાજા મહાત્માની પાસે આવ્યા અને નમસ્કાર કરીને કહ્યું કે, “મહારાજ, આવા મૂર્ખને તમે શિષ્ય કરી શામાટે પાસે રાખ્યો છે? એણે ભિખારી જાણીને મારી પાલખીમાં સોના મહોર નાખી.” મહાત્માએ કહ્યું કે, “આપ કયાં જાઓ છો?” રાજાએ ઉત્તર આપ્યો કે, “હું બીજા દેશો જીતવા જાઉં છું.” મહાત્માએ પૂછ્યું કે, “તમારી ઉપજ કેટલી છે?” રાજાએ જવાબ આપ્યો કે, “સાત કરોડ રૂપીઆની.” ત્યારે મહાત્માએ કહ્યું કે, “સાત કરોડ રૂપીઆની ઉપજ છે, તોપણ તમારી તૃષ્ણા ન મટી, ત્યારે આપ ભિખારી નહિ તો બીજું શું? શાસ્ત્રમાં કહ્યું છે કે—

को वा दरिद्रो हि विशालतृष्णः।

અર્થ—દરિદ્ર કોણ કહેવાય? જે ઘણી તૃષ્ણાવાળો હોય તે.

માટે મારા શિષ્યે તો સમજીને સોના મહોર પાલખીમાં નાખી છે. એ કંઈ મૂર્ખ નથી.” આ સાંભળી રાજાએ મહાત્માની પાસે માફી માગી. લશ્કરને પોતાના દેશમાં મોકલીને થોડા દિવસ મહાત્માના સમાગમમાં રહીને જ્ઞાન સંપાદન કર્યું. તાત્પર્ય કે રાજા દ્રવ્યની તૃષ્ણાવાળો હતો, છતાં પણ એને પાલખીમાં સોના મહોર નાખવાથી અપમાન લાગ્યું, તો આપ તો પૂર્ણ ત્યાગી

છો તો આપને અપમાન લાગે તેમાં શું આશ્ચર્ય ? માટે આપે ક્ષમા કરવી." એમ કહી ગુરુશ્રીએ જતી વખતે તેમને કહ્યું કે, "પરમ દિવસે ભિક્ષા માટે પધારશો ? કેમકે તહેવાર છે, જેથી બે ઘડી બેસાશે." સ્વામીએ હા પાડી. પછી ગુરુશ્રીએ પૂછ્યું, "આપે ક્યાં આસન રાખ્યું છે ?" તેમણે કહ્યું, "વીઠોબાના મંદીરમાં. હું મારી મેળેજ આવીશ. કોઈ માણુસ મોકલવાની જરૂર નથી." એમ કહી સ્વામીશ્રી ચાલ્યા ગયા. પછી બીજે દિવસે સાંજે ગુરુશ્રી સ્વામીશ્રીનાં દર્શન કરવા માટે મને સાથે લઈને ત્યાં ગયા. ત્યાં સ્વામીશ્રી કહેવા લાગ્યા કે, "આપને આવવાની શી જરૂર હતી; હું તો કાલે આવવાનો હતો ને ?" પછી ગુરુશ્રીએ કહ્યું કે, "ગંગાજીમાં સ્નાન કરી પવિત્ર થવું હોય, તો પોતે ત્યાં જવું જોઇએ, કાંઈ ગંગાજીને બોલાવવાં યોગ્ય નહિ. આપ દયા કરીને પધારો તે વાત જુદી છે. પારસ ભાગમાં લખ્યું છે કે પોતાનાથી શ્રેષ્ઠ પુરુષોનાં દર્શન માટે અભિમાની લોકો જઈ શકતા નથી. માટે જ્યાંસુધી આવા અભિમાનનો ત્યાગ કરતા નથી, ત્યાંસુધી મહત્ પુરુષોના સમાગમનો લાભ થતો નથી." તે પછી થોડો વખત જ્ઞાનચર્ચા ચલાવી અમે મકાન પર આવ્યા. ત્રીજે દિવસે દસ વાગ્યે ગુરુશ્રીએ તેમને તેડવા ગાડી મોકલી તેમાં બેસીને તેઓ ગુરુશ્રીને ત્યાં પધાર્યા. આબારાવ વગેરે બીજા બે ત્રણ માણસોને નિમંત્રણ આપવામાં આવ્યું હતું, તેઓ પણ તે વખતે આવ્યા હતા. ભિક્ષા લીધા પછી થોડીવાર રોકાઈને જતી વખતે ગુરુશ્રીએ ગાડી જોડવા માટે માણસને કહ્યું, એટલે સ્વામીશ્રી બોલ્યા, "તમે ગાડી મોકલી માટે હું તેમાં બેસીને આવ્યો, પરંતુ મને તે ઠીક લાગતું નથી. કબીર કહે છે કે—

जे रीति संतो त्यजे मूढ त्यांहि ललचाय ।
नर खाय कर डारे श्वान स्वाद ले खाय ॥

અર્થાત્—પહેલાં રાજ્ય છોડીને ત્યાગ લેનાર રાજા, નાનપણથી આગળ પાછળ સવાર લઈ વાહનમાં ફરવાની ટેવવાળા હોવા છતાં, ત્યાગ લીધા પછી જ્યાં ત્યાં જંગલમાં પગે ફરતા અને સર્વ પ્રકારનો વૈભવ છોડી કેવળ સાત્વિકપ્રધાન વર્તન રાખતા હતા. આજકાલ અમારા લોકોને ભિખારી સ્થિતિમાંથી ત્યાગ લીધા પછી ગાડી ઘોડા સિવાય ચાલતું નથી. પગે ચાલવાથી ઉલટી આબરૂ ઓછી થાય છે અને નોકર ચાકર વગેરે રાજસિક પ્રવૃત્તિ વધારવામાં મચ્યા રહીએ છીએ. પ્રથમ જ્ઞાન સંપાદન કરવા ત્યાગ લેતા, આજે હમે મોજશોખ કરવા ત્યાગ લઈએ છીએ." આ સાંભળી ગુરુશ્રી હસવા લાગ્યા અને બોલ્યા, "સ્વામીશ્રી ! આપ તો મહાન ત્યાગી છો. આપની શી વાત કરવી ? તુકારામ કરીને એક પરમ ભક્ત થઈ ગયા છે. એક દિવસે શિવાજી મહારાજે

તુકારામજીને તેડવા સારૂ પાલખી સાથે સ્વારી તૈયાર કરાવી પત્ર લખી મોકલ્યો. તુકારામજીએ તે વાત ધ્યાનમાં ન લીધી અને પોતાની ઇચ્છા વિરૂદ્ધ રજવાડી દબદબાવાળા મળેલા ઠાઠમાઠ અને માનને મહા કષ્ટ માન્યું અને કહેવા લાગ્યા કે—

दिवट्या छत्रीघोडे हेतो बर्यात ना पडे
आतां येथे पंढरीराया मज गोवसीं कासया (१)
मानदंभ चेष्टा हेतो सुकराची विष्टा
तुका म्हणे देवा माझे सोडवणे धावा (२)

ભાવાર્થ કે મસાલ છત્રી ઘોડા વગેરેનો ઉપયોગ સારા વખતમાં પણ મેં કરેલ નથી, તો હવે હે વિઠ્ઠલનાથ, મને શા માટે એવા વૈભવમાં ફસાવે છે? માન, દંભ, અને ચેષ્ટા તે સૂકરની વિષ્ટાજ છે. તુકારામ કહે છે કે તારૂં સ્મરણ એજ આ સંકટમાંથી મુક્ત થવાનું સાધન છે.

આમ કહી આવનારને સમજાવી પોતે શિવાજીને પત્રથી જણાવી દીધું કે, "અમે તો ઉદાસી, જંગલના વાસી અને મલિન અંગ તથા અમંગળ વેશવાળા છીએ. અમે તો લુખું સુકું ખાનાર અને કુરુપવાન છીએ. તેના દર્શનથી શો લાભ? અમે શ્રી પાંડુરંગને શરણે આશા રહિત સદાય આનંદમાં વિચરીએ છીએ." આ ઉપરથી શિવાજી વધુ ભેટ લઇને આવતાં તુકારામજીએ હસીને કહ્યું કે, "પિતા વિઠ્ઠલનું જે સર્વ છે તે સર્વેય મારૂં છે, તેથી મારૂં મન પ્રસન્ન છે. તો તમારાં માટી સ્વરુપ મોતી કંચન વગેરે ખોટાં છે તેને હું શું કરૂં? મારૂં ધન તો ત્રિભુવનનો વૈભવ છે. તમારે પણ તેવું સુખ જોઇતું હોય તો એ વિઠ્ઠલનું શરણુ એ સહેલામાં સહેલું સાધન છે" એમ કહી ગુરુશ્રી બોલ્યા કે મહત્ પુરુષો એવી રીતે રજોગુણમાં પ્રવૃત થનાર પ્રવૃતિ કરાવનાર બન્નેને છોકરવાદ સમજે છે. આ રીતે જે જે ગૃહસ્થાશ્રમી મહાત્મા થઈ ગયા હતા, તેઓને પણ રજોગુણી પદાર્થ ઉપર તિરસ્કાર હતો, ને આપ તો મહાન્ ત્યાગી છો, એટલે વાહનમાં બેસવાનો સંકોચ થાય જ. મેં આપને બોલાવવા માટે પાલખી મોકલી ન હતી, પરન્તુ ગરમીના દિવસોને લીધે મેં બળદગાડી (ગુરુશ્રી બળદનો શિગરામ ભાડે રાખતા હતા તે) મોકલી હતી." એ સાંભળી સ્વામીશ્રી બોલ્યા કે, "હું જ્યારે બે ચાર વર્ષ પહેલાં મારવાડમાં ગયો હતો, ત્યારે ત્યાંના રજવાડી લોકો મને એક દિવસ બે ઘોડાની ગાડીમાં બેસાડીને ફરવા લઈ ગયા. જો કે હું તો ના પાડતો હતો, તોપણ મને બહુ આગ્રહ કરવા લાગ્યા, તેથી મારે બેસવું પડ્યું હતું, પરન્તુ મને બહુ ખરાબ લાગતું

અને ઉલટો સંકોચ થતો હતો." એ સાંભળી ગુરુજી હસીને કહેવા લાગ્યા કે, "येनापत्रपते साधुरसाधुस्तेन तुष्यति। જેથી સાધુ પુરુષ લજ્જા પામે છે તેથી અસાધુ પુરુષ હર્ષ પામે છે; અર્થાત્ આપ ત્યાગી પુરુષ હોવાથી આપને સંકોચ થવો સ્વાભાવિક છે. બીજા કેટલાક લોકો જો પોતાને બે ઘોડાની ગાડી મળે, તો ઉલટી મોટાઈ માને છે." આ પ્રમાણે વિનોદવાર્તા પૂરી થયા બાદ સ્વામીજી જવાને તૈયાર થયા, ત્યારે ગુરુશ્રીએ ગાડી જોડવાનું કહ્યુ, એટલે સ્વામીશ્રીએ કહ્યું કે, "મને ગાડીની જરૂર નથી, હું ચાલીને જઈશ." એમ કહી તેઓશ્રી ચાલીને ગયા.

તે પછી બીજે દિવસે રવિવારે ગુરુશ્રીએ મને કહ્યું, "સ્વામીશ્રીને તમે એમ કહેજો કે તમારી હજામત વધી ગઈ છે, માટે અહિં આવી હજામત કરાવી સ્નાન કરો." એ વાત મેં સ્વામીશ્રીને કહી એટલે સ્વામીશ્રી ત્યાં પધાર્યા. તે વખતે ગુરુશ્રીએ સ્વામીજીને વંદન કરીને તેમને ગાદી ઉપર બેસવા કહ્યું. તેમણે તે ઉપર નહિ બેસતાં નીચે બેસવા માંડયું, ત્યારે ગુરુશ્રીએ આગ્રહ કરીને ગાદી પર બેસાડયા. પછી સ્વામીશ્રીએ વાત કરી. "એક રાજા હતા (હિંદુસ્તાનમાં જ હતા, તેમનું નામ હાલમાં હું ભૂલી ગયો છું) તેમને એક વખત કોઈ પ્રસંગે રૈયત તરફથી પાન સોપારી માટે બોલાવવામાં આવ્યા હતા. તે વખતે તે લોકોએ રાજાને માટે ગાદી, તકિયા બિછાવી રાખ્યા હતા. રાજા આવીને જાજમ ઉપર બેસવા લાગ્યા, ત્યારે બધાએ કહ્યું કે, 'મહારાજા! આપ ગાદી પર બિરાજો.' ત્યારે રાજાએ કહ્યું કે, 'ગાદી તો પરમાત્માની છે.' એમ કહી પોતે બેઠા નહિ. રાજા છતાં પણ નહિ બેઠા તો મને ત્યાગીને ગાદી પર બેસવું ઠીક લાગતું નથી. છતાં આપે આગ્રહ કર્યો તો બેસી ગયો."

ગુરુશ્રી બોલ્યા કે, "પ્રથમ ઋષિમુનિઓ રાજાની પાસે જતા હતા તે વખતે રાજાઓ તેમને રત્નજડિત સિંહાસન ઉપર બેસાડીને પોતે પ્રધાન મંડળ સહ બધા ઉભા રહેતા. એ તો સનાતનથી ચાલ્યું આવે છે." ત્યારે સ્વામીશ્રી કહેવા લાગ્યા કે, "ઋષિમુનિઓ બધા જ્ઞાની હોવાથી તેમને સિંહાસન પર બેસાડો અગર તો ધૂળમાં બેસાડો, પણ તેમને તો બન્ને સરખું જ હતું. મને તો એ દશા પ્રાપ્ત નથી થઈ. હજી માનાપમાન બુદ્ધિ ગઈ નથી, અને તે જવું મને ઘણું કઠણ લાગે છે."

कंचन त्यजनां स्हेल हे, सहज त्रियाको नेह ।
मान बडाइ इरषा तुलसी दुर्लभ एह ॥

પછી ગુરુશ્રીએ તેમને વિનતિ કરી, "તમારી હજામત વધી ગઈ છે માટે મેં બોલાવ્યા હતા તો હજામત કરાવ્યા બાદ સ્નાન કરીને તમારાં કપડાં

ઘણાં ફાટેલાં છે, માટે આ નવાં કપડાં પહેરશો." (અગાઉથી ગુરુશ્રીએ તેમને માટે નવાં કપડાં ભગવાં રંગાવીને તૈયાર રાખ્યાં હતાં) ત્યારે સ્વામીશ્રી કહેવા લાગ્યા "અમારે ત્યાગીને તો ભૂત જેવોજ વેશ રાખવો જોઈએ જેથી કોઈ ભાવ પણ પૂછે નહિ." પછી ગુરુશ્રી કહેવા લાગ્યા, "તમે ગમે તેવો વેશ રાખો તોપણ તમારૂં તેજ છુપું ન રહે. જ્યારે બુદ્ધ મહારાજ ત્યાગી થયા ત્યારે ફાટેલાં કપડાં પહેરતા હતા, તોપણ જ્યાં જ્યાં જતા હતા ત્યાં ત્યાં બધા તેમને આધીન થઇ જતા હતા." સ્વામીશ્રીએ કહ્યું "હું જ્યાં જ્યાં સ્વામીઓ પાસે જાઉં છું ત્યાં મને બધા દરિદ્રી કહે છે." ગુરુશ્રી આ સાંભળી હસવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, "ભર્તૃહરિ મહારાજને એક રાજાએ એમ પૂછ્યું હતું કે, 'આ દરિદ્રતા ક્યાંથી લીધી?' ત્યારે ભર્તૃહરિ મહારાજે જવાબ આપ્યો કે 'તમારા કરતાં મોટું રાજ્ય આપીને આ દરિદ્રતા લીધી છે.' આ સાંભળી ગુરુશ્રી પાસે બેઠેલાઓને હસવું આવ્યું. પછી સ્નાન ભિક્ષા વગેરે કરીને સ્વામીશ્રી બેઠા હતા ત્યારે પ્રસંગ નીકળતાં સ્વામીશ્રીને એક વકીલે પ્રશ્ન કર્યો કે, "તમે હઠયોગ જાણો છો?" તે સાંભળીને ગુરુશ્રી બોલ્યા કે, "પ્રશ્ન કરવો તે વિવેકથી કરવો. જ્યારે જનકરાજાની સભામાં યાજ્ઞવલ્કય આદિ ઋષિયો બેઠા હતા ત્યારે જનકરાજાને બ્રહ્મવિદ્યા સંબંધી પ્રશ્ન પૂછવાની ઇચ્છા થઈ. ત્યારે વિચાર્યું કે જો હું પૂછીશ કે તમે કોઈ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરી શકો છો તો તે અવિવેક થશે, અને કોઈ ઋષિ જવાબ નહિ આપે. તેથી કરી હજાર ગાયો મંગાવી અને રાજાજી બોલ્યા કે, 'જે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરનાર હોય તે આ લઈ જાય.' ત્યારે યાજ્ઞવલ્કય ઋષિએ તેમના શિષ્યોને ગાયો લઈ જવાનું કહ્યું, અને પછી બ્રહ્મવિદ્યાનું પ્રતિપાદન કરવા માંડયું."

પછી સ્વામીશ્રીએ કહ્યું કે, "હઠયોગ અનુભવદ્વારા પૂરો કર્યો નથી પણ થોડું ઘણું શાસ્ત્ર જાણું છું. પહેલાં મેં થોડો ઘણો પ્રયત્ન કર્યો હતો, પરંતુ અનુભવી ગુરુ ન મળવાથી તે પડતો મૂકવો પડયો હતો. બહુ તો શું પણ પ્રાણાયામ જાણનાર પણ ક્વચિત્ જોવામાં આવે છે. પ્રાણાયામના ઉત્તમ, મધ્યમ અને અધમ એવા ત્રણ પ્રકાર છે. જે પ્રાણાયામમાં પ્રથમ પ્રસ્વેદ વળી પછી કંપન થાય અને છેવટે આસન જમીનથી અદ્ધર થાય તેને ઉત્તમ પ્રાણાયામ ગણ્યો છે. આવી રીતે ઉત્તમ પ્રાણાયામ જાણનાર પણ આજકાલ જોવામાં આવતા નથી. તો સમાધિ સુધી પહોંચેલાની વાત જ શી કરવી? શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં કહે છે કેઃ—

न तस्य रोगो न जरा न मृत्युः प्राप्तस्य योगाग्निमयं शरीरम् ।

અર્થઃ—તે (યોગી) ને રોગ (થતો) નથી, વૃદ્ધાવસ્થા (આવતી) નથી, (ને) મૃત્યુ (ને પામતા) નથી, એટલે દીર્ઘકાળ તેમનું શરીર ટકે છે.

યોગનાં આવાં જે અવાન્તર ફળ હોય છે તે આજે જોવામાં આવતાં નથી, એટલું જ નહિ પણ નાના પ્રકારનાં અનિષ્ટ ફળ ભોગવનાર મેં ઘણા જોયા છે."

આ સાંભળી ગુરુશ્રી કહેવા લાગ્યા કે, "થોડું ઘણું મેં પણ જોએલું, કારણ હઠયોગથી મનનો નિરોધ સહેલાઈથી થાય છે. પરન્તુ હઠયોગ પૂર્ણ જાણવાવાળા કોઈ જોયા નથી. તેમજ હઠયોગમાં ભૂલ થાય તો વિપરીત પરિણામ આવે છે. જ્યારે રાજયોગમાં કંઈ પણ ભય નથી અને તેમાં પૂર્ણ અનુભવી પણ મળી શકે. તેથી આજ કાલ રાજયોગ સારો છે."

પછી બીજો પ્રસંગ નીકળતાં સ્વામીશ્રી આબારાવ સાથે માનથી બોલવા લાગ્યા; ત્યારે આબારાવ કહેવા લાગ્યા, "અમે તો આપનાં બચ્ચાં છીએ. અમને માન ન ઘટે. એથી શરમાવાનું થાય છે." આ સાંભળી ગુરુશ્રીએ એક દ્રષ્ટાંત આપ્યુંઃ–

એક રાજા પોતાના પ્રધાન સાથે કેટલાક સ્વાર લઈ ઘોડે બેસી ફરવા ગયા હતા. રસ્તામાં મોટું વંટોળીયું આવ્યું. વંટોળીઆનું જોર એટલું બધું વધી પડયું કે તેને લીધે સૌ જુદા જુદા વીખરાઈ ગયા. જ્યારે વંટોળીયું શાન્ત પડયું ત્યારે જોયું તો પોતે ભૂલા પડયા છે એમ રાજાને લાગ્યું. ત્યાં આગળ બે ચાર રસ્તા પડતા હતા. જેથી એક રસ્તે જતાં એક ઝાડ નીચે એક મહાત્મા બેઠેલા જોયા. તે આંખે દેખી શકતા ન હતા. તેમને જોઈ રાજાએ પૂછયું, "મહારાજ, શહેરમાં આ રસ્તે થઈ જવાશે?" મહાત્મા બોલ્યા, "હા રાજાજી જવાશે."

એટલામાં પ્રધાનજી આવી પહોંચ્યા અને પૂછયું, "સાધુ મહારાજ, રાજાજીને આ રસ્તે જતાં જોયા?"

મહાત્મા બોલ્યા, "હા પ્રધાનજી, આજ રસ્તે ગયા." એટલામાં ઘોડેસ્વાર પણ આવ્યા અને પૂછયું, "અબે અંધા! અમારા રાજા સાહેબ અને પ્રધાનસાહેબને આ રસ્તે જતાં જોયા?"

મહાત્મા બોલ્યા "હા, સિપાઈ."

એ પછી ઘોડા દોડાવી પ્રધાન અને સ્વાર સૌ રાજાને જઈ મળ્યા. ત્યારે રાજાએ પ્રધાનજીને પૂછયું, "તમને હું આજ રસ્તેથી આવ્યો છું તે કોણે બતાવ્યું?"

તેમણે મહાત્મા સાથે થયેલા સવાલ જવાબ કહ્યા. પછી સ્વારને પૂછયું, ત્યારે તેમણે પણ મહારાજ સાથેના સવાલ જવાબ કહ્યાં. એ સાંભળી રાજા

બોલ્યા, " મને રાજા કહી બોલાવ્યો, તમને પ્રધાનજી કહી બોલાવ્યા અને સ્વારને સિપાઈ કહી બોલાવ્યા તો તે અંધ હોવા છતાં શી રીતે જુદા જુદા અધિકારી જાણી શકયા તે ચાલો પુછીએ." એમ કહી પાછા તેઓ મહાત્મા પાસે ગયા અને પૂછવા લાગ્યા કે, " મહારાજ, આપનાથી તો દેખાતું નથી, છતાં મને રાજા, પ્રધાનજીને પ્રધાન, અને સ્વારને સિપાઈ, એમ શી રીતે આપ બોલાવી શકયા ? "

મહાત્મા બોલ્યા, " તમારી વાણીથી હું ઓળખી શકયો, કારણ કે તમે મહારાજા છો માટેજ તમે મને ' મહારાજ ' કહી બોલાવ્યો, પ્રધાનજીએ મને ' સાધુ મહારાજ ' કહ્યો અને સ્વારે મને ' અબે અંધા ' કહ્યો. તે વાણીભેદ ઉપરથી તમારો અધિકારભેદ હું સમજી શકયો. કેમકે જેમ માણસ નાનું તેમ વાણીમાં હલકાઈ હોય છે. કહ્યું છે કેઃ—

यदा यदा मुञ्चति वाक्यबाणम्।
तदा तदा जातिकुलप्रमाणम् ॥

અર્થઃ-જેમ જેમ વાણીરૂપી બાણ છોડે, તેમ તેમ જાતિ અને કુળનું માપ થાય છે.

તેથી સ્વામીશ્રી કોઈની પણ સાથે માનથી બોલે તેમાં નવાઈ નહિ; કારણ મહત્પુરુષોની વાણીમાં તોછડાઈ ન હોય.

આ સઘળો વાર્તાલાપ થયા પછી સૌ પોતપોતાના આસન પર ચાલ્યા ગયા. પછી મેં કહ્યું, " આપની આજ્ઞાથી હું પ્રાણાયામ કરૂં છું અને આપે કહ્યું કે હઠયોગથી વિપરીત પરિણામ આવે છે તો મારે શું કરવું ? " ગુરુશ્રીએ કહ્યું, " થોડા આવશ્યક છે તેટલા કરવા; વધારેમાં પડવું નહિ. "

ત્યારબાદ બે ચાર દિવસ પછી સ્વામીશ્રી રામેશ્વર જવાના હોવાથી ગુરુશ્રીએ તેમની સાધારણ સગવડ સચવાય તેટલા પુરતા પૈસા આપવા માંડયા. પણ સ્વામીશ્રીએ તેનો સ્વીકાર કર્યો નહિ અને કહ્યું કે મદ્રાસ સુધીની ટિકિટ લઈ આપો. જે ઉપરથી તેમ કરવામાં આવ્યું અને સ્વામીશ્રી વિદાય થયા.

## ૪૦ વૃદ્ધ જાગીરદાર સાથે ધર્મચર્ચા.

એક દિવસ ગુરુશ્રી પાસે હું બેઠો હતો, તે વખતે એક વૃદ્ધ જાગીરદાર તથા એક પંચકેશવાળા બ્રાહ્મણ પાસેના ગામમાંથી ( બેલગામ ) શહેરમાં આવેલા, તે પોતાના બે ત્રણ ઓળખીતાને લઈ ગુરુશ્રી પાસે આવ્યા. ગુરુશ્રીએ પંચકેશવાળા બ્રાહ્મણને ત્યાગી સમજી ઊઠીને નમસ્કાર કર્યા; જે ઉપરથી પંચકેશવાળા બ્રાહ્મણે કહ્યું કે, " હું કંઈ મહાત્મા નથી, પણ એક બ્રાહ્મણ છું. કોઇ કારણસર મેં પંચકેશ રાખ્યા છે. " પછી સૌને બેસાડયા અને દ્રષ્ટાંત કહ્યું કેઃ—

એક વખત એક રાજા સાંજને વખતે નદીકિનારે પાલખીમાં બેસી ફરવા જતા હતા, તેવામાં એક ધોબી લંગોટી પહેરી કપડાં ધોવાને માટી ખોદી તેની ગાંસડી ઊચકી નદીકિનારે નાખીને, પછી એક માટીના લોટિયામાં પાણી લઈ શૌચ જતો હતો. તેનું શરીર માટીથી ખરડાયલું હતું. આવી સ્થિતિમાં તેને જોઈ તેને મહાત્મા સમજી રાજાએ પાલખીમાંથી ઉતરી નમસ્કાર કર્યા. આથી ધોબીએ રાજાને ઓળખી કહ્યું કે, " બાપુ, હું ધોબી છું. " રાજા બોલ્યા કે, " કંઈ હરકત નહિ. તું ગમે તેમ હો પણ મારી ભાવનામાં તો ધોબી નથી. " એમ કહીને રાજા પાલખીમાં બેસી ચાલતા થયા.

એવીજ રીતે મારી ભાવનામાં આપ મહાત્મા હતા, તો મહાત્માજ છો, તેમ વળી આપ તો બ્રાહ્મણ છો, તો નમસ્કાર કરવા યોગ્યજ છો.

પંચકેશવાળા બ્રાહ્મણે કહ્યું કે, "આજકાલ વેદધર્મનો લોપ થતો જાય છે. મને એવી ઇચ્છા થાય છે કે, " હું મોટો ચક્રવર્તિ રાજા થાઉં: કારણ જો રાજા હોઉં તો વેદધર્મનો પ્રચાર કરૂં, માટે એવા રાજા થવાને શું સાધન કરવું ? " ગુરુશ્રીએ કહ્યું કે, " ચક્રવર્તિ રાજાની આજ્ઞા તેની હયાતી સુધી પળાય છે, પણ મહાત્માઓની આજ્ઞા જગત્ હોય છે ત્યાંસુધી પળાય છે. આજ સુધીમાં ઘણા ચક્રવર્તિ રાજા થઈ ગયા તેમની આજ્ઞા તેમના પછી કોઈ પાળતું નથી; પણ મહમદ, ક્રાઇસ્ટ, વ્યાસાદિની આજ્ઞા હજી સુધી પણ પળાય છે. મહમદે અમુક કહ્યું છે એટલું સાંભળતાંજ સર્વ મુસલમાન તરતજ તેનું પાલન કરે છે, તેમજ ક્રાઇસ્ટની આજ્ઞાનું ખ્રિસ્તીઓ પાલન કરે છે, અને વ્યાસાદિકની આજ્ઞા હિંદુઓ માને છે. વળી ચક્રવર્તિ થવું તો આ જન્મમાં અસંભવિત છે. તેને માટે તો બીજો જન્મ લેવો પડે અને મહાત્મા તો આ જન્મેજ થવાય માટે મહાત્મા થવાનું સાધન કરો. "

ત્યાર બાદ પ્રસંગ નીકળતાં પંચકેશવાળા બ્રાહ્મણ શંકા કરવા લાગ્યા કે "જીવ અને ઈશ્વર એક કહેવાય છે પરંતુ તેમાં ઈશ્વર સર્વજ્ઞ, સર્વ શક્તિમાન છે અને જીવ અલ્પજ્ઞ કે અલ્પ શક્તિવાળો છે. આવાં વિરોધવાળાં લક્ષણો જીવ તથા ઈશ્વરમાં છે તો પછી તેઓ એક છે એમ કેમ સમજાય? અને જો જીવ ઈશ્વર એક માનીએ તો ઉપાસ્ય ઉપાસક ભાવ ન બને." ગુરુશ્રી બોલ્યા, "અધિષ્ઠાન ઈશ્વરનું અને જીવનું એકજ છે, પરંતુ મૂળ પ્રકૃતિરુપ અજ્ઞાનના માયા અને અવિદ્યા એમ બે વિભાગ પડે છે.

मायाचाविद्याच स्वयमेव भवति ।

અર્થ—માયા અને અવિદ્યા પોતે (મૂળ પ્રકૃતિરુપ અજ્ઞાન) થાય છે.

તે પૈકી માયા સત્વપ્રધાન છે અને પોતાના આશ્રયને આચ્છાદન કરતી નથી તેથી તે વિશિષ્ટ ચૈતન્ય ઈશ્વર, સર્વજ્ઞ, સર્વ શક્તિમાન છે, અને અવિદ્યા તમસ પ્રધાન છે અને પોતાના આશ્રયને આચ્છાદન કરે છે, તેથી તે વિશિષ્ટ ચૈતન્ય જીવ, અલ્પજ્ઞ, અલ્પ શક્તિમાન્ છે. આમ ઉપાધિભેદ છે, તેથી જીવ ઈશ્વરમાં વિરોધ પ્રતીત થાય છે. જો કીડી પર એક નાનો પત્થર મૂકીએ તો તે મરી જાય અને હાથી ઉપર કળશી પથરા ભરીએ તોપણ તેને કંઈ થાય નહિ અને તેટલો ભાર સુખેથી ઉપાડી શકે છે. જીવાત્મા તો બન્નેનો સરખો છે, પણ શરીરરુપ ઉપાધિના ભેદથી આ ભેદ પડે છે. વળી જેમ સમુદ્ર અને તરંગ બન્ને જળની અપેક્ષાથી એકજ છે, પરંતુ સમુદ્રમાં સેંકડો મગરમચ્છ, વહાણો વગેરે રહે છે અને તરંગમાં એવું કંઈ રહી શકે નહિ. સમુદ્ર અને તરંગમાં ઉપાધિભેદ વડે આ ભેદ પડે છે. ઉપાધિના ભેદથી ઈશ્વર મોટો છે અને જીવ નાનો છે. ઈશ્વર ઉપાસ્ય છે અને જીવ ઉપાસક છે, અને તત્ત્વદૃષ્ટિથી બન્ને એકજ છે. ભગવાન શંકરાચાર્યે આ સંબંધમાં કહ્યું છે કે:—

सत्यपि भेदापगमे नाथ ! तवाहं न मामकीनस्त्वम् ।
सामुद्रोहि तरंगः क्वचन समुद्रो न तारंगः ॥

અર્થ:—હે નાથ! ભેદનો અભાવ છે, તોપણ હું તારો (તમારો) છું, તું મારો નથી (તમે મારા નથી). તરંગ સમુદ્રનો છે, પણ સમુદ્ર કોઈ પણ રીતે તરંગનો થતો નથી. (તત્વ દૃષ્ટિથી સૌમાં એકજ છે.)

હનુમાનજી હમેંશાં ભગવાન રામચંદ્રજીની સેવામાં તત્પર રહેતા. તેથી કેટલાક સભાજનોને શંકા પડેલી કે હનુમાનજી કેટલાંક વર્ષથી ભગવાનની સેવામાં છે, પરંતુ હજુ સુધી દાસ અને દાસ જ છે. એ વાત રામચંદ્રજીના જાણવામાં આવી તેથી ભરસભામાં એક દિવસ હનુમાનજીને ભગવાને તેમના

સ્વરુપ સંબંધી પ્રશ્ન કર્યો કે તમારૂં સ્વરુપ શું ? તેમણે વિચાર્યું, 'જો હું રામચંદ્રજીનો દાસ છું એમ કહીશ તો ભગવાનની સેવા કરવા છતાં હું દાસનો દાસ રહ્યો એમ મારે માટે લોક વિચાર બાંધશે. જો હું બ્રહ્મ છું એમ કહીશ તો લોક શંકા કરશે કે જો તમે બ્રહ્મ છો તો રામચંદ્રજીની સેવા શું કામ કરો છો?' આમ વિચાર કરી તેમણે આ જવાબ દીધોઃ—

देहभावेन दासोऽस्मि जीवभावेत्वदंशकः ।
आत्मभावे त्वमेवाहमिति मे निश्चितामतिः ॥

અર્થઃ—દેહભાવથી હું તમારો દાસ છું, જીવ ભાવથી તમારો અંશ છું અને આત્મભાવે તો તમે તેજ હું છું એમ મારો દૃઢ નિશ્ચય છે.

કહેવાનું તાત્પર્ય એ કે દેહેન્દ્રિયાદિકની અપેક્ષાથી આપણે આખા વિશ્વના દાસ છીએ એવો દાસત્વભાવ ધારણ કરવાથી ગર્વ, અભિમાન, રાગ-દ્વેષાદિક દોષો નિવૃત્ત થતાં ઈશ્વરભાવને પ્રાપ્ત થવાય છે. કદાચિત્ કોઈ પુરુષ આપણા સામો ક્રોધ કરી આવે તો તેને પરમાત્માનું નૃસિંહ સ્વરુપ જાણવું; કોઈ ધુતારો આવે તો તેને વામન સ્વરુપ જાણવા, કોઈ પ્રપંચી પ્રપંચ કરવા આવે તો તેને કૃષ્ણ પરમાત્મા જાણવા, અને કોઈ ધર્માત્મા આવે તો તેને ભગવાન રામચંદ્રજી સમજવા. અર્થાત્ સર્વને પરમાત્માસ્વરુપ જોવા, કારણ જેમ ઈશ્વરે જુદા જુદા અવતાર લીધા છે તેમ જગતમાં એક જ પરમાત્માએ અનેક રુપો ધારણ કર્યાં છે. ભગવતી શ્રુતિ પણ કહે છે કેઃ—

तत्सृष्ट्वा तदेवानुप्राविशत् ॥

અર્થઃ—પરમાત્માએ તેને (કાર્યને) સૃજી તેનીજ અંદર પોતે જીવરુપથી પ્રવેશ કર્યો.

આ દૃષ્ટિ ધારણ કરવાથી પશુ, પક્ષી આદિ સર્વ પ્રાણીમાં મનુષ્ય પરમાત્માનાં દર્શન કરે છે. તે વિષે શ્રીમદ્ ભાગવતમાં પણ શ્લોક છેઃ—

ईश्वरो जीवकलया प्रविष्टो भगवानिति ।
प्रणमेद् दण्डवद् भूमावाश्वचाण्डालगोखरम् ॥

અર્થ—સર્વમાં જગદીશ્વરે પોતાની જીવકલારુપથી પ્રવેશ કર્યો છે એવું સમજીને શ્વાન, ચાંડાળ, બળદ અને ગધેડાને પણ નમસ્કાર કરવા જોઈએ.

કોઈપણ પ્રાણીને તુચ્છ સમજવું અને પોતાને મોટો ગણવો, હું પોતે કોઈને નમસ્કાર આદિ ન કરૂં તથા બધાં મનુષ્ય મને નમસ્કાર કરે એવું અભિમાન ન કરતાં સર્વમાં ઈશ્વરભાવ રાખીને નમસ્કાર કરવા. અર્થાત્ રસ્તામાં જતાં આવતાં પશુ પક્ષ્યાદિને નમસ્કાર કરતા જવું એમ કહેવાનું તાત્પર્ય નથી, પરંતુ ઈશ્વરભાવ કરવો. એમ કરવાથી અભિમાનાદિ નાશ

પામે છે, શત્રુ, મિત્ર, વગેરેમાં વિષમ દૃષ્ટિ દૂર થાય છે અને સર્વાત્મભાવ આવે છે. એવો સર્વાત્મભાવ જ્ઞાનદેવમાં હતો.

જ્ઞાનદેવજી પોતાના બંધુ સાથે બ્રાહ્મણો પાસે ગયા અને પોતે સંન્યાસીનાં બાળકો હોવાથી કોઈ પણ રીતે પ્રાયશ્ચિતથી પાવન કરી યજ્ઞોપવિત ધારણ કરાવવાની વિનતિ કરી. બ્રાહ્મણોએ સભા ભરી નિર્ણય કર્યો કે સંન્યાસીનાં બાળક માટે કોઈ પણ પ્રાયશ્ચિત નથી, અને તે પ્રમાણે જ્ઞાનદેવ તથા તેમના બંધુઓને જણાવ્યું. તે પછી સભા વિસર્જન કરવાનો સમય આવ્યો, એટલામાં કોઇ માણસે જ્ઞાનદેવ તથા નિવૃત્તિનાથ (તેમના ભાઇ)ને પૂછયું, 'તમે તમારા નામનો અર્થ સમજો છો ? સમજતા હો તો કહો.' નિવૃત્તિનાથે કહ્યું કે, 'મારૂં નામ નિવૃત્તિ છે એટલે પ્રવૃત્તિ માર્ગમાં ન પડતાં સદા સ્વસુખામૃત અનુભવું છું.' જ્ઞાનદેવે કહ્યું, 'મારા નામ પ્રમાણે સકળ વેદ મને આવડે છે.' નાના છોકરાને મોઢે આ મોટી વાત સાંભળીને સભાસદોથી હસ્યા સિવાય રહેવાયું નહિ. તેટલામાં એક જણ રસ્તામાં જતા પાડાને જોઈ બોલ્યો, 'નામમાં શું છે ? આ પાડાનું નામ પણ જ્ઞાનદેવ છે.' આ સાંભળી જ્ઞાનદેવ બોલ્યા, 'ખરેખર, આ પાડામાં અને મારામાં આત્મભાવે લેશ પણ ભેદ નથી. તે પાડો પણ મારો જ આત્મા છે. સર્વ દેહોમાં એકજ પરમાત્મા ભરેલો છે. અનેક ઘડામાંના પાણીમાં એકજ સૂર્ય પ્રતિબિંબિત થાય છે. ઉપાધિભેદથી તે ભિન્ન ભિન્ન દેખાય, પણ વિવેકીને તો સૂર્યના એકત્વ પ્રતિજ લક્ષ છે. જેથી જેની દૃષ્ટિ કારણ પર ચોંટેલી હોય છે તે કાર્યના દર્શનથી જરાપણ આશ્ચર્ય પામતો નથી. સુવર્ણના વિવિધ અલંકારો જેમ સુવર્ણરુપજ છે, પ્રતિબિંબનું અધિષ્ટાન જેમ બિંબજ છે, પટ જેમ તંતુરુપ જ છે, તેમ નામરુપાત્મક જગત્ પણ એક પરમાત્મસ્વરુપ જ છે.'

ચૈતન્યની સાથે તન્મય થયેલા જ્ઞાનદેવની દૃષ્ટિમાં પોતામાં અને પાડામાં કંઈ પણ ભેદ નહતો. જ્ઞાનદેવના અંતરમાંના આ અભેદભાવની પ્રતીતિ બ્રાહ્મણોને તરત જ થઈ. પાડાના રખેવાળે પાડાની પીઠ પર ત્રણ ફટકા માર્યા કે તરત જ જ્ઞાનદેવની પીઠ પર તેના સોળ ઉઠયા અને તેમાંથી રકત વહેવા લાગ્યું. આ જોતાં સર્વ સભાસદોના આશ્ચર્યનો પાર રહ્યો નહિ."

તે પછી પંચકેશવાળા બ્રાહ્મણ શંકા કરવા લાગ્યા કે "ઉપાસના છે તો તેમાં ભેદ ઉપાસના કરવી કે અભેદ ઉપાસના કરવી ?" તે સાંભળી ગુરુશ્રી કહેવા લાગ્યા કે, "યત્કિંચિત્ ભેદદૃષ્ટિ સિવાય ઉપાસના સંભવતી નથી. નિર્ગુણ ઇન્દ્રાદિ ભિન્ન ભિન્ન ઉપાસ્ય દેવતાઓની પ્રાપ્તિ માટે તેને ઉપાસ્ય દેવની સાથે અભેદ ઉપાસનાની આવશ્યકતા છે તેથી અભેદ ઉપાસના જ એક છે; તથાપિ અધિકારીના ભેદ પ્રમાણે ઉપાસનાના ભેદ છે. સર્વ

મનુષ્ય અભેદ ઉપાસના કરી શકતા નથી; કારણ દેહાધ્યાસ નિમિત્ત જેના મનમાં ભેદદષ્ટિ દઢ થઈ છે, તેને પહેલાં ભેદ ઉપાસના કરવાથી અભેદ ઉપાસનાની યોગ્યતા ઇશ્વરકૃપાથી પ્રાપ્ત થાય છે. પશ્ચાત્ અભેદ ઉપાસના જ સર્વને કરવાની છે. દેવતાદિની ઉપાસનાથી હિરણ્યગર્ભની ઉપાસના ઉચ્ચ શ્રેણીની છે, પણ સર્વશઃ નિર્ગુણ બ્રહ્મની ઉપાસના ઉત્તમ છે. ”

પછી આવેલા વૃદ્ધ જાગીરદાર કહેવા લાગ્યા, “ મને આશીર્વાદ આપો તો આ ઉપાસનાઓ મારાથી થાય. કારણ સંસારમાં સુખની આશાએ ફસાઈ ગયો છું, પણ હજુ સુધી સુખ ન દેખાયું.” તે સાંભળી ગુરુશ્રી કહેવા લાગ્યા, “એક ગરીબ ગરાસીયો કોઈ યોગી પુરુષ પાસે જતો હતો અને સેવા કરતો હતો. એક દિવસ ગુરુ પ્રસન્ન થયેલા જાણી ગરાસીયો કહેવા લાગ્યો કે, ‘હું ઘણો દુઃખી છું, મને ખાવા પીવાનું પણ સાધન નથી.’ ત્યારે દયા આવવાથી મહાત્માએ આશીર્વાદ આપ્યો કે, ‘તને કંઈ જાગીર મળશે.’ થોડા દિવસ પછી તે થોડા ગામનો ધણી થયો, છતાં મહાત્મા પાસે આવ્યો, અને એજ પ્રમાણે કહેવા લાગ્યો, ત્યારે મહાત્માએ આશીર્વાદ આપ્યો કે, ‘જા તને રાજ્ય મળશે.’ તે મુજબ રાજગાદી પણ મળી. છતાં મહાત્મા પાસે આવ્યો અને તેજ મુજબ કહેવા લાગ્યો, ત્યારે મહાત્માએ આશીર્વાદ આપ્યો કે, ‘જા તું ચક્રવર્તિ થઈશ.’ ચક્રવર્તિ થયા પછી થોડા દિવસ શાંતિ રહી. પછી પાછો મહાત્મા પાસે આવી તેજ મુજબ કહેવા લાગ્યો કે, ‘હજુ હું દુઃખી છું.’ ત્યારે મહાત્માએ કહ્યું કે, ‘સર્વ પ્રકારના ચક્રવર્તિ રાજ્યના ઉત્તમમાં ઉત્તમ યથેચ્છ વૈભવનો અનુભવ મળ્યા છતાં તું દુઃખી છે, તો હવે તું મારા જેવો થઈ જા, એટલે બધી ઉપાધિ મૂકીને બ્રહ્મસુખનો અનુભવ કરનારો થઈ જા.’

કહેવાનું તાત્પર્ય એ કે, મોટા મોટા વિષયોમાં ગમે તેટલું સુખ દેખાય તોપણ તે થોડા દિવસ જ ઠીક લાગે છે, કેમકે સર્વ વિષયોમાં સુખની ભ્રાન્તિ છે, વાસ્તવિક તો વિષયોમાં સુખ નથી. પણ જેણે બ્રહ્મનો અનુભવ કર્યો છે તેને નિત્ય અને પરમસુખ પ્રાપ્ત થાય છે, બીજાને નહિ. આ સંબંધમાં શ્રુતિ કહે છે કેઃ—

एकोवशी सर्वभूतान्तरात्मा एकं रूपं बहुधा यः करोति ।
तमात्मस्थं येऽनुपश्यन्तिधीरा स्तेषां सुखंशाश्वतं नेतरेषाम् ॥

અર્થઃ—જે એક વશી (નિયંતા) સર્વ ભૂતોનો અંતરાત્મા છે તથા જે એક રૂપને ઘણાં રૂપ કરે છે તે શરીરમાં રહેલાને જે વિવેકીઓ સાક્ષાત્ અનુભવે છે, તેઓને નિત્ય સુખ થાય છે; બીજાઓને નહિ

માટે જો સુખ જોઈતું હોય તો તમે તમારૂં બધું સંસારનું કાર્ય છોકરાંઓને સોંપીને એકાંતમાં બેસીને પ્રભુનું ભજન કરો, એટલે ધીમે ધીમે ખરૂં સુખ મળશે." આ સાંભળી સાથે આવેલા સર્વ લોકો હસવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, "આપે ઠીક ઉપદેશ કર્યો."

થોડા દિવસ પછી જાગીરદાર તેમના સગાને લઈ ગુરુશ્રી પાસે આવ્યા અને પ્રસંગ નીકળતાં પૂછવા લાગ્યા કે, "અમે વંશપરંપરાથી વિષ્ણુભક્ત છીએ, છતાં અમારા કુળમાં થોડા વખતથી મલિન ઉપાસના દેખાદેખીથી દાખલ થઈ છે તો મારે શું કરવું?" તે ઉપર ગુરુશ્રીએ એક દષ્ટાંત કહ્યું:-"એક બ્રાહ્મણ એક પર્વને દિવસે વહેલો ઊઠી સમુદ્રસ્નાન માટે નીકળ્યો; સાથે પંચપાત્ર અને તરભાણું હતાં. તે સમુદ્રકિનારે દાટી તેના પર રેતીનો ઢગલો કર્યો અને જરા દૂર શૌચ કરવા ગયો. તેને આવતાં વાર થઈ તેટલામાં બીજા સમુદ્ર પર જનાર માણસે આ રેતીના ઢગલાને જોઈ કલ્પના કરી કે, આજે રેતીનો ઢગલો કરી પૂજા કરવાનો વિધિ હશે. તેમ ધારી પોતે તે પ્રમાણે રેતીને લિંગાકાર કરી પુષ્પ ચઢાવ્યાં. તેનું જોઈ બીજા હજારો માણસ જે સમુદ્ર પર આવતા ગયા તે પણ તે પ્રમાણે કરતા ગયા. બ્રાહ્મણે આવી જોયું તો અનેક ઢગલા જોયા અને પોતે પંચપાત્ર કયાં દાટયું હતું તેનો પત્તો લાગવો અસંભવિત જણાવાથી બોલ્યો કેઃ—

गतानुगतिको लोको न लोकः पारमार्थिकः ।
वालुकालिंगमात्रेण गतं वै ताम्रभाजनम् ॥

**અર્થ**—લોક દેખાદેખી કરનાર છે, સત્ય શોધનાર નથી. રેતીના ફક્ત લિંગ કરવાથી તામ્રપાત્ર ખોયું.

આવી રીતે દેખાદેખી કરવું એ ધર્મ નથી. સાચો ધર્મ શું છે તે સમજીને આચરવો જોઈએ." પછી જાગીરદાર સાથે આવેલા તેમના સગાએ પૂછયું, "સાચો ધર્મ કયો છે તે કેમ સમજાય?" ગુરુશ્રીએ કહ્યું, "આજે કાલ જ્યાં ત્યાં લોકો દેખાદેખી કરે છે. સત્ય ધર્મ શું છે તે થોડાજ સમજે છે. માટે વેદોક્ત ધર્મ આચરવો એજ ઉત્તમ છે. તેને માટે ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરવો જોઈએ. સંસ્કૃત ન આવડે તો ઘણાં ભાષાન્તર થયાં છે તેનો અભ્યાસ કરી ધર્મ અધર્મનો નિશ્ચય કરવો."

પછી જાગીરદારે કહ્યું, "હવે મને કોઈ તીર્થમાં જઈ એકાંતમાં રહેવાની ઇચ્છા થાય છે. અહિં વ્યવહારની તેમજ સગાં સંબંધીની અનેક ઉપાધિ તથા રાજસી વૈભવ વચ્ચે રહી સાધન કરવું અશક્ય લાગે છે." ગુરુશ્રીએ કહ્યું:—"એક વખત વસિષ્ઠ મહારાજ પૃથ્વીમાં એકાંત નહિ મળે એમ ધારી અંતરિક્ષમાં

ગયા. ત્યાં પણ સૂક્ષ્મ દષ્ટિમાં દેવાદિક વગેરે મળ્યા અને જે એકાંત જોઈતું હતું તે ત્યાં પણ મળ્યું નહિ. એકાંત મનનું જોઈએ. સમૂહમાં રહી સાધન કરવું વધુ ઉત્તમ છે. ઉપાધિથી ડરી દૂર જવાથી અંતરમાંથી ઉપાધિ છૂટશે નહિ. છોડવાનું છે તે અંતરમાં છે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

बनेषु दोषाः प्रभवन्तिरागिणां गृहेषुपंचेन्द्रियनिग्रहस्तपः ।
अकुत्सिते कर्मणि यः प्रवर्तते निवृत्तरागस्य गृह तपोवनम् ॥

અર્થઃ—રાગી પુરુષોને વનમાં પણ દોષ ઉત્પન્ન થાય છે. ઘરમા રહી પાંચે ઇન્દ્રિયનો નિગ્રહ કરવો એ તપ છે. નિન્દિત કર્મમાં જે પ્રવૃત્ત થતા નથી અને જે રાગ રહિત થાય છે, તેને ઘરજ તપોવન છે.

જેના અંતઃકરણમાંથી રાગ ગયો નથી તે જંગલમાં પણ મોટાં મોટાં મકાનો બનાવી અનેક વૈભવ ભોગવે છે. ઘણી વખત ત્યાં ઉલટા વધુ વૈભવમાં પડી જવાય છે. ઘરમાં રહેનારમાંના કેટલાકને ધીમે ધીમે એવાં સાધન સંપન્ન થાય છે કે જેની અન્યને પણ ખબર પડતી નથી. સાધનમાં વૈરાગ્ય અને નિવૃત્તિની મુખ્ય આવશ્યકતા છે. આ બે આપનામાં છે તેથી બહાર જવાની જરૂર નથી.

તેથી કયું સાધન યોગ્ય છે અને પોતાનો અધિકાર કયા સાધનમાં છે તે બરાબર સમજી તે કરવાથી રસ્તો મળે છે, તેથી કોઈ શાસ્ત્રીને બોલાવી હમેંશાં શ્રવણ કરવાનું રાખવું."

જાગીરદારના સંબંધીએ કહ્યું, "શાસ્ત્રી યથાર્થ સમજાવે એવા કયાં છે? બધા સ્વાર્થી છે." ગુરુશ્રીએ તે ઉપર દ્રષ્ટાંત આપ્યુંઃ—

"એક રાજા હતો તેની પાસે જે બ્રાહ્મણ યાચના કરવા આવે તેની આગળ એક પાણીનો ભરેલો ઘડો મૂકી કહે કે, 'તમે આ ઘડો પાણી પી જાઓ તો દક્ષણા મળે. અગસ્ત્ય ઋષિ સમુદ્ર પી ગયા તો સમુદ્ર નહિ પણ આટલો ઘડો પાણી પીવું તમારે મન રમત હોવી જોઈએ.' એમ કહે એટલે બ્રાહ્મણો પાછા જતા. એમ બે ચાર વર્ષ વીત્યા બાદ એક બ્રાહ્મણના મનમાં એમ આવ્યું કે રાજાને બરાબર શાસન આપવું જોઈએ. તેથી તેણે એક નાનો પત્થર લઈ રાજા પાસે ભર સભામાં જઈ યાચના કરી. રાજાએ કહ્યું 'અમારો કરાર શું છે તે ખબર છે ને?' બ્રાહ્મણે કહ્યું, 'હા, હું તે જાણીનેજ પાણી પીવા આવ્યો છું.' રાજાને આશ્ચર્ય થયું અને પાણીનો ઘડો મંગાવી બ્રાહ્મણની સામે મુકાવ્યો. બ્રાહ્મણે પોતાની પાસેનો પથ્થર લઈ રાજા સામે રાખ્યો. બ્રાહ્મણે કહ્યું, 'રામચંદ્રજીએ મોટા મોટા પર્વત સમુદ્રમાં તરાવ્યા. આપ પણ ક્ષત્રી છો તો પર્વત નહિ પણ આટલો પત્થર તરાવો.' રાજાએ કહ્યું, 'એ કેવી વાત!' બ્રાહ્મણે કહ્યું, એ એમજ વાત છે કે પહેલાં જેવા

બ્રાહ્મણ હતા તેવા ક્ષત્રિય પણ હતા. આજે જેવા આપ ક્ષત્રિય છો તેવો હું બ્રાહ્મણ છું.' એ સાંભળી સભાને પણ લાગ્યું કે આ બ્રાહ્મણ રાજાને બરાબર ગુરુ મળ્યો." આ દ્રષ્ટાંત કહી ગુરુશ્રી કહેવા લાગ્યા કે, "આપ બ્રાહ્મણની ટીકા કરો છો, પણ આપ ક્ષત્રિય છો અને આપને જેમ સ્વધર્મનું યથાર્થ પાલન કરવું બનતું નથી, તેમ બ્રાહ્મણને પણ ન બને તો તેમાં આશ્ચર્ય નથી." આ સાંભળી સર્વ હસવા લાગ્યા.

પછી જાગીરદાર શંકા કરવા લાગ્યા કે, "ત્યારે મારે શ્રવણ કરવા લાયક શો ગ્રંથ છે?" ગુરુશ્રી કહેવા લાગ્યા કે, "ગ્રંથો તો ઘણા છે, પણ થોડામાં ગીતા એ સારો ગ્રંથ છે. તેમાં બધાનો સાર આવી જાય છે, અને તેની સાથે પ્રભુનું ભજન પણ ચલાવ્યા કરો." પછી જાગીરદાર કહેવા લાગ્યા, "ત્યારે ગામથી બહાર અમારી વાડીમાં એક મકાન છે તેમાં રહી એકાન્ત સેવીશ. મારાં ધર્મપત્નીને પણ સાથે રહી એકાંતમાં પ્રભુ ભજન કરવા ઉત્કંઠા છે." ગુરુશ્રી કહેવા લાગ્યા, "ઘણી સારી વાત છે. યાજ્ઞવલ્કય ઋષિ પોતે સંન્યાસ લેતી વખતે પોતાની બન્ને પત્નીઓ મૈત્રેયી અને કાત્યાયિનીને બોલાવી કહેવા લાગ્યા કે, 'હું સંન્યાસ લેવાનો છું, માટે મારી પાસે જે કાંઈ દ્રવ્ય છે તે તમને વહેંચી આપીશ.' આ વાત કાત્યાયિનીએ તો કબુલ કરી, પરંતુ મૈત્રેયીએ કહ્યું, 'આવું તુચ્છ ધન મારે જોઈતું નથી, પણ આત્મધન મને આપો.' એવી માગણી કરી ત્યારે તેને સાથે રાખીને પોતે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરીને તેને કાળના ભયમાંથી મુક્ત કરી, તેથી જે રસ્તે તમે જાઓ તે રસ્તે તમારાં અર્ધાગનાને લઈ જવાનો તમારો ધર્મ છે."



## ૪૧. सोऽहम्.

મેં એક વખત પૂછયું કે सोऽहम् નો જપ કેવી રીતે કરવો? ગુરુશ્રીએ ઉત્તર આપ્યો કે:-'सोऽहम्' એમાં બે શબ્દો છે: सः અને अहम्. सः નો અર્થ તે (બ્રહ્મ) અને अहम् નો અર્થ હું થાય છે. બન્ને શબ્દનો અર્થ તે (બ્રહ્મ) હું (છું) એમ થાય છે.

તે બન્ને શબ્દોનું સામાનાધિકરણ્ય છે, તેથી તે બન્ને બ્રહ્મ તથા આત્માનું એટલે કે જીવ અને બ્રહ્મનું એકત્વ કહે છે. सोऽहम् નો જપ આમ બને છે. શ્વાસ અંદર લેવાની ક્રિયાને પૂરક કહે છે, અને જો સાધક ધ્યાન આપશે તો તેને જણાશે કે પૂરક વખતે સ્વાભાવિક રીતે सो એવો ધ્વનિ થાય છે, તેમજ શ્વાસ મૂકતાં એટલે રેચકમાં हम् એવો ધ્વનિ થાય છે. તેથી એ

પૂરક ચિત્તવૃત્તિ જોડવાથી સાધકને સોઽહમ્ ના ધ્વનિનો અનુભવ અયત્ને થાય છે. માટે પ્રારંભે ઘણા સાધકોને ૐના જપ કરતાં સોઽહમ્ ના જપ વધારે સરલ પડે છે. ચિત્તવૃત્તિ રોકવાને કારણે આ સોઽહમ્ નો જપ ઉપયોગમાં લેવાય છે, અને જેઓ ધ્યાન કરવા અસમર્થ છે તેઓ માટે આ જપ ઉપયોગી છે. વળી વૈદિક પ્રણવ ૐકારનો જપ સોઽહમ્ નો જપ કરવાથી આપોઆપ થઈ જાય છે. શાસ્ત્રમાં કહ્યું છે:—

सकारंच हकारंच लोपयित्वा प्रयोजयेत् ।
संधिं च पूर्वरूपाख्यं ततोऽसौ प्रणवो भवेत् ॥

**અર્થ—સોઽહમ્**માંથી સકાર અને હકારનો લોપ કરીને પૂર્વરૂપ નામની (એકાદેશ) સંધિ કરીએ, તો એ **સોઽહમ્** પ્રણવ **ओम्** ૐ થાય છે.

આમ સોઽહમ્નો જપ શ્રેષ્ઠ છે એમ ધારી અર્થભાવના સહિત જપ કરવામાં આવે તો વિક્ષેપ (ચિત્તની ચંચળતા) રુપદોષની નિવૃત્તિ થાય છે; ઈશ્વરનો અનુગ્રહ થાય છે અને નિર્વિકલ્પ સમાધિ સુધી પહોંચવાનું સાધન બને છે.

તે સોઽહમ્ ઉપર ગુરુશ્રીએ એક દ્રષ્ટાંત આપ્યું કે:—

એક જંજાળી માણસે કોઈ મહાત્માની પાસે જઈ વિનતિ કરી કે, "મહારાજ, જો મારે મારી બધી જંજાળ ન કરવી પડે તો હું ઈશ્વરમાં મન જોડું; માટે મને તેવો રસ્તો બતાવવા કૃપા કરો." મહાત્માએ ઉત્તર આપ્યો કે, "થોડો વખત ખોટી થવું પડશે." તેણે હા કહી. મહાત્માએ કહ્યું કે, "આ મંત્ર આપું છું. તે ચાળીશ દિવસ જપવો, એટલે તારી પાસે એક વેતાળ આવશે. તેને તું તારી જે જંજાળ હોય તે સોંપી દેજે અને પછી તારૂં મન ઈશ્વરમાં જોડજે." તે માણસે તે મંત્ર ગુરુના કહેવા પ્રમાણે સાધ્યો એટલે વેતાળ હાજર થયો. જ્યારે તેને કામ બતાવવા માંડયું, ત્યારે તેણે કહ્યું કે, "હું કામ તો કરીશ, પણ જ્યારે કામ ખૂટશે અને નવું કામ બતાવવામાં નહિ આવે ત્યારે હું મારે રસ્તે ચાલ્યો જઈશ." તે માણસે હા કહી અને કામ બતાવવા માંડયું. જ્યારે વેતાળની કામ કરવાની ઝડપથી સર્વ કામ પૂરાં થઈ રહ્યાં, ત્યારે તે માણસ મહાત્મા પાસે ગયો અને તેમને વિનતિ કરી કે, "મહારાજ, હવે વેતાળને કયું કામ બતાવવું? જો હું તેને કામ નહિ બતાવું તો તે જતો રહેશે." ગુરુશ્રીએ કહ્યું કે, "એક મોટો થાંભલો રોપ. જ્યારે તારે કામ હોય ત્યારે તેને કામ બતાવજે, અને ન હોય ત્યારે થાંભલા પર ચઢ ઉતર કરવા કહેજે." તે માણસે ઘેર આવી વેતાળને અરણ્યમાં જઈને એક મોટો થાંભલો લાવવાનું કહ્યું. તેણે તે પ્રમાણે થાંભલો લઈ આવી ખાડો ખોદી ઊભો કર્યો. જ્યારે ખપ હોય ત્યારે

વેતાળને બીજું કામ બતાવે, નહિ તો થાંભલા પર ચડ ઉતર કરવાનું સોંપે. આ પ્રમાણે કરવાથી થોડા વખતમાં વેતાળ થાક્યો, અને તે માણસને કહેવા લાગ્યો કે, "તું જે કામ બતાવીશ તે કરીશ અને નહિ બતાવે ત્યારે બેસી રહીશ; માટે મને થાંભલાની ચડ ઉતર કરવાનું કહીશ નહિ." તે માણસે તેમ કરી વેતાળને તાબે કર્યો.

તાત્પર્ય કે, મન વેતાળ જેવું ચંચળ છે તેને सोऽहम् રૂપી થાંભલે ચડ ઉતર કરવાનું સોંપતાં તે થાકી જાય છે, અને તેની ચંચળતા મટી વશ રહે છે. सोऽहम् ( અજપાજપ ) સ્વાભાવિક પૂરક રેચક દ્વારા ચાલી રહ્યો છે, તેની સાથે ચિત્તવૃત્તિનું અનુસંધાન રાખવાથી સંકલ્પ વિકલ્પ બંધ થઈને મન કાબુમાં આવે છે.



## ૪૨. અહંગ્રહ ધ્યાન.

હું જ્યારે મદ્રાસ તરફથી બીજી વાર પાછો આવ્યો ત્યારે ગુરુશ્રી અપરોક્ષાનુભૂતિની કથા કરતા હતા. એ કથામાંથી ચાર શ્લોકોના સંબંધમાં મારા સ્મરણ મુજબ લખાવું છું:—

> ब्रह्मैवास्मीति सद्वृत्त्या निरालंबतया स्थितिः ।
> ध्यानशब्देन विख्याता परमानंददायिनी ॥

અર્થ:—હું બ્રહ્મજ છું એવી રીતે અબાધિત વૃત્તિ વડે આલંબન રહિત ઉત્કૃષ્ટ આનંદ દેનારી જે સ્થિતિ તે ધ્યાન શબ્દ વડે પ્રખ્યાત છે.

ધ્યેયની સાથે ધ્યાતા અભેદ કરીને ધ્યાન કરે તે અહંગ્રહ ધ્યાન કહેવાય છે, અને એ ધ્યાનનો વિષય अहं ब्रह्मास्मि । હું બ્રહ્મ છું એ અહંગ્રહ ધ્યાન માંડૂક્ય ઉપનિષદ્‌ની રીતિથી ૐકારની વાચ્ય अमात्र જે શુદ્ધ બ્રહ્મ સ્વરુપ છે, તે હું છું, એમ કરવાનું છે.

સમષ્ટિ સ્થૂલ પ્રપંચ સહિત ચેતન વિરાટ્ કહેવાય છે. વ્યષ્ટિ સ્થૂલ અભિમાની વિશ્વ કહેવાય છે. વ્યષ્ટિ સમષ્ટિની અંતર્ગત હોય છે તેથી વિરાટ્‌માં વિશ્વ અંતર્ગત છે. સ્થૂલ ઉપાધિ હોવાથી વિશ્વ અને વિરાટ્ ભિન્ન પ્રતીત થાય છે, પણ વાસ્તવિક ભેદ નથી. ૐકારની પ્રથમ માત્રા अकार છે તેનો વિશ્વરૂપ વિરાટ્ સાથે અભેદ છે, કેમકે બ્રહ્મના સમષ્ટિ પક્ષમાં વિરાટ્, હિરણ્યગર્ભ, ઈશ્વર અને એ ત્રણેના અધિષ્ઠાન ઈશ્વર સાક્ષી, એ ચાર પાદો છે.

सोऽयमात्मा चतुष्पात् । તે આ આત્મા ચાર પાદવાળો છે. તેમ વ્યષ્ટિ પક્ષમાં આત્માના વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ, અને એ ત્રણેના અધિષ્ઠાન જીવ સાક્ષી એ ચાર પાદો છે. ૐ કારની अ કાર, उ કાર, म કાર તથા अ માત્રા એ ચાર માત્રા છે.

માંડૂક્ય શ્રુતિના કહેવા પ્રમાણે पादा मात्रा मात्राश्च पादाः । પાદ માત્રા છે ને માત્રા પાદ છે. આમ માત્રા તથા પાદોનો અભેદ કહ્યો છે. વસ્તુના વિભાગને પાદ કહે છે ને શબ્દના વિભાગને માત્રા કહે છે. જેમ આત્માનો પ્રથમ પાદ વિશ્વ છે અને બ્રહ્મનો પ્રથમ પાદ વિરાટ્ છે, તેમ ૐકારની ચાર માત્રામાં પ્રથમ માત્રા અકાર છે; તેથી પ્રથમના ધર્મ ત્રણેમાં સમાન હોવાથી વિશ્વ, વિરાટ્ અને અકાર એ ત્રણેનો અભેદ છે, એમ ચિંતન કરે. જેમ વિરાટ તથા વિશ્વનો અભેદ છે, તેમજ હિરણ્યગર્ભ અને તૈજસ પણ અભિન્નજ છે; કારણ કે તે બન્નેમાં સૂક્ષ્મ ઉપાધિ હોવાથી ભેદ જણાય છે, વાસ્તવિક તો અભેદજ છે. અભેદ સંબંધવાળા હિરણ્યગર્ભ તૈજસની સાથે, ૐકારની બીજી માત્રા ઉકાર છે તેનું અભેદ ચિંતન કરે; કારણ કે આત્માના પાદોમાં દ્વિતીય પાદ તૈજસ છે, બ્રહ્મના પાદોમાં દ્વિતીય પાદ હિરણ્યગર્ભ છે અને ૐકારની દ્વિતીય માત્રા ઉકાર છે, એટલે કે દ્વિતીયના ધર્મ બધામાં સમાન છે, તેથી તે બધાનો અભેદ સમજે. પ્રાજ્ઞ, ઈશ્વર અને ૐકારની તૃતીય માત્રા મકાર છે તે ત્રણેનો પણ અભેદ સમજે; કારણ કે કારણ ઉપાધિને લીધેજ ઈશ્વર અને પ્રાજ્ઞ ભિન્ન પ્રતીત થાય છે. પારમાર્થિક અને ઉપાધિને લીધે કલ્પિત એમ બે સ્વરુપ આત્માનાં છે, તેમાં વિશ્વ, તૈજસ ને પ્રાજ્ઞ એ ત્રણે પાદ અનુક્રમે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ઉપાધિને લીધેજ છે, તેથી તે કલ્પિત છે, અને જે તુરીય પાદ છે તે પારમાર્થિક છે. જેમ આત્માનાં બે સ્વરુપ છે, તેમ ૐકારનાં પણ બે સ્વરુપ છે. અકાર, ઉકાર, મકાર એ ત્રણે માત્રારુપ જે વર્ણ તે અવાસ્તવિક છે, અને માત્રા વિષે વ્યાપક અસ્તિ, ભાતિ અને પ્રિયરુપ જે અધિષ્ઠાન ચેતન છે તેજ अमात्र પરમાર્થરુપ છે. अमात्र એટલે જેની માત્રા (વિભાગ) ન હોય તે. આવી રીતે જે બે સ્વરુપવાળો પ્રણવ છે તેનું બે સ્વરુપવાળા આત્માની સાથે અભેદ ચિંતન કરે. આવી રીતે તેઓનો અભેદ સમજી લઈ ચિંતન કરતાં શીખે. વિશ્વનો વિરાટ્માં તથા વિરાટનો અકારમાં લય કરે; તૈજસનો હિરણ્યગર્ભમાં તથા હિરણ્યગર્ભનો ઉકારમાં લય કરે; પ્રાજ્ઞનો ઈશ્વરમાં તથા ઈશ્વરનો મકારમાં લય કરે; જીવ સાક્ષીનો ઈશ્વર સાક્ષીમાં તથા ઈશ્વર સાક્ષીનો अमात्रમાં લય કરે; અને અકારનો ઉકારમાં તથા ઉકારનો મકારમાં અને મકારનો अमात्रમાં લય કરી શેષ રહેલ अमात्र જે શુદ્ધ બ્રહ્મસ્વરુપ છે, તે હું છું, એમ અહંગ્રહ ધ્યાન કરે. જે ધ્યાનમાં સાધકનો નિર્ણય એવો હોય છે કે "ઈશ્વર કે બ્રહ્મ અન્ય છે, હું તેથી અન્ય છું." તે પ્રમાણે ભિન્ન કરી ઉપાસના કરનારી ભેદ ઉપાસના છે; તેથી તેને ભાવના પ્રમાણે બ્રહ્મલોક સુધી ફળ મળે છે. આવા ઉપાસક માટે શ્રુતિમાં કહે છે કે:—

अथ योऽन्यां देवतामुपास्तेऽन्योऽसावन्योऽहमस्मीति न स वेद ।

**અર્થ**:—હવે જે ઉપાસક ભિન્ન દેવને, આ ઉપાસના કરવા યોગ્ય દેવ મારાથી ભિન્ન છે ને હું તે ઉપાસના કરવા યોગ્ય દેવથી ભિન્ન છું એમ ભેદદષ્ટિ વડે ઉપાસના કરે છે, તે ઉપાસનાના સ્વરુપને જાણતો નથી.

ધ્યાનની બાબતમાં "જેવી ભાવના તેવું ફળ" એ તો શાસ્ત્રનો સિદ્ધાંત છે, તેથી જેવી ભાવનાથી ધ્યાતા ધ્યેયનું ધ્યાન કરે છે તેવો તે ધ્યાતા બને છે.

સગુણનું પણ અહંગ્રહ ધ્યાન થાય છે. યોગવાસિષ્ઠમાં ઐંદવોના ઉપાખ્યાનમાં વર્ણન છે કે ઐંદવો (ઇંદુના પુત્રો) કૈલાસ પર્વત ઉપર ગયા હતા; અને કોનું ધ્યાન ધરવું એમ પરસ્પર વિચારતાં મોટાભાઇ મહામતિએ કહ્યું કે, "હું બ્રહ્મા છું એમ બ્રહ્માનું અહંગ્રહ ધ્યાન કરવાથી બ્રહ્માસ્વરુપ થવાય છે; માટે તમે સર્વે મારા કહેવા પ્રમાણે વર્તો. હું પદ્માસનમાં બેઠેલો બ્રહ્મા છું, તેજ વડે પ્રકાશું છું અને સજું છું, એ પ્રમાણે શ્રુતિમાં કહેવા મુજબઃ—

યોઽસાવાદિત્યે પુરુષઃ સોઽહમસ્મિ ॥

'જે આ સૂર્યમાં પુરુષ (છે) તે હું છું,' એમ હિરણ્યગર્ભની ઉપાસના કરો, અને જયાંસુધી બ્રહ્માભાવ પ્રાપ્ત થાય ત્યાંસુધી ધ્યાન કરો." જયેષ્ઠ ભાઇના કહેવા પ્રમાણે તે બ્રાહ્મણો જયેષ્ઠ ભ્રાતાની સાથેજ ધ્યાનમાં બેઠા, બધા બ્રહ્મા સ્વરુપ થયા અને દરેકનાં જુદાં જુદાં બ્રહ્માંડ થયાં. બ્રહ્માને આશ્ચર્ય થયું કે મારા જેવા દશ બ્રહ્માઓ કયાંથી? આ વાત અલંકારરુપ છે. તાત્પર્ય એટલું જ કે ભાવના પ્રમાણે સિદ્ધિ થાય છે. શ્રુતિમાં કહ્યું છે કેઃ—

તં યથા યથોપાસતે તદેવ ભવતિ ॥

**અર્થ**:—તે પરમાત્માને જેવે જેવે પ્રકારે ઉપાસે છે તેજ સ્વરુપે ઉપાસક થાય છે, એટલે ઉપાસકની ભાવના એજ ફળ મેળવવામાં મુખ્ય છે.

મૂળ શ્લોકમાં આલંબન રહિત અહંગ્રહ ધ્યાન કરવાનું કહ્યું છે તે અધિકારી પરત્વે કહ્યું છે. જેમ શીખતી વખતે એક નવો ગારૂડી કાંઇ પણ આધાર લઇને શરૂઆતમાં ગુલાંટની કસરત શીખે છે; તે બરાબર આવડ્યા પછી પોતાની મેળે આધાર સિવાય ગુલાંટના ખેલ કરી શકે છે; પછી અભ્યાસના પરિપાકથી ગુલાંટમાં પણ અધર ગુલાંટ ખાઇ શકે છે; તેમ પ્રથમ વૃત્તિ દેશાદિ (ભ્રુકુટિ આદિ) આલંબનથી સવિકલ્પ બ્રહ્માકાર થાય છે; બાદ અભ્યાસ વધતો જાય ત્યાર પછી ધારણાપ્રદેશના તેમજ શબ્દ આદિના આલંબન સિવાય સવિકલ્પરુપ પહેલી સમાધિ થઇ અદ્વૈતભાવનારુપ બીજી નિર્વિકલ્પ સમાધિ થઇ શકે છે; માટે ઉત્તમ ઉપાસકને અહંગ્રહ ધ્યાન શ્રેષ્ઠ સાધન છે, અને અહંગ્રહ ધ્યાનથી અભેદ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે તથા અભેદ જ્ઞાન મુક્તિનું સાધન છે.

ઘણા લોકોને 'હું જીવ છું અથવા હું દેહ છું' એવી વિપરીત ભાવના થઈ ગઈ છે માટે 'હું બ્રહ્મ છું'' એવી અભેદ ઉપાસના ચિત્તમાં સ્થિર થતી નથી. આ અભેદ ઉપાસના બુદ્ધિમાં ન આવતી હોય, તોપણ વિશ્વાસ કરીને કરવી. આ સંબંધમાં પંચદશીમાં વિદ્યારણ્ય સ્વામીએ કહ્યું છે કે:—

अनुभूतेरभावेऽपि ब्रह्मास्मीत्येव चिंत्यताम् ।
अप्यसत्प्राप्यते ध्यानान्नित्याप्तं ब्रह्म किं पुनः ॥

અર્થ:—અનુભવનો અભાવ છતાં પણ "હું બ્રહ્મ છું" એમજ ચિંતન કરવું, કારણ કે અસત્ વસ્તુ પણ ધ્યાનથી પ્રાપ્ત થાય છે, તોપછી નિત્ય પ્રાપ્ત એવું બ્રહ્મ પ્રાપ્ત થાય એમાં શું ?

ભમરી ઝાડપાન ઉપરની લીલી ઇયળોને ડંખ મારતી જાય છે અને જે પડી ન જતાં ડંખ સહન કરી સ્થિર રહે છે તેને લઈ માટીના દરમાં મૂકે છે અને તે દરમાં એક નાનું બાકું રાખી ઝીણો ગણગણતો અવાજ કરે છે; તે અવાજ ઉપર ધ્યાન રાખીને દરમાંની ઇયળ ધીમે ધીમે ભમરીનું સ્વરૂપ ધારણ કરે છે. આવી રીતે અસત્ વસ્તુ પણ ધ્યાનથી પ્રાપ્ત થાય છે તો નિત્ય પ્રાપ્ત વસ્તુ કેમ પ્રાપ્ત ન થાય ?

---

## ૪૩. निर्विकल्पसमाधि.

निर्विकारतया वृत्त्या ब्रह्माकारतया पुनः ।
वृत्तिविस्मरणं सम्यक् समाधिर्ज्ञानसंज्ञकः ॥

અર્થ—નિર્વિકાર અને વળી બ્રહ્માકાર વૃત્તિ વડે અનાત્મવૃત્તિનું જે વિસ્મરણ તે જ્ઞાન નામની ઉત્તમ સમાધિ છે.

આ સમાધિ જ્ઞાનનું સાધન હોવાથી જ્ઞાનસંજ્ઞક કહેવાય છે. નિર્વિકાર—વિષયના અનુસંધાનથી રહિત—થવાથી વૃત્તિ સત્વપ્રધાન હોવાને લીધે બ્રહ્માકાર થાય છે. આ બ્રહ્માકાર વૃત્તિ શુદ્ધ, સાત્ત્વિક હોવાથી આવરણ ભંગ કરવાને સમર્થ થાય છે. જેમ તલવાર પ્રથમ ધાર વિનાની બનાવે છે અને તે પછી તેને ઘસીને તીક્ષ્ણ ધારવાળી તૈયાર કરે છે ત્યારે તે કાપવાને સમર્થ બને છે, તેમ અંતઃકરણની વૃત્તિ ઉપાસનાદ્વારા શુદ્ધ સાત્વિક થઈને આવરણભંગ કરે છે.

આવરણભંગને લીધે ધ્યેયાકાર વૃત્તિ જ્ઞેયાકાર થવાથી આ સમાધિને જ્ઞાનસમાધિ કહેલી છે. નિર્વિકલ્પ સમાધિ બે પ્રકારની છેઃ અદ્વૈત ભાવનારૂપ

અને અદ્વૈતાવસ્થાનરુપ. જેમાં ત્રિપુટી (ધ્યાતા, ધ્યાન, અને ધ્યેયનો અભાવ છે છતાં વૃત્તિ બ્રહ્માકાર છે, તે અદ્વૈત ભાવનારુપ નિર્વિકલ્પ સમાધિ કહેવાય; અને એ ભાવનારુપ વૃત્તિ જયારે સ્વરુપમાં લય પામે ત્યારે અદ્વૈતાવસ્થાનરુપ નિર્વિકલ્પ સમાધિ કહેવાય છે. અહિં શંકા થાય છે કે અદ્વૈત ભાવનામાં ધ્યાતા, ધ્યાન અને ધ્યેયનો અભાવ છતાં વૃત્તિ બ્રહ્માકાર છે, તો વૃત્તિ જ્યારે બ્રહ્માકાર છે ત્યારે તે સવિષયક છે કે નિર્વિષયક છે ? તેમજ જ્ઞાત છે કે અજ્ઞાત છે ? તેનું એમ સમાધાન છે કે અદ્વૈત ભાવનામાં આવરણ ભંગની ઉત્તર ક્ષણમાં વૃત્તિ સવિષયક છે અને અજ્ઞાત પણ છે. આ અનુભવનું અનુમાન ઉત્થાન અવસ્થામાં સ્મરણથી થાય છે કે અદ્વૈત ભાવના વખતે વૃત્તિ અજ્ઞાત અને સવિષયક છે. તેમજ વિદ્યારણ્ય સ્વામીએ પંચદશીમાં કહ્યું છે કેઃ—

वृत्तयस्तुत्तदानीमज्ञाता अप्यात्मगोचराः।
स्मरणादनुमीयन्ते व्युत्थितस्य समुत्थितात्॥

અર્થ—માત્ર આત્મા જેનો વિષય છે એવી વૃત્તિઓ તો તે વખતે (સમાધિમા) અજ્ઞાત છે; તથાપિ સમાધિમાંથી ઉત્થાન પામેલા યોગીના સ્મરણથી તેવી હોવાનું અનુમાન કરાય છે.

આવા રીતે ઉત્થાન પામેલા યોગીને અદ્વૈત ભાવના સુધી વૃત્તિ હોવાથી તેનું સ્મરણ વ્યુત્થાન અવસ્થામાં થાય છે, પણ અદ્વૈત અવસ્થાવાળા યોગીને તેનું સ્મરણ થતું નથી. આવા અદ્વૈતઅવસ્થાનરુપ નિર્વિકલ્પ સમાધિવાળા પ્રહ્લાદજીની સ્થિતિનું વર્ણન યોગવાસિષ્ઠમાં કરેલું છે કેઃ—નિર્વિકલ્પ સમાધિને પ્રાપ્ત થયેલા પ્રહ્લાદજી ચિત્રમાં ચીતરેલા હોય ને શિલામાંથી કોતરી કાઢેલા હોય, તેમ અદ્વૈત ભાવનાનો અનુભવ કરીને સ્વરુપ સામ્રાજ્યને પ્રાપ્ત થયેલા જણાતા હતા. જેમ ઘણું જળ પીવાથી પણ સમય વિના બીજમાંથી અંકુર નીકળતો નથી, તેમ દૈત્યોએ જગાડયા તોપણ પ્રહ્લાદજી જાગ્યા નહિ. નિર્વિકલ્પ સમાધિ કે જેમાં પરમાનંદ છે, તેમાં રહેલા પ્રહ્લાદજી દેહમાત્ર શેષ હોવાથી જાણે મરણ પામ્યા હોય તેમ બીજાના જોવામાં આવતા હતા; અને દૈત્યોએ મોટો પ્રયત્ન કર્યો તોપણ પ્રહ્લાદજી જાગ્યા નહિ. તે રાત્રીમાં બિડાયેલા કમળની પેઠે સમાધિમાંજ રહ્યા. તેમનું ચિત્ત તે વખતે આત્મામાં તલ્લીન થઈ ગયું હતું, તેથી સૂતેલા પુરુષની પેઠે જ્ઞાનવાર્તા પણ તેના જાણવામાં આવતી નહોતી. છેવટે જયારે વિષ્ણુ ભગવાને પોતે શંખનાદ કર્યો ત્યારેજ તે જાગ્યા.

અર્થાત્ પ્રહ્લાદજીએ જ્યારે નિર્વિકલ્પ સમાધિ સિદ્ધ કરી ત્યારેજ તેને

અપરોક્ષ જ્ઞાન થયું છે. માટે મુમુક્ષુએ અંતઃકરણને વૃત્તિશૂન્ય કરવા કટિબદ્ધ થવું. જ્યાંસુધી અંતઃકરણની વૃત્તિઓનો અભાવ થયો નથી, ત્યાં સુધી મૃત્યુનો ભય રહે છે. સર્પ દેડકાં વગેરેને ખાવા માટે સામેના દાંત વાપરે છે અને ડંસવા માટે ઝેરી દાંત વાપરે છે. જેમ મદારી ચીપીઆ વતી સર્પની દાઢ કાઢી નાખીને રમાડે છે, ત્યારે તે ગમે તેટલા ફુંફાડા મારે અને સામેના દાંતથી ગમે તેટલું કરડે તોપણ મદારીનું મરણ થતું નથી, તેમ સમાધિદ્વારા અંતઃકરણમાંથી મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારરુપી ચાર તામસ, રાજસ દાઢો નીકળી જાય છે, તો પછી વિષય સમક્ષ હોય તોપણ તેમાં પુરુષને આસક્તિ થતી નથી. વળી તે અદ્વૈત ભાવનારુપ સમાધિની બ્રહ્માકાર વૃત્તિ નિર્વિકલ્પ છે તથા સર્વ અનાત્માકાર વૃત્તિની બાધક છે, અને બળી રહેલા લાકડાના અગ્નિની પેઠે બ્રહ્માકાર વૃત્તિ પણ પાછળથી શમી જાય છે; માટે જ્યાંસુધી અંતઃકરણની વૃત્તિઓ તેના ઉપાદાન કારણમાં લીન ન થાય ત્યાંસુધી જન્મ મરણનો ભય મટતો નથી. માટે સમાધિના અભ્યાસ સિવાય 'હું કૂટસ્થ છું, હું સાક્ષી છું' એવો નિશ્ચય કરીને બેસવાથી જ્ઞાન થતું નથી. આજ કાલ આપણા લોકોમાં વૈરાગાદિ સાધનો નહિ હોવાથી સમાધિ સિદ્ધ કરવાને સમર્થ થતા નથી અને તેથી જ્ઞાન માટે સમાધિની આવશ્યકતા નથી અને નિત્ય પ્રાપ્ત વસ્તુ સમાધિ-દ્વારા પ્રાપ્ત થતી નથી એમ માનીને 'હું કુટસ્થ છું, હું સાક્ષી છું' એમ નિશ્ચય કરવો તેનું નામ જ્ઞાન એમ માની લે છે. જેમ કોઈ ગાંડો માણસ હું રાજા છું એમ માની લેવાથી તે રાજવૈભવનું સુખ પ્રાપ્ત કરી શકતો નથી, તે પ્રમાણે સમાધિ સિવાય 'હું બ્રહ્મ છું,' એવી એકલી માન્યતાથી બ્રહ્મ સાક્ષાત્કાર થતો નથી. શંકર ભગવાન કહે છે કેઃ—

निर्विकल्पसमाधिना स्फुटं ब्रह्मतत्त्वमवगम्यते ध्रुवम् ।
नान्यथा चलतया मनोगतेः प्रत्ययान्तरविमिश्रितं भवेत् ॥

અર્થઃ—નિર્વિકલ્પ સમાધિથી બ્રહ્મતત્ત્વનો અપરોક્ષ અનુભવ થાય છે; મનની ગતિ ચંચળ હોવાને લીધે બીજા કોઈ પ્રકારથી થતો નથી. (બીજા કોઈ પ્રકારથી) થાય તો તે ભ્રમ જ્ઞાનથી મિશ્રિત થાય છે.

વાસ્તે પૂર્ણ ભક્તિ વૈરાગ્ય ધારણ કરી સમાધિના દૃઢ અભ્યાસ માટે નિરંતર અભ્યાસ કરવો જોઈએ. જેમ પક્ષી બે પાંખ સિવાય ઊડી શકતું નથી તેમ ભક્તિ અને વૈરાગ્ય સિવાય જ્ઞાન થતું નથી.

# ૪૪. યોગીને આવતાં વિઘ્નો.

समाधौ क्रियमाणे तु विघ्नान्यायांति वै बलात् ।
अनुसंधानराहित्यमाल ्य भोगलालसम् ॥ १
लयस्तमश्च विक्षेपो र ास्वादश्च शून्यता ।
एवं यद्विघ्नबाहुल्यं त्याज्यं योगविदाशनैः ॥ २

અર્થ—પરંતુ સમાધિ વખતે વિઘ્ન ચોક્કસ બળાત્કારથી આવે છે. અનુસંધાન રહિતપણું, આળસ, ભોગમાં ઇચ્છા, લય, તમ (કાર્ય અકાર્યનો અવિવેક) વિક્ષેપ, રસાસ્વાદ અને શૂન્યતા એવાં જે અનેક વિઘ્ન છે તે યોગવિત્ પુરુષે ધીરેધીરે ત્યજવા યોગ્ય છે.

अनुसंधानराहित्यम्—ધ્યેયાકાર વૃત્તિની સ્થિરતાનો ભંગ. વિષય વડે અનુસંધાન તૂટે છે. જેને તપખીર સૂંઘવાનું કે બીડી પીવાનું દુર્વ્યસન હોય તેને અમુક અમુક સમયે તેની તલપ થાય છે અને તે જે કામમાં મચ્યો હોય તેમાંથી મન ઊઠી જાય છે. તો આ એકાગ્રતાના ગહન વિષયમાં તો અનુસંધાન તૂટી જાય તેમાં શું આશ્ચર્ય ? આ સંપૂર્ણ જગત્ બ્રહ્મસ્વરૂપ છે એવા પ્રકારના અભ્યાસ અને વૈરાગ્યથી આ વિઘ્ન દૂર કરી શકાય છે.

आलस्यम्—શરીર ઇંદ્રિયાદિના ગુરુત્વને કારણે ઉપજતો અનુત્સાહ. યુક્ત આહાર વિહારથી કફ આદિના નિવારણદ્વારા આળસ નામનું આ વિઘ્ન ટળી જાય છે.

भोगलालसम्—વૈભવ સુખની લાલસા ભોગલાલસા. આ ઉપર એક દૃષ્ટાંત છે કેઃ—વિષ્ટા અને છાણ ઉપર જીવનાર ગીગો નામે એક પતંગ છે, પરંતુ અન્ય રીતે તે ભ્રમરા જેવો છે. એવા એક ગીગાને એક ભ્રમરા સાથે મૈત્રી થઈ. ભ્રમરાએ વિચાર કર્યો કે આ ગીગો આ મલિન પદાર્થમાં રહે છે અને જીવે છે, તે કરતાં તે સરોવરમાં કમળમાંથી મધ ખાતો થાય તથા તેની સુગંધ ભોગવતો થાય તો સારૂં. એમ વિચારી તેણે તે વાત એક દિવસે ગીગાને કહી ને પોતાની સાથે આવવા કહ્યું. ગીગાએ વાયદા ઉપર વાયદા કરી બે ત્રણ માસ કાઢયા. તે પછી ભ્રમરે એક દિવસ ઘણો આગ્રહ કર્યો, ત્યારે તેણે બીજે દીવસે આવવા કબુલ્યું. ગીગો તર્ક કરવા લાગ્યો કે કમળ હોય કે ન હોય, તેમાં મધ હોય કે ન હોય, અને મધ હોય તોપણ તેના આહારથી મને આનંદ મળે કે ન મળે, એમ અનેક કુતર્ક કરી પોતાનાં નાક, પાંખ, વગેરેમાં પોતાને ખાવા માટે વિષ્ટાનો ખોરાક ભાતા તરીકે લીધો અને પછી ભમરા સાથે ગયો. ભ્રમરો કમળ ઉપર જઈ બેઠો અને બોલ્યો કે, "કેવી સારી

સુગંધ છે ?" ગીગો કહે, "મને કંઇ સુગંધ આવતી નથી." ભ્રમરને વહેમ પડયો કે આ ગીગો તેની સાથે વિષ્ટા લાવ્યો હશે માટે સુગંધ આવતી નહિ હોય. તે ઉપરથી ગીગાને તપાસ્યો, તો તેના નાક વગેરે સર્વ અંગમાં જ્યાં સંતાડાય ત્યાં વિષ્ટા ભરેલી હતી. તેથી તેને કહ્યું કે, "મૂર્ખ ! અહિં પણ વિષ્ટા લઇ આવ્યો છે ?" એમ કહી તેને સ્નાન કરાવ્યું. પછી ગીગાને ફરી કમળ ઉપર બેસાડયો, એટલે તે સુગંધમાં ગુલતાન થઈ તૃપ્તિ થાય ત્યાં સુધી મધ પી મસ્ત બન્યો અને બોલ્યો, "આવો આનંદ મેં જન્મારામાં કોઈ દિવસ ભોગવ્યો નહતો. હવે કોઈ વાર વિષ્ટાની ઇચ્છા નહિ કરૂં."

તાત્પર્ય કે વિષયવાસનારૂપ વિષ્ટાને અંતરમાં રાખી બ્રહ્મસુખનો જે અનુભવ કરવાની ઇચ્છા કરે, તેને ગીગાની માફક આનંદ મળી શકતો નથી, પરંતુ ભ્રમરરૂપ ગુરુના ઉપદેશરૂપ જળથી ભોગલાલસારૂપ વિષ્ટાને ધોઈ બ્રહ્મરૂપ કમળ પાસે લઈ જાય, ત્યારે પૂર્ણ શુદ્ધ આનંદનો અનુભવ થાય છે. જો યોગીને ભોગલાલસા હોય અને વળી વિષયનું ગ્રહણ કરે, તો તેનું મન વધારે સ્થૂળતા પામે છે. દેહાદિમાં આત્મભાવના કરવાથી તથા દેહનું નિરંતર ધ્યાન કરવાથી, પુત્ર, સ્ત્રી, કુટુંબ વગેરેની ભાવનાથી, આધિવ્યાધિનું બહુ ચિંતન તથા સંસારમાં આસ્થા અને હેયાહેય બુદ્ધિથી, વાતવાતમાં अहंअहं । એવા પ્રકારના વિકારથી, અનેક પદાર્થોમાં मम मम । એવા પ્રકારના વિકારથી તથા અનેક જગોએ નિરંતર इदं इद । ઇત્યાદિ પ્રકારની વૃત્તિઓથી, ઉપર ઉપરથી રમણીય લાગે એવા સ્ત્રી ધનાદિકથી અને તેવા પદાર્થોમાં સ્નેહ અને લોભ કરવાથી, દુષ્ટ આશાઓરૂપી દૂધ પીવાથી, ભોગરૂપી વાયુનો આહાર મળવાથી, વિષય ભોગમાં અથવા સંસારમાં આસ્થાગ્રહણરૂપી શરીરસંચારક્રિયા પ્રાપ્ત થવાથી ચિત્તરૂપી સર્પ સ્થૂળ થાય છે; માટે સર્વનો ત્યાગ કરીને આત્માનુંસંધાન કરવું. આત્માનુસંધાન કરવાથી વૃત્તિ સાત્ત્વિક થવાથી સૂક્ષ્મતાને પ્રાપ્ત થાય છે; અત્યંત સૂક્ષ્મ થવાથી બ્રહ્મદર્શન કરવા સમર્થ થાય છે. માટે શ્રુતિમાં કહ્યું છે કેઃ—

दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सक्ष्मदर्शिभिः ॥

**અર્થ**—સૂક્ષ્મદર્શી પુરુષથી સૂક્ષ્મ અને એકાગ્ર બુદ્ધિવડે આત્માનો સાક્ષાત્કાર કરાય છે.

વિષયમાં દોષદૃષ્ટિ કરવાથી આ વિઘ્ન મટે છે. જેમ ઝેરવાળા લાડુમાં ઝેર છે એમ જાણ્યા પછી ભૂખ્યાને પણ તે ખાવાની ઇચ્છા થતી નથી, તેમ વિષયમાં દોષદૃષ્ટિ થતાં તે ભોગવવાની ઇચ્છા થતી નથી.

**લયઃ**—અજીર્ણ, નિદ્રાશેષ, અતિ પરિશ્રમ વગેરેને લીધે બ્રહ્માકાર વૃત્તિનો અભાવ. અજીર્ણ આદિ લયનું કારણ નિવારણ કરવા વાસ્તે પથ્ય તથા લઘુ

ભોજન વગેરે દરેક વ્યવહારમાં યુક્તિ તથા નિયમાનુસાર પ્રવૃત્ત થવાથી, તેમ જ ઉત્થાન પ્રયત્ન વડે ચિત્તને જગાડવાથી આ વિઘ્ન મટે છે.

તમઃ—અવિવેકથી થનારૂં ભ્રાંતિદર્શન. યોગના અસાધનમાં સાધનપણાની બુદ્ધિ અને સાધનમાં અસાધનપણાની બુદ્ધિરુપ ભ્રાંતિદર્શન.

સ્ત્રી ધનાદિક યોગમાં વિઘ્ન કરનારાં છે, તો પણ તેમાં સાધનબુદ્ધિ એટલે આપણને એકાંતમાં ભજન કરતાં સ્ત્રી હોય તો મદદરુપ થાય એમ માનીને સ્ત્રીને સાથે રાખવાથી કોઈ પણ કાળે યોગસિદ્ધિ થાય નહિ. આપણે સાંભળ્યું છે કે ઋષિ મુનિઓને એ રીતે યોગાભ્યાસ કરતાં કરતાં બહુ વિઘ્ન આવ્યાં હતાં. એ રીતે ધનસંચય હોવાથી પણ આગળ આપણને સાધનરુપ થતાં યોગમાં મદદરુપ થઈ પડશે, એમ માની સંગ્રહ કરવાથી ચિત્તની એકાગ્રતા કયારે પણ થઈ શકતી નથી. શાસ્ત્રકારોએ એ પદાર્થોને યોગમાં વિઘ્ન કરનાર ગણ્યા છે, છતાં અંતર્યોગની જરૂર છે, બહિર્યોગની જરૂર નથી એમ અર્થનો અનર્થ કરી લે છે. શ્રીગીતામાં કહ્યું છે કે—

अधर्मं धर्ममिति या मन्यते तमसावृता ॥
सर्वार्थान्विपरीतांश्च बुद्धिःसा पार्थ तामसी ॥

અર્થઃ—આવરણથી ઢંકાઈ જઈને જે બુદ્ધિ અધર્મને ધર્મ સમજે છે અને સર્વ અર્થને ઉલટાજ દેખે છે તે બુદ્ધિ હે પાર્થ, તામસી છે.

અંતર્યોગની જરૂર છે; બહિર્યોગની જરૂર નથી, એમ કેટલાક ઉલટું સમજે છે અને બીજાને પણ સમજાવે છે, પણ જ્યારે અંતર્યોગ હોય છે ત્યારે તેને બહિર્યોગ કેમ ન હોય ? કેમકે બહિર્યોગ તો સુગમ છે અને અંતર્યોગ હોવો બહુ કઠણ છે; માટે અંતર્બહિર્ બંને ત્યાગ જ્યાંસુધી નથી ત્યાં સુધી યોગ ક્યારે પણ સિદ્ધ થતો નથી.

પૂર્વનાં પુણ્યથી, યોગ્ય ગુરુના ઉપદેશથી તથા સમાધિ પ્રતિપાદક શાસ્ત્રના વિચારથી આ વિઘ્ન ટાળી શકાય છે.

વિક્ષેપઃ—રાજસ વૃત્તિથી થતા કામાદિથી થનારી મનની ચંચળતા. સમાધિનો અભ્યાસ કરનાર પુરુષની ચિત્તવૃત્તિ જે વખતે વિષયાકાર થાય છે તે વખતે વિષયોમાં દોષદષ્ટિ જોઈને વૃત્તિને લક્ષ્યમાં સ્થિર કરવી જોઈએ. એવી રીતે લાંબા વખત સુધી અભ્યાસ કરતાં કરતાં તત્ત્વ સાક્ષાત્કારથી આ વિઘ્ન ટાળી શકાય છે.

રસાસ્વાદઃ-વિષયસુખથી અધિક અને બ્રહ્મ સુખથી ઉતરતું જે તુચ્છ સુખ યોગીને થાય તે રસ. નિર્વિકલ્પ સમાધિમાં અંતરાયરુપ એ રસના સુખનો

અનુભવ તે રસાસ્વાદ. આ રસ તુચ્છ છે અને બ્રહ્મસુખ નથી એવી ભાવનાથી આ વિઘ્ન દૂર કરી શકાય છે.

શૂન્યતા—કષાય, રાગદ્વેષાદિની પ્રબળ વાસનાથી વૃત્તિનું સ્તબ્ધ થવું. આ સ્થિતિ પણ બ્રહ્માકાર થયેલી નથી એવી ચિત્તની સ્તબ્ધ અવસ્થા. આવી સ્થિતિ થાય ત્યારે તે સમાધિ નથી એમ વિચાર કરવાથી પુનઃ ધ્યાનમાં જોડાવાથી આ વિઘ્ન દૂર થાય છે.

આમ અનેક વિઘ્નો યોગીને સમાધિમાં અંતરાયરુપ આવતાં જાય છે, તેથી તેને ટાળવાનો ધીમે ધીમે યત્ન કરવો. એક દ્રષ્ટાંત છે કેઃ—રબારીને સંભાળવા આપેલી વાછરડી જંગલમાં ભટકે છે અને ભટકવાની ટેવ શીખે છે. પછી જ્યારે તે ગાભણી થાય છે ત્યારે કળાથી એટલે ખાણની લાલચ આપીને ઘેર લાવવામાં આવે છે, તો પણ તેને ઘેર રહેવું ગમતું નથી અને લાગ આવે તો નાસી જાય છે; વળી ફરી પકડી લાવવામાં આવે છે. એમ કરતાં જ્યારે તે વિયાય છે ત્યારે વાછરડાના પ્રેમપાશમાં બંધાય છે, અને પછી ડાંગો મારી બહાર કાઢવામાં આવે તો પણ નીકળતી નથી. તે પ્રમાણે બુદ્ધિરુપી વાછરડી સંસારજંગલમાં ભટકે છે અને વિષયો ભોગવવારુપ કુટેવ શીખે છે. પછી પુણ્યોદય થયે જ્યારે મુમુક્ષુતારુપ ગર્ભ ધારણ કરે છે ત્યારે યોગદ્વારા બુદ્ધિને સ્થિર કરવાનો પ્રયત્ન થાય છે અને ધ્યાનાદિક ક્રિયા કરતાં રસરુપી ખાણ મળે છે, પણ ભટકવાની ટેવ હોવાથી લાગ આવે બુદ્ધિ ચલિત થાય છે. પરંતુ બુદ્ધિને જ્યારે સમાધિદ્વારા જ્ઞાનરુપી વાછરડું થાય છે, ત્યારે તેના પ્રેમમાં નિમગ્ન થએલી કોઇ પણ દુઃખરુપી પ્રહારથી ઘર છોડતી નથી, એટલે બહિર્મુખ થતી નથી.

આ પ્રમાણે દોષોની નિવૃત્તિ કરીને નિરોધ પ્રયત્ન વડે નિશ્ચય કરેલું ચિત્ત સ્વાભાવિક ચંચળતાથી વિષયાભિમુખ થઈને બહાર જાય, તો ફરી પણ નિરોધ પ્રયત્નથી બ્રહ્મમાં જોડે. આમ બ્રહ્મમાં એક થયેલું ચિત્ત લય તથા સ્તબ્ધ અવસ્થામાં હોતું નથી, શબ્દાદિ વિષયાકાર વૃત્તિનો અનુભવ કરતું નથી, અને રસનો પણ આસ્વાદ કરતું નથી. આમ પવન વગરના દેશના દીપની શિખા પ્રમાણે અચળ અને કોઈ પણ વિષયને આકારે ન જણાતું માત્ર બ્રહ્માકાર હોય છે. આ અદ્વૈત ભાવનારુપ નિર્વિકલ્પ સમાધિ છે. એ અદ્વૈત ભાવનારુપ વૃત્તિ કેવળ શુદ્ધ સાત્ત્વિક હોવાથી બ્રહ્મનો અનુભવ કરીને તે વૃત્તિ પણ લીન થઈ જાય છે. માટે યોગાભ્યાસ કરનારે આ સર્વ વિઘ્ન દૂર કરવા માટે પ્રબળ પુરુષાર્થ કરવો જોઈએ; કારણ કે श्रेयांसि बहुविघ्नानि સારૂં કામ કરવું હોય તો વિઘ્નો ઘણાં આવે છે; અને જો બુરૂં કામ કરવું હોય તો

ઉલટી મદદ મળે છે, એ કુદરતી નિયમ છે. વાસ્તે વિઘ્ન કરવાવાળા ઉપકરણોમાં લલચાઈને ન ફસાતાં તેનાથી સદા ચેતતા રહેવું; કારણ કે તેઓ બલાત્કારથી ફસાવે છે.

---

## ૪૯ तत्त्वमसि ।

એક રવિવારની સાંજે એક ગૃહસ્થે શંકા કરી કે, " ફક્ત तत्त्वमसि વાક્યથી જ અપરોક્ષ જ્ઞાન થવું સંભવી શકે ? શું અપરોક્ષ જ્ઞાન શબ્દજન્ય છે ? " ગુરુશ્રીએ કહ્યું, " શબ્દથી ઉત્તમ જિજ્ઞાસુને અપરોક્ષ જ્ઞાન સંભવે છે; મધ્યમ જિજ્ઞાસુને અદૃઢ અપરોક્ષ જ્ઞાન થાય છે, અને પછી દીર્ઘકાલ અભ્યાસ કરવાથી દૃઢ અપરોક્ષ જ્ઞાન થાય છે; પણ આપણા જેવાને તો શબ્દથી અદૃઢ અપરોક્ષજ્ઞાન પણ થતું નથી.

ઉદ્દાલક ઋષિએ પોતાના શ્વેતકેતુ નામના પુત્રને વિદ્યાધ્યયન કરવા સારૂ ગુરુ પાસે મોકલ્યો. ત્યાંથી તે થોડાં વર્ષ અભ્યાસ કરી ચાર વેદ, ષટ્શાસ્ત્ર, વગેરે સર્વ વિદ્યા સંપાદન કરી ઘેર આવ્યો અને પિતાને નમસ્કાર કર્યા નહિ. શ્વેતકેતુના મનમાં એવું અભિમાન આવ્યું કે, 'હું મોટો પંડિત છું; મારા જેટલી વિદ્યા પિતાએ સંપાદન કરી નથી.' આ એના મનનો અભિપ્રાય ઉદ્દાલક ઋષિ સમજી ગયા, તેથી પોતે મનમાં વિચાર કીધો કે, 'પુત્રને વિદ્યા ભણવા મોકલ્યો, પણ અવિદ્યા શીખી આવ્યો.' તોપણ પુત્રના ઉપર પ્રીતિ કરી, 'આવ પુત્ર ' એમ કહી પાસે બેસાડયો, અને પૂછ્યું કે, 'તેં ગુરુ પાસે શું અધ્યયન કીધું ?' તેણે પોતે જે જે શીખ્યો હતો તે સર્વ સંભળાવ્યું. પિતાએ પૂછ્યું, 'જે ઉપદેશથી અશ્રુત વસ્તુ શ્રુત થાય છે, અમત વસ્તુ મતિનો વિષય થાય છે અને અવિજ્ઞાત વસ્તુ વિજ્ઞાત થાય છે તે વિદ્યા તું શીખી આવ્યો છે કે નહિ ?' પુત્રે આશ્ચર્ય પામીને કહ્યું, 'ના, એવી વિદ્યા હું શીખ્યો નથી.' ત્યારે પિતાએ કહ્યું, 'તું કાંઈ શીખ્યો નથી. એ વિદ્યા હવે પાછો તારા ગુરુ પાસે શીખી આવ.'

પુત્રે કહ્યું, 'મારા ગુરુએ તો કહ્યું છે કે હું જે જે વિદ્યા શીખ્યો છું તે સર્વ તને ભણાવી છે, હવે મારી પાસે શીખવાનું કાંઈ રહ્યું નથી.' આ પ્રમાણે એનું સર્વ અભિમાન ગલિત થઈ ગયું અને પછી આગળ નમન કર્યું નહોતું તેને બદલે હવે સાષ્ટાંગ નમન કર્યું અને કહ્યું કે, 'પિતાશ્રી, આપજ એ વિદ્યાનો ઉપદેશ મને કરો.' ઉદ્દાલક ઋષિએ શ્વેતકેતુને तत्त्वमसि । મહાવાક્ય દ્વારા ભિન્ન ભિન્ન દૃષ્ટાંતોથી નવ વાર ઉપદેશ કર્યો."

तत्त्वमसि । મહાવાકય સંબંધે ગુરુશ્રી બોલ્યા કે, " ચાર વેદનાં ચાર મહાવાકયો છેઃ प्रज्ञानं ब्रह्म । अयमात्मा ब्रह्म । तत्त्वमसि । અને अहं ब्रह्मास्मि । માત્ર तत् પદાર્થ કે त्वम् પદાર્થના સ્વરુપનો બોધ આપનાર જે વાકય છે તેને અવાંતર વાકયો કહે છે. सत्यं ज्ञानमनन्तं ब्रह्म । એ વાકય तत् પદાર્થનું બોધક છે; અને य एष ह्यन्तज्यौतिः पुरुषः । એ વાકયે त्वम् પદાર્થના સ્વરુપનું બોધક છે. तत् પદાર્થ અને त्वम् પદાર્થના અભેદનાં બોધક तत्त्वमसि આદિ મહા વાકયો છે.

तत्त्वमसि ।–तत् , त्वम्, असि નો અર્થ 'તે તું છે'. મતલબ કે શિષ્ય તું બ્રહ્મ છે, એમ ગુરુનો એ વાકયથી શિષ્યને ઉપદેશ છે, અને શિષ્ય જો સાધન-સંપન્ન, અપવાદ દૃષ્ટિથી નિદિધ્યાસન તત્પર હોય, તો તે શિષ્યને એ વાકયથી અપરોક્ષ જ્ઞાન થાય છે, કે હું બ્રહ્મ છું. એમ શંકા થાય કે શબ્દ વાચામાત્ર છે, તેનાથી અપરોક્ષ જ્ઞાન કેમ થાય ? તે વિષે એક વાત કહી છે.

એક રાજાને કોઈ રાજજોષીએ કહ્યું કે, 'હમણાં જે રાજકુંવરનો જન્મ થયો છે તેના ગ્રહ જોતાં એમ લાગે છે કે જો તે રાજ્યમાં રહેશે તો આપને નુકસાન થશે.' રાજા અંધશ્રદ્ધાવાન્ હોવાથી તે પુત્રને બે મારા સાથે જંગલમાં મારી નંખાવવા માટે સોંપ્યો. મારાઓને દયા આવી, તેથી કુંવરને ન મારતાં અને કુંવરની કંઈ પણ હકીકત રાજાને કહ્યા વિના એક ભીલને તે આપી દીધો; અને તેઓ તેની વખતો વખત ખાનગી ખબર મેળવતા રહ્યા. રાજાને ફરી સંતતિ ન થઈ. વૃદ્ધાવસ્થા આવી અને મરણની તૈયારી થઇ, ત્યારે વિચાર થયો કે મેં મારી નંખાવ્યો તે કુંવર જીવતો હોત તો ઠીક થાત, કે જેથી રાજય અન્યના હાથમાં ન જાત. આ વાત મારાઓના જાણવામાં આવી ત્યારે તેઓએ ક્ષમા યાચી કહ્યું, 'મહારાજ, રાજકુંવર હજી જીવે છે; આજ્ઞા હોય તો લઈ આવીએ.' એ સાંભળી રાજાને ઘણો આનંદ થયો ને રાજપુત્રને તેડવા મોકલ્યા. લશ્કર દેખી પોતાને ભીલ માનતા કુંવરે ગભરાવા માંડયું, ત્યારે પ્રધાને રાજકુંવરને 'તું ભીલપુત્ર નથી, પણ રાજકુંવર છે' એમ સમજાવ્યું અને તે મનથી ભીલપુત્ર મટી રાજકુંવર થયો.

संवर्धितो राजपुत्रो वने भिल्लेन केनाचित् ।
न त्वं भिल्लो राजपुत्र इत्याप्तेन प्रबोधितः ॥

અર્થઃ—વનમાં કોઈ એક ભીલથી ઉછેરાયલો રાજપુત્ર 'તું ભીલપુત્ર નથી, પણ રાજપુત્ર છે' એમ આપ્ત પુરુષથી બોધાયો. (પોતે રાજપુત્ર છે એમ જાણ્યું.)

આમ પ્રધાનના શબ્દથી જેમ રાજકુંવરને અપરોક્ષ જ્ઞાન થયું, તેમ સદ્ગુરુથી तत्त्वमसि । જેવા મહાવાક્યદ્વારા સ્વરુપજ્ઞાન યોગ્ય શિષ્યને મળી શકે છે."

## ૪૬. અપ્રતિગ્રહ

એક વખત હું આબારાવને ત્યાં ભિક્ષાને માટે ગયો હતો. આબારાવ એક પુરાણી ઉપર પૂજ્ય બુદ્ધિ રાખતા હતા અને તે પુરાણીનાં વખાણ કરતા કે તેઓ ઘણા પવિત્ર છે. તેથી હું તેમને મળવા ગયો. પ્રસંગ નીકળતાં મેં કહ્યું કે, "ગુરુશ્રીને બંગલે પધારશો ?" તેમણે કહ્યું કે, "ના, ના હું ક્યાંય જતો નથી. ત્યાં કેમ જવું એમ અભિમાનથી હું કહેતો નથી, પણ હું ગરીબ માણસ તેને પ્રસંગ સિવાય ત્યાં શું જવું ?" બે દિવસ પછી હું તથા આબારાવ ગુરુશ્રી પાસે બેઠા હતા, ત્યારે મેં કહ્યું કે, "અહિં એક પુરાણી છે, હમેંશાં ભાગવત વાંચે છે, અને ક્યાંય પણ જતા નથી," એમ કહી મારે તેમની સાથે થયેલી વાતચીત સંભળાવી. ગુરુશ્રીએ કહ્યું કે, "એમ હોય તો આપણે જઈએ." પછી આબારાવે તે વાત પુરાણીને જઈને કહી એટલે પુરાણી આવવાને તૈયાર થયા અને ગુરુશ્રી પાસે આવ્યા. ગુરુશ્રીએ આદરસત્કારથી બેસાડયા અને કહ્યું કે, "અમે આવત, આપે શામાટે તસ્દી લીધી ?" પુરાણી બાવાએ કહ્યું કે, "બહુ દિવસથી આપનું નામ સાંભળું છું, પણ હું ગરીબ માણસ છું, પ્રસંગ સિવાય શું જવું, એમ ધારી ન આવ્યો." ગુરુશ્રીએ કહ્યું કેઃ—

"दारिद्र्यस्य परा मूर्तिर्याञ्चा न धनशून्यता ।
अपि कौपीनवाञ् शंभुस्तथापि परमेश्वरः ॥

અર્થઃ—દારિદ્ર્યની પરમ મૂર્તિ યાચના છે, પણ દ્રવ્યનો અભાવ નથી. શંકર ભગવાન કૌપીનવાળા છતાં પણ (પોતે માગતા નથી તેથી) પરમેશ્વર કહેવાય છે.

માટે આપની પાસે દ્રવ્ય ન હોવાથી ગરીબ કહેવાતા નથી. અમારા ગુરુ પણ આપ જેવા ગરીબ બ્રાહ્મણ હતા; પરંતુ મોટા નિસ્પૃહી હતા. ત્યારબાદ ભાગવતમાંથી ઋષભદેવજીના કરેલા ઉપદેશ સંબંધમાં વાત ચાલી. પછી જતી વખતે ગુરુશ્રીએ તેમને દશ રૂપિયા આપવા માંડયા; એટલે તેમણે કહ્યું કે, "હું પ્રતિગ્રહ કરતો નથી." પછી ગુરુશ્રી કહેવા લાગ્યા કે બ્રાહ્મણને અધ્યાપન, અધ્યયન વગેરે ષટ્ કર્મનો અધિકાર હોવાથી આપને લેવામાં હરકત નથી." એટલે પુરાણી બુવા કહેવા લાગ્યા કેઃ—

'એક રાજા હતો. ગ્રહણને દિવસે તેણે સોનાની ગાય બનાવીને નર્મદા કિનારે લાવી કોઈ બ્રાહ્મણને દાન આપવા વિચાર કર્યો અને બ્રાહ્મણ પાસે તે દાન લેવા માગણી કરતાં કોઈએ પણ તે ગ્રહણ કરી નહિ. રાજાને બહુ ખેદ થવા માંડયો કે મેં આટલી આટલી પ્રાર્થના કરવા છતાં મારું દાન કોઈ લેતું

નથી. પછી ગાલવ ઋષિને દયા આવતાં તેણે ગાય ગ્રહણ કરી. તે ગ્રહણ કરતાંજ તેમનું મુખ વગેરે શરીર એકદમ શ્યામ થઈ ગયું. થોડો કાળ ગયા પછી તેમનું અવસાન થયું અને તે ઘોડો થઈને તેજ રજવાડામાં અવતર્યો. તે ઘોડો રાજાની સ્વારીમાં કામ આવતો. એક વખત રાજા શિકાર કરવા જતાં ડુક્કરની પાછળ દોડતાં એક નાની નદી આવી. નદી ઓળંગી ડુક્કર ભાગવા લાગતાં રાજાએ તેની પછવાડે ઘોડાને દોડાવ્યો. નદીના પાણીમાં આવતાં ઘોડો બેસી ગયો અને તેણે પ્રાણ છોડી દીધા. પછી તેમાંથી તેજસ્વરુપ નીકળીને રાજાની સન્મુખ થઈ બોલવા લાગ્યુ કે, " હું તો ગાલવ ઋષિ છું, આપની પાસેથી પ્રતિગ્રહ કરવાથી હું આપની પાસે આપનો ઘોડો થઈ અવતર્યો. જંગલ દાવાનળથી દગ્ધ થયા છતાં પણ પાછું ઊગે છે, પરંતુ પ્રતિગ્રહથી દગ્ધ થયેલો મનુષ્ય ફરી ઉન્નતિને પ્રાપ્ત થતો નથી.' એમ કહી તેજસ્વરુપ અંતર્ધ્યાન થઈ ગયું. મનુસ્મૃતિ વગેરેમાં બ્રાહ્મણને પ્રતિગ્રહ કરવા અધિકાર દીધો છે, પણ તે પ્રતિગ્રહ નીચ વૃત્તિનો છે. મનુસ્મૃતિમાં કહ્યું છે કે:—

प्रतिग्रहसमर्थोऽपि प्रसंगं तत्र वर्जयेत् ।
प्रतिग्रहेण ह्यस्याशु ब्राह्मं तेजः प्रशाम्यति ॥

**અર્થ:**—પ્રતિગ્રહને માટે સમર્થ હોવા છતાં પણ તે પ્રસંગ જતો કરવો, કેમકે એ બ્રાહ્મણનું બ્રહ્મતેજ પ્રતિગ્રહથી તરતજ શાંત થઈ જાય છે.

માટે હું કયારે પણ પ્રતિગ્રહ કરતો નથી. પહેલાં ઋષિ મુનિઓ પ્રતિગ્રહ ન કરતાં આ કારણથી શિલોઞ્છ વૃત્તિ કરતા હતા." પછી ગુરુશ્રીએ કહ્યું કે, " શાસ્ત્રમાં શિલોઞ્છ વૃત્તિ લખી છે; પણ તે વખતે હિંદુસ્તાનમાં પ્રજા થોડી હતી અને અનાજ પુષ્કળ પાકતું હતું. ખેડુત લોકો અનાજ ઘેર લઈ ગયા પછી પણ ખેતરમાં દાણા ઘણાજ પડયા રહેતા. આજ કાલ તો ઘાસ પણ મળતું નથી, તો હાલમાં શિલોઞ્છ વૃત્તિની વાત શી કરવી ? દેશ કાળને અનુસરીને શાસ્ત્ર પણ થાય છે; માટે હાલમાં ઓછો વધતો પ્રતિગ્રહ કરવાથી હરકત જેવું નથી." પછી ગુરુશ્રીએ તેમાં વધારે ઉમેરીને આબારાવ સાથે પુરાણી બાવાને ઘેર તે રકમ મોકલવા માંડી, ત્યારે આબારાવે કહ્યું કે, "હું પણ ઘણી વખત તેમને આપવા જાઉં છું, પણ તેઓ રાખતા નથી". તોપણ ગુરુશ્રીએ કહ્યું કે, "ભલે તેમને ન આપવા, તેમના છોકરાઓને આપવા." એમ કહી છોકરાઓને મોકલતાં પણ બહુ મુશ્કેલીથી રાખ્યા.

બે દિવસ પછી હું તથા આબારાવ ગુરુશ્રીની સાથે તેમને ત્યાં ગયા ત્યારે પુરાણી બહુ રાજી થયા અને બોલ્યા કે, "હું ગરીબ મનુષ્ય છું, આપનો શો સત્કાર કરૂં ?" ગુરુશ્રી કહેવા લાગ્યા કે, " આપનાં દર્શન તેજ સત્કાર.

આપ ભલે દ્રવ્યાદિકથી ગરીબ છો, પણ આપનું મન ગરીબ નથી. આપ શ્રીમંતોના પણ શ્રીમંત છો." પછી પ્રસંગ નીકળતાં પુરાણી બાવા કહેવા લાગ્યા કે, "આપે પૈસા મોકલ્યા તેથી મને ઠીક ન લાગ્યું; આપ જ્ઞાની પુરુષ હોવાથી આપની સમક્ષ હું શું કહું ?" પછી ગુરુશ્રી કહેવા લાગ્યા કે, "તેની કંઈ હરકત નહિ; અયાચક વૃત્તિ રાખવી, અર્થાત્ માગવું નહિ. કદાચ કોઇ ભાવથી આપે તો ગ્રહણ કરવું. નિર્વાહ પુરતું ગ્રહણ કરવાને બ્રાહ્મણોને અધિકાર છે." ત્યારે પુરાણી બુવા કહેવા લાગ્યા કે, આપ કહો છો કે માગવું નહિ પરંતુ ગ્રહણ કરવું, તો માગવું નહિ ને ગ્રહણ કરવું તેમાં ઝાઝો પ્રપંચ કરવો પડે છે. પોતાને અયાચક જણાવીને સ્વાર્થ સાધવામાં દંભ કરવો પડે છે. સ્વાર્થ સાધવામાં દંભ કેવી રીતે કરવો તેની રીતિ માલતી માધવ નામના નાટકમાં યોગીનીનો વેશ ધારણ કરનારી કામન્દકી કહે છે કે :—

बहिः सर्वाकारप्रगुणरमणीयं व्यवहरन्
पराभ्यूहस्थानान्यपि तनुतराणि स्थगयति ।
जनं विद्वानेकः सकलमभिसंधाय कपटै
स्तटस्थः स्वानर्थान् घटयति च मौनं च भजते ॥

**અર્થ**:—વિદ્વાન (યુક્તિવાળો) પુરુષ બહારથી સર્વ પ્રકારે ઘણુંજ રમણીય આચરણ કરતો છતો, પોતાના ઉદ્દેશને ઉઘાડો પાડનારી નાનામાં નાની બાબત પણ બીજાથી ઢાંકે છે (અર્થાત્ પોતાના ઉદ્દેશની બીજાને ખબર પડવા દેતો નથી); અને એકલો રહીને સઘળા લોકો સાથે કપટથી અનુસંધાન કરીને તથા તટસ્થ રહીને પોતાના અર્થો સાધે છે અને મૌન સેવે છે.

આ સાંભળી ગુરુશ્રીએ કહ્યું કે, "આપ તો ગૃહસ્થાશ્રમી છતાં નિસ્પૃહી છો. આ દંભ આસુરી સંપત્તિ છે તે તો આપથી હજાર કોશ દૂર રહે છે." પછી પુરાણી બુવા કહેવા લાગ્યા કે, "એક દ્રવ્યની લાલસાને લીધે અનેક પ્રકારનાં કાવતરાં કરવાં પડે છે; અને તે લાલસાને અંગે હું જ્ઞાની છું, ધર્માત્મા છું, અમુક વ્રતવાળો છું એમ માને છે. પોતાને શાસ્ત્રમાં શ્રદ્ધા ન હોવા છતાં બહારથી શાસ્ત્રવિહિત કર્મોનું અનુષ્ઠાન સંકટ વેઠીને પણ કરવું પડે છે. જે લોકો દંભથી કર્માનુષ્ઠાન કરે છે, તેઓના અંતઃકરણની શુદ્ધિની વાત તો એક કોરે રહી; પરંતુ જેઓ ન્યાતના બંધનને અથવા લોકલાજ વગેરે કારણથી કર્માનુષ્ઠાન કરે છે તેઓના પણ અતઃકરણની શુદ્ધિ થતી નથી; કારણકે તેઓ શ્રદ્ધાપૂર્વક કર્માનુષ્ઠાન કરતા નથી. શ્રદ્ધાપૂર્વક કર્માનુષ્ઠાન ન કરવાનું કારણ તેઓને દ્રવ્યની લાલસા હોય છે; તેથી પોતાના અનુયાયીઓ મારફત પોતે અયાચક છે એમ જણાવીને દ્રવ્યસંગ્રહ કરે છે. આમ કરવા કરતાં ગ્રહણજ ન કરવું

તેમાં કંઈ પણ પ્રપંચ કરવો પડતો નથી. એકાંતમાં રહી, સૂકો રોટલો ખાઈ, ઈશ્વર ભજન કરવામાંજ શ્રેય છે; દ્રવ્ય સંપાદન કરવામાં શ્રેય નથી. " આ સાંભળી ગુરુશ્રી ઘણા ખુશી થયા અને કહેવા લાગ્યા કે, " તમારી નિઃસ્પૃહતાને ધન્ય છે. " તે પછી બંગલે આવતાં રસ્તામાં ગુરુશ્રી કહેવા લાગ્યા કે, " પુરાણી બુવા જે કહે છે તે સત્ય છે. પારસ ભાગમાં કહ્યું છે કે એક પુરુષ એક સંતની પાસે બે સોના મહોરના થાળ ભેટ તરીકે લાવ્યો અને કહ્યું કે, "મારા પિતા આપ ઉપર ગુરુબુદ્ધિ રાખતા હતા અને તે શુદ્ધ વ્યવહારજ કરતા હતા. આ ધન પણ શુદ્ધ વૃત્તિથી કમાયેલું છે, માટે આપ તેનો અંગીકાર કરો. " " તારા પિતાની પ્રીતિ ભગવત નિમિત્તે હતી; ત્યારે હવે તું ધનરૂપી પડદો શા માટે નાખે છે, " એમ કહી સંતે તે ધન ગ્રહણ ન કર્યું. તે પુરુષ ગયા પછી સંતનો પુત્ર જે પાસે હતો તે કહેવા લાગ્યો કે, " આપનું હૃદય પત્થરથી પણ અધિક કઠોર છે. આપણું કુટુંબ ઘણું મોટું છે; આપણે નિર્ધન છીએ તે આપને ખબર છે; અમારા પર આપને દયા પણ આવતી નથી. " ત્યારે સંતે કહ્યું કે, " તને ખાનપાનાદિક સુખ જોઈએ છે, પરંતુ મારામાં તેમ કરવાની તાકાત નથી, કારણકે હું પરલોકની શિક્ષાથી ડરૂં છું. " કહેવાનું તાત્પર્ય કે યથાર્થ અંતઃકરણથી જે પ્રભુપરાયણ થાય છે, તેઓ પદાર્થોની લાલચ રાખતા નથી અને સંકટ ભોગવતાં કેવળ નિઃસ્પૃહી રહે છે."

આ પ્રસંગ વીત્યા બાદ પુરાણી બુવાની આર્થિક સ્થિતિ સંતોષકારક નહિ હોવાથી ગુરુશ્રીના મનમાં એમ આવ્યું કે કોઈ જાગીરદારને કહી પુરાણી બુવાના પુત્રને નોકરી અપાવવી, અને તે વિષે પુરાણી બુવાનો અભિપ્રાય જાણવા આબારાવને તેમની પાસે જઈ, તે વાત કરવા કહ્યું. પુરાણી બુવાએ આબારાવને કહ્યું કે, " મારી ઇચ્છા પુત્રને નોકરીમાં રાખવાની નથી. " થોડા દિવસ પછી પુરાણી બુવા, આબારાવ, તથા રામભાઉ ગુરુશ્રી પાસે આવ્યા અને ગુરુશ્રીને કહ્યું કે, " આપે મારા પુત્રને માટે જે વ્યવસ્થા કરવા કાળજી દેખાડી તે માટે હું આભારી છું; પણ મારૂં એવું માનવું છે કે મારો પુત્ર નોકરી કરશે અને બીજાને સલામ ભરશે, તો મારા વંશનું બ્રાહ્મણત્વ નષ્ટ થઈ જશે. ઈશ્વરભાવથી ગમે તેને સાષ્ટાંગ નમસ્કાર કરવામાં હું દોષ જોતો નથી, પણ નોકર થઈ સલામ ભરવી એ અમને શોભે નહિ. " પછી ગુરુશ્રીએ કહ્યું, " આપનો ઉપદેશ કરવાનો વંશપરંપરાનો ધંધો છે તો તે કરો તો કેમ ? " આબારાવ કહેવા લાગ્યા કે, " પુરાણી બુવા સવારના હંમેશાં કથા કરે છે અને ચાર પાંચ માણસો કથા સાંભળવા આવે છે. તેઓશ્રીને બહાર ગામથી બીજા લોકો અનેક વખત નિમંત્રણ કરે છે, પણ તેઓશ્રી કોઈ દિવસ બહાર ગામ જતા નથી. " તે સાંભળી ગુરુશ્રી પુરાણી બુવાને કહેવા લાગ્યા કે, " બ્રાહ્મણનો ધર્મ

ઉપદેશ દેવાનો છે, તો આપ બહારગામ કેમ જતા નથી ?" પુરાણી બુવા કહેવા લાગ્યા કે, "વેદાંતશાસ્ત્ર બ્રાહ્મણના શ્રેયનાં સાધન હતાં તે હવે પેટ ભરવાનાં સાધન થયાં છે. વળી હું કાંઈ વિદ્વાન નથી અને કથા કરવાને લાયક નથી. પ્રથમ ઋષિ મુનિઓની પાસે શ્રવણ કરવાને માટે લોકો જતા હતા. હમણાં એથી ઉલટું જ માલમ પડે છે. એટલે કે આજકાલ ઉપદેશ કરનારને જ્યાં ત્યાં ભટકવું પડે છે."

એ સાંભળી ગુરુશ્રી બોલ્યા કે, "પૂર્વ સમયમાં ઋષિમુનિઓ પાસે અધિકારી થઈ વિદ્યા સંપાદન કરવા જવું પડતું અને પાત્રતા જોઈ વિદ્યા અપાતી. બ્રહ્મા પાસે ઇન્દ્ર જેવાને પણ બ્રહ્મવિદ્યા માટે જવું પડેલું. અત્યારે તો એથી બધું ઉલટું જ જોવામાં આવે છે. જે જીજ્ઞાસાથી આવે તેનેજ ઉપદેશ દેવાય તો તે ફળે છે. જેને ગરજ હોય તેજ તેની પાસે જાય. જેમ કોઈને તૃષા લાગી હોય તો તેણે પોતેજ ગંગાજીમાં જઈ પાણી પીવું જોઈએ: ગંગાજી કંઈ તેને માટે સામાં આવતાં નથી. કબીરજીએ કહ્યું છે કેઃ—

पानी पिलावत क्या फिरो घटघटसाहेब यार ।
तृषावान जो होयगा पियेगा जखमार ॥

તેથી જીજ્ઞાસુ છે તે તો જીજ્ઞાસા તૃપ્ત કરવાને પુરુષાર્થ કરશે જ; એટલે પુરાણી બુવાને બહારગામ ઉપદેશ માટે ફરવાની ઇચ્છા નથી તે યોગ્ય જ છે."

---

## ૪૭. વક્તાશ્રોતાનું સ્વરુપ.

ગુરૂશ્રી, હું તથા બે ચાર માણસો બેઠા હતા, તેવામાં રામભાઉએ શંકા કરી કે, "આજ કાલ ગુરુ અને શિષ્ય ઘણા જોવામાં આવે છે; તથાપિ તે બંનેમાંથી એકેમાં આચરણ જોવામાં આવતું નથી." ત્યારે ગુરુશ્રી કહેવા લાગ્યા કે "શ્રુતિએ કહેલી રીત પ્રમાણે ગુરુ તથા શિષ્ય દુર્લભ હોવાથી બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ સંભવતી નથી. મુંડકોપનિષદ્‌માં કહ્યું છે કે—

तद्विज्ञानार्थं सगुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ।

**અર્થ**—હાથમાં સમિધ લઈ તેની (બ્રહ્મની) વિશેષ પ્રાપ્તિ માટે શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુની સમીપજ જવું.

આ શ્રુતિમાં શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ એવાં બે ગુરુનાં વિશેષણ કહ્યાં છે. શ્રોત્રિય એટલે અધ્યયન વિધિને અનુસારે તેના અર્થને જાણનાર અને બ્રહ્મ-

નિષ્ઠ એટલે સર્વ કર્મ તથા કર્મનાં સાધન તજીને બ્રહ્મમાંજ જેની નિષ્ઠા થઈ છે તેવા (કર્મનિષ્ઠ નહિ, જપનિષ્ઠ નહિ અથવા તપોનિષ્ઠ નહિઃ કેવળ બ્રહ્મનિષ્ઠ). અધ્યયન વિધિને અનુસારે શ્રુતિના અર્થને જાણનાર તે શ્રોત્રિય એમ કહ્યું, પણ શ્રુતિના અર્થનું જ્ઞાન ખાસ સંસ્કૃત ભાષાના વેદાદિ ગ્રંથોથીજ મેળવે તેજ શ્રોત્રિય કહેવાય એવો કોઈ નિયમ નથી. બીજી ભાષાના ગ્રંથોથી જેણે શ્રુતિના અર્થનું જ્ઞાન મેળવ્યું છે તેને પણ શ્રોત્રિય કહેવામાં કોઈ મોટો બાધ જણાતો નથી. તેમ કદાચ સંસ્કૃત ભાષાના વેદાદિ ગ્રંથોથી કોઈએ 'અધ્યયનપૂર્વક વેદાર્થ જ્ઞાન' મેળવ્યું હોય, પણ જો તે કર્મ અને કર્મનાં સાધનમાં ઉપરતિપૂર્વક બ્રહ્મનિષ્ઠ ન હોય, તો તે કેવળ શ્રોત્રિય હોવાથી તેને શરણે જવું નહિ એમ બ્રહ્મનિષ્ઠ પદથી જણાય છે; માટે ગમે તે ભાષાથી શ્રુતિના અર્થને જાણનાર અને આગળ કહેવા મુજબ બ્રહ્મનિષ્ઠ જે ગુરુ હોય તેને શરણે જવું; કારણ કે તેવા ગુરુથીજ જિજ્ઞાસુ યોગ્ય શિષ્યને યથાર્થ લાભ થાય છે. જે પુરુષે પોતાના કર્મબંધની નિવૃત્તિ નથી કરી, અર્થાત જે બ્રહ્મનિષ્ટ નથી થયો તે બીજાના કર્મબંધને કેવી રીતે નિવૃત્ત કરે? તે તો જેમ પોતે કર્મબંધથી બંધાયો હોય, તેમજ શરણે આવનારને પણ તેવા કર્મબંધોમાં પરાયણ કરે, માટે કર્મબંધથી નિવૃત્ત થયેલ પુરુષજ બ્રહ્મનિષ્ટ ગુરુ કહેવાને યોગ્ય છે.

આ શ્રુતિમાં સમિત્પાણિ એટલે હાથમાં યજ્ઞ ઉપયોગી કાષ્ટ વગેરે લઈ જનાર એવું શિષ્યનું વિશેષણ આપેલું છે, તે ગુરુનું નિસ્પૃહીપણું બતાવે છે. વસિષ્ઠ ગુરુ રામચંદ્રજીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરી રહ્યા પછી દશરથ રાજા કહેવા લાગ્યા કે, "મુનીશ્વર, મારા ચાર પુત્ર, સંપૂર્ણ રાજ્ય, લોકમાં પામેલો યશ તથા પરલોકપ્રાપ્તિ વાસ્તે કરેલું સઘળું પુણ્ય, એ સર્વ મારા સહિત આપના ચરણમાં નિવેદન કરૂં છું." એમ કહી તે ચરણમાં પડયા. વસિષ્ઠ ભગવાન્ કહેવા લાગ્યા કે, "હે રાજા, તને ધન્ય છે; હું તો બ્રાહ્મણ છું, મારે રાજનું શું કામ છે? હું રાજ્યના વ્યવહારમાં શું જાણું? કોઈ દિવસ બ્રાહ્મણે રાજ્ય કર્યું છે? રાજ્ય તો ક્ષત્રિયોને હોવું જોઈએ, માટે તું રાજ્ય રાખ. જે આ તારૂં શરીર છે તે હું મારૂં જાણું છું, જે આ તારા ચાર પુત્રો છે તે હું પહેલાંથીજ મારા જાણું છું, હું તો તારા પ્રણામથીજ સંતુષ્ઠ છું, તારૂં રાજ્ય તું જ રાખ." ઇતિહાસ ઉપરથી માલમ પડે છે કે વસિષ્ઠ ગુરુ પાસે આજનું ખાવાનું હોય તો કાલનું નહોતું, કારણ કે મનુસ્મૃતિમાં શિલોચ્છ વૃત્તિના ચાર પ્રકાર કહ્યા છેઃ કોઠીમાં સમાય એટલા ધાન્યનો સંચય કરનાર, ઘડામાં સમાય એટલા ધાન્યનો સંચય કરનાર, ત્રણ દિવસ ચાલે એટલા ધાન્યનો સંચય કરનાર, અને આવતી કાલને માટે પણ સંચય ન રાખનાર. આ ચાર પ્રકારની શિલોચ્છ વૃત્તિ કરનારા બ્રાહ્મણોમાં પૂર્વ પૂર્વની અપેક્ષાએ ઉત્તરોત્તર શ્રેષ્ઠ કહેવાય છે. એવી

રીતે વસિષ્ઠ મહારાજ અશ્વસ્તનિક-આવતી કાલની સ્પૃહા વિનાના હતા.

આવા બ્રહ્મનિષ્ઠ પુરુષના વચનથીજ તીવ્ર વૈરાગ્યવાળાને જ્ઞાનનો સંભવ છે. વસિષ્ઠ ગુરુ જ્ઞાની હોવાથી તેમણે રાજ્યનો અંગીકાર ન કર્યો. આવા બ્રહ્મનિષ્ઠ વક્તાથી રામચંદ્રજી જેવા તીવ્ર વૈરાગ્યવાળા શિષ્યનેજ જ્ઞાન થાય છે. મુંડક ઉપનિષદ્‌ની શ્રુતિ કહે છે કેઃ—

तस्मै स विद्वानुपसन्नाय सम्यक् प्रशांतचित्ताय शमान्विताय ।
येनाक्षरं पुरुषं वेद सत्यं प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्याम् ॥

**અર્થઃ**— તે વિધિવત્ સમીપ આવેલા, પ્રશાંત ચિત્તવાળા તથા શમવાળાને તે વિદ્વાન્, જે વડે સત્ય અક્ષરરૂપ પુરુષને જાણે છે તે બ્રહ્મવિદ્યા યથાર્થ કહે.

દર્પ વગેરે જેના દોષ ઉપરત થયા હોય તે પુરુષ પ્રશાંતચિત્ત કહેવાય છે. દર્પ વગેરેમાં વગેરે શબ્દથી ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, કામ, ક્રોધ, લોભ, મોહ, હર્ષ, અસૂયા, અહંકાર, નિંદા, ગર્વ, મત્સર, દંભ વગેરે જાણવાં. અન્ય મનુષ્ય પ્રત્યે તિરસ્કાર વગેરેમાં દૃઢ બુદ્ધિ દર્પ કહેવાય છે. ધન વગેરેનો અભિલાષ તે ઇચ્છા, શત્રુ વગેરેનો વધ કરવા માટે થતી બુદ્ધિ તે દ્વેષ, અનુકૂળ દ્રવ્યાદિના અલાભથી થતું બુદ્ધિનું અસ્વસ્થપણું તે દુઃખ, સ્ત્રી વગેરેનો અભિલાષ તે કામ, ઇચ્છિત પદાર્થના વિઘાતથી થનાર બુદ્ધિનો ક્ષોભ તે ક્રોધ, પ્રાપ્ત થયેલ ધનનો ત્યાગ ન કરી શકાય તે લોભ, મિત્રોમાં શત્રુબુદ્ધિ તથા શત્રુમાં મિત્રબુદ્ધિ તે મોહ, ચિત્તગત સુખને અભિવ્યક્ત કરનાર મુખવિકાસ વગેરેમાં હેતુભૂત ચિત્તવૃત્તિ તે હર્ષ, બીજાના ગુણોમાં દોષોનું આરોપણ કરવું તે અસૂયા, દેહ ઇંદ્રિય વગેરે સમુદાયમાં આત્મત્વભ્રમ તે અહંકાર, વિવિધ પુરૂષોમાં પોતે કરેલી દોષોક્તિ તે નિંદા અથવા વિવિધ પુરુષોએ કરેલી દોષોક્તિ તે નિંદા, અન્ય કરતાં હું અધિક છું એવી ચિત્તવૃત્તિ તે ગર્વ, વિદ્યા તથા ધન વગેરેમાં અન્યના જેવો હું થાઉં એવા પ્રકારની બુદ્ધિ તે મત્સર, બીજાઓની આગળ પોતે કરેલા જપ, ધ્યાન વગેરેનો પ્રકાશ કરવો તે દંભ, આ બધા દોષોથી રહિત જે હોય તે પ્રશાંતચિત્ત કહેવાય છે; અને ઉપર જણાવેલ દર્પ વગેરે દોષો જેમાં હોય તે જ્ઞાન સાંભળવાને અધિકારી નથી, કારણ કે જે પુરુષમાં બીજાઓનો તિરસ્કાર કરવો વગેરે દોષો છે તે બીજાઓમાં આત્મભાવના કેવી રીતે કરી શકે? અથવા શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં જણાવેલી દૈવી સંપત્તિ પ્રાપ્ત કરીને જેણે આસુરી સંપત્તિનું નિરાકરણ કર્યું છે તે પુરુષ પ્રશાંતચિત્ત કહેવાય છે.

બાહ્ય ઇંદ્રિયોના ઉપરામથી યુક્ત એટલે સર્વ લોકના પદાર્થોથી વિરક્ત શિષ્યને ઉપદેશ આપવો; પણ વૈરાગ્ય એનો એવો હોવો જોઈએ કે તે એમ ખરેખર સમજે કે આ સંસારમાં

બધા લોક અને બધા લોકના પદાર્થો કર્મકૃત છે અને એથીજ અનિત્ય છે; નિત્ય કાંઈપણ નથી; અને તમામ પ્રકારનાં કર્મ પણ અનિત્ય ફલનાંજ સાધન છે, માટે નિત્ય, અમૃત, અભય, કુટસ્થ, અચલ અને ધ્રુવ એવો જે પદાર્થ તેનાથી પ્રયોજન છે; ઘણો આયાસ કર્યા છતાં અનર્થરૂપ ફળનેજ દેનાર એવા કર્માનુષ્ઠાનથી શું પ્રયોજન ? મારે તો શિવ, અકૃત, નિત્ય પદનેજ જાણવું અને મેળવવું છે. એવા પ્રકારનો દૃઢ વૈરાગ્ય જેને થયો હોય તેને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપવો. આજકાલના જમાનામાં શાસ્ત્રીય અને લૌકિક અનેક પ્રકારનાં કર્મો, જેવાં કે વર્ણાશ્રમનાં કર્મો અથવા યજ્ઞાદિ કર્મો અથવા હઠયોગ સંબંધી કેટલાંક કર્મોમાં અને તેનાં ફળોમાં તથા તે કર્મોનાં સાધનોમાંથી આસક્તિ ગયા વિના, તે બધામાંથી ઉપરતિ થયા વિના અધ્યાત્મવિદ્યામાં પ્રવૃત્ત થયેલાઓને ઉપદેશ દેવામાં આવે છે, તેથીજ તેઓને અધ્યાત્મ વિદ્યાના શ્રવણનું યથાર્થ ફળ થતું નથી. અર્થાત્ સર્વત્ર શ્રુતિ સ્મૃતિનું એવુંજ તાત્પર્ય છે કે સર્વ પ્રકારનાં કર્મ અને કર્મનાં સાધનથી વિરક્ત થયેલ પુરુષજ અધ્યાત્મવિદ્યાનો અધિકારી છે.

અર્થાત્ પૂર્ણ વૈરાગ્યવાન્ મુમુક્ષુનેજ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો એમ શ્રુતિનો અભિપ્રાય છે; કારણકે સિંહણનું દૂધ સુવર્ણ પાત્રમાંજ રહી શકે છે, પરંતુ બીજા પાત્રમાં ઠરતું નથી. કઠોપનિષદ્‌માં આખ્યાન છે કે, નચિકેતાને યમરાજાએ વૈરાગ્યવાન્ છે કે નહિ તેની ખાતરી કરવાને માટે નાના પ્રકારના દ્રવ્યાદિ પદાર્થોની લાલચ આપી, છતાં તેણે લાલચમાં નહિ પડતાં બ્રહ્મવિદ્યા સંબંધમાંજ માગણી કરી. તાત્પર્ય કે ગુરુ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ હોય, તેમજ શિષ્ય તીવ્ર વૈરાગ્યવાળો હોય, ત્યારેજ બ્રહ્મ ઉપદેશ સફળ થાય છે; જેમ પારસમણિની સાથે લોખંડનો સંબંધ થવાથી લોખંડ સુવર્ણ થઈ જાય છે, પરંતુ લાકડું સોનું નથી થતું, તેમજ સામાન્ય પત્થરના સમાગમથી પણ લોઢું સુવર્ણ બનતું નથી. આજકાલ આપણા લોકોમાં આવા વક્તા તથા શ્રોતા દુર્લભ હોવાથી ઘણી ખરી જગાએ ઉપદેશ સફળ થયેલો જોવામાં આવતો નથી. શ્રુતિ કહે છે કેઃ—

श्रवणायापि बहुभिर्यो न लभ्यः शृण्वन्तोऽपि बहवोयन्न विद्युः ।
आश्चर्यो वक्ता कुशलोऽस्यलब्धाश्चर्यो ज्ञाता कुशलानुशिष्टः ॥

**અર્થઃ**—જે આત્મા ઘણાને શ્રવણને માટે લભ્ય નથી, ઘણાં સાંભળતાં છતા પણ જેને જાણતા નથી, જેનો વક્તા આશ્ચર્યરૂપ છે અને પામનારો નિપુણ છે; કેમકે કુશળથી શિક્ષા પામેલો જ્ઞાતા આશ્ચર્યરૂપ છે.

આ શ્રુતિ હજારો વર્ષ પહેલાં લખાયેલી છે. તેમાં પણ વક્તા અને શ્રોતાની આશ્ચર્યતાથી સર્વને જ્ઞાન થતું નથી એમ કહેલું છે; તો આ સંબંધે આજકાલ

તો શું પૂછવું ? તોપણ હાલમાં વૈરાગ્ય ધારણ કરીને આપણે પુરુષાર્થ કરીએ તો જ્ઞાન જરૂર પ્રાપ્ત થાય."

## ૪૯. અપરિગ્રહ.

ગુરુશ્રીને બે માસની રજા લઈ દિવાળીનો પ્રસંગ હોવાથી મુંબઇ જવા વિચાર થયો. તે દરમ્યાન મારી ઇચ્છા યાત્રાનાં સ્થળો હરિદ્વાર વગેરે જગાએ જવાની થઈ. તેથી મેં આબારાવને કહ્યું કે, "આપ ગુરુશ્રીને કહો કે મને જવાની આજ્ઞા આપે." પછી આબારાવ તથા હું ગુરુશ્રી પાસે ગયા અને આબારાવે મારી વાત કરી, તેથી ગુરુશ્રીએ કહ્યું, "અહિં સ્વામીજીને પૂર્વાશ્રમનો સ્નેહીવર્ગ વિક્ષેપ કરે છે તથા ચારે તરફથી બહુ પત્રો આવે છે, માટે જવાનો વિચાર કરે છે તે ઠીક છે." આ શબ્દો સાંભળી ગુરુશ્રી પાસેથી જવાની આજ્ઞા મેં લઈ લીધી. એ વાતની લોકોને ખબર પડી, તેથી કેટલાક સ્નેહીઓએ ગુરુશ્રીની પાસે આવી વિનતિ કરી કે, "એમને બહાર ફરવાની ટેવ નથી, માટે જાય તે ઠીક નહિ; તેથી જવાની આજ્ઞા તેમને નહિ આપો. તે આપનું કહ્યું માનશે; અમારૂં કહ્યું તો નહિ માને." આ સાંભળી ગુરુશ્રીએ કહ્યું કે, "એ ત્યાગી છે, હું ગૃહસ્થાશ્રમી છું, એમને રોકાવાનું કહેવાનો મને શો હક છે ? એ તો સ્વતંત્ર છે." એ સાંભળીને આવેલા પુરુષોએ માગણી કરી કે, "હાલમાં થોડું દ્રવ્ય સાથે રાખે અને પાછળથી જ્યારે જરૂર પડે ત્યારે મંગાવે, એમ કૃપા કરી આજ્ઞા કરો તો ઠીક." તે ઉપરથી ગુરુશ્રીએ એક વાત કહી.

"એક વખત એક નટ સંન્યાસીનો વેશ લઈ રાજસભામાં ગયો. રાજાએ સન્માન કરી આસન આપ્યું. ત્યારબાદ સંન્યાસીએ ધર્મનો બોધ કર્યો, જેથી પ્રસન્ન થઈ રાજાએ સોનાના થાળમાં ઝવેરાત ભરી ભેટ કરવા માંડી. ત્યારે નટ સંન્યાસીએ કહ્યું કેઃ—

> पाषाणखण्डेष्वपि रत्नबुद्धिः कान्तेति धीः शोणितमांसपिंडे ।
> पञ्चात्मके वर्ष्मणि चात्मभावो जयत्यसौ काचन मोहलीला ॥

**અર્થ**:—પાષાણના ટુકડામાં રત્નબુદ્ધિ થવી, લોહી માંસના પિંડમાં કાંતા એવી બુદ્ધિ થવી અને પંચ ભૂતના દેહમાં આત્મબુદ્ધિ થવી, આવી કોઈ અનિર્વચનીય મહા મોહની લીલા ( સર્વ જગતમાં ) જય કરી રહી છે.

એમ કહી ભેટ લેવા ના પાડી. બીજે દિવસે તે નટે કંચનીનો વેષ લઈ સાજ સાથે રાજસભામાં જઈ પોતાની નટકળાથી રાજાને ખુશ કરી. એ પ્રથમ

દિવસના સંન્યાસીના વેષમાં આવેલ તેજ નટ છે એમ રાજા વિચક્ષણ બુદ્ધિવાળો હોવાથી તેને ખાત્રી થઈ. પછી નટને હજાર રૂપિયા બક્ષીસ આપવા માંડયા. નટ કહે, 'આ રકમ ઓછી છે.' રાજા કહે, 'કાલે મોટી કિંમતના રત્નોની તેં ના પાડી અને આજે હજાર રૂપિયા બક્ષિસ ઓછી પડે છે એનું શું કારણ?' નટ કહે, 'તે વખતે હું સંન્યાસીના વેષમાં હતો અને જો સંન્યાસીના વેષમાં રહીને દ્રવ્ય લઉં તો સંન્યાસીના વેષનું મેં અપમાન કર્યું કહેવાય, માટે રત્નો તો શું, પણ રાજ્ય આપત તોપણ લેત નહિ. અત્યારે નટ તરીકેનો મારો માગવાનો ધર્મ છે, માટે જે આપો તે ઓછું છે.' તાત્પર્ય કે નટ સંન્યાસીના વેષમાં હોય ત્યારે દ્રવ્ય લે તો નટે સંન્યાસીનો વેષ પૂરો ભજવ્યો ન કહેવાય. આમ જ્યારે વેષધારી નટ સંન્યાસીના વેષમાં દ્રવ્ય ગ્રહણ ન કરી શકે, તો સાચો સંન્યાસી કેમ ગ્રહણ કરી શકે? જો તેઓ રાખે તો મારે હરકત નથી, હું ફરજ ન પાડી શકું." આ વાત સાંભળી તે લોકો કાંઈ બોલી શકયા નહિ અને ચાલ્યા ગયા.



## ૪૯. દેહરક્ષણનાં સાધનો.

આગળ જણાવી ગયા તેમ મારે બહાર ફરવા જવાનું હતું ત્યારે મને ગુરુશ્રીએ કહ્યું, "તમે ટાઢથી શરીરની રક્ષા માટે સાધનો થોડાં રાખો છો, તો બે લંગોટી, બે ધોતિયાં તથા એક કામળી રાખો તો ઠીક. ટાઢ તમને નડશે." એમ કહી મને એક રેશમી કિનારીવાળી બદામી રંગની કામળી ઓઢવા માટે આપી. ત્યારે "એ શોભીતી ચીજ છે તેથી મારે નહિ જોઈએ" એમ કહી મેં તે લેવાની ના પાડી. ત્યારે ગુરુશ્રીએ કહ્યું, "જેના અંતઃકરણમાં રાગ નથી તેને સારૂં નરસું સર્વ સમાન છે." એ ઉપર એક વાત કહી.

"દાદુ મહારાજ બ્રાહ્મણના બાળક હતા અને બચપણથીજ સંસારથી વિરક્ત હતા. એક ફકીર જેમને પોતે ગુરુ માન્યા હતા તેમની પાસે જઈ સમાગમ કરવાની એમને ટેવ હતી. પરણવા લાયક ઉમ્મર થઈ ત્યારે તેમનાં લગ્ન વખતે તેમનો વરઘોડો જતો હતો, તે વખતે સ્ત્રીઓ ગીત ગાતી હતી, તેમાં એક ગીત એવી મતલબનું હતું કે 'વર પોતે તર્યો અને કુટુંબને તાર્યું.' આવું સ્ત્રીઓનું ગીત રસ્તામાં એક બાજુ દાદુ મહારાજના ગુરુ એક ઓટલા ઉપર દોણી લઈ માત્ર લંગોટીવાળી અવધૂત દશામાં બેઠા હતા તેમણે સાંભળ્યું; અને મોટેથી બોલી ઉઠયા, 'અરે ડુબવા તો જાય છે અને તરવા તારવાનાં

ગીત ગાઓ છો ?' આ વાત દાદુ મહારાજને કાને પડી, એટલે ઘોડા ઉપરથી ઉતરી ગુરુ પાસે ગયા અને પાસે પડેલી દોણીમાંથી પાણી પી કહેવા લાગ્યા કે, 'હવે મેં ફકીરનું પાણી પીધું તેથી વટલાયો છું, માટે કન્યા બીજે પરણાવજો.' એમ કહી ગુરુ સાથેજ ગયા. પછી ગુરુને કહ્યું કે, 'તમારાં કપડાંનું કંઈ ઠેકાણું નથી તો મારે કેવાં કપડાં રાખવાં ?' ગુરુ કહે કે, 'તારો વૈરાગ્ય એવો છે કે લગ્ન કરવા જતો હતો તે ને તેજ કપડે ત્યાગી થયો; તો તારાં કપડાં તીવ્ર વૈરાગ્યમાં શું વધઘટ કરી શકવાનાં છે ? માટે વરરાજાનાં લુગડાંમાંજ રહેજે.' દાદુ મહારાજે ગુરુની આજ્ઞા પ્રમાણે કપડાં તો તેજ રાખ્યાં; જો કે અન્ય સર્વ રીતે તેઓ પૂર્ણ ત્યાગી હતા. સારાંશ કે અંતર વૈરાગ્ય છે તેને વધુ ઓછાં કપડાં કંઈ બાધ કરતાં નથી."

આ દ્રષ્ટાંત આપી મને કામળી લેવા કહ્યું. મેં ગુરુશ્રીની આજ્ઞા પ્રમાણે બે દિવસ તે કામળી રાખી. ત્યારબાદ દિવાળીના પ્રસંગ ઉપર ગુરુશ્રી રજા પર માટુંગે ગયા તે પછી કામળી તેમના માણસને પેટીમાં મૂકવા કહી હું દિવાળી પછી નાશક ચાલ્યો ગયો.



## ૫૦. ઇચ્છા સિવાય ક્રિયા થતી નથી.

આશરે મહિનો એક નાશકમાં રહીને હું ઉત્તર તરફ હરિદ્વાર વગેરે સ્થળે જવા સારૂ મુંબઈ આવ્યો અને ગુરુશ્રી માટુંગે હોવાથી તેમનાં દર્શને ત્યાં ગયો. બપોરે જમતી વખતે ગુરુશ્રીએ તેમના મોટાભાઇ ગુલાબભાઈ શેઠ અને સુખાનંદજી મહારાજ તથા નગીનદાસ જોડે મારી પિછાન કરાવી. બીજે દિવસે સવારે ગુરુશ્રી મને કહેવા લાગ્યા કે, "આપણે આવતી કાલે ઉરણ જવાનું છે; આપ આવશો ?" મેં કહ્યું, "મારે ઉત્તર તરફ જવાનું છે." ગુરૂશ્રી બોલ્યા, "આપણે એક દિવસ રહેવાનું છે. સ્વામી જીવન્મુક્તજી તથા સ્વામી સચ્ચિદાનંદજીને મળીને પાછા આવીશું." આ વાત થયા બાદ નગીનદાસજી પાછા સાંજે ઓફીસમાંથી આવ્યા. સવારે માટુંગેથી ઓફીસમાં જતા પહેલાં મારી સાથે કેટલીક વાતચીત થયેલી તે દરમ્યાન એમણે મને કહ્યું હતું કે, "તમારૂં શરીર નબળું છે અને શિયાળો છે તો વધારે કપડાં રાખવાં જોઈએ." મેં કહ્યું હતું કે, "આટલાંથી મારે ચાલે છે." સાંજે ગુરૂશ્રી, સુખાનંદજી મહારાજ અને બીજા બે ત્રણ માણસ બેઠા હતા, તે વખતે પાછો એજ પ્રસંગ નીકળતાં નગીનદાસજીએ ગુરૂશ્રીને કહ્યું કે, "સ્વામીજીનું શરીર નબળું છે તો વિશેષ કપડાં રાખવાનું આપ એમને કેમ કહેતા નથી ?" ગુરુશ્રીએ ઉત્તર આપ્યો કે,

"આટલાં પણ સમજાવવાથી રાખ્યાં છે." નગીનદાસજી બોલ્યા કે, "અંતર ઇચ્છા નહિ જોઈએ. ઇચ્છા છોડીને પ્રારબ્ધ અનુસાર ચહાય તેટલો વૈભવ ભોગવે તો શી હરકત છે ?" નગીનદાસ સાથે મશ્કરી કરવાની ટેવ હોવાથી ગુરુશ્રી કહેવા લાગ્યા કે, "તમારા જેવા શુષ્ક વેદાંતીનો આ મત છે." પછી દ્રષ્ટાંત આપ્યું કેઃ—

"એક જગામાં એક બ્રહ્મનિષ્ઠ મહાત્મા રહેતા હતા. તેની પાસે બે મુમુક્ષુઓ સંન્યાસ લેવા ગયા. તેમાં એક તીવ્ર જિજ્ઞાસુ અને બીજો મંદ જિજ્ઞાસુ હતો. ગુરુએ થોડા દિવસ રાખીને બંન્નેને સાથે સંન્યાસ દીધો. બ્રહ્મવિદ્યાનો ઉપદેશ થયા પછી થોડા દિવસે બન્નેને કહ્યું કે, 'થોડા દિવસ બહાર ફરી આવો.' જે તીવ્ર જિજ્ઞાસુ હતો તે મોટા મોટા રાજાઓ અને શ્રીમંતોના પરિચયમાં આવવા છતાં લાલચમાં ન પડતાં પ્રબળ પુરુષાર્થ કરીને જીવન્મુક્ત થઈ ગયો. બીજો મંદ જિજ્ઞાસુ હતો તે ફરતાં ફરતાં એક ગામમાં ગયો ત્યાં ચાતુર્માસ રહ્યો અને કથા કરતો હતો, તેમાં ઘણા લોકોના પરિચયમાં આવ્યો. પોતે વાચાળ હોવાથી લોકો ઉપર તેની ખોટી છાપ પડતાં ઘણા લોકોએ તેના સેવક થઈ તેને મકાન, ગાય, ભેંસ, ગાડી, ઘોડા વગેરેની ધીમે ધીમે સારી સગવડ કરી આપી. સ્વામીએ કહ્યું કે, 'આવા વૈભવો શાસ્ત્રથી નિષિદ્ધ છે માટે એવું કરવાની કાંઈ જરૂર નથી.' સેવકોએ કહ્યું કે, 'આપ જ્ઞાની હોવાથી આપને વિધિનિષેધ નથી. આપના પ્રારબ્ધમાં વૈભવ છે, તો તે ભોગવવાને શી હરકત છે ? ભોગમાં ઇચ્છા કરવાની નથી.' સ્વામીએ માન્યું કે આપણા પ્રારબ્ધમાં વૈભવ હોવાથી તે ભોગવવામાં હરકત નથી. એમ સમજીને એ વિવિધ વૈભવો ભોગવવા લાગ્યા. બારેક વર્ષ થયા બાદ તેમણે સેવકોને કહ્યું કે, 'મારે મારા ગુરુનાં દર્શન કરવા જવું છે.' લોકોએ કહ્યું કે, 'આપને પણ ગુરુ છે ? એ તો અમારા દાદાગુરુ થતાં અમારે પણ દર્શન કરવા આવવું છે.' બસો અઢીસો સેવકો વાહનાદિક સાથે ગુરુને પાલખીમાં બેસાડીને મોટા ઠાઠમાઠથી ગુરુનાં દર્શન કરવા ગયા. શ્રીફળ રાખી ગુરુને નમસ્કાર કર્યો. ગુરુએ કહ્યું કે, 'આપ કોણ છો ? ક્યાંથી આવ્યા છો ?' તેણે ઉત્તર આપ્યો કે 'ગુરુશ્રી, આપ શું મને ભૂલી ગયા છો ? હું આપનો શિષ્ય ફલાણો છું.' ગુરૂ બોલ્યા કે, 'અહો! ઘણે દિવસે મળ્યા. આટલા દિવસ ક્યાં હતા ?' ઉત્તર આપ્યો કે, 'અમુક દેશ હતો.' ગુરુએ પૂછ્યું કે, 'આપની સાથે આવનારા આ બધા કોણ છે ?' સેવકોએ કહ્યું કે, 'અમે એમના શિષ્યો છીએ.' ગુરુશ્રીએ કહ્યું કે, 'તમે એના શિષ્યો છો કે એ તમારા શિષ્ય છે ?' મને તો એમ લાગે છે કે એ તમારા શિષ્ય છે; કારણ કે એ ત્યાગી હતા એને તમે સર્વેએ ગૃહસ્થ સરખા બનાવી દીધા.' પછી શિષ્યે કહ્યું કે, 'આવી મારી મરજી નહોતી,

પણ આ લોકોએ મને આ બધી ઉપાધિ વળગાડી છે.' ગુરુએ કહ્યું કે, 'તેં માબાપનું પણ ન સાંભળ્યું; તેના કરતાં પણ આ લોકો વધારે છે? પ્રમાદથી જ તું એમ બોલે છે." આ દ્રષ્ટાંત આપી ગુરુશ્રી બોલ્યા, કે મનુ ભગવાન્ કહે છે કે:—

अकामस्य क्रिया काचिद्दृश्यते नेह कर्हिचित् ।
यद्यद्धि कुरुते किंचित्तत्तत्कामस्य चेष्टितम् ॥

અર્થ—જેને કામના નથી એવા પુરુષને આ સંસારમાં કાંઈ પણ ક્રિયા ક્યારે પણ દેખાતી નથી. જે જે કાંઈ પણ કરે છે તે સર્વ કામના (ઇચ્છા) ની ચેષ્ટા છે.

આ સાંભળી સુખાનંદજી મહારાજ વગેરે હસવા લાગ્યા.



## ૫૧. ત્રીજો પ્રવાસ.

ગુરૂશ્રી નર્મદાશંકરભાઈ અને હું બીજે દિવસે ઉરણ ગયા. ત્યાં સ્વામી ૐ જીવન્મુક્તજી તથા સ્વામી સચ્ચિદાનંદજીનાં દર્શન કર્યાં. પહોંચ્યા તે દિવસે આશરે નવ વાગે હું સ્નાન કરવા ગયો, ત્યારે સ્વામીશ્રી જીવન્મુક્તજી તથા ગુરૂશ્રી વચ્ચે મારે વિષે વાતચીત ચાલી. સ્વામીશ્રીએ "એઓ અહિં રહે તો સારૂં" એમ ગુરુશ્રીને કહ્યું. તેમણે ઉત્તર આપ્યો, "એમને પૂછી જોઇશ." પછી સ્નાન કરી આવ્યા બાદ ગુરૂશ્રીએ મને પૂછયું કે, "સ્વામીશ્રી આપને અહિં રહેવાનું કહે છે. આપની રહેવાની મરજી છે?" મેં કહ્યું, "આપની જેમ મરજી હોય તેમ કરૂં." પછી ગુરુશ્રીએ કહ્યું કે, "આપને અનુકૂળ પડે તો રહેવું, નહિ તો ચાલ્યા જવું."

સાંજે સર્વ મંડળી સહિત ઉરણ પાસેના ડુંગરાની તળેટીમાં જઇ બેઠા. તે સમયે જુદા જુદા પ્રસંગ ઉપર વેદાંત ચર્ચા ચાલવા લાગી. તેમાં ગુરુશ્રીએ પુછયું કે, "મનનું શું સ્વરુપ છે?" સ્વામી જીવનમુક્તજી બોલ્યા કે, "મ એટલે મૈં અને ન એટલે નહિ. 'મૈં નહિ' એનું નામ મન છે." ગુરુશ્રીએ કહ્યું, "કાંઈ છે માટેજ મૈં નહિ એવું કહેવામાં આવે છે, તેથી અહિંઆં વ્યાઘાત દોષ લાગે છે; માટે કાંઈ પણ હોય ત્યારેજ 'મૈં નહિ' એવું બોલી શકાય." સ્વામીશ્રી બોલ્યા, "મૈં અને નહિ બંનેને છોડી વચમાં ડુબકી મારો, એટલે અધિષ્ઠાન પર જુઓ." આથી ગુરુશ્રી હસવા લાગ્યા.

બીજે દિવસે ગુરુશ્રીએ ગાડીમાં બેસી જતી જમાત મારૂં બોહું હતાશી અચેહું જોઇ કહ્યું કે, "એકાદ દિવસ મારા જતા ઝોલામાં મુંબઈ ચાલી જાશે."

અઠવાડિયા પછી ગુરુશ્રીને માટુંગેથી બેલગામ જવાનું હતું; તેથી બે ત્રણ દિવસ ઉરણ રહી હું ગુરુશ્રીનાં દર્શને ત્યાં ગયો. માટુંગાથી ઉરણ પાછા વળતી વખત ગુલાબભાઇ શેઠ, સુખાનંદજી મહારાજ તથા ગુરુશ્રી બેઠા હતા. મેં પ્રથમ ગુરુશ્રીને નમસ્કાર કર્યો, ત્યાર પછી ગુલાબભાઈ શેઠ ગુરુશ્રીના મોટાભાઈ છે એમ ધારી હું પૂજ્ય બુદ્ધિથી નમસ્કાર કરવા જતો હતો, એટલામાં તેઓ "ના, ના, મહારાજ" એમ કહી ઉલટા સામા હાથ જોડવા લાગ્યા. પછી હું ઉરણ ગયો. ત્યાં નવ માસ રહી કચ્છ તરફ ગયો. આશરે બધાં મળી સાડાત્રણ વર્ષ આ પ્રમાણે પ્રવાસ કરી જામનગર આવ્યો. ત્યાં રામજીભાઈ પોલીસ શીરસ્તદાર સાથે વાતચીત કરતાં, મેં ગુરુવર્ય બેલગામમાં છે એ સંબંધી વાત કાઢી. રામજીભાઈ કહેવા લાગ્યા કે, "હું પણ બેલગામથી આબાજી રામચંદ્ર સાવંતની પાસેથી મરાઠી ગ્રંથો મંગાવું છું. પત્રદ્વારા અમારી ઓળખાણ છે." મેં કહ્યું, "એ મારા સ્નેહી છે. તમે એમને પત્ર લખી પુછાવો કે, ગુરુશ્રી હાલમાં બેલગામમાં બિરાજે છે કે બદલી થઇ ગઈ છે? હાલમાં કઈ જગાએ છે? અને આટલા દિવસ સુધી મેં પત્ર ન લખ્યો તે બદલ ક્ષમા કરે." આ પ્રમાણે એમણે પત્ર લખ્યો તેનો ઉત્તર આબારાવ તરફથી આવ્યો, તેમાં લખ્યું હતું કે સ્વામીજીને કહેવું કે, "ગુરુવર્ય અહિંજ છે, તમને તુરત અહિંઆં બોલાવ્યા છે." આ હકીકત બન્યા પછી હું અમદાવાદ આવ્યો અને ત્યાંથી ગુરુશ્રી ઉપર પત્ર લખાવ્યો; તેનો ઉત્તર તેઓશ્રીએ નીચે પ્રમાણે આપ્યો:—

"बेलगाम, ता. १५–९–०२.

प्यारे प्रकाशानंदजी,

आपका पत्र मिलनेसे आनंद हुवा. आपका दिदार देखने चाहता हुं. स्थितप्रज्ञके लक्षण आपमें पूर्णतासें प्रकाशित होवो. महाराजा होवे सो भी मलिन वस्त्रोंसें नहि शोभा पाता. धनवान् भी धनकें उपभोग बीनां नहि सुख पाता. निर्विकार स्वरूपमें कुछ लेना त्यागना नहि है; सोई स्वरूपवृत्ति आरूढ होणा यही स्थितप्रज्ञता है.

चंदुभाई हाल अमदावादमें रेलवे स्टेशन नजीक नीमकके वखार पर सुपरिन्टेन्डन्टके दरज्जे पर है. ओर स्टेशन नजीक माटीआकी धर्मशालाके पास बंगलेमें रहते है. उनसें मीलना.

पत्रका उत्तर स्वहस्तसें लिखके भेजना. उत्तरके वास्ते पाकीट भेजे है.

हरिः ॐ तत्सत्."

ગુરુશ્રીએ મને જેમ પત્ર લખ્યો અને તેમાં ચંદુભાઈને મળવા લખેલું; તે પ્રમાણે ચંદુભાઈ ઉપર પણ મને મળવા માટે પત્ર લખ્યો હતો. તે વખતે હું દરવાજા બહાર ધર્મશાળામાં રહેતો હતો. બંનેમાંથી કોઈને પત્ર મળ્યો નહિ, તે પહેલાં રસ્તામાં અમે બંને એકબીજાને અકસ્માત્ મળી ગયા. ત્યારબાદ બીજે દિવસે આ પત્ર મને મળ્યો. થોડા દિવસ પછી હું અમદાવાદથી બેલગામ જવા માટે મુંબઈ ગયો, ત્યારે ગુલાબભાઈ શેઠ માટુંગામાં રહેતા હતા, તેમની સાથે વ્યાસ પૂર્ણિમાથી ચાતુર્માસના બે મહિના રહી વેદાંતનું શ્રવણ કર્યું. તે પછી માટુંગાથી હું બેલગામ ગયો. બંગલે પહોંચ્યો તે વખતે કચેરીમાં જવા સારૂ માત્ર અરધો કલાક બાકી હતો. ગુરુશ્રી બહાર દરવાજા પર પધાર્યા અને મને કહ્યું, "અહો સ્વામીજી ઘણા દેશો ફરી દુબળા પાતળા થઈ આવ્યા, તમારૂં સ્વરુપજ બદલાઈ ગયું છે. ઠીક થયું કે આવ્યા. આનંદ થયો." થોડો વખત વાતચીત થયા બાદ તેઓ મને સ્નાન કરી ભિક્ષા કરવાનું કહી કચેરીમાં ગયા.

ત્યારબાદ સાંજે કચેરીમાંથી આવ્યા પછી ફરવા જતાં પ્રસંગ નીકળતાં મેં કહ્યું કે, "કચ્છ દેશમાં થોડો વખત ફર્યો, ત્યાં મંડળીક સ્વામીશ્રી અમરેશ્વરાનંદજી સાથે નવ મહિના રહ્યો અને લઘુ કૌમુદીનો અભ્યાસ કરતો હતો. ત્યારપછી ઋષિકેશમાં ગયો, ત્યાંજ શિવરાત્રિને દિવસે વિરજાહોમાદિક વિધિપૂર્વક સંન્યાસનો યત્કિંચિત્ સંસ્કાર કરાવી લીધો. આપના વચનનો ભંગ ન થાય તેટલા માટે આ પ્રમાણે કર્યું. બાકી મેં તો આપને પ્રથમથીજ ગુરુ માન્યા છે, એટલે મારે બીજા ગુરુ કરવાનું પ્રયોજન નહોતું."

પછી ગુરુશ્રી પૂછવા લાગ્યા કે, "માકુભાઇ કહેતા હતા કે તમારી તબીઅત ઠીક નહોતી અને તાવ તો ઋષિકેશમાંથી ચાલુજ રહ્યો હતો, પણ નગીનદાસ દવા વગેરેનું કહેતા હતા તો તમે તે કબુલ કરતા ન હતા, તો તેમ કરવાનું શું કારણ?" મેં કહ્યું, "શરૂઆતમાં જ્યારે જ્યારે વધારે તાવ આવતો ત્યારે થોડા દિવસ દવા ખાધી હતી અને તેથી ભારે તાવ તો અટક્યો હતો, પણ જીર્ણ જ્વર બંધ ન થયો એટલે હવે દવા ખાતો નથી." પછી ગુરુશ્રીએ મારા મંદવાડના સંબંધમાં હકીકત પૂછી, તેથી મેં સઘળી હકીકત કહી. "પ્રથમ હું કારતક મહિનામાં હરદ્વાર આવ્યો તે વખતે મારી પાસે ઓઢવા માટે બિલકુલ સાધન હતું નહિ; પણ એક સ્વામીએ પાતળી જુની કામળી આગ્રહ કરીને આપી હતી તેનાથી આખો શિયાળો નિભાવ કર્યો હતો. પછી હું હૃષિકેશમાં ચાર માસ રહ્યો અને ત્યાંથી શિવરાત્રી પછી હરદ્વાર આવ્યો અને ત્યાં ધર્મશાળામાં રહેતો હતો. ત્યારે બાદ્રનારાયણના મહંત કે જે કેરલ દેશના નંબુરી બ્રાહ્મણ હતા, તેઓ પણ બદ્રિનારાયણ જવાને માટે ત્યાં ઉતર્યા હતા. તેમની સાથે તામિલ દેશના બે

બ્રાહ્મણ હતા તેઓ મારી સાથે તામિલ ભાષામાં વાતચીત કરતા હતા, તે ઉપરથી મહંત તેમને મારા વિષે પૂછવા લાગ્યા કે, 'કોણ એ દ્રાવિડી સ્વામી છે ?' એમ કહી મારી બધી હકીકત પૂછી લીધી; પછી મને ભિક્ષા માટે કહ્યું અને વિશેષમાં પૂછ્યું કે 'તમારે કંઈ જોઈએ છીએ ?' મેં ના કહી, એટલે તેમણે કહ્યું, 'તમારી તબીઅત નરમ છે તેથી પૂછું છું' અને આગ્રહ કરવા માંડયો. ત્યારે મેં કહ્યું કે, 'મારે દિલ્હી સુધી જવું છે.' તેથી તેમણે માણસ મોકલી દિલ્હી સુધીની ટિકિટ કરાવી આપી. આ પ્રમાણે બીજે ઠેકાણે પણ જ્યાં જ્યાં જતો હતો ત્યાં ત્યાં પરમાત્મા રક્ષા કરતા હતા" આ સાંભળી ગુરૂશ્રી બોલ્યા કે, "એ તો ઠીક છે. પરમાત્મા તો બધે ઠેકાણે રક્ષા કરે છે, પણ આવી સ્થિતિ હોય ત્યારે કાગળ લખી પૈસા મંગાવી અહિં આવતા રહેવું હતું." મેં કહ્યું, "પૈસા મંગાવવા એ મને ઠીક નથી લાગતું." પછી ગુરુશ્રી બોલવા લાગ્યા, "બીજા પાસેથી ન મંગાવવા પણ અમારી પાસેથી મંગાવવામાં શી હરકત હતી ?" તેથી મેં કહ્યું કે, "ત્યાગી હોવાથી તેમ કરવાનું મને ઠીક ન લાગ્યું." એટલે ગુરુશ્રી હસવા લાગ્યા અને બોલ્યા કે, "તમને ત્યાગનો દુરાગ્રહ થઈ ગયો છે. યોગવાસિષ્ટમાં શિખિધ્વજ રાજાને પણ એ પ્રમાણે થયું હતું. તે રાજપાટ છોડી વનમાં જઈ ઝુંપડી બાંધી રહ્યા હતા અને તપશ્ચર્યા કરી શરીરને ઘણું કષ્ટ આપતા હતા. તેથી તેમની રાણી ચુડાલા કે જે મહા બ્રહ્મરાજ્ઞી હતી તે પોતાના સ્વામીની આવી સ્થિતિ જોઈ વિચારવા લાગી કે, 'અહો ! મારા પતિનું જ્ઞાન અજ્ઞાનના આવરણથી ઢંકાઈ ગયું છે, માટે તેમને વાસ્તવિક જ્ઞાનનો બોધ થવો જોઈએ.' આમ વિચારી ચુડાલા પોતાનું રાણીનું રુપ બદલી કુંભ મુનિના રુપમાં તેમના આશ્રમમાં ગઈ અને કહ્યું કે, 'આપ આવું કઠણ તપ શા માટે કરો છો ? જે ત્યાગવાનું છે તે તો હજી સુધી તમે ત્યાગ્યું નથી અને જ્ઞાન સંપાદન કર્યું નથી.' રાજાએ કહ્યું કે, 'મેં રાજપાટ બધાનો ત્યાગ કર્યો છે તો હવે ત્યજવા જેવું બીજું શું છે ?'

વેષધારી રાણીએ કહ્યું કે, 'રાજપાટ, ભૂમિ, ધન, સ્ત્રી વગેરે ખરૂં જોતાં તો તમારાં હતાં જ નહિ, તો પછી તમે તેનો ત્યાગ કર્યો કેમ કહેવાય ?' આ ઉપરથી રાજાએ ગુફા તથા વન વિષે પણ પોતાનું મમત્વ છોડી દીધું અને મૃગચર્મ, કમંડળ, માળા વગેરેનો પરિત્યાગ કરી બધા પદાર્થોને અગ્નિમાં બાળી નાખ્યા, કે જેથી તે પદાર્થોનો મોહ પણ છૂટી જાય.

ચુડાલાએ કહ્યું કે, 'માળા તો લાકડું છે અને કમંડળ તો ફળ છે; બીજું પણ બધું આવું જ છે. તમારૂં ન હતું અને તમે છોડયું તેમાં શો મોટો ત્યાગ ? એક મુખ્ય ભાગ બાકી રહ્યો છે અને તેનો ત્યાગ કરવાથી જ

તમને પરમાનંદ પ્રાપ્ત થશે.' આ ઉપરથી રાજા એમ સમજ્યા કે મુનિ દેહ ઉપરના મમત્વનો ત્યાગ કરવાનું સૂચવતા હશે. એમ ધારી પોતાના દેહનો નાશ કરવા તૈયાર થયા એટલે રાણીએ તેમને તેમ કરતાં અટકાવી કહ્યું, 'રાજન્, શરીરનો ત્યાગ કરવાથી તમારો સર્વ ત્યાગ પૂરો થવાનો નથી. આ દેહને ટકાવી રાખી ચિત્તનો ત્યાગ કરો એટલે તમારો સર્વ ત્યાગ સિદ્ધ થયો જાણુવો.' ચિત્તનો ત્યાગ એજ ખરો ત્યાગ છે અને તે સિદ્ધ થવાથીજ ખરો આત્માનંદ પ્રાપ્ત થાય છે." એમ કહી ગુરૂશ્રી બોલ્યા કે, "તમારી આવી સ્થિતિમાં દવા વગેરેનું સેવન ન કરવું ઉચિત નથી. ત્યાગ એ જ્ઞાનનું કારણ છે, પણ ત્યાગનો દુરાગ્રહ એ જ્ઞાનમાં પ્રતિબંધક છે. વસ્તુતઃ જોઈએ તો શરીર તો નઠારામાં નઠારૂં છે, પરંતુ કર્તવ્યની અપેક્ષાથી જોઈએ તો રત્નોનું રત્ન છે, કારણકે ધર્મનું મુખ્ય સાધન છે.

शरीरमाद्यं खलु धर्मसाधनम् ।

માટે અડચણ હોય ત્યારે પૈસા મંગાવવા જોઈએ અને અહિં આવી શરીર સુધારવું જોઈએ."



## પર. ગુરુભકિત.

હું પ્રવાસમાંથી બેલગામ આવ્યા બાદ બીજે દિવસે સવારે અગાઉની માફક પુષ્પનો હાર પહેરાવીને ગુરુશ્રીને પગે લાગ્યો. ત્યાર પછી કથા સમાપ્ત થયા બાદ બગીચામાં ગુરુશ્રી રામાનંદ સ્વામીને પંચદશી શિખવવા બેઠા હતા, ત્યારે હું ગયો અને પાસે બેઠો એટલે ગુરુશ્રી મને કહેવા લાગ્યા કે, "આપ સંન્યાસી છો અને આવી રીતે હાર પહેરાવી પગે લાગો છો એ મને સારૂં લાગતું નથી." મેં કહ્યું કે, "અંજારમાં મને કલકત્તાના વેપારી ગૃહસ્થ મળ્યા તેઓ કહેવા લાગ્યા કે, 'અમે સ્વામી વિવેકાનંદનાં દર્શન કરવા ગયા હતા, તે વખતે તેઓ એમના ગુરુ રામકૃષ્ણ પરમહંસની છબીની આરતી કરતા હતા. પછી અમારી સાથે વાત નીકળતાં મેં શંકા કરી કે, આપ આવા વિદ્વાન્ થઈને આવી રીતે આરતી વગેરે કેમ ઉતારો છો?' એમણે જવાબ આપ્યો કે, 'એ તો મનની મોજ છે.' આ પ્રમાણે આવા આવા વિદ્વાન્ પણ જ્યારે પોતાના ગુરુની પૂજા કરે છે તો હું શા હિસાબમાં? શ્વેતાશ્વતરમાં પણ કહ્યું છે કેઃ—

यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ।

જેવી રીતે જેને પરમાત્મામાં ભક્તિ હોય તેવીજ ગુરુમાં પણ હોય તેને ઉપદેશ કરેલા પ્રસિદ્ધ અર્થો અનુભવમાં આવે છે; તેટલા માટે આપના ઉપર મને ભક્તિ હોવાથી હું આપને હાર પહેરાવું છું તે મારા સ્વાર્થને માટે છે. હું આપની સ્વામીશ્રી વિવેકાનંદની પેઠે આરતી તો ઉતારતો નથી. આપ ગમે તે માનો, પણ હું તો આપને પરમાત્મા તુલ્ય માનું છું." ગુરુશ્રી બોલ્યા, "તમે મને ભલે ગુરુ માનો તોપણ જેમ એક દીવામાંથી હજારો દીવા પ્રગટ થાય છે, તેમાં પ્રથમનામાં અને બીજામાં ન્યૂનાધિકપણું હોતું નથી, તેમ સાક્ષીરુપે તો આપણે સર્વ એકજ છીએ."

આ સાંભળી રામાનંદ સ્વામી બોલ્યા કે મહત્ પુરુષોએ કહ્યું છે કેઃ—

यावदायुस्त्रयो वंद्या वेदान्तो गुरुरीश्वरः ।
आदौ ज्ञानप्रसिद्ध्यर्थं कृतघ्नत्वाऽपनुत्तये ॥

અર્થ:—જિંદગી પર્યંત વેદાંતશાસ્ત્ર, ગુરુ અને ઇશ્વર એ ત્રણે વંદન કરવા યોગ્ય છે. તેમાં પ્રથમ જ્ઞાનની પ્રાપ્તિ માટે અને (પછી) કૃતઘ્નતાની નિવૃત્તિ અર્થે (વંદન કરવું જોઈએ).

પછી ગુરુશ્રીએ કહ્યું કે, "આપ પણ તેની સાથે મળી ગયા કે?" રામાનંદ સ્વામીએ કહ્યું કે, "હું કાંઈ મળી ગયો નથી; હું તો ન્યાયની વાત કરું છુ." પછી ગુરુશ્રી તથા રામાનંદ સ્વામી હસવા લાગ્યા.

તે દિવસે સાંજે રામાનંદ સ્વામીના ઓળખીતા એક બ્રાહ્મણ બીજે ગામથી ગુરુશ્રી પાસે આવ્યા હતા. રામાનંદ સ્વામી તેમની ઓળખાણ કરાવી કહેવા લાગ્યા કે, "તેઓ થોડું વેદાંત અને ન્યાયમાં તર્કસંગ્રહ વગેરે શીખ્યા છે અને તેમની ઇચ્છા હજી વધુ ન્યાય શીખવાની છે. હું તેમને કહું છું કે કલ્યાણ માટે ન્યાયના ઘણા ગ્રંથો શીખવાની આવશ્યકતા નથી, છતાં તેમના મનનું સમાધાન થતું નથી, તેથી આપ એમને સમજાવો." ગુરુશ્રીએ કહ્યું, "હું તેમને ઓળખતો નથી અને તેઓ મને ઓળખતા નથી, તેથી હું શું સમજાવું?" બ્રાહ્મણે કહ્યું, "એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય એવી વિદ્યા આપ જાણો છો તેથી સર્વ આપના ઓળખીતા જ છે." ગુરુશ્રીએ કહ્યું, "હું નાશક હતો ત્યારે ત્યાં એક સ્વામી મહિનો પંદર દિવસ રહેવા આવ્યા હતા. તેમની પાસે એક બ્રાહ્મણ જે તર્કસંગ્રહ મુક્તાવલી અને થોડું વેદાન્ત શીખ્યો હતો તે દીનકરી શીખવા આવ્યો. સ્વામીએ તે શિખવવાનું શરૂ કર્યું હતું, તે જાણી મેં કહ્યું કે, 'આપ થોડા દિવસ રહેવાના છો. દીનકરી ગ્રંથ તેટલામાં પુરો થઈ શકશે નહિ, વળી તો થોડું ઘણું વેદાંત ભણ્યા છે તો

આપ એને એક વાતમાં સમજાવી દો.' સ્વામીએ કહ્યું, 'એક વાતમાં તે સમજે એવા નથી.' તાત્પર્ય એ છે કે ન્યાયના ઘણા ગ્રંથ જોવાથી બહિર્મુખ થવાય છે. તે ઉપર એક વિનોદવાર્તા છે કે, શ્રી રામચંદ્રજી, કૈકેયીને તેમના પિતાએ આપેલું વચન ભંગ ન થાય એવા ઉદ્દેશથી વનમાં જવા નીકળ્યા. રસ્તામાં ગૌતમ ઋષિ મળ્યા, તેમણે શ્રી રામચંદ્રજીને કહ્યું, 'હે રામ! તમે રાજપુત્ર થઈ વલ્કલ પહેરી ઉઘાડે પગે આ સ્થિતિમાં ક્યાં જાઓ છો?' શ્રી રામચંદ્રજીએ પોતાનું સર્વ વૃત્તાંત સમજાવી 'વનમાં જાઉં છું' એમ કહ્યું. ગૌતમ ઋષિએ કહ્યું, 'અરે! તમે તો વિદ્વાન છો. તમે જાણો છો કે વૃક્ષસમૂહો વન–વૃક્ષનો સમૂહ તે વન છે. તમારા ઘણા બગીચા છે, તેમાંના એક બગીચામાં તમારે રહેવું હતું. આટલે દૂર જવાની જરૂર નથી.' એ પ્રમાણે શ્રી રામચંદ્રજી અને ગૌતમ વચ્ચે ઘણો સંવાદ થયો. છેવટે શ્રી રામ નિરુત્તર થયા ત્યારે કહ્યું કે, 'નૈયાયિકને કોઈ કાળે જ્ઞાન થશે નહિ.' વિદ્વત્તા માટે ન્યાયના ઘણા ગ્રંથો શીખવા ઠીક છે; કલ્યાણ માટે તે આવશ્યક નથી. શ્રી ગૌરાંગ ભગવાન જેવા કોઈ યોગભ્રષ્ટને જ્ઞાન થાય છે, પણ બીજા ઘણું કરી બહિર્મુખ રહે છે." આ સાંભળી બ્રાહ્મણે કહ્યું, "હવે મારૂં સમાધાન થયું. વધુ ન્યાય શીખવાનો વિચાર આજથી છોડી દઉં છું." ગુરુશ્રીએ કહ્યું, "કેવળ મારા વચનથી છોડવું નહિ. વિચારી નિશ્ચય કરવો. કેવળ વિદ્વતા કલ્યાણનો માર્ગ નથી; ભક્તિ અને વૈરાગ્ય આવશ્યક છે."

પછી મેં કહ્યું કે, "હું ઋષિકેશ ગયો ત્યારે લઘુ કૌમુદી શીખતો હતો અને તે પુરી થવા આવી હતી તે જાણી સ્વામીઓએ મને બૃહત્ કૌમુદી શીખવા કહ્યું. મેં કહ્યું કે, 'બૃહત્ કૌમુદી શીખતાં શીખતાં શરીર પડી જાય તો બૃહત્ કૌમુદી જન્મમરણમાંથી બચાવશે?' સ્વામીઓએ કહ્યું કે, 'લઘુ તદ્દન નાની છે; બૃહત્ નહિ તો મધ્ય કૌમુદી શીખશો તો સંસ્કૃત ભાષામાં ઠીક પ્રવેશ થશે. એમ કરી મને ઘણું સમજાવ્યું એટલે મેં મધ્ય કૌમુદી શરૂ કરી. દોઢ મહિના પછી મને સખત મંદવાડ આવ્યો અને હું મરતાં મરતાં બચ્યો તેથી મનમાં આવ્યું કે પરમાત્મા તરફથી મને આ સૂચના મળી તેથી વધુ અભ્યાસ કરવાની બિલકુલ ઇચ્છા રહી નહિ." તે સાંભળી ગુરુશ્રીએ કહ્યું કે, "પરમાત્મા જે કરે છે તે સારા માટે જ કરે છે. એક વખત એક ભક્ત હતા તેમને સમુદ્ર માર્ગે પરદેશ જવું હતું. તેઓ જવાના હતા તે દિવસે વહાણ મળસ્કે ઉપડવાનું હોવાથી તે દિવસે તે વહેલા ઊઠી બંદરે જવા લાગ્યા. જતાં જતાં અંધારૂં હોવાથી રસ્તામાં ખાડો આવતાં પડી ગયા અને તેમના એક પગે વાગ્યું. તેટલામાં મોડું થઈ જવાથી વહાણ પણ ઉપડી ગયું એટલે ભક્ત પાછા ફર્યા. રસ્તામાં લોકોએ પાછા ફરવાનું કારણ પૂછ્યું એટલે તેમણે સર્વ હકીકત કહી અને કહ્યું કે,

'પરમાત્મા જે કરે છે તે સારા માટે કરે છે.' લોકો આ સાંભળી હસવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, 'પરમાત્માએ શું સારૂં કર્યું! પગે વાગ્યું અને વહાણ પણ ઉપડી ગયું! ભક્ત તો મૂર્ખ છે!' પણ થોડાજ દિવસમાં ખબર આવ્યા કે વહાણ ડુબી ગયું. તે સાંભળી લોક વાત કરવા લાગ્યા કે, 'ભક્ત કહેતા હતા તે ખરૂં પડયું. ભક્ત સાચા ખરા."

પછી ગુરુશ્રીએ કહ્યું કે, "શીખતાં શીખતાં કોઈ વખત શાસ્ત્રવાસના વધી જાય છે તો પોતાના કર્તવ્યમાં વિઘ્ન આવે છે.

પછી મેં કહ્યું કે, "હું કચ્છ ગયો ત્યાં થોડો ઘણો વેદાન્તનો અભ્યાસ કરતો હતો. પુસ્તકો વાંચતાં વાંચતાં એક શ્લોક જોવામાં આવ્યો:—

पठकः पाठकश्चैव ये चान्ये शास्त्रपाठकाः ।
सर्वे व्यसनिनो मूर्खाः क्रियावानेव पंडितः ॥

**અર્થ**:—(માત્ર) અધ્યયન કરનારા તથા કરાવનારા અને બીજા શાસ્ત્ર શિખવનારા સર્વે વ્યસનીઓ મૂર્ખ છે. કૃતિમાં મૂકનાર જ પંડિત છે.

આ શ્લોકમાં મૂર્ખ શબ્દ મને લાગુ પડે છે એમ મારા મનમાં આવ્યું તેથી વધુ શીખવાનો વિચાર છોડી દીધો અને ધ્યાન વગેરે સાધન વધારવાનો નિશ્ચય કીધો." ગુરુશ્રીએ કહ્યું કે, "શ્લોકનો ભાવ બરાબર છે. ઘણા લોકને બુદ્ધિબળ, પાનાં વગેરે રમતનું વ્યસન હોય છે, તેમ શીખવા શિખવવાનું પણ વ્યસન લાગે છે. ઘણાઓને મેં જીંદગી સુધી વેદાન્ત શ્રવણ કરતા તથા વાતો કરતા જોયા છે, પણ તેમના અંતઃકરણ પર કંઈ સંસ્કાર પડેલા જોવામાં આવ્યા નહિ. કારણ પ્રથમ વિચારદ્વારા સત્ અસત્નો વિવેક કરવાથી સત્માં સુખબુદ્ધિ થાય છે અને અસત્માં દુઃખબુદ્ધિ થાય છે, એટલે પરોક્ષ જ્ઞાન થાય છે. પરોક્ષ જ્ઞાન થયા પછી જગતના સર્વ પદાર્થમાં મોહ નષ્ટ થાય છે, તેથી સાધનમાં તત્પર થાય છે. શ્રુતિમાં કહે છે કે:—

प्राणो ह्येष यः सर्वभूतैर्विभाति विजानन् विद्वान्भवति नातिवादी ।
आत्मक्रीड आत्मरतिः क्रियावानेष ब्रह्मविदां वरिष्ठः ॥

**અર્થ**:—આ પ્રાણ ઉપહિત પરમાત્મા સર્વ ભૂતો રુપે પ્રકાશે છે. જે કોઈ વિદ્વાન તેને આ પ્રમાણે જાણે છે તે કદી અતિવાદી થતો નથી. આવા પુરુષની ક્રીડા આત્મામા હોય છે, તેની રતિ–પ્રીતિ આત્મામાં જ હોય છે તથા તે બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ થાય છે.

એ પ્રાણ ઉપહિત પરમાત્મા સર્વભૂત પ્રાણીમાત્રમાં અસ્તિ, ભાતિ અને પ્રિયરુપે પ્રકાશમાન રહે છે. એવી રીતે પરમાત્માને પરોક્ષ રીતે જાણનાર આત્મવ્યતિરિક્ત

વાગ્વિલાસનો પરિત્યાગ કરી સદા આત્મામાં ક્રીડાવાળો એટલે નિદિધ્યાસાદિ માનસિક ક્રિયામાં તત્પર હોય છે. જેમ પાણીમાં જે રંગ નાખીએ તે રંગનું પાણી દેખાય છે, તેમ અંતઃકરણમાં જે જે સંસ્કાર પાડીએ તેવું તે થાય છે. અનાત્માના સંસ્કાર પાડવાથી અનાત્માકાર થાય છે અને પરમાત્માના સંસ્કાર પાડવાથી પરમાત્માકર થાય છે. તે આત્મરતિ એટલે આનંદ એટલે સમાધિ-સુખનો અનુભવ કરે છે. એવાજ પુરુષો શ્રેષ્ઠ ગણાય છે. આવો અભ્યાસ મૂકીને એકલો શાસ્ત્રનો અભ્યાસ કરે તો તેમાં ખરો આનંદ પણ ન મળે, તેમજ મોક્ષ સુખ પણ ન મળે. પરોક્ષ જ્ઞાન થયું નથી ત્યાં સુધી ક્રિયામાં રૂચી થતી નથી, અને ક્રિયા સિવાયનું શાસ્ત્રીય જ્ઞાન પોપટીયા જ્ઞાન જેવું છે. પોપટને લડાઈની વાતો શિખવીએ અને પોપટ વારંવાર કહે કે લાવો તરવાર, લાવો બંદુક; પણ પોપટના એ શબ્દો જેમ નિરર્થક છે તેમ એવું શાસ્ત્રીય જ્ઞાન નિરર્થક છે. કબીર મહારાજ કહે છે કે,

कथने के शूरे घणे ताते बांधे तीर,

विरहबाण जिनके लगे तीनके विकल शरीर.

મારા જેવા બોલવાવાળા ઘણા છે પણ જેને પરમાત્મા સાથે પ્રીતિનો રસ લાગ્યો છે તેને પરમાત્મા સિવાય બધું લુખું લાગે છે. પાણી વગરની માછલીના જેવી તેની દશા છે.”

પછી રાત્રે પ્રસંગ નીકળતાં રામાનંદ સ્વામીએ પૂછયું કે, “પ્રકાશાનંદજી ધોતી, બ્રહ્મદાતણ વગેરે કરે છે?” મેં કહ્યું કે, “ઋષિકેષમાં હું બિમાર પડી ગયો હતો અને તે બિમારી લાંબો વખત ચાલુ રહી. પછી ફરતાં ફરતાં માંડવી આવ્યો ત્યારે એક સ્વામી પણ ત્યાં ફરતાં ફરતાં આવ્યા હતા તેમનો સમાગમ થયો. તેઓ હઠયોગની ક્રિયા જાણતા હતા. તેમણે મને કહ્યું; ‘તમે પ્રાણાયામ એકલા કરો છો, પણ તે સાથે ધોતી, બ્રહ્મદાતણ વગેરે કરવાની જરૂર છે. તે કરવાથી તમારૂં શરીર પણ સુધરશે.’ મને પણ શીખવાની ઇચ્છા હતી. તેથી તેમણે મને તે ક્રિયા શીખવી અને તે કરવાથી શરીરે ફાયદો પણ થયો તેથી તે ચાલુ રાખી છે.” ગુરુશ્રીએ કહ્યું, “વધારે ન કરવી. થોડી ઠીક છે. એક સ્વામી અહિં આવ્યા હતા; તે આપણે ત્યાં ઉતર્યા હતા અને હઠયોગની થોડી ક્રિયા પણ જાણતા હતા. તેમની પાસે ઘણા લોકો તથા ડૉકટરો પણ આવતા હતા. સ્વામી વજ્રોલી પણ જાણતા હતા. તે ડૉકટરોને જોવાની ઇચ્છા થઇ. સ્વામીએ તે પાણીમાં બેસી કરી દેખાડી અને તે જોઈ ડૉકટરોને પણ નવાઈ લાગી. પણ સ્વામીએ તે ક્રિયા ઘણા વખતથી કરી નહોતી તેથી વિપરીત પરિણામ આવ્યું. આખરે તેમને શસ્ત્રક્રિયા કરાવવી પડી અને તેમનો દેહ પડયો. માટે વધારે કંઈ કરવું નહિ.” ત્યાર પછી મેં તે ક્રિયા ઓછી કરી, ધીમે ધીમે છોડી દીધી.

## ૫૩. દેહાધ્યાસ.

બીજે દિવસે સાંજે ગુરુશ્રી પાસે દેહાધ્યાસ સંબંધી વાત નીકળતાં મેં કહ્યું કે, "વિચાર કરીને શરીર શો પદાર્થ છે એમ જાણવા છતાં પણ તેમાંથી મારો મોહ છૂટતો નથી." ગુરુશ્રીએ કહ્યું કે, "દેહના ભોગ માટેનાં સ્વાદિષ્ટ ખાનપાનાદિ, સુંદર વસ્ત્રો, સુંદર મકાનો તેમજ અન્ય મોજશોખના પદાર્થોનો પરિત્યાગ કર્યા સિવાય દેહાધ્યાસ દૂર થઈ શકતો નથી. તમને તો આ મોજશોખ છે નહિ, છતાં પણ તમે આમ બોલો છો તો બીજા લોકોની શી વાત?" એટલામાં બિલગામના એક વતની અને આસપાસના ગામોના જાગીરદાર સરદેશાઇ શીરસંગી મારા આવવાની ખબર મળતાં આવ્યા અને ગુરુશ્રી પાસે બેઠા. પછી મારા સામું જોઈ કહેવા લાગ્યા, "પહેલાં પણ મેં તમારૂં નામ સાંભળેલું પરંતુ જ્યારે હું હોઉં ત્યારે તમે ન હો અને તમે હો ત્યારે હું ન હોઉં. એમ મુલાકાત ન થયેલી. તમે સંન્યાસ લીધો તે સંબંધી સાહેબ કહેતા હતા કે તમને ઘણે પ્રકારે રોકયા, પણ બાલ્યાવસ્થામાં સંન્યાસ લીધો; અને ઘણા દિવસથી કાગળ લખતા ન હતા તેથી ફિકર કરતા હતા." આમ થોડીક વાતચીત થયા પછી મેં મૂળ વિષય પર આવતાં ગુરુશ્રીને કહ્યું કે, "મદ્રાસમાં પટ્ટણુત્તુ સ્વામી કે જે આખા દક્ષિણમાં સૌથી ધનાઢ્ય હતા, તેઓએ સંસાર ત્યાગ કર્યો પછી પૂર્વની વૈભવવાળી અજ્ઞાન અવસ્થાને ધિક્કારી તામિલ ભાષાની કવિતામાં કહ્યું છે કે, 'આ શરીરને પશુ પક્ષી આદિ જાણે છે કે અમારો ભોગ છે, જળચર જાણે છે કે અમારો ભોગ છે, ભૂમિ જાણે છે મારો ભોગ છે તથા અગ્નિ જાણે છે કે મારો ભોગ છે. આવા શરીરનું અતિ પ્રેમપૂર્વક પોષણ કર્યું એમાં મને શો લાભ મળ્યો?" ગુરુશ્રીએ પ્રસન્ન થઈને જવાબ દીધો કે, "ખરૂં, આર્ય ધર્મમાં મરણ પછી શરીરના ચાર પ્રકારે સંસ્કાર થાય છે. અગ્નિથી, જળથી, ભૂમિથી અને સૂર્યના તાપથી. એ પ્રમાણે મરણ પછી આ શરીર બીજાના ઉપયોગ અર્થેજ છે. શ્રી શંકરાચાર્ય સ્વામી કહે છે કે—

अनुक्षणं यत्परिहृत्य कृत्यमनाद्यविद्याकृतबन्धमोक्षणम् ।
देहः परार्थोऽयममुष्य पोषणे यः सज्जते स स्वमनेन हन्ति ॥

અર્થ—અનાદિ અવિદ્યાએ કરેલ બંધનથી છૂટવાનું કામ તજીને હમેશાં આ દેહ જે બીજા માટે (કાગડા કૂતરા માટે) છે, એના પોષણમાં જે આસક્ત થાય છે તે એમ કરવાથી આત્માને હણે છે.

આ રીતે દેહ બીજાના ઉપયોગમાં જનાર છે એ વાત સ્પષ્ટ છે, છતાં એવા અનિત્ય શરીરમાં આપણે નિત્યબુદ્ધિ કરીએ છીએ એટલે કે મારું આ શરીર અમર

છે એમ વર્તન રાખીએ છીએ; શરીર દશ્ય છે, આત્મા દૃષ્ટા છે, છતાં તે શરીર આત્મા પોતે હોય તેમ એ અનાત્મામાં આપણે આત્મબુદ્ધિ કરીએ છીએ; વળી શરીર મળમૂત્રાદિમય છે તેથી નિંદ્ય છે, છતાં એવા અશુચિમાં શુચિબુદ્ધિ કરીએ છીએ; અને સર્વ દુઃખનું નિદાન છે, છતાં દુઃખમાં સુખબુદ્ધિ કરીએ છીએ.

આ મનુષ્યશરીર મોક્ષના દ્વારરુપ છે તેને મોજશોખમાં પ્રવૃત્ત કરીને આપણે જ્ઞાન માટે પુરુષાર્થ ન કરીએ તો કેટલી હાનિ છે?"

આ સાંભળી દેશાઈ બોલ્યા, "હું શરીરને અનેક પ્રકારના વૈભવ આપનારો છું, તો મારે તો જ્ઞાન સંપાદન કરવાની શી આશા?" ત્યારે ગુરૂશ્રી બોલ્યા, "સ્વાભાવિક જે જન્મથી પ્રાપ્ત થયું છે તે બીજાની દૃષ્ટિથી વૈભવ હોય, પણ ભોક્તાની દૃષ્ટિથી વૈભવ નથી, એટલે તમે સાઠ હજારની ઉપજવાળા છો અને તેથી પણ વધારે ઉપજની ઈચ્છા કરી તે પ્રમાણે ભોગ વધારવાની કામના કરો, તો તે કામના બંધન વધવાનું કારણ છે. ટુંકામાં માણસ જે સ્થિતિમાં હોય ત્યાંથી તેણે જ્ઞાન માટે યત્ન કરવાનો છે, અને ભોગોને કમી કરવાના છે. તમે તો શું પણ આગળના તમારાથી અધિક ભોગ ભોગવવાવાળા રાજાઓ તેમના સર્વ ભોગોને છોડી ઋષિઆશ્રમમાં રહી પૂર્ણ વિરાગ અને ઉપરતિદ્વારા જ્ઞાન સંપાદન કરતા, તેમ તમે પણ કરી શકો."

દેશાઇએ શંકા કરી કે, "વૈભવમાં રહીને અભ્યાસ કરવાથી જ્ઞાન થાય કે નહિ?" ગુરુશ્રી બોલ્યા કે, "તેમ થઈ શકે નહિ. શ્રી શંકર ભગવાન્ કહે છે કેઃ—

शरीरपोषणार्थी सन् य आत्मानं दिदृक्षति ।
ग्राहं दारुधिया धृत्वा नदीं तर्तुं स इच्छति ॥

અર્થ—જે મનુષ્ય (સ્થૂળ) શરીરના પોષણની ઇચ્છાવાળો થયા છતાં આત્માના સાક્ષાત્કારને ઇચ્છે છે, તે લાકડાની બુદ્ધથી મગરને પકડી નદીને તરવા ઇચ્છે છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે શરીરમાં અહંબુદ્ધિ કરીને તેને વૈભવ કરાવવો અને હું બ્રહ્મસ્વરુપ છું એવો અભ્યાસ કરવો એ અસંગત છે; માટે વૈભવ માત્રનો પરિત્યાગ કરીને ઉપાસના કરવાથી વસ્તુ પ્રાપ્ત થાય છે. શરીરનું પોષણ ન કરવાનું કહ્યું છે એટલે કે ઇંદ્રિયવૃત્તિ ઉપજીવન ન કરવું, પણ માત્ર પ્રાણવૃત્તિ ઉપજીવન કરવું. જેમ સરકસનો વાઘ છે તેને પેટ ભરીને ખવરાવવાથી તે મસ્તીમાં આવીને જોઇતું કામ ન કરે પણ ઉલટો મારી નાખે, અને તદ્દન થોડું ખાવા આપવાથી પણ જોઈતું કામ ન કરે; પણ તેને ઉપયોગ પૂરતો ખોરાક દેવાથી જોઈતું કામ કરે છે; તેમ શરીરને વૈભવ કરાવવાથી બ્રહ્માભ્યાસ

થઈ શકતો નથી, તેમજ છેક તામસ તપથી શરીરને શુષ્ક કરી નાખવાથી પણ અભ્યાસ થઈ શકતો નથી; પરંતુ યોગ્ય આહાર વિહાર કરવાથી અભ્યાસ થઈ શકે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે:—

शरीरंव्रणवत्पश्येयदन्नं तु व्रणलेपनम् ।
व्रणसेचनवद्वारिहं वस्त्रं तु व्रणपट्टवत् ॥

**અર્થ**:—શરીરને ગુમડાની સમાન, અન્નને ગુમડાના લેપન સમાન, તૃષા નિવારણાર્થ જળને ગુમડાના ધોવા સમાન અને વસ્ત્રને ગુમડાના પાટા સમાન જોવું.

શરીરને વ્રણ કહેવાનું કારણ એ છે કે તે દુઃખરુપ છે; અને તેને પોષવાને માટે વિવિધ પ્રકારનાં સ્વાદિષ્ઠ ખાનપાનાદિની જરૂર નથી; પણ ક્ષુધા, તૃષા નિવારણ અર્થે તેની જરૂર છે. આ પ્રમાણે નિર્વાહ પૂરતો વ્યવહાર કરી દેહાધ્યાસ ઓછો કરવો.

આપ બે ઘોડાની ગાડીમાં બેસો છો, તો કોઈ વખત એક ઘોડાની ગાડીમાં બેસવું એમ આદત પાડયે કયારેક પગે ચાલવાની ટેવ પણ રાખવી. તેમાં પણ સાથે માણસો લઈને જવાને બદલે એકલા ચાલીને નીકળવું. આથી આપણો માન-મરતબો ઓછો થશે એવી માન્યતાથી દેહાધ્યાસ વધે છે; માટે આ પ્રમાણે અંતર્વિચાર અને બાહ્ય ક્રિયાપૂર્વક સાદાઈ તથા સરળતા રાખવાથી દેહાધ્યાસ ઓછો થતો જાય છે.

તે સંબંધે ગુરુશ્રીએ એક દ્રષ્ટાંત આપ્યું. વિલાયતમાં પહેલાં એક રાજા થઈ ગયો (આ રાજાનું નામ ગુરુશ્રીએ કહેલું, પણ હાલ મને યાદ નથી). એક વખત તે એકલો એક દૂબળા ઘોડા ઉપર બેસી જતો હતો, તે વખતે બે ઘોડાવાળો એક ખટારો જંગલના રસ્તામાં કીચડમાં ખુંચી ગયો હતો. તે ખટારાવાળાએ તેને દેખીને બોલાવ્યો અને ખટારો કાઢવામાં પોતાને મદદ કરવા કહ્યું. તેણે ઘોડા ઉપરથી ઉતરીને ખટારાને કાંધ દઈને કીચડમાંથી કાઢયો. એટલામાં તે રાજાની ટોપી નીકળી પડી. આપતકાળમાં જરૂરી પ્રસંગને માટે તે ટોપી નીચે પોતાનો મુગટ રાખતો. તે મુગટ ખટારાવાળાના જોવામાં આવતાં તે એકદમ ગભરાયો અને રાજાની પાસે સહાય માગવા માટે પશ્ચાતાપ કરવા લાગ્યો. 'કંઈ હરકત નહિ' એમ કહી રાજા પોતે ચાલ્યો ગયો. આવા આવા વ્યવહાર દષ્ટિવાળા રાજાઓ પણ આટલી સાદાઈમાં રહેતા હતા, તો પરમાર્થ દષ્ટિવાળા તમારા જેવાએ કેટલી સાદાઈ રાખવી જોઇએ?"

આ પછી બીજે વર્ષે ગુરુશ્રીનું શરીર છૂટી ગયું. ત્યારબાદ હું બેલગામ ગયો ત્યારે દેશાઈ મળ્યા. તેઓ ગુરુશ્રીના અવસાનથી બહુ દિલગીર થતા હતા

અને કહેતા હતા કે, "મને જે ધર્મ ઉપર આસ્થા થઈ છે તેમજ રજોગુણ વૃત્તિ કમી થઈ છે તે ગુરુ મહારાજની કૃપાથી થઇ છે." તે પછી દોઢ વર્ષે સરદેશાઈ જ્યારે માંદા પડયા ત્યારે પોતાનો અંતકાળ નજીક આવ્યો છે એમ સમજી અપુત્ર હોવાથી પોતાની સ્ત્રી સારૂં નિર્વાહ પુરતું રાખી બાકી સઘળું ધર્માદામાં આપી તેમણે યુવાવસ્થામાં દેહત્યાગ કર્યો.

## ૫૪. જ્ઞાનીને અભિમાન હોતું નથી.

પૂર્વાશ્રમમાં જ્યારે હું ગુરુશ્રી પાસે સમાગમ કરવા જતો ત્યારે મારા મનમાં એવું થતું કે જે જે જાણવું તે ગુરુશ્રી પાસેથી જ જાણી લેવું, બીજે કયાંએ ભટવું નહિ. આવો મારા મનનો આશય જાણીને ગુરુશ્રી કહેવા લાગ્યા કે, "આ શરીર પાસેથીજ બધું જાણવું એવો આગ્રહ શો ? મધમાખી જેમ બધે ઠેકાણેથી મધ એકઠું કરે છે તેમ બધા પાસેથી બ્રહ્મવિદ્યા સંપાદન કરવી. દત્તાત્રેયે ચોવીસ ગુરુ કર્યા હતા. તેવી રીતે જ્યાં જ્યાં ગુણ હોય ત્યાં ત્યાં ગ્રહણ કરવાને હરકત નથી." આથી જ્યાં જ્યાં હું ગયો ત્યાં ત્યાં સમાગમ કરવા જતો, તેથી બહુ પ્રકારનો અનુભવ થયો.

એક તહેવારને દિવસે ગુરુશ્રીએ સત્સંગ મંડળમાંથી કૃષ્ણાજીપંત વગેરે કેટલાકને જમવાનું આમંત્રણ કર્યું હતું, તેથી સવારમાં કથા સમાપ્ત થયા બાદ ગુરુશ્રી પાસે બધા બેઠા હતા, તે વખતે પ્રસંગ નીકળતાં મેં શંકા કરી કે, "હું જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં સમાગમ કરવા જતો હતો, પણ કવચિત્ નાના પ્રકારના આડંબરો અને અભિમાન જોવામાં આવ્યાં. જેઓ જ્ઞાની છે તેને 'હું છું' એવું અભિમાન થાય ખરૂં ?"

આ સાંભળી ગુરુશ્રી બોલ્યા કે, "રજોગુણ તમોગુણનો અભિભવ (દબાણ) થવાથી જેના અંતઃકરણની વૃત્તિ સત્વપ્રધાન થઈ છે અને તેથી જેનું આવરણ ભંગ થયું છે, તેને અજ્ઞાનનાં સર્વે કાર્યો બાધિત છે. અવિદ્યાનો આ પ્રમાણે બાધ થયો હોવાથી એ બાધિતાનુવૃત્તિવાળામાં સામાન્ય અભિમાનનું દર્શન વખતે થાય છે, પણ વિશેષ અભિમાનનું દર્શન તો થાયજ નહિ.

આ કારણથી આમ જ્ઞાનીમાં સામાન્ય અભિમાન તો બન્યું રહે છે, પણ વિશેષ અભિમાન હોતું નથી. શુક, વામદેવાદિ જે જે બ્રહ્મનિષ્ઠ મહાત્માઓ

થઇ ગયા છે, તેમનામાં વિશેષ અભિમાન જોવામાં આવ્યું નથી. ' હું બ્રાહ્મણ છું, ક્ષત્રિય છું ' વગેરે જાતિનું અભિમાન તથા 'હુ બ્રહ્મચારી છું, ગૃહસ્થ છું, હું" ફલાણાનો દીકરો છું, ફલાણાનો બાપ છું ' આમ વર્ણાશ્રમ આદિનું અભિમાન દેખાય તે વિશેષ અભિમાન છે. દૈવી સંપત્તિવાળા ઉત્તમ પુરુષોમાં પણ **આવું વિશેષ અભિમાન** રહે છે; જ્ઞાનીપણાનું અથવા પૂજ્યપણાનું અભિમાન તો ખાસ આસુરી સંપત્તિવાળા પ્રાકૃત પુરુષોમાં હોય છે. ગીતાના સોળમા અધ્યાયમાં કહ્યું છે કે दंभो दर्पोऽभिमानश्च ॥ દંભ એટલે પોતામાં જે ગુણ નથી તે ગુણનો ડોળ કરીને લોકોને છેતરવા તે; જેમકે કોઈ પુરુષ વેદશાસ્ત્રોમાં આજ્ઞા કરેલાં કર્મ ઉપાસના ને જ્ઞાન છે તેમાં આસ્થા ન હોવા છતાં લોકોને ઉપરથી માત્ર બતાવવા ખાતરજ નિત્ય કર્મ વગેરે કરવાનો ડોળ કરે છે, પણ જે ધર્મક્રિયામાં કષ્ટ વેઠવું પડે છે તે નહિં કરતાં જેટલો એશઆરામ અને શારીરિક સુખ ભોગવ્યું એટલું ખરૂં, બાકી આગળ બંધમોક્ષ કે સ્વર્ગ નરક એવી કંઇ વસ્તુજ નથી એવું માને છે, અને બીજાઓને તેનાથી ઉલટો મોક્ષસુખ મેળવવા માટે પુરુષાર્થ કરવાનો ઉપદેશ કરે છે. જે શ્રદ્ધાથી ધર્મક્રિયા કરે છે તેનું અંતઃકરણ શુદ્ધ થવુંજ જોઈએ અને તેને વિષયાદિમાં અરૂચી થતી જવી જોઈએ. જેનામાં આ ફળ જોવામાં ન આવે તે શ્રદ્ધારહિત દંભથી ધર્મક્રિયા કરે છે એમ સમજવું અને આવી રીતે પોતાની આજીવિકા તૂટી ન જાય એવા ભયથી આસ્તિકતાનો ડોળ કરી લોકોને છેતરવા તેને દંભ કહે છે. વિશેષમાં દંભના સ્વરૂપનું વિવેચન કરતાં ગુરુશ્રીએ પ્રબોધ ચંદ્રોદયમાંથી અલંકાર રુપે રમુજની વાત કરી.

મહામોહ અને વિવેક નામના બે રાજા હતા. કાશીમાં વિવેકનું જોર વધવા માંડયું. તેણે પ્રત્યેક તીર્થમાં શમદમ આદિને મોકલ્યા અને આ રીતે પ્રબોધ ઉત્પન્ન કરવાની પ્રવૃત્તિ આદરી. તે જોઈને મહામોહને પોતાના નાશનો ભય લાગવાથી તેણે દંભ અને અહંકાર નામના પોતાના સરદારને કાશી મોકલ્યાં. દંભે ત્યાં જઈ પહોંચે છે. અહંકાર ફરતાં ફરતાં એક ઘર જુએ છે ત્યાં અગ્નિહોત્રનો સામાન જ્યાં ત્યાં પડયો છે અને ઘરમાંથી હોમનો ધુમાડો નીકળે છે. અહંકારે ધાર્યું કે આ ઘરમાં બે ચાર દિવસ રહેવું ઠીક પડશે. એમ વિચાર કરી તે આંગણામાં જરા આગળ ગયો, ત્યાં દંભ પોતે શરીરના સર્વ અંગ ઉપર ગોપીચંદની મુદ્રા લગાડી તથા માથા પર, કાન પર, વગેરે ઠેકાણે દર્ભ ખોસી બેઠેલો જણાયો. તેને જોઈ અહંકારે મોટેથી ' કલ્યાણ થાઓ ' એમ આશિર્વાદ આપ્યો. દંભે માત્ર " હું " એમ કરી રોકયા. તેટલામાં તેનો શિષ્ય આવ્યો અને કહેવા લાગ્યો કે, 'મહારાજ, આ આશ્રમમાં પગ ધોઈને આવવાનું છે.'

અહંકાર—આ કઠોર દેશ જણાય છે, અતિથિનું અહિં સન્માન કોઈ ઠેકાણે જણાતું નથી.

શિષ્ય—પૂજ્યપાદ એમ આજ્ઞા કરે છે કે આપના કુળની અમને ખબર નથી.

અહંકાર—સર્વથી પવિત્ર શહેરમાં સર્વથી પવિત્ર કુળના, સર્વથી પવિત્ર સર્વોત્તમ નામના મારા પિતા છે.

શિષ્ય—આપ મોટા છો પણ પગ ધોઈને આવો.

અહંકાર આખરે પગ ધોઈ આગળ ગયો. એટલે દંભ દાંત કચકચાવી બોલ્યો કે ‘ દૂર ઉભા રહો, તમારા અંગ ઉપરના પરસેવાના બિંદુ પવનથી મારી તરફ આવી મને અપવિત્ર કરે છે. ’

અહંકાર—આ મોટો ચમત્કારિક આચાર !

શિષ્ય—મોટા મોટા રાજાઓ અમારા પૂજ્યપાદ ગુરુ મહારાજનાં દર્શન માટે આવે છે ત્યારે પોતાથી ગુરુ મહારાજના ચરણકમલનો સ્પર્શ કરાય નહિ તેથી પોતાના મુગટના મણિનાં કિરણોથી ગુરુ મહારાજના ચરણોની આરતી કરે છે.

અહંકાર—( મનમાં ) આ મોટો દાંભિક જણાય છે. હશે ! આ આસન પર બેસું.

એમ કહી એક સુંદર આસન પર બેસવા જાય છે, ત્યાં શિષ્ય કહે છે, ‘અરેરે ! શું કરો છો ? આ તો પૂજ્યપાદ શ્રી ગુરુ મહારાજનું આસન છે તે ઉપર કોઈથી બેસાતું નથી. ’

અહંકાર—અરે પાપી ! મારા જેવા દક્ષિણમાં પણ પ્રસિદ્ધ પવિત્ર કુળવાળા માટે પણ આ આસન યોગ્ય નથી ? સાંભળ ! મેં એક અગ્નિહોત્રીની કન્યા સાથે વિવાહ કર્યો તેથી હું મારા પિતાથી પણ શ્રેષ્ઠ છું. વળી મારા સાળાના મિત્રની કન્યા પર આક્ષેપ આવ્યો તેથી પરંપરાએ મારી પત્ની પર આક્ષેપ આવે એમ ધારી તેનો મેં ત્યાગ કર્યો એવો હું પવિત્ર છું.

દંભ—એ ખરૂ; પણ હું સ્વર્ગમાં બ્રહ્મદેવને ત્યાં ગયો ત્યાં મોટા મોટા ઋષિઓ મને જોતાંજ પોતપોતાનાં આસન છોડી હાથ જોડી ઉભા રહ્યા. ત્યાં મારે લાયક એક પણ પવિત્ર આસન ન હોવાથી મને બ્રહ્માજીએ પોતાનો ખોળો ગાયના છાણથી પવિત્ર કરી તે પર આગ્રહથી બેસાડયો. એવી રીતે દેવો પણ મને પવિત્ર માને છે તો બીજાની શી વાત ?

અહંકાર—અરે ઋષિઓની મારી આગળ શી કથા? ઋષિઓની ઉત્પત્તિ સાંભળ! વ્યાસ ઢીમર કન્યાના પુત્ર હતા. અગસ્ત્ય માટીના કુંભમાંથી થયા; હરણીમાંથી શ્રૃંગી ઋષિ થયા; એમ સર્વ ઋષિની ઉત્પત્તિ નિંદ્ય છે એમ છતાં તેની મારી આગળ સ્તુતિ કરે છે!

દંભ—( આ આપણા મહાન્ પિતા અહંકાર જણાય છે એમ સમજી ખુશી થઈ ) હું લોભનો પુત્ર દંભ છું, આપને નમસ્કાર કરૂં છું.

અહંકાર—દીર્ઘાયુ થા! મેં તને ઓળખ્યો નહિ. તારો પુત્ર અસત્ય કયાં છે?

દંભ—સુખરુપ છે, તેના વિના મને ક્ષણ ભર પણ ચાલતું નથી.

અહંકાર—તારાં માબાપ તૃષ્ણા અને લોભ ખુશીમાં છે?

દંભ—એમના સિવાય મને ચેન પડે નહિ. તે પણ ખુશીમાં છે.

તાત્પર્ય એ કે અસત્ય, તૃષ્ણા અને લોભ ઇત્યાદિ આસુરી ગુણો આ દંભની સાથે નિયમ પૂર્વકજ રહે છે.

દર્પઃ—વિદ્યા, ધન, જ્ઞાતિ, કુળ વગેરેના મદથી શ્રેષ્ઠ પુરુષનું પણ અપમાન કરવા રુપ ગર્વવિશેષનું નામ દર્પ છે. ગર્વિષ્ઠ મનુષ્યમાં નમ્રતા લેશ માત્ર પણ હોતી નથી. રાજા દુર્યોધને પોતાના દર્પને લીધે કૃષ્ણ પરમાત્માનો પણ તિરસ્કાર કર્યો. શ્રી કૃષ્ણ ભગવાન સભામાં આવે ત્યારે કોઈ મનુષ્યે તેમના માનમાં ઉભા ન થવું એવી સર્વને આજ્ઞા કરી. તોપણ ભગવાનને આવવાની વખતે કોઈ પણ બેસી રહી શકયા નહિ, સર્વ ઉભા થયા અને દુર્યોધન સિંહાસન પરથી પડી ગયો. મહાન્ પુરુષો આવા અપમાનને અપમાન સમજતા નથી; ઉલટું તેને ભૂષણરુપ સમજે છે. તેમજ તેમને બીજાના દર્પનો દોષ કોઈ પ્રકારે હરકત કરતો નથી. ગર્વિષ્ઠ પુરુષ પોતે પોતાના આ લોક તથા પરલોક સબંધી સર્વ પ્રકારના પુરુષાર્થનો નાશ કરે છે. હિરણ્યકશિપુ આદિનો ગર્વથી એવો નાશ ભાગવત્ આદિમાં પ્રસિદ્ધ છે. ગર્વિષ્ઠ પુરુષ કોઈ પણ પ્રકારનાં સાધન સંપાદન કરી શકે નહિ. જેનું દ્રષ્ટાંત બૃહદારણ્યકોપનિષદમાં રાજા અજાત શત્રુ અને બાલાકીની કથામાં મળે છે.

ગર્ગગોત્રમાં બાલાક નામે એક વિદ્વાન બ્રાહ્મણ હતા. તેણે વેદવેદાઙ્ગ અને બીજી પણ વિદ્યાનો અભ્યાસ કર્યો હતો. તેને બાલાકી નામે પુત્ર થયો, જેને પોતે ભણેલી સર્વ વિદ્યા ભણાવી. વિદ્યા, ધન, અને યૌવનના મદને લીધે એ બાલાકીને એમ ગર્વ થયો કે મારા જેવો કોઈ જ્ઞાની નથી. તેથી દિગ્વિજય કરવા નીકળ્યો અને અનેક દેશના પંડિતોને પોતે જીત્યા છે એમ ઉદ્ધતાઈથી

માનતો. છેવટે કાશીનગરના રાજા અજાતશત્રુ જેવા દાનેશ્વરી, વિદ્વાન, અને આત્મજ્ઞાની રાજાના ગુરુ થવાની અભિલાષા કરી સભામાં બોલ્યો, 'તમે બ્રહ્મ-જ્ઞાનથી વિમુખ છો, અને અવિદ્યાના બંધનમાં સપડાયેલા છો તેમાંથી છોડાવવા અને બ્રહ્મવિદ્યા આપવા હું આવ્યો છું તે શ્રવણ કરો.' આ સાંભળી રાજાએ બાલાકીને કહ્યું, 'તમારી માગણીથી હું પ્રસન્ન થયો છું અને ઉપદેશ કરવાની તમારી પ્રતિજ્ઞા માત્રને કારણે જ હું તમને એક હજાર ગાયો આપું છું.' એ પછી બાલાકીએ અવ્યાકૃત બ્રહ્મનો ઉપદેશ કરવો શરૂ કર્યો, એટલે રાજાએ કહ્યું, 'એ તો હું જાણું છું.' છેવટ ષોડશકળા બ્રહ્મનો ઉપદેશ કર્યો, ત્યારે રાજાએ કહ્યું, 'એ પણ હું જાણું છું.' એથી રાજા શિક્ષા કરશે એવા ભયથી બાલાકી ગુંચવાયો અને બોલ્યો કે, 'આથી વિશેષ હું જાણતો નથી.'

ત્યારે રાજાએ બ્રાહ્મણને તેના ગર્વ માટે ઠપકો આપ્યો. જેથી બાલાકીનો ગર્વ ઉતરી ગયો અને રાજા પાસે બ્રહ્મવિદ્યા મેળવવા માટે માગણી કરી, જેથી એને રાજાએ બોધ કર્યો.

અભિમાનઃ—અભિમાન એટલે પોતામાં પૂજ્યત્વનો આરોપ. પારસ ભાગમાં કહ્યું છે કે, 'અભિમાની પુરુષો પ્રભુને જાણતા નથી. ઈશ્વરથી પણ પોતાને તે મોટા સમજે છે. અભિમાની સર્વથી આગળ ચાલે છે. ઉંચા સ્થાન પર બેસવા ઇચ્છે છે. પોતે કોઈ શ્રેષ્ઠ પુરુષ પાસે જતો નથી, કોઈને નમસ્કાર કરતો નથી, પણ બીજાનાં સન્માન તથા આદરની અભિલાષા રાખે છે. અભિમાની બીજાનો યથાર્થ ઉપદેશ અંગીકાર કરી શકતો નથી. પોતે કોઈને ઉપદેશ કરે છે ત્યારે આજ્ઞાયુક્ત વચન કહે છે. તેને યથાર્થ વચન ગમતું નથી અને સર્વ જીવ તરફ હલકી દૃષ્ટિથી જુએ છે. આ સ્વભાવ જીવ અને પરમાત્મા વચ્ચે પડદા સમાન છે. આથી સર્વ અપલક્ષણ આવે છે અને સદ્ગુણોથી અપ્રાપ્ત રહેવાય છે. જ્યાંસુધી અહંભાવનું વિસ્મરણ ન થાય, ત્યાંસુધી ધર્મની ગંધ સરખી આવતી નથી. એક દ્રષ્ટાંત છે કે એક શિવલી નામના સંતને કોઈએ પૂછ્યું કે, 'તમે તમને પોતાને કેવા સમજો છો?' તેમણે જવાબ આપ્યો કે, 'અક્ષર પરના બિંદુથી પણ અલ્પ હું મને માનું છું.' તે વાત સાંભળી એક મહાપુરુષે ભગવત્‌ની પ્રાર્થના કરી કે, 'તે સંત પોતાને એટલી પણ મહત્તાવાળા સમજે છે; કેવળ અભિમાન રહિત નથી; માટે તેમને અભિમાનથી બચાવો.'

કોઈ ચક્રવર્તી રાજાનો નોકર રાજાના સિંહાસન પર બેસી પોતા પર ચમ્મર ઢાળાવે તે જોઈ રાજા તેને જે સજા કરે છે તેવી સજાનો અધિકારી અભિમાની મનુષ્ય થાય છે. દંભ, દર્પ, અભિમાનાદિ આસુરી સંપત્તિ છે. એવી આસુરી

સંપત્તિ વડે જન્મેલો પુરુષ કદાપિ શાસ્ત્રવેત્તા થાય છે તો પણ તે જ્ઞાની થતો નથી. તે સંબંધમાં નૈષ્કર્મ્ય સિદ્ધિમાં કહેલું છે કેઃ—

नचाध्यात्माभिमानोऽस्तिविदुषोऽप्यासुरत्वतः ।
विदुषोऽप्यासुरत्वंचेन्निष्फलं ब्रह्मदर्शनम् ॥

અર્થઃ—જ્ઞાનવાન પુરુષને જ્ઞાનીપણાનું અભિમાન હોતું નથી, કેમકે તે એક આસુરી સંપત્તિ છે. વિદ્વાનમાં પણ આસુરીપણું હોય તો પછી બ્રહ્મસાક્ષાત્કાર નિષ્ફળ સમજવો.

અર્થાત્ એ જ્ઞાન પ્રભારુપ નથી પણ ભ્રમરુપ છે, તેથી મુક્તિરુપી ફળનો હેતુ નથી. આસુરી સંપત્તિ ઘણે ભાગે નાસ્તિકાદિકમાં જ હોય છે. ગીતાના સોળમા અધ્યાયમાં ભગવાને " असत्यमप्रतिष्ठंते " ઇત્યાદિ શ્લોકોથી આ આસુરી સંપત્તિવાળા નાસ્તિકોની ઉત્પત્તિ જગતના અહિતને માટે કહેલી છે. આવા પ્રકારની આસુરી સંપત્તિ મુમુક્ષુઓમાં પણ હોતી નથી; તો પછી જ્ઞાનીમાં તો કેમ હોઈ શકે? જ્ઞાનીને દેહ, વર્ણ, આશ્રમ, કુળ, વિદ્યા, ગુરુપણું, વૈરાગ્ય, પ્રતિષ્ઠા, સાત્વિકપણું, વગેરેનું અભિમાન સાધનાવસ્થામાં જ નિવૃત્ત થતું જાય છે, તો સિદ્ધાવસ્થામાં તો હોય જ કેમ?

તેમાં ઋષભદેવ, જડભરત, જનક મહારાજા વગેરેનાં દ્રષ્ટાંતો છે.

પરંતુ કોઈમાં અભિમાનાદિ હોય તોપણ આપણે તો કોઈને દોષ-દ્રષ્ટિથી જોવાની જરૂર નથી. બધામાં ગુણગ્રાહિત થઈને જોવું."

પછી મેં કહ્યું કે, "આપની કૃપાથી હું દોષદ્રષ્ટિથી જોતો નથી, પણ ગૃહસ્થાશ્રમી બી હોય પણ નિરભિમાની હોય ત્યાં જવાનું મન થાય છે; ત્યાગી હોય છતાં અભિમાની હોય ત્યાં બીજી વખત જવાનું મન થાય નહિ." પછી કૃષ્ણાજીપંત કહેવા લાગ્યા, "હું કાશીમાં થોડા દિવસ રહ્યો હતો, ત્યાં સ્વામીશ્રી કૃષ્ણાનંદ સરસ્વતીનો સમાગમ કરતો હતો. પરંતુ તેઓશ્રીમાં આસુરી સંપત્તિનો લેશ પણ અંશ નહતો. એવા મહાત્મા પુરુષો મેં થોડાક જ જોયા છે, પણ આસુરી સંપત્તિવાળા પુરુષો ઘણા જોવામાં આવે છે. મને પણ એવી જગામાં જવાની કે એવા પુરુષોનો સમાગમ કરવાની ઇચ્છા થતી નથી; વળી આજકાલ કોઈ કોઈ ઠેકાણે એવા આસુરી સંપત્તિવાળા દાંભિક ઠાઠમાઠવાળા પુરુષોને લોકો મહાત્મા માને છે અને દૈવી સંપત્તિવાળા પુરુષોને લોકો ગાંડા સમજે છે." આ સાંભળીને ગુરુશ્રીએ કહ્યું કે, "શ્રીમદ્ ભાગવતમાં કળીયુગવર્ણનમાં કહ્યું છે કેઃ—

अनाढ्यतैवासाधुत्वे, साधुत्वेदंभएवतु ।

અર્થઃ—નિર્ધનતા દુર્જનતા મનાશે, દંભ સજ્જનતા ગણાશે.

આ કળિયુગમાં આમ સ્થિતિ ચાલે છે. આના પર દ્રષ્ટાંત છે કે એક વખતે કેટલાક માણસો કબીર સાહેબની ખ્યાતિ સાંભળી પરદેશથી તેમનાં દર્શન કરવા કાશીમાં ગયા. કબીરજી ક્ષૌર કરાવી માથે તેલ ચોળી ઉઘાડે માથે ભાગોળે ગંગાજીમાં સ્નાન કરવા જતા હતા. દર્શન કરવા આવેલા માણસો ભાગોળે આવતાં કબીરજી ઉઘાડે માથે સામા મળ્યા, તેથી તેમને વહેમ પડયો કે ઉઘાડે માથે તેલ ચોળી આવનારના અપશુકન થયા; તેથી કબીર સાહેબનાં દર્શન થશે નહિ. એમ માની તેમાંનું કોઈ બોલી ઉઠયું કે જો એક એક ખાસડું તેના માથામાં મારીએ તો અપશુકન ટળી જાય અને સાહેબનાં દર્શન થાય. તેથી તે સઘળાઓ એક એક ખાસડું કબીરજીના માથામાં મારી ગામમાં આવ્યા. કબીરજી શાંતિથી સઘળું સહન કરી ગંગાજી ગયા. તે લોકો પૂછતા પૂછતા કબીરજીને ઘેર જઈ પહોંચ્યા તો સાધારણ ઝુંપડું દીઠું, તેથી મનમાં ઘણી શંકાઓ થઈ કે કબીરજીનું આવું ઝુંપડું હોય નહિ, પરંતુ મોટો મહેલ હોવો જોઈએ. એટલામાં ઘરમાંથી તેમનાં પત્નીએ બહાર આવી બેસવાની સગવડ કરી આપી કહ્યું, 'ગંગાજી સ્નાન કરવા ગયા છે તે હમણાં આવશે, બેસો.'

પછી એ લોકોએ પૂછયું કે, 'કબીર સાહેબ એકલા સ્નાન કરવા ગયા છે કે સાથે કોઈને લઈને ગયા છે?' ત્યારે તેમનાં પત્નીશ્રીએ કહ્યું કે, 'એ તો એકલાજ ગયા છે.' પછી આ લોકોને શંકા થઈ કે આપણે સમજતા હતા કે કબીર સાહેબની મોટી મોટી હવેલી હશે અને ઘરમાં પણ પુષ્કળ ધન દોલત હશે અને જ્યારે બહાર નીકળે ત્યારે પાંચ પચાસ માણસોની સાથે પાલખી વગેરે ઠાઠમાઠથી નીકળતા હશે. પરંતુ આપણે નજરે જોઈએ છીએ તો તદ્દન ગરીબ સ્થિતિના છે એમ માલમ પડે છે. આવી રીતે અરસપરસ શંકાસમાધાન કરતા હતા એટલામાં કબીરજી આવ્યા. તેમને જોઈને આવેલાના હૃદયમાં પોતે કરેલા કૃત્યનો સખત આઘાત થયો. તરતજ તેઓ બધા કબીર સાહેબના ચરણમાં પડી તે બદલ ક્ષમા માગવા લાગ્યા અને બોલ્યા કે, 'કબીર સાહેબનાં દર્શન કરવા જતાં થયેલા અપશુકન ટાળવાને માટે અમોએ આપને ખાસડાંનો માર માર્યો.' તે સાંભળીને કબીરજી કહેવા લાગ્યા કે, 'ઘણું સારૂં કર્યું; એમ કરવાથી અપશુકન મટયાને?' આમ કહી તેમને આશ્વાસન આપીને વિદાય કર્યા. કહેવાનું તાત્પર્ય એ કે આજકાલ લોકો જેમાં આડંબર વગેરે હોય છે એનેજ મહાત્મા ગણે છે. તુલસીકૃત રામાયણમાં કાકભુષન્ડીએ કળીયુગના વર્ણનમાં ગરૂડજી પ્રતિ કહ્યું છે કેઃ—

मिथ्यारंभ दंभरत जोइ ताको संत कहहि सबकोइ।
सोइसयान जो परधनहारि जो कर दंभ सो बडा आचारी॥

અર્થ—માયિક પદાર્થો જે મિથ્યા છે તેમાં આસક્તિ પૂર્વક જે પ્રવૃત્તિ કરે અને લોકોને છેતરવા રુપ દાંભિક્તા ધારણ કરે તેને જ સર્વ કોઈ સંત કહે છે; જે પારકાનું દ્રવ્ય પ્રપંચથી હરી લે છે તે ડાહ્યો ગણાય છે; અને જે ઉપરથી ઠાઠમાઠમાં મોટાઈમાં રહી છળકપટ કરતો હોય તે મોટો આચાર્ય ગણાય છે.

આજકાલ આપણા લોકોમાં ઘણે ભાગે ધર્મમાં અજ્ઞાનતા હોવાને લીધે તેનું ખરૂં સ્વરુપ તેઓ સમજતા નથી તેથી આ પરિણામ આવે છે.

હજી આ (દક્ષિણ) તરફ તો ધર્મનું કંઈક જ્ઞાન હોવાથી લોકો સમજે છે, પરંતુ અમારા તરફ (ગુજરાતમાં) તો ધર્મનો ઢોંગ વધારે ચાલે છે. માટે શાસ્ત્રનું જ્ઞાન થોડું ઘણું પણ હોય તો આ પરિણામ આવે નહિ."

પછી કૃષ્ણાજીપંથે શંકા કરી કે અધિકારીને સંતોષ કરવા તે યોગ્ય છે, પણ અનધિકારીને આશ્વાસન કેમ અપાય?

ગુરુશ્રી બોલ્યા "મહત્‌પુરુષોની એજ મહત્તા છે કે પાપી પુરુષ પર પણ કૃપા કરે છે. એક વખત રામદાસ સ્વામી શિષ્યો સહિત શિવાજી મહારાજ પાસે જવા શેરડીના ખેતર પાસેથી પસાર થતા હતા. ત્યારે તેમના શિષ્યોમાંથી એક અણસમજુએ એ ખેતરના માલિકને પૂછ્યા સિવાય, તેમજ સ્વામીની આજ્ઞા સિવાય શેરડી ઉખેડી ખાધી. તેટલામાં માલિક આવી પહોંચ્યો. તેણે સ્વામીને મુખ્ય જાણી માર માર્યો. સ્વામી કાંઈ પણ બોલ્યા નહિ, તેમજ શિવાજી મહારાજને પણ કંઈ વાત કરી નહિ. પરંતુ શિવાજી મહારાજને શિષ્યોદ્વારા ખબર પડી એટલે ખેતરવાળાને પકડી મંગાવ્યો. સ્વામીને તેની ખબર પડતાં શિવાજી મહારાજ પાસે તેને માફી અપાવી, એટલું જ નહિ પણ તેને ખેતર બક્ષિસ અપાવ્યું. જયદેવ સ્વામીના હાથ પગ જે ચોરોએ કાપીને કુવામાં નાખી દીધા હતા તે ચોરોની પણ રાજાની પાસે શિક્ષાને બદલે ઉલટી ઘણી સેવા કરાવી. મહત્‌ પુરુષો એવીજ રીતે પોતા પર અપકાર કરનાર પર ઉપકાર કરે છે. શાસ્ત્રમાં લખ્યું છે કે:—

घृष्टंघृष्टं पुनरपि पुनश्चंदनंचारुगंधम् ।
छिन्नंछिन्नं पुनरपि पुनःस्वादुचैवेक्षुदण्डम् ॥
दग्धंदग्धं पुनरपि पुनःकांचनकांतवर्णम् ।
न प्राणान्ते प्रकृतिविकृतिर्जायते ह्युत्तमानाम् ॥

અર્થ—ચંદનના લાકડાને જેમ જેમ વધારેને વધારે પત્થર પર ઘસવામા આવે તેમ તેમ તેમાંથી વધારે ને વધારે સારી સુગંધી નીકળે; શેરડીના સાંઠાને જેમ જેમ ઉપરથી કાપતા જઈએ તેમ તેમ વધારે ને વધારે મીઠાશ આવે; અને સુવર્ણને જેમ જેમ ફરી ફરીને અગ્નિમાં તપાવીએ તેમ તેમ વધારેને વધારે સુંદર રંગ પકડે; તેમજ ઉત્તમ પુરુષો પોતાનો પ્રાણ જતાં પોતાના ઉત્તમ સ્વભાવને છોડતા નથી.

## ૫૫. યતિનું લક્ષણ.

એક દિવસ ગુરુશ્રી પાસે હું, સ્વામી રામાનંદજી વગેરે બેઠા હતા, તે વખતે પ્રસંગ નીકળતાં મેં કહ્યું કે, "હૃષિકેશ ગયા પછી મને દોઢ માસ પછી આ તાવ લાગુ પડયો; અને અઢી મહિના પછી જ્યારે તાવ ઓછો થવા લાગ્યો ત્યારે તે સ્થાનના સ્વામીઓએ મને ગાડામાં હરિદ્વાર મોકલી દીધો. હું ધર્મશાળામાં પડી રહેતો તે વખતે એક બંગાળી સ્વામી ત્યાં રહેતા હતા. તેમની ઉમર લગભગ પચાસ વર્ષની હતી. સંસ્કૃત ભાષામાં તેઓ વિદ્વાન્ ન હતા; પરંતુ અંગ્રેજી જાણતા હતા. તેઓ મહાત્યાગી હતા. એ સ્વામી કોઈ કોઈ વખત મારા પગ પણ દાબવા લાગી જતા. હું કહેતો કે, 'સ્વામીજી, હું તો આપનો બાળક છુ; આપ મારા પિતા છો; માટે આપનાથી મારા પગ ન દબાય.' ત્યારે તેઓ કહેતા કે, 'માંદા પુત્રની સેવા કરવાનો પિતાનો પણ ધર્મ છે.' તેઓ આટલા બધા દયાળુ હતા. બંગાળથી આવેલા, તેમને પૂર્વાશ્રમથીજ ઓળખતા યાત્રાળુઓ કહેતા હતા કે, 'એઓ ખાનદાન કુટુંબના છે.' તે લોકો તેમની દ્રવ્યાદિકથી સેવા કરવાને તત્પર થતા હતા, પરંતુ સ્વામીજી તો ઘણા નિઃસ્પૃહી હતા. સ્વામીજી પંજાબ તરફ જવા નીકળ્યા ત્યારે એ લોકો એમની ફર્સ્ટ કલાસની ટિકિટ લેવા તૈયાર થયા, તે વખતે સ્વામીજીએ સાફ ના કહી. પછી સેકન્ડ કલાસની ટિકટિ લેવા કહ્યું તે પણ તેમણે ના કહી અને થર્ડ કલાસમાં ગયા, તેથી તે લોકોને બહુ ખોટું લાગ્યું." ગુરુશ્રી બોલ્યા "ફર્સ્ટ સેકન્ડ કલાસમાં બેસવું એ તો મોટાપણું છે. એવા તુચ્છ પદાર્થોમાં મહત્ પુરુષોને મોહ શાનો હોય?" એ ઉપર કહ્યું કેઃ—

"ભગવાન્ બુદ્ધ રાજકુમાર હતા. એક વખત પોતાની સ્વારી ફરવા નીકળેલી, તે વખત તેમણે મરકીના ચેપી રોગથી પીડાતો એક માણુસ ધૂળમાં તરફડીઆં મારતો જોયો. આ જોઈ તેઓ( સિદ્ધાર્થ )ની આંખમાં આંસુ આવ્યાં અને દરદી પાસે ગયા. તેને બેઠો કરી તેનું માથું પોતાના ખોળામાં લઈ આશ્વાસન આપવા માંડયું. તેઓ પૂર્ણત્યાગી અને દયાળુ હતા. એક વખત જ્યારે બિંબસાર રાજા યજ્ઞ કરતા હતા, ત્યારે બુદ્ધ ભગવાન્ ત્યાં પધાર્યા અને કહ્યું કે, 'આ યજ્ઞમાં પશુને બદલે મને હોમો અને પશુને મુક્ત કરો.' આ સાંભળી રાજા બિંબસાર બુદ્ધ ભગવાનનાં તેજ પ્રભાવ વગેરે જોઈ આશ્ચર્ય પામ્યા અને તેમના શિષ્ય થયા. પાછળથી રાજાએ બુદ્ધ ભગવાન્ને વિનતિ કરી કહ્યું કે 'આપ ગુરુ છો તેથી આ રાજ્ય હું આપને અર્પણ કરૂં છું.' ભગવાન્ બુદ્ધે જવાબ દીધો કે, 'મારે પણ રાજ્યપાટ હતું, પણ તેને તુચ્છ જાણી તેનો ત્યાગ કરીને હું સત્યની શોધમાં નીકળ્યો છું અને તે માટે યત્ન કરીશ, તેથી

તમારૂં રાજપાટ મારે કામનું નથી. આ પ્રમાણે મહાન્ પુરુષોના તેજની પાસે વૈભવો ટકી શકતા નથી, તો રાજ્યના તુચ્છ વૈભવો તો ક્યાંથી ટકી શકે ?. તે સંબંધમાં ભર્તૃહરિ મહારાજ કહે છે કે—

स्वल्पंस्नायुवसावशेषमलिनं निर्मांसमप्यस्थि गोः
श्वा लब्ध्वा परितोषमेति न तु तत्तस्य क्षुधाशांतये ।
सिंहो जम्बुकमङ्कमागतमपि त्यक्त्वा निहान्ति द्विपं
सर्वः कृच्छ्रगतोऽपि वाञ्छति जनः सत्त्वानुरूप फलम् ॥

અર્થઃ—થોડા સ્નાયુ અને ચરબીવાળા મલિન અને માંસરહિત બળદના હાડકાને પામીને, જો કે તેથી તે( કૂતરા )ની ભૂખ નિવૃત્ત થાય તેમ નથી, તોપણ કૂતરો પ્રસન્ન થાય છે, અને સિંહ, પાસે આવેલા શિયાળને તજીને હાથીનેજ મારે છે. તેથી સઘળાં પ્રાણીઓ સંકટમાં આવે તોપણ પોતાના બળને અનુકૂળ ફળની ઇચ્છા કરે છે.

જો કે બુદ્ધ ભગવાનને પોતાના પિતાનું રાજ્ય પ્રાપ્ત થયું, તોપણ સિંહની સમીપ આવેલા શિયાળની માફક તેનો ત્યાગ કરી તેઓ પોતાના તેજને અનુરુપ ફળ જે મુકિત, તે મેળવવા તત્પર થયા; માટે મહાન્ પુરુષ મહત્‌ની ઇચ્છા કરે છે, તુચ્છની ઇચ્છા કરતા નથી. આ મહત્ પુરુષોનો સ્વભાવસિદ્ધ ગુણ છે. અંતઃકરણની યોગ્યતા તથા તાકાત પ્રમાણે પુરુષ પ્રલોભનના પદાર્થો સામે ટકાવ કરે છે. ઓછા સત્ત્વવાળો જલદી લોભાઈ જાય છે, તેથી વધારે સત્ત્વવાળો થોડી વાર ટકાવ કરી પછી લોભાઈ જાય છે, પરંતુ સંપૂર્ણ સત્ત્વવાળો કદી પણ તુચ્છ પદાર્થોમાં લોભાતો નથી. કનિષ્ઠ સ્થિતિવાળો પુરુષ સાધારણ વૈભવ દેખતાં તે ગ્રહણ કરવા લલચાય છે તથા મુખ્ય ઉદ્દેશથી પતિત થાય છે, મધ્યસ્થિતિવાળો પુરુષ એથી વિશેષ વૈભવ જોઈને લોભાઈ જાય છે, પરંતુ ઉત્તમ સ્થિતિવાળો પુરુષ કોઈ પણ માયાના કાર્યમાં જરા પણ લોભાતો નથી.

તાત્પર્ય કે જે પુરુષ જન્મથી સંપત્તિમાન્ હોય છે તે પુરુષ જ્યારે ત્યાગી થાય છે ત્યારે મૂળ સંપત્તિમાં રહેલ હોવાથી પદાર્થોને જોઈને તેને નીરસ સમજે છે, અને તેથી લલચાતો નથી; કારણકે તેનું મન ધરાયેલું હોય છે તથા તુચ્છ પદાર્થોમાં પ્રવૃત્ત થવું તેને હલકાઈ લાગે છે. માટે સ્વામીજી કે જેઓ કુલીન છે તેને નીરસ પદાર્થો કેમ લલચાવી શકે ? ભર્તૃહરિ, ગોપીચંદ જેવા જે જે ત્યાગી થઈ ગયા છે તેવામાંના કોઈનું પણ પાછળથી તુચ્છ પદાર્થોમાં લલચાયાનું દૃષ્ટાંત નથી.”

## ૫૬. ગ્રંથકર્તાની સ્થિતિ.

એક દિવસ પ્રસંગ નીકળતાં ગુરુશ્રીને મેં કહ્યું કે, "રાત્રિના નવ વાગ્યા પછી એક વખત ભુજમાં સ્વામીશ્રી અમરેશ્વરાનંદજી તથા બીજા સ્વામીઓ બેઠા હતા. મંડળીમાંના એક સ્વામી પાસે બીજા સ્વામી શંકરાનંદી ટીકાવાળી ગીતા ભણતા હતા. સ્વામીએ અમરેશ્વરાનંદજીને કહ્યું કે, 'આ ટીકા ઉપરથી એમ સમજાય છે કે, શંકરાનંદ સ્વામી મહાન્ બ્રહ્મનિષ્ઠ હોવા જોઈએ; કારણકે તેઓ વધારે શાસ્ત્રાર્થમાં ન પડતાં વારંવાર અનુભવમાં સ્વરૂપને ઘટાવે છે અને વાંચનારને અંતર્દષ્ટિ કરાવે છે.' સ્વામીશ્રી અમરેશ્વરજીને વિનોદ કરવાની ટેવ હોવાથી તેમણે કહ્યું, 'હાં હાં એ તો છોકરીઓને ભણવા માટે છે, ભણો.' ત્યારે તેમણે ઉત્તર આપ્યો, 'સ્વામીજી, એમ કેમ કહો છો? શું તેઓ સ્થિતિવાળા નહોતા?' સ્વામીશ્રીએ ઉત્તર આપ્યો, 'શંકરાનંદ સ્વામીની માફક હું ગીતાની ટીકા ન લખી શકું?' તે સ્વામીએ ઉત્તર આપ્યો, 'આપ તો મહાન્ વિદ્વાન્ છો, શંકરાનંદ સ્વામી કરતાં પણ આપ તો બહુજ સુંદર ટીકા લખી શકો એમ છો.' સ્વામીશ્રી અમરેશ્વરાનંદજીએ પૂછયું, 'મારામાં સ્થિતિ જોવામાં આવે છે?' ત્યારે તે સ્વામીને છૂટથી બોલવાનો સ્વભાવ હોવાથી તેમણે કહ્યું, 'સ્વામીશ્રી આપનામાં સ્થિતિ તો જોવામાં આવતી નથી.' ત્યારે સ્વામીશ્રીએ કહ્યું, 'બસ ત્યારે થયું, હું તો પૈસા માટે ગામે ગામ ભટકું છું.'" આ સાંભળીને ગુરુશ્રીએ કહ્યું કે, "ગ્રંથ જોઈને સ્થિતિવાળો છે કે નહિ, એ અનુમાન થઈ શકતું નથી; આવા મહાન્ વિદ્વાન્ હોવા છતાં આવા સત્યવક્તા છે, તો તેઓને ધન્ય છે." તે ઉપર એક દ્રષ્ટાંત આપ્યું કેઃ—"એક સંત પુરુષે એક પુસ્તક રચ્યું હતું. તે એક ગામમાં બે મિત્રોના વાંચવામાં આવ્યું. વાંચતાં વાંચતાં છ મહિનામાં બંનેને વૈરાગ્ય પ્રાપ્ત થયો. બંને મિત્રોએ વિચાર કર્યો કે જે મહાત્માએ આવો સંસાર ઉપરથી વૈરાગ્ય ઉપજે તેવો મહાન્ ગ્રંથ રચેલો છે તે પૂર્ણ જ્ઞાની હોવા જોઈએ અને તેઓશ્રીનાં દર્શન આપણે અવશ્ય કરવાં જોઈએ. એવો વિચાર કરી બંને દૂર દેશમાંથી તે ત્યાગીના આશ્રમમાં આવ્યા. જોતાં માલમ પડયું કે તેઓ તો પૂર્ણ સંસારી હતા; સર્વ પ્રકારના વિષયોમાં ફસાયેલા હતા; વિરાગી નહિ પણ રાગી હતા. આ જોઈ તેઓ બહુ ખેદ પામ્યા અને તે મહાત્માને કહ્યું કે, 'મહારાજ, અમે તો આપને મહા જ્ઞાની અને ત્યાગી માની આપનાં દર્શન અર્થે અહિં આવેલા છીએ; પણ અમને તો આપ બહિર્મુખ જણાઓ છો.' તે મહાત્માએ ઉત્તર આપ્યો, 'જેમ કોઇ લુહાર ખૂબ પાણી પાંઈને તીક્ષ્ણ તરવાર બનાવે, પણ તેને રણસં-

ગામમાં જઈને વાપરવાનું સામર્થ્ય નથી; ફક્ત શૂરવીર ક્ષત્રિય તે વાપરી શકે છે; તેમ મેં તો ફક્ત ગ્રંથ બનાવ્યો છે. તમે એ પુસ્તક વાંચી જ્ઞાન સંપાદન કર્યું: એ ઘણું સારૂં થયું. મેં તો લુહાર હથિયાર બનાવે છે તેમ માત્ર પુસ્તક રચ્યું છે, તમે ક્ષત્રિયના જેવા શૂરવીર છો તેથી તેનો ઉપયોગ કરી લીધો.' આ દ્રષ્ટાંત આપી ગુરુશ્રીએ કહ્યું કે, "શાસ્ત્ર રચવું એ એક વાત છે અને અનુભવમાં લાવવું એ બીજી વાત છે."

શ્રુતિમાં કહ્યું છે કેઃ—

क्षूरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत्कवयो वदन्ति ।

**અર્થ**—અસ્ત્રાની તીક્ષ્ણ ધારની માફક બ્રહ્મ વિદ્યારૂપી માર્ગ વિષમ તેમજ અતિશય અઘરો છે એમ કવિ લોકો કહે છે.

પછી મેં કહ્યું, "સ્વામીશ્રી અમરેશ્વરાનંદજી ચાતુર્માસ ભુજમાં કરી માંડવી થઈ ફરતાં ફરતાં રોહામાં પધાર્યા. તેમને મળવા માટે પંડિત પીતાંબરજી પધાર્યા હતા, તેઓ ત્યાં લગભગ વીસ બાવીસ દિવસ રહ્યા. તેઓ કેટલીક શંકા લખી સ્વામીજી પાસે લાવ્યા હતા. સ્વામીશ્રી ન્યાય તથા વેદાંતમાં ઘણા નિપુણ હતા. ચિત્સુખી, ખાદ્યખંડન, અદ્વૈતસિદ્ધિ વગેરે ગ્રંથોમાંથી શંકાઓનું સમાધાન કરતા હતા. હું તે શ્રવણ કરતો હતો, પણ સમજી શકતો નહતો." ગુરુશ્રી એ સાંભળી બોલ્યા કે, "જિજ્ઞાસુઓને એ ગ્રંથોની જરૂર નથી. વેદાંતનો શિરોભાગ ઉપનિષદ્ છે, તે જોઈ લેવાથી અને કૃતિમાં મૂકવાથી સાક્ષાત્કાર થઈ શકે છે.

औपनिषदं पुरुषं पृच्छामि ।

**અર્થ**—ઉપનિષદોમાં જાણવા યોગ્ય પુરુષને હું પૂછું છું.

એમ શાકલ્ય યાજ્ઞવલ્કયને કહે છે; એ રીતે આ શ્રુતિ પણ કહે છે કે ઉપનિષદ્ માત્ર વડે સાક્ષાત્કાર થઈ શકે છે.



## ૫૭. જ્ઞાનનું સાધન.

**એક** દિવસ સાંજે ચાર પાંચ માણસ ગુરુશ્રી પાસે આવ્યા, તેમાંથી એક  વૃદ્ધ ગૃહસ્થ કહેવા લાગ્યા કે, "મારી તો અવસ્થા થઇ ગઇ છે. અત્યારે પુસ્તકોનો અભ્યાસ કરવા જેવી મારી માનસિક શક્તિઓ રહી નથી, ત્યારે જ્ઞાન સંપાદન કરવા માટે મારે શું કરવું ?" ગુરુશ્રીએ ઉત્તર આપ્યો કે, "જ્ઞાન

સંપાદન કરવા માટે પુસ્તકો ભણી મોટા પંડિત થવાની આવશ્યકતા નથીઃ ભક્તિ અને વૈરાગ્ય જોઈએ છીએ." તે ઉપર પોતે એક દ્રષ્ટાંત આપ્યું કેઃ—

"ગંગા કિનારે હાલ એક મહાત્મા વિચરે છે. તેઓએ જ્યારે ગુરુ પાસે પહેલાં સંન્યાસ લીધો, ત્યારે ગુરુએ કહેલું કે તત્ત્વબોધ ગ્રંથનો અભ્યાસ કરો. આજ્ઞા પ્રમાણે તેઓ ગ્રંથ સાથે ગુરુ પાસે અભ્યાસ કરવા પ્રથમ દિવસે આવ્યા અને વિવેકાદિક ચાર સાધન સુધી ગ્રંથનું અધ્યયન કર્યું. પછી તેઓ બીજે દિવસે ગુરુ પાસે ગયાજ નહિ. તેથી બીજા શિષ્ય મારફત ગુરુએ તેમને બોલાવી ન આવવાનું કારણ પૂછ્યું. તેઓએ જણાવ્યું કે, 'ગઈ કાલે ગ્રંથમાં આપની પાસે મેં ચાર સાધનો સુધી અધ્યયન કીધું. બાદ વિચાર કરતાં તેમાંથી એક પણ મારામાં જણાયું નથી, તેથી એમ લાગ્યું કે એ સાધનો પુરેપુરાં સિદ્ધ થયે મારે આગળ ગ્રંથનું અધ્યયન કરવું; તેથી આજે આપની પાસે આવ્યો નહિ.'

ગુરુએ તેમને ધન્યવાદ આપ્યો. તેઓ બે ચાર માસમાં અભ્યાસ વડે એ ચાર સાધનો સિદ્ધ કરી, ફરી ગુરુ પાસે તેજ પુસ્તક ભણવા આવ્યા. ગ્રંથ સમાપ્ત કર્યો ને બીજું કંઈ શીખ્યા નહિ. અત્યારે તેઓ પૂર્ણ બ્રહ્મસ્થિતિમાં ગંગાકિનારે વિચરે છે એમ સંભળાય છે."

"નાશકમાં બીજા એક મહાત્મા આવ્યા હતા. તેઓ પણ જ્ઞાની હતા. તેઓ કંઈ ભણેલા નહોતા. સમાગમ કરવા કોઈ આવે તો ફક્ત ખુલાસો કરતા; પણ ઘણું ખંડન મંડન કરવાને પ્રસંગે તો કહેતા કે, 'મારૂં કહેવું તમે યુક્તિથી ભલે ખંડન કરો ને મારૂં મોં બંધ કરો; પણ જે મારો અનુભવ છે તે તો તમે ખસેડી શકવાના નથી.' મતલબ કે જ્ઞાન થવામાં વામદેવાદિની માફક જન્માંતરોના અભ્યાસનો પરિપાક કે આ જન્મનો પુરુષાર્થ એજ મુખ્ય છે. એકલા શાસ્ત્રાભ્યાસથી આત્મજ્ઞાન થતું નથી. શ્રુતિ કહે છે કેઃ—

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम् ॥

**અર્થ**:—આ આત્મા અધ્યયન વડે, ગ્રંથના અર્થને ધારણ કરવાની શક્તિ વડે કે બહુ શ્રવણ વડે પ્રાપ્ત થવા યોગ્ય નથી; પરંતુ જે જિજ્ઞાસુ પોતાના સ્વરુપને જાણવા ઇચ્છે છે તેનાથીજ તે પ્રાપ્ત થઈ શકે છે અને તેના પ્રતિ આ આત્મા પોતાનું સ્વરુપ પ્રકાશે છે.

અર્થાત જે કોઈ ભક્તિ વૈરાગ્યથી પરમાત્માનાં દર્શન કરવાની ઇચ્છા રાખે છે, તેને પરમાત્મા પોતેજ સામાં દર્શન આપે છે. જેવી રીતે ગાય પોતાના વાછરડાને જોઈ દૂધનો સ્રાવ કરે છે, તેવી રીતે દૃઢ ભાવના હોય તો પરમાત્મા

સામે દર્શન આપે છે. પરમાત્માનાં દર્શન માટે ઘણાં શાસ્ત્રો ભણવાની જરૂર નથી; પણ તે આત્માનુસંધાન કરતાં પ્રાપ્ત થાય છે.

ઉલટું, ઘણાં શાસ્ત્ર ભણવાં તે શાસ્ત્રવાસના કહેવાય છે. આ શાસ્ત્રવાસના ભરદ્વાજ ઋષિને હતી. ભરદ્વાજ ઋષિને વેદોનું અધ્યયન કરતાં કરતાં ૭૫ વર્ષ થયાં. આવા ભરદ્વાજ ઋષિને જોઈ ઇંદ્રે તેમને પૂછ્યું કે, 'હે ભરદ્વાજ ! જો કદાપિ હું આપને આયુષ્યનો ચોથો ભાગ આપું તો ચોથા ભાગના આયુષ્ય વડે આપ શું સંપાદન કરશો ?' ભરદ્વાજ ઋષિએ ઉત્તર આપ્યો કે, 'હું વેદોનું અધ્યયન કરીશ.' ત્યારપછી ઇંદ્રે ભરદ્વાજ ઋષિને વેદોને પર્વતરુપે દેખાડયા. એ વેદોરુપી પર્વતમાંથી એક મુઠ્ઠી લઈ ઇંદ્ર ભરદ્વાજ ઋષિને કહેવા લાગ્યા, 'હે ભરદ્વાજ ! અત્યાર સુધી આપે આ મુઠ્ઠી માત્ર વેદોનું અધ્યયન કર્યું છે; આ પર્વતરુપી વેદો તો અધ્યયન કરવા બાકી રહે છે.' ઇંદ્રનાં આવાં વચન સાંભળી ભરદ્વાજ ઋષિએ વેદાધ્યયન મૂકી દીધું. ત્યાર પછી ભરદ્વાજ ઋષિને ઇંદ્રે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરીને રસ્તે ચડાવ્યા. માટે બૃહદારણ્યકોપનિષદ્‌માં કહ્યું છે કે:-

तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः ।
नानुध्यायाद्बहूञ्छब्दान्वाचो विग्लापनꣳहि तदिति ॥

અર્થ:—ધીર બ્રાહ્મણ બ્રહ્મને (પરોક્ષ રીતે) જાણ્યા પછી પ્રજ્ઞા (ધ્યાન) ને કરે. ઘણા શબ્દો વડે તેનું અધ્યયન ન કરવું; કારણકે અનેક શબ્દો વાણીને પરિશ્રમરુપ છે.

માટે પ્રથમ શ્રવણદ્વારા પરોક્ષ જ્ઞાન સંપાદન કરવું જોઈએ. પછી શાસ્ત્રાધ્યયન મૂકીને અપરોક્ષ જ્ઞાન માટે એકાંતમાં રહીને ધ્યાનપરાયણ થવું જોઈએ."

આ સાંભળી આવેલ ગૃહસ્થ "આપ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરી મોટો પરમાર્થ કરો છો" એમ કહીને સ્તુતિ કરવા લાગ્યા. તે ઉપરથી ગુરુશ્રી બોલ્યા કે, "હું કંઈ બ્રહ્મવિદ્યા જાણતો નથી. મને રોજ એક કલાક વાંચવાની ટેવ છે તેથી હું હંમેશાં એકલો વાંચતો હતો; પછી ધીમે ધીમે લોકો આવવા લાગ્યા. હું કે બીજું કોઈ પણ વાંચીએ તે સરખું જ છે. જેમ માએ રસોઇ તૈયાર કરી રાખેલી હોય, અને પછી ચાર પાંચ ભાઇઓમાંથી ગમે તે એક ભાઈ પોતા સહિત સર્વની પત્રાવળી પીરસે અને સર્વ સાથે જમવા બેસે, તેમ માતારુપી શ્રુતિ ભગવતીએ બ્રહ્મવિદ્યારુપ રસોઈ તૈયાર કરી રાખેલી છે, તોપછી બ્રહ્મવિદ્યા પ્રતિપાદન કરનારાં શાસ્ત્રો તમે વાંચો કે હું વાંચું તે સરખું જ છે. બ્રહ્મવિદ્યાનો ઉપદેશ હું કંઇ કરતો નથી અને કરવાને લાયક પણ નથી. બ્રહ્મવિદ્યા તો ઠીક, પરંતુ સામાન્ય નીતિ પણ ઉપદેશ કરવા

હું લાયક નથી. કારણ કે તુકારામ મહારાજની વાત છે કેઃ—

ગોરાકુંભાર, જ્ઞાનોબા વગેરે કેટલાક ભક્તો એક વખત પંઢરપુરમાં ભેગા થયા. ભજનનો ઘોષ ચાલતો હતો, તેવામાં સાક્ષાત્ વિઠ્ઠલનાથ ત્યાં પધાર્યા અને ભક્તોને કહ્યું, 'ભાઇઓ મને બધું જગત્ પગે લાગે છે, પણ મારી ઇચ્છા આજે કોઈને પગે લાગવાની છે, માટે કોને પગે લાગું તે બધા તમે કહો.' તે વખતે ભક્તો બોલ્યા, 'મહારાજ, આ સવાલનો જવાબ તો તુકારામ વિના અપાય તેમ નથી.' વિઠ્ઠલનાથે તુકારામને પૂછતાં તેમણે કહ્યું કેઃ—

बोले तैसा चाले । त्याचीवंदीनपाउलें ।

**અર્થ**:—બોલે તેમ ચાલે તેના પગને વંદન કરીશ.

વિઠ્ઠલનાથે કહ્યું કે, 'એવા તો તમે છો, માટે હું તો તમને પગે લાગીશ.' તાત્પર્ય એ કે કહેવું સહેલ છે, પણ તે પ્રમાણે કરવું ઘણું કઠણ છે. જ્યાંસુધી આચરણમાં મુકાતું નથી ત્યાંસુધી કહેવું તેને શોભતું નથી. જેમકે એક વ્યસની મનુષ્ય પોતે તે જ વ્યસન છોડવા બીજાને ઉપદેશ કરે, તે જેમ અસર કરતું નથી, તેમજ તેને શોભતું પણ નથી; પણ ઉલટું તે માણસ હલકો ગણાય છે. મહત્ પુરુષોનાં મન, વાણી અને કર્મ એક સરખાંજ રહે છે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

यथा चित्तं तथा वाचा यथा वाचा तथा क्रिया ।
चित्ते वाचि क्रियायां च साधूनामेकरुपता ॥

**અર્થ**:—જેવું ચિત્ત તેવી વાચા, જેવી વાચા તેવી ક્રિયા; મન, વાણી અને ક્રિયામા સત્પુરુષોને સમાનતા હોય છે.

મારામાં તો મનમાં એક, વચનમાં બીજું તથા ક્રિયામાં ત્રીજું છે. આવી રીતે મન, વાણી તથા કર્મની જેમાં સમાનતા છે એવો પુરુષ ઉપદેશ કરવાને લાયક છે.

હું જે કંઈ વાંચું છું તે મારે માટે વાંચું છું; પરંતુ લોકો સાથે વાંચવાથી મને એટલો ફાયદો થયો છે કે આપણે રાગદ્વેષાદિકથી રહિત રહેવું જોઇએ, વિષયોથી વિરક્ત થવું જોઇએ, વગેરે જે જે દુર્ગુણોનો નિષેધ કરાય છે, તે દુર્ગુણો જો આપણામાં હોય, તો આપણા મુખથી તે પ્રમાણે બોલવામાં મનને સંકોચ થાય છે; અને જે દુર્ગુણ હોય તેને બળાત્કારે કાઢવો પડે છે. જે જે સદ્ગુણ આપણામાં ન હોય તેને ધારણ કરવા યત્ન કરવો પડે છે. માટે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવા હું લાયક નથી.

કહેવાની મતલબ એ છે કે સાધારણ નીતિનો ઉપદેશ કરવો આટલો કઠિન છે તો પછી બ્રહ્મવિદ્યાની તો વાત જ શી કરવી ?" આ પછી બધા લોકો ખુશી થતા ચાલ્યા ગયા.

## ૫૮. બ્રહ્મવેત્તાનું સ્વરુપ.

એક દિવસે ગુરુશ્રી સાથે પ્રસંગોપાત વાર્તા ચાલતી હતી, ત્યારે મેં કહ્યું કે, "હાલ ઋષિકેશમાં ત્યાગીઓને ખાવા પીવાનું સુખ છે; પણ દશેક વર્ષ પહેલાં ત્યાં બોર કે કંદ ખાવા મળતાં હતાં, તેથી માંદા પડે માટે ઘણા સાધુ રહેતા નહતા. છતાં ત્યાં કોઈ કોઈ પૂર્ણ વિરાગી મહાત્માઓ રહેતા હતા. તેમાંના એકની વાત મેં સાંભળી હતી કે તેઓ ઘણા વિરક્ત હતા, જ્યાં ત્યાં ફર્યા કરતા અને પ્રસંગે ઋષિકેશમાં આવતા. તેમની ખ્યાતિ સાંભળી નાભાના રાજા તેમનાં દર્શને આવ્યા, અને નમસ્કાર કરીને મહાત્માને તે રાજાએ ગુરુ કરીને તન, મન ને ધન અર્પણ કરવાની માગણી કરી. મહાત્માએ કહ્યું, 'ભાઈ, આ મારું એક તન છે તેને ખવડાવવાની પીડા છે અને વળી બીજા તનને હું શું કરૂં ? મન એક તો છે, તે મહા મુશ્કેલીથી વશ થયું, તો વળી આ બીજા મનને વશ કરવાની ખટપટમાં કયાં પડું ? થોડું ધન તો મારે હતું તે છોડી દીધું, તો તમારા મોટા ખજાનાની ઉપાધિ લઈ હું તેનો રખેવાળ થઈ કયાં ફરૂં ? ત્યારે રાજાએ પોતાના રાજ્યમાં આવી કોઈ એક એકાંત જગ્યામાં રહેવાની વિનતિ કરી. મહાત્માએ કહ્યું, 'હું ભિખારી તમારા રાજ્યમાં શોભું નહિ.' છતાં રાજાએ કહ્યું, 'અહિં ઋષિકેશમાં એક મકાન બાંધી નોકર ચાકર વગેરેની સગવડ કરી આપું, જેથી આપને હરવા, ફરવાની તથા ભિક્ષા માગવાની ઉપાધિ મટશે.' મહાત્મા કહે, 'ઘર ઉપાધિરુપ છે એમ સમજી તેનો ત્યાગ કરેલો છે, તો વળી તમે ઘરબારી બનાવું કહો છો એ શું ?' રાજાએ કહ્યું, 'આપનાં દર્શન અર્થે હું આટલે દૂરથી આવ્યો છું, તો કૃપા કરી આપની ઇચ્છામાં આવે એવું કંઈ પણ માગો.' મહાત્માએ કહ્યું, 'હા હું માગું છું. હું તો એ માગું છું કે આપ અહિંથી ઊઠી ચાલ્યા જાઓ, અને ફરી ભૂલે ચૂકે પણ મારી પાસે આવશો નહિ.' આ સાંભળી રાજા તદ્દન નિરાશ થઈ ચાલ્યો ગયો. રાજા ગયા બાદ મહાત્માએ પોતાને ભિક્ષા લાવી આપનાર સાધુને કહ્યું કે, 'ભાઇ, આજુબાજુના કોઈ ગામડામાંથી ટુકડો માગી લાવ.' સાધુએ કહ્યું કે, 'રાજાએ આટલા કાલાવાલા કર્યા છતાં આપે તેનું ઉલટું અપમાન કર્યું, અને હવે મારી પાસે ટુકડો કેમ મંગાવો છો ?' મહાત્માએ કહ્યું કે, 'મારો રાજા તો તું છે કે જે રોજ મને

ટુકડો લાવી આપે છે.' આ વાત ઉપરથી ગુરુશ્રી બોલ્યા કે, "જે માણસે અમૃત પીધેલું હોય છે તેને કદિ પણ છાશ પીવાની ઇચ્છા થતી નથી; તેમજ જેણે બ્રહ્મસુખનો અનુભવ કર્યો છે તેને કદિ પણ વિષયસુખની ઇચ્છા રહેતી નથી. માટે આવા પૂર્ણ જ્ઞાની પુરુષ રાજાઓના તુચ્છ વૈભવોની શા માટે ઇચ્છા કરે? આ સંબંધમાં મહાદેવજી પાર્વતી પ્રતિ કહે છે કેઃ—

रसं ब्रह्म पिबेद्यश्च तृप्तो यः परमात्मनि ।
इंद्रं च मन्यते रंकं नृपाणां तत्र का कथा ॥

અર્થઃ—જેણે બ્રહ્મ (બ્રહ્માનંદ) રુપ રસનું પાન કર્યું હોય તથા પરમાત્મામાં જે તૃપ્તિ પામેલો હોય, તે પુરુષ ઇંદ્રને (ઇંદ્રના આનંદને) પણ ક્ષુદ્ર માને છે; તો તેની આગળ રાજાઓના આનંદની શી ગણના.

રાજાઓનો જે વૈભવ છે તે રાજા અને બીજા લોકોને વૈભવ લાગે છે, પણ જ્ઞાનીને મન તો, છોકરાઓ હાથી, ઘોડા, કિલ્લા, લશ્કર વગેરે કરીને જેમ ધૂળમાં રાજાની રમત રમે છે, તેમ એ વૈભવો રમત જેવા છે; તો એ વૈભવોમાં જ્ઞાની કેવી રીતે મોહ પામે?"

## ૫૯. અહંમમ.

એક દિવસ પ્રસંગ નીકળતાં મેં કહ્યું કે, "હું ઋષિકેશમાં હતો, ત્યારે એક મહાત્મા કોઈની સાથે બોલતા નહિ અને કોઈનો સંગ પણ કરતા નહિ. તે જોઈને બીજા મહાત્માઓ તેનેકહેવા લાગ્યા કે, 'આપ વિદ્વાન છો અને બોલતા નથી, તેમાં બીજાઓને શો લાભ? માટે કૃપા કરીને કંઈ બોલો તો ઠીક.' તે ઉપરથી મહાત્માએ કહ્યું કે, 'મેં કંઇ મૌનવ્રત ધારણ કર્યું નથી. પશુ પણ બોલ્યા વિના રહે છે, તો આમાં કંઈ વિશેષતા નથી; પણ મારે બોલવું શું? કારણકે ઘર છોડયું, બાર છોડયું, મુંડ મુંડાવી રાતી માટીવાળાં કપડાં પહેર્યાં, વગેરે આપણા ભુંડા હાલ તો કર્યા; વળી ભીખ માગવા માંડી; આટલું આટલું થતાંએ અહંતા મમતા તો ન ગઈ. કારણ હું મોટો સંન્યાસી છું, દરેક લોકો મારૂં પૂજન કરે, અને હું જ્યાં જાઉં ત્યાં લોકોનો સમૂહ સાથે રહે, એવા પ્રકારનું અભિમાન તો ગયું નહિ. આપણે ભિક્ષા માગી, ગંગા કિનારે પાણીમાંના બેઠકના પત્થર ધોઈ તે ઉપર ભિક્ષા મૂકી જમીએ છીએ, તેમાં આપણા હમેંશના બેસવાના પત્થર ઉપર કોઈ બીજો આવીને બેઠો હોય, તો મનમાં એમ થાય છે કે મારા પત્થર ઉપર બીજો કોઈ બેસી

ગયો છે. આટલો આટલો સમાગમ કરતાં અને આટલી આટલી ઉમ્મર વીતી ગઈ, છતાં અહંતા મમતા વધતી જાય છે પણ ઘટતી નથી, તો મારે શું બોલવું ?' તે ઉપરથી એક મહાત્માએ કહ્યું કે, 'અમારામાં કાંઈ ભૂલ હોય તે આપના કહ્યા વિના કેમ માલમ પડે ? માટે એવી કાંઈ ભૂલ દર્શાવવા સારૂ કહેવું તે આપનો ધર્મ છે."

આ સાંભળી ગુરુશ્રી હસવા લાગ્યા અને કહ્યું કે, "અહંતા મમતા છોડવી બહુ મુશ્કેલ છે. અહંતાના સંબંધમાં પારસ ભાગમાં એમ લખેલ છે કે, અહંતાનું મુખ્ય લક્ષણુ લોકો મારી સેવા કરે, પૂજા કરે, મને માન આપે અને મોટો માને એ છે. જ્યારે તે અહંતાવાળો મનુષ્ય કોઈના ઘરમાં પૂજા પ્રસાદ માટે જાય છે ત્યારે હું ઉપકાર કરૂં છું એમ માને છે; અને એમ સમજે છે કે લોકો મારી સેવા પૂજા કરવાથી પાપમાંથી મુક્ત થશે. એ રીત પ્રાકૃત પુરુષોની છે, પણ મહત્ પુરુષોનું લક્ષણુ તો નિરભિમાનતા છે. અહંતાનું બીજું લક્ષણુ લોકોનો સમૂહ મારી પાછળ ચાલે, લોકો મને જોઈને ઉભા થાય એ છે. આવા અભિમાની પુરુષો નરકગામી થાય છે. એક સંતે કહ્યું છે કે 'તમે કોઈ નરકગામી મનુષ્યને જોવા ઇચ્છતા હો તો તે પુરુષ બેઠો હોય અને લોકોનો સમૂહ તેની આગળ ઉભો હોય ત્યારે તેને જોવો.' માટે મહત્ પુરુષો અભિમાનથી તદ્દન રહિત હોય છે."

એમ કહી એક દ્રષ્ટાંત આપ્યું કે, "કોઈ એક મહાત્મા ફરતા ફરતા કોઈ ગામમાં આવ્યા અને ગામ બહાર ઉતર્યા. તે ગામનો કોઈ મુમુક્ષુ તે મહાત્માના સમાગમ અર્થે સાંજરે તેમની પાસે ગયો અને બીજા દિવસની ભિક્ષાનું નિમંત્રણુ કર્યું, અને અગિયાર વાગે આપને હું બોલાવવા આવીશ એમ કહી ગયો. પછી તે મહાત્માની પરીક્ષા કરવા માટે રસોઈ તૈયાર કરાવી ઇરાદાપૂર્વક ત્રણુ વાગે મોડા મોડા તેડવા ગયો, તોપણુ તેથી મહાત્માના મનમાં આ મોડેથી તેડવા આવ્યો છે એમ લાગ્યું નહિ. પછી તેમને ઘેર તેડી જતાં રસ્તામાં કહેવા લાગ્યો કે, 'આવું હૃષ્ટપુષ્ટ શરીર છતાં ઉદર નિર્વાહ માટે ભગવાં કપડાં પહેર્યાં છે તો મજુરી શા માટે કરતો નથી ? ચાલ, ચાલ.' તેથી મહાત્મા પાછા જવા લાગ્યા, એટલે તે કહેવા લાગ્યો કે, 'ચાલ, આટલે સુધી આવ્યો તો ટુકડો ખવડાવીશ.' તેથી મહાત્મા તેની સાથે જવા લાગ્યા. આ પ્રમાણે રસ્તામાં એક બે વાર તિરસ્કાર કર્યો પછી ઘેર લઈ જઈ જ્યાં જોડા મુકવાની જગ્યા હતી ત્યાં બેસાડ્યા, અને બે દિવસનો ટાઢો રોટલાનો ટુકડો ખાવા આપ્યો. મહાત્મા તે ખાવા લાગ્યા. પછી તેને ખાત્રી થઈ કે આ ખરેખર મહાત્મા છે એટલે તેને સાષ્ટાંગ નમસ્કાર કરી માફી માગી કહેવા લાગ્યો કે, 'હું જાણી જોઈને આપને મોડા તેડવા આવ્યો અને રસ્તામાં મેં આપનો તિરસ્કાર કર્યો તે ક્ષમા કરો. આપના વાસ્તે અલગ રસોઈ તૈયાર છે, આપ અંદર પધારો.' ત્યારે મહાત્મા કહેવા લાગ્યા કે,

'સૂકો રોટલો તથા નાના પ્રકારનાં પકવાન ક્ષુધા નિવારણ કરવા માટે સરખાંજ છે.' તોપણ તે તેમને આગ્રહથી અંદર તેડી ગયો અને સત્કાર સાથે જમાડી કહેવા લાગ્યો કે, 'મેં આપનો અપરાધ કર્યો છે તો ક્ષમા કરો.' ત્યારે મહાત્મા કહેવા લાગ્યા કે, 'કૂતરાને તૂ તૂ કહીએ એટલે આવે અને હડ હડ કહીએ એટલે ભાગી જાય. તે મુજબ હું પણ કૂતરા જેવો છું.' આ દ્રષ્ટાંત આપી ગુરુશ્રી કહેવા લાગ્યા કે, "મહત્ પુરુષોમાં અહંતા લેશ માત્ર પણ હોતી નથી; અને તે મુજબ મમતા પણ હોતી નથી."

એક વખત ગોપીચંદની માતુશ્રી મેનાવતીએ ગોપીચંદને થોડો સમય ભર્તૃહરિની સાથે રહેવાની આજ્ઞા કરી. તે મુજબ તે બન્ને સાથે રહેતા હતા, ત્યારે મેનાવતીએ પોતાના પુત્રની સ્થિતિ જાણવાની ઇચ્છા થતાં રાત્રીને વખતે પોતે કોણ છે તે ખબર ન પડે માટે પુરુષના જેવું કપડું ઓઢી ગોપીચંદની લગોલગ સૂવા માંડયું. એટલે ગોપીચંદે કહ્યું કે, 'અહિં કોણ સૂવે છે? ઊઠ, ચાલ્યો જા.' એટલે મેનાવતી ઊઠીને ચાલી ગઈ. પછી જઈને ભર્તૃહરિની લગોલગ સૂઇ ગઇ, એટલે ભર્તૃહરિ ત્યાંથી ઊઠીને બીજે સ્થળે સૂતા ત્યારે મેનાવતીએ ત્યાં જઈને સૂવા માંડતાં ભતૃહરિ ત્યાંથી ઊઠી ત્રીજે ઠેકાણે સૂતા; પણ મનમાં જરા પણ ક્રોધ આણ્યો નહિ. પછી સવારે ભર્તૃહરિ અને ગોપીચંદ બન્ને સાથે બેઠા હતા, ત્યારે મેનાવતી પોતાના મૂળ સ્વરુપે જાહેર થઈ અને રાત્રીની હકીકત સંભળાવીને ગોપીચંદને કહ્યું કે, "તું રાજપાટ છોડી ત્યાગી થઈ જંગલમાં આવી રહ્યો, તોપણ તારી મમતા ગઈ નહિ. સૂવા જેટલી પૃથ્વીને તું તારી પોતાની માને છે?' ગોપીચંદને એકદમ ભાન આવ્યું અને માતુશ્રીના ચરણમાં પડી કહ્યું કે, 'જગત્માં માતુશ્રી મળે તો તમારા જેવીજ મળજો.'

આ સંબંધમાં ઋષભદેવજીએ કહ્યું છે કેઃ—

गुरुर्न स स्यात्स्वजनो न स स्यात् पिता न स स्याज्जननी न सा स्यात् ।
दैवं न तत्स्यान्न पतिश्च स स्यान्नमोचयेद्यः समुपेतमृत्युम् ॥

**અર્થ**:—જે સમીપ પ્રાપ્ત થયેલ મૃત્યુથી છોડાવી શકતો નથી તે ગુરુ નથી, તે સ્વજન નથી, તે પિતા નથી, તે માતા નથી, દૈવ નથી, અને પતિ પણ નથી.

કહેવાનું તાત્પર્ય એ છે કે મમતા આવા મોટાને પણ ભૂલ ખવરાવે છે, તો આપણી શી વિસાત? સર્વ પદાર્થો ભેગા કરવા, તેની વ્યવસ્થા કરવી, તેમે કાળજીપૂર્વક સંભાળવા, ઇત્યાદિક ક્રિયા કરતાં છતાં પદાર્થોમાં મમતારહિત રહી શકાય છે એવી માન્યતા ભૂલ ભરેલી છે. કેમકે માયા જુદાં જુદાં રુપ ધારણ કરી આપણને ખબર ન પડે એવી રીતે ફસાવે છે. અષ્ટાવક્ર કહે છે કેઃ—

अहं ममेत्ययं बन्धो नाहं ममेति मुक्तता ।

**અર્થ**:—હું અને મારૂં આ બંધ છે, અને હું નથી તથા મારૂં નથી તે મુક્તિ છે.

અર્થાત્ શરીરમાં અહંપણું તથા શરીર સંબંધી પદાર્થોમાં મમતા એજ બંધન કરવાવાળાં છે. જ્યાંસુધી આ બન્ને છે ત્યાંસુધી કોઈ કાળે સ્વરૂપનું જ્ઞાન થવાનું નથી.



## ૬૦. ભાવિ મિથ્યા થતું નથી.

પ્રારબ્ધથી જે ભાવિ થવાનું છે તે કદિ મિથ્યા થતું નથી એના પર ગુરુશ્રીને પૂર્ણ વિશ્વાસ હતો. એક વખત એમનાજ કમ્પાઉંડમાં ગાડીવાળાની સાત આઠ વર્ષની છોકરીને પ્લેગ થયો. મને માલમ પડતાં દાક્તરને બોલાવી તાબડતોબ એને હોસ્પિટલમાં મોકલી આપી. સાંજના ગુરુશ્રી કચેરીમાંથી ઘેર આવ્યા. બાદ દાક્તરે આવી એમને કહ્યું કે, "તમે ગાડીવાળાને થોડા દિવસ બદલી નાખો, કેમકે એની છોકરીને પ્લેગ થયો છે. વળી તે ઓરડો ધોવરાવી સાફ કરાવી નાખો અને આપ પણ બંગલો ખાલી કરી બીજે ઠેકાણે રહેવા જાઓ તો સારૂ." ગુરુશ્રીએ ઉત્તર આપ્યો કે, "એ તો બધા વહેમ છે. જેનું આવી બનેલું હોય છે તેજ મરે છે, પ્લેગ માત્ર એક એમના મરણનું નિમિત્ત થાય છે. શહેરમાં પ્લેગ ચાલતો હોય છે અને લોકો બહાર રહેવા જાય છે, ત્યાં પણ તે લાગુ પડે છે. એનું કાંઈ ધોરણ નથી. મુંબઈ વગેરે ઠેકાણે હજારો રૂપિયા ચુનામાં અને સાફસુફ કરવામાં ખર્ચ્યાં, પણ આખરે પ્લેગ તો જેમનો તેમજ ચાલ્યા કરે છે. અહિં પણ એજ પ્રમાણે થયું છે. માટે મને તો આ બાબત પર વિશ્વાસ નથી. ઘણા લોકો પ્લેગના દરદીઓના સંસર્ગમાં આવે છે, તેમની રાત દિવસ સેવા કરે છે, છતાં તેમાંનાં સર્વને કાંઈ તે રોગ લાગુ પડે છે એવું નથી. માટે આ બાબતથી ડરી નાસભાગ કરવી એ તો મારા ધારવા પ્રમાણે અજ્ઞાન છે. જ્યાં મોત આવવું સરજ્યું છે ત્યાં જરૂર આવવાનું. માટે મારો વિચાર કાંઈ મકાન બદલવાનો નથી." દાક્તરે ઘણું કહ્યું પણ પોતે માન્યું નહિ. જતી વખતે મારી પાસે દાક્તરે આવી એમને સમજાવવા કહ્યું. પછી મારી સાથે એ સંબંધમાં વાતચીત નીકળતાં તેઓ બોલ્યા કે, "પહેલાં એક વખત બંગલામાં ખરાબ વાસ આવવા લાગી. તે ઉપરથી કોઈ ઉંદર મર્યો હશે એમ ધારી, છતને કાપી તો તેમાંથી મરેલો ઉંદર સુજી મોટો થઈ ગયેલો નીચે પડયો. તે વખતે પણ બંગલો ખાલી કરવા મને બધાએ કહ્યું પણ મેં કર્યો નહિ. પ્લેગના સંબંધમાં દાક્તર લોકોનું માનવું છે કે તેનાં જંતુઓ છે અને

વાતાવરણમાં રહે છે અને તે શરીરમાં પ્રવેશ થવાથી લાગુ પડે છે. ત્યારે શું જંતુ એકજ જગ્યાએ રહે છે? એમની કોઈ ગતિ અટકાવે છે? એ તો જ્યાં જોઈએ ત્યાં રહે છે અને આપણે ફરવા જઈએ ત્યાં પણ હશે. કદાચ ગંદકીની જગ્યામાં રહેતાં હોય એમ માનીએ તો ભંગીઓ જેમને આખો દિવસ નરક ઉપાડવું પડે છે તેમને પ્રથમ મરકી લાગવી જોઈએ; પણ તેમ કાંઈ હમેંશાં થતું નથી. ઘણા ગરીબ લોકો બિચારા જમીન પર સૂઇ રહે છે અને ગંદકીની જગ્યામાં રહે છે, તેમને કાંઈએ થતું નથી. મારા ધારવા પ્રમાણે એ તો સર્વ વહેમ છે."

પોતે વળી કહ્યું કે, "એક વખત હું ટેકરી ઉપર ફરવા ગયેલો. ત્યાંથી ઉતરતી વખતે મારો પગ લપસી ગયો, તેને લીધે જાંગમાં ગાંઠ થઈ આવી અને તાવ આવ્યો. મેં ડાક્તરને કહ્યું કે, 'મને તપાસી જુઓ: જો પ્લેગ હોય તો સરકારના હુકમ મુજબ મને લઈ જવો હોય ત્યાં લઈ જાઓ. મારા તરફથી એ લોકોની સમજ પ્રમાણે શા માટે બીજાને સંસર્ગ લાગવો જોઈએ?' ડાક્તરે હસીને કહ્યું, 'ના તમને કાંઈ પ્લેગ નથી.' આવી રીતે તેઓ મરણથી તો બીલકુલ ડરતા નહોતા. પોતે જ્યારે પ્લેગ સુપરિન્ટેન્ડન્ટ હતા, ત્યારે ક્વોરેન્ટાઇનમાં રહેલા દરદીઓનાં બિછાનાં પર બેસતા, તેઓને આશ્વાસન દેતા અને તેનો ચેપ પોતાને લાગશે એમ જરા પણ ડર ખાતા નહિ. આ પ્રમાણે તેઓ દેહાભિમાનથી રહિત હતા.

---

## ૬૧. સ્વરુપજ્ઞાનસાધન.

હું માટુંગાથી બેલગામ ગયો ત્યારે પંચદશીની કથા ચાલતી હતી, તેમાંથી ચાર શ્લોકોનું વિવેચન યથામતિ આપું છું:—

यथागाधनिधेर्लब्धौ नोपायः खननं विना ।
मह्लाभेऽपि तथा स्वात्मचिंतां मुक्त्वा न चापरः ॥ ધ્યાનદીપ–૧૫૩.

અર્થ:—જેમ અગાધ નિધિ ( પૃથ્વીમાં દાટેલું ધન ) મેળવવા સારૂ ખોદવા વિના બીજો ઉપાય નથી, તેમ મને મેળવવા માટે પણ સ્વરુપના ચિંતન–ધ્યાન વિના બીજો ઉપાય નથી.

જેવી રીતે પૃથ્વીમાં દાટેલું ધન મેળવવા માટે ખોદવાના ઉપાયરૂપ પ્રયત્નની જરૂર છે, તે પ્રમાણે પરમાત્માની પ્રાપ્તિ માટે પુરુષાર્થની જરૂર છે; પરંતુ પોતાની મેળે શાસ્ત્રાવલોકનદ્વારા ગમે તેટલો પુરુષાર્થ કરે તો પણ વસ્તુની

પ્રાપ્તિ થતી નથી. માટે ખોદવાની સાથે આપ્તવચનની જરૂર છે. શ્રીશંકર ભગવાન્ કહે છે કે :

आप्तोक्तिं खननं तथोपरिशिलाद्युत्कर्षणं स्वीकृतिं
निक्षेपः समपेक्षते नहि बहिः शब्दैस्तुनिर्गच्छति ।
तद्वद्ब्रह्मविदोपदेशमननध्यानादिभिर्लभ्यते
मायाकार्यतिरोहितं स्वममलं तत्त्वं न दुर्युक्तिभिः ।।

અર્થ:—જેમ પૃથ્વીમાં દટાયેલું ધન, યથાર્થ બોલનારના કહ્યા વિના, ખોદ્યા વિના, ઉપર રહેલા પત્થર આદિ કાઢી નાખ્યા વિના અને પોતે સ્વીકાર કર્યા વિના માત્ર બહારના શબ્દો બોલવાથીજ નીકળતું નથી, તેમ માયાના કાર્યોથી તિરોહિત થએલું નિર્મળ આત્મતત્ત્વ પણ બ્રહ્મવેત્તાના ઉપદેશ, મનન, ધ્યાન આદિવિના ખોટા તર્કોથી મળતું નથી.

આપ્તોક્તિની આવશ્યકતા સંબંધે દ્રષ્ટાંત છે કે:—

એક ધનાઢ્ય ગૃહસ્થ હતો. તેણે કોઈ વખત પોતાના પુત્ર પૌત્રાદિકને કામ આવે એવા હેતુથી પોતાની પાસે ઘણું ધન હતું તેને ગુપ્ત રીતે રાખવાનું વિચાર્યું. પોતાનું બંધાવેલું મહાદેવનું શિખરબંધ એક દેવાલય હતું, ત્યાં કોઈ ન જાણે તેવી રીતે દાટીને એક ચોપડામાં નોંધ કરી કે:—અમુક સાલમાં ઉત્તરાયણના સૂર્યમાં ચૈત્ર માસમાં મીન સંક્રાંતિ વીત્યા બાદ અમુક દિવસે દશ ઘડી દિવસ ચડતે દેવાલયના કળશમાં પચીશ લાખ સોનામહોર રાખી છે, તે જરૂર પડે ત્યારે કાઢવી. તે ચોપડો સાચવી રાખ્યો. કેટલાંક વર્ષે તે ગૃહસ્થ યાત્રા કરવા ગયો ત્યાં તે મરણ પામ્યો. તેનો દીકરો મોટો થયો. વેપાર કરતાં ખોટ ગઈ અને પૈસાની તંગીમાં આવ્યો. જુના ચોપડા તપાસતાં પચીશ લાખ સોના મહોરની લખેલી હકીકત નજરે પડી, તેથી દેવાલયનો કળશ તથા શિખર પણ ઉતરાવતાં તેમાંથી કાંઈ નીકળ્યું નહિ. જુદી જુદી રીતે તપાસ કરતાં કાંઈ પત્તો લાગ્યો નહિ. છેવટે કોઈ બુદ્ધિમાન્ પુરુષને પૂછતાં તેણે ચોપડો બરાબર તપાસી દેવળનું શિખર કળશ સહિત જેવું હતું તેવુંજ કરાવી લેવા પૈસા આપ્યા. કળશ ચઢી ગયા બાદ ઉત્તરાયણમાં લખેલ સંક્રાતિને લખેલ દિવસે તથા સમયે કળશની છાયા જે સ્થળે પડે ત્યાં ખોદવા કહ્યું. તે પછી તે છોકરાએ ત્યાં ખોદાવતાં તરત પચીશ લાખ મહોર નીકળી. છોકરો ખુશી થયો, ધનવાન થયો અને દુઃખથી નિવૃત્ત થયો. સારાંશ કે જ્યાંસુધી કોઈ આપ્ત પુરુષ સિવાયના બીજાઓના કહેવા પ્રમાણે કર્યું ત્યાંસુધી કાંઈ ન થયું; પણ આપ્ત પુરુષથીજ ખરી હકીકત જણાઈ. કપિલ ભગવાન્ કહે છે કે आप्तोपदेशः शब्दः। આપ્તનો ઉપદેશ છે તેજ શબ્દ પ્રમાણ છે. આપ્ત એટલે યથાર્થ જ્ઞાનવાળો, સત્યવક્તા. છાંદોગ્ય શ્રુતિમાં સનત્કુમાર નારદજીને કહે છે કે:—

यदा वै विजानात्यथ सत्यं वदति ।

**અર્થ**—જ્યારે ( બ્રહ્મને ) વિશેષ કરીને જાણે છે, ત્યારેજ સત્ય કહે છે.

સિદ્ધાંત કે જ્યાંસુધી બ્રહ્મવેત્તા ગુરુ ન મળે ત્યાંસુધી યથાર્થ જ્ઞાન મળતું નથી; માટે છાંદોગ્ય શ્રુતિમાં કહ્યું છે કેઃ--

आचार्यवान् पुरुषो वेद ।

**અર્થઃ**— આચાર્યવાળો ( ગુરુનું શરણ ગ્રહણ કરનાર ) પુરુષજ આત્માને જાણે છે.

જ્યાંસુધી કોઈ પુરુષ ગુરુ પાસે જઈ ગુરુનું શરણ ગ્રહણ કરીને બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કરતો નથી, ત્યાંસુધી તેને જ્ઞાન થવાનો સંભવ નથી. માટે શ્રુતિમાં ગુરુનું શરણ ગ્રહણ કરવાનું કહ્યું છે. બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરનાર ગુરુ કેવા હોવા જોઈએ, એ સંબંધમાં ઉપદેશ સહસ્રીમાં ભગવાન્ શંકરાચાર્યે કહ્યું છે કેઃ—

( શિષ્યને શંકા કરતાં ન આવડતાં છતાં તે સમજી લેવી અથવા શંકા અધુરી હોય તો તે પુરી કરી લેવી; અથવા ઉપદેશ આપતાંજ શિષ્યને જ્ઞાન થાય એવી અપૂર્વ યુક્તિઓની કલ્પના તે )ઊહ, ( શિષ્યના મિથ્યા ગ્રહણને દૂર કરવાનું સામર્થ્ય અથવા સિદ્ધાંતના વિરૂદ્ધ પક્ષનું નિરાકરણ કરવાનું સામર્થ્ય તે ) અપોહ, ( શિષ્યે કરેલા પ્રશ્નના આક્ષેપ વાકયના અર્થને એકદમ બુદ્ધિમાં ધારણ કરવાનું સામર્થ્ય તે ) ગ્રહણ, ( ગ્રહણ કરેલા પ્રશ્નોના સારાસારના અવધારણપૂર્વક સમજાવતી વખતે યાદ રાખવાનું સામર્થ્ય તે ) ધારણ, શમ, દમ, ( દુઃખી પ્રાણીને જોવાથી ઉપજતી કરૂણા તે ) દયા, ( દયા ઉત્પન્ન થયા પછી દુઃખી પ્રાણીનાં દુઃખ નિવૃત્ત કરવામાં પ્રવૃત્તિ તે) અનુગ્રહ, એ બધાંથી સંપન્ન, પોતાના ગુરુ પાસેથી પ્રાપ્ત કરેલ ઉપદેશવાળા, દષ્ટ તથા અદૃષ્ટ ભોગોમાં આસક્તિથી રહિત, સર્વ કર્મનાં ( ધનાદિક ) સાધનોને જેણે ત્યજી દીધાં છે એવા, બ્રહ્મને જાણનારા, બ્રહ્મમાં અભેદ ભાવે સ્થિત, શાસ્ત્રે કહેલા આચારનું ઉલ્લંઘન નહિ કરનાર, દંભ ( અન્યને ઠગવું ), શઠતા, બીજાને ભ્રાંતિ ઉપજાવવી, બીજાના ઉત્કર્ષને સહન ન કરવો, મિથ્યા ભાષણ, દેહાભિમાન તથા સ્રી, પુત્ર, ધનાદિમાં મમતાદિ દોષથી રહિત, કેવળ બીજાના અનુગ્રહરુપ પ્રયોજનવાળા આચાર્ય હોય છે. જે ગુરુ બ્રહ્મનિષ્ઠ હોય છે તે નિઃસ્પૃહી હોય છે. નિઃસ્પૃહી ગુરુના ઉદાહરણ તરીકે યાજ્ઞવલ્કયનું દ્રષ્ટાંત પ્રસિદ્ધ છે. જનક રાજાએ, યાજ્ઞવલ્કયે ઉપદેશ કર્યા પછી પોતાનું રાજ્ય તથા તન, મન તેને અર્પણ કર્યું, પરંતુ યાજ્ઞવલ્કયે કાંઈ પણ ગ્રહણ ન કર્યું. શ્રુતિ કહે છે કેઃ—

सोऽहं भगवते विदेहान् ददामि<br>मां चापि सह दास्यायेति ।

અર્થઃ—તે હું ભગવાનને ( આપને ) વિદેહ દેશ ( મારૂં રાજ્ય ) આપું છું અને ( વિદેહ દેશના લોકો ) સહિત મને પણ દાસ કર્મ માટે આપું છું.

આવા જ્ઞાનના નિઃસ્પૃહી ગુરુથી જ્ઞાન સંભવે છે. બ્રહ્મવેત્તા સિવાય બીજા ઉપદેશકોનો ઉપદેશ અંધપરંપરા કહેવાય છે. સાંખ્યસૂત્રમાં કહ્યું છે કેઃ–

इतरथान्धपरंपरा ।

અર્થઃ–બ્રહ્મવેત્તાના ઉપદેશ સિવાય અંધપરંપરા કહેવાય છે.

આ સંબંધમાં દ્રષ્ટાંત છે કે એક આંધળો હતો. તેને ગામના થોડાક રસ્તાઓ સંબંધી જ્ઞાન હતું, તેથી તેણે પૈસાની લાલચે દેખતાનો ડોળ કરી કેટલાક જાત્રા જવાને ઇચ્છતા આંધળાઓને એક બીજાને વળગાડી તેઓને પોતાની પાછળ આવવા કહ્યું. રસ્તામાં કોઈ વટેમાર્ગુ મળતાં આ આંધળાને પૂછ્યું કે, "હે અંધ! તું આ બધાને ક્યાં લઈ જાય છે?" તે ઉપરથી સામાને અંધ કહેતો ચાલતાં ચાલતાં છેવટ આ આંધળાએ પાણીના ભરેલા એક ખાડામાં પોતે પડી ડૂબીને બીજા બધાને પણ ડુબાડયા.

સ્વસ્વરુપની પ્રાપ્તિ માટે આત્મચિંતન સિવાય બીજો કોઈ ઉપાય નથી. અર્થાત્ અપરોક્ષ જ્ઞાનનો ઉપાય આત્મચિંતનજ છે. હું સ્થૂળ દેહ નથી, સૂક્ષ્મ દેહ નથી, કારણ દેહ પણ નથી, એમ સર્વના નિષેધપૂર્વક તે ત્રણેનું અધિષ્ઠાન ચેતન હું છું એ રીતે અભેદ ધ્યાન કરવું. આ પ્રમાણે ધ્યાન કરવાથી મારી પ્રાપ્તિ થાય છે એમ મથાળે લખેલા મૂળ શ્લોકથીજ શ્રીકૃષ્ણ ભગવાન્ આત્મ-ગીતામાં કહે છે. "મારી પ્રાપ્તિ" એ શબ્દો સ્થૂલાદિ દેહને ઉદ્દેશીને કહેલ નથી, પરંતુ અધિષ્ઠાન દૃષ્ટિથી કહેલ છે.



## ૬૨. સ્વરુપજ્ઞાનપ્રકાર.

देहोपलमपाकृत्य बुद्धिकुद्दालकात्पुनः ।
खात्वा मनोभुवं भूयो गृह्णीयान्मां निधिं पुमान् ॥

અર્થઃ—બુદ્ધિરુપ કોદાળીથી દેહરુપ પત્થરને દૂર કરીને મનરુપ પૃથ્વીને ખોદીને મને પુરુષ ગ્રહણ કરે, અર્થાત્ જાણે.

આ શ્લોકમાં દેહ તથા આત્માના વિચારદ્વારા વિવેક કરવાનું કહ્યું છે.

આત્મા અહં શબ્દ તથા અહં પ્રતીતિના અવલંબનરુપ છે, એક છે, પર છે, દ્રષ્ટા (શબ્દાદિ વિષયોનો પ્રકાશક) છે, સિદ્ધ (પ્રામાણિક) છે, વિકારહીન છે,

પર અપર ભાવથી રહિત છે, અણુ તેમ મહત્ ભાવથી પણ રહિત છે, પૂર્ણ છે, સર્વાત્મક છે, અસંગ છે, સ્વયંજ્યોતિ છે, નિત્ય છે, નિત્યાપરોક્ષસ્વભાવ છે, દેવત્વ મનુષ્યત્વાદિ ધર્મથી રહિત છે, શ્રોત્રાદિ ઇન્દ્રિયોથી રહિત છે, અચળ છે, સર્વાતીત છે, અવ્યય છે; અને દેહ તો આ અથવા એ તે ઇત્યાદિ શબ્દ અને આ એ તે ઇત્યાદિ પ્રતીતિમાં અવલંબનરુપ છે, અનેક છે, અપર છે, દશ્ય છે, અસિદ્ધ છે (અપ્રામાણિક છે), વિકારયુક્ત છે, પર અપર ભાવવાળો છે, અણુ મહત્ ભાવવાળો છે, પરિચ્છિન્ન છે, ભૂતાત્મક છે, અનેક મળથી યુક્ત છે, પરપ્રકાશ છે, અનિત્ય છે, અસત્ છે, દેવત્વ મનુષ્યત્વાદિ ધર્મથી યુક્ત છે, શ્રોત્રાદિ ઇંદ્રિયોથી યુક્ત અથવા શ્રોત્રાદિસ્વરુપ છે, ચલાયમાન છે, વિનાશી છે; એમ અનેક પ્રકારે આત્માના ધર્મથી દેહદ્વયના ધર્મોનું વૈલક્ષણ્ય હોવાથી દેહ આત્મા નથી—એમ વિચાર કરી વિવેક પ્રાપ્ત કરી દેહમાંથી અહંભાવ નિવૃત્ત કરવા માટે દેહાદિમાં મિથ્યાત્વાનુસંધાન કરવું.

અષ્ટાવક્ર ગીતામાં કહ્યું છે કેઃ—

यदि देहं पृथक्कृत्य चिति विश्राम्य तिष्ठसि ।
अधुनैव सुखी शान्तो बंधमुक्तो भविष्यसि ॥

અર્થ—જો દેહને જુદો કરીને આત્મામાં વિશ્રામ કરીને તું રહેશે, તો આ હાલનાજ શરીરમાં સુખી, શાંત તથા બંધથી મોકળો થઇશ.

માટે આત્મા અનાત્મનો વિવેક કરીને સ્થૂળ દેહ ઉપર વૈરાગ્ય લાવી અહંતા દૂર કરવાનો પ્રયત્ન કરવો. આ ઉપર એક દષ્ટાંત છે કેઃ—

એક શિષ્ય જ્યારે ગુરુ પાસે જ્ઞાન સંપાદન કરવા ગયો ત્યારે ગુરુએ કહ્યું કે, "વૈરાગ્ય ધારણ કરીને આવ." શિષ્યે કહ્યું કે, "ઘરબાર છોડીને તો આવ્યો છું. હવે કોના ઉપર વૈરાગ્ય કરૂં ?" ગુરુએ કહ્યું, "જેના ઉપર વૈરાગ્ય લાવવાનો છે તે ઉપર હજી વૈરાગ્ય આવ્યો નથી." શિષ્યે ફરી પૂછ્યું, "કોના ઉપર વૈરાગ્ય કરૂં ?" ગુરુએ કહ્યું, "નઠારામાં નઠારી વસ્તુ હોય તેના ઉપર પ્રથમ તું વૈરાગ્ય કર." શિષ્યે જવાબ આપ્યો કે, "તેવી વસ્તુ તો વિષ્ટા છે." ગુરુએ કહ્યું, "તું વિષ્ટાને પૂછી જો." તે પ્રમાણે પૂછતાં વિષ્ટામાંથી એક સક્કરજન નીકળ્યું અને બોલ્યું, "કાલે હું ટોપલામાં હતું ત્યારે સઘળા લોકો મારા તરફ નજર કરતા હતા, અત્યારે મારી દશા આ થઇ છે તે તારા શરીરના સંસર્ગથીજ થઇ છે." પછી એક કળીનો લાડુ નીકળ્યો તે બોલ્યો, " કાલે મારા ઉપર સોનાનો વર્ક વગેરે છાંટેલ હતો અને બધા લોકો મને જોઈ ગ્રહણ કરવાની મરજી કરતા હતા, પણ અત્યારે મારી આ દશા થઈ છે તે તારા સંબંધથીજ થઈ છે. આ પ્રમાણે

અનેક પદાર્થો નીકળ્યા અને બોલ્યા કે, "તારા શરીરના સંબંધથીજ અમારી આ દશા થઈ છે." આથી શિષ્યને નિશ્ચય થયો કે મારૂં શરીરજ અતિ ગંદુ છે, જેથી તેના ઉપર વૈરાગ્ય કરવો યોગ્ય છે. ( વિષ્ટા બોલી તે ફક્ત સમજાવવા માટે અલંકારરૂપ છે.) પછી શિષ્યે ગુરુને કહ્યું કે, "વિષ્ટા કહે છે કે હું નઠારી છું તે તારા શરીરના સંસર્ગનોજ દોષ છે." એ સાંભળી ગુરુએ કહ્યું કે, "બરાબર છે." મુક્તિકોપનિષદ્‌માં પણ કહ્યું છે કેઃ—

स्वदेहाशुचिगन्धेन न विरज्येत यः पुमान् ।
विरागकारणं तस्य किमन्यदुपदिश्यते ॥

**અર્થ**ઃ—પોતાના શરીરના અપવિત્ર ગંધથી જે પુરુષને વૈરાગ્ય ન થાય તેને વૈરાગ્યનું કારણ બીજું કયું બતાવવામા આવે ?

આ શરીર ઉપર જેને વૈરાગ્ય થાય તેને સઘળા પદાર્થો ઉપર વૈરાગ્ય થાય છે, અને જેને પોતાના શરીર ઉપર વૈરાગ્ય થતો નથી તેને બીજા કોઈ પણ પદાર્થ ઉપર વૈરાગ્ય થતો નથી.

આ પ્રમાણે શરીર ઉપર વૈરાગ્ય લાવવાથી તેમાં રહેલા રમણીયપણાની બુદ્ધિ નાશ પામે છે. જેઓના શરીરમાં રમણીયપણાની બુદ્ધિ નાશ પામી છે તેઓજ આ શરીરમાં રમણ કરતા નથી; અન્ય મૂઢ જનો રમણ કરે છે. આ સંબંધે શુકદેવજી રંભા પ્રતિ કહે છે કેઃ—

अमेध्यपूयःक्रमिजालसंकुले स्वभावदुर्गन्धिनि शौचवर्जिते ।
कलेवरे मूत्रपुरीषभाजने रमन्ति मूर्खा विरमन्ति पण्डिता. ॥

**અર્થ**—મલિનતા, પરૂ, કૃમિના સમૂહથી ભરપૂર, સ્વભાવથી દુર્ગંધવાળા, અપવિત્ર, મળ-મૂત્રના સ્થાનરૂપ શરીરમા મૂર્ખ લોકો રમણ કરે છે, ( પરંતુ ) પંડિતો રમણ કરતા નથી.

જેમ નાનું બાળક પોતાના મળમૂત્રમાં રમણ કરે છે, ત્યારે તેની મા તે વસ્તુ 'છી' ખરાબ છે તેમ કહી ન રમવા સમજાવે છે, છતાં વળી બીજે દિવસે અજ્ઞાનતાને લીધે તે બાળક જેમનું તેમ રમે છે; એમ વારંવાર મા સમજાવે છે, છતાં કર્યે જાય છે. એ બાળક મોટું થઈ સમજણું થાય ત્યારે આપો-આપ તેમાં રમત કરતું બંધ થાય છે, એટલુંજ નહિ, પણ તેની પાસે કોઈ લઈ જાય તોપણ જતું નથી અથવા ત્યાંથી દૂર નાસી જાય છે; તેમ અજ્ઞાની પુરુષને શ્રુતિ ભગવતીએ અનેક રીતે વારંવાર સમજાવ્યા છતાં અને પોતે મોઢેથી તે પ્રમાણે કહ્યા કરતાં છતાં તે વિષયદ્વારા શરીરમાં રમ્યા કરે છે; પરંતુ મુમુક્ષુ જ્યારે વિવેકદ્વારા શરીરને યથાવત્ અયોગ્ય સમજે છે, ત્યારે પૂર્ણ વૈરાગ્ય થવાથી શરીર ઉપરનો મોહ છૂટી જતાં તેને રમત કરાવવાનું છોડી દે છે; તેથી દેહાધ્યાસ શિથિલ થાય છે.

જ્યાંસુધી દેહાધ્યાસ શિથિલ થતો નથી, ત્યાંસુધી મનના સંકલ્પોને તે દબાવી શકતો નથી. નિર્મળ બુદ્ધિ વડે મનરૂપી માટીને ખોદીને એટલે રાજસ્ મનમાં થતા સંકલ્પ વિકલ્પોને સાત્ત્વિક પ્રધાન બુદ્ધિ વડે દૂર કરીને તે બુદ્ધિને અધિષ્ઠાનમાં સ્થિર કરવી. આ સંબંધે ભાગવતમાં કહ્યું છે કેઃ—

मनःस्वबुद्ध्याऽमलया नियम्य क्षेत्रज्ञ एतां विनयेत्तमात्मनि ।
आत्मानमात्मन्यवरुध्य धीरो लब्धोपशान्तिर्विरमेत कृत्यात् ॥

**અર્થ**:—પોતાની નિર્મળ બુદ્ધિ વડે મનને નિયમમા લાવીને તે બુદ્ધિનો ક્ષેત્રજ્ઞ ( શરીર આદિકના દૃષ્ટા જીવ )મા લય કરવો. પછી તે ક્ષેત્રજ્ઞનો સાક્ષી આત્મામા લય કરવો, અને તે આત્માનો પરબ્રહ્મમાં લય કરીને શાંતિ પામેલા યોગીએ સર્વ કાર્યમાંથી વિરમવું.

જેમ દ્રવ્ય પૃથ્વીમાં ઢંકાયેલું છે, તેમ પરમાત્મા મલિન મનમાં ઢંકાયેલો છે, અને ધન ઉપર પત્થર ઢાંકેલો હોય છે, તેમ પરમાત્મા ઉપર દેહરુપ પત્થર ઢાંકેલો છે. જેમ પત્થર ખસેડી કોદાળીથી ખોદી બુદ્ધિમાન્ પુરુષ ધન કાઢી લે છે, તેમ જિજ્ઞાસુ દેહમાં આત્મભાવરુપ ઢાંકેલો પત્થર દૂર કરી બુદ્ધિ વડે મન રુપી પૃથ્વીને ખોદી તેમાંથી પરમાત્માને કાઢી લે છે, એટલે સ્વરુપનો સાક્ષાત્કાર કરે છે.

---

## ૬૩. ધ્યાનનું ફળ.

अनात्मबुद्धिशैथिल्यं फलं ध्यानाद्दिने दिने ।
पश्यन्नपि न चेद्ध्यायेत्कोऽपरोऽस्मात्पशुर्वद ॥ ધ્યાનદીપ ૧૫૬.

**અર્થ**:—ધ્યાનથી દિન પ્રતિદિન અનાત્મ બુદ્ધિની શિથિલતા થાય છે. આ શિથિલતારૂપ ફળને જોતા છતા પુરુષ ધ્યાન ન કરે તો એનાથી બીજો પશુ કોણ છે?

અનાત્મબુદ્ધિ અવિદ્યાની અંશભૂત છે. અવિદ્યા બે પ્રકારની છે: એક મૂલાવિદ્યા અને બીજી તૂલાવિદ્યા. તે બન્નેને યથાનુક્રમ કારણાવિદ્યા તથા કાર્યાવિદ્યા પણ કહે છે. બ્રહ્મચૈતન્યને આચ્છાદન કરવાવાળી અવિદ્યાને મૂલાવિદ્યા કહે છે અને વિશિષ્ટ ચૈતન્યને આચ્છાદાન કરવાવાળી અવિદ્યાને તૂલાવિદ્યા કહે છે. એજ તુલાવિદ્યાને યોગશાસ્ત્રકારે અનાત્મામાં આત્મબુદ્ધિ, અનિત્યમાં નિત્યબુદ્ધિ, અપવિત્રતામાં પવિત્રબુદ્ધિ, દુઃખમાં સુખબુદ્ધિ કહેલ છે. અનાદિ કાળથી આ જીવાત્મા આ અવિદ્યા વડે જન્મમરણાદિ દુઃખોને ભોગવે છે, અથવા આ સંસારમાં પૂર્વજન્મનાં કરેલાં કર્મોનું ફળ ભોગવવાને જન્મ લે છે; વળી આ જન્મમાં અને પછીના જન્મમાં ભોગવવાને શુભા-

શુભ કર્મ કર્યા કરે છે. જેવી રીતે પ્રબળ વેગવાળી નદીમાં પડેલો કીડો તે નદીની ઘુમરીમાં ગુલાંટીઓ ખાધા કરે છે અને મુક્ત થઈ શકવાને સમર્થ થતો નથી, અથવા તો કદાચ જો એકમાંથી છૂટી જાય તો બીજી ઘુમરીમાં આવી પડે છે; તેવી રીતે આ સંસારચક્રમાં જીવને કર્મનાં ફળ ભોગવવાને ઘુમવું પડે છે, અને કીડાની માફક એક યોનિમાંથી બીજી યોનિને પામે છે. ઘુમરીમાં સપડાયેલા કીડાને કોઈ દયાળુ પુરુષ ઉપાડી લઈને કિનારે રાખે તો તેની રક્ષા થાય, તેવી રીતે આ સંસારચક્રમાં સપડાયેલા જીવને કોઈ તત્ત્વવેત્તા પુરુષ આત્મસ્વરુપનુ જ્ઞાન આપે તો જન્મમરણાદિથી તે નિવૃત્ત થાય, ને પ્રબળ પુરૂષાર્થ વડે અનાત્મ બુદ્ધિની શિથિલતા થાય. જ્યારે આ દેહાદિમાં રહેલ અનાત્મબુદ્ધિ શિથિલ થાય છે, ત્યારે મનુષ્ય પોતાના શરીરનો કોઈ હાથ વગેરે અવયવ ખંડિત થયા પછી હું "હાથવાળો" એમ કોઈ પણ પ્રકારનો વ્યવહાર કરતો નથી, અર્થાત્ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ દેહ એ ત્રણે આત્માના સંબંધી નથી, તેમ આત્માના ધર્મ પણ નથી, અને સ્થૂલ દેહ વગેરેના ધર્મો પણ આત્માનાં વિશેષણ નથી. એનુંજ નામ અનાત્મ બુદ્ધિશૈથિલ્ય. પૂજ્યપાદ શંકરાચાર્ય ભગવાને ઉપદેશ સહસ્રીમાં પણ કહ્યું છેઃ—

तस्मात्त्यक्तेन हस्तेन तुल्यं सर्वं विशेषणम्
अनात्मत्वेन तस्माज्ज्ञो मुक्तः सर्वविशेषणैः ॥

હસ્ત નામના અવયવમાં આત્મબુદ્ધિ કરવી ઉચિત નથી, એટલે એમાં અનાત્મ બુદ્ધિ કરવાથી હસ્ત જેમ આત્માનું વિશેષણ થતું નથીઃ માત્ર અજ્ઞાનાવસ્થામાંજ હું હાથવાળો છું એમ વ્યવહાર કર્યો, પણ હાથમાં સડો પડવાથી છેદીને ફેંકી દીધા પછી હું હાથવાળો છું એમ અનુભવ થતો નથી. એથી હાથ નામનો અવયવ આત્માનું ખરૂં વિશેષણ નથી, માત્ર કથનરુપજ હતું. તેમ હું કર્તા ભોક્તા, પ્રમાતા, કામી, ક્રોધી, લોભી વગેરે તમામ વિશેષણો આત્માનાં વાસ્તવિક નથી, કિન્તુ માત્ર કથનરુપજ છે. વળી સ્થૂલદેહ સાથે જેમ અલંકારનો એટલે ભૂષણનો સંબંધ થયા છતાં પણ અલંકારનું અને દેહનું તાદાત્મ્ય નથી, તેમ અલંકાર કાંઈ દેહનો ધર્મ પણ નથી, તેમ હું મનુષ્ય, હું બ્રાહ્મણ, હું કર્તા, ભોક્તા વગેરે સ્થળમાં મનુષ્યત્વાદિ સાથે આત્માનું તાદાત્મ્ય નથી, તેમ મનુષ્યત્વ, બ્રાહ્મણત્વ વગેરે આત્માના ધર્મ પણ નથી. માત્ર અલંકારવાળો દેહ એ જગેએ જેમ વિશેષ્ય વિશેષણ ભાવકથનરુપજ છે, તેમ આત્મામાં પણ હું મનુષ્ય વગેરે તમામ વ્યવહાર પણ ન થવો જોઈએ એમ છતાં થાય પણ વ્યવહારમાં મૂળ કારણ અવિદ્યા છે, અને એ અવિદ્યાથી પોતાનો તથા બીજાનાં ધર્મોનો અધ્યાસ આત્મામાં થયેલ છે. જ્યારે પૂર્વોક્ત આત્મા-

માંથી અવિદ્યાધ્યાસ નિવૃત્ત થાય ત્યારે કથનરુપ વ્યવહાર પણ નિવૃત્તજ થાય છે, અર્થાત્ જ્ઞાની પુરુષો હું કર્તા છું વગેરે પ્રકારનો વ્યવહાર (કથન) કરતા નથી. કદાચ લાંબા વખતથી હું કર્તા છું વગેરે પ્રકારનો વ્યવહાર કરેલ હોવાથી જીહ્વાથી એમ બોલાઈ જાય, તોપણ તેઓનું તેવું તાત્પર્ય હોતું નથી. આ પ્રમાણે ધ્યાનથી અનાત્મ બુદ્ધિની શિથિલતારુપ બ્રહ્માકાર વૃત્તિ મોક્ષનો હેતુ છે, એમ સમજતાં છતાં જે પુરુષો બ્રહ્માકાર વૃત્તિનો ત્યાગ કરે છે તેને પશુ કહે છે. તે સંબંધમાં ભાષ્યકાર કહે છે કેઃ—

ये हि वृत्तिं जहत्येनां ब्रह्माख्यां पावनी पराम् ।
ते तु वृथैव जीवंति पशुभिश्च समा नराः ॥

અર્થઃ—જેઓ આ બ્રહ્મ નામની પવિત્ર અને શ્રેષ્ઠ વૃત્તિનો ત્યાગ કરે છે તે પશુના જેવા મનુષ્યો વૃથાજ જીવે છે.

આવી બ્રહ્માકાર વૃત્તિરુપ ધ્યાનથી દેહાભિમાન નષ્ટ થાય છે એમ જાણીને પણ જે પુરુષાર્થ કરતો નથી તેના જાણવાનું કાંઈ પણ ફળ ન થતાં ગુરુશાસ્ત્રદ્વારા જાણ્યું ન જાણ્યુ બન્ને સરખુંજ છે. આ ઉપર એક દ્રષ્ટાંત છે કેઃ—

એક ઝવેરી હતો. તેના ઘરમાં રાત્રે ચોર ખાતર પાડવા લાગ્યો, ત્યારે તેની સ્ત્રીએ પોતાના પતિને કહ્યું કે ચોર ખાતર પાડે છે. જવાબમાં તેણે કહ્યું કે હું જાણું છું. ચોર ઘરમાં પેઠો ત્યારે તેની સ્ત્રીએ કહ્યું કે ઘરમાં પેઠો, ત્યારે પણ તેણે કહ્યું કે હું જાણું છું. ઘરમાંથી ઝવેરાત લઈને ગાંસડી બાંધતો હતો તે હકીકત કહેતાં જવાબ આપ્યો કે હું જાણું છું. ઝવેરાત લઈને ચોર ચાલવા માંડયો ત્યારે સ્ત્રીએ કહ્યું કે ઝવેરાત લઈને જાય છે. જવાબ મળ્યો કે હું જાણું છું. છેવટે સ્ત્રીએ કહ્યું કે બધું લઈને ચાલ્યો ગયો, ત્યારે જવાબ આપ્યો કે હું જાણું છું. સ્ત્રીએ કહ્યું કે તમારા જાણવામાં ધૂળ પડી; કેમકે જાણતાં છતાં ચોરને રોકયો નહિ તો જાણવું ન જાણવું બન્ને સરખું છે. જાણતાં છતાં પુરુષાર્થ ન કરવાનું કારણ વૈરાગ્યનો અભાવ છે. જ્યાંસુધી સાધનનો અભાવ હોય છે ત્યાંસુધી પુરુષાર્થ પણ બરાબર થાય નહિ. કોઈ ઘણો પુરુષાર્થ કરે તો વૈરાગ્યનો અભાવ હોવાથી ચિત્તવૃત્તિ બ્રહ્માકાર બીલકુલ થતી નથી.

ઘણા લોકો પ્રથમ બ્રહ્મવિદ્યામાં બહુજ ઉત્સાહપૂર્વક પ્રવૃત્ત થાય છે અને પરોક્ષ બ્રહ્માકાર વૃત્તિ અપરોક્ષ જ્ઞાનનું કારણ છે એમ સમજે છે અને અભ્યાસ કરે છે; અને વધારેમાં વધારે સવિકલ્પ સમાધિ સુધી પહોંચી શકે છે, નિર્વિકલ્પ સુધી તો પહોંચી શકાતુંજ નથી. જેમ કોઈ મહારોગી ઔષધ લે છે, પણ પથ્ય પાળતો નથી તો સાજો થતો નથી, તેથી આ ઔષધ મારો રોગ મટાડશે એમ સમજતાં છતાં પણ પથ્ય પાળવું કઠિન લાગવાથી ઔષધનો

ત્યાગ કરે છે, તેમ સાધક પણ વૈરાગ્યની મંદતાને લીધે કંટાળીને બ્રહ્માકાર વૃત્તિનો ત્યાગ કરે છે, અને આગળના કરતાં પણ વધારે વિષયોમાં પ્રવૃત્ત થાય છે. માટેજ શાસ્ત્રકારોએ તેવા પુરુષને પશુની ઉપમા આપી છે.

જેમ અન્ન સામે પડયું છે અને અન્ન ખાધાથી ક્ષુધાનું નિવારણ થાય છે એમ જાણ્યા છતાં તે ખાતો નથી, તો તેવા પુરુષને કેવો જાણવો ? એવી રીતે મનુષ્યશરીર પ્રાપ્ત થયું છે, યુવાવસ્થા પણ છે, સર્વે પ્રકારની અનુકૂળતા પણ છે તે છતાં જ્ઞાનને માટે આપણે પુરુષાર્થ ન કરીએ તો આપણામાં ને પશુમાં શો ફેર ? માટે શાસ્ત્રકારોએ તેવા પુરુષને પશુની ઉપમા આપી છે.



## ૬૪. સ્વરુપદર્શન.

देहाभिमानं विध्वस्य ध्यानादात्मानमद्वयम् ।
पश्यन् मर्त्योऽमृतो भूत्वा ह्यत्र ब्रह्म समश्नुते ॥ ધ્યાનદીપ-૧૫૭.

અર્થઃ—ધ્યાનથી દેહાભિમાનનો વિધ્વંસ કરીને અદ્વિતીય આત્માનો સાક્ષાત્કાર કરતાં મનુષ્ય અમર થઈને આ શરીરમાં બ્રહ્મને પામે છે.



આ શ્લોકમાં ધ્યાનથી દેહાભિમાનનો નાશ કરવાનું કહ્યું છે. જ્યાંસુધી હું બ્રહ્મજ છું એ પ્રમાણે નિરંતર ધ્યાન કર્યું નથી, ત્યાંસુધી દેહાભિમાનનો નાશ થાય નહિ અને સાક્ષાત્કાર થાય નહિ.

જેમ હાથીને પકડવો હોય છે, ત્યારે માણસો મોટો ખાડો ખોદી તેના ઉપર કાચો ત્રાપો કરી ઘાસ પાથરી જમીન જેવું બનાવે છે; તે ઉપર હાથી ચાલવાથી અંદર ખાડામાં પડી જાય છે, અને તેને બે ત્રણ માસ ભૂખ્યો રાખ્યા પછી તે અશક્ત થઇ જાય છે ત્યારે માવત તેને ખાવાનું આપે છે અને સાથે સાથે બેસવા ઊઠવાનું શીખવે છે; આ પ્રમાણે ખાડામાં તાલીમ આપ્યા પછી બહાર કાઢે છે, ત્યારબાદ બીજા શીખેલા બે હાથીની વચમાં રાખી ત્રણેને એક સાંકળે બાંધે છે; આવી રીતે દશ પંદર દિવસ બહાર પણ તાલીમ આપે છે, પછી તે ખરેખર વશ થાય છે; તેમ મનરુપી હાથીને વશ કરવો હોય તો પ્રથમ વિષયોનો પરિત્યાગ કરી દહરોપાસના વગેરે સગુણ બ્રહ્મ ઉપાસનામાં મનને જોડવું. હૃદયરુપી કમળની અંદર મનને લગાડીને દહરાકાશ જે પરમાત્માનું સ્વરુપ છે તેનું ધ્યાન કરવું; તે પછી નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરવાથી દેહાભિમાન નષ્ટ થાય છે. આમાં શંકા થાય છે કે દેહાભિમાન છે કે નથી તેની ખાત્રી શી ? જ્યાંસુધી વિષયોની ઇચ્છા થાય છે ત્યાંસુધી દેહાભિમાન છે. શ્રી શંકર ભગવાન્ કહે છે કેઃ—

देहात्मना संस्थित एव कामी विलक्षणः कामयिता कथं स्यात् ।
अतोऽर्थसन्धानपरत्वमेव भेदप्रसक्त्या भवबन्धहेतुः ॥

અર્થ:—દેહ રુપે સારી રીતે સ્થિત થયેલોજ વિષયોની ઇચ્છાવાળો હોય છે; કેમકે જો તેને દેહથી જુદો છું એવું ભાન હોય તો વિષયોની કામના થવી કેમ સંભવે? એ પ્રમાણે દેહરુપ થઈ આત્માથી જુદાઈ થવાને લીધે વિષયોના અનુસંધાનમાં તત્પરપણું થાય છે એજ સંસારરુપી બંધનના કારણરુપ છે.

જેમ જેમ વિષયોમાં મચ્યા રહીએ છીએ, તેમ તેમ દેહાત્મબુદ્ધિ વધતી જાય છે. માટે સર્વ પ્રકારના વિષયોનો ત્યાગ કરી આત્માનુસંધાન કરવાથી જ્ઞાનદ્વારા અમૃતરુપ થવાય છે. આ ઉપર ગોપીચંદનું દ્રષ્ટાંત છે કે:—

ગોપીચંદ રાજા મેનાવતીના એકના એક સ્વરુપવાન પુત્ર હતા. એક સમયે ગોપીચંદ રાજા પોતાના જન્મ દિવસે રાજ્યમહેલના વચલા ચોકમાં સોનાના રત્નજડિત બાજઠ પર સ્નાન કરવા બેઠા હતા અને તેની અષ્ટ પટરાણીઓ તેને નાના પ્રકારના સુગંધી પદાર્થો સહિત સ્નાન કરાવતી હતી, તે વખતે મેનાવતી મહેલના ઝરૂખામાં બેઠી હતી. તેની નજર ગોપીચંદ ઉપર પડવાથી મનમાં વિચાર કરવા લાગી કે અહો! વિશ્વની રચના કેવી આશ્ચર્યકારક છે! કામદેવને મોહ પમાડે એવા દેહમાંથી જ્યારે પ્રાણરુપી પંખી ઊડી જાય છે, ત્યારે એ પ્રાણરહિત દેહ જોનારને કેવો ભયંકર લાગે છે! આના પિતાનું શરીર પણ જ્યારે પ્રાણરહિત થયું ત્યારે અતિ ભયંકર લાગતું હતું. જ્યારે કાળે પોતાની જાળ બિછાવી ત્યારે એ સુંદર દેહમાંનું કંઈ પણ રહ્યું નહિ. આવી રીતે પતિનું સ્મરણ થતાંજ મેનાવતી રડવા લાગી. ગોપીચંદને ખબર પડતાં માતાને ઉદાસ થવાનું કારણ પૂછયું ત્યારે માતાએ કહ્યું, "પુત્ર, તારે માટેજ ઉદાસ થઈ છું. તારા પિતા અને અન્ય સંબંધીઓનાં તારા જેવાંજ શરીરો ભસ્મીભૂત થઈ ગયાં છે તેમ તારૂં પણ થશે, એ વિચારથી મને રડવું આવ્યું હતું." છેવટે માતાએ 'તું મરણધર્મથી રહિત થા' એ ઉપદેશ કરી રાજપાટ છોડાવી તેને મુક્તિને રસ્તે ચડાવ્યો.

દેહ મલિન અને મરણધર્મવાળો હોવાથી તેને ભજવાથી જન્મમરણ થાય છે અને શુદ્ધ તથા મરણધર્મથી રહિત આત્માને ભજવાથી પુરુષ મુક્ત થાય છે. આ સંબંધમાં શંકર ભગવાન્ કહે છે કે:—

शवाकारं यावद्भजति मनुजस्तावदशुचिः
परेभ्यः स्यात्क्लेशो जननमरणव्याधिनिलयः ।
यदात्मानं शुद्धं कलयति शिवाकारमचलं
तदा तेभ्यो मुक्तो भवति हि तदाह श्रुतिरपि ॥

**અર્થ**:—જ્યાંસુધી મનુષ્ય શબ જેવા શરીરને ભજે છે ત્યાંસુધી અપવિત્ર રહે છે, બીજાઓથી ક્લેશ પામે છે તથા જન્મ મરણ અને વ્યાધિના સ્થાનરુપ રહે છે. જ્યારે શુદ્ધ કલ્યાણ સ્વરુપ અને અચળ આત્માને ભજે છે ત્યારે તે બધાથી મોકળો થાય છે, એમ શ્રુતિ પણ કહે છે.

આ શ્લોકમાં શરીરને મુડદાની ઉપમા આપી છે, તેનું કારણ એ છે કે હાડ, માંસ વગેરે જેમ શરીરમાં છે તેમજ મુડદામાં પણ છે. આપણું ગમે તેવું પ્રિય મનુષ્ય મરણ પામતાં તેની પાસે કોઈ જતું નથી, અને તેનું શરીર જેમ બને તેમ જલદી બહાર કાઢવાનું કરાય છે, એટલુંજ નહિ પરંતુ તેને કાઢી ગયા પછી તેના સ્થાનમાં જતાં ડર લાગે છે. એક બે દિવસ સડેલું, ખદખદતા કીડાવાળું, દુગધ મારતું મુડદું જોઈને હરકોઈ મનુષ્ય ગ્લાનિ પામતાં તેની સામે પણ જોઈ શકતું નથી. એવું શબરુપ શરીર 'હું છુ" એમ વિપરીત ભાવના કરીને વિષયોના ઉપભોગને પરમ પુરુષાર્થ માનનારા, આસુરી સંપત્તિ-વાળા પુરુષો ભ્રાંતિ વડે એ શરીરને ભજે છે, એટલે વિવિધ પ્રકારના વૈભવો ભોગવાવે છે, અને એમ કરે છે ત્યાંસુધી એવા પુરુષ અપવિત્ર રહે છે. માટે એ મુડદારુપ શરીરમાંથી આત્મત્વ બુદ્ધિનો નાશ કરવા માટે સદા ધ્યાનપરા-યણ થવાથી દેહાભિમાન નષ્ટ થવાથી સર્વકામનાદિક નષ્ટ થાય છે અને તેમ થતાં અદ્વય આત્માને જાણી શકાય છે.

અદ્વય આત્મા એટલે સજાતીય, વિજાતીય તથા સ્વગત ભેદથી રહિત આત્મા. આત્મા સિવાય અન્ય કોઈ પદાર્થ નહિ હોવાથી તેમાં સજાતીય ભેદ નથી. વિજાતીય એવાં માયા તથા માયાનાં કાર્યો કલ્પિત હોવાથી આત્મામાં વાસ્તવિક વિજાતીય ભેદ ઉપજાવવા અસમર્થ છે, તેથી આત્મામાં વિજાતીય ભેદનો પણ અભાવ છે. આત્મા નિરવયવ હોવાથી તેમાં સ્વગત ભેદનો અભાવ છે.

એવા અદ્વિતીય આત્માનો સાક્ષાત્કાર ધ્યાનપરાયણ થવાથી થાય છે, અને એ પ્રમાણે સતત બ્રહ્માની ઉપાસનાદ્વારા સાક્ષાત્કાર થવાથી મનુષ્ય અમૃતરુપ થાય છે. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં કહ્યું છે કેઃ—

यदा सर्वे प्रमुच्यन्त कामा येऽस्य हृदि श्रिताः।
अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुत इति ॥
तद्यथाऽहिनिर्ल्वयनी वल्मीके मृता प्रत्यस्ता शयीतैव-
मेवेद ५ शरीर ५ शेतेऽथायमशरीरोऽमृतः प्राणो ब्रह्मैव तेज एव ॥

**અર્થ**:—આની બુદ્ધિ વિષે સ્થિત જે કામ છે તે બધા જ્યારે નાશ પામે છે, ત્યારે તે મરણધર્મવાળો પુરુષ અમૃતરુપ થાય છે ને અહિં (આ શરીરમાં રહ્યો છતાં) બ્રહ્મને પામે છે. જેમ સર્પની કાંચળી શરીરથી જુદી પડેલી રાફડા ઉપર તજી દીધેલી પડી હોય છે

(પણ સર્પ તેમા અહંતા મમતા રહિત છે), તેમજ (જીવન્મુક્તે અનાત્મભાવ વડે તજેલું) આ (સ્થૂળ સૂક્ષ્મ) શરીર (મુએલાના જેવું સંબંધરહિત) સ્થિત થાય છે તેથી આ (જીવન્મુક્ત પણ સર્પની પેઠે શરીરમાં અહંતા મમતા વિનાનો હોવાથી) શરીરરહિત, અમૃતસ્વરુપ અને પ્રાણરુપ બ્રહ્મજ વિજ્ઞાનજ્યોતિ સ્વરુપજ છે.

એ રીતે જ્ઞાની પુરુષ દેહાભિમાન નષ્ટ હોવાથી દેહના સાક્ષીરુપ થઈ જાય છે. આ ઉપર જનક રાજાનું દ્રષ્ટાંત છે કેઃ—

એક રાજાને જ્ઞાન સંપાદન કરવાની ઇચ્છા હતી. તેણે સાંભળ્યું કે વિદેહ દેશના રાજા જનક જ્ઞાની છે; પરંતુ શંકા આવી કે કુટુંબવાળા છે, રાજ્ય ભોગવે છે તે જ્ઞાની કેમ હશે? એમ વિચારી પરીક્ષા કરવા નિશ્ચય કર્યો, અને જનક મહારાજાને પત્ર લખ્યો કે, "અમુક દિવસે તમારા રાજ્ય ઉપર હું ચઢાઈ લઈ આવનાર છું." તે આવેલો પત્ર પ્રધાને જનક મહારાજાને વંચાવ્યો. તેમાં લખેલું હતું કે, "ગમે તો લડાઈ વિના મને રાજ્ય સોંપી દેવું અગર લડવા તૈયાર થવું." આ સાંભળી જનક રાજાએ જવાબ દીધો કે, "આવવા દો, આપણે રાજ્ય સોંપી દઈશું." મુદત થયે પેલો રાજા ચઢાઈ લઈ આવ્યો. પ્રધાને માગણી કરી કે, "જો આપ આજ્ઞા કરો તો હું લડું." તેને પણ ના કહી. તુચ્છ રાજ્ય માટે લડવું હોયજ નહિ. એટલે આવનાર રાજાએ વગર લડાઈએ દેશનો કબજો લીધો. આ જોઈ પ્રધાને જનક મહારાજાને કહ્યું, "નાસી જવું હોય તો છેલ્લો લાગ છે, બાકી એ રાજા આપને મારી નાખવા આવે છે." મહારાજાએ ઉત્તર આપ્યો, "હું શરીર નથી તો મારશે કોને?" આ રીતે શરીરમાં અહંતા રહિત અને રાજ્ય વગેરેમાં મમતા રહિત જોઈ આવેલો રાજા સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી બોલ્યો કે, "આપ જ્ઞાની હોવાથી આપનો વ્યવહાર રાગપૂર્વક છે કે રાગરહિત છે તેની પરીક્ષા કરી આપને ગુરુ કરવા મેં યત્ન કરેલો છે, તો મારા ઉપર અનુગ્રહ કરો. હું આપને શરણે આવ્યો છું."

માટે દેહાભિમાન નિવારણનો હેતુ ધ્યાન છે. તેથી પ્રબળ પુરૂષાર્થ કરીને ધ્યાનપરાયણ થવાથી સમાધિદ્વારા બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે, એટલે તે જીવનમુક્ત થાય છે.



## ૬૫ હનુમાનગલીવાળા મહાત્મા.

એક વખત હું, રામાનંદ સ્વામી વગેરે ગુરૂશ્રીની પાસે બેઠા હતા. તે વખત રામાનંદ સ્વામીએ કહ્યું કે, "હનુમાનગલીવાળા મહાત્મા હાલ ચાર છ માસથી જોવામાં આવતા નથી." ગુરુશ્રીએ મને કહ્યું કે, "એક વખત હું તેમનાં દર્શન કરવા ગયો હતો. લોકો તેને દિવાના માને છે, પણ તે તો પૂર્ણ

તત્ત્વવેત્તા છે." મેં કહ્યું કે, "પૂર્વાશ્રમમાં હું કોઈ વખત તેમનાં દર્શન કરવા જતો. મારા મનમાં તે મહાત્મા છે કે દિવાના છે એમ શંકા થતી. તેનો શિષ્ય એક પુખ્ત ઉમ્મરનો બ્રાહ્મણ હતો. તે હમેશા સવારે હનુમાનના મંદિરમાં પૂજા કરવા આવતો તેને મેં બાળકબુદ્ધિથી પૂછયું કે, "તમે આમની આટલી બધી સેવા ઉઠાવો છો અને તેમનામાં પૂજ્ય બુદ્ધિ રાખો છો, તો તેમનાથી આપને કાંઈ પણ પ્રાપ્ત થયું છે?" તેણે કહ્યું કે, "હા કહું તો અહંકાર ગણાય અને ના કહું તો અસત્ય બોલ્યો ગણાઉં. માટે હું શું કહું?" તે ઉપરથી મારી ખાત્રી થઈ કે એ ગાંડા નથી, પણ મહાત્મા છે ત્યાર પછી હું એક બે વાર દર્શને જતો. તેમણે મને કહ્યું કે "ભજીયાં લાવો." અમે બજારમાંથી ભજીયાં લેતા નહિ, પણ તેમની આજ્ઞાથી તેમને માટે મેં બજારમાંથી ભજીયાં લાવી આપેલાં. તે વખતે મને શંકા થતી કે જ્ઞાનીને ઇચ્છા કેમ થતી હશે? ત્યારે ગુરૂશ્રીએ કહ્યું કે, "જ્ઞાનીને સામાન્ય ઇચ્છા હોય છે. વિશેષ ઇચ્છા હોતી નથી. એકાદશીના વ્રતમાં ભૂલથી કંઈ અનાજનો કણ ખવાઇ જાય તો વ્રતભંગ થાય છે, તેવો બાધ જ્ઞાનીને ખાવા પીવાની કોઈ સામાન્ય ઇચ્છા થતાં જ્ઞાનમાં આવતો નથી. ગીતામાં કહ્યું છે કેઃ—

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्विषम् ॥

**અર્થ**—જે પુરૂષ આશાથી રહિત છે, જેણે દેહેંદ્રિયાદિ વશ કરેલ છે અને જેણે સર્વ પરિગ્રહનો ત્યાગ કર્યો છે, તે શરીરને નિભાવ પૂરતા કર્મ કરતા છતા પાપને પામતો નથી.

અર્થાત્ મહત્ બ્રહ્મસુખ અનુભવેલા જ્ઞાનીમાં વિષયાદિક ઇચ્છાનો અત્યંત અભાવ હોય છે, માટે તેને નિરાશી કહેલ છે. જ્ઞાની તો પદાર્થો નીરસ માનવાથી જે વિષય ભોગના ઉપકરણરુપ પદાર્થ હોય છે તેનો ત્યાગ કરે છે, અને જો બીજો કોઈ તેને આપે છે તો ગ્રહણ કરતો નથી. ફક્ત શરીરના નિર્વાહનાં સાધન માટે ને શીતોષ્ણાદિકથી બચવાને અને ક્ષુત્પિપાસાના નિવારણ માટે ક્રિયા કરતાં છતાં પુણ્ય પાપને પામતો નથી. કોઈ વખત વૈભવોને પ્રસંગે થોડા સમય પર્યંત વૈભવોમાં રહેતો જોવામાં આવે છે, પણ તે તેમાં રાગપૂર્વક પ્રવૃત્ત થતો નથી; કારણકે તેમાં અનુકૂળ પ્રતિકૂળ બુદ્ધિ ન હોવાને લીધે તે થોડા સમય સુધી બીજાની ઇચ્છાને કોઈ વખત અનુસરે છે. જેમ કોઈ રાજા ગાડીમાં બેસીને બહાર ફરવા નીકળ્યો હોય, ત્યારે રસ્તામાં કોઈ જ્ઞાની પુરુષ મળે તો તેમને આગ્રહ કરી ગાડીમાં બેસાડે. થોડે ગયા પછી તે જ્ઞાની ગાડીમાંથી ઉતરીને જંગલમાં ચાલ્યા જાય, તેટલામાં કોઈ માણસ તેમને બોજો ઉચકાવી પોતાની સાથે ચાલવાનું કહે તો તેમ પણ કરે. જેવી રીતે ત્રિગુણ

રાજા પાલખીમાં બેસીને જતા હતા તે વખતે રસ્તામાં માણસો થાકી જતાં રાજાએ કોઈને વેઠે પકડવાનો હુકમ કરતાં જડભરત હાથમાં આવવાથી તેમને ભોઇ તરીકે પાલખી ઉપાડવા જોડયા, તો તેમણે તે કામ પણ કર્યું હતું. આવી રીતે જ્ઞાની પુરુષને ઉત્કૃષ્ટ નિકૃષ્ટ પ્રવૃત્તિ રાગદ્વેષ સિવાય થાય છે.

## ૬૬. શ્રવણના અધિકારી.

એક વખત સાંજે ગુરુશ્રીની પાસે હું તથા સ્વામીશ્રી રામાનંદજી અને બીજા ચાર પાંચ માણસો બેઠા હતા, તે વખતે પ્રસંગ નીકળતાં મેં કહ્યું કે, "હૃષીકેશ. હરિદ્વાર વગેરે ઠેકાણે હું કેટલાક મહાત્માઓના સમાગમમાં આવ્યો હતો, જેઓ એમ કહેતા હતા કે અનધિકારીને વેદાંતનું શ્રવણ પતિત કરે છે, માટે વેદાંતની કથા જાહેર કરવી નહિ." આ પ્રસંગ ચાલતો હતો, ત્યારે ગુરુશ્રી ઉપલી હકીકતના સંબંધમાં કહેવા લાગ્યા કે, "આ વાત તો ખરી. વેદાન્તનો બોધ અનધિકારીના ચિત્તમાં રહેતો નથી; કારણકે સિંહણનું દૂધ સુવર્ણના પાત્રમાંજ રહે છે, બીજા પાત્રમાં રહેતું નથી.

શાસ્ત્રમાં કહ્યું છે કે—

मृच्चालिनीमहिषहंसशुकाश्वभावा मार्जारिकाकमशकौत्रजलौकतुल्याः ।
सच्छिद्रकुम्भपशुसर्पशिलोपमानास्ते श्रावका भुवि चतुर्दशधा भवन्ति ॥

અર્થ:—માટી, ચાળણી, પાડો, હંસ, પોપટ, ઘોડા, બિલાડી, કાગડા, મચ્છર, જળો, છિદ્રવાળો ઘડો, પશુ, સર્પ અને શિલા જેવા પૃથ્વી ઉપર ચૌદ પ્રકારના શ્રોતા છે.

૧. માટી—માટીમાં જેમ પાણી પડે કે તરત તે નરમ થઈ જાય છે, પણ થોડો વખત વીત્યા બાદ સુકાય કે તરત હતી તેવી થાય છે; તેમ ઉપદેશની અસરથી તરત નરમ થનાર પણ થોડા વખતમાં પાછા હોય તેવા શુષ્ક બની જનાર શ્રોતાઓ.

૨. ચાળણી—ચાળણીમાં જેમ ધાન્ય ભર્યું હોય ત્યાં સુધી ભરપૂર જણાય પણ થોડે વખતે ચળાતાં તેમાં બાકી થોડો કચરો વધેલો હોય તેવી જોવામાં આવે છે, એટલે તે કચરાની ગ્રાહક રહે છે, તેમ ઉપદેશને ગ્રહણ કરી થોડોજ વખતમાં માનસિક અસ્થિરતાને લીધે તેને ગુમાવી સ્થૂળતા સંગ્રહ કરનાર શ્રોતાઓ.

૩. પાડો—જેમ પાડો પાણીમાં પડે તેટલી વાર શાંતિ, પણ બહાર નીકળે કે તેવી ને તેવી પૂર્વની દશામાં હોય છે, અથવા શાંતિ આપનાર પાણીને પણ સાથે ડહોળી નાખે છે; તેમ સાંભળે તેટલી વાર ઠીક દેખાય, પણ પોતાના

વ્યવહારમાં પડયા પછી પૂર્વના જેવા થનાર અને સાંભળેલા શ્રેષ્ઠ અર્થને પોતાની જાડી બુદ્ધિથી ડહોળી નાખનાર શ્રોતાઓ.

૪. હંસ–હંસ જેમ દુધ ને પાણી જુદું કરે છે, તેમ સાચું ને ખોટું પૃથક્ કરે તેવા વિવેકી શ્રોતાઓ.

૫. પોપટ–પોપટની પેઠે નામોચ્ચારણ કરે પણ તેનું રહસ્ય ન સમજનારા શ્રોતાઓ.

૬. ઘોડો–ઘોડો જ્યાંસુધી પોતાને માથે સ્વાર હોય ત્યાંસુધી લગામની સ્વાધીનતાને અનુસરી ચાલે, પણ છૂટો મૂકયો કે સ્વચ્છંદતાથી ચાલે; તેમ ગુરુના કબજામાં હોય ત્યાંસુધી સાંભળ્યા પ્રમાણે વર્તનાર, પણ તેનાથી છૂટા થતાં અવળે રસ્તે ચડી જનાર શ્રોતાઓ.

૭. બિલાડો–બિલાડો ગમે તેવી શાંતિમાં બેઠેલો હોય, પણ પોતાનો શિકાર ઉંદર વગેરે મળે તો હોંશિયારીમાં આવી જાય છે, તેમ ઉપદેશ સાંભળીને શાંત તથા એકાગ્રતાવાળા જણાતા છતાં સ્વાર્થ વર્તનને પ્રસંગે પોતાની ચાલુ ટેવ પ્રમાણે હોંશિયાર થઈ જનારા શ્રોતાઓ.

૮. કાગડો–કાગડો જેમ એક ઉત્તમ પદાર્થ ખાઈને નીચ વિષ્ટા જેવા પદાર્થ ઉપર બેસે છે, તેમ ઉંચો ઉપદેશ ગ્રહણ કરીને થોડી વાર ન થાય તેટલામાં તો દુરાચારની વાતોમાં લુબ્ધ બની જનારા શ્રોતાઓ.

૯. મચ્છર–મચ્છર જેમ પોતાની તૃપ્તિ ન થાય છતાં પણ બીજાઓના કાન આગળ અપ્રિય શબ્દ કરી તેમને સ્વસ્થતાથી બેસવા દેતા નથી, તેમ પોતાનું હિત ન છતાં બીજાઓના શ્રવણની સારી અસરને પોતાના દુષ્ટ શબ્દોથી તોડનારા શ્રોતાઓ.

૧૦ જળો–જેમ જળો ચોંટીને અન્યને ઉપદ્રવ કરે છે અને પાચન કરવાની શકિત ઉપરાંત લોહી ચૂસે છે, એ પ્રમાણે વકતાને હેરાન કરનાર અને શક્તિ ઉપરાંત બોધના ગ્રાહક શ્રોતાઓ.

૧૧. છિદ્રયુકત ઘડો–છિદ્રયુકત ઘડો હોય, તેમાં પાણી ભર્યું હોય તો તે અમુક સમયમાં ટપકીને ખાલી થઈ જાય છે, તેમ સાંભળેલા ઉપદેશને ક્રમે ક્રમે ભૂલી જનારા શ્રોતાઓ.

૧૨. પશુ–પશુને જોઈએ તેટલું શીખવેલું હોય પણ નિત્ય અભ્યાસ ન હોવાથી પાછું ભૂલી જાય છે, તેમ ગુરુએ મહેનતથી આપેલા ઉપદેશને પોતાના ચાલુ દુઃસંસ્કારથી તરત છોડી દેનાર શ્રોતાઓ.

૧૩. સર્પ–સર્પને જોઈએ તેટલું દૂધ પાઈએ, તોપણ તેમાં તો તે વિષયરુપે જ વધે છે, તેમ સારા ઉપદેશને ઉંધા અર્થમાં લઈ દુનિયાને હાનિ કરનારા શ્રોતાઓ.

૧૪. શિલા–કઠણ પત્થરની શિલા ઉપર જોઈએ તેટલું પાણી રેડો, પણ તે તો કઠણ ને કઠણ રહે છે, તેમ દુર્જનોને જોઈએ તેટલો બોધ કરવામાં આવે, તોપણ તે પોતાની મૂળ પ્રકૃતિ કદાપિ છોડતા નથી એવા શ્રોતાઓ.

આમ ચૌદ પ્રકારના શ્રોતાઓ હોય છે, તેમાં હંસની માફક સારગ્રાહી થોડા હોય છે. જેમ હંસ નીરક્ષીરને જુદાં પાડી પાણી છોડી દઈ દૂધ ગ્રહણ કરે છે, તેમ ઉત્તમ શ્રોતા જડ ચેતનનો વિવેક કરી માયા સહિત માયાનાં કાર્યનો પરિત્યાગ કરે છે, અને દૂધની પેઠે ઉત્તમ જે આત્મસ્વરુપ, તેનું જ ગ્રહણ કરે છે. પણ હંસ જેવા શ્રોતા તો દુર્લભ હોય છે.

અર્થાત આત્મા અનાત્માને પૃથક્ કરીને અને અનાત્માનો પરિત્યાગ કરીને આત્માને ગ્રહણ કરે, તેજ હંસ સારખા ઉત્તમ જિજ્ઞાસુ કહેવાય છે. એવા ઉત્તમ જિજ્ઞાસુ સિવાય બીજાને વેદાંત શ્રવણ પતિત કરે છે. માટે શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં કહ્યું છે કે–

वेदान्ते परमं गुह्य पुरूरा कलपे प्रचोदितम ।
नाप्रशान्ताय दातव्यं नापुत्रायाशिष्याय वा पुनः ॥

અર્થ—ઉપનિષદ્‌માં ઉત્કૃષ્ટતમ, ગુહ્ય (ને) કલ્પના આદિમાં (હિરણ્યગર્ભને) ઉપદિષ્ટ (બ્રહ્મ) રાગાદિયુક્ત ચિત્તવાળા) અપુત્રને (સ્નેહાદિવડે) આપવા યોગ્ય નથી, અથવા (રાગાદિયુક્ત ચિત્તવાળા) અશિષ્યને પણ (આપવા યોગ્ય) નથી.

એટલા માટે વેદાન્તનું શ્રવણ પૂર્ણ વરાગ્યશીલનેજ કરાવવું. વૈરાગ્ય વિના બીજા અનધિકારીને આ વેદાન્ત ઉપદેશ અંતઃકરણમાં ઠરી શકતો નથી.

પ્રશ્નોપનિષદ્‌માં વાર્તા છે કે જ્યારે સુકેશાદિ છ તપસ્વી ઋષિઓ પિપ્પલાદ મુનિ પાસે સમિત્પાણિ થઈ બ્રહ્મવિદ્યા સંપાદન કરવા ગયા, ત્યારે મુનિએ તેમને કહ્યું, "તપ વડે, બ્રહ્મચર્ય વડે, શ્રદ્ધા વડે, એક વર્ષ રહો; પછી પ્રશ્ન પૂછજો, જાણતા હઈશું તો કહીશું." તે પ્રમાણે ઋષિઓ એક વર્ષ રહ્યા. પછી છ ઋષિઓ છ પ્રશ્નો પૂછી જ્ઞાનદ્વારા કૃતકૃત્ય થયા.

ચારસો વર્ષો પહેલાં દ્રવિડ દેશમાં પટ્ટણત્તુસ્વામીને જોઈ ભદ્રગિરિ રાજા રાજ્યપાટ મૂકીને એની પાછળ ગયા, છતાં પણ સ્વામીશ્રીએ એક વર્ષ સુધી તેમને પોતાની પાસે આવવા ન દીધા. રાજ્યપાટનો જેણે ત્યાગ કર્યો તેનો વૈરાગ્ય કેવો હોવો જોઈએ? છતાં પણ પરીક્ષા કરવા માટે એક વર્ષ સુધી સ્વામીશ્રીએ તેને ઉપદેશ કર્યો નહિ. આજકાલ તો વૈરાગ્ય સિવાય આપણે લોકો વેદાંતનું શ્રવણ કરીએ છીએ, માટેજ અંતઃકરણ શાંતિને પ્રાપ્ત થતું નથી.

હું જે કાંઈ વાંચું છું તે કાંઈ કથા સરખું વાંચતો નથી. એક કલાક વાંચવાનો મારો નિયમ છે. લોક ઝાઝા આવવા લાગ્યા તે મને ઠીક ન લાગ્યું, એટલે મેં આત્મપુરાણ સમાપ્ત થયા પછી વાંચવાનું બંધ રાખ્યું. બંધ રાખવાથી લોકોને ખોટયું લાગ્યું તથા મારી પછવાડે પડયા. જેમ ગંજેરીને ગાંજો પીવાનું વ્યસન હોય છે, તેવી રીતે મને રોજ વાંચવાની આદત પડી ગઈ છે, અને બીજા પણ ગંજેરી ભેગા થાય તો ઠીક છે એમ માનીને વાંચવાનું શરૂ કર્યું. ”

પછી આપા સાહેબ કહેવા લાગ્યા કે. “આપ તો પરોપકાર કરો છો. જો આપ જેવા ઉપરામવૃત્તિ ધારણ કરે તો ઉપદેશ કોણ કરશે ? ઉપદેશ કરવાવાળા ઘણા મળે છે, પરંતુ આપ જ્ઞાની હોવાથી આપના ઉપદેશની અસર વધારે થાય છે.” ગુરુશ્રી કહેવા લાગ્યા કે, “હું જ્ઞાની છું, હું ઉપદેશ કરી બીજાઓને રસ્તે ચઢાવું એજ અજ્ઞાનતા છે.”



## ૬૭. ગુલાબભાઇ શેઠનું અવસાન.

થોડા દિવસ આવી રીતે આનંદચર્ચામાં ગાળ્યા બાદ એક વખત મેં ગુરુશ્રીને કહ્યું કે, “મારો હવે કોઈ સ્થળે જવાનો વિચાર થાય છે.” પોતે કહ્યું, “કેમ આટલું ફરી આવ્યા તોપણ મન ધરાયું નથી ? મારો પણ રજા લઈ મુંબઈ જવા વિચાર છે, અને તે સમયે પાછા ફરતી વખતે ગુલાબભાઈને અહિંઆ સાથે લાવવા ધારૂં છું. એઓ આવશે તો તમને પણ ઠીક પડશે; અને તમારે લીધે એમને પણ અહિંઆ ગમશે.” આ વાતને પાંચ સાત દિવસ થયા એટલામાં ગુલાબભાઈ શેઠના નિર્વાણ સંબંધી માટુંગેથી પત્ર આવ્યો. રવિવાર તા ૨૦મી ઓકટોબર સને ૧૯૦૨ નો દિવસ હતો. પત્ર બપોરે એક વાગતાને સુમારે પહોંચ્યો. પત્ર વાંચી નાહવાની ઓરડીમાં જતાં જતાં ગુરુશ્રી મને કહેતા ગયા કે ગુલાબભાઈ શેઠ મુક્ત થઈ ગયા. સ્નાન કર્યા પછી મને બોલાવ્યો, એટલે હું તથા રામાનંદ સ્વામી તેમની પાસે ગયા; ત્યારે પોતે કહેવા લાગ્યા કે, “આજ સુધી મારાથી મોટા હતા, હવે આજે મને ઘડપણ આવ્યું. તેઓ મહાત્મા હતા અને પોતાનું સર્વ કર્તવ્ય તેમણે આગળથી કર્યું હતું. એવા મહાત્મા પુરુષને માટે ખેદ શો કરવો ?” પછી પુસ્તકમાંથી કોઈ પ્રસંગ કાઢી વાંચવાનું શરૂ કીધું. સાંજના પાંચ વાગે અમો ત્રણે ફરવા ગયા. તે વખતે રસ્તામાં શેઠ સંબંધી પાછી વાત નીકળતાં ગુરુશ્રી કહેવા લાગ્યા કે, “પોતે ઘણા ટેકવાળા હતા. એમણે નોકરી છોડી તે સમયે મને પણ રૂા. ૭૦૦ ના રૂા. ૮૦૦ પગાર થયો હતો. મેં એમને કહ્યું, ‘રૂા. ૧૦૦ તમે દર મહિને

લેતા જાઓ.' પોતે તે કબુલ કીધું નહિ, ત્યારે મેં ઘણો આગ્રહ કર્યો કે, 'આ સો રૂપિયા વધ્યા છે તે તમારાજ નિમિત્તે વધેલા છે, માટે અંગીકાર કરો.' પોતે કહેવા લાગ્યા કે, 'મારો વ્યવહાર તો હાલમાં ચાલે છે, ત્યારે શા માટે લેવા જોઈએ? જ્યારે મારાથી નહિં ચાલે ત્યારે તો તમે છોજ. આપણું મન તો એકજ છે; કાંઈ જુદાઈ નથી.' કોઈ ઠેકાણે પણ અમે સાથે જતા હોઈએ, તો સ્ટેશન પર ટીકીટ કઢાવવાને સારૂ ઝટ પોતાના ખીસામાં હાથ નાખે. હમેંશાં વ્યાવહારિક રીતે પોતાનો ટેક અને મોટાપણું જાળવી રાખતા." આ વાતને દશ દિવસ થયા બાદ પોતે એક અઠવાડિયાની રજા લઈ મુંબઈ જવા નીકળ્યા, ત્યારે મેં બે ચાર દિવસ આરૂઢ સ્વામીને મળવા સારૂ હુબલી જઈ આવવાની આજ્ઞા માગી. જતી વખત આબારાવ મને સ્ટેશન પર મૂકવા આવ્યા હતા. તે વાત કરતા હતા કે, "એક વખત ગુરુશ્રી કાર્ય પ્રસંગે ધારવાડ ગયા હતા ત્યારે હું પણ સાથે હતો. હુબલી નજીક હોવાથી આરુઢ સ્વામીનાં દર્શને અમે ગયા. સ્વામીજીની મુલાકાત થતાં ગુરુશ્રી તેમની સાથે જ્ઞાનચર્ચા કરવા લાગ્યા. ચર્ચા દરમ્યાન સ્વામીએ આસપાસ બેઠેલા શિષ્યોને કહ્યું કે, 'એઓ બાહ્ય દૃષ્ટિથી ગૃહસ્થી અને અમલદાર દેખાય છે, પરંતુ બ્રહ્મવેત્તા છે; દર્શન કરો." પછી હું હુબલી ગયો ત્યાં આરુઢ સ્વામીને મળ્યો. ગુરુશ્રીની ઓળખાણ આપી મેં કહ્યું કે, "હું બેલગામથી આવું છું, અને એઓશ્રી મારા ગુરુ થાય છે" પછી તેમના સંબંધમાં વાત નીકળતાં આરુઢ સ્વામીએ કહ્યું કે, "તેઓ અહિં આવ્યા હતા અને તેમની સાથે સમાગમ થયો હતો. એઓ ફક્ત ગૃહસ્થાશ્રમમાં રહે છે એટલુંજ; બાકી મહાત્મા છે." પછી એમની સાથે મેં કેટલીક શંકા કરી તેનું તેઓએ સમાધાન કર્યું. પછી હું બેલગામ આવ્યો. ગુરુશ્રીએ મુંબઈથી બેલગામ પાછા આવ્યા બાદ મને ગુલાબભાઈ શેઠના અવસાન સંબંધી સઘળી વાત કરી ને કહ્યું કે, "ગુલાબભાઇ શેઠનું કુટુંબ આપણી સાથે રહે એમ મેં છોટુભાઈને કહ્યું છે."

મારા હુબલી ગયા સંબંધી વાત નીકળતાં મેં કહ્યું કે, "આરુઢ સ્વામીને મેં પૂછેલું કે, 'મને અસંભાવનાની નિવૃત્તિ કરવી બહુ મુશ્કેલ લાગતી નથી; પરંતુ વિપરીત ભાવનાની નિવૃત્તિ બહુ મુશ્કેલ જણાય છે.' ત્યારે સ્વામીશ્રી બોલ્યા કે, 'દિનરાત નિદિધ્યાસનમાં તત્પર થશો તો વિપરીત ભાવના ટળશે.' મેં કહ્યું, 'જલદી નિવારણ થાય એવો આશીર્વાદ યાચું છું.' સ્વામીશ્રી બોલ્યા, 'તમારો પુરુષાર્થ એજ મારો આશીર્વાદ છે." ગુરુશ્રી એ સાંભળી હસવા લાગ્યા અને બોલ્યા, "આશીર્વાદથી કંઈ ક્ષુધાનું નિવારણ થાય છે? શ્રવણ મનનથી પ્રમાણગત અને પ્રમેયગત અસંભાવના દૂર થાય છે, પરંતુ નિદિધ્યાસન સિવાય વિપરીત ભાવના કોઈ કાળે દૂર થઈ શકતી નથી. આજકાલ આપણા લોકોમાં શ્રવણ મનન કર-

વાથી શાસ્ત્રજ્ઞાન તો થઈ જાય છે, પરંતુ વિપરીત ભાવના ટળતી નથી. શ્રુતિમાં કહ્યું છે કેઃ—

निदिध्यासनशून्यस्य नास्त्यविद्यापरिक्षयः ।

અર્થ—નિદિધ્યાસન રહિત પુરુષની અવિદ્યાનો સારી રીતે ક્ષય થતો નથી.

માટે આરૂઢ સ્વામીએ કહ્યું છે તે બરાબર કહ્યું છે, માટે શ્રવણ મનન થોડું કરે તો હરકત નહિ, પણ નિદિધ્યાસન વધારે કરવાની જરુર છે.”

## ૬૮ કરે તે ભોગવે.

ગામમાં પ્લેગ ચાલતો હતો અને તે વખતે તે અટકાવવા માટે નિયમો ઘડયા હતા. તેનો અમલ કરવામાં કોઈ કોઈ નોકર તરફથી રૈયતને ઘણી કનડગત થતી. તેમાંના કેટલાક કથામાં હાજર હતા. પ્રસંગ જોઈને ગુરુશ્રી એક રવિવારની સાંજે એ સંબંધી થોડુંક બોલ્યા—

“દયા એ તો માણસનું પ્રથમ ભૂષણ છે, એટલે જો આપણે દયા છોડીએ અને અન્ય તરફ ક્રૂરતા વાપરીએ, તો હિંસક પ્રાણીમાં અને આપણામાં શો ફેર? તેમને તો આપણા જેટલી બુદ્ધિ નથી એટલો બચાવ પણ છે. આપણે બુદ્ધિમાન છીએ અને ધારીએ કે આપણાં જુલમી કામ અન્ય જાણતા નથી, પણ તેથી સજામાંથી બચાય? અંતર્યામી પ્રભુ તો જુએ છે. જે કરે તેને તે ભોગવવાં પડે છે.” એમ કહી એક દ્રષ્ટાંત કહ્યું—

“ વાલ્મીકિ ઋષિનો બ્રાહ્મણ કુળમાં જન્મ થયો હતો, પણ પારધિના સંસર્ગમાં રહ્યાથી બાળપણથી બ્રાહ્મણ ધર્મ છોડી વનમાં રહ્યા, અને ત્યાં લગ્ન કરતાં છોકરાં થયાં. તેના પોષણને માટે ભીલની માફક વટેમાર્ગુને લૂંટતા. તે રસ્તો ભયવાળો જાણી કોઈ તે રસ્તે જતું નહિ, પણ દૈવેચ્છાથી સપ્ત ઋષિ તે રસ્તે આવ્યા. તેમની પાસે વાલ્મીકિએ લુગડાં માગ્યાં અને નહિ આપો તો મારી નાખીશ એમ કહ્યું. ઋષિ બોલ્યા કે મરવા કે, ‘વસ્ત્ર જવાનો ભય નથી, કેમકે અમને અહંતા મમતા નથી; તેથી તમે મારશો એને અમે મરણ માનતા નથી. કેમકે—

मरणं प्रकृतिः शरीरिणाम् ।

મરવું એ શરીરનો સ્વભાવ છે; પણ તમે આટલા દહાડા પાપ કર્યું તેનો બોજો કોને માથે? તમે પાપ કુટુંબ માટે કર્યું છે, માટે કુટુંબના માણસોને

જઈને પૂછો કે તે પાપના બોજાનો ભાગ લેશે ?' વાલ્મીકિ કહે, 'મરવાના ભયથી તમે આ યુક્તિ કાઢો છો.' ઋષિ બોલ્યા, 'મરવાનો ભય હત તો કરગરત નહિ ? અમે તો તારાં પાપના બોજાની દયા ખાતર બોલ્યા; માટે ઘેર જઈ પૂછી આવ. અમે ઉભા રહેવાની પ્રતિજ્ઞા કરીએ છીએ.' વાલ્મીકિને પૂર્વના સંસ્કાર સ્ફૂર્યા અને વાત ગળે ઉતરી. ઘેર જઈ બધાંને પાપનો હિસ્સો લેવા પૂછયું, ત્યારે સ્ત્રી કહે, 'મારે તો તમારી સેવા કરવાની ફરજ છે અને તમારે મારૂં પોષણ કરવાની ફરજ છે. પછી ગમે તે રસ્તે કમાઈ લાવો તેમાં પાપનો હિસ્સો હું તે શાની લઉં ?' છોકરાં કહે, 'અમારે તમારી સેવા કરવાની ફરજ છે અને તમે જન્મ આપ્યો તેથી અમને પાળવાની તમારી ફરજ છે.' આમ ઘરનાં સર્વેએ પાપ લેવાની ના પાડી, તેથી વાલ્મીકિને વૈરાગ્ય થયો. ઋષિ પાસે આવી ઉપદેશ લીધો અને તેને પ્રતાપે મહા રામાયણના કર્તા આદિ કવિ બન્યા.

एकः पापानि कुरुते फलं भुंक्ते महाजनाः ।
भोक्तारो विप्रमुच्यन्ते कर्ता दोषेण लिप्यते ॥

અર્થ—એક પાપ કરે છેઃ ઉપાર્જિત ફળ ઘણા ભોગવે છે. ભોગવનારા છૂટે છે અને પાપ કરનારા દોષથી બંધાય છે.

બીજાને કનડગત કરી પાપ વહોરીએ તો તે પાપના ભોક્તા આપણે થઈએ છીએ અને અધર્મથી સંપાદન કરેલ ધન વગેરેને બીજા લોકો ભોગવે છે; માટે પાપ કર્મથી દૂર રહેવામાં આ પણ એક સબળ કારણ છે.

## ૬૯. મૈત્રી ઉપર ઉપદેશ.

ગુરુશ્રીના ઉપર ગુરુભાવ રાખનારા પકી આબારાવ છાપખાનાના માલેક હતા, અને બંડોપંત જમીનદાર અને ઓનરરી માજીસ્ટ્રેટ પણ હતા. પહેલાં તે બન્ને મિત્ર હતા. કંઈ કારણ સર તે બન્નેનાં મન ઉંચાં થયાં હતાં, અને એક બીજા સાથે વિરૂદ્ધતા ધરાવતા હતા. આબારાવનો ગુરુશ્રી પ્રત્યે ગુરુભાવ હતો અને બંડોપંતનો પિતૃભાવ હતો. તેઓને ઉદ્દેશી બન્નેની રૂબરૂ ગુરુશ્રી બોલ્યા, "દૃષ્ટિ ત્રણ પ્રકારની છેઃ શ્વાનદૃષ્ટિ, બાળદૃષ્ટિ, અને પુરુષદૃષ્ટિ. શ્વાનદૃષ્ટિ એટલે કુતરો પોતાનું પ્રતિબિંબ તકતામાં દેખીને તે મારાથી ભિન્ન છે, તે મારો દુશ્મન છે, એમ દ્વેષબુદ્ધિથી તેની જોડે ભસવા તથા લડવા માંડે છે તે. બાળદૃષ્ટિ એટલે બાળક આરસીમાં પોતાનું પ્રતિબિંબ દેખી તે હું છું કે અન્ય છે તેના ભ્રમથી આશ્ચર્ય પામે છે તે. પુરુષદૃષ્ટિ એટલે પુરુષ દર્પણમાં

પોતાને જોઈને 'હું છું' એમ જાણે તે. શ્વાનદૃષ્ટિ અજ્ઞાનીની છે, બાળકદૃષ્ટિ જિજ્ઞાસુની છે અને પુરુષદૃષ્ટિ એ જ્ઞાનીની છે. માટે વિચારદ્વારા પ્રથમ શ્વાનદૃષ્ટિનો ત્યાગ કરવો જોઇએ, એટલે શત્રુતાનો પરિત્યાગ કરી મિત્રતા રાખવી જોઈએ. આ સંબંધમાં પતંજલિ ભગવાન્ કહે છે કેઃ—

मैत्रीकरुणामुदितोपेक्षाणां सुखदुःखपुण्यापुण्यविषयाणां भावनातश्चित्तप्रसादनम् ॥

મૈત્રી (સૌહાર્દ), કરૂણા (કૃપા), મુદિતા (હર્ષ) અને ઉપેક્ષા (ઔદાસીન્ય) એવી ભાવના કરવાનું આ સૂત્રમાં કહ્યું છે, માટે સુખને પ્રાપ્ત થયેલા તમામ પ્રાણીઓમાં, આ મારા બધા મિત્રો સુખી છે એ બહુ સારૂં છે એવી ભાવના કરવી, પણ ઈર્ષ્યા કરવી નહિ; દુઃખને પ્રાપ્ત થયેલાં તમામ પ્રાણીઓમાં આ બધાનાં દુઃખની નિવૃત્તિ કેમ થાય એવી કૃપા પ્રગટ કરવી, ઉપેક્ષા અથવા હર્ષ કરવો નહિ; પુણ્યશાળી પુરુષોનાં પુણ્યમાં અનુમોદન આપીને હર્ષ કરવો, વિદ્વેષ અથવા ઉપેક્ષા કરવી નહિ; અને પાપાચરણ કરનારાઓમાં ઉદાસીપણુંજ લાવવુ, તેમાં અનુમોદન ન કરવું તેમ દ્વેષ પણ ન કરવો. આ સૂત્રમાં પાપી પુરુષોની ઉપેક્ષા કરવી એમ લખ્યું છે તે મુમુક્ષુ માટે છેઃ જ્ઞાની તો પાપીની સાથે પણ આનંદ કરે છે, કારણકે તે પાપીને પાપી જોતા નથી પણ પોતા સ્વરુપ જુએ છે. ઉપર જણાવેલ મૈત્રી વગેરેની ભાવના કરવાથી દેહવાસના, લોકવાસના, શાસ્ત્રવાસના, એ ત્રણ બાહ્યવાસના, અને કામ ક્રોધાદિ આસુર વાસના જે આંતરવાસના છે તે ચારે પ્રકારની મલિન વાસનાઓ નિવૃત્ત થાય છે. બીજા શબ્દોમાં કહીએ તોઃ—

૧ મૈત્રી ભાવનાથી રાગ, અસૂયા, ઇર્ષ્યા વગેરે નિવૃત્ત થાય છે.

૨ કરૂણા ભાવનાથી દ્વેષ તથા ગર્વ પણ નિવૃત્ત થાય છે.

૩ મુદિતા ભાવનાથી, પુણ્ય ન કરવાના કારણથી થયેલ પશ્ચાત્તાપ નિવૃત્ત થાય છે.

૪ ઉપેક્ષા ભાવનાથી આગળ કરેલા પાપાચરણના નિમિત્તથી થયેલ પશ્ચાત્તાપ નિવૃત્ત થાય છે.

પ્રાયઃ સંસારમાં મનુષ્યનું અંતઃકરણ રાગ, દ્વેષ, અકૃત પુણ્ય અને કૃત પાપ એટલાથી મલિન થઈ રહ્યું છે. જે સુખમાં મોહ થાય છે તે સુખના અનુભવ પછી રજોગુણના પરિણામરુપ એક પ્રકારની બુદ્ધિ વૃત્તિ રાગ કહેવાય છે. તેનો આકાર એવો છે જે આવા પ્રકારનાં સુખ મને હમેશાં મળો. પણ એ મનોરથ દૃષ્ટ અદૃષ્ટ સામગ્રી વિના થઈ શકતો નથી, તેથી તે રાગ હમેંશાં ચિત્તને મલિન કરે છે. પણ જ્યારે બધા સુખી પુરૂષોમાં, આ સુખી જનો બધા મારા મિત્રો છે એવી ભાવના કરે છે, ત્યારે તેઓનું સુખ

પોતાનું જ થઈ જાય છે. જેમ પોતાનું રાજ્ય નિવૃત્ત થઈ જાય, તોપણ પુત્રનું રાજ્ય હોય તો તે પોતાનું જ થાય છે; કારણકે તેમાં વ્યવહારી જનોની એવી ભાવના સિદ્ધ છે કે પુત્રનું રાજ્ય પોતાનું જ છે. એ પુત્રના રાજ્યમાં એવી (પોતાનું જ છે) ભાવના સિદ્ધ હોવાથી એમાં રાગ થતો નથી. તેમ પુત્ર રાજ્ય કરતો હોવાથી પુત્રમાં અસૂયા કે ઇર્ષ્યા પણ થતી નથી. તેમ જો મનુષ્ય બીજા મનુષ્યોમાં પણ 'મારાં છે' એવી ભાવના કરે તો તેવું સુખ મેળવવામાં રાગ પણ ન રહે, અને સુખ ભોગવનારાઓમાં ઇર્ષ્યા તથા અસૂયા પણ ન થાય. બીજાઓના ગુણોમાં દોષોનો આરોપ કરવો તેનું નામ અસૂયા અને પરના ગુણો સહન ન થાય એનું નામ ઇર્ષ્યા. એ પ્રમાણે મૈત્રીભાવનાથી રાગ, ઇર્ષ્યા, અસૂયા વગેરે નિવૃત્ત થવાથી વર્ષા ઋતુ ગયા બાદ જેમ જળ નિર્મળ થાય છે તેમ ચિત્ત નિર્મળ થાય છે.

દુઃખદર્શન થવાથી તેમાં દ્વેષ થાય છે, અને તે દ્વેષ તમોગુણથી યુક્ત રજોગુણનો પરિણામ વિશેષ એક પ્રકારની બુદ્ધિની વૃત્તિરુપ છે; અને આવા દુઃખોમાંથી કોઈ પણ પ્રકારનું દુઃખ મને ન થાય એ દ્વેષનો આકાર છે. પણ તે દ્વેષનો હેતુભૂત દુઃખ, પોતાનાં સાધનો સંસારમાં શત્રુ, વ્યાઘ્રાદિક અસંખ્ય હોવાથી નિવારિત થઈ શકતું નથી. એટલા માટે એ દ્વેષ મનુષ્યના હૃદયને હમેંશાં બાળ્યા કરે છે, પણ પોતાની પેઠે બીજા કોઈને પણ દુઃખ ન થાઓ એમ દુઃખી પ્રાણીઓ ઉપર કરૂણાની ભાવના કરે છે, ત્યારે વૈરી વગેરેમાંથી દ્વેષ નિવૃત્તિ થવાથી ચિત્ત પ્રસન્ન થાય છે. તેમ કરૂણા ભાવનાથી "હું સુખી છું" એવા પ્રકારનો ગર્વ પણ થતો નથી. મનુષ્ય સ્વભાવથી પુણ્યના અનુષ્ઠાનથી રહિત અને પાપના અનુષ્ઠાનમાં પરાયણ જ હોય છે. એથી કરીને બીજાઓને સુખી થતા જોઈ મનુષ્યને પશ્ચાત્તાપ થાય છે કે મેં આવાં સુખને દેનાર પુણ્ય કેમ ન કર્યાં? અથવા દુઃખ ભોગવતી વખતે એમ પશ્ચાત્તાપ થાય છે કે મેં આ દુઃખનું સાધન પ્રાપ્ત ક્યાંથી કર્યુ? પણ જો પુણ્શાળી પુરુષોમાં મુદિતાની ભાવના કરે તો તે પુરુષ પુણ્ય કર્મની વાસનાવાળો થઈ સ્વયં અશુકલાકૃષ્ણ નામનું યોગીનું અથવા જ્ઞાનીનું જે પુણ્ય તેમાં પ્રવૃત્ત થાય છે, અને તેવા અશુકલાકૃષ્ણ નામના ઉત્તમ પુણ્યમાં પ્રવૃત્ત થવાથી એને પુણ્ય ન કરવાના નિમિત્તે થતો પશ્ચાત્તાપ કરવાનો વખત રહેતો નથી.

તેમજ પાપાચરણ કરનારા મનુષ્યોમાં ઉપેક્ષાની ભાવના કરવાથી એટલે ઔદાસીન્ય ભાવના કરવાથી પોતાની પણ પાપાચરણમાં ઉદાસીન વાસના સિદ્ધ થાય છે. એથી પોતાની પાપમાંથી નિવૃત્તિ થવાથી પાપ કર્મ કરવાના નિમિત્તે થતો પશ્ચાત્તાપ એને ભોગવવો પડતો નથી. આ પ્રમાણે મૈત્રી ભાવનાથી રાગ

વગેરેની નિવૃત્તિ થવાથી ચિત્ત મલિનતા તથા વિક્ષેપથી રહિત થાય છે.

વિચારદ્વારા ભેદ કે અભેદ દૃષ્ટિથી પણ દ્વેષનો સંભવ નથી. વિચાર નહિં· હોવાથી દ્વેષ વધતો જાય છે અને તેવા દ્વેષી મનુષ્યો આજ્ઞાની હોવાથી પશુ કહેવાય છે.

જ્ઞાનના સાધનરૂપ મનુષ્યશરીર પ્રાપ્ત થવા છતાં, આપણે પશુદૃષ્ટિ છોડતા નથી એ ઘણી દીલગીરીની વાત છે.

આપણે પરસ્પર ઐકય આત્મભાવ તો અવશ્ય રાખવોજ જોઈએ. આ દુનીઆમાંથી કોઇ કંઈપણ લઇ જતું નથી એમ પ્રત્યક્ષ જોવા છતાં એક બીજા સાથે વૈમનસ્ય રાખવં, એ તો માત્ર અજ્ઞાન વિના બીજું કાંઇ ન હોઈ શકે.



## ૭૦. સત પુરૂષોને દુઃખ અને અસત્ પુરૂષોને સુખ શાથી ?

એક દિવસ ગુરુશ્રી આગળ પાંચ સાત માણસો બેઠા હતા. તે વખતે જ્ઞાની વગેરે ભક્તજનો સંબંધે વાત નીકળી. ત્યારે રામાનંદ સ્વામીએ શંકા કરી કે, "સત્ પુરુષોને દરિદ્રતા વગેરે દુઃખ અને અસત્ પુરુષોને વૈભવ વગેરે સુખ દેખાય છે તેનું શું કારણ ? ભક્ત જેવા પુણ્યશાળીઓનું જીવન દુઃખવાળું કેમ ?" ગુરુશ્રી બોલ્યા કે, "બહારથી બીજાને તેઓ દુઃખી લાગે છે, કેમકે તેવાં દુઃખ તેઓ ઘણી વખત પોતાની જાતે પોતાના ઉપર વહોરી લે છે. ભકતોનાં હૃદય કોમળ હોય છે, તેથી તેઓ પારકું દુઃખ ખમી શકતા નથી. વળી ઉદારતા જેવી દૈવી સંપત્તિ તેમનામાં હોય છે, તેથી પોતાની પાસે જે કંઈ હોય તે પણ બીજાને આપી દે છે અને બીજા પાસેથી કંઈ ગ્રહણ કરતા નથી.' મેં દક્ષિણ દેશમાંના એક ભક્તનું દ્રષ્ટાંત સાંભળ્યું છે, જેમણે પોતાની ત્રણ લાખની પુંજી ગરીબોનાં દુઃખ નિવારણ અર્થે ખર્ચી નાખી ને પછી પોતે સાદી જીંદગી ગાળવા લાગ્યા. આ રીતે ભક્ત જે આપે છે તે તો આપીને આનંદ માને છે અને પોતાને પડતાં કષ્ટને તેઓ ગણતા નથી; પણ બીજા તેને દુખી દેખે છે. ભકતજનો સ્વભાવથીજ ગીતાના ૧૬મા અધ્યાયના अभयं सत्वसशुद्धिः । ઇ. ત્રણ શ્લોકમાં જણાવેલી ત્યાગ, દયા, દાન, દમ, તપ, અહિંસા, સત્ય, માર્દવ, લજ્જા આદિ દૈવી સંપત્તિવાળા હોવાથી તેમને તાત્કાલિક દુઃખ થાય છે. સામાન્ય સ્થિતિવાળા ભકતજનો તો ઠીક, પણ મોટા મોટા રાજાઓ પણ લોકોને દુઃખી જોઈ તેઓને પોતાનું સર્વસ્વ આપી દેતા.

ભાગવતમાં ભરત રાજાના વંશજ રંતિદેવની કથા છે. તે ભૂખ્યા છતાં જે મળતું તે યાચકોને આપી દેતા. તેઓને કોઈ પ્રસંગે અડતાળીશ દિવસ અન્ન પાણી વિના ગયા અને તે પછી અન્ન જળ વગેરે મળ્યું. હવે તે જમવાની તૈયારી કરતા હતા, તેટલામાં એક બ્રાહ્મણ અતિથિ થઈને આવ્યો. સર્વમાં ભગવાનને જોનારા એ રાજાએ શ્રદ્ધાથી આદરપૂર્વક તે બ્રાહ્મણને જમાડયો. એ જમીને જતાં રાજા બાકી રહેલું અન્ન જમવાની તૈયારીમાં હતો, તેટલામાં એક શૂદ્ર આવી ચઢતાં ભગવાનનું સ્મરણ કરીને તેને પણ રાજાએ પોતાના અન્નમાંથી વિભાગ આપ્યો. શૂદ્ર ગયા પછી કૂતરાઓથી વિંટાયેલો એક બીજો અતિથિ આવ્યો. અને તેણે કહ્યું કે, 'હે રાજા! હું અને આ કૂતરાં ભૂખ્યાં છીએ, માટે અમને ખાવાનું આપો' ઉદાર મનવાળા રાજાએ જે અન્ન રહ્યું હતું તે પણ ઘણા માનથી અને આદરથી આપી દઈને કૂતરાઓને અને તેના માલિકને પ્રણામ કર્યા. પછી એકજ જણને પૂરું થાય એટલું પાણી બાકી રહ્યું હતું. તે પીવાની રાજા તયારી કરતો હતો, એટલામાં એક ચાંડાળે આવીને કહ્યું કે, 'હું જે નીચ છું તેને પાણી પીવા આપો.' જેથી ઘણા પરિશ્રમવાળો રાજા અમૃત સરખું વચન બોલ્યો કે:

न कामयेऽहं गतिमीश्वरात्परामष्टर्द्धियुक्तामपुनर्भवं वा।
आर्तिं प्रपद्येऽखिलदेहभाजामन्तःस्थितो येन भवन्त्यदुःखाः ॥

**અર્થ**—હું ઈશ્વર પાસેથી આઠ સિદ્ધિઓવાળા ઐશ્વર્યને કે મોક્ષને પણ માગતો નથી, પરંતુ સર્વ પ્રાણીઓની અંદર રહીને (સર્વની) પીડાને હું ભોગવું; જેથી (તેઓ) દુઃખ રહિત થાય. (એટલું હું માગું છું.)

એમ બોલી એ દયાળુ સ્વભાવના ધીર રાજાએ પોતે તરસથી પીડાતા છતાં પણ પાણી ચંડાળને આપ્યું.

સારાંશ કે કરૂણા એ તો મહાત્માઓનો સ્વભાવસિદ્ધ ગુણ હોય છે. મહાત્મા ઇસુએ પણ જગતના લોકોનું દુઃખ જોઈ, તેઓનાં તમામ પાપ પોતે લેવાની પ્રભુ પાસે માગણી કરી, કે જેથી તે લોકો પાપથી મુક્ત થઈ સુખી થાય. આ રીતે દયાળુ સ્વભાવ હોવાથી હરકોઈ ભક્તજન દુનિયાનું દુઃખ પોતાના શિરપર વહોરી લે છે, પણ તેઓ વાસ્તવિક દુઃખી હોતા નથી.

ગીતાના સોળમા અધ્યાયમાં दंभो दर्पोऽभिमानश्च એ ચોથા શ્લોકથી માંડીને અધ્યાયની સમાપ્તિ પર્યંત આસુરી સંપત્તિનું વર્ણન છે. અન્યાય વડે ધનાદિ પદાર્થોની ઇચ્છા કરનારા, લોભી, કોઇને કંઈ પણ ન આપનારા તાત્કાલિક સુખ પામે છે. નોકરીઆત વર્ગ લાંચ વગેરે લે છે, તથા બહાનું કાઢે છે કે અમે

લોકોનું કામ કરી આપીએ છીએ તેના બદલામાં તેઓ ખુશીથી અમને આપે છે. કાયદાથી વિરૂદ્ધ લેવું તે અન્યાય કહેવાય છે.

વેપારી વર્ગ માલની કિંમત ઉપરાંત જે નફો લેવો જોઈએ તે ન લેતાં માલની કિંમત કરતાં ત્રણ ચાર ગણી કિંમત લે છે, તે અન્યાયથી દ્રવ્યસંચય કહેવાય છે. જે લોકો શ્રીમંત થાય છે તે ગરીબ લોકોને નીચોવીને થાય છે. તેઓ બીજાઓને દુઃખી કરીને પોતે સુખ ભોગવે છે. આ પ્રમાણે કોઈ પ્રકારે બીજાને દુઃખ આપી પોતે સુખ ભોગવે છે તે સઘળી આસુરી સંપત્તિ છે.

દૈવી સંપત્તિવાળાઓ શાસ્ત્ર મર્યાદાનું ઉલ્લંઘન નહિ કરી શકવાથી તાત્કાલિક દુઃખી થાય છે, પરંતુ પરિણામે સુખી થાય છે; અને આસુરી સંપત્તિવાળાઓ શાસ્ત્રવિધિનું ઉલ્લંઘન કરવાથી તાત્કાલિક સુખી થાય છે, પરંતુ પરિણામે દુઃખી થાય છે. તેવી રીતે કોઈ ત્રિદોષવાળાને કટુ ઔષધ ઘણું મુશ્કેલ લાગે છે, પણ પરિણામે સુખરુપ થાય છે; અને તેને દહીં વગેરે કુપથ્ય પદાર્થોનું સેવન પ્રથમ મિષ્ટ લાગે છે, પરંતુ પરિણામે દુઃખરુપ થાય છે. એટલા માટે આસુરી સંપત્તિ સંબંધમાં ભગવાન્ કહે છે કેઃ—

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥

અર્થઃ—જે પુરુષ શાસ્ત્રવિધિનો પરિત્યાગ કરી પોતાની ઇચ્છા મુજબ વર્તે છે, તે પુરુષ અંતઃકરણની શુદ્ધિને પામતો નથી, પરલોકના સુખને પામતો નથી, તથા મોક્ષને પામતો નથી.

વાસ્તે આપણે ગમે તેટલું દુઃખ સહન કરીને આસુરી સંપત્તિનો પરિત્યાગ કરીને દૈવી સંપત્તિ ધારણ કરવી.

દૈવી સંપત્તિ ધારણ કરવામાં સતત પ્રયાસની આવશ્યકતા છે. ગમે તેટલો કાળ તે વિષે માત્ર વાંચ્યા કરવાથી તે પ્રાપ્ત થતી નથી, પણ એકેક દૃઢ કરવાથી બીજી દૃઢ કરવી સુગમ થાય છે. સિદ્ધાર્થ બુદ્ધદેવ જે જન્મમાં બુદ્ધ ભગવાનના પદને પામ્યા તે પહેલાંના જન્મોમાં તેમણે એકેક સંપત્તિ દૃઢ કરવા એકેક જન્મ લીધો હતો. શિબિ દેશના રાજાને ત્યાં વેસ્સંતર નામથી જન્મ લઈ દાનનો ગુણ દૃઢ કરી પોતાના બાળકોને બ્રાહ્મણને દાનમાં આપી દાનની સંપત્તિ દૃઢ કરી. મગધ દેશમાં એક ખેડુતના કુટુંબમાં મઘ નામથી જન્મ લઈ મૈત્રી અને શીલ દૃઢ કર્યા. કાશીમાં બ્રાહ્મણને ત્યાં ચુલ્લબોધિના નામથી જન્મ લઈ ક્ષમા દૃઢ કરી. મિથિલામાં મહાજનક નામથી રાજાને ત્યાં જન્મ લઈ તેમજ મિથિલાથી કેટલેક દૂર શ્રી વર્ધન નામના ગૃહસ્થને ત્યાં

મહૌષધ નામથી જન્મ લઈ વિવેક દઢ કર્યો. કુરુદેશમાં ઇન્દ્રપ્રસ્થમાં કૌરવ્ય રાજાને ત્યાં સુતસોમ નામથી જન્મ લઈ સત્યની સંપત્તિ દઢ કરી. દૈવી સંપત્તિ દઢ કરવામાં ઘણું કષ્ટ વેઠવું પડે છે, પણ સંતજન ધર્મપર પ્રીતિવાળા હોવાથી તે સંપત્તિનું મહત્ફળ ધ્યાનમાં રાખી કષ્ટની પરવા કરતા નથી, અને આસુરી સંપત્તિવાળા શાસ્ત્રજ્ઞ પણ હોય છતાં તેમને સારાસારનો વિચાર ન હોવાથી અન્યાયથી ધન સંપાદન કરી મોજશોખમાં પડી જાય છે, તેથી આસુરી સંપત્તિનો પરિત્યાગ કરી શકતા નથી, અને પરિણામે જે દુઃખ થવાનું છે તેનું પણ તેમને ભાન હોતું નથી.

શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

सन्तः सच्चरितोदयव्यसनिनः प्रादुर्भवद्यन्त्रणा
सर्वत्रैव जनापवादचकिता जीवन्ति दुःखं सदा ।
अव्युत्पन्नमतिः कृतेन न सता नैवासता व्याकुलो
युक्तायुक्तविवेकशून्यहृदयो धन्यो जनः प्राकृतः ॥

સન્ત પુરુષ સદાચરણનો ઉદય કરવામાં વ્યસનવાળા હોવાથી અને સ્વેચ્છાચાર રહિત હોવાથી તેમને સંકોચમાં રહેવું પડે છે અને તે સર્વત્ર લોકાપવાદથી ડરતા રહે છે તેથી હમેંશાં દુઃખેથી જીવે છે. જેની બુદ્ધિનો વિકાસ થયો નથી અને જે આ કરવા યોગ્ય છે કે કરવા યોગ્ય નથી એવા વિચારથી વ્યાકુલ થતા નથી અને જેના હૃદયમાં યુક્ત અયુક્તનો વિવેક નથી તેવા પ્રાકૃત જનને ધન્ય છે !"



## ૭૧. તુચ્છનું અગ્રહણ.

**આ**બારાવે બેલગામથી દોઢ બે માઇલ દૂર પાંચ સાત હજાર રૂપિયા ખરચી એકાંતમાં ચારે તરફ બગીચાવાળો આશ્રમ બાંધ્યો હતો, અને એમની ઇચ્છા એવી પણ ખરી કે ગુરુશ્રી નોકરીથી મુક્ત થઈ કોઇ વખત એ આશ્રમમાં રહે. એક દિવસ મેં ગામ છોડવાની વાત કરી, ત્યારે આબારાવે મને કહ્યું કે, "તમે શું કરવા જાઓ છો? અહિં ગુરુશ્રીનો સમાગમ છે, અને ગુરુશ્રીના બંગલા કરતાં વધારે એકાંત જોઈતી હોય તો મારા આશ્રમમાં રહો અને હું તે તમને આપી દઉં. તમે રહેતા હશો તો ગુરુશ્રીને પણ નોકરી છોડયા બાદ કોઈ વખતે આવવાનું આકર્ષણ થશે." મેં જવાબ આપ્યો,

"મારે તેવી જરાયે ઇચ્છા નથી". પછી પ્રસંગ આવ્યો ત્યારે આબારાવે આ હકીકત ગુરુશ્રીને કહી, ત્યારે તેઓ હસીને બોલ્યા કેઃ—

શિવાજી મહારાજે એક વખતે સવા લાખ બ્રાહ્મણોને એકત્ર કર્યા હતા, અને સંત સાધુઓનો જમાવ પણ તે સમયે થયો હતો. તે વખતે તુકારામ બુવાના ભજનથી સર્વ મંડળી તલ્લીન થઇ જતી. તેમનો પ્રભાવ જોઇ શિવાજી મહારાજે તેમને ચાર ગામ આપવાની સનંદ તૈયાર કરવી; પણ બધાને વિદાયગીરી આપવા માંડી ત્યારે તુકારામ બુવાને પણ લાગ્યું કે મને કાંઈ આપશે તેથી છાનામાના જતા રહ્યા. આથી શિવાજી મહારાજ ઘણા દીલગીર થયા અને રામદાસ સ્વામીને તે વાત કરી. તેમણે જવાબ આપ્યો, "સંતો ત્રિલોકના રાજ્યને તુચ્છ માને છે તો તારાં ચાર ગામ શા હિસાબમાં ? તુકારામ ખરેખરા વિરક્ત ને ભગવદ્ભક્ત છે. તે અષ્ટ સિદ્ધિ અને નવે નિધિ આવી મળે, તોપણ તેને ગ્રહણ કરે તેમ નથી." આ દ્રષ્ટાંત આપીને ગુરુશ્રી કહેવા લાગ્યા કે, "મહત્ પુરુષોનો સ્વભાવસિદ્ધ ગુણ નિઃસ્પૃહતા હોવાથી, તેઓ કોઈની પાસેથી કંઈ ગ્રહણ કરતા નથી. તેનાથી ઉતરતા મધ્યમ વર્ગના લોકો લોકલાજને લીધે ગ્રહણ કરતા નથી. ક્ષુદ્ર માણસો એટલા બધા નિર્લજ હોય છે કે તેઓ લોકલાજને પણ સમજતા નથી. એ સંબંધમાં ભર્તૃહરિ કહે છે કેઃ—

क्रमिकुलचितं लालाक्लिन्नं विगन्धि जुगुप्सितं
निरुपमरसं प्रीत्या खादन्नरास्थि निरामिषम् ।
सुरपतिमपि श्वा पार्श्वस्थं विलोक्य न शङ्कते
नहि गणयति क्षुद्रो जन्तुः परिग्रहफल्गुताम् ॥

અર્થ—કીડાના સમૂહથી ભરેલા, લાળથી પલળેલા, ઉપમા ન આપી શકાય એવા (ખરાબ), નીરસ, દુર્ગંધવાળા, નિંદ્ય અને માસ વિનાના માણસના હાડકાને પ્રીતિપૂર્વક ખાતો કૂતરો પોતાની પાસે ઉભેલા દેવતાઓના અધિપતિ ઇંદ્રને પણ જોઈને લજ્જાતો નથી, કેમકે તુચ્છ પ્રાણી પોતે સ્વીકારેલી વસ્તુની હલકાઈનો વિચાર કરતો નથી.

આમ કહી હસતાં હસતાં ગુરુશ્રી બોલ્યા કે, "બંગલા જેવી ક્ષુલ્લક વસ્તુને સ્વામીજી શું ગ્રહણ કરે ? પણ તમે આપો છો તેમાં પ્રેમ છે એ તો ખરૂં." આ સાંભળી આબારાવ મુંગા રહ્યા.



## ૭૨. વિદાયગીરી.

આમ ત્રણેક માસ કર્યા પછી મેં બેલગામથી જવા ઇરાદો કર્યો, અને પછી એક દિવસ ગુરુશ્રીને કહ્યું કે, "મને જવાની રજા આપો." તેઓ હસીને બોલ્યા કે, "પાછા જવાના સંકલ્પો ઊઠી ખડા થયા કે ? ઠીક છે. કઈ બાજુએ જવું છે ?" મેં કહ્યું, "ગુજરાત તરફ" પોતે બોલ્યા, "વારુ ચાર દિવસ રહો પછી જજો. તમારા રહેવાથી મને પણ આનંદ થાય છે." આવી રીતે ચાર ચાર દિવસ કરતાં સોળ સત્તર દિવસ નીકળી ગયા. મારો બેલગામથી જવાનો ઇરાદો જાણી સત્સંગીઓએ મારી વિદાયગીરી નિમિત્તે મને ભિક્ષા કરાવવા માટે ગુરુશ્રીના બંગલામાં રસોઈ કરાવી. સર્વે જમવા આવ્યા અને ગુરુશ્રી પાટલા પર બેઠા. પછી તૈયાર કરાવેલો પૂજાનો સામાન લાવ્યા. બધા ઉભા હતા અને ગુરુશ્રીની હું પૂજા કરવા ગયો, ત્યારે તેઓએ કહ્યું કે નિમિત્ત આપનું છે, માટે મારી પૂજા શા માટે કરવી જોઈએ. એમ કહી મને પૂજા કરવા ન દીધી. એટલામાં બીજા લોકો ગુરુશ્રીની પૂજા કરવા આવ્યા, પરંતુ તેઓને પણ ન કરવા દીધી. ફક્ત ચંદન પુષ્પ ચડાવવા દીધાં. પછી મેં એક પુષ્પ લઈ ગુરુશ્રીના મસ્તક પર ધરી નમસ્કાર કર્યા. ગુરુશ્રીએ કહ્યું કે, "અહિંથી લઈને અહિં પુષ્પ મૂકવામાં શું વિશેષ છે ? વાસ્તવિક પુષ્પો તો જુદાંજ છે. શાસ્ત્રમાં તે આ પ્રમાણે વર્ણવ્યાં છેઃ—

अहिंसा प्रथम पुष्पं पुष्पमिन्द्रियनिग्रहः
सर्वभूतदया पुष्प क्षमा पुष्पं विशेषतः ॥
शान्तिः पुष्प तपः पुष्पं ध्यानं पुष्पं तथैवच ।
सत्यमष्टविध पुष्पं विष्णोः प्रीतिकरं भवेत् ॥

અર્થઃ—અહિંસા પ્રથમ પુષ્પ , ઇંદ્રિયનિગ્રહ એ પુષ્પ, સર્વ પ્રાણીમાં દયા એ પુષ્પ, (સર્વ ઠેકાણે) ક્ષમા એ પુષ્પ અને શાન્તિ એ પુષ્પ; તેમજ તપ પુષ્પ, ધ્યાન પુષ્પ અને સત્ય પુષ્પ. એમ આઠ પ્રકારનાં પુષ્પ વિષ્ણુને પ્રીતિ કરનારાં છે.

ત્યાર બાદ બીજે દિવસે નીકળતી વખત કહેવા લાગ્યા કે, "ગુલાબભાઈ શેઠ હતા ત્યારે એવો સંકલ્પ રહેતો કે એક ઠેકાણે આશ્રમ જેવું બાંધી સર્વ મળી રહીશું, તે સંકલ્પ તો ગયો. હું સરકારી કામથી મુક્ત થાઉં ત્યારબાદ તરત તમે આવજો. પહેલાંની પેઠે નહિ કરતા. મહિને પંદર દિવસે પત્ર લખતા રહેજો." એમ કહીને મને બે ગંજીફરાક આપ્યાં. મેં કહ્યું કે મારે નહિ જોઈએ. બીજાઓએ કહ્યું કે, "અહિં કરતાં ગુજરાતમાં ઠંડી વધારે છે, માટે ના

કેમ કહો છો ?" મેં એક રાખવાનું કહ્યુ, એટલે તેઓ બંને રાખવાનો આગ્રહ કરવા મંડયા. એટલે મેં કહ્યું કે, "અમદાવાદમાં એક વખત એક સાધુનો છોકરો મળ્યો. તે અજમેરથી અમદાવાદ તરફ આવતો હતો. માર્ગમાં તેને એક ભીલ મળ્યો તેણે પૂછ્યુ કે, 'તું કોણ છે ?' છોકરે કહ્યું કે 'હું સાધુ છું.' ભીલે કહ્યું કે, 'તારી પાસેનો સામાન વગેરે નીચે મૂકી દે.' એમ કહી તે બધું નીચે મૂકાવી તેના શરીર ઉપરનું ધોતિયું પણ કઢાવીને નીચે મૂકાવ્યું. છોકરા પાસે એક માત્ર લંગોટી રહી. ભીલે લંગોટીભર છોકરાને દેખી કહ્યું કે, 'પહેલાં તું સાધુ નહોતો, હવે તું સાધુ થયો. અહિંથી ચાલ્યો જા." આ હકીકત સાંભળીને ગુરુશ્રી હસવા લાગ્યા અને કહ્યુ કે, "ભીલ પણ ત્યાગીનું લક્ષણ સમજે છે. હું તમને વધારે રાખવાનું કહેતો નથી, વારા ફરતી બદલવાને માટે બે તો જોઈએ." એમ કહીને બંને આપ્યાં.

પછી હું બેલગામથી નીકળી મુંબઈ થઈ અમદાવાદ આવ્યો. હું અમદાવાદ આવ્યા બાદ એક દિવસ ચંદુભાઈને ત્યાં રહ્યો; અને પછી બીજે દિવસે ગામની બહાર ધર્મશાળામાં ચાલ્યો ગયો. આ હકીકત ચંદુભાઈએ ગુરુશ્રીને લખી જણાવી. ઉત્તરમાં ગુરુશ્રીએ લખ્યું કે, "સ્વામીજી પાસે હમેંશાં જવું આવવું તથા તેઓને ઘેર બોલાવતા પણ રહેવું. સ્વામીજીને જે જે ચીજની જરૂર જણાય તે હાજર કરવી. તેઓને પૂછશો તો તે તો નાજ કહેશે. માટે ધ્યાન આપી જે ચીજ ન હોય તે હાજર કરવી." તે સમયે ચંદુભાઇની સાથે મારો વિશેષ પરિચય નહિ હોવાથી ગુરુશ્રીએ આ પ્રમાણે લખ્યું હતું.

## ૭૩. અમદાવાદમાં આગમન.

ગુરુવર્ય મારા પછી આશરે બે મહિનાની રજા પર સને ૧૯૦૩ના ફેબ્રુઆરી મહિનામાં પ્રથમ માટુંગે આવ્યા. ત્યાં પ્લેગ ચાલતો હોવાથી ગુલાબભાઇ શેઠ તથા એમનાં બન્નેનાં કુટુમ્બને લઈ ગુરુશ્રી અમદાવાદ આવ્યા. તે વખતે હું, નાનુભાઇ, ચંદુભાઇ વગેરે સ્ટેશન પર એમને તેડવા માટે ગયા હતા. સ્ટેશનથી ઘેર આવ્યા પછી સુખાનંદજી મહારાજે મને પૂછયું કે, "પ્રકાશાનંદજી, આપ હ્યાં રહેતે હો?" તેના ઉત્તરમાં ગુરુશ્રીએ કહ્યું કે, "એ તો હ્યાં રહેનેવાલે નહિ હય." ( અર્થાત્ ગૃહસ્થોના ઘરમાં રહેવાવાળા નથી. ) પછી ગુરુશ્રી કહેવા લાગ્યા કે, " કેમ સ્વામીજી, હવે બેલગામ આવશોને. " મેં કાંઈ જવાબ દીધો નહિ. તેઓશ્રી કહેવા લાગ્યા કે, "જેવી રીતે અહિં શહેરથી બહાર એકાંતમાં રહો છો, તેમ ત્યાં પણ છે." હું મુંગો રહ્યો. એ પ્રમાણે મને પ્રીતિ-

પૂર્વક સાથે આવવાનો આગ્રહ કરતા હતા. મેં ગુરુશ્રી પાસે મારા ઉતારા પર જવાની રજા માગી. ગુરુશ્રીએ કહ્યું, "સવારે આવશો ને ?" મેં હા કહેતાં તેઓશ્રીએ કહ્યું કે, "ભિક્ષાનું અહિંજ રાખજો." હું બીજે દિવસે સવારે ગુરુશ્રી પાસે આવ્યો, તે વખતે "જીવનમુક્તિ વિવેક" ગુરૂશ્રી વાંચતા હતા. શ્રવણ થઈ રહ્યા પછી જમવાનો વખત થયો, અને ગુરુશ્રી, હું તથા સુખાનંદજી મહારાજ વગેરે ત્યાં જમ્યા. જમી રહ્યા બાદ સુખાનંદજી મહારાજે મને કહ્યું કે, "પ્રકાશાનંદજી, નિત્ય ક્યાં ભિક્ષા કરો છો ?" મેં જવાબ આપ્યો, "એનું કાંઈ ઠેકાણું નહિ." તેમણે પૂછયું, "સ્નાન ક્યાં કરો છો ?" મેં કહ્યું, "નદી પર." તે બોલ્યા, "તમને તાવ આવે છે, છતાં ટાઢે પાણીએ શા માટે સ્નાન કરો છો ? ટાઢના દિવસ છે માટે સ્નાન ભિક્ષા પણ અહિંજ કરો." એમ કહી મને આગ્રહ કરવા માંડયો. ગુરુશ્રી બોલ્યા, "બહુ આગ્રહ કરશો નહિ, નહિ તો આવતા પણ બંધ થઈ જશે. એ તો ઘણી વખત ભૂખ્યા પણ રહે છે અને મારે ત્યાં (બેલગામમાં) રહેલા તે પણ માત્ર મારી આમન્યા ન લોપાય માટેજ. છતાં ઘણી વખત ભિક્ષા કરવા બહાર પણ જતા રહેતા." સુખાનંદજી મહારાજ બોલ્યા, "એ તો સંન્યાસ લઈને ઘણું કષ્ટ વેઠે છે." ગુરૂશ્રીએ કહ્યું કે:—

रथ्याया बहु वस्त्राणि भिक्षा सर्वत्र लभ्यते ।
भूमिशय्या सुविस्तीर्णा यतयः केन दुःखिताः ॥

**અર્થ**:—રસ્તામાં બહુ વસ્ત્રો છે; ભિક્ષા સર્વ ઠેકાણે મળે છે; પૃથ્વી વિસ્તીર્ણ પથારી છે; માટે યતિઓ શાથી દુઃખી હોય ?

ઊઠતી વખત ગુરુશ્રીએ કહ્યું, "કેમ સ્વામીજી, કાલે આવશો ?" મેં કહ્યું, "જી હા." ત્યારે ગુરુશ્રી બોલ્યા, "હું છું ત્યાંસુધી સ્નાન, ભિક્ષા વગેરે અહિંજ કરશો. તમારી તબીઅત નરમ છે, માટે નદીએ ટાઢે પાણીએ ન નહાતાં ગરમ પાણીથી સ્નાન કરજો." સુખાનંદજી મહારાજ બોલી ઉઠયા, "મને આગ્રહ કરતાં અટકાવો છો અને આપ કરો છો, એમ કેમ ?" ગુરુશ્રી બોલ્યા, "મારા વચનનું તેઓ માન રાખે છે માટે હું કહું છું." એમ કહીને ગુરુશ્રી હસવા લાગ્યા.

# ૭૪. મિત્રોની સાથે વિનોદ.

બીજે દિવસે સવારે લાલશંકરભાઈ આવ્યા. તેમને ગુરુશ્રીએ પૂછ્યું કે, "માથે સફેદ પાઘડી કેમ છે?" તેમણે જવાબ દીધો કે, "શોક છે." (એમણે પોતાના નજીકના સગામાં અમુક ગુજરી ગયાનું નામ દીધેલું તે મને યાદ નથી.) એટલામાં ભીમાભાઈ આવ્યા. વાત કરતાં ધર્મ સંબંધી પ્રસંગ નીકળતાં ભીમભાઈએ મશ્કરીમાં કહ્યું, "સૌ મોક્ષ મોક્ષ કરો છો, પણ મરી ગયા પછી સ્વર્ગમાં ગયા કે નરકમાં ગયા તે કોઈ જાણતું નથી, અને કોઈના કાગળ પત્ર તો આવતા નથી." એ સાંભળી સૌ હસવા લાગ્યા. ગુરુશ્રીએ વિનોદમાં કહ્યું કે, "હજી સુધી તમારી નાસ્તિકતા ન ગઈ. જે લોકો બ્રહ્મસુખ માટે રાજ્યપાટ છોડી ગયા તે શું બધા દિવાના હતા? ઘણા રાજા રાજ્યપાટ મૂકીને જંગલમાં એકાંત સેવીને બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કરી બ્રહ્મસુખને અનુભવી વિષયસુખ કરતાં બ્રહ્મસુખ કરોડો દરજ્જે મોટું છે, એમ ગણીને દુનિયાને ઉપદેશ કરે છે કે, 'હે પામર લોકો! આ વિષયરૂપ નરકમાં શા માટે પડી રહો છો? મોક્ષસુખ મહા મોટું છે, નિત્ય છે, માટે તેને અનુભવવા માટે વિષયોને તજી પ્રબળ પુરુષાર્થ કરો.'

તમે કોઈની સાથે સમાગમ કરવા લાગો તો સારૂં. કેમકે પંચાવન વર્ષ ઉપર આપણી ઉમ્મર થઈ ગઈ. માટે એટલાં વર્ષ કાંઇ નહિ કર્યું તો કાંઈ નહિ, પણ હવે તો કંઈક કરવું જોઈએ. માટે ક્યાંય પણ સમાગમ કરવા જવું જોઈએ." ભીમભાઈએ કહ્યું. "મને કોઈના ઉપર આસ્થા નથી." ગુરુશ્રીએ કહ્યું કે, "તો પછી તમે પ્રાર્થના સમાજમાં જવાનું રાખો." ત્યારે લાલશંકરભાઈએ કહ્યું કે, "હું તો તેમને ઘણી વખત બોલાવું છું, પણ કોઈક વખતેજ પ્રાર્થના સમાજમાં આવે છે." તે ઉપરથી ગુરુશ્રીએ કહ્યું કે, "ફૂરસદ લઈને જવાનું અને ગીતા વગેરે વેદાંતનાં પુસ્તકો વાંચવાનો મહાવરો રાખો તો સારૂં." આવી રીતે વાર્તાલાપ કરીને સર્વે ચાલ્યા ગયા.

ત્યારપછી ત્રિપુરાશંકરભાઈ વગેરે આવ્યા. પછી પ્રસંગ નીકળતાં ત્રિપુરાશંકરભાઈ કહેવા લાગ્યા કે, "હું શ્રવણ કરવાને ઘણીખરી જગોએ જાઉં છું અને શાસ્ત્ર વાંચવાનો પણ મહાવરો રાખું છું, તોપણ મનની શાંતિ થતી નથી." ગુરુશ્રી કહેવા લાગ્યા કે, "પૂર્વ જન્મના જેને પ્રબળ સંસ્કાર હોય છે તેને એક વખત શ્રવણ કરવાથી એકદમ ધૂન લાગી જાય છે. પુંડરીક ભક્ત એક વખત કથા શ્રવણ કરવા ગયા અને તેને પ્રભુ સાથે ધૂન લાગી ગઈ તે લાગી ગઈ. એવીજ રીતે તુલસીદાસજીએ પોતાની પત્નીના એક વચનથી તેના પરનો પ્રેમ

છોડી પરમાત્મામાં પ્રેમ જોડયો. આપણે લોક તો આખી જીંદગી વાંચીએ તોપણ કંઈ થતું નથી. ભર્તૃહરિ મહારાજ કહે છે કેઃ—

आगृह्य पुस्तकं धन्याः सर्वं विद्म इति स्थिताः ।
शतवारं पठित्वापि हा न विद्मो जडा वयम ॥

**અર્થ**:—પુસ્તકનું (શાસ્ત્રનું) અવલોકન કરી જેઓ સર્વને જાણે છે તેઓને ધન્ય છે. (પરંતુ) ખેદની વાત છે કે અમે તો સો વાર શાસ્ત્રનુ અધ્યયન કર્યા છતાં (કંઈ પણ) જાણતા નથી, જડ છીએ.

ભર્તુહરિ મહારાજ જેવા આવી રીતે કહે છે, તો આપણી શી વાત ? માટે આપણા જેવાને થોડા શુભ સંસ્કાર હોવાથી પુરુષાર્થદ્વારા તેમાં વૃદ્ધિ થઈ શકે છે. જેવી રીતે રાખથી ઢંકાયેલ થોડો પણ અગ્નિ હોય તો રાખ ખસેડવાથી અને તેમાં છાંડીયાં વગેરે નાંખવાથી અગ્નિ પ્રજ્વલિત થાય છે, તેમ પ્રબળ પુરુષાર્થથી શુભ સંસ્કારોની તરત વૃદ્ધિ થઈ શકે છે."



## ૭૫. રાજ્યમાં સુખ નથી.



ત્યારપછી બીજે દિવસે કોઈ બીજા વર્ગના દેશી રાજ્યમાંથી ગુરુશ્રી પાસે કોઈ ખાનગી કારભારીએ આવી માગણી કરી કે, "હું અહિં આપની પાસે ખાસ અમારા રાજાના આગ્રહથી અરજ કરવા આવ્યો છું. અમારા રાજ્યમાં દિવાનની જગ્યાએ આપ આવો એવી તો અમારાથી માગણી ન કરી શકાય, કારણકે અમારૂં રાજ્ય નાનું છે; પરંતુ આપના કુટુંબમાંથી કોઈ પણ ત્યાં આવે એવી અમારા રાજાની પરમ ઇચ્છા છે. આ જગ્યા માટે એલ એલ. બી. તો ઘણા મળે છે, પણ અમારે તો સારા કુટુંબમાંથી કોઈ જોઈએ છીએ. ખાસ કરીને રાજા સાહેબનો અંતર્ગત હેતુ એજ છે કે આપના જયેષ્ઠ પુત્ર ચંદુલાલભાઈ આ જગ્યાએ હોય તો કોઈ વખત આપના સમાગમનો લાભ મળે." આ સાંભળી ગુરુશ્રી બોલ્યા કે, "રાજા સાહેબને કહેવું કે આ બાબતનો મારાથી સ્વીકાર થઈ શકશે નહિ અને એ માટે દિલગીર છું. દિવાનની જગ્યાએ તમારા રાજ્યમાં જે હાલ છે તે ઘણા વિનીત સ્વભાવના ગૃહસ્થ છે તે જગ્યાએ મારા પુત્રમાંથી કોઈ માણસ આવે એ સર્વથા અશક્ય છે. કદાચ તેઓ રીટાયર થાય અને આ જગ્યા ખાલી પડે તો જુદી વાત, પણ આવું સ્વાર્થલાભનું કાર્ય મારાથી સ્વપ્ને પણ ન બને." આવી રીતે અનેક પ્રકારની વાતચીત થયા પછી તે રાજાના ખાનગી કાર-

ભારીએ રજા લીધી. ત્યારપછી સંધ્યા વખતે આ પ્રસંગ ફરી નીકળતાં ગુરુશ્રી બોલ્યા કે, "રાજ્યવૈભવમાં કાંઇ સુખ નથી. એ તો વૈભવની વિટંબના છે." આ સંબંધમાં એક તપસ્વી બ્રાહ્મણની કથા કહી આ બ્રાહ્મણ વનમાં તપ કરતો હતો, તેવામાં તેના આશ્રમ પાસેથી એક રાજા પોતાની સ્વારી સાથે ઠાઠમાઠથી નીકળ્યો. બ્રાહ્મણ આ સ્વારીનો ઠાઠમાઠ જોઈ તેમાં લોભાઈ ગયો કે, "વાહ! વાહ! દુનિયામાં સુખ હોય તો રાજવૈભવમાંજ છે." ત્યારપછી થોડા દિવસમાં આ બ્રાહ્મણનો દેહ છૂટી ગયો, અને રાજ્યવૈભવની તેની વાસનાએ રાજાને ત્યાંજ એનો જન્મ થયો. યોગ્ય વય થતાં રાજ્યવૈભવો જેમાં એણે સુખ માનેલ હતું, તેજ વૈભવો એને નાના પ્રકારના ક્લેશ અને સંતાપ આપનારા થઈ પડયા. પૂર્વજન્મનું સ્મરણ થયું કે, "અરે પ્રભુ! આ મેં શું વિપરીત ભાવના કરી. સર્વથા આ સંસારમાં આત્મસુખ વિના અન્ય ઇચ્છા કોઈએ પણ કરવાની નથી." આ દ્રષ્ટાંત આપીને ગુરુશ્રી બોલ્યા કે ભર્તૃહરિ મહારાજે યથાર્થ અનુભવ કરીને કહ્યું છે કેઃ—

निष्कंटकेऽपि न सुखं वसुधाधिपत्ये कस्यापि राजतिलकस्य यदेष देव : ।
विश्वेश्वरो भुजंगराजविभूतिभूषो हित्वा तपस्यति चिरं सकला विभूतीः ॥

**અર્થઃ**—પૃથ્વીનું શત્રુરહિત રાજ્ય મેળવીને પણ કોઈ મહાન્ રાજાએ સુખ મેળવ્યું નથી, (એટલા માટે) મોટા સર્પો તથા ભસ્મના અલંકારવાળા વિશ્વેશ્વર (મહાદેવ) સઘળી વિભૂતિનો ત્યાગ કરીને ઘણા કાળ થયાં તપશ્ચર્યા કરે છે.

બીજા લોકો રાજાઓને જોઈ એમ માની બેઠા છે કે તેઓ બહુ સુખી છે, પરંતુ એમને પૂછવાથી સાચું શું છે તે સ્હેલાઈથી સમજી શકાય છે. જેટલો જેટલો વધારે વૈભવ તેટલું તેટલું વધારે દુઃખ, આ એક નિયમ છે. વિલાયતના રાજા હેન્રી ચોથાએ પોતાના અનુભવથા રાજ્યથી કંટાળી જઈ પોતાનો મૂકુટ ખુરસી ઉપર મૂકતાં એવા ઉદ્ગારો કાઢયા છે કે મુકુટ પહેરનાર અશાન્તિથી સુએ છે—સારાંશ કે ખરી શાન્તિ આત્મસુખ વિના બીજે કયાંય પણ નથી.

## ૭૬. અમદાવાદથી સુરત.

આવી રીતે ગુરુશ્રી સાથે સાત દિવસ આનંદપૂર્વક અમદાવાદમાં ગાળ્યા. તેઓશ્રીએ ત્યાંથી ગોધરે જતી વખતે મને પૂછયું કે, "સ્વામીજી, ગોધરે આવશો?" મેં હા કહી. પછી માકુભાઈને પૂછયું, "છોટુભાઇ ગોધરે આવશે

કે કેમ?" તેમણે કહ્યું, "સ્વામીજી આવશે તો તેઓ આવશે એમ કહે છે." ગુરુશ્રીએ કહ્યું, "સ્વામીજી આવે છે." આ પછી ગુરુશ્રી, હું અને છોટુભાઈ ત્રણે ગોધરે જતાં, રસ્તામાં ગોધરેથી આણુંદ સ્ટેશન પર હામૂભાઇ અમને લેવા આવ્યા હતા. અમે ગોધરામાં નગીનદાસને ત્યાં ઉતર્યા હતા. ઠંડીનો વખત હતો, તેથી રાત્રે મને છોટુભાઈએ પોતાની શાલ મારી ગરમ ધાબળી સાથે ઓઢવા માટે આપવા માંડી. મેં ના કહી છતાં આગ્રહ કરવા માંડયો. ત્યારે ગુરુશ્રી બોલ્યા, "આજે આગ્રહ કરો છો, કાલે જંગલમાં જશો ત્યાં એમને કોણ આગ્રહ કરશે?"

બીજે દિવસે સવારમાં ગુરુશ્રીને પોતાનું ગંજીફ્રાક ધોવડાવવું હતું. ચાકર સાથે આણ્યો નહોતો. મેં કહ્યું, "હું ધોઈ લાવું." તેમણે કહ્યું, "તમે તો ખરેખર ભાવ રાખો છો, પરંતુ તમને એ કામ સોંપવું એ અઘટિત છે" મેં આગ્રહ કર્યો છતાં નજ આપ્યું. ગુરુશ્રી ત્યાંથી મુંબઈ ગયા અને હું લુણાવાડા થઈ અમદાવાદ પાછો ફર્યો.

સને ૧૯૦૩ ના જુલાઇ મહિનામાં ગુરુવર્યની બદલી બેલગામથી સુરતમાં સિટિ માજીસ્ટ્રેટની જગાએ થઈ. સપ્ટેમ્બર મહિનામાં તેઓ બિમાર પડયાની હકીકત સાંભળી હું અમદાવાદથી ભરૂચ એક રાત રહી સુરત ગયો. ભરૂચમાં એક સ્વામીનો મેળાપ થયો. તેઓ મારી સાથે સુરત આવ્યા. હું તેઓને ગુરુશ્રીને બંગલે તેડી જતો હતો તે વખતે ગુરુશ્રી રાતના ચાંદની હોવાથી રસ્તા પરના વરાછાના બંગલાની બહાર સડક પર ફરતા હતા. મેં તેમને જોઈ નમસ્કાર કર્યા, ત્યારે તેમણે કહ્યું, "કોણ, સ્વામીજી? આવો, આવો. આજ આવું છું, કાલ આવું છું, તેમ કરતાં આટલા દિવસ કાઢી નાંખ્યા? મારા અહિંઆ આવ્યા પછી સોબતને સારૂ કોઈ નહોતું. આપને તેડવા સારૂ કાગળ લખવાનો વિચાર હતો, દરમ્યાન તમે આવી ગયા તે ઠીક થયું. આનંદ થયો." મેં પૂછયું, "આપની તબિયત કેમ છે?" તેમણે કહ્યું, "છે તેવી ને તેવીજ છે." ત્યારે મેં કહ્યું, "ઠાકોરભાઈએ તો પહેલાંથી હમણાં સારી છે એવું લખ્યું હતું." પોતે ઉત્તર આપ્યો, લખ્યું હશે, ઠીક; આનંદ છે." આમ વાત કરતાં કરતાં અમે બંગલે ગયા. ત્યાં ગુરુશ્રીએ અમારે માટે આસન ઊચકી લાવી પાથરવા માંડયું. પોતાનો ડાબો હાથ ખાનદેશમાં ટાંગામાંથી પડી જવાથી પૂરો વળી શકતો નહોતો, છતાં આ મહેનત કરવા માંડી, તે જોઈ મેં એકદમ એમના હાથમાંથી આસન લઈ પાથરી લીધું.

ત્યારપછી થોડો વખત અમે બેઠા અને પછી અમારે માટે વ્યવસ્થા કરીને તેઓશ્રી પોતાના આસન પર ગયા. થોડા વખત પછી ગરમી સખત હોવાથી ગુરુશ્રીને હું પંખો નાખવા લાગ્યો, પણ ગુરૂશ્રીએ તરતજ ના પાડી.

તે વખતે મેં કહ્યું કે, "હું તો અપરાધી છું. મારા વડિલોની પણ હું સેવા ન કરી શક્યો અને આપ પણ મને સેવા કરવાની ના કહો છો. આજ સુધી આપની પાસેથી ઉલટી મેં સેવા લીધી." એમ કહીને હુ ચુપ રહ્યો. તે વખતથી મારૂં મન ઉદાસ જોઈને પોતે સેવા કરવાની મને વધારે ના નહોતા કહેતા. તે વખતથી અવસાન સુધી મને સેવાનો યત્કિંચિત્ લાભ મળ્યો.



## ૭૭. ગુરૂશ્રીનો મંદવાડ.

રાતના મને કાંઈ માલમ પડયું નહિ, પણ બીજે દિવસે સવારે એમનું શરીર જોવાથી કાંતિ બદલાઈ ગયેલી અને શરીર તથા નેત્ર પીળાં પડી ગયેલાં માલમ પડયાં. મેં દીલગીરી સાથે કહ્યું, "અહો, આપની પ્રકૃતિ તો ઘણી બગડી ગઈ છે?" પોતે ઉત્તર આપ્યો, "ઠીક છે; એ તો એક દિવસ બગડવાનીજ છે." એમ કહીને પોતાના નિત્ય નિયમ મુજબ સ્નાન કરી સવારના સાતથી આઠ સુધી આત્મપુરાણ વાંચ્યું. બપોરે જમતી વખતે મેં જોયું, તો માલમ પડયું કે જેમ તેમ કરી સહેજ સાજ નામ માત્ર પોતે ખાધું. અશક્તિ ઘણીજ હતી, છતાં બોલવાની શક્તિ તો જેવીને તેવીજ રહી હતી. બોલવા પરથી કોઈ એમ ન સમજે કે તેઓ બિમાર છે. પછી ડૉકટર દીનશા અને ડૉકટર રામલાલ આવ્યા. ડૉકટર દીનશા ધર્મપરાયણ હતા. તેમણે માંસાદિનો પણ ત્યાગ કર્યો હતો, અને મુમુક્ષુ તરીકે ગુરૂશ્રી તરફ પૂજ્યબુદ્ધિ હતી, તેથી શંકાઓ પૂછતા; એથી ડૉકટરની સાથે પ્રથમ ઘણો વખત વેદાંત વિષય પર વાત કરી. ડૉકટર તપાસી પૂછવા લાગ્યા, "કેમ?" પોતે કહ્યું, "ઠીક છે, આનંદ છે. આપ દવા કરવા આવ્યા છો, પરંતુ હું તો પ્રારબ્ધવાદી છું અને દવાથી મને કાંઈ ફાયદો નથી, તેથી વધારે વખત મારો દવા લેવાનો વિચાર નથી." ડૉકટરે કહ્યું, "હું કાંઈ દવા આપને નહિ આપું, ફકત પાણી પીવા આપીશ. તે તો પીવામાં આપને અડચણ નથી ને?" પોતે કહ્યું, "ઠીક છે." આ પછી ડૉકટર જ્યારે જ્યારે આવે ત્યારે ત્યારે તેમની સાથે વેદાંતનીજ ચર્ચા ચલાવે. કલાક સવા કલાક થયા પછી પોતે કહે કે, "આપ ઘણા ખોટી થયા છો." ડૉકટર કહે કે, "મને આપના મુખથી વેદાંતચર્ચા સાંભળવામાં ઘણો લાભ થાય છે." એમ કહી સહેજ સાજ દવા સંબંધી વાતચીત કરી લે. જુદા જુદા પ્રશ્નો પૂછે અને ગુરૂશ્રી ઘણા ખુલાસાપૂર્વક તેનું વિવેચન કરે.

પછી સાંજના હીરાલાલભાઈ તથા રૂપશા વગેરે આવ્યા, તે વખતે મારી સાથે આવેલા સ્વામીજી અને ગુરૂશ્રી વેદાંતચર્ચા કરતા હતા, તેમાં પ્રસંગ-

વશાત્ ગુરૂશ્રી બોલ્યા, "માયા તો કલ્પિત છે ને?" વચ્ચે મેં શંકા કરી, "જો માયા કલ્પિત હોય તો अक्षरात्परतः परः એ શ્રુતિએ માયાને અક્ષર કેમ કહી છે?" સાથેના સ્વામીજી બોલી ઉઠયા, "અભી ઇનકા મનમેં પડા હૈ." એ સાંભળી ગુરૂશ્રી હસવા લાગ્યા અને બોલ્યા, "કયાં અભી પડા હૈ? યે તો બહોત સિદ્ધાંતોકું દેખનેસે ઐસા હોતા હૈ." એટલું બોલ્યા; શરીર મંદવાડથી અશકત તેથી આગળ કાંઇ કહ્યું નહિ. ત્યાર પછી રાત્રે ગુરૂશ્રી, સ્વામીજી તથા હું બેઠા હતા, ત્યાં ગુરૂશ્રીએ વાત કરી કે, "મારી સાથેનો આમનો (પ્રકાશાનંદજીનો) સંબંધ સાત વર્ષનો છે. તેઓ મારી સાથે બેસવા, ઊઠવા, બોલવામાં અને દરેક બાબતમાં ઘણો સંકોચ રાખે છે. ઘણી વખત હું કહું છું પણ ખરો કે, આટલી બધી મર્યાદા ન રાખવી જોઇએ; કેમકે મારા આશ્રમ કરતાં તેમનો આશ્રમ ચડિયાતો છે; છતાં તેઓ તે પદ્ધતિ છોડતા નથી." પેલા સ્વામીજીએ જવાબ દીધો, "એમાં તો કાંઇ ખોટું નથી. એ પ્રમાણે કરવું એ તેમનો ધર્મ છે. વળી ગુરુમાં ભકિત ન હોય તેને જ્ઞાનનો અનુભવ થતો નથી માટે ગુરુમાં ભકિત રાખવાની એમની ફરજ છે." તે સાંભળી ગુરુશ્રીએ કહ્યું કે, "અમારે કાંઇ ગુરુ શિષ્યનો સંબંધ નથી." સ્વામીજીએ કહ્યું, "આપ તો એમ રાખતા નથી, પરંતુ એમની તો ફરજ છે."



## ૭૮. સંન્યાસના ભેદ.

બીજે દિવસે સવારે ગુરુશ્રી આત્મપુરાણ વાંચતા હતા. તેમાંના સંન્યાસ ભેદના અધ્યાય વાંચતાં તેમણે જે ખુલાસો કરેલો, તેનો થોડો ભાગ આ પ્રમાણે હતોઃ—

નારાયણ ઉપનિષદ્‌માં સંન્યાસના બે મુખ્ય ભેદ પાડયા છેઃ લિંગ અને અલિંગ. દંડ વગેરે આશ્રમ ચિહ્ન વિધિપૂર્વક ધારણ કરી જે સંન્યાસ લેવાય તે લિંગ સંન્યાસ, અને તેનો બ્રાહ્મણને અધિકાર છે. અલિંગ સંન્યાસનો અધિકાર ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર આદિ સર્વને છે. લિંગ સંન્યાસીનાં આશ્રમ ચિહ્ન બાદ કરતાં ભિક્ષાટનાદિ બાહ્ય ચિહ્નો તથા શમ, દમ, અહિંસાદિ ધર્મો બંનેના સરખા છે.

લિંગ સંન્યાસ ચાર પ્રકારના હોય છેઃ કુટીચક, બહૂદક, હંસ અને પરમહંસ.

સાધનસંપન્ન અધિકારીને જ્યારે વૈરાગ્ય થાય ત્યારે સંન્યાસ લેવાનો છે. તે સંન્યાસ વૈરાગ્યના તારતમ્યથી એટલે ન્યૂનાધિકતાને લીધે ચાર પ્રકારનો છે.

એ સંન્યાસ પૈકી કોઇ એક સંન્યાસ જેને લેવો હોય, તે નક્કી કરવામાં તેનો વૈરાગ્ય સમજવો પડે. એ વૈરાગ્ય બે પ્રકારનો છેઃ અપર વૈરાગ્ય અને પર વૈરાગ્ય. અપર વૈરાગ્યના પણ ચાર ભેદ છેઃ યતનાન, વ્યતિરેક, એકેંદ્રિય અને વશીકાર. આમાંના પ્રથમના ત્રણ ભેદ તો વૈરાગ્ય માટે યત્ન કરનાર પુરુષના છે. તેથી વશીકાર વૈરાગ્યવાળાને સંન્યાસનો અધિકાર છે. તેમાં પણ જેને મંદ વશીકાર હોય તેને સંન્યાસનો અધિકાર નથી, અને તીવ્ર વશીકારવાળાને કુટીચક કે બહૂદક પૈકી પોતાની સ્થિતિ અને શક્તિ પ્રમાણે કોઈ એક સંન્યાસ ધારણ કરવાનો અધિકાર છે; અને જેને તીવ્રતર વશીકાર વૈરાગ્ય છે તેને હંસ સંન્યાસી થવાનો અધિકાર છે. આ ત્રણે પ્રકારના સંન્યાસીઓ શ્વેત વસ્ત્ર અને શિખા-સૂત્ર ધારણ કરે છે.

હવે બાકી જે પર વૈરાગ્ય રહ્યો, તે પર વૈરાગ્યવાળાને પરમહંસ સંન્યાસનો અધિકાર છે. તે પરમહંસ સંન્યાસ બે પ્રકારનો છેઃ વિવિદિષા સંન્યાસ અને વિદ્વત્ સંન્યાસ. વિવિદિષા સંન્યાસ તે લિંગ સંન્યાસ હોવાથી તેમાં કાષાય વસ્ત્ર, દંડ, કમંડલાદિ ધારણ કરાય છે, અને તે જ્ઞાન સંપાદન કરવા માટે લેવામાં આવે છે; તેનો અધિકાર માત્ર બ્રાહ્મણને છે. આ પ્રમાણે વિવિદિષા સંન્યાસ આચરતાં જ્ઞાનનો પરિપાક થવાથી વિદ્વત સંન્યાસ પ્રાપ્ત થાય છે, અને તેને માટે કાંઈ વિધિ કરવાપણું રહેતું નથી.

યોગભ્રષ્ટ વિદ્વાનને બ્રહ્મચર્ય, ગૃહસ્થ કે વાનપ્રસ્થમાંના કોઈ પણ આશ્રમમાં જ્ઞાન થતાં પરભાર્યો વિદ્વત્ સંન્યાસ પ્રાપ્ત થાય છે.

આ વિદ્વત્ સંન્યાસ પ્રાપ્ત કરવાનો અધિકાર બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર કે સ્ત્રી આદિ તમામને છે. આવા સંન્યાસીને દેહાધ્યાસ નથી, દેહાધ્યાસ ન હોવાથી જીવભાવ નથી, તેથી દ્વૈતની સત્યતાનું દર્શન નથી, એટલે તેનું વર્તન પ્રારબ્ધાધીન છે; પણ તેને પ્રારબ્ધનો ભોક્તા હોવાનું અભિમાન નથી. મુનિ દુર્વાસા, જડભરત, દત્તાત્રેય, રૈવતક અને ઋષભદેવ જેવા આ કોટિના હતા. કેમકે તેઓ—

अव्यक्तलिंगा अव्यक्ताचाराः ।

**અર્થ**—ગુપ્ત ચિહ્નવાળા, ગુપ્ત આચારવાળા હતા.

જેઓને શ્વેત વસ્ત્ર કે કાષાય વસ્ત્ર વગેરે કોઈ પ્રકારનું સ્પષ્ટ ચિહ્ન હોતું નથી; અર્થાત્ જટા કે મુંડન, ભસ્મ કે રૂદ્રાક્ષ, દંડ કે કમંડલ વગેરેને ગ્રહણ કરવા માટે જેઓને ખાસ નિયમ હોતો નથી, તેમ જેઓને કોઈ સ્પષ્ટ આચાર હોતો નથી, તેઓ વિદ્વત્ સંન્યાસી કહેવાય છે.

આમ બાળકની પેઠે વિચરતા તે મહાત્મા કોઈ વાર ઇચ્છાવાળા, કોઈ વખત ઇચ્છા રહિત, કોઈ વાર જ્ઞાની તો કવચિત્ અજ્ઞાની જેવા, કોઈ સમયે ઘેલા જેવા, કયારેક જડ, કયારેક વાચાળ, કવચિત્ મૌની, કવચિત્ રાગી—આમ પ્રારબ્ધવશાત્ દેખાતાં ચિહ્નો તથા મહાત્માના આચાર અવ્યક્ત (ગુપ્ત) હોવાથી, તે સાધુ છે કે અસાધુ, જ્ઞાની છે કે અજ્ઞાની, તે જણાતું નથી. કહ્યું છે કે—

यं न सन्तं न चासन्तं नाश्रुतं न बहुश्रुतम् ।
न सुवृत्तं न दुर्वृत्तं वेद कश्चित्स वै यतिः ॥

**અર્થ**—આ સંત છે, અસંત છે, અશ્રુત છે, બહુશ્રુત છે, સુવૃત્ત છે કિંવા દુર્વૃત્ત છે, ઇત્યાદિ સ્વરૂપ વડે જેને કોઈ જાણી શકતું નથી, તેજ (વિદ્વત્સંન્યાસી) યતિ છે એમ જાણવું.

વિદ્વત્સંન્યાસીના સ્વરૂપનું અન્યને જ્ઞાન થતું નથી, એટલુંજ નહિ, પરંતુ કવચિત નિંદ્ય આચરણયુક્ત પણ તે જોવામાં આવે છે.

દત્તાત્રેય સંહિતામાં ભગવાન્ દત્તાત્રેયના વિપરીત વર્તનનું દ્રષ્ટાંત જોવામાં આવે છે; પણ તે દત્તાત્રેયનું વિપરીત વર્તન અતિ વિઘ્નકારક લોકોને દૂર રાખવા માટે અને પોતાને સમાધિનું સુખ લેવા માટે માત્ર બતાવવાનુંજ હતું, અને તેમની એવી સિદ્ધ બ્રહ્મસ્થિતિ હતી કે તેમને પાપ પુણ્ય સ્પર્શ કરે નહિ. આપણે જેને જીવભાવ છે, તેને હજારો જન્મ લેતાં પણ તે સ્થિતિ પ્રાપ્ત કરવી કઠણ છે. એટલે તેમના દેખાતા નિંદ્ય આચરણનું અનુકરણ કરીએ તો અધોગતિ પામીએ. શંકર ભગવાને હળાહળ વિષનું પાન કર્યું, તેમ આપણે વિષપાન કરીએ તો મરણ પામીએ.

પ્રારબ્ધવશાત આપણને તેવાનો સમાગમ થાય તો ભક્તિભાવથી તેમની સેવા કરવી, અને તેમ કરતાં તેમના પ્રસાદથી જ્ઞાન સંપાદન કરવું તે આપણું કર્તવ્ય છે; કારણ કે—

सुहृदः साधुकृत्यां द्विषंतः पापकृत्याम् ।

(બ્રહ્મવેત્તાઓનાં) પુણ્ય એમની સેવા કરનારાઓ અને પાપ તેમનો દ્વેષ કરનારાઓ લઈ જાય છે.

આવા જ્ઞાનીઓની ઉન્મત્ત દશા હોય છે. કોઈ વખત બાળચેષ્ટા કરે, કોઈ વખત પુષ્કળ ભોજન કરે, કોઈ વાર ભૂખ્યા રહે, ચંદન કે કાદવનો લેપ સરખો માને, સર્પ અને માળાનો ભેદ ન ગણે અને તેમજ વર્તે; કોઇ વાર હસે કે રડે; ટુંકામાં શરીરની સર્વ રક્ષાનું એમને ભાન રાખવાપણું હોતું નથી.

આ દશા શાસ્ત્રના સેંકડો વિધિ આચરવાથી કે લાખો નિષિદ્ધ કર્મના

ત્યાગથી સંપાદન કરાય તેમ નથી; પરંતુ પ્રબળ પ્રારબ્ધના યોગે અસાધારણ પુરુષાર્થ વડે સંચિતનો પ્રતિબંધ દૂર કરનારને જ્ઞાનદ્વારા સ્વતઃ પ્રાપ્ત થાય છે. ગમે તે બહિરંગ કે અંતરંગ સાધન આચરનારને કર્તવ્યબુદ્ધિ હોય છે, અને જ્ઞાનનો ઉદય તો કર્તવ્યબુદ્ધિના વિસ્મરણ પછી છે.

આ કારણથી જ્ઞાનીઓ શાસ્ત્રની પ્રણાલિકાથી બહાર છે, અને તેમની બ્રહ્માત્મ બુદ્ધિનો લોપ થતો નથી. તેઓ અસ્તિ, ભાતિ અને પ્રિયરુપ અદ્વૈત બ્રહ્મને અનુભવે છે. જગત્‌માં નામરુપની તેને ઉપેક્ષા છે, તેથી તેઓને તે પદાર્થોના ગુણદોષમાં અભિનિવેશ નથી હોતો, અને તે કારણથી તેમને વિધિ-નિષેધ લાગુ પડતા નથી.

શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે—

ज्ञाननिष्ठो विरक्तो वा मद्भक्तो वानपेक्षकः ।
सलिंगानाश्रमाँस्त्यत्क्वा चरेदविधिगोचरः ॥

**અર્થ**—મારો ભક્ત (ગીતામા ભગવાને કહેલા આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની એ ચાર પ્રકારના ભકતો પૈકી જ્ઞાની) જ્ઞાનનિષ્ઠાવાળો, વિરક્ત અને અપેક્ષા વિનાનો હોય; તે આશ્રમોનાં ચિન્હોનો પરિત્યાગ કરીને વેદવિધિને ન અનુસરે.

આજ કાલ 'હું પણ જ્ઞાની છું,' એમ માનીને ઘણા 'વિધિનિષેધથી રહિત છું' એમ કહી યથેચ્છાચરણ કરે છે, વાસ્તે ભગવાને જ્ઞાનની સાથે વૈરાગ્ય પણ હોવો જોઈએ એમ કહ્યું છે. અર્થાત્ જ્ઞાનની સાથે વૈરાગ્યની વ્યાપ્તિ છે. એવા જ્ઞાની પુરુષને વિધિનિષેધ લાગુ પડતા નથી, કેમકે વૈરાગ્યવાન્ હોવાથી તેઓ ઉન્મત્ત દશામાં વિચરે છે. કોઈ વખત ખાવા પીવામાં, નાહવા ધોવા વગેરે ક્રિયાઓમાં તેઓનું કાંઈ ઠેકાણું હોતું નથી. આ સંબંધમાં શ્રીમદ્ ભાગવતમાં ભગવાન્ કહે છે કે—

शौचमाचमनं स्नानं न तु चोदनयाऽऽचरेत् ।
अन्यांश्च नियमाञ्ज्ञानी यथाऽहं लीलयेश्वरः ॥

**અર્થ**—શૌચ, આચમન, સ્નાન અને બીજા નિયમોનું પણ જ્ઞાની વેદવિધિથી આચરણ ન કરે; જેમ હું ઇશ્વરલીલા માત્રથી કરૂં છું (તેમ કરે).

યોગસૂત્રમાં બાહ્યશૌચનું ફળ લખ્યું છે કે—

शौचात्स्वाङ्गजुगुप्सा परैरसंसर्गः ।

**અર્થ**:—શૌચથી શરીર નિંદ્ય છે એવી પોતાના શરીરમાં ગ્લાનિ ઉત્પન્ન થાય છે, અને પોતાના શરીરમાં ગ્લાનિ ઉત્પન્ન થતાં, બીજાઓના શરીરમાં એટલે સ્ત્રી પુત્રાદિકના શરીરમાં પણ ગ્લાનિ થાય છે, અને તેથી બધાં સાથે સંસર્ગ રહિત થવાય છે.

શૌચનું આ મહત્ ફળ છે, શરીરમાં જુગુપ્સા આદિ વૈરાગ્ય જિજ્ઞાસુને

રહે છે, તો જ્ઞાનીને તો શું કહેવું ? માટે આ શૌચાદિક જ્ઞાનીને માટે શાસ્ત્રમાં વિધાન કરેલ નથી. વાસ્તેજ શ્રી ભગવાન્ કહે છે તેમ લીલામાત્ર કરવાં હોય તો ભલે કરે.

આવી રીતે પ્રમાણ આપીને આત્મપુરાણની કથા ચલાવતાં ગુરુશ્રી કહેવા લાગ્યા કે, "અંતરમાં પણ તેમને પુષ્પ, ચંદન, કે મિષ્ટાન્ન મળવાથી આનંદ નથી, કે માર અગર તિરસ્કાર કે બંધન અને ક્ષુધા પિપાસા આદિ પીડાથી તેમને ખેદ નથી. દેહમાંથી મમત્વ છોડયું છે એટલે દુષ્ટ કે ભક્તનો ભેદ અનુભવતા નથી. તેઓને કંઈ પણ દૃષ્ટિ કહેવાય તો તે સર્વત્ર સમાન વૃત્તિની છે. દુઃખમાં મરણનો પણ તેમને ભય નથી. આવા સંવર્ત આદિક મહાત્માઓ પૂર્વે થઈ ગયેલા છે, અને આજ પણ જો મનુષ્ય યત્ન કરે અને જ્ઞાનનું મુખ્ય સાધન ભક્તિવૈરાગ્ય સંપાદન કરે, તો યોગ્ય વખતે મુક્તિ મેળવે, એમાં કંઈ સંશય નથી; અને પરિણામે વિદ્વત્ સંન્યાસની અવસ્થાએ પહોંચાય. એવા સંન્યાસીને અનાશ્રમી પણ કહે છે."



## ૭૯. બે જૈન સાધુનો પ્રસંગ



પછી તે દિવસે સાંજે હું, હીરાલાલભાઈ વગેરે ગુરુશ્રી પાસે બેઠા હતા, તે વખતે બે જૈન સાધુ આવ્યા, એમની સાથે વેપારી વર્ગના બે પુરુષો પણ હતા. ગુરુશ્રીએ તેઓને આદરસત્કાર કરી બેસાડયા. તેમાંના એક વૃદ્ધ હતા અને એક નાની ઉમ્મરના હતા. વૃદ્ધ મહારાજને વેદાંતનો પણ સંસ્કાર હતો. મને લાગ્યું કે વૃદ્ધ સાથે ગુરુશ્રીને પ્રથમથીજ પીછાન હતી. ગુરુશ્રી કહેવા લાગ્યા કે, "મારે આવવું જોઈએ, છતાં આપ પ્રથમ પણ પધાર્યા હતા અને આજ પણ તકલીફ લઈ પધાર્યા તે ઉપકાર થયો." મહારાજે કહ્યું કે, "આપની તબિયત નરમ છે, તેથી અમારે આવવું જોઈએ; તે અમારો ધર્મ છે. મને પાંચ સાત દિવસ અગાઉ રૂપશાએ કહ્યું હતું કે આપની તબિયત જેવી ને તેવી છે, સુધરી નથી; તેથી મારા મનમાં બહુ આકર્ષણ થતું, પણ મને સહેજ તાવ આવી જવાથી હું આવી શકયો નહોતો." પછી તબિયતની ખબર પૂછી કહ્યું કે, "આગળ કરતાં આપની તબિયત વધારે ખરાબ દેખાય છે, સુધરી જણાતી નથી." ગુરુશ્રીએ કહ્યું કે, "शीर्यते इति शरीरम् । શરીર દિન પ્રતિદિન ક્ષય હોનારૂં છે, તેમાં સારૂં શી રીતે હોઈ શકે ?" ગુરુશ્રીએ વળી નાના સાધુને બતાવી તેઓને પૂછયું કે, "આ આપના શિષ્ય છે ?" મહારાજે કહ્યું કે, "પહેલાં મેં એક બે શિષ્ય કર્યાં હતા, પરંતુ તે અનધિકારી જણાતાં

પછીથી હું કોઈને શિષ્ય કરતો નથી; કેમકે આજકાલ કોઈ વૈરાગ્યવાન્ જોવામાં આવતા નથી, જેથી તેનો વૈરાગ્ય અંત સુધી નભતો નથી. પ્રથમ સારા સારા લોકો શ્રીમંતાઈ છોડીને ત્યાગ લેતા હતા, તેનો ત્યાગ દિનપ્રતિદિન વધતો જતો, પરંતુ આજકાલ એમ નહિ હોવાથી લીધેલો ત્યાગ ટકી શકતો નથી. મોટાઈમાં અને બીજાને ઉપદેશ કરવામાં લાગી જાય છે અને પોતાનું કર્તવ્ય ભૂલી જાય છે."

સાથે આવેલા ઝવેરીએ હાસ્યમાં કહ્યું કે, "મહારાજશ્રીનું તો સવ ઉલટું છે; કેમકે બીજા સાધુઓ શિષ્ય કરવાને માટે બીજાને બોલાવે છે, ત્યારે આ મહારાજશ્રી તો શિષ્ય થવા આવે તેઓને ના કહે છે.' એટલે મહારાજશ્રીએ હાસ્યમાં કહ્યું કે, "હું શિષ્ય કરવાની ના પાડતો નથી. જો તમેજ દિક્ષા લેતા હો તો હું દિક્ષા દેવાને તૈયાર છું, કારણ કે તમે સર્વ પ્રકારની સંપત્તિવાળા હોવાથી કોઈ પ્રકારના પદાર્થમાં લલચાઈ જશો નહિ. ગમે તે મારી પાસે આવે તેને હું ત્યાગ શી રીતે દઉં? તમારો પોતાનોજ મહેતો હોય તેમાં કેટલી યોગ્યતા હોય? એવો મારી પાસે આવે તો તેને શી રીતે દઉં?" પછી તેઓએ પ્રમાણ આપી કહ્યું કે, "મહાવીર સ્વામીએ કહ્યું છે કે, 'કુલીન ઘરનો હોય તેને ત્યાગ દેવો, બીજાને નહિ;' કેમકે એવા લોકો સર્વ પ્રકારનો અનુભવ કરીને છોડવાથી કોઈ બાબતમાં લલચાતા નથી." ગુરુશ્રી કહેવા લાગ્યા કે, "બીજા શાસ્ત્રમાં પણ લખ્યું છે કે—शिष्यः कुलीनः शुद्धात्मा।

અર્થાત્ કુલીન હોય તેને શિષ્ય કરવો. કુલીન હોય છે તે સર્વ પ્રકારના પદાર્થમાં રહીને નીકળે છે, તેથી તે પદાર્થમાં કે મોટાઈમાં લપટાતો નથી.

છતાં કોઈક ગરીબમાંથી પણ એવા નીકળે છે, કે જે પૂર્ણ ત્યાગી હોય છે. ગીતામાં કહ્યું છે કે—

शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ।
अथवा योगिनामेव कुले भवति धीमताम् ॥

અર્થ—યોગભ્રષ્ટ પુરુષ પવિત્ર કે શ્રીમંત માણસને ઘેર આવતાર લે છે, અથવા તો બુદ્ધિમાન્ યોગીનાજ કુળમાં અવતરે છે.

જેમ જનક, રામ, કૃષ્ણાદિક શ્રીમંતોને ઘેર જન્મેલા હતા; અને શુકદેવ, જડભરત વગેરે યોગી પુરુષને ઘેર અવતર્યા હતા. પછી મહારાજે મારા તરફ જોઈને પૂછયું કે, "આ કયાંથી આવ્યા છે?" ગુરુશ્રીએ કહ્યું કે, "તેઓના પૂર્વાશ્રમમાં હું બેલગામમાં હતો ત્યારથી તેઓ મારા સમાગમમાં આવેલા હતા, અને તેઓએ સંન્યાસ લેવાનું કહેતાં, બાલ્યાવસ્થામાં સંન્યાસ નીભે કે ન નીભે વગેરે

સંબંધે કેટલુંક સમજાવ્યા, તોપણ સંન્યાસ લીધો; અને મારી તબિયત નરમ સાંભળીને અમદાવાદથી આવ્યા છે.”

વળી પ્રસંગ નીકળતાં ગુરુશ્રીએ કહ્યું કે, “જૈન સિદ્ધાંત અને વેદાંતમાં બહુ ફેર નથી. સાધનો પણ સરખાંજ છે. કેટલીક પ્રક્રિયાની અંદર શબ્દ વગેરેની ભિન્નતા છે. એ ફેર જોવામાં આવે છે.”

આ રીતે થોડો વખત ચર્ચા ચાલ્યા બાદ મહારાજે કહ્યું કે, “અમે જઇએ છીએ અને વળી ફરીથી આવીશું.” ગુરુશ્રીએ કહ્યું કે, “આપ પરિશ્રમ લેશો નહિ. આપણે તો જ્ઞાનદૃષ્ટિથી સદા સ્વરૂપથી મળ્યાજ છીએ.” એમ કહ્યા બાદ મહારાજ વગેરે વિદાય થયા.



## ૮૦. ગુરુશ્રીનો વૈરાગ્ય.



ત્યાગી થઇ દૂર રેહેવાની ગુરુશ્રીને ઇચ્છા હતી. દરજીને બોલાવી કફની તથા ટોપી પણ શીવડાવી લીધાં. પછી એક દિવસ હજામત કરાવતી વખતે મૂછ મુંડાવી નાખી, અને બીજે દિવસે પેન્શનને સારૂ અરજી પણ લખી મોકલી. અરજી મોકલ્યા બાદ બે દિવસ પછી પોતે મને કહેવા લાગ્યા કે, “અહિંઆં ઘણા લોકો આવે છે અને વિક્ષેપ કરાવે છે, માટે અમુક ઠેકાણું જે સમુદ્ર કિનારે છે, ત્યાં તમે જોઈ આવો એટલે આપણે જઈએ. (તે ઠેકાણાનું નામ હાલ મને યાદ નથી.) તે સ્થળે આપણે ગૂપચૂપ જઈએ.” એમ કહેતાં મેં કહ્યું કે, “એમાં તો ઉલટી પંચાત પડશે, માટે જવું હોય તો કહીને જઈએ તો ઠીક.” પોતે ઉત્તર દીધો કે, “કહેવા જઇશું, તો ત્યાં આવીને પણ સર્વે કાયર કરશે.” મેં કહ્યું, “ગૂપચૂપ જઈશું તો બુમાટો વધારે થશે અને શોધ પણ વધારે કરશે.” પોતે કાંઈ બોલ્યા નહિ. ભીમભાઈ તેમના સ્નેહી હતા, તેથી ગુરુશ્રીનો મંદવાડ સાંભળી અમદાવાદથી સાત દિવસની રજા લઈ સુરત આવ્યા હતા. ભીમભાઈ બોલ્યા કે, “તમે તો પેન્શનની અરજી મોકલી દીધી. હું પણ બંદોબસ્ત કરી આવ્યો છું.” ગુરુશ્રી વિનોદમાં બોલ્યા, “બીજા એક વર્ષને માટે એક્સટેન્શન સારૂ ?” એ સાંભળી નાનુભાઇ સૌ હસવા લાગ્યા. ગુરુશ્રીનો વિચાર સુરત છોડી તીર્થની જગાએ જવાનો હતો, પણ ધનતેરસને દિવસે બીજે બંગલે લાઇન્સમાં જવાનો ભીમભાઈ વગેરે મંડળીના કહેવાથી વિચાર થયો. તે વખતે હું આસન વગેરે સાથે લઈ જવાની તૈયારી કરવા લાગ્યો, ત્યારે પોતે કહ્યું કે, “આ શું લીધું ? ફેંકી દો. તમારૂં કમંડલ લઈ લો.” તે બંગલે ગયા પછી સર્વેને જવાની રજા આપી, અને પછી પોતે થોડો વખત બહાર બેઠા. બીજે દિવસે પ્રાતઃકાળમાં પાંચ વાગે ઊઠી પોતે કહ્યું કે, “સ્વામીજી ચલો ચલો,

નદી પર જઈએ." કફની તથા ટોપી શીવડાવ્યાં હતાં તે પહેરી લીધાં. અમે તાપી કિનારે શ્રીરામનાથ ઘેલાના શિવાલયમાં ગયા. ત્યાં બેઠા અને હું શૌચ સારૂ ગયો, એટલામાં ત્યાં મંદિરનાં માણસો એમને સાધુ જાણીને પૂછવા લાગ્યાં કે, "મહારાજ, આપ કયાંથી આવ્યા છો?" ગુરુશ્રીએ કહ્યું, "ફરતા ફરતા આવ્યા છીએ." તે માણસો મને પૂછવા લાગ્યા, "આ મહારાજ આપના ગુરુ છે?" મેં કહ્યું, "હા." ગુરુશ્રીએ કહ્યું, "મને આ લોક સાધુ સમજી પૂછતા હતા કે, મહારાજ, તમે કયાંથી આવો છો?" પછી સ્નાન કરવા પોતે તાપીમાં ઉતર્યા. यदहरेव विरजेत् तदहरेव प्रव्रजेत् વગેરે વેદમંત્રનો ઉચ્ચાર કરતાં સ્નાન કર્યું. પછી મંદિરમાં આવી બેઠા અને પાઠ કરવા લાગ્યા. બાદ હું સ્નાન કરી આવ્યો. પછી ત્યાંના બ્રાહ્મણોમાં મુખ્ય પુરુષને બોલાવી ગામના સર્વ બ્રાહ્મણો અને ગરીબોને માટે ભોજન કરવાનું અને "સરસવાળાના" બંગલામાં આવી પૈસા લઈ જવાનું કહ્યું.

માંદું શરીર તેથી ગુરુશ્રીને થાક લાગેલો, અને બંગલો આશરે દોઢ માઇલ દૂર થાય, તેથી તેમણે 'ગાડી મળશે?' એમ પૂછયું. લોકોએ તેમને ભાગી તૂટી દમણી આણી આપી. તેમાં બેસી અમે બંગલે આવતા હતા, એવામાં રસ્તામાં ચંદુભાઇ વગેરે, ગાડી સડક ઉપર રાખી આડે રસ્તે અમને શોધવા નીકળેલા અમને આવી મળ્યા, તેમને જોઈ ને ગુરૂશ્રી બોલ્યા, "આ લોક અહિં પણ આવ્યા છે.' પછી હું ગાડીમાંથી ઉતરી ગયો અને અમે સૌ સડક ઉપર આવ્યા. ત્યાં ગુરુશ્રીએ ગાડીમાં બેસતી વખતે ચંદુભાઇને અંગ્રેજીમાં કહ્યું કે, "દમણીવાળાને ચાર આના આપો.'' તેણે પૈસા લીધા નહિ, અને ગામડામાં જઇને કહેવા લાગ્યો કે તે મહારાજ તો અંગ્રેજી બોલતા હતા. પછી બંગલે ગયા. ત્યાં ભીમભાઈ વગેરે આવી બેઠા હતા, તેમણે ગુરૂશ્રીને સાધુ વેષમાં જોઈ મને કહ્યું, "કેમ સ્વામીજી તમારા જેવા બનાવી દીધા?" રામનાથ ઘેલાના દેવાલયમાં બેસતા વરસને દિવસે સર્વે જમ્યા. તે સમયે ભીમભાઈ વગેરે સર્વ ત્યાં આવ્યા હતા અને થોડો થોડો પ્રસાદ પણ લીધો હતો.

એ વખતે સુરતમાં એવી વાત ચાલતી હતી કે લલ્લુભાઈ સાહેબે સંન્યાસ દિક્ષા લીધી છે, અને તે બાબત દાક્તર રામલાલને કોઇના તરફથી પૂછવામાં આવતાં, તેમણે કહેલું જે, "લલ્લુભાઇ સાહેબે હાલ મૂછ ઉતરાવી નાખી છે અને ચાલુ વસ્ત્રોને બદલે શરીર પર ધોતીઉં વીંટી રાખે છે, અથવા કોઈ કોઈ વખત સફેદ ઝભ્ભો ધારણ કરે છે, એટલો ફેરફાર મારા જોવામાં આવે છે." આ હકીકત તેમણે ગુરુશ્રીને કહેતાં તેઓ હસવા લાગ્યા.

# ૮૧. મિત્રમંડળ સાથે ધર્મચર્ચા.

એક દિવસ સાંજે ગુરુશ્રી બગીચામાં બેઠા હતા, ત્યારે ખંડેરાવ તથા ભીમભાઈ સાથે આવ્યા. વાત ચાલતાં ખંડેરાવે પૂછયું, "હું જો વેદાંતનો અભ્યાસ કરૂં તો મને આવડશે ?" ગુરુશ્રીએ કહ્યું, "આપની બુદ્ધિ દયારામભાઈ જેવી છે; આપને વેદાંત આવડતાં શું વાર લાગશે ? પરંતુ અભ્યાસ કરી અનુભવમાં લાવવું એ જુદી વાત છે, અને અનુભવ માટે શાસ્ત્રો ભણવાની જરૂર નથી." પછી ખંડેરાવે કહ્યું, "અહિંઆંથી તમે ડુમસ મારે બંગલે ચાલો; તે જગ્યા તમારે લાયક છે. અમે તો થોડા દિવસમાં તે જગ્યાથી કંટાળી ગયા છીએ, પણ તમોને એકાંત સ્થળમાં ઠીક પડશે." ગુરૂશ્રીએ ઉત્તર આપ્યો, "આ બંગલામાં હમણાજ આવ્યા છીએ, માટે પછી જોઈ લઈશું" પછી પ્રસંગ નીકળતાં ગુરુશ્રી ભીમભાઈને કહેવા લાગ્યા કે, "મહાત્માઓનો સમાગમ કરતા રહેવું." ભીમભાઈએ કહ્યું, "મને કોઇના ઉપર આસ્થા નથી; હું પેન્શન લીધા પછી તમારો સમાગમ કરીશ." ત્યારે ગુરુશ્રી બોલ્યાઃ—

रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातं भास्वानुदेष्यति हसिष्यति पङ्कजश्रीः ।
इत्थं विचिन्तयति कोशगते द्विरेफे हा मूलतः कमलिनीं गज उज्जहार ॥

**અર્થ**:—રજની વીતી જશે, સુંદર સવાર થશે; સૂર્ય ઉદય પામશે અને કમળોનું સૌંદર્ય ખીલશે: એમ કોશમા ગયેલો ( પુરાયેલો ) ભ્રમર ચિંતન કરે છે, એટલામાં ખેદની વાત છે કે હાથીએ મૂળમાથીજ કમલિનીને ઉખેડી નાખી.

આ ઉદાહરણ આપી ગુરુશ્રી બોલ્યા કે, "પેન્શન લઇને કરશું, આગળ ફલાણું કામ આટોપીને કરશું, એના વિચારમાં ને વિચારમાં કાળ આવી પહોંચે છે. આ સાંભળી સર્વ હસવા લાગ્યા. ( બન્યું પણ એમજ, કેમકે આ વાત પછી ગુરુશ્રીનું શરીર વીશ બાવીશ દિવસ પછી છૂટી ગયું. ખંડેરાવનું શરીર પણ ત્યાર પછી છ મહિના પછી પડી ગયું અને ભીમભાઈ પણ આશરે નવ મહિના પછી ગુજરી ગયા )

બીજે દિવસે ભીમભાઇ આવ્યા અને ગુરૂશ્રી સાથે થોડી વાતચીત કર્યા પછી તેમને કહ્યું કે, "મારી રજા પૂરી થઈ હોવાથી હું આજે અમદાવાદ જાઉં છું. થોડા દિવસ પછી હું લાંબી રજા લઇને અહિં આવીશ. પછી હું પણ યાત્રાનાં સ્થળોમાં આપની સાથે આવીશ. મારો પણ આપની સાથે થોડા દિ-

વસ રહેવાનો વિચાર છે." પછી ભીમભાઇએ મને કહ્યું, "સ્વામીજી, આપ હવે આમને છોડીને જતા નહિ. આપણે બધા ડાકોર, શ્રીનાથજી, ઉજ્જન વગેરે પવિત્ર સ્થાનોમાં જઈશું." આ પ્રમાણે કહીને ભીમભાઈ રાતની ગાડીમાં અમદાવાદ ચાલ્યા ગયા. ત્યારબાદ એક દિવસ એક પારસી ગૃહસ્થે આવી ગુરુશ્રીને કહ્યું કે, "અહિં એક વાણીઆ ગૃહસ્થ રહે છે, તેમણે મને દવા સૂંઘાડેલી તેથી મારો કમળો ગયો; બધી પિળાશ નાકદ્વારા પાણી થઈ બાર કલાકમાં નીકળી ગઈ, આપ કહો તો તેમને તેડી લાવું." ગુરૂશ્રીએ હા કહી. પછી તે ગૃહસ્થે આવી સવારે સાત વાગ્યે દવા સૂંઘાડી. સાંજના સાત વાગ્યા સુધી હું એકલો પાસે હતો. આખો દિવસ બહુજ પાણી નીકળ્યુ અને હેરાન હેરાન થઈ ગયા. આથી ગુરૂશ્રીને બહુ અશક્તિ થઈ અને પછી હરવા ફરવાનું બંધ થઇ ગયુ.

બીજે દિવસે દીનશા ડાકતર બેઠા હતા, તે વખતે ગુરુશ્રી કહેવા લાગ્યા કે, "મને દુનિયાના કોઈ પણ પદાર્થ પર ભાવ નથી અને કોઈ પ્રકારની વાસના નથી. શરીર હવે છૂટી જાય તો પણ મને આનંદજ છે."

---

## ૮૨. ભારે મંદવાડ.

એક દિવસ સાંજે ગુરુશ્રીના હાથ પગ ઠંડા થવા લાગ્યા, તેથી અમે સર્વે ગભરાઈ ગયાં અને ડાકટરને બોલાવ્યા. ડાકટર દીનશા અને ડાકટર રામલાલ બંને આવ્યા ને જોઈ પાછા ગયા. પછી એમને રાતના તાવ ભરાયો. સવારે પાછા બંને ડાકટર આવ્યા. દીનશા ડાકટરે ખાવા સારૂ ગોળી આપી, ત્યારે પોતે કહેવા લાગ્યા, "ડાકટર આપ પણ આમ કરો છો ? અમે તો પ્રારબ્ધવાદી છીએ. દવા ખાવાથી શું અમારૂ પ્રારબ્ધ બદલાઈ જશે ? જો દવાથી લોકો બચતા હોત તો પછી દુનિયામાં કોઈ મરતજ શું કરવા ?" દીનશા ડાકટરે ઉત્તર આપ્યો, "આપને તો એ નિશ્ચય છે, પણ અમને એમાં આસ્થા નથી, માટે અમને રાજી રાખવાને આપે દવા લેવી જોઈએ." એમ કહી ગોળી અવરાવી દીધી. પછી બાકીની દવા મને આપી ગયા. તે તો કાંઈ એમણે ખાધી નહિ, અને ઉલટા મને કહેવા લાગ્યા કે, "તમે પણ એ ડાકટરની વાતો શું સાંભળો છો ?" કોઈ કોઈ વખત રામલાલ ડાકટર એકલા પણ આવતા અને માતાજીના મનમાં ક્લેશ થતો તેમનું ઘણી રીતે શાન્ત્વન કરતા; કેમકે ગુરુશ્રી નાનપણમાં માસ્તર હતા ત્યારે નિશાળમાં તેઓ તેમના વિદ્યાર્થી હતા અને પછી પણ પૂજ્યબુદ્ધિ રાખતા. ( ડાકટર રામલાલ સાથે ડાકટર શીવનાથભાઈ, ઘેલાભાઈ, રામચંદ્રભાઈ, મોતીશંકરભાઈ વગેરે

બાળપણમાં ગુરુશ્રી પાસે નિશાળમાં ભણતા હતા.) દિવસે દિવસે બિમારી વધી ગઈ, અને મુંબઇથી છોટુભાઈ તથા નગીનદાસ ગુરુશ્રીને તેડવા માટે આવ્યા; કેમકે મેં તેમને ઠાકોરભાઈ મારફત ખબર આપી તેડાવ્યા હતા. તેઓ સવારમાં આવ્યા, ત્યારે મેં નગીનદાસને ગુરુશ્રીના મંદવાડ સંબંધી પૂછયું. તેમણે આશા મૂકી હોય એમ જણાયું. તે માટે સ્વાભાવિક રીતે મને ખોટું લાગવાથી આંખમાં આંસું આવ્યાં અને થોડો વખત મારૂં ચિત્ત અસ્વસ્થ રહ્યું. દરમ્યાન મને ગુરુશ્રીએ કંઈ કામે બોલાવ્યો, પણ મને અકળામણ થયેલ, તેથી મેં તેમની પાસે જતાં વાર લગાડી. તેવામાં કોઈના કહેવાથી ગુરુશ્રીને મને થયેલી અકળામણની ખબર પડી. થોડી વારે હું તેમની પાસે ગયો, ત્યારે ગુરુશ્રી બોલ્યા કે, "શું હું મરી જઈશ એમ તમે માનો છો અને રડો છો? મારા સ્વરુપમાં તો ત્રણે કાળમાં મરણ નથી. હજુ તમે મારામાં શરીરદૃષ્ટિ રાખો છોઃ સ્વરુપદૃષ્ટિ કરતા નથી."

આ વાત કરી ગુરુશ્રીએ મને પૂછયું, "મુંબઈ આવશો?" મેં કહ્યુ, "આપની આ સ્થિતિ છે ત્યાં સુધી છૂટો કેમ રહી શકું?" ત્યાર પછી એક બે કલાકે હું ગુરુશ્રીની પાસે બેઠો હતો તેવામાં મારા તરફ જોઈને પૂછયું કે, "સ્વામી, આપ મેરેસેં કંટાલ ગયે નહિ?" મેં જવાબ આપ્યો કે, "આ જીંદગીમાં શું હું આપથી કંટાળી જઉં?" ગુરુશ્રી બોલ્યા કે, "મેં તમને ઘણી તકલીફ આપી છે."

## ૮૩. મુંબઈ જવું.

સુરતથી મુંબઈ જતી વખત પોતે કફની અને ટોપી પહેરી નીચે ઉતર્યા. નગીનદાસે આજીજીપૂર્વક કહ્યું, "આ સફેદ ટોપી પાતળી હોવાથી પવન લાગેશે, માટે તે ટોપી ઠીક નહિ." પછી કાળી મખમલની ટોપી પહેરી. ટ્રેનમાં પણ ઘણા આનંદમાં રહ્યા. હું પાસે ઘણો વખત બેસી રહ્યો, ત્યારે પોતે કહ્યું, "હવે સૂઇ જાઓ, શું કરવા ઉજાગરો કરો છો?" સવાર થતાં સુધી નગીનદાસને સૂતેલા જોઈ પોતે હસતાં હસતાં કહ્યું, "કેમ નગીનદાસ કસ્ટમ્સ હાઉસ આગળ ઊઠવું છે કે શું?" (નગીનદાસ કસ્ટમ્સ હાઉસમાં નોકરીએ હતા માટે મજાક કરી.) નગીનદાસ બોલ્યા, "હું તો જાગતો હતો" અને પૂછવા લાગ્યા, "આપની તબીઅત કેમ લાગે છે?" પોતે ઉત્તર આપ્યો, "હું ઘણા આનંદમાં છું. બંગલા કરતાં મને ગાડીમાં આનંદ લાગે છે, ફક્ત ઊંઘ નથી આવી એટલોજ વાંધો છે."

મુંબઈમાં પણ વૃત્તિ ઘણી શાંત અને આનંદમય રહેતી હતી. ઘણા લોકો ગુરુશ્રીને જોવા આવતા, તેમાંના કેટલાક તો દરવાજામાંથી પાછા ફરતા; કોઈ કોઈ અંદર એમની પાસે જતું તો તેના પર દૃષ્ટિ નાખતા અને જેઓ ઘણી વાર બેસે તેને હાથના ઇસારાથી જવાનું કહેતા. કોઈ સત્સંગી આવી જાય તો તેની સાથે ટુંકામાં વેદાંતચર્ચા ચલાવતા, પણ બીજા કોઈની સાથે જરા પણ વહેવારની વાત કાઢતા નહિ. કોઈના પર પ્રીતિનો અંશ પણ ન હતો. બિમાર પડયા પછી કોઈ દિવસ કુટુંબીઓમાંથી કોઈનું નામ પણ લીધું ન હતું. શરીરમાં પીડા વધતી ગઈ, ત્યારે પોતે આનંદથી કહેવા લાગ્યા, "કેમ સ્વામીજી, શરીરની શી વ્યવસ્થા છે ? જુઓ, આવું દુઃખરૂપ શરીર છે, તેમાં આપણેજ સુખબુદ્ધિ માનીએ છીએ. અનિત્ય શરીર છે, તેમાં નિત્યબુદ્ધિ રાખીએ છીએ. એનુંજ નામ અવિદ્યા." થોડી વાર પછી મેં કહ્યું કે, "જરા દૂધ પીશો ?" પોતે ઉત્તર આપ્યો, "તમે પણ શું વારંવાર દૂધ પીઓ, દૂધ પીઓ કરો છો ? મને હૃષિકેશ વગેરે સ્થળોમાં ગંગા કિનારે લઈ જાઓ. ત્યાં ગંગાનું પાણી પીશું અને મસ્ત થઈ પડયાં રહીશું." છોટુભાઇને બોલાવી કહ્યું, "ડાકતરને તમે સમજાવી દો કે મારો દવા ખાવાનો વિચાર નથી." પહેલાં પણ દવા લેતાજ નહતા. છોટુભાઇને કહેવા લાગ્યા, "શરીર તો જવાનું છે; તમે રાખવાને સારૂ પ્રયત્ન કરો છો, પણ શી રીતે રહેશે ?" તે દિવસથી શરીર બે ત્રણ રોજમાં પડવાનું છે એવી એમને ખાત્રી થઈ હોય એમ લાગ્યું; અને તેથીજ તેઓએ દૂધ, પાણી વગેરે સર્વેનો પરિત્યાગ કીધો. તેજ દિવસે રાતના આશરે એક બે વાગ્યે હું એમની પાસે બેઠો હતો, ત્યારે મેં એમને કહ્યું, "મને બહુ લાગી આવે છે." પોતે 'શું લાગે છે ? તમને શું લાગે છે ?' એમ બે વખત બોલ્યા. એટલામાં હું રડવા લાગ્યો અને મારાથી કાંઈ બોલી શકાયું નહિ. ત્યારે પોતે બોલ્યા, "નાશવંત શરીર ઉપર તમે આટલો બધો મોહ શું કરવા રાખો છો ? હમણાં નહિ તો એક દિવસ તો પડવાનુંજ છે. પોતે પોતાનો સ્વાર્થ સિદ્ધ કરી લેવો" આશરે પોણા કલાક પછી મેં કહ્યું, "થોડું દૂધ લેશો ?" પોતે ડોકું ધુણાવી ના કહી. હું દૂધ નજીક લાવ્યો અને કહેવા લાગ્યો, "વધારે નહિ, બે ત્રણ ચમચા લો." પોતે બોલ્યા, "ના માફ કરો, સ્વામીજી, સ્વામીજી, માફ કરો." પછી બીજે દિવસે ડાકતર વિજયરામ આવ્યા, તે વખતે પોતે બેઠા હતા, અને છોટુભાઈ વગેરે સર્વ પણ બેઠા હતા; ત્યારે પોતે બોલ્યા, "સ્વામીજી કયાં છે ?" તેમણે જવાબ આપ્યો કે, "આપની પાછળ બેઠા છે." ગુરુશ્રી બોલ્યા, "રાતના સ્વામીજી રડતા હતા." એ સાંભળી સઘળા મારા તરફ જોવા લાગ્યા.

નાથજી શુકલ (ગોધરાવાળા) પહેલે દિવસે આવ્યા, ત્યારે ગુરુશ્રીએ તેના

ગુરુશ્રીના દેહત્યાગથી મને અંતઃકરણમાં મારી અજ્ઞાનતાને લીધે ઘણો આઘાત થયો હતો; પરંતુ વિચાર કરતાં મને લાગ્યું કે ખેદ કરવો ન જોઈએ; કેમકે વાસ્તવિક રીતે તેઓશ્રી મૃત્યુ પામ્યા નથી. તેઓ તો જીવન્મુક્તજ હતા. દેહની સમાપ્તિ થતાંજ તેઓ વિદેહમુક્ત થઈ ગયા. મુક્તિકોપનિષદ્‌માં કહ્યું છે કે–

सरूपोऽसौ मनोनाशो जीवन्मुक्तस्य विद्यते।
अरूपस्तु मनोनाशो वैदेहीमुक्तिगो भवेत्॥

**અર્થ**:—જીવન્મુક્તનો આ મનોનાશ તે સરુપ નાશ છે, અને વિદેહ મુક્તિરુપ મનોનાશ તે અરુપ નાશ છે.

ચિત્તનો નાશ બે પ્રકારનો છેઃ સરુપ અને અરુપ. જીવન્મુક્તિમાં સરુપ નાશ છે અને વિદેહમુક્તિમાં અરુપ નાશ છે. જેમ અનાજને શેકી નાખવાથી તેની બીજશક્તિ નાશ થાય છે તે સરુપ નાશ છે; અને તેજ અનાજના ખાવાથી કે કોઈ પણ પ્રકારથી નાશ થાય છે તે અરુપ નાશ છે, અર્થાત કારણમાં લય થઇ જાય છે.

આ રીતે જ્ઞાની પુર્યષ્ટકનો પરિત્યાગ કરીને બ્રહ્મમાં એકતાને પામે છે. મુંડક ઉપનિષદ્‌માં કહ્યું છે કે—

यथा नद्यः स्यन्दमानाः समुद्रेऽस्तं गच्छन्ति नामरूपे विहाय।
तथा विद्वान्नामरूपाद्विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम्॥

**અર્થ**:—જેમ નદીઓ ચાલતી ચાલતી નામ તથા રુપને છોડીને સમુદ્ર વિષે અસ્ત પામે છે, તેમ વિદ્વાન નામ તથા રુપથી મુક્ત થઇને પરથી પર દિવ્ય પુરુષને પામે છે.

જેમ સૂર્ય કિરણદ્વારા સમુદ્રના જળનું આકર્ષણ કરે છે; તે જળ મેઘરુપ થઈ વૃષ્ટિદ્વારા પૃથ્વી ઉપર પડી ગંગાયમુનાદિક નદીરુપ થઇને ફરી સમુદ્રમાં જઈ એકતાને પામે છે; તેમ માયાનો સંબંધ કરીને જીવાત્મા પાછો સ્વરુપનું જ્ઞાન પામીને માયાથી પર મૂળ સ્વરુપ જે પરબ્રહ્મ, તેને પામે છે.

બૃહદારણ્યક શ્રુતિમાં પણ કહ્યું છે કે—

न तस्य प्राणा उत्क्रामन्ति ब्रह्मैव सन्ब्रह्माप्येति।

**અર્થ**—તે બ્રહ્મવેત્તાના પ્રાણો ઉત્ક્રમણ કરતા નથી. તે બ્રહ્મજ થઇને બ્રહ્મમાં લીન થાય છે.

ॐ सह नाववतु। सह नौ भुनक्तु। सह वीर्यं करवावहै।
तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै॥

ॐ शान्तिः शान्तिः शान्तिः॥